શ્રીમદ્ "ભાવમિશ્ર" પ્રણીત,

# ભાવપ્રકાશ-પૂર્વખંડ

( આયુર્વેદીય સુપ્રસિદ્ધ ચિકિત્સા ગ્રંથ )

દ્વિતીયાવૃત્તિ

## મૂળ શ્લોક સહિત શુદ્ધ ગુર્જર ભાષાંતર.

॥ शार्दूलविक्रीडित. ॥

भ्रान्ता वेदान्तिनः किं पठथ शठतयाद्यापि चाद्वैतविद्यां
पृथ्वीतत्त्वे लुठन्तो विमृशथ सततं कर्कशास्तार्किकाः किम् ।
वेदैर्नानागमैः किं ग्लपयथ हृदयं श्रोत्रियाः श्रोत्रशूलै-
र्वैद्यं सर्वानवद्यं विचिनुत शरणं प्राणसंप्रीणनाय ॥

પુષ્કળ સુધારા તથા વધારા સહિત

પ્રસિદ્ધ કરનાર,

## જયરામ રઘુનાથ

प्रमुख—"मुंबई, वैद्यक ज्ञान प्रसारक सभा."

પ્રત ૧,૦૦૦

મુંબઈ,

"નિર્ણયસાગર" મુદ્રાયન્ત્રમાં મુદ્રાંકીત.

સંવત્ ૧૯૫૨ સને ૧૮૯૬

# PREFACE.

The previous edition of this well known Aryan Medical work having been rapidly exhausted, the Author here presents the Second, which he has deligently revised, every line having been carefully read, and new matter calculated to enhance its value and utility introduced on nearly every page. The general arrangements of the volume are, however, unchanged, the new matter, with the above exceptions, being introduced chiefly by condensing portions which admitted of that process. In short, all the light which the most recent researches have thrown on medicine and surgery has been as far as possible introduced into the various sections. It is therefore hoped that the volume will meet with the favourable reception accorded to the former edition.

From the above it will be obvious how great an advantage the volume presents as compared with most other medical publications. The principles and practice here advocated are not drawn from an isolated school, but from the writings and experience of the greatest Ayurvedic sage Bhav Misra.

Objections are often raised to medical works like the present, on the ground that they encourage amateur practitioners, and are therefore dangerous, and interfere with the legitimate pursuits of the medical profession. These objections are entirely groundless. In nearly every family, domestic drugs e. g. Bal Harde, Sonamookh[illegible] tiritta and Castor Oil &c., are employed, and our object in the production of this book is to *reform* domestic treatment, by substituting remedies and suggesting measures which, while generally harmless for evil, are powerful for good. It is useless to attempt to suppress amateur doctoring; on the contrary, we sincerely hope that such practitioners may find much to help them in the following pages. Simple and uncomplicated cases e. g.—Cold, Fever, Dyspepsia, etc., may often be arrested at their outset; but

which, if neglected, may form the nucleus of serious or even fatal disorders

A fact which specially justifies the preparation of this work is the necessity for meeting, as far as possible, the requirements of persons residing in localities where professional treatment is inaccessible An extensive correspondence, and frequent interviews with persons who have come from various parts of Gujrat, Kathiawar and Bombay Presidency convince the author of the importance of making some provision for patients who are placed in the circumstances referred to

The book is not intended for domestic use only the author has equally endeavoured to meet the requirements of medical men not knowing the Sanskrit Language and for those allopathic doctors wishing to take advantage of the well known Aryan Medical science The author has great confidence in the treatment of the work, and that confidence has been deepened by the rapidity with which the last edition has been exhausted

In conclusion, this work throughout is eminently practical and the Author has steadily kept in view the important fact that persons consult books, just as they do doctors, in the hope of being cured, and that the best book is that which teaches how the desired cure may be effected

Every intelligent and deligent reader may contribute his mite towards a fuller and more definite knowledge of the remedies herein prescribed by giving the results of his experience in their use or by provings upon himself or others The large amount of good, both in prevention and cure anticipated from previous edition of this Work is even more confidently hoped for from his

AUTHOR.

# ઉપોદ્ઘાત.

દેહધારીને આયુર્વેદનું વિજ્ઞાન ન હોય એના જેવું શોચવા જેવું બીજું કંઈ નથી.
ઘણા મનુષ્યોનું મત એવું છે કે જેને વૈદ્ય થવું હોય તેણેજ વૈદ્યશાસ્ત્રના ગ્રંથો વાંચવા;
બીજાએ એવા ગ્રંથો વાંચવામાં કાલ વ્યતીત કરવો યોગ્ય નથી; બીજા લોકોએ તો જ્યારે
શરીરને કાંઈ દુઃખ થાય ત્યારે જેમણે વૈદ્યવિદ્યાનો અભ્યાસ કર્યો હોય તેમની સલાહ
લેવી. કેમકે દરેક માણસ સંપૂર્ણ વૈદ્યવિદ્યાનું જ્ઞાન મેળવી શકતો નથી; અને અપૂર્ણ
જ્ઞાન મેળવીને ઘણાક માણસો ઉલટા વિશેષ દુઃખમાં પડવાનો સંભવ છે. આ અને
એવી બીજી ઘણીક દલાલો આ બાબતમાં બતાવી શકાય, પણ ખરૂં જોતાં તેમાં કાંઈ
તત્વ રહેલું નથી. વૈદ્યવિદ્યાનાં પુસ્તકો ભણીને વૈદ્ય થવું એ જુદી વાત છે અને તે પુ-
સ્તકો વાંચીને દરેક માણસને નિત્યના ખપપુરતી માહિતી મેળવવી એ જુદી વાત છે.
શરીરને તંદુરસ્તી રાખવાના નિયમો જેવા વૈદ્યવિદ્યાના ગ્રંથોમાંથી મળી શકે છે તેવા
બીજે ક્વચિતજ મળતા હશે. ખરૂં પૂછો તો આયુર્વેદના ગ્રંથોમાંનો ઘણોક ભાગ અ-
મને તો એવો માલમ પડયો છે કે જે સામાન્ય નીતિનોજ જાણે ઉપદેશ કરતો હોય.
આ વાત અમે થોડાંક ઉદાહરણથી સ્પષ્ટ કરીશું:—

**માધવ કહેછે કે—**

ભારે, સ્નિગ્ધ, રૂક્ષ, ઉષ્ણ, દ્રવ, ઠંડુ, વિગેરે ખાવાથી અતિસાર થાયછે. અતિ-
ભોજનથી, ભયથી, શોકથી, મદ્યપાનથી, પાણીમાં અતિશય રમવાથી, વગેરે કારણોથી
**અતિસાર** થાયછે.

જે માણસ નિયમિત ખાતો નથી, ઝાડા પિશાબ વગેરેના વેગને રોકે છે, અને
એવાજ બીજા અપચાર કરેછે તેને **વાતગ્રહણી** નામે રોગ થાયછે.

જે માણસ ખાઈને તરતજ સુઈ જાયછે, તેનો જઠરાગ્નિમંદ પડી જાયછે.

જે માણસ ઘણાં તીખાં તમતમાં ખાયછે, મદ્યમૈથુનનુ અતિશય સેવન કરેછે,
શોક કરેછે, ક્રોધ કરેછે, દિવસે ઉંઘેછે, કસરત કરતો નથી, પથારીમાં પડી રહેવાનું સુખ
ભોગવેછે, પૂર્વદિશાનો વાયુ વગેરે સેવેછે, તેને **અર્શ**નો રોગ ઉત્પન્ન થાયછે.

જે માણસ ઘણું પાણી પીએછે, અનિયમિત પણે ખાખા કરેછે, ઝાડા વગેરેના
વેગને રોકેછે, અનિયમિત ઉંઘેછે, તેને **અજીર્ણ**નો વ્યાધિ થાયછે.

અને એજ પ્રમાણે પ્રત્યેક રોગ થવાના હેતુઓ કહેવા બેશીએ તો મોટો ગ્રંથ
થાય. પણ આ બે ચાર નમુના પરથી વાંચનાર જોશે કે રોગ ન થવા દેવાને સાવચેતી
આપનારૂં જ્ઞાન વૈદ્યવિદ્યાના ગ્રંથો ઉપરથીજ મળેછે. વૈદ્યશાસ્ત્રથી કેવળ અજ્ઞાન રહીને
રોગ થવા દેવો તથા પછી તે મટાડવાને વૈદ્યનું ઘર ખોળવું, તેના કરતાં પ્રથમથીજ તે

શાસ્ત્રમાં બતાવેલા તનદુરસ્તીના નિયમો જાણીને રોગને ન થવા દેવો એજ અમારે મતે તો શ્રેયસ્કર લાગેછે. **વિસૂચિ** રોગનું નિદાન લખતાં માધવ કહેછે કે–

" न तां परिमितहारा लभंते विदितागमाः ।
मूढा स्तामजितात्मानो लभंतेशनलोलुपाः ॥ "

અર્થ"–જેઓ નિયમિત આહાર કરનારા અને વૈદ્યવિદ્યાનાં શાસ્ત્રોને જાણનારા હોયછે તેઓ એ રોગના સપાટામાં સપડાતા નથી; પણ જેઓ પોતાના મનને કબજે રાખી શકતા નથી તથા ખાવાના લાલચુ છે, એવા મૂઢ પુરૂષોને એ રોગ થાયછે. મતલબ કે વૈદ્યવિદ્યાનું સામાન્ય જ્ઞાન તો સહુનેજ ઉપયોગી છે. વૈદ્યવિદ્યા સામાન્ય જનમંડળને પણ કેટલી જાણવા જેવી છે, એ વાતનું વિશેષ કથન કરવું હવે જવા દેઈ ટુંકામાં એટલુંજ કહીએ છીએ કે એ વાતની જેને શંકા હોય તેમણે **ચરક**-**સંહિતા** વાંચી જોવી એટલે તેમને જણાશે કે **આયુર્વેદના** ગ્રંથો કેવળ દવાદારૂ કરનારનેજ ઉપયોગના નથી, પણ આ લોકમાં સુખી જીંદગી ગુજારી પરલોક પ્રાપ્ત કરનારને પણ ઉપયોગી છે.

આ પ્રમાણે વૈદ્યવિદ્યાના ગ્રથો સહુ કોઇને જાણવા જેવા હોવાથી હરકોઇ માણસે તેના ગ્રંથો બીજા નીતિવિદ્યાના ગ્રથોની પેઠે વાંચવા જેવા છે. એ ગ્રંથો વાંચીને વગર સમજે તથા વગર અનુભવે એમાંના પ્રયોગ કરવાની ભલામણ અમે નથી કરતા પરંતુ તેમાંના નિયમો જાણીને તે પ્રમાણે વર્તી તન તથા મનને સારી હાલતમાં રાખવાની ભલામણ કરીએ છીએ, કે જે સહુ કોઇને ઉપયોગી છે.

આવી ઉપયોગી વૈદ્યવિદ્યાના ગ્રંથો જોવાપરથી આપણી સંપૂર્ણ પ્રતીતિ થાય કે એકવાર વૈદ્યવિદ્યા આપણા દેશમાં શિખરપર પહોંચી હતી હાલમાં તે વિદ્યા ભણવ ભણાવવાનો પરિપાઠ ઓછો થઈ ગયેલો હોવાથી તથા તેને જોઇતો આશ્રય ન હોવાથી એ વિદ્યા લુપ્તપ્રાય થઈ ગઈ છે. તથાપિ તેમના અમૂલ્ય ગ્રથો જળવાઈ રહે અને તેમાં રહસ્ય, મહુ કોઈ જાણી તેનો અભ્યાસ કરવાને ઉત્સુક થાય એ જરૂરનું છે. **વાગભટ્ટ** **ચરક** અને **સુશ્રુત** એ ત્રણ ગ્રંથો **આયુર્વેદના** બહુમાન્ય છે તથાપિ ભણનારાઓ સુગમતામાટે બીજા પણ **યોગરત્ન**, **સર્વસંગ્રહ**, **ટોડરાનંદ**, **ભાવપ્રકાશ** વગે ઉત્તમ ગ્રંથો તે તે ગ્રંથકારોએ કર્યા છે, અને તે સર્વે વૈદ્યકના રહસ્યના ઉત્તમ ખજાન જેવા છે. એ બધા ગ્રંથોમાં **ભાવપ્રકાશ** આજકાલ ઘણો પ્રચલિત છે. ઘણા વૈ એમાંનાં ઔષધો કરેછે અને ઘણાક વૈદ્યોને એ ઔષધો ફળદાયી માલમ પડ્યાં વિશેષમાં–**વાગ્ભટ્ટાદિ** ઘણીક સંહિતાઓમાંથી સાર ખેંચી આ ગ્રંથ **ભાવમિ**-પંડિતે **નિર્માણ** કર્યો છે, અને તેથી આ એકજ ગ્રંથના અભ્યાસથી **આયુર્વેદ** સંબં ઘણું સારૂં જ્ઞાન મળે એમ છે.

આયુર્વેદ સર્વ લોકોને સામાન્યતા ઉપયોગી છે એ વાતની ખાતરી થયા પછી વિદ્યાના જ્ઞાનનો લોકોમાં પ્રચાર કરવાને અમોએ ઘણાંક વર્ષથી પ્રયત્ન કરવા માંડ

હતો. અને કેટલાંક પુસ્તકો પણ બહાર પાડ્યાં હતાં. આ **ભાવપ્રકાશ** ગ્રંથનું પણ સંભાળથી જામનગર નિવાસી શાસ્ત્રી **કાલીદાસ ગોવિંદજી** પાસે ભાષાંતર કરાવીને અમે તેજ અરસામાં બહાર પાડ્યું હતું. એ ગ્રંથની **પેહેલી આવૃત્તિ** તમામ ખપી ગઈ છે જેથી આ **બીજી આવૃત્તિ** અમે બહાર પાડી છે. અને તેજ એના ઉપયોગીપણાની ખાતરી છે.

વૈદ્ય વિદ્યાનું સારૂં જ્ઞાન મેળવ્યા શિવાય જેઓ નાના નાના ગ્રંથો ભણીને વૈદકનો ધંધો કરવા માંડે છે, તેના કરતાં આ સંહિતા તેમને આશિર્વાદ રૂપ થઈ પડશે. ઘણાક સામાન્ય વૈદ્યો તો વૈદ્યશાસ્ત્રમાં શું રહસ્ય છે તે જાણતા પણ નથી હોતા, તેમને આ સંહિતા તે શાસ્ત્રનું સારૂં જ્ઞાન આપશે. **વાગ્ભટ્ટાદિ** ગ્રંથો સાધારણ માણસને સમજવા કઠણ પડે એવા છે પણ **ભાવમિશ્ર** પંડિતે તો ગ્રંથની એવી સહેલી રચના કરી છે કે તે લક્ષ્યપૂર્વક વાંચનાર હરકોઈ સમજી શકે.

**ભાવપ્રકાશમાં પ્રથમ આયુર્વેદની** ઉત્પત્તિ રહીને પછી તેના આચાર્યોની ઉત્પત્તિ પણ કહી છે. તથા તે પછી સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ વર્ણવ્યો છે, જેમાં માયા અને પરમાત્માનું વૈધર્મ્ય, પ્રકૃતિનાં નામ અને ગુણો, સત્વાદિ ગુણોનાં લક્ષણ, આદિક વર્ણન છે.

**બીજું ગર્ભ પ્રકરણ છે.** એમાં રજસ્વલા સ્ત્રીએ જે સાવચેતી રાખવી જોઇએ તે, પુત્ર કે પુત્રી જન્મવાનાં કારણ, સ્ત્રીસેવનના નિયમ, નપુંસકના પ્રકાર, વાતાદિ દોષનાં સ્વરૂપ, રસાદિ ધાતુઓનાં સ્વરૂપ, આહારાદિનીગતિ, મળની ઉત્પત્તિ, શરીરનાં અંગ ઉપાંગ અને સ્નાયુશિરા આદિકનાં વર્ણન, ગર્ભવતી સ્ત્રીનું કુચ્છ, સુવાવડીની માવજત, આદિક વિસ્તારથી કહ્યુ છે

**ત્રીજું પ્રકરણ** બાળકને ઉછેરવા સંબંધીની વિપુલ માહિતીનું છે.

**ચોથું પ્રકરણ** દેશાદિકના વર્ણનનું દિનચર્યા, રાત્રીચર્યા, અને ઋતુચર્યાસંબંધી છે. આ પ્રકરણ જાણીને માણસ નીરોગી રહી શકે છે.

**પાંચમાં પ્રકરણમાં** વ્યાધિના પ્રકાર, ઉપદ્રવોનાં લક્ષણો, ચિકિત્સાની પદ્ધતિ, વૈદ્યકનાં લક્ષણો, પરિચારકનાં લક્ષણો, હિતાહિત પદાર્થો તથા ઔષધિઓના રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવનું વર્ણન છે.

તે પછી હરડે વગેરે ઔષધિઓનાં નામ અને ગુણો વર્ગવાર વર્ણવ્યા છે. એ સઘળો ભાગ થઈ જતાં સુધીમાં લગભગ ૭૦૦ પાનાંનો ગ્રંથ થાયછે. આ ગ્રંથમાં બે અર્થવાલાં નામ, ત્રણ અર્થવાલાં નામ અને ઘણા અર્થવાલાં નામ, એ વિશેષ જોવા જેવું છે.

હવે ઔષધો કેમ બનાવવાં તે તથા તેના માપનું પ્રકરણ છે. ધાતુ તથા ઉપધાતુઓનાં શોધન મારણ, વિષ ઉપવિષનાં શોધન મારણ, સ્નેહપાનવિધિ, વમન-વિરે-

શાસ્ત્રમાં બતાવેલા તનદુરસ્તીના નિયમો જાણીને રોગને ન થવા દેવો એજ અમારે મતે તો શ્રેયસ્કર લાગેછે. વિસૂચિ રોગનું નિદાન લખતાં માધવ કહેછે કે–

" न तां परिमितहारा लभंते विदितागमाः ।
मूढा स्तामजितात्मानो लभंतेरानलोलुपाः ॥ "

અર્થ"–જેઓ નિયમિત આહાર કરનારા અને વૈદ્યવિદ્યાનાં શાસ્ત્રોને જાણનારા હોયછે તેઓ એ રોગના સપાટામાં સપડાતા નથી; પણ જેઓ પોતાના મનને કબજે રાખી શકતા નથી તથા ખાવાના લાલચુ છે, એવા મૂઢ પુરૂષોને એ રોગ થાયછે. મતલબ કે વૈદ્યવિદ્યાનું સામાન્ય જ્ઞાન તો સહુનેજ ઉપયોગી છે. વૈદ્યવિદ્યા સામાન્ય જનમંડળને પણ કેટલી જાણવા જેવી છે, એ વાતનું વિશેષ કથન કરવું હવે જવા દેઈ ટુંકામાં એટલુંજ કહીએ છીએ કે એ વાતની જેને શંકા હોય તેમણે ચરકસંહિતા વાંચી લેવી એટલે તેમને જણાશે કે આયુર્વેદના ગ્રંથો કેવળ દવાદારૂ કરનારનેજ ઉપયોગના નથી, પણ આ લોકમાં સુખી જીદંગી ગુજારી પરલોક પ્રાપ્ત કરનારને પણ ઉપયોગી છે.

આ પ્રમાણે વૈદ્યવિદ્યાના ગ્રંથો સહુ કોઇને જાણવા જેવા હોવાથી હરકોઇ ગાણુમે તેના ગ્રંથો બીજા નીતિવિદ્યાના ગ્રંથોની પેઠે વાંચવા જેવા છે. એ ગ્રંથો વાંચીને વગર સમજે તથા વગર અનુભવે એમાંના પ્રયોગ કરવાની ભલામણ અમે નથી કરતા, પરંતુ તેમાંના નિયમો જાણીને તે પ્રમાણે વર્તી તન તથા મનને સારી હાલતમાં રાખવાની ભલામણ કરીએ છીએ, કે જે સહુ કોઇને ઉપયોગી છે.

આવી ઉપયોગી વૈદ્યવિદ્યાના ગ્રંથો જોવાપરથી આપણી સંપૂર્ણ પ્રતીતિ થાયછે કે એકવાર વૈદ્યવિદ્યા આપણા દેશમાં શિખરપર પહોંચી હતી હાલમાં તે વિદ્યા ભણવા ભણાવવાનો પરિપાક ઓછો થઈ ગયેલો હોવાથી તથા તેને જોઈતો આશ્રય ન હોવાથી એ વિદ્યા લુપ્તપ્રાય થઈ ગઈ છે. તથાપિ તેમના અમૂલ્ય ગ્રંથો જળવાઈ રહે અને તેમાંનું રહસ્ય, સહુ કોઈ જાણી તેનો અભ્યાસ કરવાને ઉત્સુક થાય એ જરૂરનું છે. વાગભટ્ટ, ચરક અને સુશ્રુત એ ત્રણ ગ્રંથો આયુર્વેદના બહુમાન્ય છે તથાપિ ભણનારાઓની સુગમતામાટે બીજા પણ યોગરત્ન, સર્વસંગ્રહ, રોગરત્નાકર, ભાવપ્રકાશ વગેરે ઉત્તમ ગ્રંથો તે તે ગ્રંથકારોએ કર્યા છે, અને તે સર્વે વૈદ્યકના રહસ્યના ઉત્તમ ખજાના જેવા છે. એ બધા ગ્રંથોમાં ભાવપ્રકાશ આજકાલ ઘણો પ્રચલિત છે. ઘણા વૈદ્યો એમાંનાં ઔષધો કરેછે અને ઘણાક વૈદ્યોને એ ઔષધો ફળદાયી માલમ પડ્યાં છે. વિશેષમાં–વાગ્ભટ્ટાદિ વગેરે સંહિતાઓમાંથી સાર ખેંચી આ ગ્રંથ ભાવમિશ્ર પંડિતે નિર્માણ કર્યો છે, અને તેથી આ એકજ ગ્રંથના અભ્યાસથી આયુર્વેદ સંબંધી ઘણું સારું જ્ઞાન મળે એમ છે.

આયુર્વેદ સર્વ લોકોને સામાન્યતા ઉપયોગી છે એ વાતની ખાતરી થયા પછી એ વિદ્યાના જ્ઞાનનો લોકોમાં પ્રસાર કરવાને અમોએ ઘણાંક વર્ષથી પ્રયત્ન કરવા માંડ્યો

# अनुक्रमणिका.

## પૂર્વખંડ–ભાગ પેહેલો.

ચન-બસ્તિ-પૂળવર્ત્તી-નસ્યગ્રહણ-ધૂમપાન-કોગલા-પ્રતિસારણ-સ્વેદ-લેપ-રક્તસ્રાવ-નેત્રકર્મ વગેરેના વિધિ અને ઔષધ ભક્ષણના સમય વગેરે વર્ણન છે.

**છઠ્ઠા પ્રકરણમાં** રોગની પરીક્ષા-હેતુ, પૂર્વરૂપ, લક્ષણ, ઉપશય, અને સંપ્રાપ્તિ તે શું છે, એ બતાવ્યું છે તથા ધાત્વાદિકને વધારવા ઘટાડવાના પ્રકાર પણ કહેલા છે આવી રીતે લગભગ આઠસો પૃષ્ઠમાં આ સંહિતાનો **પ્રથમખંડ** પૂરો થાયછે.

**મધ્યમખંડમાં** અનેક રોગોના પ્રકાર, લક્ષણો અને ચિકિત્સા કહેલી છે. અને **ઉત્તરખંડમા** વાજીકરણ તથા રસાયનના પ્રયોગ કહેલા છે. આ બે ખંડમાં પણ લગભગ હજાર પૃષ્ઠ રોકાયલાં છે.

આ બે હજાર પૃષ્ઠના મોટા ગ્રંથમાં **ભાવમિશ્રે** જે જે વૈદ્યકશાસ્ત્રસંબધી નિરૂપણ કરેલું છે તે અહીં બતાવવાની અગત્ય નથી. ઉપર જે ચાર લીટી લખી છે તે માત્ર ગ્રંથનું સ્વરૂપ ધ્યાનમા આવવા માટેજ છે.

**ભાવમિશ્ર** કોણ હતા તથા ક્યારે ને ક્યાં થયા એવિષે સવિસ્તર હકીકત મલી શકતી નથી માત્ર જે હકીકત મલી છે તે આ ગ્રંથમા **ભાવમિશ્રના** ચિત્રની નીચે આપી છે, તેથી અહીં પુનઃ તેનો ઉલ્લેખ કર્યો નથી.

સં ૧૯૫૨ }
વસંતપંચમી }

**જયરામ રઘુનાથ,**

ભાવપ્રકાશના પ્રસિદ્ધકર્ત્તા.

વિષય — પૃષ્ઠ



## प्रकरण ४ थुं.
## દેશો વિષે.



## દિનચર્ય્યા.



## રાત્રીચર્યા.



## ઋતુચર્યા.

## કર્પૂરાદિ વર્ગ.



## ગડૂચ્યાદિ વર્ગ.

## વટાદિ વર્ગ.



## આમ્રાદિ ફલવર્ગ.

## માંસના પ્રકારો.



## શાક પાક વિધિ.



## પાછળથી પીરસવાના પદાર્થો.



## પ્રપાનકો.



## વારી વર્ગ.



## દુગ્ધ વર્ગ.

## ઇક્ષુ વર્ગ.



## અનેકાર્થ નામવર્ગ.



## માન પરિભાષા.



## ભેષજનાં વિધાન.



## ધાતુનાં શોધન મારણ-વિધિ.



## ધાત્વાદિ મારણોપયુક્તાન્ પુટપ્રકારાનાહ.

## ઉપધાતુનાં મારણપ્રકારઆદિ.



## રસસ્ય શોધનવિધિ.



## ઉપરસાનાં શોધન વિધિ.



## રત્નોનાં શોધનમારણ વિધિ.



## વિષોનાં શોધન વિધિ.



## સ્નેહપાન વિધિ.

## પ્રત્યંજન વિધિ.



## ભેષજ ભક્ષણ સમય.



## પ્રકરણ ૬ ઠ્ઠું.

## ચિકિત્સાપ્રકરણ.



**इति भावप्रकाशे षष्ठं प्रकरणं सम्पूर्णम्.**

**ભાવપ્રકાશ ભાષાંતર પૂર્વખંડની અનુક્રમણિકા સમાપ્ત.**

આયુર્વેદની ઉત્પત્તિ અને તેનું મહત્વ.




☞ જુઓ ભાવપ્રકાશ પૂર્વખંડ પૃષ્ટ ૧લું

# BHÁVAPRAKÁSHA-PURVAKHANDA.

A Well Known Hindu System of Practical Sanskrit Book on Chemistry, Medicine and Surgery &c.
by Pandit Bhav Misra.



Enlarged and Improved
TRANSLATION INTO GUJARATHI FROM THE ORIGINAL TEXT.

EDITED AND PUBLISHED
BY

JAIRAM RAGHUNATH

EDITOR OF "*Bhâvaprakâsha Bhâshântara*" &c. AND PRESIDENT
"*Vaidyak Dnyâna Prasâraka Sabha.*"

New Edition—COPIES 1,000.

Bombay:



1896.

# भावप्रकाश भाषांतर.

## भावप्रकाशस्यपूर्वखंडे

### प्रथमोभागः परीभाषा.

#### મંગળાચરણ.

गजमुखममरप्रवरं सिद्धिकरं विघ्नहर्तारम्। गुरुमवगमनयनप्रदमिष्टकरीमिष्टदेवतां वन्दे॥ आयुर्वेदागमनं क्रमेण येनाभवद्भूमौ। प्रथमं लिखामि तमहं नानातन्त्राणि संदृश्य॥

દેવોમાં શ્રેષ્ઠ, વિઘ્ન હરનારા, અને સિદ્ધિ કરનારા ગણેશને તથા જ્ઞાનરૂપી નેત્ર આપનારા ગુરૂને તથા ઇચ્છિત કરનારા ઈષ્ટદેવને હું નમસ્કાર કરૂં છું. આ પૃથ્વીમાં જે ક્રમે કરીને પ્રથમ આયુર્વેદનું આવવું થયેલું છે તે ક્રમ હું પ્રથમ, નાનાપ્રકારના તંત્ર સારી રીતે જોઈને લખું છું.

#### આયુર્વેદનાં લક્ષણ.

आयुर्हिताहितं व्याधिर्निदानं शमनं तथा। विद्यते यत्र विद्वद्भिः स आयुर्वेद उच्यते॥

આયુષ્ય, હિત કરનાર વસ્તુ, અહિત કરનાર વસ્તુ, રોગ, રોગનું કારણ, તથા રોગને મટાડવો કેવી રીતે, એ જેમાં કહેલું હોય તેને વિદ્વાનો આયુર્વેદ કહે છે.

#### આયુર્વેદની નિરૂક્તિ.

अनेन पुरुषो यस्मादायुर्विन्दति वेत्ति च। तस्मान्मुनिवरैरेष आयुर्वेद इति स्मृतः॥

शरीरजीवयोर्योगो जीवनं तेनावच्छिन्नः काल आयुः। आयुर्वेदद्वारायुष्याण्यनायुष्याणि च द्रव्यगुणकर्माणि ज्ञात्वा तेषां सेवनत्यागाभ्यामारोग्येणायुर्विन्दति। तेनैव हेतुना परस्याप्यायुर्वेत्ति च। क्रममाह। तत्रादौ ब्रह्मणः प्रादुर्भावः॥

આ શાસ્ત્રવડે પુરૂષ આયુષ્ય મેળવે છે અને જાણે છે માટે શ્રેષ્ઠમુનિઓયે એને "આયુર્વેદ" એમ કહ્યો છે. શરીર અને જીવનો જે એક ઠેકાણે સમ્બન્ધ તેજ જીવવું અને જીવનથી યુક્ત જે કાળ તેનું નામ આયુષ્ છે. આયુર્વેદદ્વારાએ આયુષ્ વૃદ્ધિ કરનારાં અને આ-

સુષ્ નાશ કરનારાં દ્રવ્ય ગુણ અને કર્મ જાણીને જે આયુષ્ વૃદ્ધિ કરનારાં હોય તેનું સેવન અને જે આયુષ્ નાશ કરનારાં હોય તેનો ત્યાગ કરી આરોગ્યવડે મનુષ્ય આયુષ્ પામે છે અને તેજ કારણથી બીજાનું આયુષ્ પણ જાણી શકે છે.

## બ્રહ્માનો પ્રાદુર્ભાવ.

विधाताऽथर्वसर्वस्वमायुर्वेदं प्रकाशयन् । स्वनाम्ना संहितां चक्रे लक्षश्लोकमयीमृजुम् ॥ ततः प्रजापतिं दक्षं दक्षं सकलकर्मसु । विधिर्धीनीरधिं साङ्गमायुर्वेदमुपादिशत् ॥

અથર્વવેદનું સર્વસ્વ જેમાં છે એવા આયુર્વેદને પ્રકાશ કરતા એવા બ્રહ્માએ પોતાના નામથી એક લાખ શ્લોકની સરલ સંહિતા કરી. પછી બ્રહ્માએ સર્વ કર્મમાં કુશલ અને બુદ્ધિના સમુદ્રરૂપ એવા દક્ષપ્રજાપતિને અંગસહિત આયુર્વેદનો ઉપદેશ કર્યો.

## દક્ષપ્રજાપતિનો પ્રાદુર્ભાવ.

अथ दक्षः क्रियादक्षः स्वर्वैद्यौ वेदमायुषः । वेदयामास विद्वांसौ सूर्यांशौ सुरसत्तमौ ॥

ત્યાર પછી ક્રિયામાં કુશલ એવા દક્ષપ્રજાપતિયે, સૂર્યના અંશરૂપ, વિદ્વાન્, અને દેવોમાં ઘણા ઉત્તમ, એવા બે અશ્વિનીકુમારને આયુર્વેદ ભણાવ્યો.

## અશ્વિનીકુમારનો પ્રાદુર્ભાવ.

दक्षादधीत्य दस्रौ वितनुतः संहितां स्वीयाम् । सकलचिकित्सकलोकमतिप्रविवृद्धये धन्याम् ॥ स्वयंभुवः शिरश्छिन्नं भैरवेण रुषाऽथ तत् । अश्विभ्यां संहितं तस्मात्तौ यातौ यज्ञभागिनौ ॥ देवासुररणे देवा दैत्यैर्ये सक्षताः कृताः । अक्षतास्ते कृताः सद्यो दस्राभ्यामद्भुतं महत् ॥ वज्रिणोऽभूद्भुजस्तम्भः स दस्राभ्यां चिकित्सितः । सोमान्निपतितश्चन्द्रस्ताभ्यामेव सुखीकृतः ॥ विशीर्णा दशनाः पूष्णो नेत्रे नष्टे भगस्य च । शशिनो राजयक्ष्माऽभूदश्विभ्यां ते चिकित्सिताः ॥ भार्गवश्च्यवनः कामी वृद्धः सन् विकृतिं गतः । वीर्यवर्णस्वरोपेतः कृतोऽश्विभ्यां पुनर्युवा ॥ एतैश्चान्यैश्च बहुभिः कर्मभिर्भिषजां वरौ । बभूवतुर्भृशं पूज्याविन्द्रादीनां दिवौकसाम् ॥

દક્ષપાસે ભણીને તે બેઉ અશ્વિનીકુમારે સઘળા વૈદલોકોનું જ્ઞાન વધારવા-માટે પોતાની શ્રેષ્ઠ સંહિતાનો વિસ્તાર કર્યો. ત્યાર પછી ભૈરવે ક્રોધથી બ્રહ્માનું જે મસ્તક છેદી નાખ્યું હતું, તે અશ્વિની કુમારે સાંધ્યું તે માટે તે બેઉને યજ્ઞભાગ મળવા લાગ્યો. દેવ અને અસુરોના યુદ્ધનાં જે દેવોને દૈત્યોએ અંગભંગયુક્ત કર્યા હતા તેઓને તે બેઉ અશ્વિનીકુમારે ઝટ સાજા કર્યા; તે મ્હોટું અદ્ભુત કામ કર્યું. ઈન્દ્રના હાથનો જે સ્તંભ ( લાંબો ટુંકો અને ઊંચો નીચો ન થાય તે) તેને બેઉ અશ્વિનીકુમારે સારો કર્યો અને સોમરહિત થયેલા ચન્દ્રમાને પણ તે બેઉજણાએજ સુખી કરેલો છે. પૂષા દેવના દાંત પડી ગયા હતા, ભગદેવનાં નેત્ર નાશ

થયાં હતાં અને ચન્દ્રમાને ક્ષયરોગ થયો હતો; તે સર્વેનો રોગ બેઉ અશ્વિનીકુમારે ઔષધોથી સારો કર્યો. ભૃગુઋષિના ગોત્રમાં થયેલા અને વૃદ્ધ છતાં કામી એવા ચ્યવન ઋષિ વિકાર (શરીરમાં વીર્યાદિકનો ફેરફાર) પામી ગયા હતા તેને તે બેઉ અશ્વિનીકુમારે, વીર્ય વર્ણ અને સ્વરયુક્ત કરી ફરીથી જુવાન કર્યા. વૈદ્યોમાં શ્રેષ્ઠ એવા તે બેઉ અશ્વિનીકુમાર, એ તથા એવાં બીજાં ઘણાં કામ કરવાથી ઇન્દ્રાદિક દેવોમાં અત્યન્ત પૂજ્ય થયા.

## ઈન્દ્રનો પ્રાદુર્ભાવ.

संदृश्य दस्रयोरिन्द्रः कर्माण्येतानि यत्नवान्। आयुर्वेदं निरुद्वेगं तौ ययाचे शचीपतिः॥ नासत्यौ सत्यसंधेन शक्रेण किल याचितौ। आयुर्वेदं यथाधीतं ददतुः शतमन्यवे॥ नासत्याभ्यामधीत्यैव आयुर्वेदं शतक्रतुः। अध्यापयामास बहूनात्रेयप्रमुखान् मुनीन्॥

ઈન્દ્રાણીનો પતિ અને યત્નવાન્ એવો જે ઈન્દ્ર તેણે તે અશ્વિનીકુમારના એવાં કર્મ જોઈ, ઉદ્વેગરહિત એવા આયુર્વેદની તે બેઉ પાસેથી યાચના કરી. સત્ય પ્રતિજ્ઞાવાળા ઈન્દ્રે એવી રીતે જ્યારે બેઉ અશ્વિનીકુમાર પાસે આવશ્યક યાચના કરી ત્યારે જેવી રીતે પોતે અધ્યયન કર્યું હતું તેવી રીતે ઈન્દ્રને આયુર્વેદ ભણાવ્યો. અશ્વિનીકુમાર પાસેથી ભણીને એ ઇન્દ્રે આત્રેયમુનિ જેમાં મુખ્ય છે એવા ઘણા મુનિયોને તે આયુર્વેદ ભણાવ્યો.

## આત્રેયનો પ્રાદુર્ભાવ.

एकदा जगदालोक्य गदाकुलमितस्ततः। चिन्तयामास भगवानात्रेयो मुनिपुङ्गवः॥ किं करोमि क्व गच्छामि कथं लोका निरामयाः। भवन्ति सामयानेतान्न शक्नोमि निरीक्षितुम्॥ दयालुरहमत्यर्थं स्वभावो दुरतिक्रमः। एतेषां दुःखतो दुःखं ममापि हृदयेऽधिकम्॥ आयुर्वेदं पठिष्यामि नैरुज्याय शरीरिणाम्। इति निश्चित्य गतवानात्रेयस्त्रिदशालयम्॥ तत्र मन्दिरमिन्द्रस्य गत्वा शक्रं ददर्श सः। सिंहासनसमासीनं स्तूयमानं सुरर्षिभिः॥ भासयन्तं दिशो भासा भास्करप्रतिमं त्विषा। आयुर्वेदमहाचार्यं शिरोधार्यं दिवौकसाम्॥ शक्रस्तु तं निरीक्ष्यैव त्यक्तसिंहासनो ययौ। तदग्रे पूजयामास भृशं भूरितपःकृशम्॥ कुशलं परिपप्रच्छ तथागमनकारणम्। स मुनिर्वक्तुमारेभे निजागमनकारणम्॥ देवराज न जानासि दिव एव यतो भवान्। विधात्रा विहितो यत्नात्त्रिलोकीलोकपालकः॥ व्याधिभिर्व्यथिता लोकाः शोकाकुलितचेतसः। भूतले सन्ति संतापं तेषां हन्तुं कृपां कुरु॥ आयुर्वेदोपदेशं मे कुरु कारुण्यतो नृणाम्। तथेत्युक्त्वा सहस्राक्षोऽध्यापयामास तं मुनिम्॥ मुनीन्द्र इन्द्रतः साङ्गमायुर्वेदमधीत्य सः। अभिनन्द्य तमाशीर्भिराजगाम पुनर्महीम्॥ अथात्रेयो मुनिश्रेष्ठो भगवान् करुणाकरः। स्वनाम्ना संहितां चक्रे न-

रचक्रानुकम्पया ॥ ततोऽग्निवेशं भेडं च जातूकर्णं पराशरम् । क्षीरपाणिं च हारीतमायुर्वेदमपाठयत् ॥ तन्त्रस्य कर्ता प्रथममग्निवेशोऽभवत्पुरा । ततो भेडादयश्चक्रुः स्वं स्वं तन्त्रं कृतानि च ॥ श्रावयामासुरात्रेयं मुनिवृन्देन वन्दितम्। श्रुत्वा च तानि तन्त्राणि हृष्टोऽभूदत्रिनन्दनः ॥ यथावत्सूत्रितं तस्मात् प्रहृष्टा मुनयोऽभवन् । दिवि देवर्षयो देवाः श्रुत्वा साध्विति तेऽब्रुवन् ॥

એક વખતે ચારે તરફ રોગથી આકુલ એવું જગત્ જોઇ મુનિમાં શ્રેષ્ઠ એવા ભગવાન્ આત્રેયમુની વિચાર કરવા લાગ્યા. શું કરૂં, કયાં જાઉં, લોકો કેવી રીતે રોગરહિત થાય; રોગસહિત એવા આ લોકોને જોવાને હું સમર્થ થતો નથી. હું અત્યન્ત દયાળુ છું અને સ્વભાવ દુરતિક્રમ છે માટે તેઓનાં દુઃખોથી મારા હૃદયમાં પણ અધિક દુઃખ રહેછે. મનુષ્યોને રોગરહિત કરવામાટે હું આયુર્વેદ ભણીશ, એમ નિશ્ચય કરીને આત્રેય મુનિ સ્વર્ગમાં ગયા. તે સ્વર્ગનેવિષે ઈન્દ્રના ઘરપ્રત્યે જઇ આત્રેય મુનિયે સિંહાસન ઉપર બેઠેલા, સુર ઋષિયોએ સ્તુતિ કરેલા, કાન્તિવડે દિશાઓને પ્રકાશમાન કરતા, તેજથી સૂર્યજેવા, સર્વ દેવોના માન્ય અને આયુર્વેદના મ્હોટા આચાર્ય એવા ઈન્દ્રને જોયા. ઈન્દ્ર તો તે મુનિને જોઈનેજ સિંહાસનનો ત્યાગ કરી તેની પાસે ગયા અને ઘણું તપ કરવાથી કૃશ થયેલા તે મુનિની પૂજા કરી. મુનિને કુશળ પૂછયું તથા આવવાનું કારણ પૂછયું. પછી તે મુનિયે પોતાને આવવાનું કારણ કહેવાનો આરંભ કર્યો. હે દેવ! હે રાજન્! તમે કેવળ સ્વર્ગનાજ રાજા નથી, કારણ કે બ્રહ્માએ તમને યત્નથી ત્રણ લોકના રાજા કરેલ છે. શોકથી આકુલ થયેલા ચિત્તવાળા અને વ્યાધિઓથી પીડાએલા લોકો આ ભૂતળની અંદર છે તેઓનો સંતાપ હણવા તમે કૃપા કરો. મનુષ્યો ઉપર દયા લાવીને તમે મને આયુર્વેદનો ઉપદેશ કરો. પછી 'ઠીક છે' એમ કહી ઈન્દ્રે તે મુનિને આયુર્વેદનું અધ્યાપન કરાવ્યું. મુનિયોમાં ઈન્દ્ર એવા તે આત્રેય મુનિ, ઈન્દ્ર પાસેથી અંગસહિત આયુર્વેદ ભણીને તથા તેને આશિર્વાદ આપીને પાછા પૃથ્વી ઉપર આવ્યા. ત્યાર પછી દયાના સમુદ્ર અને મુનિયોમાં શ્રેષ્ઠ એવા ભગવાન્ આત્રેય મુનિયે મનુષ્યોના સમૂહ ઉપર દયા લાવીને પોતાના નામથી સંહિતા કરી. ત્યાર પછી અગ્નિવેશને, ભેડને, જાતૂકર્ણને, પરાશરને, ક્ષીરપાણિને તથા હારીતને આયુર્વેદ ભણાવ્યો. પૂર્વે આ શાસ્ત્રના કર્ત્તા પ્રથમ અગ્નિવેશ નામના મુનિ થયા અને ત્યાર પછી ભેડાદિક ઋષિયોએ પોત પોતાનાં શાસ્ત્ર કર્યાં. તે કરેલાં શાસ્ત્રો, મુનિના સમૂહે જેને નમસ્કાર કરેલો છે એવા આત્રેય મુનિને સંભળાવ્યાં અને તે સઘળાં તંત્ર સાંભળીને અત્રિમુનિના તે પુત્ર આનન્દિત થયા.

બરોબર શાસ્ત્રો રચેલાં હોવાથી મુનિયો આનન્દ પામ્યા અને સ્વર્ગમાં દેવ તથા દેવર્ષિયો સાંભળીને 'બહુ સારૂં' એમ બોલ્યા.

## ભરદ્વાજનો પ્રાદુર્ભાવ.

एकदा हिमवत्पार्श्वे दैवादागत्य सङ्गताः। मुनयो बहवस्तेषां नामभिः कथयाम्यहम्॥ भारद्वाजो मुनिवरः प्रथमं समुपागतः। ततोऽङ्गिरास्ततो गर्गो मरीचिर्भृगुभार्गवौ॥ पुलस्त्योऽगस्तिरसितो वसिष्ठः सपराशरः। हारीतो गौतमः सांख्यो मैत्रेयश्च्यवनोऽपि च॥ जमदग्निश्च गार्गश्च काश्यपः कश्यपोऽपि च। नारदो वामदेवश्च मार्कण्डेयः कपिञ्जलः॥ शाण्डिल्यः सहकौण्डिन्यः शाकुनेयश्च शौनकः। आश्वलायनसांकृत्यौ विश्वामित्रः परीक्षकः॥ देवलो गालवो धौम्यः काम्यकात्यायनावुभौ। काङ्कायनो वैजपायः कुशिको बादरायणः॥ हिरण्याक्षश्च लौगाक्षिः शरलोमा च गोभिलः। वैखानसा वालखिल्यास्तथैवान्ये महर्षयः॥ ब्रह्मज्ञानस्य निधयो यमस्य नियमस्य च। तपसस्तेजसा दीप्ता हूयमाना इवाग्नयः॥ सुखोपविष्टास्ते तत्र सर्वे चक्रुः कथामिमाम्। धर्मार्थकाममोक्षाणां मूलमुक्तं कलेवरम्॥ तपःस्वाध्यायधर्माणां ब्रह्मचर्यव्रतायुषाम्। हर्तारः मसृता रोगा यत्र तत्र च सर्वतः॥ रोगाः कार्श्यकरा बलक्षयकरा देहस्य चेष्टाहरा दुष्टा इन्द्रियशक्तिसंक्षयकराः सर्वाङ्गपीडाकराः। धर्मार्थाखिलकाममुक्तिषु महाविघ्नस्वरूपा बलात् प्राणानाशु हरन्ति सन्ति यदि ते क्षेमं कुतः प्राणिनाम्॥ तत्तेषां प्रशमाय कश्चन विधिश्चिन्त्यो भवद्भिर्बुधैर्योग्यैरित्यभिधाय संसदि भरद्वाजं मुनिं तेऽब्रुवन्। त्वं योग्यो भगवन् सहस्रनयनं याचस्व लब्धं क्रमादायुर्वेदमधीत्य यं गदभयान्मुक्ता भवामो वयम्॥ इत्थं स मुनिभिर्योग्यैः प्रार्थितो विनयान्वितैः भारद्वाजो मुनिश्रेष्ठो जगाम त्रिदशालयम्॥ तथेन्द्रभवनं गत्वा सुरर्षिगणमध्यगम्। दृष्टवान् वृत्रहन्तारं दीप्यमानमिवानलम्॥ दृष्ट्वैव स मुनिं प्राह भगवान् मघवा मुदा। धर्मज्ञ स्वागतं तेऽथ मुनिं तं समपूजयत्॥

सोऽभिगम्य जयाशीर्भिरभिनन्द्य सुरेश्वरम्। ऋषीणां वचनं सम्यक् श्रावयन् मुनिसत्तमः॥ व्याधयो हि समुत्पन्नाः सर्वप्राणिभयंकराः। तेषां प्रशमनोपायं यथावद्वक्तुमर्हसि॥ तमुवाच मुनिं साङ्गमायुर्वेदं शतक्रतुः। जीवेद्वर्षसहस्राणि देही नीरुङ् निशम्य यम्॥ सोऽनन्तपारं त्रिस्कन्धमायुर्वेदं महामुनिः। यथावदचिरात् सर्वं बुबुधे तन्मना मुनिः॥ तेनायुः सुचिरं लेभे भरद्वाजो निरामयम्। अन्यानपि मुनींश्चक्रे नीरुजः सुचिरायुषः॥ ततश्चजनितज्ञानचक्षुषा ऋषयोऽखिलाः। गुणान् द्रव्याणि कर्माणि दृष्ट्वा तद्विधिमाश्रिताः॥ आरोग्यं लेभिरे दीर्घमायुश्च सुखसंयुतम्। आयुर्वेदोक्तविधिनाऽन्येऽपि स्युर्मुनयो यथा॥

એક દિવસે હિમાલય પર્વતની સમીપે દૈવઇચ્છાથી ઘણા મુનિયો આવીને એકઠા થયા હતા તેઓનાં નામ લઇને હું કહી દેખાડું છું. મુનિયોમાં શ્રેષ્ઠ એવા ભારદ્વાજ પ્રથમ આવ્યા હતા ત્યાર પછી અંગિરા અને ત્યાર પછી ગર્ગ, મરિચિ, ભૃગુ, ભાર્ગવ, આવ્યા હતા. પુલસ્ત્ય, અગસ્તિ, અસિત, પરાશર સહિત વસિષ્ટ, હારીત, ગૌતમ, સાંખ્ય, મૈત્રેય અને ચ્યવન પણ આવ્યા હતા. જમદગ્નિ, ગાર્ગ, કાશ્યપ, નારદ, વામદેવ, માર્કંડેય અને કપિંજલ. કૌડિન્ય સહિત શાંડિલ્ય, શાકુનેય, શૌનક, આશ્વલાયન, સાંકૃત્ય, વિશ્વામિત્ર, અને પરીક્ષક. દેવલ, ગાલવ, ધૌમ્ય કામ્ય અને કાત્યાયન એ બેઉ, કાંકાયન, બૈજપાય, કુશિક, બાદરાયણ. હિરણ્યાક્ષ, લૌગાક્ષિ, શરલોમા, ગોભિલ, વૈખાનસ, વાલખિલ્ય તેમજ બીજા મહર્ષિયો આવ્યા હતા. તે બ્રહ્મર્ષિયો બ્રહ્મજ્ઞાન, યમ તથા નિયમના નિધિયો હતા અને જાણે હોમેલા અગ્નિયો હોય એમ તપના તેજથી પ્રકાશમાન થએલા હતા. સુખેથી બેઠેલા એવા તે સર્વે ઋષિયો આવી રીતે વાત કરવા લાગ્યા કે, ધર્મ અર્થ કામ અને મોક્ષનું મૂલ શરીર છે એમ પૂર્વે કહેલું છે. તપ, સ્વાધ્યાય, ધર્મ તથા બ્રહ્મચર્ય, વ્રત, અને આયુષ્યને હરણ કરનારા રોગો જે તે ઠેકાણે ચારે તરફથી પ્રસરેલા છે. તે રોગો શરીરને કૃશ કરે છે, બલનો ક્ષય કરે છે, દેહની ચેષ્ટાઓને હરણ કરે છે, ઇન્દ્રિયોની શક્તિનો ક્ષય કરે છે, સર્વ અંગમાં પીડા કરેછે, ધર્મ અર્થ સઘળા કામ અને મુક્તિમાં મહાવિઘ્ન સ્વરૂપવાળા છે, બલથકી પ્રાણીને ઝટ હરણ કરી લેછે, એવા રોગ જો હોય તો પ્રાણિયોનું ક્ષેમ ક્યાંથી થાય? અર્થાત્ થાય નહિ. રોગોનો ઉપાય કરવામાં યોગ્ય અને વિદ્વાન્ એવા તમોએ રોગો મટાડવા માટે કોઇ ઉપાય વિચારવો જોઇએ, એમ કહી પછી સભામાં બેઠેલા ભરદ્વાજ મુનિ પ્રત્યે તે સઘળા મુનિયો બોલ્યા કે, હે ભગવન્! તમે યોગ્ય છો માટે ઇન્દ્રપાસે જઈ યાચના કરો અને ક્રમથી પ્રાપ્ત થયેલા જે આયુર્વેદનું અધ્યયન કરીને અમે રોગના ભયથી મુક્ત થઇએ. એવી રીતે વિનયયુક્ત અને યોગ્ય એવા મુનિયોએ પ્રાર્થના કરેલા તથા મુનિયોમાં શ્રેષ્ઠ એવા ભરદ્વાજમુનિ સ્વર્ગમાં ગયા. દેવર્ષિ સમૂહોના મધ્યમાં રહેલા ઇન્દ્રભવન પ્રત્યે જઇને, પ્રકાશમાન અગ્નિને જેમ જુએ તેમ ઈન્દ્રને દેખ્યો. ભગવાન એવો તે ઇન્દ્ર મુનિને જોઇનેજ હર્ષથી કહેવા લાગ્યો કે, હે ધર્મજ્ઞ! તમે ભલે પધાર્યા, એમ કહી પછી તે મુનિની પૂજા કરી. મુનિમાં ઉત્તમ એવા તે ભરદ્વાજ મુનિયે પાસે જઇ, જય શબ્દવડે આશિર્વાદ આપીને ઇન્દ્રની સ્તુતિ કરી ઋષિયોનું વચન સંભળાવ્યું. સર્વ પ્રાણિયોને ભયંકર એવા વ્યાધિયો જગત્માં ઉત્પન્ન થએલા છે તેઓને નાશ કરવાનો જે ઉપાય હોય તે બરોબર અમને કહેવાને તમે યોગ્ય છો. તે મુનિપ્રત્યે

ઇન્દ્રે અંગસહિત આયુર્વેદ કહ્યો કે જે આયુર્વેદને સાંભળી રોગરહિત થઇ મનુષ્ય હજારો વર્ષ જીવે છે. તે મહામુનિ ભરદ્વાજ અપાર આયુર્વેદને થોડાકાળમાં સારી રીતે ભણ્યા અને તેમાં સારીરીતે મન રાખવાથી તે મુનિયે સર્વ જાણ્યું. તેથકી ભરદ્વાજ મુનિ ઘણું આયુષ્ય પામ્યા અને એવી રીતે બીજા પણ મુનિયોને રોગરહિત તથા ઘણા આયુષ્યવાળા કર્યા. તેના તંત્રથી ઉત્પન્ન થયેલા જ્ઞાનરૂપી ચક્ષુવડે સઘળા મુનિયોએ ગુણદ્રવ્ય અને કર્મને જોઈ તે તંત્રના વિધિનો આશ્રય કર્યો. તે મુનિયો આરોગ્ય પામ્યા અને સુખ સંયુક્ત એવું દીર્ઘ આયુષ્ય પામ્યા. મુનિયો જેમ સુખી થયા તેમ આયુર્વેદમાં કહેલા વિધિવડે બીજાં મનુષ્યો પણ સુખી થાય છે.

### ચરકનો પ્રાદુર્ભાવ.

यदा मत्स्यावतारेण हरिणा वेद उद्धृतः। तदा शेषश्च तत्रैव वेदं साङ्गमवाप्तवान् ॥ अथर्वान्तर्गतं सम्यगायुर्वेदं च लब्धवान्। एकदा स महीवृत्तं द्रष्टुं चर इवागतः॥तत्र लोकान् गदैर्ग्रस्तान् व्यथया परिपीडितान्। स्थलेषु बहुषु व्यग्रान् म्रियमाणांश्च दृष्टवान् ॥ तान् दृष्ट्वातिदयायुक्तस्तेषां दुःखेन दुःखितः। अनन्तश्चिन्तयामास रोगोपशमकारणम्॥ संचिन्त्य स स्वयं तत्र मुनेः पुत्रो बभूव ह। प्रसिद्धस्य विशुद्धस्य वेदवेदाङ्गवेदिनः॥ यतश्चर इवायातो न ज्ञातः केनचिद्यतः। तस्माच्चरकनाम्नासौ विख्यातः क्षितिमण्डले॥ स भाति चरकाचार्यो वेदाचार्यो यथा दिवि। सहस्रवदनस्यांशो येन ध्वंसो रुजां कृतः॥ आत्रेयस्य मुनेः शिष्या अग्निवेशादयोऽभवन्। मुनयो बहवस्तैश्च कृतं तन्त्रं स्वकं स्वकम्॥ तेषां तन्त्राणि संस्कृत्य समाहृत्य विपश्चिता। चरकेणात्मनो नाम्ना ग्रंथोऽयं चरकः कृतः॥

જ્યારે હરિ ભગવાને મત્સ્યાવતારવડે વેદનો ઉદ્ધાર કર્યો ત્યારે શેષ ભગવાન્ તેજ ઠેકાણે અંગસહિત વેદને પામ્યા. અથર્વની અન્દર રહેલા આયુર્વેદને સારી રીતે પામ્યા. રાજાનો જાણે ચર (પર રાજ્યનો વૃત્તાન્ત જાણવાસારૂ નિમેલો ચાકર) હોય એમ તે શેષ એક દિવસે તે પોતે પૃથ્વીનો વૃત્તાન્ત જોવા આવ્યા. તે પૃથ્વીમાં ઘણાંક સ્થાનો ઉપર રોગોએ ગળેલા, દુઃખથી પીડાયેલા, મુંઝાયેલા અને મરવાને તૈયાર થયેલા લોકોને જોયા. તેઓને જોઇ અતિ દયાયુક્ત તથા તેઓનાં દુઃખવડે દુઃખી થયેલા તે શેષભગવાન્, મનુષ્યોના રોગોની શાન્તિ થવાનું કારણ વિચારવા લાગ્યા. તે શેષભગવાન્ પોતાની મેળે વિચાર કરીને વેદવેદાંગ જાણનારા અને પ્રસિદ્ધ એવા વિશુદ્ધ મુનિના પુત્ર થયા. કોઈ રાજાનો ચર જેમ કોઇ પરરાજ્યનું વૃત્તાન્ત જોવામાટે ગુપ્ત થઇને આવે તેમ આવ્યા માટે તથા કોઇએ જાણ્યા નહિ માટે એ શેષભગવાન્ પૃથ્વી ઉપર ચરક એવા નામથી પ્રસિદ્ધ થયા. શેષનારાયણના અંશરૂપ

તથા જેણે રોગોનો નાશ કરેલો છે એવા તે ચરકાચાર્ય, જેમ દેવના આચાર્ય એવા બૃહસ્પતિ સ્વર્ગમાં શોભે તેમ પૃથ્વીમાં શોભવા લાગ્યા. આત્રેય મુનિના અગ્નિવેશને આદિ લઈ ઘણા શિષ્યો થયા અને તેઓએ આયુર્વેદ ઉપર પોતપોતાનું જુદું જુદું શાસ્ત્ર રચ્યું. તેઓનાં તંત્રને એકઠાં કરીને તથા સુધારીને વિદ્વાન્ એવા ચરક મુનિયે પોતાના નામથી આ ચરક એવા નામનો ગ્રંથ કર્યો.

## ધન્વંતરીનો પ્રાદુર્ભાવ.

एकदा देवराजस्य दृष्टिर्निपतिता भुवि । तत्र तेन नरा दृष्टा व्याधिभिर्भृशपीडिताः ॥ तान् दृष्ट्वा हृदयं तस्य दयया परिपीडितम् । दयार्द्रहृदयः शक्रो धन्वन्तरिमुवाच ह ॥ धन्वन्तरे सुरश्रेष्ठ भगवन् किंचिदुच्यते । योग्यो भवसि भूतानामुपकारपरो भव ॥ उपकाराय लोकानां केन किंन कृतं पुरा । त्रैलोक्याधिपतिर्विष्णुरभून्मत्स्यादिरूपवान् ॥ तस्मात्त्वं पृथिवीं याहि काशीमध्ये नृपो भव । प्रतीकाराय रोगाणामायुर्वेदं प्रकाशय ॥ इत्युक्त्वा सुरशार्दूलः सर्वभूतहितेप्सया । समस्तमायुर्वेदं धन्वन्तरिमुपादिशत् ॥ अधीत्य चायुर्वेदमिन्द्राद्धन्वन्तरिः पुरा । आगत्य पृथिवीं काश्यां जातो बाहुजवेश्मनि ॥ नाम्ना तु सोऽभवत् ख्यातो दिवोदास इति क्षितौ ॥ बाल एव विरक्तोभूच्चचार सुमहत्तपः ॥ यत्नेन महता ब्रह्मा तं काश्यामकरोन्नृपम् । ततो धन्वन्तरिर्लोकैः काशीराजोऽभिधीयते ॥ द्वितीय देहिनां स्वीया संहिता विहितामुना । अयं विद्यार्थिनो लोकान् संहितां तामपाठयत् ॥

એક વખતે ઈન્દ્રની દૃષ્ટિ પૃથ્વીઉપર પડી, તેમાં તેણે વ્યાધિયોથી અત્યંત પીડાયેલાં મનુષ્યો જોયાં તેઓને જોઈ તે ઈન્દ્રનું હૃદય દયાથી ઘણું પીડા પામ્યા પછી દયાથી કોમળ હૃદયવાળા ઇન્દ્રે ધન્વન્તરીને કહ્યું કે હે ધન્વન્તરિ ! હે સુરશ્રેષ્ઠ ! હે ભગવન્ ! હું તમને કાંઇક કહું છું તે સાંભળો કે તમે પ્રાણિયોનો ઉપકાર કરવાને યોગ્ય છો માટે તેઓનો ઉપકાર કરવામાં તત્પર થાઓ. લોકોના ઉપકાર માટે પૂર્વે કેણે શું નથી કર્યું ? ત્રૈલોક્યના અધિપતિ વિષ્ણુ મત્સ્યાદિક રૂપવાળા થયેલા છે તે માટે તમે પૃથ્વી ઉપર જાઓ અને કાશીમાં રાજા થાઓ તથા રોગોનો ઉપાય કરવા સારૂ આયુર્વેદનો પ્રકાશ કરો. દેવોમાં સિંહરૂપ તે ઈન્દ્રે એ પ્રમાણે કહીને સર્વ પ્રાણિયોનું હિત કરવાની ઇચ્છાથી સઘળા આયુર્વેદનો ધન્વન્તરીને ઉપદેશ કર્યો. ઈન્દ્ર પાસેથી આયુર્વેદનું અધ્યયન કરીને ધન્વન્તરિ પોતે પૂર્વે પૃથ્વી ઉપર આવી કાશીમાં બાહુજના ઘરને વિષે ઉત્પન્ન થયા. પૃથ્વીમાં તેનું દિવોદાસ એવું નામ પ્રખ્યાત થયું. તે ધન્વન્તરિ બાલ અવસ્થામાંજ વિરક્ત થયા અને ઘણું મહોટું તપ કર્યું. બ્રહ્માએ મહોટા પ્રયત્નથી તેને કાશીમાં રાજા કર્યા અને ત્યાર પછી ધન્વન્તરીને લોકો 'કાશીરાજ' એમ

કહેવા લાગ્યા. પ્રાણિયોના હિત માટે એ ધન્વન્તરિયે પોતાની સંહિતા બનાવી અને પછી વિદ્યાર્થી લોકોને તે સંહિતા ભણાવી.

### સુશ્રુતનો પ્રાદુર્ભાવ.

अथ ज्ञानदृशा विश्वामित्रप्रभृतयोऽविदन्। अयं धन्वन्तरिः काश्यां काशिराजोऽयमुच्यते ॥ विश्वामित्रो मुनिस्तेषु पुत्रं सुश्रुतमुक्तवान्। वत्स वाराणसीं गच्छ त्वं विश्वेश्वरवल्लभाम् ॥ तत्र नाम्ना देवोदासः काशिराजोऽस्ति वाहुजः। स हि धन्वन्तरिः साक्षादायुर्वेदविदां वरः ॥ आयुर्वेदं ततोऽधीत्य लोकोपकृतिहेतवे। सर्वप्राणिदयातीर्थमुपकारो महामखः ॥ पितुर्वचनमाकर्ण्य सुश्रुतः काशिकां गतः। तेन सार्धं समध्येतुं मुनिसूनुशतं ययौ ॥ अथ धन्वन्तरिं सर्वे वानप्रस्थाश्रमे स्थितम्। भगवन्तं सुरश्रेष्ठं मुनिभिर्वहुभिः स्तुतम् ॥ काशिराजं दिवोदासं तेऽपश्यन्विनयन्विताः। स्वागतं च इति स्माह दिवोदासो यशोधनः ॥ कुशलं परिपप्रच्छ तथागमनकारणम् ॥ ततस्ते सुश्रुतद्वारा कथयामासुरुत्तरम् ॥ भगवन्मानवान्दृष्ट्वा व्याधिभिः परिपीडितान्। क्रन्दतो म्रियमाणांश्च जातास्माकं हृदि व्यथा ॥ आमयानां शमोपायं विज्ञातुं वयमागताः। आयुर्वेदं भवानस्मानध्यापयतु यत्नतः ॥ अङ्गीकृत्य वचस्तेषां नृपतिस्तानुपादिशत्। व्याख्यातं तेन ते यत्नाज्जगृहुर्मुनयो मुदा ॥ काशिराजं जयाशीर्भिरभिनन्द्य मुदान्विताः। सुश्रुताद्याः सुसिद्धार्था जग्मुर्गेहं स्वकं स्वकम् ॥ प्रथमं सुश्रुतस्तेषु स्वतन्त्रं कृतवान् स्फुटम्। सुश्रुतस्य सखायोऽपि पृथक् तन्त्राणि तेनिरे ॥ सुश्रुतेन कृतं तन्त्रं सुश्रुतं वहुभिर्यतः। तस्मात्तत्सुश्रुतं नाम्ना विख्यातं क्षितिमण्डले ॥

ત્યાર પછી વિશ્વામિત્રને આદિ લઈ મુનિયોએ જાણ્યું કે આ ધન્વન્તરી સ્વર્ગમાંથી અવતરી કાશીમાં કાશીરાજ કહેવાય છે. પછી વિશ્વામિત્ર મુનિયે સુશ્રુત નામના પુત્રને કહ્યું કે હે વત્સ! શંકરને પ્રિય એવી કાશીમાં તું જા. તે ઠેકાણે બાહુથી ઉત્પન્ન થયેલા દિવોદાસ નામના કાશિરાજ રહેછે અને તેજ સાક્ષાત્ આયુર્વેદને જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા ધન્વન્તરી છે. તે પાસેથી સર્વ પ્રાણિયોની દયાથી પવિત્ર એવા આયુર્વેદનું અધ્યયન કર્ય કારણ કે ઉપકાર મહોટા યજ્ઞ છે. પિતાનું વચન સાંભળી સુશ્રુત કાશીમાં ગયો અને તેની સાથે ભણવા માટે મુનિયોના સો પુત્ર ગયા. પછી વાનપ્રસ્થાશ્રમમાં રહેલા દેવોમાં શ્રેષ્ઠ, ઘણા મુનિયોએ સ્તુતિ કરેલા, સમર્થ, અને ધન્વન્તરિ કાશીના રાજા, એવા દિવોદાસને વિનયયુક્ત એવા તે સર્વ શિષ્યોએ જોયા, યશરૂપી ધનવાળા તે દિવોદાસે સર્વ શિષ્યોને "તમે ભલે પધાર્યા" એમ કહ્યું કુશળ પુછયું તથા આવવાનું કારણ પુછયું; પછી સુશ્રુત દ્વારા સર્વ શિષ્યોએ ઉત્તર કર્યો. શિષ્યો કહે છે કે હે ભગવન્! વ્યાધિયોથી ઘણા પી-

ડાયેલા આક્રન્દન કરતાં અને મરતાં એવાં મનુષ્યોને જોઇ અમારા હૃદયમાં પીડા ઉત્પન્ન થયેલી છે માટે વ્યાધિયોની શાન્તિ કરવાનો ઉપાય જાણવા સારૂ અમે આવેલા છિયે. આપ અમને યત્નથકી આયુર્વેદનું અધ્યયન કરાવો. તેઓનું વચન અંગીકાર કરીને નૃપતિયે તેઓને આયુર્વેદનો ઉપદેશ કર્યો. તે કાશિરાજાએ જે વ્યાખ્યાન કર્યું તેને તે મુનિયોએ યત્નથી હર્ષવડે ગ્રહણ કર્યું. પછી કાશિરાજને "તમારો જય થાઓ" એમ આશિર્વાદ આપી, હર્ષયુક્ત થઈ તથા અર્થને સારી રીતે સિદ્ધ કરી તે સુશ્રુતને આદિ લઈ શિષ્યો પોત-પોતાને ઘેર ગયા. તેઓમાં સુશ્રુતે પ્રથમ પોતાનું સ્ફુટ એવુ શાસ્ત્ર રચ્યુ અને સુશ્રુતના મિત્રોએ પણ પોત-પોતાનાં જુદાં જુદાં શાસ્ત્રોનો વિસ્તાર કર્યો. સુશ્રુતે જે શાસ્ત્ર રચ્યુ હતું તે ઘણા લોકોએ સારી રીતે સાંભળ્યુ માટે તે સુશ્રુત એવા નામથી પૃથ્વીમાં વિખ્યાત થયુ.

इत्यायुर्वेदप्रकरणे नृणां प्रादुर्भावः समाप्तः

## સૃષ્ટિપ્રકરણ.

### ગ્રંથારંભ.

आयुर्वेदाब्धिमध्यादतिमतिमुनयो योगरत्नानि यत्नाल्लब्ध्वा स्वे स्वे निबन्धे दधुरखिलजनव्याधिविध्वंसनाय। तत्तद्ग्रन्थाद्गृहीतैः सुवचनमणिभिर्भावमिश्रैश्चिकित्साशास्त्रे जाड्यान्धकारं प्रशमयितुमिमं संविधत्ते प्रकाशम्॥ श्रीपतिपदप्रसादादाशीर्भिर्भूमिदेवानाम्। भावप्रकाशनामा ग्रन्थोऽयं पठ्यतां सर्वैः॥

આયુર્વેદરૂપી સમુદ્રમાંથી મહા બુદ્ધિમન્ત મુનિયોએ યત્ન થકી યોગરૂપી રત્નોને પામી પોતપોતાના ગ્રન્થોમાં જે રાખેલ છે તે રત્નોને સમગ્ર મનુષ્યોના વ્યાધિયો મટાડવા સારૂ તે તે ગ્રન્થોમાંથી ગ્રહણ કરેલાં અને ભાવયુક્ત એવાં સુવચનરૂપી મણિયો વડે આ ચિકિત્સા શાસ્ત્રમાં જડતાનો અન્ધકાર મટાડવા માટે ગ્રન્થકર્ત્તા પોતે આ પ્રકાશ કરે છે. લક્ષ્મીપતિના ચરણારવિન્દના પ્રસાદથી અને બ્રાહ્મણોના આશિર્વાદથી ભાવપ્રકાશ નામનો આ ગ્રન્થ તમે સર્વ લોકો ભણો.

### સૃષ્ટિક્રમ.

एतस्य निबन्धस्य फलं चिकित्सा पुरुषस्य। पुरुषस्तु चतुर्विंशतितत्त्वजीवात्मसमवायस्तस्माच्चतुर्विंशतितत्त्वानां जीवात्मनश्च स्वरूपनिरूपणाय सृष्टिक्रममाह।

आत्मा ज्योतिश्चिदानन्दरूपो नित्यश्च निस्पृहः। निर्गुणः प्रकृतेर्योगात्सगुणः कुरुते जगत्।

सगुण इच्छादियुक्तः॥

सत्त्वं रजस्तमश्चेति गुणास्ते प्रकृतेः समाः। सा जडापि जगत्कर्त्री परमात्मचिदन्वयात्॥

मनः साधो भवति सत्त्वं प्रकाशकं ज्ञानं सुखहेतु। रजो रागात्मकं दुःखहेतुः ताम्यति ग्लानिं प्राप्नोति अनेनेति तम आवरकं मोहहेतुः। ते गुणाः समाः प्रकृतिरित्यर्थः। तथा

જેમ મહત્તત્વાદિક વિકારો જેમ માયાની અન્દર રહેછે તેમ તે પુરૂષમાં રહેતા નથી 'મધ્યસ્થ ધર્મા' એટલે સુખ દુઃખ ઇચ્છા અને દ્વેષાદિકથકી ઉદાસીન છે.

### પ્રકૃતિનાં નામ.

प्रधानं प्रकृतिः शक्तिर्नित्या चाविकृतिस्तथा । एतानि तस्या नामानि पुरुषं या समाश्रिता ॥

જે પ્રકૃતિ પુરૂષનો આશ્રય કરીને સારી રીતે રહેલી છે તેનાં પ્રધાન, પ્રકૃતિ,-શક્તિ, નિત્યા તથા અવિકૃતિ એ નામ છે.

### પ્રકૃતિના ગુણ.

सत्वं रजस्तमश्चीणि विज्ञेयाः प्रकृतेर्गुणाः । तैश्च युक्तस्य चित्तस्य कथयाम्यखिलान् गुणान् ॥

સત્વ રજ અને તમ, એ ત્રણ પ્રકૃતિના ગુણ જાણવા. અને તે ગુણોથી યુક્ત એવું જે ચિત્ત છે તેના સઘળા ગુણોને હું કહુંછું.

### સત્વાદિ યુક્ત મનના ગુણનાં લક્ષણો.

आस्तिक्यं प्रविभज्य भोजनमनुत्तापश्च तथ्यं वचो मेधाबुद्धिधृतिक्षमाथ करुणा ज्ञानं च निर्दम्भता । कर्मानिन्दितमस्पृहं च विनयो धर्मः सदैवादरादेते सत्त्वगुणान्वितस्य मनसो गीता गुणा ज्ञानिभिः ॥

अस्ति धर्ममोक्षपरलोकादिकमिति बुद्ध्याचरतीत्यास्तिकस्तस्य भाव आस्तिक्यं अनुतापः अक्रोधः धृतिः भूतप्रेतस्मरक्रोधलोभाद्यावेशराहित्यं ज्ञानमात्मज्ञानम् निर्दम्भता कपटाभावः कर्म अनिन्दितं अस्पृहं निष्कामं च॥

આસ્તિકપણું, અન્ન વહેંચીને જમવું, અનુતાપ, સત્ય વચન, મેધા, બુદ્ધિ, ધૃતિ, ક્ષમા, કરૂણા, જ્ઞાન, નિર્દંભતા, અનિન્દિત અને સ્પૃહારહિત એવું કર્મ, તથા નિરન્તર આદર થકી વિનય અને ધર્મ એ સર્વને જ્ઞાનિયોએ સત્વગુણયુક્ત મનના ગુણ કહેલા છે. 'આસ્તિકપણું' એટલે ધર્મ મોક્ષ અને પરલોકાદિક છે એવી બુદ્ધિથી આચરણ કરવું તે. 'અનુતાપ' એટલે ક્રોધ રહિત થવું. 'ધૃતિ' એટલે ભૂત પ્રેત કામ ક્રોધ અને લોભાદિકના આવેશથી રહિત થવું. 'જ્ઞાન' એટલે આત્મજ્ઞાન. 'નિર્દંભતા' એટલે કપટનો અભાવ. નિદ્રારહિત સ્પૃહારહિત અને નિષ્કામ એવી જે ક્રિયા તેનું નામ કર્મ.

### રજોગુણયુક્ત મનના ગુણનાં લક્ષણો.

क्रोधस्ताडनशीलता च बहुलं दुःखं सुखेच्छाधिका दम्भः कामुकताप्यलीकवचनं चाधीरताऽहंकृतिः । ऐश्वर्यादभिमानिताऽतिशयितानन्दोऽधिकश्चाटनं प्रख्याता हि रजोगुणेन सहितस्यैते गुणाश्चेतसः ॥

अलीकवचनं मिथ्याकथनं अटनं पृथ्वीपरिभ्रमणम् ॥

ક્રોધ, કોઇને મારવાનું આચરણ કરવું, ઘણું દુઃખ, સુખની અધિક ઇચ્છા, દંભ, કામના રાખવી, અલીક વચન,

અધીરતા, અહંકાર, ઐશ્વર્યથી ઘણું અભિમાનીપણું, અધિક આનન્દ, અટન એ સર્વે રજોગુણ સહિત એવા ચિત્તના ગુણ પ્રખ્યાત છે 'અલીક વચન' એટલે મિથ્યા બોલવું. 'અટન' એટલે પૃથ્વીને વિષે ભમ્યા કરવું.

### તમોગુણયુક્ત મનના ગુણનાં લક્ષણો.

नास्तिक्यं सुविषण्णताऽतिशयिताऽलस्यं च दुष्टा मतिः प्रीतिर्निन्दितकर्मशर्मणि सदा निद्रालुताऽहर्निशम् ॥ अज्ञानं किल सर्वतोऽपि सततं क्रोधान्धता मूढता मख्याता हि तमोगुणेन सहितस्यैते गुणाश्चेतसः ॥ तत्र प्रभूतसत्त्वस्तु सात्त्विकः पुरुषः स्मृतः । राजसस्तामसश्चैव त्रिविधस्तेन मानवः । ततोऽभवन्महत्तत्वं बुद्धितत्त्वापराभिधम् ॥

નાસ્તિકપણું, ઘણો ખેદ, અત્યન્ત આલસ્ય, દુષ્ટબુદ્ધિ, નિન્દિત કામ અને નિન્દિત સુખમાં નિરન્તર પ્રીતિ, રાત્રિ અને દિવસ નિદ્રાળુપણું, અજ્ઞાન, સર્વ તરફથી પણ નિરંતર ક્રોધથી અન્ધ થઈ જવું અને મૂઢપણું; એ સર્વે તમોગુણસહિત મનના ગુણ પ્રખ્યાત છે. તેમાં જેને ઘણું સત્વ તે પુરૂષ સાત્વિક કહેલો છે અને જેને ઘણો રજોગુણ હોય તે રાજસ પુરૂષ કહેલો છે. તથા જેને ઘણો તમોગુણ હોય તેને તામસ પુરૂષ કહેલો છે. એવી રીતે ત્રણ પ્રકારનાં મનુષ્ય છે. ત્યાર પછી 'બુદ્ધિતત્વ' એવા નામવાળું મહત્તત્વ થયું.

### મહત્તત્વની ઉત્પત્તિ.

त्रिगुणं सत्त्वबहुलं निर्मलं स्फटिकोपमम् ॥ चिच्छायाभासचैतन्यं तदिच्छामयमीरितम् ॥

तत प्रकृतेस्त्रिगुणं त्रयोगुणा यत्र तत् तच्च सत्वबहुलम् । अत्रायमभिप्रायः । यथा निश्चले ह्रदादौ बहुद्रव्यपातात्तदीयं जलं वर्धते तथा चिद्रूपपुरुषेणाक्रम्यमाणायाः तुल्यगुणत्रयात्मिकायाः प्रकृतेर्ज्ञानहेतुः प्रकाशः सत्त्वगुणो वृद्धः सत्त्वतः प्रवृद्धप्रकृतेः सत्त्वबहुलं बुद्धितत्वमभवत् ॥

महतस्त्रिगुणाज्जातोऽहङ्कारस्त्रिगुणान्वितः । सात्त्विको राजसश्चापि तामसश्चेति स त्रिधा ॥

महत बुद्धितत्त्वात् त्रिगुणात् त्रयो गुणा यत्र ततः । ननु महत्तत्त्वं त्रिगुणमुक्तमेव किमर्थं महतस्त्रिगुणादिति विशेषणम् । सत्यम् । त्रिगुणादिति पुनर्विशेषणादुक्तं सत्त्वबहुलमिति विशेषणमत्र नानुवर्तते । तेनाहंकारोत्पादकं महत्तत्त्वं त्रिगुणमपि रजोबहुलं बोद्धव्यम् ॥

अहंकारस्य रजोगुणान्वितस्य मनोधर्मत्वात् अहंकारोऽभिमानव्यापारलक्षणमाह । अहंकारस्त्रिविधस्तमाह सात्त्विक इत्यादि । तस्य त्रिविधस्य कार्यमाह ।

તે મહત્તત્વ ત્રણ ગુણવાળું, ઘણા સત્વવાળું, નિર્મલ સ્ફટિકમણિ જેવું, ચિદ્રૂપની છાયાથી જેને ચૈતન્ય પ્રાપ્ત થયું છે એવું અને તેની ઈચ્છાત્મ્ય છે એમ કહેલું છે. તે પ્રકૃતિથી 'ત્રિગુણ' એ

ટલે ત્રણ ગુણ જેમાં છે એવું અને ઘણા સત્વવાળું મહત્તત્વ થયું. આ ઠેકાણે આવો અભિપ્રાય છે કે જેમ નિશ્ચલ એવો પાણીનો ઝરો હોય તેમાં બહુ દ્રવ્ય પડવાથી તેવું જલ વૃદ્ધિ પામે છે તેમ ચિદ્રૂપ પુરૂષ સાથે મળેલી અને ત્રણ ગુણના તુલ્ય સ્વરૂપવાળી પ્રકૃતિના જ્ઞાનનો કારણરૂપ પ્રકાશવાળો સત્વગુણ વૃદ્ધિ પામેલો હોય છે અને તેવી પ્રકૃતિથી ઘણા સત્વવાળું બુદ્ધિતત્વ થયું. ત્રણ ગુણવાળું જે મહત્તત્વ તે થકી ત્રણ ગુણ યુક્ત એવો અહંકાર થયો અને તે સાત્વિક રાજસ તથા તામસ, એમ ત્રણ પ્રકારનો છે. મહત્તત્વ એટલે બુદ્ધિ તત્વ અને ત્રણ ગુણ જેમાં હોય તે ત્રિગુણ કહેવાય. શંકા-મહત્તત્વ ત્રણ ગુણવાળું કહ્યું તો પછી મહતસ્ત્રિગુણાત્ એવું વિશેષણ શામાટે આપવું જોઇએ? તો ત્યાં આવી રીતે સમજવું કે ત્રિગુણાત્ એવું ફરીને વિશેષણ આપવાથી સત્વબહુલં એવું જે વિશેષણ આપેલું છે તેની અનુવૃત્તિ આ ઠેકાણે આવતી નથી તે માટે અહંકારને ઉત્પન્ન કરનારૂં મહત્તત્વ ત્રણ ગુણવાળું છે તોપણ તેને બહુ રજોગુણવાળું જાણવું. રજોગુણ યુક્ત અહંકાર મનનો ધર્મ છે માટે અહંકાર એટલે અભિમાનનો વ્યાપાર એમ કહે છે. અહંકાર ત્રણ પ્રકારનો છે. સાત્વિક ઇત્યાદિ વાક્યવડે તેના ત્રણ પ્રકારના ભેદ કહે છે. તે ત્રણ પ્રકારના અહંકારનું કાર્ય કહે છે.

## ત્રિવિધ અહંકારનું કાર્ય.

जातानि सात्विकात्तस्मादिन्द्रियाणि सराजसात्। तानि श्रोत्रं त्वचो नेत्र रसना नासिका तथा ॥ वाग्वस्तचरणोपस्थगुदान्येकादशो मनः।पञ्च बुद्धीन्द्रियाण्याहुः मात्कनानीतराणि च ॥ कर्मेन्द्रियाणि पञ्चैव कथयन्ति विपश्चितः।

बुद्धीन्द्रियाणि बुद्धेराश्रयत्वात् कर्मेन्द्रियाणि कर्माश्रयत्वात् सात्विकाहंकाराज्जातत्वादिन्द्रियाणि प्रकाशलक्षणानि सत्वस्य प्रकाशकत्वात् ॥

मनोबुद्धीन्द्रियं विज्ञैः कर्मेन्द्रियमपि स्मृतम् ॥ मनोऽधिष्ठितमेवेदमिन्द्रियं यत्प्रवर्तते।

રાજસ સહિત એવા તે સાત્વિક અહંકારથી ઇન્દ્રિયો થઈ. તે આવી રીતે કે શ્રોત્ર, ત્વક્, નેત્ર, રસના અને નાસિકા, વાણી, હાથ, પગ, ઉપસ્થ (લિંગ ઈન્દ્રિય) ગુદા અને અગિયારમું મન. પ્રથમ ગણેલી પાંચ ઇન્દ્રિયોને વિદ્વાનો જ્ઞાનેંદ્રિય કહે છે અને બીજી પાંચ ઈન્દ્રિયોને કર્મેંદ્રિય કહે છે. બુદ્ધિને આશ્રયે રહેલી હોવાથી જ્ઞાનેન્દ્રિયો કહેવાય છે અને કર્મને આશ્રયે રહેલી હોવાથી કર્મેન્દ્રિયો કહેવાય છે. ઈંદ્રિયો સાત્વિક અહંકારથી થયેલી છે માટે પ્રકાશવાળી છે કારણ કે સત્વગુણ પ્રકાશક છે. મનને વિદ્વાનોએ જ્ઞાનેન્દ્રિયમાં ગણેલું છે અને કર્મેન્દ્રિયમાં પણ કહેલું છે કારણ કે મનને આશ્રયેજ આ સર્વ ઇન્દ્રિયો પ્રવર્તે છે.

## ઇન્દ્રિયોના વિષય.

**शब्दः स्पर्शश्च रूपं च रसो गन्धो ह्यनुक्रमात् ॥ बुद्धीन्द्रियाणां विषयाः समाख्याता महर्षिभिः । वाच्यं ग्राह्यं च गन्तव्यमानन्दं त्याज्यमेव च ॥ कर्मेन्द्रियाणां विषया ज्ञातव्या विषया हृदः। तामसादप्यहंकारस्तन्मात्राणि सराजसात् ॥ पश्चाल्पससत्त्वसंवद्धात्तल्लिङ्गानि भवन्ति हि । शब्दतन्मात्रकं स्पर्शतन्मात्रं रूपमात्रकम् ॥ रसतन्मात्रकं गन्धतन्मात्रमिति तानि तु ।**

तल्लिङ्गानि मोहादिलिङ्गानि तान्यद्भुतस्वभावानि बाह्येन्द्रियग्राह्याणि शब्दादीन्येव तन्मात्राणि तानि च योगिभिरेव ग्राह्याणि सा मात्रा यस्मिन् तत्तन्मात्रम् ॥

**तन्मात्रेभ्यो वियद्वायुवह्निवारिवसुन्धराः। एतानि पञ्च जायन्ते महाभूतानि तत्क्रमात् ॥**

एकोत्तरपरिवृद्ध्या वियदादयो जायन्त इत्यर्थः । तद्यथा । शब्दतन्मात्राच्छब्दगुण वियज्जायते। शब्दतन्मात्रसहितात् स्पर्शतन्मात्राच्छब्दस्पर्शगुणो वायुर्जायते । शब्दतन्मात्रस्पर्शतन्मात्रसहितात् रूपतन्मात्राच्छब्दस्पर्शरूपगुणो वह्निर्जायते । शब्दतन्मात्रस्पर्शतन्मात्ररूपतन्मात्रसहिताद्रसतन्मात्राच्छब्दस्पर्शरूपरसगुणं वारि जायते । शब्दतन्मात्रस्पर्शतन्मात्ररूपतन्मात्ररसतन्मात्रसहिताद्गन्धतन्मात्राच्छब्दस्पर्शरूपरसगन्धगुणा वसुन्धरा जायते ॥

શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગન્ધ, એ અનુક્રમથી જ્ઞાનેન્દ્રિયોના વિષયો છે એમ મહર્ષિયોએ કહેલુ છે. બોલવુ, ગ્રહણ કરવુ, જવુ, આનન્દ લેવો તથા ત્યાગ કરવુ, એ કર્મેન્દ્રિયોના વિષય છે અને તે સર્વે વિષયો મનથકી પ્રવર્ત્તે છે એમ જાણવુ. થોડાક સત્વગુણ યુક્ત અને રાજસ સહિત એવા તામસ અહંકારથકી મોહાદિક ચિન્હવાળી પંચતન્માત્રા થયાં. તે આવી રીતે કે શબ્દ તન્માત્ર, સ્પર્શતન્માત્ર, રૂપતન્માત્ર, રસતન્માત્ર, અને ગન્ધતન્માત્ર, એવી રીતે એ તન્માત્રાઓ છે. तल्लिङ्गानि આ શબ્દનો અર્થ "મોહાદિક ચિન્હવાળો" છે એવો છે તે શબ્દાદિક તન્માત્રા અદ્ભુત સ્વભાવવાળાં અને બાહ્યઇન્દ્રિયોથી ગ્રહણ થઈ શકે એવા છે તથા તે યોગીયોથીજ ગ્રહણ થઈ શકે એવાં છે તે તે માત્રા જેની અન્દર હોય તે તન્માત્ર કહેવાય છે. તન્માત્રાઓ થકી આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી, એ પંચ મહાભૂત ક્રમ થકી ઉત્પન્ન થાય છે. એક એકની વૃદ્ધિથી આકાશાદિક ભૂત ઉત્પન્ન થાય એવો અર્થ છે. તે આવી રીતે સમજવુ કે, શબ્દતન્માત્ર થકી શબ્દ ગુણવાળુ આકાશ ઉત્પન્ન થાય છે. શબ્દતન્માત્ર સહિત એવા સ્પર્શતન્માત્ર થકી શબ્દ અને સ્પર્શગુણવાળો વાયુ ઉત્પન્ન થાય છે. શબ્દતન્માત્ર અને સ્પર્શતન્માત્ર એવા રૂપતન્માત્ર થકી શબ્દ સ્પર્શ અને રૂપ ગુણવાળો અગ્નિ ઉત્પન્ન થાય છે. શબ્દતન્માત્ર

સ્પર્શતન્માત્ર અને રૂપતન્માત્ર સહિત એવા રસતન્માત્રથકી શબ્દ સ્પર્શ રૂપ અને રસ ગુણવાળું જલ ઉત્પન્ન થાય છે, શબ્દતન્માત્ર સ્પર્શતન્માત્ર રૂપતન્માત્ર અને રસતન્માત્ર સહિત એવા ગન્ધતન્માત્ર થકી શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગન્ધ ગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થાય છે.

### મહાભૂતોના ગુણો.

शब्दः श्रोत्रेन्द्रियं वाऽपि छिद्राणि च विविक्तता। वियतः कथिता एते गुणा गुणविचारिभिः ॥

विविक्तता शरीराणां भावानां शिरास्नाय्वस्थिपेशिप्रभृतीनां जातिव्यक्तिभ्यां मिथः पृथक्त्वम् ॥

स्पर्शस्त्वगिन्द्रियं चापि लघुता स्पन्दनं तनोः ॥ चेष्टाः सर्वशरीरस्य वायोरेते गुणाः स्मृताः । रूपं नेत्रेन्द्रियं पाकः सन्तापस्तीक्ष्णता तथा । वर्णो भ्राजिष्णुताऽमर्षः शौर्यं वह्नेर्गुणा अमी ॥

रूपं लावण्यम् । पाकः उदराग्निनाऽऽहारपाकः । सन्तापः औष्ण्यम् । तीक्ष्णता आशुकारिता । वर्णो गौरादिः । भ्राजिष्णुता दीप्तिः । अमर्षः क्रोधः ॥

रसो रसेन्द्रियं शैत्यं स्नेहश्च गुरुता तथा । सर्वद्रवसमूहश्च शुक्रं वारिगुणाः स्मृताः ॥ गन्धो घ्राणेन्द्रियं चापि काठिन्यं गौरवं तथा । वसुन्धरागुणा एते गदिता गुणवेदिभिः ॥ शब्दः स्पर्शश्च रूपं च रसो गन्धश्च तत्क्रमात् । तन्मात्राणां विशेषाः स्युः स्थूलभावमुपागताः ॥

तत्क्रमाच्छब्दतन्मात्रादिक्रमात् विशेषाः अनुभवयोग्यैः सुखदुःखमोहरूपैर्धर्मैर्विशिष्यन्त इति विशेषाः । अत्र कर्मणि घञ्प्रत्ययः । तन्मात्राणि त्वविशेषाणि यतस्तान्यनुभवयोग्यैः सुखादिभिर्विशेष्टुं न शक्यन्ते सूक्ष्मत्वात्॥

શબ્દ, શ્રોત્રેંદ્રિય, છિદ્રો અને વિવિક્તતા; એ આકાશના ગુણો છે એમ ગુણસંબંધી વિચાર કરનારા પુરૂષોએ કહેલું છે. વિવિક્તતા એટલે નાડી સ્નાયુ હાડકાં અને પેશી આદિક શરીરોના ભાવોનું જાતિ વ્યક્તિથી પરસ્પર જુદા કરવાપણું. સ્પર્શ, તથા ત્વક્ઇન્દ્રિય, લઘુતા, શરીરનું સ્પન્દન તથા સર્વ શરીરની ચેષ્ટાઓ એ વાયુના ગુણ કહેલા છે. રૂપ, નેત્રઇંદ્રિય, પાક, સન્તાપ, તથા તીક્ષ્ણતા, વર્ણ, ભ્રાજિષ્ણુતા, અમર્ષ અને શૌર્ય; એ અગ્નિના ગુણો છે. રૂપ એટલે લાવણ્ય જાણવું. પાક એટલે જઠરાગ્નિવડે જમેલા અન્નનું પચી જવું. સન્તાપ એટલે ઉષ્ણપણું. તીક્ષ્ણતા એટલે ઝટ કરવાપણું. વર્ણ એટલે ગૌરાદિક રંગ સમજવો. ભ્રાજિષ્ણુતા એટલે કાન્તિ સમજવી. અમર્ષ એટલે ક્રોધ જાણવો. રસ, રસના ઇંદ્રિય, શીતતા, ચીકણાપણું, ગુરૂતા, સર્વ દ્રવનો સમૂહ અને વીર્ય; એ સઘળા જલના ગુણો કહેલા છે. ગન્ધ, ઘ્રાણ ઇંદ્રિય, કઠિણપણું તથા ગુરૂપણું, એ પૃથ્વીના ગુણો છે એમ ગુણ જાણનારા પુરૂષોએ કહેલું છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ, એ ક્રમ થકી તન્માત્રાઓના વિશેષ છે અને સ્થૂલભાવને પા-

મેવા છે. तत्क्रमात् એટલે શબ્દતન્માત્રાદિના ક્રમ થકી, એવો આ પદનો અર્થ જાણવો અનુભવને યોગ્ય એવા સુખ દુઃખ અને મોહરૂપ ધર્મો સાથે વિશિષ્ટ થાય તે વિશેષ જાણવો આ ઠેકાણે કર્મ અર્થમાં घञ् પ્રત્યય છે તન્માત્રો જે છે તે તો અવિશેષ કહેવાય છે કારણ કે તે અનુભવયોગ્ય એવાં સુખાદિક સાથે વિશિષ્ટ કરી શકાતા નથી કેમકે તે સૂક્ષ્મ છે.

## અષ્ટ પ્રકૃતિ

**प्रकृतेः कारणायोगान्मता प्रकृतिरेव सा । महत्तत्त्वादयः सप्त शक्तेर्विकृतयः स्मृताः ॥**

प्रकृतिरेव कारणमेव न तु कस्यचित् कार्यमित्यर्थ । कार्याणि इन्द्रियाणा सर्वभूताना कारणतत्त्वान्महर्षिभिर्महत्तत्त्वादय सप्त महानहङ्कार पञ्च तन्मात्राणीति । शक्ते प्रकृतेविकृतय कार्याणि ॥

પ્રકૃતિનો કોઈ બીજા કારણનો અયોગ છે માટે તે પ્રકૃતિજ છે એમ વિદ્વાનોએ માનેલુ છે અને મહત્તત્ત્વાદિક જે સાત છે તે શક્તિની વિકૃતિયો કહેલી છે પ્રકૃતિ પોતે કારણરૂપજ છે પણ તે પ્રકૃતિ કોઈનુ કાર્ય નથી. ઇન્દ્રિયો અને સર્વ ભૂતોનુ પ્રકૃતિ એ કારણ છે મહત્તત્ત્વ, અહંકાર અને પંચતન્માત્રાઓ એવી રીતે સાત કારણ પ્રકૃતિને લઈને છે એમ મહર્ષિયોએ કહેલુ છે શક્તિ એવી જે પ્રકૃતિ તેની વિકૃતિયો એ કાર્ય કહેવાય છે

## સમ પ્રકૃતિ.

**इन्द्रियाणां च भूतानां कारणत्वान्महर्षिभिः । महत्तत्त्वादयः सप्त प्रोक्ताः प्रकृतयोऽपि च ॥**

तथा सति प्रकृतिर्महानहकार पञ्च तन्मात्राणि चेत्यष्टौ प्रकृतय ।

ઇન્દ્રિયો અને ભૂતોનુ કારણ હોવાથી મહર્ષિયોએ મહત્તત્ત્વાદિક સાતને પણ પ્રકૃતિયો કહેલી છે એમ છતાં પછી પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર અને પંચ તન્માત્રાઓ, એવી રીતે આઠ પ્રકૃતિયો છે

## સોળ વિકાર.

**दशेन्द्रियाणि चित्तं च महाभूतानि पञ्च च । एतानि सृष्टिं जानद्भिर्विकाराः षोडश स्मृताः ॥**

દશ ઇન્દ્રિયો, ચિત્ત અને પંચમહાભૂત, એઓને સૃષ્ટિ જાણનારા પુરૂષોએ સોળ વિકાર કહેલા છે વિકારો એટલે કાર્ય સમજવા.

## ઉપસંહાર

**एव चतुर्विंशतिभिस्तत्त्वैः सिद्धे वपुर्गृहे । जीवात्मनियतेनित्यो वसति स्वान्तदूतवान् ॥**

अत्र शब्दादीना वियदादिमहाभूतगुणाना धर्मिभ्योऽभिन्नतया पृथक्त्व निरस्याउक्ताना तत्त्वानामुपसहारमाह चतुर्विंशतिभिरिति । तानि च प्रकृतयोऽष्टौ विकारा षोडशेति । महत्तत्त्वानि प्रकृत्यादीना भावा नियते शुभाशुभकर्मण निम्न आयत्त स्वान्तदूतवान् मनोदूतयुच स देही कथ्यते पापु

ण्यदुःखसुखादिभिः व्याप्तो बद्धश्च मनसा कृत्रिमैः कर्मबन्धनैः स जीवात्मा तस्य देहिनः शरीरजीवात्मनोः संयोगकारकेण मनसा संयोगे ये ये गुणा उत्पद्यन्ते तानाह ॥

इच्छाद्वेषसुखानि दुःखविषयज्ञानं प्रयत्नो मनः सङ्कल्पश्च विचारणा स्मृतिरथो बुद्धिः कलाविज्ञता । प्राणस्योपरि यापनं गुदवशाद्वायोरधः प्रेरणं नेत्रोन्मेषनिमेषकृत्यकरणोत्साहाश्च जीवे गुणाः॥

इच्छा सुखहेतुरभिलाषः । द्वेषो दुःखहेतुर्मनःप्रवृत्तिः । सुखं प्रीतिः । दुःखमप्रीतिः । विषय ज्ञानं शब्दादिज्ञानम् । प्रयत्नः कार्ये तात्पर्यं । मनः संशयात्मकं तस्य कर्म सङ्कल्पः । विचारणा ऊहापोहाभ्यां वस्तुविमर्शः । स्मृतिः पूर्वानुभूतस्यार्थस्य स्मरणम् । बुद्धिः निश्चयात्मिका । कलाविज्ञता शिल्पशास्त्रादिबोधः । प्राणस्य हृदयस्थितस्य वायोः उपरि यापनम् मुखादिप्रति नयनम् । गुदवशाद्वायोरधः प्रेरणमपानस्याधः प्रेरणं । नेत्रोन्मेषनिमेषौ नेत्रयोरुन्मीलननिमीलने । कृत्यकरणोत्साहः कार्यारम्भे सामर्थ्येनोत्साहः । जीवमनोयुक्तस्य जीवात्मनोऽमी इच्छादयो गुणाः॥

એવી રીતે ચોવિશ તત્વોથી શરીરરૂપી ઘર જ્યારે સિદ્ધ થાય છે ત્યારે મનરૂપી દૂતથી યુક્ત એવો દેહી જીવાત્મા સહિત નિયતિને આધીન થઈ રહે છે. આ ઠેકાણે ધર્મિથી અભિન્નતાવડે આકાશાદિક મહાભૂતોના ગુણરૂપ એવા શબ્દાદિકોનું જુદાપણું ત્યાગ કરીને તત્વોનો ઉપસંહાર કરે છે. આઠ પ્રકૃતિયો અને સોળ વિકાર એમ મળીને ચોવિશ તત્વો છે. મહત્તત્વાદિક જે છે તે પ્રકૃત્યાદિકના ભાવો છે. નિયતી એટલે શુભાશુભ કર્મ કહેવાય અને નિઘ્ન એટલે આધીન કહેવાય. स्वान्तदूतवान् એટલે મનરૂપી દૂતથી યુક્ત એવો તે દેહી કહેવાય છે. પાપપુણ્ય દુઃખ સુખાદિકથી વ્યાપ્ત અને મનવડે કૃત્રિમ એવાં કર્મ બન્ધનથી બન્ધાયેલો તે જીવાત્મા છે. તે દેહીને શરીર જીવાત્માનો મનસાથે સંયોગ છતે જે જે ગુણો ઉત્પન્ન થાય છે તેઓને કહે છે. ઇચ્છા, દ્વેષ, દુઃખ, સુખ, વિષયજ્ઞાન, પ્રયત્ન, મન, સંકલ્પ, વિચારણા, સ્મૃતિ, બુદ્ધિ, કલાવિજ્ઞતા, પ્રાણનું ઉપર લઈ જવું, ગુદાદ્વારાએ વાયુને નીચે પ્રેરવો, નેત્ર ઉઘાડવું અને વીંચવું, કાર્ય કરવામાં ઉત્સાહ, એ જીવમાં ગુણો રહેલા છે. इच्छा એટલે સુખના કારણરૂપ અભિલાષ. द्वेष એટલે કારણરૂપ મનની પ્રવૃત્તિ. सुख એટલે પ્રીતિ. दुःख એટલે અપ્રીતિ. विषयज्ञान એટલે શબ્દાદિકનું જ્ઞાન. प्रयत्न એટલે કાર્યમાં તાત્પર્ય. मन એટલે સંશયાત્મક. તેનું જે કર્મ તે સંકલ્પ. विचारणा એટલે તર્ક વિતર્કથી વસ્તુનો વિચાર. स्मृति એટલે પૂર્વે અનુભવ કરેલા અર્થનું સ્મરણ. बुद्धि એટલે નિશ્ચયાત્મિક. कलाविज्ञता એટલે શિલ્પશાસ્ત્રાદિકનો બોધ. હૃદયમાં રહેલા વાયુનું उपरियापन એટલે મુખાદિક પ્રત્યે લઈ જવું. ગુદદ્વારાએ વાયુનું નીચે પ્રેરવું એટલે અપાનનું નીચે લઈ જવું. नेत्रोन्मेषनिमेष એટલે બે નેત્રનું ઉઘાડવું અને

વીંચવું. कृत्यकरणोत्साह એટલે કાર્યનો આરંભ કરવામાં સામર્થ્યથી ઉત્સાહ. મનયુક્ત એવા જીવાત્માના આ ઇચ્છાદિક ગુણો છે.

इति श्रीमिश्रलटकतनय श्रीमन्मिश्रभावविरचितभावप्रकाशे सृष्टिप्रकरणं प्रथमम् ॥

## ગર્ભપ્રકરણ.

चिकित्सायां शरीरी ह्यधिकृतः स शरीरी यथोत्पद्यते तद्बोधयितुं गर्भोत्पत्तिक्रममाह । गर्भोत्पत्तिभूमिस्तु रजस्वला स्त्री । ततो रजस्वलास्वरूपमाह ॥

ચિકિત્સા કરવામાં પ્રાણીને અધિકાર છે તે પ્રાણી જેવી રીતે ઉત્પન્ન થાય છે તે જણાવવા માટે ગર્ભની ઉત્પત્તિનો ક્રમ કહે છે. ગર્ભની ઉત્પત્તિ ભૂમી તો રજસ્વલા સ્ત્રી છે તે માટે રજસ્વલાનું સ્વરૂપ કહે છે.

### રજસ્વલાનું સ્વરૂપ.

द्वादशाद्वत्सरादूर्ध्वमापञ्चाशत्समाः स्त्रियः । मासि मासि भगद्वारा प्रकृत्यैवार्तवं स्रवेत् ॥

आर्तवस्रावदिवसादृतुः षोडशरात्रयः ॥ गर्भग्रहणयोग्यस्तु स एव समयः स्मृतः ॥

सर्वासामेव चतुर्वर्णस्त्रीणां सर्ववादिसंमतः पूर्वोक्तः समयः । ग्रन्थान्तरे तु विशेषः । तद्यथा । स्नानदिवसादूर्ध्वं द्वादशरात्रावधि ब्राह्मण्याः दशरात्रावधि क्षत्रियायाः अष्टरात्रावधि वैश्यायाः षड्रात्रावधि शूद्राया गर्भधारणे शक्तिः ॥

બારમા વર્ષથી આરંભીને પચાસમા વર્ષ પર્યન્ત પ્રત્યેક મહિને યોનિદ્વારાએ સ્વભાવથીજ રૂધિર સ્રવેછે. રૂધિર સ્રાવના દિવસથી સોળ રાત્રિયો સુધી ઋતુ રહેછે અને ગર્ભ ગ્રહણ કરવામાં યોગ્ય પણ તેજ કાળ કહેલો છે. ચાર વર્ણની સર્વે સ્ત્રીયોને સર્વ વાદી પુરૂષોને સમ્મત એવો પ્રથમ કહેલો સમયજ છે પરન્તુ કોઇ બીજા ગ્રન્થમાં ફેર છે. તે આ પ્રમાણે કે, સ્નાન કરવાના દિવસથી આરંભીને બ્રાહ્મણની સ્ત્રીને બાર રાત્રિ સુધી, ક્ષત્રિયની સ્ત્રીને દશ રાત્રિ સુધી, વૈશ્યની સ્ત્રીને આઠ રાત્રિ સુધી અને શૂદ્રની સ્ત્રીને છ રાત્રિ સુધી ગર્ભ ધારણ કરવાની શક્તિ રહે છે.

### રજસ્વલાના નિયમો.

आर्तवस्नानदिवसादहिंसा ब्रह्मचारिणी । शयीत दर्भशय्यायां पश्येदपि पतिं न च ॥ करे शरावे पर्णे वा हविष्यं त्र्यहमाचरेत् । अश्रुपातं नखच्छेदमभ्यङ्गमनुलेपनम् ॥ नेत्रयोरञ्जनं स्नानं दिवा स्वापं प्रधावनम् । अत्युच्चशब्दश्रवणं हसनं बहु भाषणम् ॥ आयासं भूमिखननं प्रवातं च विवर्जयेत् ।

ઋતુસ્નાનના દિવસને આરંભીને સ્ત્રિયે આ પ્રમાણે વર્તવું:–હિંસા ન કરવી. બ્રહ્મચર્ય રાખવું. દર્ભની શય્યા ઉપર સુવું પતિને પણ જોવો નહિ. હાથમાં પાત્રમાં અથવા પાંદડામાં ત્રણ દિવસ સુધી હવિષ્યાન્ન જમવું. આંસુ પાડવાં નહિ. નખ કાપવા નહિ. તેલ ચોળવું નહિ.

ચન્દન ચોપડવું નહિ. આંખો આંજવી નહિ. સ્નાન કરવું નહિ. દિવસે સુવું નહિ. દોડવું નહિ. ઘણો ઉંચો શબ્દ સાંભળવો નહિ. હસવું નહિ. ઘણું બોલવું નહિ. પ્રયાસ કરવો નહિ. ભૂમિ ખોદવી નહિ. અને ઘણો વાયુ સેવવો નહિ.

## રજસ્વલા સ્ત્રીએ નિયમો ન પાળવાથી થનારા દોષો.

**अज्ञानाद्वा प्रमादाद्वा लोभाद्वा दैवतश्च वा ॥ सा चेत्कुर्यान्निषिद्धानि गर्भो दोषांस्तदाप्नुयात् । एतस्या रोदनाद्गर्भो भवेद्विकृतलोचनः ॥ नखच्छेदेन कुनखी कुष्ठी त्वभ्यङ्गतो भवेत् । अनुलेपात्तथा स्नानाद्दुःखशीलोऽञ्जनाददृक् ॥ स्वापशीलो दिवा स्वापाच्चञ्चलः स्यात्प्रधावनात् । अत्युच्चशब्दश्रवणाद्बधिरः खलु जायते ॥ तालुदन्तौष्ठजिह्वासु श्यावो हसनतो भवेत् । प्रलापी भूरिकथनादुन्मत्तस्तु परिश्रमात् ॥ स्खलते भूमिखननादुन्मत्तो वातसेवनात् ।**

અજ્ઞાનથી અથવા પ્રમાદથી અથવા લોભથી અથવા દૈવથી તે રજસ્વલા સ્ત્રી જો નિષિદ્ધ કરેલાં કર્મ કરે તો તે થકી જે દોષ થાય તે દોષોને ગર્ભ પામે. એ રજસ્વલા સ્ત્રિના રૂદનથી ગર્ભ વિકારયુક્ત નેત્રવાળો થાય. નખ કાપવાથી નઠારા નખવાળો થાય. તેલ ચોળવાથી કુષ્ટ રોગવાળો થાય. અનુલેપન તથા સ્નાન કરવાથી દુઃખયુક્ત આચરણવાળો થાય. આંજણ આંજવાથી આંધળો થાય. દિવસે સુવાથી ઘણી ઊંઘવાળો થાય. ઘણો ઊંચો શબ્દ સાંભળવાથી બેહેરો થાય. હસવાથી તાલુ દાંત હોઠ અને જીભમાં તપકીરીયા રંગ જેવો થાય. બહુ બોલવાથી બહુ બહુ બકનારો થાય. પરિશ્રમ કરવાથી ઉન્મત્ત થાય. પૃથ્વી ખોદવાથી જ્યાં ત્યાં પડી જાય એવા આચરણવાળો થાય અને ઘણો વાયુ સેવન કરવાથી ઉન્મત્ત થાય છે.

## રજસ્વલાનું કૃત્ય.

**पूर्वं पश्येदृतुस्नाता यादृशं नरमङ्गना॥ तादृशं जनयेत्पुत्रं ततः पश्येत्पतिं प्रियम् ।**

प्रियमिति भर्तर्यसंनिहिते पुत्रादिकमपि पश्येत् । चतुर्थादिदिवसेऽपि रजोनिवृत्तौ स्त्री पत्या संगच्छेत् न तु रजोऽनुवृत्तौ ॥ यत आह ॥

**प्रवहत्सलिले क्षिप्तं द्रव्यं गच्छत्यधो यथा ॥ तथा वहति रक्ते तु क्षिप्तं वीर्यमधो व्रजेत् ।**

ઋતુસ્નાન કર્યા પછી સ્ત્રી જેવા પુરૂષને જુવેછે તેવા પુત્રને ઉત્પન્ન કરે તે માટે પતિને અથવા પ્રિય એવા પુત્રાદિકને જુવે. લોકમાં પ્રિય એવું જે પદ છે તે ભર્ત્તા જો નહોય તો પુત્રાદિકને પણ જોવો એ માટે છે. ચતુર્થ દિવસને આદિ લઇ બીજા દિવસમાં પણ જો રૂધિરસ્રાવની નિવૃત્તિ થઈ હોય તો સ્ત્રિયે પતિ પાસે જવું પણ રૂધિરસ્રાવ છતાં પતિ પાસે જવું નહિ કારણ કે ત્યાં આવું વ-

ચન છે. "જેમ પાણી વહન થતું હોય તેમાં કોઈ પદાર્થ નાખિયે તો તે નીચે ચાલ્યો જાય છે તેમ રૂધિર વહન થતું હોય અને તેમાં જે વીર્ય નાખિયે તો તે ઝટ નીચે ચાલ્યું જાય છે."

### ભર્ત્તાનું કૃત્ય.

तत्र गर्भाधाने निषिद्धं विहितं च कालं तयोः फलं चाह ॥

आयुःक्षयभयाहर्तौ प्रथमे दिवसे स्त्रियम्॥ द्वितीयेऽपि दिने रत्यै त्यजेदृतुमतीं तथा। तत्र यश्चाहितो गर्भो जायमानो न जीवति ॥ आहितो यस्तृतीयेऽह्नि स्वल्पायुर्विकलाङ्गकः। अतश्चतुर्थी षष्ठी स्यादष्टमी दशमी तथा॥ द्वादशी वापि या रात्रिस्तस्यां तां विधिना भजेत्।

विधिना गर्भाधानोक्तविधिना।

अत्रोत्तरोत्तरं विद्यादायुरारोग्यमेव च ॥

तत्रान्तरे

प्रजासौभाग्यमैश्वर्यं बलं चाभिगमात्फलम् ॥

તેમાં પ્રથમ ગર્ભાધાનમાં જે કાળનો નિષેધ કરેલો છે અને કાળનો વિધિ કરેલો છે તે નિષેધ અને વિધિને તથા તેના ફળને કહે છે. ઋતુસ્નાન પછી પ્રથમ દિવસે અથવા બીજે દિવસે પણ સંભોગ માટે ઋતુવાળી સ્ત્રીનો ત્યાગ કરવો કારણ કે એમ કરવાથી પુરૂષને આયુષ્ય ક્ષય થવાનો ભય રહે છે. તે પ્રથમ અથવા બીજા દિવસમાં જે ગર્ભ આરોપણ કરેલો હોય તે કદાપિ ઉત્પન્ન થાય તોપણ જીવતો નથી. ત્રીજા દિવસમાં જે ગર્ભ આરોપણ કરેલો હોય છે તે થોડા આયુષ્યવાળો અને વિકલ અંગવાળો થાય છે માટે ચોથી રાત્રિ અથવા છઠ્ઠી, આઠમી, દશમી અથવા બારમી રાત્રિયે તે સ્ત્રીનું વિધિસહિત સેવન કરવું. વિધિ એટલે ગર્ભાધાનમાં કહેલો વિધિ સમજવો. આ ઠેકાણે ક્રમથી ઉત્તરોત્તર આયુષ્ય આરોગ્ય, પ્રજા, સૌભાગ્ય,ઐશ્વર્ય અને બળ પણ પ્રાપ્ત થાય છે એમ સમજવું.

### ત્રણ પ્રકારની નાડીયોના ભેદ.

मनोभवागारमुखेऽवलानां तिस्रो भवन्ति प्रमदाजनानाम्। समीरणा चन्द्रमुखी च गौरी विशेषमासामुपवर्णयामि ॥ प्रधानभूता मदनातपत्रे समीरणा नाम विशेषनाडी। तस्या मुखे यत्पतितं तु वीर्यं तन्निष्फलं स्यादिति चन्द्रमौलिः॥ या चापरा चान्द्रमसी च नाडी कन्दर्पगेहे भवति प्रधाना। सा सुन्दरी योपितमेव सूते साध्या भवेदल्परतोत्सवेषु ॥ गौरीति नाडी यदुपस्थगर्भे प्रधानभूता भवति स्वभावात्। पुत्रं प्रसूते बहुधाङ्गना सा कष्टोपभोग्या सुरतोपविष्टा ॥

કામગૃહના મુખનેવિષે સ્ત્રીજનોને ત્રણ પ્રકારની નાડીયો હોય છે. તેમાં એક સમીરણા બીજી ચન્દ્રમુખી અને ત્રીજી ગૌરી. એઓનો ભેદ હવે હું વર્ણન કરૂં છું. મદનરૂપી છત્રમાં પ્રધાનભૂત

એવી જે સમીરણા નામની વિશેષ નાડી છે અને તેના મુખમાં જે વીર્ય પડે તે નિષ્ફલ થાય, એમ ચન્દ્રમૌલિ નામનો કોઈ આચાર્ય કહે છે. બીજી જે ચાન્દ્રમાસી નામની નાડી કામગૃહમાં પ્રધાનરૂપ થાય છે તેમાં વીર્ય પડવાથી તે સ્ત્રી કન્યાનેજ ઉત્પન્ન કરેછે અને તે સંભોગના થોડા ઉત્સવમાં સિદ્ધ થઈ શકે. સ્ત્રીની ઉપસ્થ ઇન્દ્રિયના ગર્ભમાં સ્વભાવથી પ્રધાનભૂત એવી ગૌરી નામની જે નાડી રહે છે, તેથી તે સ્ત્રી ઘણું કરીને પુત્રને ઉત્પન્ન કરેછે અને સંભોગ વખતે પુરૂષથી તે કષ્ટવડે ભોગવી શકાય છે.

### યુગ્મ (એકી) અને અયુગ્મ (બેકી) રાત્રિયોનું ફલ.

युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु।

तत्र दम्पत्योः संभोगे यादृक् पुमान् सुफलाद्दृच्युते ॥

स्नातश्चन्दनलिप्ताङ्गः सुगन्धसुमनोऽर्चितः। स्रक्तपुष्पः सुवसनः सुवेशः समलंकृतः ॥ ताम्बूलवदनस्तस्यामनुरक्तोऽधिकस्मरः। पुत्रार्थी पुरुषो नारीमुपेयाच्छयने शुभे ॥

યુગ્મ રાત્રિયોમાં જવાથી પુત્રો ઉત્પન્ન થાયછે અને અયુગ્મ રાત્રિયોમાં જવાથી કન્યાઓ ઉત્પન્ન થાયછે. ત્યાં સંભોગમાં જેવો પુરૂષ જોઇએ તેવો હવે કહેવાય છે. સ્નાન કરેલો, ચન્દનથી લિપ્ત અંગવાળો, ઘણા સુગન્ધવાળાં પુષ્પોથી શોભાયમાન થયેલો, પુષ્પ ભોગવનારો, સારાં વસ્ત્રવાળો, સારી રીતે શોભાયમાન થયેલો, તામ્બૂલ ખાનારો, એવો પુત્રાર્થી પુરૂષ અધિક કામદેવવાળો થઇને તથા તે સ્ત્રીમાં આસક્ત થઇને શુભ શયનમાં નારી પાસે જાય.

### મૈથુનમાં અયોગ્ય પુરૂષ.

अत्याशितोऽधृतिः क्षुद्वान् सव्यथाङ्गः पिपासितः। बालो वृद्धोऽन्यवेगार्तस्त्यजेद्रोगी च मैथुनम् ॥

ઘણું જમેલો, ધૈર્ય વિનાનો, ભુખ્યો, પીડાસહિત અંગવાળો, તરસ્યો, બાલક, વૃદ્ધ, અન્ય કોઈકના વેગથી પીડાયેલો, અને રોગી એવો જે પુરૂષ હોય તેણે મૈથુનનો ત્યાગ કરવો.

### મૈથુનમાં યોગ્ય સ્ત્રી.

पुरुषस्य गुणैर्युक्ता विहिता न्यूनभोजना। नारी ऋतुमती पुंसा संगच्छेत्सुतार्थिनी ॥

પુરૂષના ગુણોથી યુક્ત અને ન્યૂન ભોજનવાળી ઋતુમતી સ્ત્રી પુત્રની ઇચ્છા રાખીને પુરૂષ પાસે જાય.

### મૈથુનમાં અયોગ્ય સ્ત્રી.

रजस्वला व्याधिमती विशेषायोनिरोगिणी। वयोऽधिका च निष्कामा मलिना गर्भिणी तथा ॥ एतासां संगमात्पुंसां वैगुण्यानि भवन्ति हि।

જે સ્ત્રી રજસ્વલા હોય, રોગવાળી હોય અને ઘણું કરીને યોનિના રોગવાળી હોય, પુરૂષની અવસ્થાથી અધિક ઉમ-

રવાળી હોય, કામરહિત હોય, મલિન હોય, તથા ગર્ભવાળી હોય એવી સ્ત્રિયોનો સંગ કરવાથી પુરૂષોને અવશ્ય દોષપ્રાપ્તિ થાય છે. તેમાં રજસ્વલા સ્ત્રી ત્રણ દિવસ સુધી તથા જ્યાંસુધી રૂધિર ઝરતું હોય ત્યાંસુધી નિષિદ્ધ છે કારણ કે ત્યાં આવું વચન છે.

### પુરૂષોને કેવી રીતે સ્ત્રી વર્જવી.

**प्रथमेऽहनि चाण्डाली द्वितीये ब्रह्मघातिनी ॥ तृतीये रजकी पुंसां यथा वर्ज्या तथाङ्गना ।**

व्याधिमती च वर्ज्या । तत्र स्त्रीणां व्याधयः प्रदरादयस्तद्युक्ता निषिद्धास्तत्रापि विशेषाद्योनिरोगिणी ॥

પુરૂષોને જેવી રીતે સ્ત્રી વર્જવી કહેલી છે તેઓ પ્રમાણે કે, પ્રથમ દિવસમાં ચાંડાલી, બીજા દિવસમાં બ્રહ્મઘાતિની અને ત્રીજા દિવસમાં તે ધોબણ જેવી કહેલી છે. રોગવાળી જે સ્ત્રી હોય તે વર્જવી. તેમાં સ્ત્રિયોને પ્રદરાદિક વ્યાધિઓ થાયછે તે વ્યાધિઓ સહિત જે સ્ત્રી હોય તેનો સંગ કરવો નહિ અને તેમાં જે સ્ત્રીને યોનિનો રોગ હોય તેનો તો જરૂર સંગ કરવો નહિ.

### ગર્ભના અવતરણનો ક્રમ.

**कामान्मिथुनसंयोगे शुद्धशोणितशुक्रजः ॥ गर्भः संजायते नार्याः स जातो बाल उच्यते ।**

गर्भः शुद्धः अशुद्धस्तु गर्भोऽशुद्धः शुक्रशोणितयोरपि दम्पत्योर्भवति । यत आह ।

**दम्पत्योः कुष्ठबाहुल्याद्दुष्टशोणितशुक्रयोः ॥ यदपत्यं तयोर्जातं ज्ञेयं तदपि कुष्ठितमिति ।**

कुष्ठं संजातं यस्य तत् कुष्ठितम् । अत्र तारकादित्वादितच्प्रत्ययः ।

यत्तु, वातादिदुष्टरेतसः प्रजोत्पादने न समर्थाः इति सुश्रुतः तत्र शुद्धप्रजोत्पादने न समर्था इति बोद्धव्यम् । रोगादिनाऽशुद्धास्तु प्रजा वातादिदुष्टशुक्रा अपि जनयन्ति जन्मान्धबधिरपङ्ग्वादिसंभवत्वात् ।

**ऋतौ स्त्रीपुंसयोर्योगे मकरध्वजवेगतः ॥ मेढ्रयोन्यभिसंघर्षाच्छरीरोष्मानिलाहतः। पुंसः सर्वशरीरस्थं रेतो द्रावयतेऽथ तत् ॥ वायुर्मेहनमार्गेण पातयत्यङ्गनाभगे । तत् संस्रुत्य व्यात्तमुखं याति गर्भाशयं प्रति ॥ तत्र शुक्रवदायाते नार्तवेन युतं भवेत् ।**

કામથકી સ્ત્રી પુરૂષનો સંયોગ થયા પછી શુદ્ધ રૂધિર અને વીર્યથી નારીનો "જે ગર્ભ ઉત્પન્ન થાયછે તે જન્મ્યા પછી બાલ કહેવાય છે. પુરૂષનું વીર્ય અને સ્ત્રીનું રૂધિર જો શુદ્ધ હોય તો ગર્ભ શુદ્ધ થાય છે અને અશુદ્ધ હોય તો ગર્ભ અશુદ્ધ થાય છે કારણ ત્યાં આમ કહેછે. "જે સ્ત્રી-પુરૂષને કુષ્ઠ નામનો ઘણો રોગ થવાથી રૂધિર તથા વીર્ય બગડી ગયેલું હોય અને તેમાં જે છોકરૂં થાય તે કુષ્ઠ રોગવાળું થાય છે." કુષ્ઠિત એવું જે મૂલમાં પદ છે તેનો અર્થ આવી રીતે છે કે, કુષ્ઠ જેને સારી રીતે ઉત્પન્ન થયો હોય

તે કુત્સિત કહેવાય. "વાયુ આદિકથી જેનું વીર્ય દૂષિત થયેલું હોય છે તેવા પુરૂષો પ્રજા ઉત્પન્ન કરવામાં સમર્થ થતા નથી" એમ જે સુશ્રુતમાં કહેલું છે તે ઠેકાણે "શુદ્ધ પ્રજા ઉત્પન્ન કરવામાં સમર્થ નથી" એવો અર્થ જાણવો. રોગાદિકથી પુરૂષો અશુદ્ધ હોય અને વાયુ આદિકથી નઠારા વીર્યવાળા હોય તોપણ પ્રજાઓ ઉત્પન્ન કરે છે કારણ કે જન્મથી આંધળા, બહેરા અને પાંગળા આદિકની ઉત્પત્તિ જોવામાં આવે છે. જો એમ ન હોય તો એવાઓની ઉત્પત્તિજ ન થવી જોઈએ. ઋતુમાં સ્ત્રી પુરૂષનો જ્યારે યોગ થાય છે ત્યારે કામદેવના વેગની અને લિંગ યોનિના પરસ્પર ઘસાવાથી શરીરના ઉષ્ણ વાયુથી હણાયેલું અને પુરૂષના સર્વ શરીરમાં રહેલું વીર્ય ઝરીને એક ઠેકાણે એકઠું થાય છે તેને વાયુ, લિંગ ઇન્દ્રિયને દ્વારે સ્ત્રીની યોનિમાં પાડે છે. તે વીર્ય ફાડેલા મુખવાળા ગર્ભાશય પ્રત્યે જાય છે અને તેમાં વીર્યની પેઠે આવેલા રૂધિર સાથે મળી જાય છે.

## ગર્ભાશયનું સ્વરૂપ.

शङ्खनाभ्याकृतिर्योनिस्त्र्यावर्ता सा च कीर्तिता ॥ तस्यास्तृतीये त्वावर्ते गर्भशय्या प्रतिष्ठिता। यथा रोहितमत्स्यस्य मुखं भवति रूपतः ॥ तत्संस्थानां तथारूपां गर्भशय्यां विदुर्बुधाः ।

अपमर्पः । गर्भशय्यामुखं रोहितमत्स्यस्येव भवति यथा च रोहितमत्स्यस्य स्थितिर्जले भवति तथा पित्ताशयपक्वाशयमध्ये गर्भशय्यायाः स्थितिर्भवति रूपमपि तस्येव भवति। यथा रोहितस्य मुखं स्वल्पमाशयस्तु महानित्यर्थः ॥

શંખનાભીના આકાર જેવી સ્ત્રીની યોની ત્રણ આંટાવાળી છે. ત્રીજા આંટામાં ગર્ભાશય છે. રોહૂ માછલીના મુખના સદૃશ અને તેના રૂપની સમાન ગર્ભાશય છે, એનો તાત્પર્ય એ છે કે, જેવું રોહૂ માછલીનું મુખ ઉપરથી ન્હાનું અને અંદરથી પ્હોળું થાય છે તથા જેમ રોહૂ માછલીનું રહેવું જળમાં થાય છે તેપ્રમાણે ગર્ભાશની સ્થિતિ પણ પિત્તાશય અને પક્વાશયની વચમાં છે.

## વીર્ય અને આર્તવનો સંયોગ.

शुक्रार्तवसमाश्लेषो यदैव खलु जायते । जीवस्तदैव विशति युक्तः शुक्रार्तवान्तरः । सूर्यांशोः सूर्यमणितोऽनुभयस्माद्युतायथा ॥ वह्निः संजायते जीवस्तथा शुक्रार्तवाद्युतात् । आत्मानादिरनन्तश्चाऽव्यक्तो वक्तुं न शक्यते ॥ चिदानन्दैकरूपोऽयं मनसापि न गम्यते । एवंभूतोऽपि जगतो भाविनीवलवत्तया ॥ अविद्यास्वीकृते कर्मवशो गर्भे विशत्यसौ।

गर्भे चतुर्विंशतितत्त्वमये ।

જ્યારે વીર્ય અને આર્તવનો સંયોગ થાય છે, ત્યારે વીર્ય અને આર્તવમાં યુક્ત થયેલો જીવ પણ તેજ કાળે પ્રવેશ

કરે છે. ત્યાં દૃષ્ટાંત છે કે, જેમ સૂર્યના કિરણમાં અગ્નિ રહેલો છે તથા જેમ સૂર્યકાંત મણિમાં પણ અગ્નિ રહેલો છે, પણ તે બન્ને જૂદાં જૂદાં હોય ત્યારે તેમાંથી અગ્નિ પ્રકટતો નથી. પણ તે એટલે સૂર્યકિરણ અને સૂર્યકાંત જ્યારે એકઠા મળે છે ત્યારે તેમાંથી જેમ અગ્નિ પ્રકટ થાય છે, તેમ વીર્ય એકલું છતાં અથવા આર્તવ એકલું છતાં તેમાંથી જીવ પ્રકટતો નથી. પણ તે બન્નેનો સંયોગ થાય છે ત્યારે તેમાંથી જીવ* પ્રકટે છે. આત્મા અનાદિ, અનન્ત તથા અવ્યક્ત છે; તેનું વર્ણન પણ કરી શકાય તેમ નથી; તે 'ચિત્' રૂપ અને 'આનંદ' રૂપ છે, તથા મનવડે તેની કલ્પના પણ થઈ શકતી નથી એવો છતાં પણ જગતની ઉત્પત્તિ થવારૂપ બળવાન હેતુવડે, અવિદ્યાને લીધે સ્વીકાર કરેલા (અહંભાવનાવડે પોતાના માનેલા) ગર્ભમાં તે પ્રવેશ કરે છે. જે ગર્ભમાં તે પ્રવેશ કરે છે તે ચોવીશ તત્વમય છે.

### જીવનું લક્ષણ.

स एव वेत्ता रसनो द्रष्टा घ्राता स्पृशत्यसौ ॥ श्रोता वक्ता च कर्ता च गन्ता रन्तोत्सृजत्यपि ।

એજ જીવ સર્વ વિષયોને જાણનાર જીભવડે શબ્દ કરનાર, નેત્રવડે જોનાર, નાક (ઘ્રાણ) વડે ગંધ ગ્રહણ કરનાર, ત્વચાવડે સ્પર્શ કરનાર, કર્ણવડે સાંભળનાર, મુખવડે બોલનાર, હસ્તવડે કરનાર, પાદવડે જનાર—ચાલનાર, ઉપસ્થવડે રતિ કરનાર અને પાયુ (ગુદ) વડે મલોત્સર્ગ કરનાર છે.

### યોનિનો સંકોચ વિકાસ.

दिने व्यतीते नियतं सङ्कुचत्यम्बुजं यथा ॥ ऋतौ व्यतीते नार्यास्तु योनिः संव्रियते तथा ।

ऋतौ रजोदर्शनात् षोडशनिशात्मके काले योनिस्तु धराद्वारम् ।

દિવસ આથમ્યા પછી કમળ જેમ નિયમિત રીતે સંકોચ પામે છે, તેમ ઋતુકાળ વીત્યો એટલે સ્ત્રીની યોની પણ તેજ રીતે સંકોચ પામે છે. પ્રથમ જે દિવસે-આર્તવનું દર્શન થાય તે દિવસથી માંડીને સોળ રાત્રિઓ સુધીના કાળને ઋતુકાળ કહે છે. (યોનિ એટલે પૃથ્વીનું દ્વાર સમજવું.)

### જોડવાં જન્મવાનું કારણ.

बीजेऽन्तर्वायुना भिन्ने द्वौ जीवौ कुक्षिमागतौ ॥ यमावित्यभिधीयेते धर्मेतरपुरःसरौ ।

तौ धर्मेतरपुरःसरौ धर्मस्तदितरोऽधर्मस्तौ पुरःसरौ ययोः तेन धर्मा धर्माधर्माभ्यां भवत इत्यर्थः ।

* જીવ પ્રકટે છે તથા જીવ પ્રવેશ કરે છે, એ માત્ર લોકવ્યવહારની સુગમતાને અર્થે માનેલું છે; ઉપર કહ્યું કે વીર્યમાં તથા આર્તવમાં પણ જીવ છે તો પછી તેના સંયોગમાં તે પ્રકટે છે એટલે નવો ઉત્પન્ન થાય છે એમ માનવાનું નથી. પણ તે માત્ર વ્યક્ત થાય છે એમજ સમજવું.

ગર્ભસ્થાનમાં રહેલા બીજના તે સ્થળમાંના વાયુથી બે વિભાગ થાય છે, ત્યારે માતાની કૂખમાં આવેલા તથા ધર્મ અને અધર્મથી દોરાયલા તે બે જીવ-"જોડવાં" એ પ્રકારે કહેવાય છે. ધર્મ અને અધર્મ જેમની આગળ ચાલે છે એવા અથવા ધર્મ અને અધર્મ બન્નેએ જેમને આગળ ચલાવ્યા છે એટલે ગર્ભાવસ્થાન પ્રાપ્ત કરાવ્યું છે એવા તે બે જીવ સમજવા; એટલે જોડવાંમાંના એકને ધર્મ અને બીજાને અધર્મ થકી ઉત્પન્ન થયેલો, એમ ન સમજવું, પણ તે બન્ને ધર્મ તથા અધર્મથી ઉપજેલા છે એમ કહેવાની મતલબ છે.

## પુત્ર કે પુત્રી જન્મવાનું કારણ.

आधिक्ये रेतसः पुत्रः कन्या स्यादार्तवेऽधिके ॥ नपुंसकं तयोः साम्ये यथेच्छा परमेश्वरी ।

नन्वेवं सति कथं पुत्रोत्पत्तिः सदैवार्तवस्यैव बाहुल्यात् । यत उक्तम् ॥ आर्तवं चतुरञ्जलिप्रमाणं शुक्रं प्रसृतिमात्रमिति ॥

वाग्भटेऽप्युक्तमात्रेयादिभिः ।

मज्जा मेदो वसा मूत्रपित्तश्लेष्मशकृत् मसृक् ॥ रसो जलं च देहेऽस्मिन्नेकैकाञ्जलिवर्धितम् । पृथक् च प्रसृतं प्रोक्तमोजोमस्तिष्करेतसाम् ॥ द्वावञ्जली तु दुग्धस्य चत्वारो रजसस्तु ते । समधातोरिदं मानं विद्याद्वृद्धिक्षयावतः ॥

नैवम् । यतो गर्भाशयस्थमेव शुक्रमार्तवं च गर्भोत्पत्तिहेतुः शुक्रं कदाचिदत्यन्तहर्षवशाद्दुग्धादिशुक्रलस्वद्रव्यसेवनात् शुक्रबाहुल्यात् गर्भाशये बहु स्रवति कदाचिद्वैमनस्यादिना शुक्राल्पत्वात्स्वल्पमिति । एवमार्तवमपीति न दोषः ॥ )

વીર્ય અને આર્તવના સંયોગમાં જો વીર્યનો ભાગ વધારે હોય તો પુત્ર અને આર્તવનો ભાગ વધારે હોય તો કન્યા જન્મે છે; તેમજ તે બે એટલે વીર્ય અને આર્તવ સમાન હોય તો નપુંસક ઉત્પન્ન થાય છે. પછી જેવી પરમેશ્વરની ઇચ્છા હોય તે પ્રમાણે થાય છે, અર્થાત્ તેમાં માનુષી કારીગરી કે અક્કલ ચાલતી નથી કે જેથી વીર્યનો વત્તો, ઓછો, કે સમાન ભાગ આણીને પુત્ર પુત્રી કે નપુંસક ઉત્પન્ન કરી શકે!

શંકા—કોઈ કહેશે કે એમ છે (એટલે વીર્યનો ભાગ અધિક હોય તોજ પુત્ર ઉપજે), ત્યારે સ્ત્રીની યોનિમાં આર્તવ તો સર્વદા વીર્ય કરતાં અધિકજ હોય છે, માટે પુત્ર સંતાન કેમ ઉત્પન્ન થઈ શકે? કેમકે આર્તવ ચાર અંજલિ જેટલું અને વીર્ય એક પ્રસૃતિ (ખોબા જેટલું) છે એમ કહેલું છે. વાગભટમાં પણ આત્રેયાદિક મુનિઓએ કહેલું છે કે,—મજ્જા, મેદ, વસા, મૂત્ર, પિત્ત, કફ, મળ, રૂધિર, રસ, અને જળ એ આ દેહમાં એક એક અંજલી વધતાં વધતાં છે; ઓજ, મગજ, અને વીર્ય એ પ્રત્યેક એક એક પ્રસૃતિ છે. દૂધ બે અંજલી છે અને આર્તવ ચાર અંજલી છે. સમાન ધાતુવાળા

શરીરમાં એ પ્રમાણે હોય છે; પણ વિષમ ધાતુવાળા શરીરમાં એ ઉપરથી વૃદ્ધિ અને ક્ષય જાણી લેવા. એ પ્રકારે કહેલું છે. માટે આર્તવ કરતાં વીર્ય સદૈવ થોડુંજ હોય.

સમાધાન.--પણ એમ નથી; કેમકે ગર્ભાશયમાં રહેલુંજ વીર્ય અને આર્તવ ગર્ભની ઉત્પત્તિનો હેતુ છે. કોઈ વખત દૂધ વગેરે વીર્ય જનક પદાર્થોનું સેવન કરવાથી અથવા અત્યંત હર્ષ ઉપજવાથી શુક્ર વિશેષ હોઇને ગર્ભાશયમાં ઘણું પડે છે; કોઈ વખત દીલગીરીને લીધે કે વીર્ય અલ્પ હોવાને લીધે ગર્ભાશયમાં થોડું રહે છે. અને એજ પ્રમાણે આર્તવ પણ ગર્ભાશયમાં ઘણું થોડું રહે છે, માટે આર્તવ કરતાં વીર્ય વધારે પણ હોઈ શકે અને પુત્ર ઉપજી શકે માટે કહેલું વચન યથાર્થ છે, પણ દોષયુક્ત નથી.

### દોષાદિકનું પરિણામ.

( सुश्रुतः पुनराह )

वैलक्षण्याच्छरीराणामस्थायित्वात्तथैन च। दोषधातुमलानां तु परिमाणं न विद्यते ॥

वैलक्षण्यात् दीर्घह्रस्वकृशादिभेदेन सादृश्याभावात् अस्थायित्वात् वयोऽहर्निशर्तुभुक्तेष्वेकमात्रानवस्थानात्

વળી સુશ્રુત કહેછે કે,-દેહ ધારીઓની વિલક્ષણતાને લીધે તથા તેમના અસ્થાયીપણાને લીધે દોષ, ધાતુ અને મળનું પરિમાણ થઇ શકતું નથી, વિલક્ષણતાને લીધે એટલે લાંબો, ટુંકો ( ઠીંગણો ), કૃશ, આદિક ભેદને લીધે સરખાપણું નથી તેથી તથા અસ્થાયિપણું એટલે વય, દિવસ, રાત્રિઅને ઋતુના ભોગમાં એક (સમાન) માત્રાની સ્થિતિ ન હોવાને લીધે દોષાદિકનું પરીમાણ થઈ શકતું નથી.

### સ્ત્રી સેવનનો નિયમ.

एवं तामभिसंगम्य पुनर्मासाद्व्रजेदसौ। मासादूर्ध्वमिति शेषः। अर्वागगमनेन गर्भद्वारविघट्टनाद्गर्भच्युतिप्रसङ्गः स्यात्। केचित्तु पुनः पुष्पदर्शनेन गर्भालाभनिश्चये मासादूर्ध्वं गच्छेत् लब्धगर्भा नैव गच्छेदिति वदन्ति ॥ तत्र परिहार्यपरिहारार्थं सद्योगृहीतगर्भाया लक्षणमाह ॥

એ પ્રમાણે એકવાર સ્ત્રીસમાગમ કર્યા પછી ફરી એક માસ થયા બાદ તેનું સેવન કરવું ( માસ વીતી ગયા પછી સેવન કરવું એમ કહેવાની મતલબ છે. ) માસ થયા પહેલાં ગમન કરવાથી ગર્ભના દ્વારનું મથન થવાથી ગર્ભપાત થવાનો પ્રસંગ આવે છે. કેટલાકનું કહેવું એમ છે કે,-ફરીને આર્તવ દીઠામાં આવવાથી ગર્ભ રહ્યો નથી એ નિશ્ચય થાય તો સ્ત્રી પાસે જવું એવી મતલબ 'માસ પછી જવું' એમ કહેવાથી સમજવી. જો ગર્ભ રહ્યો હોય તો માસ થઈ ગયા પછી પણ ન જવું.

ગર્ભ રહ્યા પછી તજવા જેવી બાબતોનો ત્યાગ કરવાના હેતુથી જેને તરત

ગર્ભ રહેલો છે એવી સ્ત્રીનું લક્ષણ કહે છેઃ—

## ગર્ભ રહ્યાનાં લક્ષણ.

शुक्रशोणितयोर्योनेरस्रावोऽथ श्रमोद्भवः। सक्थिसादः पिपासा च ग्लानिः स्फूर्तिर्भगे भवेत् ॥

વીર્ય અને રૂધિરનો યોનિદ્વારા સ્રાવ થાય નહિ; શરીરને થાક લાગ્યા જેવાં ચિન્હ જણાય; સાથળનો ભાગ પાતળો થાય; તૃષા લાગે; ગ્લાનિ ઉપજે અને યોનિમાં સ્ફુર્તિ ( ફરકવું ) ઉપજે ત્યારે જાણવું કે ગર્ભ રહ્યો છે.

## ગર્ભ રહ્યા પછીનાં લક્ષણ.

स्तनयोर्मुखकार्ष्ण्यं स्याद्रोमराज्युद्गमस्तथा। अक्षिपक्ष्माणि चाप्यस्याः संमील्यन्ते विशेषतः ॥ छर्दयेत्पथ्यभुक्चापि गन्धादुद्विजते शुभात् । प्रसेकः सदनं चैव गर्भिण्या लिङ्ग उच्यते ॥

બન્ને સ્તનની દીંટડીઓ કૃશ થાય, રૂવાંટીની પંક્તિ ઉગે તથા તે સ્ત્રીનું નેત્ર અને પાંપણો વિશેષે કરીને એકત્ર મળી જાય. પથ્ય ભોજન કરે તથાપિ ઉલટી થાય; સારા ગંધથકી પણ ઉદ્વેગ પામે; શરીરમાંથી ભીનાશ નીકળે તથા અંગ સુકાવા લાગે; એ ગર્ભવતીનાં ચિન્હ જાણવાં.

## પુત્ર ગર્ભવતીનાં લક્ષણ.

पुत्रगर्भयुतायास्तु नार्या मासि द्वितीयके। गर्भो गर्भाशये लक्ष्यः पिण्डाकारोऽपरं शृणु ॥

पिण्डो वर्तुलाकृतिः मासि द्वितीयक इत्यस्य गर्भः पिण्डाकारो लक्ष्यः इत्यनेनैवान्वयो न त्वग्रिमश्लोकेऽपि ॥)

दक्षिणाक्षिमहत्त्वं स्यात् प्राक्क्षीरं दक्षिणे स्तने। दक्षिणोरुः सुपुष्टः स्यात् प्रसन्नमुखवर्णता ॥ पुन्नामधेयद्रव्येषु स्वप्नेष्वपि मनोरथः। आम्रादिफलमाप्नोति स्वप्नेषु कमलादि च ॥

જે સ્ત્રીના ગર્ભમાં પુત્ર હોય તે સ્ત્રીને બીજે મહીને ગર્ભાશયમાં પિંડાકાર ગર્ભ જોવામાં આવે છે. (પિંડાકાર એટલે વર્તુલ ગોળાકૃતિ. ) બીજે મહિને ગર્ભ પિંડાકાર જણાય છે એટલું બીજા મહિનાના સંબંધમાં કહેવાનું છે. હવે તે સિવાય બીજુ સાંભળો, જમણી આંખ મોટી થાય; પ્રથમ જમણા સ્તનમાં દૂધ આવે, જમણી જાંધ બહુ પુષ્ટ થાય; મુખની કાંતિ પ્રસન્ન રહે; પુંલિંગ નામવાળા પદાર્થો ઉપર સ્વપ્નમાં પણ મનોરથ થાય; સ્વપ્નમાં કેરી વગેરે ફળ તથા કમળ વગેરે પ્રાપ્ત થાય.

## કન્યા ગર્ભવતીનાં લક્ષણ.

कन्या गर्भवती गर्भे पेशी मासि द्वितीयके। पुत्रगर्भस्य लिङ्गानि विपरीतानि चेक्षते ॥

पेशी दीर्घाकृतिः ॥

જેના ગર્ભમાં કન્યા હોય—તેને બીજે માસે ગર્ભસ્થાનમાં પેશી બંધાય છે, તથા પુત્ર ગર્ભવતીનાં જે લક્ષણ ઉપર કહ્યાં છે તેથી વિપરીત લક્ષણ જોવામાં આ-

વેછે. ( પેશી એટલે લાંબી આકૃતિ )

**નપુંસક ગર્ભવતીનાં લક્ષણ.**

नपुंसकं यदा गर्भे भवेद्गर्भोऽर्बुदाकृतिः । उन्नते भवतः पार्श्वे पुरस्तादुदरं महत् ॥

अर्बुदं वर्तुलं फलार्धतुल्यम् ॥

જ્યારે સ્ત્રીના ગર્ભમાં નપુંસક હોય ત્યારે બીજે મહિને તે અર્બુદના જેવી આકૃતિવાળો થાય છે. સ્ત્રીનાં બે પાસાં ઊંચાં થાય છે તથા આગળ મોટું પેટ વધે છે. (અર્બુદ એટલે અરધા ફળના જેવું વર્તુલ.)

**નપુંસકના વિશેષ પ્રકાર.**

आसेक्यश्च सुगन्धी च कुम्भिकश्चेर्ष्यकस्तथा । अमी सशुक्रा बोद्धव्या अशुक्रः पण्डसंज्ञकः ॥

આસેક્ય, સુગંધી, કુંભીક, ઈર્ષ્યક, એ ચાર પ્રકારના નપુંસક સર્વે વીર્યવાળા જાણવા; પાંચમો પ્રકાર જે 'પંઢ' નામે છે તે વીર્યવિનાનો જાણવો.

**આસેક્ય નપુંસક.**

पित्रोस्तु स्वल्पवीर्यत्वादासेक्यः पुरुषो भवेत् । स शुक्रं प्राश्य लभते ध्वजोन्नतिमसंशयम् ॥

पित्रोर्मातापित्रोः स्वल्पवीर्यत्वात् स्वल्पशुक्रत्वात् आसेक्यनामा मुखयोनीतिनामान्तरः स शुक्रं प्राश्येति स पुरुषोऽन्यपुरुषेण स्वमुखे मैथुनं कारयित्वा तस्य शुक्रं प्राश्य मेढ्रोत्थानं लभत इत्यर्थः ॥

માતાપિતાના અલ્પવીર્યને લીધે આસેક્ય પુરૂષ થાય છે. તથા તે વીર્યનું પ્રાશન કરીને ધ્વજોન્નતિ પામે છે એ નિશ્ચય છે. મતલબ કે માતા તથા પિતા બન્નેનું વીર્ય સમાન છતાં અલ્પ હોય તો આસેક્ય એવે નામે નપુંસક ઉપજે છે. તથા તેનું બીજું નામ 'મુખયોનિ' એવું છે. તે પુરૂષ બીજા પુરૂષ પાસે પોતાના મુખમાં મૈથુન કરાવીને તેનું વીર્ય પોતાના મુખમાં પડે તે ખાઈજાય છે અને તેથી તેનું મેહન ઇંદ્રિય ઉત્થાન પામે છે.

**સુગંધી નપુંસક.**

यः पूतियोनौ जायेत स हि सौगन्धिको भवेत् । स योनी शेफसौगन्ध्यमाघ्राय लभते बलम् ॥

सौगन्धिकः सौगन्धिकनामा नासायोनीतिनामान्तरं । बलं मैथुने शक्तिम् ।

જે પુરૂષ દુર્ગંધવાળી યોનિને વિષે જન્મ પામ્યો હોય તે સૌગંધિક એવે નામે નપુંસક થાય છે. તે પુરૂષ યોની અથવા લિંગનો ગંધ સુંઘીને લિંગની દૃઢતા પામે છે. સૌગધિકનું બીજું નામ નાસાયોનિ છે. (તે લિંગની દૃઢતા પામે છે એટલે વાસ લીધાપછી મૈથુન કરવાની શક્તિ પામે છે.)

**કુંભિક નપુંસક.**

स्वे गुदेऽब्रह्मचर्याद्यः स्त्रीषु पुंवत् प्रवर्तते । स कुम्भिक इति ज्ञेयो गुदयोनिस्तु स स्मृतः ॥

अब्रह्मचर्यात् ब्रह्मचर्यममैथुनं अब्रह्मचर्यं मैथुनं यत्नात् ।

જે પુરૂષ પોતાની ગુદાનેવિષે અબ્ર-

હ્મચર્ય કર્મ કરાવે તથા સ્ત્રીઓને વિષે પુરૂષની પેઠે આચરણ કરે (એટલે સ્ત્રીઓ પોતાના પ્રત્યે પુરૂષ પેઠે આચરે, એમ ઇચ્છે;) તેને કુંભિક નામે નપુંસક જાણવો; તેને ગુદયોનિ કહે છે. (અબ્રહ્મચર્ય કર્મ એટલે મૈથુન સમજવું.)

### ઇર્ષ્યક નપુંસક.

**दृष्ट्वा व्यवायमन्येषां व्यवाये यः प्रवर्तते। इर्ष्यकः स तु विज्ञेयो दृष्टियोनिस्तु स स्मृतः॥**

જે પુરૂષ બીજાઓનો સમાગમ (મૈથુન) જોઇને મૈથુન કરવામાં પ્રવૃત્ત થાય છે, તેને ઇર્ષ્યક નામે નપુંસક જાણવો. તેનું બીજું નામ દૃષ્ટિયોનિ છે.

### ખંડ નપુંસક.

**यो भार्यायामृतौ मोहादङ्गनेव प्रवर्तते। तत्र स्त्रीचेष्टिताकारो जायते खण्डसंज्ञकः॥**

स्त्रीचेष्टिताकारः स्त्र्याकारः श्मश्रुरहितः। स्त्रीचेष्टितः समेहनोऽपि पुरुषशक्तिरहितः॥ किन्तु स्त्रीवदधोभूतः स्वे गुदे पुरुषान्तरेण मैथुनम्॥

જે સ્ત્રીના ઋતુકાળમાં મોહવડે કરીને સ્ત્રીની પેઠે આચરે છે, તે પુરૂષ સ્ત્રીના જેવાં ચેષ્ટિત તથા આકારવાળો થાય છે તથા તે ખંડ નામે નપુંસક કહેવાય છે. (સ્ત્રીના જેવાં ચેષ્ટિત એટલે તેના જેવા લહેકા અને આકાર એટલે મૂછ વગેરેથી રહિત.) વળી લિંગ છતાં પણ પુરૂષ શક્તિ વિનાનો હોઇને સ્ત્રીનીપેઠે નીચે પડીને પોતાની ગુદામાં અન્યપુરૂષ દ્વારા મૈથુન કરાવવું તેને પણ સ્ત્રી ચેષ્ટિત કહે છે.

### નરના જેવાં ચેષ્ટિતવાળી કન્યા.

**ऋतौ ऋतौ पुरुषवत्प्रवर्तेताङ्गना यदि। तत्र कन्या यदि भवेत्सा भवेन्नरचेष्टिता॥**

पुरुषवत् स्त्रियमारुह्य सा तस्याः स्वयोनौ योनिवर्षणं करोति॥

જ્યારે ઋતુ ઋતુ પ્રત્યે સ્ત્રી, પુરૂષની પેઠે આચરણ કરે અને તેથી જો કન્યા ઉત્પન્ન થાય તો તે પુરૂષના જેવાં ચેષ્ટિતવાળી થાય. (એટલે પુરૂષનીપેઠે સ્ત્રી ઉપર આરોહણ કરીને તે સ્ત્રી, તે સ્ત્રીની યોનિમાં પોતાની યોનિનું ઘર્ષણ કરે. એવાં લક્ષણ વાળી તે કન્યા નીપજે.)

### ગર્ભની બીજી પ્રકૃતિઓ.

**यदा नार्यावुपेयातां वृषस्यन्त्यौ कथंचन। मुञ्चन्त्यौ शुक्रमन्योन्यमनस्थिस्तत्र जायते॥**

अनस्थिः। अत्रेपदर्थे नञ् तेनाल्पकोमलास्थिरित्यर्थः।

**ऋतुस्नाता तु या नारी स्वप्ने मैथुनमाचरेत्॥ आर्तवं वायुरादाय कुक्षौ गर्भं करोति हि। मासि मासि प्रवर्धेत स गर्भो गर्भलक्षणः॥ कललं जायते तस्य वर्जितं पैतृकैर्गुणैः।**

गर्भलक्षणः प्रवृत्तगर्भलक्षणः। पैतृकैर्गुणैः केशश्मश्रुलोमनखदन्तशिरास्नायुधमनीरेतःप्रभृतिभिः।

**सर्पवृश्चिककूष्माण्डाकृतयो विकृताश्च ये। गर्भास्ते योषितस्त्वाद्य ज्ञेयाः पा-**

पकृतो भृशम् । गर्भो वातप्रकोपेण दौहृदे चापमानिते ॥ भवेत् कुब्जः कुणिः पंगुर्मूको मिन्मिन एव च ।

જ્યારે બેસ્ત્રીઓ કોઇ પ્રકારે પણ સંગમ કરીને મૈથુન કરે. એક બીજીની યોનિમાં વીર્ય મૂકે ત્યારે અસ્થિવિનાનો ગર્ભ ઉપજે છે. (અસ્થિવિનાનો કહેવાની મતલબ એ છે કે કોમળ અસ્થિવાળો.) જે સ્ત્રી ઋતુસ્નાત થયા પછી સ્વપ્નમાં મૈથુન કરે તો વાયુ તેના આર્તવને લેઇને તેની કુખમાં ગર્ભ ઉત્પન્ન કરે છે. તે ગર્ભ, ગર્ભનાં લક્ષણથી યુક્ત હોઇને મહિને મહિને વૃદ્ધિ પામે છે તથા પિતાસંબંધી ગુણથી રહિત હોઇને તેનો એક માંસનો લોચો ઉપજે છે. (ગર્ભનાં લક્ષણવાળો. પિતાનાં ગુણથી રહિત એટલે કેશ, દાઢી, રૂવાં, નખ, દાંત, શિરા, સ્નાયુ, ધમની, વીર્ય, ઈત્યાદિથી રહિત.) સ્ત્રીઓને જે સર્પ, વીંછી અને કુષ્માણ્ડ જેવી આકૃતિવાળા, વિકૃત ગર્ભ ઉપજે છે તે ગર્ભ અને તે સ્ત્રીઓ અત્યંત પાપ કરનારાં પ્રાણી છે એમ જાણવું. ગર્ભવતી સ્ત્રીની ઇચ્છાનું અપમાન કરવાથી વાયુ કોપ પામીને તે સ્ત્રીનો ગર્ભ કુબડો, ખોઢીલો, લંગડો, મૂંગો, તોતડો, એવો થાય છે.)

### પુત્રોના આહાર, આચાર, અને ચેષ્ટાનો ભેદ.

आहाराचारचेष्टाभिर्यादृशीभिः समन्वितौ ॥ स्त्रीपुंसौ समुपेयातां तयोः पुत्रोऽपि तादृशः ।

समुपेयातां संयोगं गच्छेताम् ।

સંયોગ કરતી વખતે જેવો આહાર, જેવો આચાર અને જેવી ચેષ્ટાથી યુક્ત હોઇને સ્ત્રીપુરૂષ સમાગમ કરે, તે બેથી થયેલો પુત્રપણ તેવોજ થાય. (સમાગમ કરે એટલે સંભોગ કરે.)

### ગર્ભનું લક્ષણ.

गर्भाशयगतं शुक्रमार्तवं जीवसंज्ञकः॥ प्रकृतिः सविकारा च तत्सर्वं गर्भसंज्ञकम् । कालेन वर्धितो गर्भो यदाङ्गोपाङ्गसंयुतः ॥ भवेत्तदा स मुनिभिः शरीरीति निगद्यते ।

अङ्गोपाङ्गसंयुतः व्यक्ताङ्गोपाङ्गः ।

ગર્ભાશયમાં ગયેલું વીર્ય, આર્તવ તેમાં પ્રકટ થયેલો જીવ, વિકાર સહિત પ્રકૃતિ, એ સર્વને 'ગર્ભ' એવી સંજ્ઞા છે, એ ગર્ભ જ્યારે કાળે કરીને વૃદ્ધિ પામે છે તથા અંગ અને ઉપાંગથી સંયુક્ત થાય છે ત્યારે મુનિઓ તેને શરીરી (શરીરવાળો) કહે છે. (અંગ અને ઉપાંગયુક્ત અને અંગ અને ઉપાંગ પ્રકટ થાય છે ત્યારે, એમ સમજવું.)

### ગર્ભનાં અંગ તથા ઉપાંગનું નિરૂપણ.

तस्य लक्षान्युपाङ्गानि ज्ञात्वा सुश्रुतशास्त्रतः ॥ मस्तकादभिधीयन्ते शिष्याः शृणुत यत्नतः ।

आद्यमङ्गं शिरः प्रोक्तं तदुपाङ्गानि कुन्तलाः ॥ तस्यान्तस्तु तालुगं च ललाटं भ्रूयुगं तथा । नेत्रद्वयं तयोरन्तर्वर्तते द्वे कनीनिके ॥ दृष्टिद्वयं कृष्णगोलौ श्वेतभागौ

च वर्त्मनी । पक्ष्माण्यपाङ्गे शङ्खौ च कर्णौ तच्छष्कुलद्वयम् ॥ पालिद्वयं कपोलौ च नासिका च प्रकीर्तिता । ओष्ठाधरौ च सृक्किण्यौ मुखं तालु हनुद्वयम् ॥ दन्ताश्च दन्तवेष्टश्च रसना चिबुकं गलः ।

द्वितीयमङ्गं ग्रीवा तु यया मूर्धा विधार्यते ॥

तृतीयं बाहुयुगलं तदुपाङ्गान्यथ ब्रुवे । तत्रोपरि मतौ स्कन्धौ प्रगण्डौ भवतस्तथः ॥ कफोणियुक्तं तदधः प्रकोष्ठयुगलं तथा । मणिबन्धौ तले हस्तौ तयोश्चाङ्गुलयो दश ॥ नखाश्च दश ते स्थाप्या दशच्छेद्याः प्रकीर्तिताः ।

चतुर्थमङ्गं वक्षस्तु तदुपाङ्गान्यथ ब्रुवे ॥ स्तनौ पुंसस्तथा नार्या विशेष उभयोरयम् । यौवनागमने नार्याः पीवरौ भवतः स्तनौ ॥ गर्भवत्याः प्रसूतायास्तावेव क्षीरपूरितौ । हृदयं पुण्डरीकेण सदृशं स्यादधोमुखम् ॥ जाग्रतस्तद्विकसति स्वपतस्तु निमीलति । आशयस्तत्तु जीवस्य चेतनास्थानमुत्तमम् ॥ अतस्तस्मिंस्तमोव्याप्ते प्राणिनः प्रस्वपन्ति हि ॥

चेतनास्थानमुत्तममिति । अयमभिप्रायः—

चेतनानामधिष्ठानं मनोदेहश्च सेन्द्रियः । केशलोमनखाग्रं च मलं द्रव्यगुणैर्विना ॥

इत्युक्तवता चरकेण सकलं शरीरं चेतनास्थानमुक्तम् । तदपेक्षया हृदयं विशेषतश्चेतनास्थानमिति ।

कक्षयोर्वक्षसः सन्धी जत्रुणी समुदाहृते । कक्षे उभे समाख्याते तयोः स्यातां च वङ्क्षणौ ॥

उदरं पञ्चमं चाङ्गं षष्ठं पार्श्वद्वयं मतम् । सपृष्ठवंशं पृष्ठं तु समस्तं सप्तमं स्मृतम् ॥ उपाङ्गानि च कथ्यन्ते तानि जानीहि यत्नतः । शोणिताज्जायते प्लीहा वामतो हृदयादधः ॥ रक्तवाहिशिराणां स मूलं ख्यातो महर्षिभिः । हृदयाद्वामतोऽधश्च फुप्फुसो रक्तफेनजः ॥ अधो दक्षिणतश्चापि हृदयाद्यकृतः स्थितिः । तत्तु रञ्जकपित्तस्य स्थानं शोणितजं मतम् ॥ अधस्तु दक्षिणे भागे हृदयात्क्लोम तिष्ठति । जलवाहिशिरामूलं तृष्णाच्छादनकृन्मतम् ॥

क्लोम तिलकम् । एतत्तु वातरक्तजम् ॥

अथ वृद्धवाग्भटः—

रक्तादनिलसंयुक्तात्कालीयकसमुद्भव इति । मेदः शोणितयोः साराद्वृक्कयोर्युगलं भवेत् ॥ तौ तु पुष्टिकरौ प्रोक्तौ जठरस्थस्य मेदसः । उक्ताः सार्धास्त्रयो व्यामाः पुंसामन्त्राणि सूरिभिः ॥ अर्धव्यामेन हीनानि योषितोऽन्त्राणि निर्दिशेत् । उन्दुकश्च कटी चापि त्रिकं वस्तिश्च वङ्क्षणौ ॥ कण्डराणां प्ररोहः स्यात्स्थानं तद्वीर्यमूत्रयोः । स एव गर्भस्याधानं कुर्याद्गर्भाशये स्त्रियाः ॥ शङ्खनाभ्याकृतिर्योनिस्त्र्यावर्ता सा च कीर्तिता । तस्यास्तृतीये त्वावर्ते गर्भशय्या प्रतिष्ठिता ॥ वृषणौ भवतः सारात्कफासृग्भ्यां च मेदसाम् । वीर्यवाहिशि-

राधारौ तौ मतौ पौरुषावहौ ॥ गुदस्य मानं सर्वस्य सार्धं स्याच्चतुरङ्गुलम् । तत्र स्युर्वलयस्तिस्रः शङ्खावर्तनिभास्तु ताः ॥ प्रवाहिणी भवेत्पूर्वा सार्धाङ्गुलमिता मता । उत्सर्जनी तु तदधः सा सार्धाङ्गुलसंमिता ॥ तस्याधः संवरणी स्यादेकाङ्गुलसमा मता । अर्धाङ्गुलममाणं तु बुधैर्गुदमुखं मतम् ॥ मलोत्सर्गस्य मार्गोऽयं पायुर्देहे विनिर्मितः । पुंसः मोथौ स्मृतौ यौ तु तौ नितम्बौ च योषितः ॥ तयोः कुकुन्दरे स्यातां सक्थिनी लङ्गमष्टमम् । तदुपाङ्गानि च द्वयो जानुनी पिण्डिकाद्वयम् ॥ जङ्घे द्वे घुटिके पार्ष्णी तले च प्रपदे तथा । पादाङ्गुलयस्तत्र दश तासां नखा दश ॥

તે ગર્ભનાં અંગ તથા ઉપાંગ સુશ્રુત શાસ્ત્રમાંથી જાણીને પ્રથમ મસ્તકથી આરંભીને કહીએ છીએ. હે શિષ્યો ! તે તમે યત્ને કરીને સાંભળો.

માથું–પ્રથમ અંગ મસ્તક છે. તેનાં ઉપાંગ;–કેશ, તે માથામાં રહેલુ મગજ, લલાટ, બન્ને ભ્રમર, બે નેત્ર, તેમાં બે કીકીઓ છે તે, બે દૃષ્ટિ, બે કૃષ્ણ ગોળ, કૃષ્ણ ગોળની આસપાસના બે શ્વેત ભાગ, બે પોપચાં, બે પાંપણો, બે અપાંગ, બે લગાણા, બે કાન, કાનની બાહારનાં બે પોલાણની આસપાસનો ભાગ. બન્ને કાનની પાળિઓ, બે ગાલ, નાસિકા, બન્ને હોઠ, બે ગલોફાં, મુખ, તાળવું, બન્ને જડબાં, દાંત, દાંતની આસપાસનું માંસ વેષ્ટન (અવાળુ), જીભ, હડપચી અને ગળું. એટલાં ઉપાંગ માથાને લગતાં છે.

ડોકું–બીજું અંગ ડોકું છે, જેનાવડે માથું ધારણ કરી શકાય છે.

બાહુ–ત્રીજું અંગ બન્ને બાહુ છે. તેનાં ઉપાંગ હવે કહું છું;–તે બન્ને બાહુ ઉપર ખભા છે. તેની નીચે બે બગલ, તેની નીચેનો ભાગ કોણી તથા બન્ને પ્રકોષ્ઠ, બે મણિબંધ (કાંડાં), હાથની હથેળી તથા તેની પાછળનો ભાગ (બન્ને હસ્તતલ), બે હાથ, તેની દશ આંગળીઓ, તેના નખ; નખમાં પણ દશ સ્થાપ્ય એટલે નહિ કાપવાના તથા દશ છેદ્ય એટલે કાપવાના કહેલા છે.

છાતી–ચોથું અંગ છાતી છે. તેનાં ઉપાંગ હવે કહું છું;–પુરૂષને તથા સ્ત્રીને બે બે સ્તન છે; તે બન્નેના સ્તનમાં ફેર એ છે કે સ્ત્રીને જુવાની આવે છે ત્યારે તેનાં સ્તન માંસપૂરિત (પુષ્ટ) થાય છે, તથા સ્ત્રી જ્યારે ગર્ભવતી હોય અને તે પ્રસૂત થાય ત્યારે તેના તે બે સ્તન દૂધથી ભરાય છે. છાતીની અંદર તે પાસે હૃદય છે તે કમળ સરખું તથા નીચા મોઢાનું છે. મનુષ્ય જાગતું હોય ત્યારે તે ખીલેલું રહે છે અને ઊંઘે છે ત્યારે તે બીડાઈ જાય છે. તે હૃદય એ જીવનું સ્થાન છે (અને ચેતના શક્તિનું ઉત્તમ સ્થાન છે;) માટે તે જ્યારે તમથી (અંધકાર–અજ્ઞાન) થકી વ્યાપ્ત થાય છે ત્યારે પ્રાણીઓ સૂઈ જાય છે. (ઉત્તમ

ચેતના સ્થાન છે એમ કહેવામાં આ અભિપ્રાય છે કે, ) કેશ, લોમ (રૂવાં), નખના અગ્રભાગ, મળ અને દ્રવ્યગુણ એ વિના બાકીનો ઇંદ્રિયોસહિત દેહ અને મન એ ચેતનાનું સ્થાન છે. ( એ-પ્રમાણે કહીને ચરક મુનિએ આખું શરીર ચેતના સ્થાન છે એમ કહ્યું છે. પણ તેના કરતાં પણ હૃદય વિશેષે કરીને ચેતના સ્થાન છે એમ કહેવાનો અભિપ્રાય છે. ) કાખ અને છાતીની વચ્ચેના સાંધાને જત્રુ કરીને કહે છે. તે બે જત્રુ, અને બે જે કાખ કહેલી છે તેના બે વંક્ષણ બનેલા છે.

ઉદર, પાસાં અને કરોડ–પાંચમું અંક ઉદર છે; છઠ્ઠું અંક બે પાસાં છે; સાતમું અંક બરડાની કરોડ સુદ્ધાં બરડો ( પીઠ ) છે. તેનાં ઉપાંગ હું તને કહું તે તું યત્ને કરીને જાણજે હૃદયની નીચે ડાબેપાસે રૂધિર થકી પ્લીહા ઉત્પન્ન થાય છે તે રક્ત વેહેનારી શિરાઓનું મૂળ છે એમ મહર્ષિઓએ કહેલું છે, હૃદયથી નીચે ડાબે પાસે ફેફસું છે તે રૂધિરના ફેનથકી ઉત્પન્ન થયેલું છે, હૃદયની નીચે જમણે પાસે યકૃત્ આવેલું છે; તે રૂધિરથી ઉત્પન્ન થયેલું અને રંજક પિત્તનું સ્થાન છે. હૃદયથી નીચે જમણે પાસે કલોમ આવેલું છે; તે જળ વેહેનારી શિરાઓનું મૂળ છે અને તૃષાનું આચ્છાદન કરનારૂં માનેલું છે. કલોમનું બીજુ નામ તિલક છે તથા તે વાયુ તથા રૂધિરથી ઉપજેલું છે. વૃદ્ધ વાગ્ભટ કહે છે કે,–વાયુસાથે મળેલા રક્તથી કાળજું ઉત્પન્ન થયેલું છે. મેદ અને રૂધિરના સારવડે બન્ને અંડકોશ બનેલા છે તથા તે જઠરમાં રહેલા મેદને પુષ્ટિ કરનારા છે. વિદ્વાન પુરૂષોએ પુરૂષનાં આંતરડાં સાડાત્રણ વામ લાંબાં કહેલાં છે તથા સ્ત્રીઓનાં આંતરડાં તે કરતાં અરધી વામ કમી (નાનાં) છે. ઉન્દુક, કટિ, ત્રિક (બરડાની કરોડનો છેડો), પેઢું જાંગના બન્ને સંધિ; મોટાસ્નાયુના અંકુર તે વીર્ય અને મૂત્રનું સ્થાન છે, સ્ત્રીના ગર્ભાશયમાં ગર્ભનું આધાન પણ તેજ કરે છે, શંખની નાભિ સમાન યોનિ છે તથા તેને ત્રણ આવર્ત છે એમ કહેલું છે. તેના ત્રીજા આવર્તમાં ગર્ભને રહેવાનું સ્થાન છે. કફ રૂધિર અને મેદના તત્વથી વૃષણ બનેલાં છે, વીર્યને વહન કરનારી શિરાના આધારભૂત છે અને પુરૂષત્વને આપનાર છે. સર્વ કોઈની ગુદાનું માપ સાડાચારઆંગળ છે; તથા તેમાં શંખના આવર્તના સરખા ત્રણ આવર્ત છે. ગુદાનું પેહેલું આવર્ત પ્રવાહિણી કહેવાય છે તે દોઢ આંગળનું છે તેની નીચે ઉત્સર્જની નામે આવર્ત છે તે પણ દોઢ આંગળનું છે, તેની નીચે સંવરણી નામે આવર્ત છે તે એક આંગળનું છે. પંડિતોએ ગુદાનું મુખ અર્ધો આંગળ પ્રમાણનું માનેલું છે. મળનો ઉત્સર્ગ કરવાના માર્ગરૂપ આ ગુદસ્થાન શરીરમાં નિર્માણ કરેલું છે, પુરૂષને પ્રોથ (ઢગરાં)

કહેવાય છે તેજ સ્ત્રીને નિતંબ કહેવાય છે. ઢગરાંની ઉપર તથા કરોડની નીચે બે બાજુએ જે ખાડા હોય છે તેને કકુંદર કહે છે.

**સાથળો**—બન્ને સાથળો એ આઠમું અંગ છે. તેનાં ઉપાંગ અમે તમને કહીએ છીએ. બન્ને ઘૂંટણ, બન્ને પીંડીઓ, બે જાંઘો, બે ઘુંટીઓ, બે પગની પાટલીઓ, બે પગની એડિઓ, બે પગ, તેની દશ આંગળીઓ અને તેના દશ નખ.

### દેહનાં *સમવાયિ કારણો.

अथेदं शरीरमपरेणापि येन येन समवायिकारणेनोत्पद्यते तानि सर्वाण्याह ।

अथ दोषाः प्रवक्ष्यन्ते धातवस्तदनन्तरम् । आहारादेर्गतिस्तस्य परिणामश्च वक्ष्यते ॥ आर्तवं चाथ धातूनां मलास्तदुपधातवः । आशयाश्च कलाश्चापि मर्माण्यथ च सन्धयः ॥ शिराश्च स्नायवश्चापि धमन्यः कण्डरास्तथा । रन्ध्राणि भूरिस्रोतांसि जालैः कूर्चाश्च रज्जवः ॥ सेवन्यश्चाथ संघाताः सीमन्ताश्च तथा त्वचः । लोमानि लोमकूपाश्च देह एतन्मयो मतः ॥

હવે આ શરીર બીજાં પણ જે જે સમવાયિ કારણવડે ઉત્પન્ન થાય છે તે સર્વેવિષે કહે છેઃ—

હવે દોષવિષે પ્રથમ કહિએ છીએ; તે પછી ધાતુઓવિષે કહીશું. તે પછી આહાર વગેરેની ગતિ તથા તેનો પરિણામ કહેવાશે. પછી આર્તવ, ધાતુઓના મળ, ઉપધાતુઓ, આશય, કળાઓ, મર્મ, સંધિઓ, શિરાઓ, સ્નાયુઓ, ધમનીઓ, કંડરા, જેમાં અત્યંત છિદ્ર છે એવાં રંધ્ર, કૂર્ચાઓ (દાઢી મૂછ) અને જ્ઞાનરજ્જુઓ, મોટીચાર શિરાઓ અને સેવનીઓ કહે છે તે, અસ્તિ, ધાતુઓ, કેશ, ત્વચાઓ, રૂવાં, રોમકૂપ, એ સર્વેવિષે કહેવાશે; કેમકે દેહ એ સર્વથી નિર્માણ થયેલો છે.

### દોષનું સ્વરૂપ.

तत्र दोषस्वरूपमाह वाग्भटः

वायुः पित्तं कफश्चेति त्रयो दोषाः समासतः । विकृताऽविकृता देहं घ्नन्ति ते वर्तयन्ति च ॥ ते व्यापिनोपि हृन्नाभ्योरधोमध्योर्ध्वसंश्रयाः । वयोऽहोरात्रिभुक्तानामन्तमध्यादिगाः क्रमात् ॥

ષ્ય, દિવસ, રાત્રિ, અને ભોજન, એમની અંતે મધ્યે અને આદિએ અનુક્રમે બળ પામનારા છે. અર્થાત્ આયુષ્યના આદિ ભાગમાં વાયુ, મધ્ય ભાગમાં પિત્ત, અને અંત ભાગમાં કફ બળવાન હોય છે; તેમજ દિવસના આદિ ભાગમાં વાયુ, મધ્ય ભાગમાં પિત્ત ને અંત ભાગમાં કફ બળવાન હોય છે; એજ પ્રમાણે રાત્રી અને ભોજનના પણ આદિ, મધ્ય અને અંતકાળમાં અનુક્રમે વાયુ, પિત્ત અને કફ બળવાન હોય છે.

## દોષ શબ્દની નિરૂક્તિ.

धातवश्च मलाश्चापि दुष्यन्त्येभिर्यतस्ततः । वातपित्तकफा एते त्रयो दोषा इति स्मृताः ॥

दोषा इत्यत्र दुष् वैकृत्ये इति दुष्धातोः दुष्यन्त्येभिरिति वाक्ये । अकर्तरि च कारके संज्ञायामित्यनेन सूत्रेण करणेऽर्थे घञ् प्रत्ययः ।

ते धातवोऽपि विद्वद्भिर्गदिता देहधारणात् ।

यत आह सुश्रुतः ।

विसर्गादानविक्षेपैः सोमसूर्यानिला यथा । धारयन्ति जगद्देहं कफपित्तानिलास्तथेति ॥

अत्र यथासंख्येनान्वयो बोद्धव्यः । विसर्गादाने चान्स्यैव । विक्षेपः शीतोष्णादीनां विविधप्रकारेण प्रेरणम् । मलाश्च ते रसादीनां मलिनीकरणान्मताः ॥

ધાતુઓ અને મળ એમનાવડે દોષ પામે છે તેથી વાત, પિત્ત, અને કફને 'દોષ' એવી સંજ્ઞા આપેલી છે. દુષ્ ધાતુનો અર્થ વિકાર પમાડવો એવો થાય છે. 'एभिः दुष्यन्ति' (એમનાવડે દોષ પામે છે), એ વાક્યમાં "अकर्तरि च०" એ સૂત્રવડે કરણ અર્થમાં घञ् પ્રત્યય થયેલો છે. એ દોષને વિદ્વાનો ધાતુઓ પણ કહે છે; કેમકે તે દેહનું ધારણ કરે છે. કેમકે સુશ્રુત કહે છે કે–વિસર્ગ (ત્યાગ કરવો), આદાન (ગ્રહણ કરવું) અને વિક્ષેપ (ફેંકવું), એ ત્રણ ક્રિયાઓવડે કરીને જેમ ચંદ્ર*, સૂર્ય અને વાયુ જગતને ધારણ કરે છે, તેમ કફ, પિત્ત, અને વાયુ પણ અનુક્રમે એ ત્રણ ક્રિયાઓવડે દેહને ધારણ કરે છે. આ વાક્યમાં અન્વય અનુક્રમે સમજવો એટલે ચંદ્ર વિસર્ગ ક્રિયાથી, સૂર્ય આદાન ક્રિયાથી અને વાયુ વિક્ષેપ ક્રિયાથી જગતને ધારણ કરે છે એમ કહેવાની મતલબ છે. વળી સોમ, સૂર્ય અને વાયુ તથા કફ, પિત્ત અને વાત એમની ક્રિયાઓ અનુક્રમે જગતમાં તથા દેહમાં સમાન છે માટે તેઓના ગુણ પણ અનુક્રમે સમાન છે, એમ કહેવાનો પણ ગ્રંથકર્ત્તાનો આશય સમજવો. ઉપર વિક્ષેપ શબ્દ લખ્યો છે. તેનો અર્થ શીત/ઉષ્ણ, વગેરેની વિવિધ પ્રકારે પ્રેરણા. વળી તેમની 'મળ' એવી પણ સંજ્ઞા છે, કેમકે તે રસાદિકને મલિન કરે છે.

* એ ત્રણની ત્રણ ક્રિયાઓ અનુક્રમે સમજવી.

### વાયુનું સ્વરૂપ.

**दोषधातुमलादीनां नेता शीघ्रः समीरणः । रजोगुणमयः सूक्ष्मो रूक्षः शीतो लघुश्चलः ॥**

नेता स्थानान्तरं प्रापयिता । शीघ्रः आशुकारी अन्यच्च ।

**उत्साहोच्छ्वासनिःश्वासचेष्टावेगप्रवर्तनैः । सम्यक् गत्या च धातूनामिन्द्रियाणां च पाटवैः ॥ अनुगृह्णात्यविकृतो हृदयेन्द्रियचित्तधृक् । रजोगुणमयः सूक्ष्मः शीतो रूक्षो लघुश्चलः ॥ खरो मृदुर्योगवाही संयोगादुभयार्थकृत् । दाहकृत् तेजसा युक्तः शीतकृत्सोमसंश्रयात् ॥ विभागकरणाद्वायुः प्रधानं दोषसंग्रहे । पक्वाशयकटीसक्थिस्रोतोस्थिस्पर्शनेन्द्रियम् ॥ स्थानं वातस्य तत्रापि पक्वाधानं विशेषतः ।**

एको वायुः पित्तवन्नामस्थानकर्मभेदैः पञ्चविधः ॥

દોષ, ધાતુ અને મળ વગેરેનો નેતા એટલે એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં લેઈ જનારો તથા શીઘ્ર એટલે ઉતાવળે કાર્ય કરનારો વાયુ છે. વળી તે નિર્વિકાર હોયતો ઉત્સાહ, ઉચ્છ્વાસ, નિશ્વાસઅને ચેષ્ટાઓના વેગની પ્રવૃત્તિ કરવાવડે તથા ધાતુઓની સારી રીતે ગતિ કરીને તથા ઇંદ્રિયોને ચપળતા આપીને, દેહનો અનુગ્રહ કરે છે, તેમ હૃદયછે તે ઇંદ્રિયો અને ચિત્તનું ધારણ કરી રાખે છે. તે રજોગુણમય, સૂક્ષ્મ, શીતળ, રૂક્ષ, હલકો ચપલનતા યુક્ત, ખર, મૃદુ, યોગવાહી, સંયોગવડે બન્ને અર્થને સિદ્ધ કરનાર, તેજ (અગ્નિ)થી યુક્ત હોય તો દાહ કરનાર અને સોમ (શીતળતા)ના યોગથી શીતળતા કરનાર છે. વિભાગ કરવાના ગુણને લીધે વાયુ દોષના સમુદાયમાં મુખ્ય ગણાય છે. પકવાશય, કટિ, સક્થિ, શ્રોતોસ્થિ, સ્પર્શનેંદ્રિય, એ વાયુનાં સ્થાન છે; તેમાં પણ પકવાયશ એ વિશેષે કરીને વાયુનું સ્થાન છે, એક વાયુ પિત્તની પેઠે નામ, સ્થાન અને કર્મના ભેદે કરીને પાંચ પ્રકારનો છે.

### વાયુનાં નામ.

**उदानस्तदनु प्राणः समानोऽपान एव च । व्यानश्चैतानि नामानि वायोः स्थानप्रभेदतः ॥**

સ્થાનભેદે કરીને વાયુનાં ઉદાન, પ્રાણ, સમાન, અપાન અને વ્યાન એવાં નામ છે,

### ઉદાનાદિકનાં સ્થાન.

**कण्ठे हृदि तथाधस्तात्कोष्ठवह्नेर्मलाशये । सकलेऽपि शरीरेऽसौ क्रमेण पवनो वसेत् ॥**

એ ઉદાન વગેરે વાયુ અનુક્રમે કંઠમાં, હૃદયમાં તથા તેની નીચે કોઠામાં વન્હિસ્થાનમાં, મળાશયમાંઅને સઘળા શરીરમાં વાયુ રહે છે.

### ઉદાનવાયુ.

**उदानो नाम यस्तूर्ध्वमुपैति पवनोत्तमः । तेन भाषितगीतादिप्रवृत्तिः कुपितस्तु सः ॥ ऊर्ध्वजत्रुगतान् रोगान्विदधाति विशेषतः ।**

ઉદાન નામે જે ઉત્તમ વાયુ તે ઉર્ધ્વસ્થાનમાં ગમન કરે છે તેવડે ભાષણ અને ગાયન આદિકની પ્રવૃત્તિ થાય છે. તે વાયુ જ્યારે કોપ પામે છે ત્યારે વિશેષે કરીને જન્તુના ઉપરના ભાગના રોગ ઉત્પન્ન કરે છે.

## પ્રાણવાયુ.

यो वायुः प्राणनामासौ मुखं गच्छति देहधृक् ॥ सोऽन्नं प्रवेशयत्यन्तः प्राणां-श्चाप्यवलम्बते । प्रायशः कुरुते दुष्टो हिक्काश्वासादिकान् गदान् ॥

પ્રાણ નામે જે વાયુ છે તે દેહધારીના મુખમાં ગમન કરેછે તે અન્નને અંદર પ્રવેશ કરાવે છે અને પ્રાણને પણ ધારણ કરી રાખે છે. તે વાયુ જ્યારે કોપ પામે છે, ત્યારે વિશેષે કરીને હિક્કા આદિક રોગને ઉત્પન્ન કરે છે.

## સમાન વાયુ.

आमपक्वाशयचरः समानो वह्निसंगतः । सोऽन्नं पचति तज्जांश्च विशेषान्विविनक्ति हि ॥

तज्जानित्यादि । अन्नगतान् रसमलमूत्रादीन् पृथक्करोतीत्यर्थः ।

स दुष्टो वह्निमान्द्यातीसारगुल्मान् करोति हि ॥

સમાન વાયુ આમાશય તથા પક્વાશયમાં ફરે છે; તથા જઠરાગ્નિ સાથે મળીને તે અન્નનું પાચન કરે છે તથા તેમાંથી ઉપજેલા વિશેષ પદાર્થોનું રસ, પૃથક્કરણ કરે છે એટલે મળ અને મૂત્ર વગેરેને જૂદાં કરે છે. તે વાયુ દોષ પામે છે ત્યારે અગ્નિમાંદ્ય, અતિસાર અને ગુલ્મ વગેરે રોગ ઉત્પન્ન કરે છે.

## અપાન વાયુ.

पक्वाशयलयोऽपानः काले कर्षति चाप्ययम् । समीरणः शकृन्मूत्रशुक्रगर्भार्तवान्यधः ॥ क्रुद्धस्तु कुरुते रोगान् घोरान्वस्तिगुदाश्रयान् । शुक्रदोषप्रमेहांश्च व्यानापानप्रकोपजान् ॥

અપાન વાયુ પક્વાશયમાં રહે છે તથા સમયે સમયે તે વાયુ મળ, મૂત્ર, વીર્ય, ગર્ભ અને આર્તવને નીચેના દ્વારભણી ખેંચી જાય છે; તે કોપ પામેછે ત્યારે બસ્તિ અને ગુદાના સ્થાનમાં ભયાનક રોગ ઉત્પન્ન કરે છે; તેમજ વીર્યના રોગ, પ્રમેહ અને બીજા વ્યાન તથા અપાન વાયુના કોપથી ઉપજતા રોગને ઉત્પન્ન કરે છે.

## વ્યાનવાયુ.

कृत्स्नदेहचरो व्यानो रससंवाहनोद्यतः । स्वेदाऽसृक्स्रावणश्चापि पञ्चधा चेष्टयत्यपि ॥ गत्युपक्षेपणोत्क्षेपनिमेषोन्मेषणादिकाः । प्रायः सर्वाः क्रियास्तस्मिन्प्रतिबद्धाः शरीरिणाम् ॥ प्रस्यन्दनं चोद्वहनं पूरणं च विरेचनम् । धारणं चेति पञ्चैताश्चेष्टाः प्रोक्ता नभस्वतः ॥ क्रुद्धः स कुरुते रोगान्प्रायशः सर्वदेहगान् । युगपत्कुपिता एते देहं भिन्द्युरसंशयम् ॥

देहं भिन्नं कुर्युर्मारयेयुरित्यर्थः ।

વ્યાન વાયુ આખા શરીરમાં ફરનારો છે, તથા રસનું વહન કરવામાં તત્પર રહે છે. વળી તે સ્વેદ (પરસેવો તથા રુધિર) નું વહન પણ તે કરે છે, વળી તે પાંચ પ્રકારની ચેષ્ટા કરાવે છે. ગતિ, [1]ઉપક્ષેપણ, [2]ઉત્ક્ષેપણ, [3]નિમેષ અને [4]ઉન્મેષ વગેરે દેહધારીઓની સર્વ ક્રિયાઓ વિશેષે કરીને તેના ઉપર આધાર રાખેછે. [5]પ્રસ્યંદ [6]ઉદ્વહન, [7]પૂરણ, [8]વિરેચન, અને [9]ધારણ એ પાંચ ચેષ્ટાઓ વાયુની છે. તે વાયુ કોપ પામે ત્યારે બહુધા સર્વ દેહઉપરના વ્યાધિઓ ઉત્પન્ન કરે છે. અને એ સર્વે વાયુઓ જો એક કાળે કોપ પામે તો દેહને નિશ્ચય ભેદી નાખે (ભેદી નાખે એટલે મારી નાખે એવો અર્થ છે.)

### પિત્તનું સ્વરૂપ.

पित्तमुष्णं द्रवं पीतं नीलं सत्त्वगुणोत्तरम् । सरं कटु लघु स्निग्धं तीक्ष्णमम्लं तु पाकतः ॥

पीतं निरामम् । नीलं सामम् । एकं पित्तं वातवन्नामस्थानकर्मभेदैः पञ्चविधम् ।

પિત્ત ગરમ, પ્રવાહી, પીળું, લીલું, પરિણામે સત્વ ગુણવાળું, સારક ગુણયુક્ત, તીખું, હલકું, સ્નિગ્ધ, કડવું, અને પાકાનસ્થામાં ખાટું છે. જે પિત્ત આમ રહિત હોય છે તે પીળું હોય છે તથા આમસહિત હોય છે તે લીલું હોય છે. એકજ પિત્ત વાયુની પેઠે નામ, સ્થાન અને કર્મના ભેદથી પાંચ પ્રકારનું છે.

### પિત્તનાં નામ.

पाचकं रञ्जकं चापि साधकालोचके तथा । भ्राजकं चेति पित्तस्य नामानि स्थानभेदतः ॥

પાચક, રંજક, સાધક, આલોચક, અને ભ્રાજક એવાં સ્થાનભેદે કરીને પિત્તનાં નામ છે.

### પાચકાદિકનાં સ્થાન.

अग्न्याशये यकृत् प्लीहा हृदये लोचनद्वये। त्वचि सर्वशरीरेषु पित्तं निवसति क्रमात् ॥

અગ્ન્યાશયમાં, યકૃત્માં, પ્લીહામાં, હૃદયમાં, બન્ને નેત્રમાં, ત્વચામાં અને સર્વ શરીરમાં ક્રમે કરીને તે પિત્ત રહે છે, એટલે પાચક પિત્ત અગ્ન્યાશયમાં, રંજક પિત્ત યકૃત્માં અને પ્લીહામાં, સાધક પિત્ત હૃદયમાં, આલોચક પિત્ત બન્ને નેત્રમાં, અને ભ્રાજક પિત્ત ત્વચામાં તથા આખા શરીરમાં રહે છે, એમ સમજવું.

### પિત્તનાં કર્મ.

पाचकं पचते भुक्तं शेषाग्निबलवर्धनम् । रसमूत्रपुरीषाणि विरेचयति नित्यशः ॥

पाचकं पित्तमामपक्वाशयमध्यस्थं चतुर्विधमाहारं भोज्यं भक्ष्यं चर्व्यं लेह्यं चोष्यं पेयं पचति दोषरसमूत्रपुरीषाणि पृथक्करोति च ।

---

[1] પાસે લાવવું–આકુંચન. [2] દૂર કરવું પ્રસારણ. [3] આંખ મીંચવી [4] આંખ ઉઘાડવી. [5] ટપકવું. [6] ઉંચે ખેંચી જવું. [7] પુરવું કે ભરવું. [8] જુદા કરવું. [9] અટકવું.

तदग्न्याशयस्थमेव स्वशक्त्या रसं जनहृदयस्थकफतमोपनोदनरूपग्रहणप्रभाप्रकाशनाभ्यङ्गलेपादिपाचनाद्यग्निकर्मणां विशेषाणां पित्तस्थानानामनुग्रहं करोति । शेषाण्यपि पित्तस्थानानि यकृत्प्लीहादीनि भागेन गत्वा तत्र तत्र रसरञ्जनादिकर्मभिरुपकरोतीत्यर्थः । कथम्भूतं पाचकं पित्तशेषाग्निबलवर्धनम् । शेषा अग्नयः पृथिव्यादिमहाभूतगणाः ॥ यत उक्तं चरकेण । भौमाप्याग्नेयवायव्याः पञ्चोष्माणः सनाभसा इति । ऊष्माणः अग्नयः ॥ उक्तं वाग्भटे । दोषधातुमलादीनामूष्मैवाग्निरित्यर्थः । रसादिधातुगताः सप्त तेषां बलवर्धनम् ।

यथा गृहे स्थापितानि रत्नानि खद्योतवद्भास्वराणि तान्यपि दीपज्योतिषा दूरप्रकाशकानि भवन्ति । तथा अग्न्याशयस्थपाचकाग्नितेजसा सर्वे अग्नयो बलवन्तो भवन्ति ।

यथा च वाग्भटः ।

**अन्नस्य पक्ता सर्वेषां पक्तॄणामधिको मतः । तन्मूलास्ते हि तद्वृद्धिक्षयवृद्धिक्षयात्मका इति ॥**

नतु पित्तादन्योऽग्निराहोस्वित्पित्तमेवाग्निरिति सन्देहः । उच्यते । पित्तस्योष्णादिगुणद्वाराहारपाचनरञ्जनदर्शनादिकर्मणश्च न खलु पित्तव्यतिरेकेणान्योऽग्निः । तस्मादग्निरूपस्यैव पित्तस्य स्थानभेदात्पाचकरञ्जकसाधकालोचकभ्राजकसंज्ञा ।

**पाचकं तिलमानं स्यात्काठिन्यान्नास्य दीपता । अनुग्रहात्स्यविकृतं पित्तं पाकोष्मदर्शनैः ॥ क्षुत्तृड्रुचिप्रभामेधाधीशौर्यतनुमार्दवैः । पित्तं पञ्चात्मकं तच्च पक्वामाशयमध्यगम् ॥ पञ्चभूतात्मकत्वेऽपि यत्तैजसगुणोदयम् । त्यक्तद्रवत्वं पाकादिकर्मणानलशब्दितम् ॥ पचत्यन्नं विभजते सारकिट्टौ पृथक् तथा । तत्रस्थमेव पित्तानां शेषाणामप्यनुग्रहम् ॥ करोति बलदानेन पाचकं नाम तत्स्मृतम् ।**

नतु यदि पित्ताग्न्योरभेदस्तदा कथं घृतं पित्तस्य शामकमग्नेर्दीपकमिति । तथा मत्स्याः पित्तं कुर्वन्ति न च तेऽग्निदीप्तिकरा इति । तथा पित्ताधिक्यात्तीक्ष्णोऽग्निरित्यपि कथं स्यात् । तथा द्रवं स्निग्धमधोगं च पित्तं वह्निरतोऽन्यथेति ।

अत्रोच्यते । पित्तमग्नेः सन्तताधिष्ठानम् ।

तथाचोक्तं तन्त्रान्तरे ।

**अग्निर्भिन्नगुणैर्युक्तः पित्तं भिन्नगुणैस्तथा ॥ द्रवं स्निग्धमधोगं च पित्तं वह्निरतोऽन्यथा । तस्मात्तेजोमयं पित्तं पित्तोष्मा यः स शक्तिमान् ॥ स संचरति कुक्षिस्थः सर्वतो धमनीमुखैः । स कायाग्निः स कायोष्मा स पक्ता स च जीवनम् ॥ अनन्यगतिरित्येव देहे कायाग्निरुच्यते ।**

**(अन्यच्च) वामपार्श्वाश्रितं नाभेः किंचित्सोमस्य मण्डलम् ॥ तन्मध्ये मण्डलं सौर्यं तन्मध्येऽग्निर्व्यवस्थितः । जरायुमात्रप्रच्छन्नः काचकोशस्थदीपवत् ॥**

तथा च मधुकोशे ।

द्रवतेजःसमुदायात्मकस्यापि पित्तस्य तेजोभागोऽग्निरिति । तेन पित्तमप्यग्निवन्मन्यते । अतितापितायोगोलकवत् । परमार्थतस्तु अग्निः पित्ताद्भिन्न एवेति सिद्धान्तः ॥

अत एवाह रसप्रदीपे ।

जाठरो भगवानग्निरीश्वरोऽन्नस्य पाचकः। सौक्ष्म्याद्रसानाददानो विवेक्तुं नैव शक्यते ॥ नाभौ मध्ये शरीरस्य विशेषात्सोममण्डलम् । सोममण्डलमध्यस्थं विद्यात्सूर्यस्य मण्डलम् ॥ प्रदीपवत्तत्र नृणां स्थितो मध्ये हुताशनः । सूर्यो दिवि यथा तिष्ठंस्तेजोयुक्तैर्गभस्तिभिः ॥ विशोषयति सर्वाणि पल्वलानि सरांसि च । तद्वच्छरीरिणां भुक्तं ज्वलनो नाभिमाश्रितः ॥ मयूखैः पचते क्षिप्रं नानाव्यञ्जनसंस्कृतम् । स्थूलकायेषु सत्त्वेषु यवमात्रः प्रमाणतः ॥ ह्रस्वकायेषु सत्त्वेषु तिलमात्रः प्रमाणतः । कृमिकीटपतङ्गेषु वालमात्रोऽवतिष्ठत इति ॥

પાચક પિત્ત ખાધેલા ખોરાકને પચાવે છે તથા તેમાં રહેલા અગ્નિના બળને વૃદ્ધિ આપે છે રસ, મૂત્ર અને પુરીષ (મળનુ) નિત્ય વિરેચન કરે છે પાચક પિત્ત આમાશય અને પક્વાશયની મધ્યમા રહેલું છે તથા ભોજ્ય, ભક્ષ્ય, ચર્વ્ય, લેહ્ય, ચૂષ્ય અને પેય, એ છ પ્રકારના આહારનુ પાચન કરે છે દોષ, રસ, મૂત્ર, અને પુરીષ એમને જુદા જુદાં કરે છે તે અગ્નિ સ્થાનમાં રહીને જ પોતાની શક્તિવડે રસને રંગ આપનારો, હૃદયમાં રહેલા કફ અને તમનો નાશ કરનારો, રૂપ ધારણ કરવુ, કાંતિનો પ્રકાશ કરવો. અભંગ તથા લેપ વગેરેનુ પાચન કરવુ, ઈત્યાદિ અતિ કર્મનો અને વિવેક કરીને પિત્તના સ્થાનનો અનુગ્રહ કરે છે. અર્થાત્ બીજા પણ યકૃત, પ્લીહા, વગેરે પિત્તનાં સ્થાનમાં કાંઈક અંશે જઈને તે તે સ્થળમા રસને રંગ આપવો વગેરે કર્મથી તેને ઉપકાર કરે છે વળી પાચક પિત્ત શેષ અગ્નિઓ એટલે પૃથ્વી આદિ મહાભૂત સમુદાયમાં રહેલા અગ્નિઓનુ બળ પણ વધારનાર છે કેમકે ચરકે પણ કહ્યુ છે કે ભૌમ, આપ્ય (જળ સબધી) આગ્નેય, વાયવ્ય, અને નાભસ (આકાશ સબધી) પાચ અગ્નિઓ છે દોષ, ધાતુ, અને મળની ગરમી, એમ આત્રેય ઋષિની શિક્ષા છે. અર્થાત્ દોષ, ધાતુ અને મળ વગેરેની ગરમી એજ અગ્નિ છે એઉપરથી, રસાદિ ધાતુઓમા રહેલા સાત અગ્નિઓના બળની વૃદ્ધિ કરનાર પિત્ત છે એમ સમજવુ. જેમ ઘરમા સ્થાપન કરેલાં રત્ન આગિયાની પેઠે દૂરથી ચળકતા દેખાય છે, પરન્તુ તે દીવાના તેજવડે દૂરની જગો ઉપર પ્રકાશ આપનારાં થાય છે, તેમ આમાશયમા રહેલા પાચક અગ્નિના તેજથી બીજા અગ્નિઓ બળવાન થાય છે. અન્નનુ પાચન કરનાર અગ્નિ બીજા બધા પાચન કરનાર અગ્નિઓ કરતાં અધિક માનેલો છે કેમકે બીજા બધા પાચક અગ્નિઓનુ મુળ અન્નપાચક અગ્નિ છે, માટે અન્નપાચક અગ્નિની વૃદ્ધિ કે ક્ષય, તે બીજા અગ્નિઓની વૃદ્ધિ અને ક્ષય સમજવો.

શંકા—વાત પિત્તથી અગ્નિ જુદો છે કે પિત્ત એજ અગ્નિ છે એ શંકા છે.

સમાધાન–પિત્તના ઉષ્ણ આદિક ગુણે કરીને આહારનું પાચન, રંજન, દર્શન, વગેરે પિત્તનાં કર્મ છે, તેથી પિત્ત શિવાય બીજો અગ્નિ નથી. માટે અગ્નિસ્વરૂપ પિત્તનીજ સ્થાન ભેદે કરીને પાચક, રંજક, સાધક, ભ્રાજક અને આલોચક એવી સંજ્ઞાઓ છે. તેમજ વાગ્ભટ કહે છે કે, પાચક પિત્ત તિલોન્મિત છે, તથા તે કઠિન છે માટે દોષ પામતું નથી. તે વિકાર ન પામ્યું હોય ત્યારે પાચન કરવાવડે, ગરમી આપવાવડે અને નેત્રને દર્શન કરવાની શક્તિ આપવાવડે તેમજ ક્ષુધા, તૃષ્ણા, રુચિ, કાંતિ, મેધા, બુદ્ધિ, શૌર્ય, શરીરની કોમળતા વગેરે આપીને દેહનો અનુગ્રહ કરે છે. પિત્ત પાંચ પ્રકારનું છે, તે પકવાશય તથા આમાશયની મધ્યે રહેલું છે. તે પંચભૂતાત્મક છતાં પણ અગ્નિનો ગુણ તેમાં વિશેષ ઉદય પામેલો છે. તે 'અગ્નિ' એપ્રમાણે કહેવાય છે. તે અન્નનું પાચન કરે છે તથા સારભૂત પદાર્થ અને મળરૂપ પદાર્થને ભિન્ન ભિન્ન કરે છે. તેસ્થળમાં રહીને પણ બીજાં શેષ પિત્તને બળ આપવાવડે તેમનો અનુગ્રહ કરે છે તેને પાચક નામે પિત્ત કહે છે.

શંકા–વારૂ જ્યારે પિત્ત અને અગ્નિ એકજ છે ત્યારે શામાટે ઘૃત પિત્તને શમાવનારૂં અને અગ્નિને પ્રદીપ્ત કરનારૂં કહેલું છે! તેમજ મત્સ્ય પિત્ત ઉત્પન્ન કરે છે અને તે અગ્નિની વૃદ્ધિ કરતા નથી એનું કારણ? તેમજ જ્યારે પિત્ત અને અગ્નિ એકજ હોય ત્યારે પિત્તના આધિક્યથી અગ્નિ તીક્ષ્ણ થાય છે એમ પણ શી રીતે કહેવાય? તેમજ સમાન દોષવાળો અને સમાન અગ્નિવાળો તથા પિત્ત દ્રવ, સ્નિગ્ધ અને અધો માર્ગે ગમન કરનારૂં છે. તથા અગ્નિ એથી વિપરીત સ્વભાવવાળો એટલે સ્થિર રૂક્ષ અને ઊંચે ગમન કરનારો છે, એ વચનોમાં પિત્તથી અગ્નિ જુદો ગણ્યો છે તેનું કેમ?

સમાધાન—એનો જવાબ એમ છે કે પિત્ત એ અગ્નિનું સંતત અધિષ્ઠાન છે. તેમજ બીજા ગ્રંથોમાં પણ કહ્યું છે કે, અગ્નિ ભિન્ન ગુણોથી યુક્ત છે અને પિત્ત પણ ભિન્ન ગુણોથી યુક્ત છે; પિત્ત દ્રવ, સ્નિગ્ધ, અને અધોમાર્ગે ગમન કરનારૂં છે તથા અગ્નિ સ્થિર, રૂક્ષ અને ઉર્ધ્વમાર્ગે ગમન કરનારો છે. એમ પિત્ત કરતાં અગ્નિ વિપરીત ગુણવાળો છે. એટલા માટે પિત્ત તેજોમય છે એટલે અગ્નિસ્વરૂપ છે. અને પિત્તની ગરમી, જે શક્તિવાળી છે, તે કુક્ષીમાં રહીને ધમનીઓ (શિરાઓ) માર્ગે શરીરમાં પસરે છે. તેનેજ કાયાનો અગ્નિ અને શરીરની ગરમી કહે છે; તેજ પાચન કરનારો અને તેજ જીવન છે. અને તે કાયાગ્નિ વિના દેહને બીજા અગ્નિનો આશ્રય નથી માટે એમ કહેવાય છે.

બીજાં પ્રમાણ.

વળી નાભિથી કાંઇક ડાબેપાસે ચ-

દ્રનું મંડળ છે. તેની મધ્યે સૂર્યનું મંડળ છે. તથા તેની મધ્યે અગ્નિ સ્થિતિ કરીને રહેલો છે. તેના ઉપર જરાયુનું વેષ્ટન છે તેથી તે કાચના વાસણમાં દીવો હોય તેમ તેનાથી ઢંકાયલો છે. તેમજ મધુકોશમાં કહ્યું છે કે,–દ્રવરૂપ તેજના સમુદાયરૂપ પિત્ત છતાં પણ તેનો જે તેજનો ભાગ છે તે અગ્નિ છે, તેથી પિત્ત પણ અગ્નિની પેઠે માનવામાં આવે છે. જેમ અત્યંત તપાવેલા અગ્નિના ગોળામાં તેજનો ભાગ તેજ અગ્નિ છે તેમ અહીં પણ સમજવું. ખરેખરૂં જોઇએ તો અગ્નિ પિત્તથી ભિન્ન છે એજ સિદ્ધાંત સમજવો. **એટલામાટેજ રસપ્રદીપમાં કહે છે કે,-**

ભગવાન જઠરાગ્નિ સમર્થ છે અને તે અન્નનો પાચન કરનારો છે તે રસનું ગ્રહણ કરે છે પણ અતિ સૂક્ષ્મ હોવાથી તેનો વિવેક કરી શકાતો નથી. શરીરના મધ્યમાં વિશેષે કરીને નાભિ મંડળમાં સોમનું મંડળ છે. તે સોમના મંડળની મધ્યે રહેલું સૂર્યનું મંડળ એમ જાણવું. મનુષ્યોના શરીરમાં તે મંડળની મધ્યે દીવાની પેઠે અગ્નિ રહેલો છે. જેમ જેમ સૂર્ય આકાશમાં રહીને પોતાનાં તેજોમય કીરણોએ કરીને સર્વે તળાવ અને સરોવરોનું શોષણ કરે છે, તેમ મનુષ્યોની નાભિમાં રહેલો અગ્નિ પોતાના કીરણોએ કરીને, તેમણે કરેલાં નાના પ્રકારનાં અધાણાં, શાક, આદિકથી સંસ્કાર યુક્ત ભોજનનું તતકાળ પાચન કરે છે. મોટા દેહવાળા પ્રાણીઓના શરીરમાં તે જવ જેટલો પ્રમાણમાં છે અને નાના દેહવાળા પ્રાણીઓના શરીરમાં તે તલ જેટલો પ્રમાણમાં છે. કૃમિ, કીડા અને પતંગ વગેરેના શરીરમાં તે વાળ જેટલો થઇને રહેલો છે.

### ચાર પ્રકારનાં પિત્ત.

**रञ्जकं नाम यत्पित्तं तद्रसं शोणितं नयेत् । यत्तु साधकसंज्ञं तत्कुर्याद्बुद्धिं धृतिं स्मृतिम् ॥**

धृतिं मेधाम् ।

**यदालोचकसंज्ञं तद्रूपग्रहणकारणम् । भ्राजकं कान्तिकारि स्याल्लेपाभ्यङ्गादि पाचकम् ॥**

રંજક નામે જે પિત્ત છે, તે રસનું રૂધિર કરે છે. જે સાધક નામે પિત્ત છે તે બુદ્ધિ, ધૃતિ, અને સ્મૃતિ ઉત્પન્ન કરે છે. (ધૃતિ એટલે મેધા.) જે આલોચક નામે પિત્ત છે તે રૂપનું ગ્રહણ કરાવવાનું કારણછે; અર્થાત્ તેનાથી જોઇ શકાય છે. જે ભ્રાજક નામે પિત્ત છે તે કાંતિ ઉત્પન્ન કરનાર તથા લેપ અને અભ્યંગ વગેરેનું પાચન કરનાર છે.

### કફનું સ્વરૂપ.

**श्लेष्मा श्वेतो गुरुः स्निग्धः पिच्छिलः शीतलस्तथा । तमोगुणाऽधिकः स्वादुर्विदग्धो लवणो भवेत् ॥**

एकः श्लेष्मा वातपित्तौ च नामस्थानकर्मभेदैः पञ्चविधः ।

કફ ધોળો, ભારે, સ્નિગ્ધ, પિચ્છાવાળો, શીતળ, વિશેષે કરીને તમોગુણવાળો, મધુર અને વિદગ્ધ થયાથી ખારો છે. એકજ કફ વાયુ તથા પિત્તની પેઠે નામ, સ્થાન, અને કર્મના ભેદથી પાંચ પ્રકારનો છે.

## કફનાં નામ.

कफस्यैतानि नामानि क्लेदनश्चावलम्बनः । रसनः स्नेहनश्चापि श्लेष्मणः स्थानभेदतः ॥

એ કફના સ્થાનભેદે કરીને ક્લેદન, અવલંબન, રસન, સ્નેહન અને શ્લેશ્મણ એવાં નામ છે.

## ક્લેદનાદિકનાં સ્થાન.

आमाशयेऽथ हृदये कण्ठे शिरसि सन्धिषु । स्थानेष्वेषु मनुष्याणां श्लेष्मा तिष्ठत्यनुक्रमात् ॥

दोषाणां सकलशरीरव्यापिनामपि पञ्च पञ्च स्थानानीति बाहुल्याभिप्रायेणोक्तानि ॥

इति प्रायेण दोषाणां स्थानान्येकीकृतात्मनाम् । व्यापिनामपि जानीयात्कर्माणि च पृथक् पृथक् ॥

इति चरकश्च। ते व्यापिनोऽपि हृन्नाभ्योरधोमध्योर्ध्वसंश्रया इति ॥

આમાશયમાં, હૃદયમાં, કંઠમાં અને સંધિઓમાં, એ સ્થાનોમાં મનુષ્યોનો કફ અનુક્રમે રહે છે. એટલે ક્લેદન આમાશયમાં, અવલંબન હૃદયમાં, રસન કંઠમાં, સ્નેહન માથામાં અને શ્લેષ્મણ કફ સંધિઓમાં રહે છે. દોષ યદ્યપિ આખા શરીરમાં વ્યાપીને રહેલો છે તથાપિ તેનાં પાંચ પાંચ સ્થાન છે એ ઘણાના અભિપ્રાયે કરીને કહેલું છે. દોષો એકરૂપ અને આખા શરીરમાં વ્યાપીને રહેનારા છે તેમ છતાં તે દોષનાં સ્થાન અને કર્મ વિશેષે કરીને ભિન્ન છે, એમ જાણવું. ચરકનું કહેવું પણ એમજ કે "તે સઘળા શરીરમાં વ્યાપ્ત છતાં પણ હૃદય અને નાભિ બન્નેની નીચે, મધ્યે અને ઉપર રહેલા છે."

## ક્લેદન કફનું કર્મ.

क्लेदनः क्लेदयत्यन्नमात्मशक्त्यापराण्यपि । अनुगृह्णाति च श्लेष्मस्थानान्युदककर्मणा ॥

अयमर्थः। क्लेदनोऽन्नं क्लेदयति तेन संहतमन्नं भेदं प्राप्नोति ।

अपराण्यपि श्लेष्मस्थानानि हृदयादीनि ॥ मार्गेण गत्वा तत्र तत्र हृदयालम्बनसंधारणरसग्रहणसमस्तेन्द्रियतर्पणसन्धिसंश्लेषणाद्युदककर्मभिरनुगृह्णाति उपकरोति ।

ક્લેદન કફ અન્નને ક્લેદ યુક્ત (ભીનાશ યુક્ત) કરે છે. તથા પોતાની શક્તિવડે જળકર્મથી બીજાં પણ કફનાં સ્થાન ઉપર ઉપકાર કરે છે. કહેવાની મતલબ એ છે કે,—ક્લેદન કફ અન્નને ભિનાશયુક્ત કરે છે તેથી એકઠું મળેલું અન્ન છૂટું પડે છે. બીજાં પણ હૃદયનું આલંબન કરવું, સારી રીતે ધારણ કરવું, રસનું

ગ્રહણ કરવું, સમસ્ત ઈંદ્રિયોનું તર્પણ કરવું, સાંધાઓને સારી રીતે જોડી રાખવા, વગેરે ઉદક કર્મવડે કરીને ઉપકાર કરે છે.

### અવલંબન કફ.

( तथा च ) रसयुक्तात्मवीर्येण हृदयस्यावलम्बनम् । त्रिकसन्धारणं चापि विदधात्यवलम्बनः ॥

त्रिकं शिरोबाहुहृदयसन्धिः ।

તેમજ અવલંબન કફ પોતાના રસયુક્ત સામર્થ્યથી હૃદયના ભાગોનું અવલંબન કરે છે તથા ત્રિકનું ધારણ કરે છે. (માથું તથા બન્ને બાહુઓના સાંધાને 'ત્રિક' કહે છે.)

### રસન કફ.

उभावपि ततः सौम्यौ तिष्ठतश्चान्तिके यतः । यतो रसान्विजानीतो रसनारसनौ समौ ॥

रसना रसनेन्द्रियम् रसनः कण्ठस्थकफः ।

તે પછી રસન કફ છે. તે રસન કફ અને રસના ( જીભ ) એ બન્ને સૌમ્ય ગુણ યુક્ત છે કેમકે તેઓ એક બીજાની પાસે રહે છે તથા રસના અને રસન કફ એ બન્નેય રસને જાણનારાં છે, માટે સમાન છે. ( રસના એટલે રસેનેંદ્રિય, જીવ્હા). (રસન એટલે કંઠમાં રહેલો કફ.)

### સ્નેહન તથા શ્લેષ્મણ કફ.

स्नेहनः स्नेहदानेन समस्तेन्द्रियतर्पणः ॥ श्लेष्मणः सर्वसन्धीनां संश्लेषं विदधात्यसौ ।

સ્નેહન કફ સ્નેહ આપીને સમસ્ત ઈંદ્રિયોનું તર્પણ કરે છે; તેમ શ્લેષ્મણ કફ સર્વે સંધિઓનો સંશ્લેષ કરે છે, એટલે સારી રીતે જોડી રાખે છે. અર્થાત્ સંધિઓને મજબુતી આપે છે.

### ધાતુ શબ્દની નિરૂક્તિ.

एते सप्त स्वयं स्थित्वा देहं दधति यन्नृणाम् । रसासृङ्मांसमेदोस्थिमज्जाशुक्राणि धातवः ॥

धातव इति धाधातोस्तुप्रत्ययः ।

રસ, રૂધિર, માંસ 'મેદ' અસ્થિ, મજ્જા, અને વીર્ય, એ સાત ધાતુઓ પોતાની મેળે દેહમાં રહીને મનુષ્યોના દેહને ધારણ કરે છે માટે તે ધાતુઓ કહેવાય છે. 'ધાતુ' એ શબ્દ ધા (ધારણ કરવું) એ ધાતુને તુ પ્રત્યય લાગવાથી થયેલો છે.

### ધાતુઓનાં કર્મ.

प्रीणनं जीवनं लेपः स्नेहो धारणपूरणे । गर्भोत्पादश्च कर्माणि धातूनां कथितानि हि ॥

ઉપર જે રસ વગેરે સાત ધાતુઓ કહ્યા છે તેનાં કર્મ અનુક્રમે આ પ્રમાણે છે;—એટલે રસનું કર્મ પ્રીણન (તૃપ્તિ કરવી ), રૂધિરનું કર્મ જીવન, માંસનું કર્મ લેપન, મેદનું કર્મ સ્નેહન ( શરીરમાં ચિકાશ રાખવી), અસ્થિનું કર્મ ધારણ, મજ્જાનું કર્મ પૂરણ ( હાડકાંની

નળિયો ભરી રાખવી ), વીર્યનું કર્મ ગર્ભની ઉત્પત્તિ કરવી; એ પ્રમાણે ધાતુનાં કર્મ કહેલાં છે.

### રસ શબ્દની નિરૂક્તિ.

यत्पाथो रसधातुर्यस्ततोऽभवदपां रसः । सद्रवं सकलं देहं रसतीति रसः स्मृतः ॥

રસધાતુ જળરૂપ છે, માટે જળ ગહાભૂતમાંથી રસ ઉપજેલો છે. તથા તે દ્રવસહિત સકળ દેહને રસયુક્ત કરે છે માટે તે રસ કહેવાય છે.

### રસનું સ્વરૂપ.

सम्यक् पक्वस्य भुक्तस्य सारो निगदितो रसः । स तु द्रवः सितः शीतः स्वादुः स्निग्धश्चलो भवेत् ॥

सारो. यथा गुडमधूकपुष्पवव्वूलत्वग्बदरीमूलादिभवः सारो मदिरा ।

સારી રીતે પક્વ થયેલા ભોજનનો જે સાર (તત્વ) તે રસ કહેવાય છે; તે સાર દ્રવ (પ્રવાહી), ધોળો, ઠંડો, મધુર, સ્નિગ્ધ, અને ચળ છે. જેમ ગોળ, મહુડાં, બાવળની છાલ, બોરડીનાં મૂળ, ઈત્યાદિમાંથી ઉપજેલો સાર (મદિરા) તે સાર કહેવાય છે. અન્નમાંથી ઉપજેલો સાર તે રસ કહેવાય છે.

### રસનું સ્થાન.

सर्वदेहचरस्यापि रसस्य हृदयं स्थलम् । समानमरुता पूर्वं यदयं हृदये धृतः ॥

રસ યદ્યપિ સઘળા શરીરમાં ફરનારો છે તથાપિ હૃદય એ તેનું સ્થળ છે; કેમકે સમાન વાયુએ પૂર્વે તેને હૃદયમાં લાવીને મૂકેલો છે.

### રસનાં કર્મ.

आरुह्य धमनीर्गत्वा धातून् सर्वानयं रसः । पुष्णाति तदनु स्वीयैर्व्याप्नोति च तनुं गुणैः ॥

गुणैः शीतस्निग्धपोषकत्वगुणैः ।

એ રસ ધમની (ધોરીનસ) ને માર્ગે થઇને સર્વે ધાતુઓમાં જાય છે તથા તેમનું પોષણ કરે છે. તથા તે પછી પોતાના ગુણોએ કરીને શરીરમાં વ્યાપ્ત થાય છે. ગુણ એટલે શીત, સ્નિગ્ધ, પોષકત્વ, વગેરે ગુણોએ કરીને વ્યાપ્ત થાય છે એમ જાણવું.

### વિદગ્ધ રસ.

मन्दवह्निर्विदग्धस्तु कटुर्वाम्लो भवेद्रसः । स कुर्याद्बहुलान् रोगान् विपकृत्यं करोत्यपि ॥

મંદાગ્નિવડે કરીને વિદગ્ધ થયેલો રસ તીખો અથવા ખાટો થઇ જાય છે; તે ઘણા રોગ ઉત્પન્ન કરે છે તથા વિષ જેવું કર્મ પણ કરે છે. અર્થાત્ જે રસ મંદાગ્નિના કારણથી પૂરે પૂરો પક્વ થતો નથી તે વિદગ્ધ કહેવાય છે અને તે વિષ જેવો અવગુણ કરે છે.

### રક્તનું સ્વરૂપ.

यदा रसो यकृद्याति तत्र रञ्जकपित्ततः । रागं पाकं च संप्राप्य स भवेद्रक्तसंज्ञकः ॥ रक्तं सर्वशरीरस्थं जीव-

स्याधारमुत्तमम् । स्निग्धं गुरु चलं स्वादु विदग्धं पित्तवद्भवेत् ॥

જ્યારે રસ યકૃત સ્થાનમાં જાય છે ત્યારે ત્યાં રંજક પિત્ત વડે કરીને રંગ પામીને તથા પરિપક્વ થઇને તેનો રક્ત નામે ધાતુ બને છે. તે રક્ત આખા શરીરમાં રહેલું છે તથા તે જીવનો સર્વોત્તમ આધાર છે. વળી તે સ્નિગ્ધ, ભારે, ચલ, અને મધુર છે. તથા તે વિદગ્ધ થવાથી પિત્ત જેવું થાય છે. એટલે પિત્તની પેઠે વિકાર પામે છે. અર્થાત્ ખાટું થાય છે.

**રક્ત, જીવનો ઉત્તમ આધાર છે તેનું પ્રમાણ.**

यत आह ।

-जीवो वसति सर्वस्मिन्देहे तत्र विशेषतः । वीर्ये रक्ते मले यस्मिन् क्षीणे याति क्षयं क्षणादिति ॥

वीर्ये रक्ते मले च शरीरारम्भके वाग्भटोक्तपरिमाणमिते शुद्धे जीवो वसति नतु दुष्टे प्रवृद्धे। रक्तस्रावणोपदेशस्य वैयर्थ्यप्रसङ्गात् । पित्तवद्भवेत् । अम्लं भवेदित्यर्थः ।

કહ્યું છે કે,—જીવ આખા દેહમાં રહે છે, તેમાં વિશેષે કરીને વીર્યમાં, રૂધિરમાં, અને મળમાં રહે છે; કેમકે તે વીર્ય, રૂધિર કે મળનો ક્ષય થવાથી જીવિત પણ એક ક્ષણમાં ક્ષય પામી જાય છે. વીર્યમાં અને રૂધિરમાં અને મળમાં જીવ વસે છે એમ કહેવા ઉપરથી એમ સમજવું કે વાગ્ભટે કહેલા પરીણામવાળા તથા શુદ્ધ એવા વીર્ય, રૂધિર અને મળમાં જીવ વસે છે; પણ કાંઈ દોષ પામેલા અને વૃદ્ધિ પામેલા રૂધિરમાં જીવ વસતો નથી. કેમકે બગડેલા અને વૃદ્ધિ પામેલા રૂધિરને કાઢી નાખવાની આજ્ઞા કરેલી છે તે એમ માનવાથી મિથ્યા થાય.

**રક્તનું સ્થાન.**

यकृत्प्लीहा च रक्तस्य मुख्यस्थानं तयोः स्थितम् । अन्यत्र संस्थितवतां रक्तानां पोषकं भवेत् ॥

યકૃત્ અને પ્લીહા એ રક્તનાં મુખ્ય સ્થાન છે. તે બે ઠેકાણે રહેલું રક્ત, બીજી જગોએ રહેલા રક્તને પોષણ આપનારૂં છે.

**માંસનું સ્વરૂપ.**

शोणितं स्वाग्निना पक्वं वायुना च घनीकृतम् । तदेव मांसं जानीयात्तस्य भेदानपि ब्रुवे ॥

शोणितमिति शोणितस्थानगतत्वाद्रस एव शोणितसंज्ञां लभते । एवमग्रे रसस्यैव मांसादिव्यपदेशः ।

રૂધિરમાં રહેલા અગ્નિએ પક્વ કરેલું તથા વાયુએ ઘનરૂપને પમાડેલું રૂધિર, તેજ માંસ જાણવું. હવે માંસના ભેદ પણ કહુંછું. પાછળ કહ્યું છે કે જેમ રૂધિરના સ્થાનમાં ગયેલો રસ એજ રૂધિર સંજ્ઞા પામે છે, તેમ અહીં માંસના સ્થાનમાં ગયેલું રક્ત માંસ સંજ્ઞા પામે છે-માંસ થઈ જાય છે. અને એજ પ્રમાણે માંસનું મેદ, મેદનાં અસ્થિ, વગેરે આગળ પણ સમજવું.

## માંસની પેશીઓ

यथार्थमूष्मणा युक्तो वायुः स्रोतांसि दारयेत् ॥ अनुप्रविश्य पिशितं पेशीर्विभजते तथा ।

यथार्थं यथाप्रयोजनम् ।

જેમ ગરમીવડે યુક્ત વાયુ, જોઇએ તેમ પોલી શિરાઓના વિભાગ કરે છે તેમ તે (વાયુ) માંસમાં પ્રવેશ કરીને માંસની પેશીઓના પણ વિભાગ કરે છે. (જોઇએ તેમ એટલે જેમ જરૂર પડે તેમ.)

## માંસની પેશીઓની સંખ્યા.

मांसपेश्यः समाख्याता नृणां पञ्चशतानि हि ॥ तासां शतानि चत्वारि शाखासु कथितान्यथा । कोष्ठे षडुत्तरा षष्टिः कथिता मुनिपुङ्गवैः ॥ ग्रीवाया ऊर्ध्वगास्तास्तु चतुस्त्रिंशत् प्रकीर्तिताः ।

પુરૂષને માંસની પેશીઓ પાંચસો છે એમ કહેલું છે. તેમાંથી ચારસો પેશીઓ શાખા (હાથ, પગ, વગેરે અવયવ) માં છે એમ કહેલું છે. કોઠામાં છાસઠ (૬૬) છે એમ વૈદ્યશાસ્ત્રી જાણનારા શ્રેષ્ઠ મુનિઓએ કહેલું છે. અને ચોત્રીશ (૩૪) પેશીઓ કોઠાના ઉપરના ભાગમાં છે એમ કહેલું છે.

## શાખાઓમાં રહેલી પેશીઓની સંખ્યા.

एकैकस्यां तु पादाङ्गुल्यां तिस्रस्तिस्रस्ताः पञ्चदश १५ पादाग्रे दश १० पादोपरि कूर्चसन्निविष्टा दश १० गुल्फतलयोर्दश १० गुल्फजानुनोरन्तरे विंशतिः २० जानुनि पञ्च ५ ऊरौ विंशतिः २० वंक्षणे दश १० एवमेकस्मिन् सक्थिनीशतं भवन्ति । एतेनेतरसक्थिबाहू च व्याख्यातौ ॥

એક એક પગની આંગળીમાં ત્રણ ત્રણ છે માટે એક પગની આંગળીઓમાં પંદર (૧૫); પગના અગ્ર ભાગમાં દશ (૧૦); પગના ઉપરના ભાગમાં કૂર્ચસ્થલમાં દશ (૧૦); પગની બન્ને ઘુંટીના પૃષ્ઠ ઉપર દશ (૧૦); ઘુંટી અને ઘુંટણીનીવચ્ચે વીશ (૨૦); ઘુંટણમાં પાંચ (૫); જાંગમાં વીશ (૨૦); જાંગના સાંધામાં દશ (૧૦); એ પ્રમાણે એક સાથળમાં (સક્થિ નામે અંગમાં)—પગમાં સો (૧૦૦) માંસની પેશીઓ છે. એજ પ્રમાણે બીજો પગ તથા બન્ને બાહુ પણ જાણવા. એટલે બીજા પગમાં સો(૧૦૦); પ્રત્યેક બાહુ (આખો હાથ) માં સો સો એટલે બસો. એમ ચારે શાખાઓમાં મળીને ચારસો માંસની પેશીઓ છે.

## કોઠામાં રહેલા માંસની પેશીઓની સંખ્યા.

गुदे तिस्रः ३ शेपस्येका १ सेवन्यामेका १ वृषणयोर्द्वे २ स्फिजो. पञ्च ५ पंच बस्तिमूर्द्धनिद्वे २ उदरे पञ्च ५ नाभ्यामेका १ पृष्ठोर्द्ध संनिविष्टा उभयतः पंच ५ पंच दीर्घा ५ पार्श्वयोः षट् ६ वक्षसिदश १० अयस्कांसौ प्रतिसमन्तात् सप्त ७ । अक्सको अपुआ इति लोके अंमो स्कन्धौ हृदि द्वे २ यकृति २ प्लीहि द्वे २ तुण्डके द्वे २

ગુદામાં ત્રણ; લિંગમાં એક; મોટી

ચાર શિરાઓ જેને 'સેવની' કહે છે તેમાં એક; બન્ને વૃષણમાં મળીને બે; બન્ને ફૂલા (ઢગરા) માં પાંચ, પાંચ; પેડુને મથાળે બે; પેટમાં પાંચ; નાભિમાં એક; પીઠના ઉપરના ભાગમાં રહેલી દરેક બાજુએ પાંચ, પાંચ; બન્ને પાસાંમાં છ; છાતીમાં દશ, હાંસડી (ખભાઓની આસપાસ) સાત; હૃદયમાં બે; યકૃતમાં બે; પ્લીહામાં બે; મુખમાં બે; એ પ્રમાણે ડોકામાં છાસઠ માંસની પેશીઓ છે.

## ગ્રીવાના ઉર્ધ્વ ભાગમાં રહેલી માંસ પેશીઓની સંખ્યા.

ग्रीवायां चतस्रः ४ हन्वोरष्टौ ८ कण्ठमणौ घण्टिकायामिति यावत् १ गले एका १ तालुनि द्वे २ जिह्वायामेका १ ओष्ठयोर्द्वे २ नासायां द्वे २ नेत्रयोर्द्वे २ गण्डयोश्चतस्रः ४ कर्णयोर्द्वे २ ललाटे चतस्र. ४ शिरस्येका १ एवं मांसपेश्यः पंच शतानि भवन्ति ।

ડોકામાં ચાર; હડપચીમાં આઠ; કંઠમણિ એટલે ઘંટિક(જે ગળાની બારીમાં ઘંટડી જેવી દેખાય છે તે )માં એક; ગળામાં એક; તાળવામાં બે; જીભમાં એક; બન્ને હોઠમાં મળીને બે; નાકમાં બે; બન્ને આંખોમાં બે; બન્ને ગાલમાં મળીને ચાર; બન્ને કાનમાં બે, કપાળમાં ચાર; અને માથામાં એક; એ પ્રકારે માંસની પેશીઓ ડોકાના ઉપરના ભાગમાં ત્રીત્રિશ છે. તથા પુરૂષના આખા શરીરમાં પાંચસો છે.

## સ્ત્રીઓની માંસ પેશીઓની સંખ્યા.

**स्त्रीणामपि भवन्त्येताः किन्तु विंशतिरुत्तराः ॥ गर्भाशये गर्भमार्गे योनौ च स्तनयोरपि ।**

एताः पञ्च शतानि मांसपेश्यः । अधिका विंशतिर्यथा । गर्भाशये तिस्रः ३ गर्भच्छिद्रसंस्थिताः शुक्रार्तवप्रवेशिन्यस्तिस्रः ३ । योनावभ्यन्तरतो शुखाश्रिते प्रसृते द्वे २ योनावेव बहिर्निर्गते स्रोतःपार्श्वद्वयस्थिते वर्तुले योनिकर्णिकेति यावत् । द्वे २ स्तनयोः पञ्च ५ पञ्च ५ यौवने तासां वृद्धिर्भवति ।

સ્રીઓને પણ પુરૂષના જેટલીજ માંસની પેશીઓ છે. પરંતુ વીશ વધારે છે. તે વીશ ગર્ભાશય, ગર્ભમાર્ગ, યોની અને સ્તન એ સ્થલમાં રહેલી છે. એ પાંચસો માંસની પેશીઓ કરતાં બીજી વીશ વધારે છે તે આ પ્રમાણે છે. જેમ, ગર્ભાશયમાં ત્રણ; ગર્ભના છિદ્રમાં રહેલી–વીર્ય તથા આર્તવનો ગર્ભાશયમાં પ્રવેશ કરાવનારી ત્રણ; યોનિમાં માંહેને પાસે યોનિના મુખમાં રહેલી બે; યોનિમાંજ બાહેર નીકળેલી બે; એ માંસ–પેશીઓ થીગની બન્ને બાજુએ આવેલી હોય છે તથા વર્તુલાકૃતિ હોય છે. તેને યોનિકર્ણિકા કહીને કહે છે. (જુવાનીમાં એ પેશીઓની વૃદ્ધિ થાય છે. ) બન્ને સ્તનમાં પાંચ, પાંચ. એ પ્રમાણે વીશ માંસની પેશીઓ સ્રીને વધારે હોયછે.

### ત્રણ માંસ પેશીઓની સમજણ.

पुंसां पेश्यः पुरस्ताद्याः प्रोक्ता मेहनमुष्कजाः ॥ स्त्रीणामावृत्य तिष्ठन्ति फलमन्तर्गता हि ताः ।

अस्यायमर्थः । पुंसां मेहनमुष्कयोश्च यास्तिस्रो मांसपेश्यः पूर्वमुक्तास्ताः स्त्रीणां मेहनमुष्काभावात् फलं गर्भाशयमावृत्य तिष्ठन्ति ।

गयदासस्त्वाह । स्त्रीणां मांसपेश्यस्त्रिभिर्हीनानि पञ्चशतानि तथा च भोजः ॥

पञ्चपेशी शतान्येव स्त्रीवर्जं विद्धि भूमिप । अतश्च तिस्रो हीयन्ते स्त्रीणां शेफसि मुष्कयोः ॥

પુરૂષને લિંગ અને વૃષણની મળીને જે ત્રણ માંસ પેશીઓ ગણાવેલી છે તે ત્રણ માંસ પેશીઓ સ્ત્રીના શરીરના માંહેના ફળને વીંટાઇને રહેલી છે. એનો અર્થ એવો છે કે, પુરૂષને એક માંસ પેશી લિંગસ્થળની અને બે માંસ પેશીઓ વૃષણ સ્થળની એ રીતે જે ત્રણ માંસ પેશીઓ પાછળ કહેલી છે તે, સ્ત્રીઓને લિંગ અને અંડકોશ ન હોવાથી, ફળ એટલે ગર્ભાશયને વીંટીને રહેલી છે.

એવિષે ગયદાસનું મત એવું છે કેઃ–સ્ત્રીઓની માંસપેશીઓ, જે પુરૂષને પાંચસો છે તે, પાંચમાંથી ત્રણ ઓછી સમજવી.

તેજ પ્રમાણે ભોજ કહે છે કેઃ–હે રાજન્! સ્ત્રીવિના પુરૂષની માંસપેશીઓ પાંચસોમાંથી લિંગની એક અને બન્ને વૃષણની બે, એમ ત્રણ માંસપેશીઓ સ્ત્રીઓને ઓછી હોય છે.

### માંસ પેશીઓનાં કર્મ.

शिरास्नाय्वस्थिपर्वाणि सन्धयश्च शरीरिणाम् । पेशीभिः संवृतान्येव बलवन्ति भवन्ति हि ॥

દેહ ધારીઓની શીરાઓ, સ્નાયુઓ, હાડકાં, અવયવો અને સાંધા (સંધિઓ), એ સર્વે માંસની પેશીઓથી વીંટાયલાં હોય છે ત્યારે બળવાન થાય છે.

### મેદનું સ્વરૂપ.

यन्मांसं स्वाग्निना पक्वं तन्मेद इति कथ्यते । तदतीव गुरु स्निग्धं बलकार्यतिबृंहणम् ॥

જે માંસ તેમાં રહેલા અગ્નિવડે પક્વ થયેલું છે, તેને 'મેદ' એ પ્રકારે કહે છે, તે અત્યંત ભારે, સ્નિગ્ધ, બળ આપનાર અને શરીરની સ્થુલતા કરનાર છે.

### મેદનું સ્થાન.

मेदो हि सर्वभूतानामुदरेष्वस्थिसंस्थितम् । अत एवोदरे वृद्धिः प्रायो मेदस्विनो भवेत् ॥

સર્વે પ્રાણીઓને વિશેષે કરીને મેદ ઉદરમાં અને અસ્થિમાં રહેલું હોય છે, માટે મેદવાળા પુરૂષને વિશેષે કરીને ઉદરમાં વૃદ્ધિ થાય છે. અર્થાત્ તેથીજ મેદવાળાનું પેટ મોટું થાયછે.

### અસ્થિનું સ્વરૂપ.

मेदो यत्स्वाग्निना पक्वं वायुना चातिशोषितम्। तदस्थिसंज्ञां लभते स सारः सर्वविग्रहे॥ अभ्यन्तरगतैः सारैर्यथा तिष्ठन्ति भूरुहाः। अस्थिसारैस्तथा देहा ध्रियन्ते देहिनो ध्रुवम्॥ तस्माच्चिरविनष्टेषु त्वङ्मांसेषु शरीरिणाम्। अस्थीनि न विनश्यन्ति सारा एतानि सर्वथा॥

જે મેદ તેમાં રહેલા અગ્નિવડે પક્વ થાય છે તથા વાયુ તેનું અત્યંત શોષણ કરે છે તે મેદ 'અસ્થિ' કહેવાય છે. તથા આખા શરીરમાં તે સારભૂત છે. જેમ વૃક્ષની માંહે વૃક્ષનો સાર ( મધ્યભાગ જેને 'ગાર' કરીને કહે છે ) હોવાથી તે વડે તે પૃથ્વી ઉપર ઉભા રહી શકે છે. તેમ અસ્થિરૂપ સારવડે કરીને મનુષ્યોના ( દેહ ધારીઓના ) દેહ ધારણ કરી રખાયલા છે એ નિશ્ચય જાણવું. એટલા માટેજ દેહધારીઓની ત્વચા અને માંસ ગયા પછી પણ ઘણા કાળ સુધી અસ્થિ (હાડકાં) નાશ પામતાં નથી; માટે સર્વ પ્રકારે દેહમાં સારભૂત એ અસ્થિ છે.

### અસ્થિની સંખ્યા.

शल्यतन्त्रेऽस्थिसंख्यानां शतत्रयमुदाहृतम्। तान्येवात्र निगद्यन्ते तेषां स्थानानि यानि च॥ स विंशतिशतं शाखास्वस्थ्नां कथितं बुधैः। पार्श्वयोः श्रोणिवक्षःपृष्ठोदरेषु च॥ जानीयाद्भिषगेतेषु शतं सप्तदशोत्तरम्। ग्रीवायामूर्ध्वगं विद्यादस्थ्नां षष्टिं त्रिसंयुतम्॥

શલ્યતંત્રમાં અસ્થિઓના જૂદા જૂદા કકડાઓની સંખ્યા ત્રણસો કહેલી છે. તે અસ્થિઓની સંખ્યા તથા તેમાં જે તે અસ્થિઓનાં સ્થાન કહેલાં છે; તે આ સ્થળમાં કહીએ છીએ, પંડિતોએ એકસો વીશ અસ્થિ શાખાઓમાં એટલે બન્ને હાથ અને બન્ને પગમાં મળીને કહેલાં છે; તથા બન્ને પાસાં, કટિમંડળ છાતી, પીઠ અને પેટમાં મળીને એકસો સત્તર અસ્થિ છે એમ વૈદ્યે જાણવું; વળી ડોકમાં અને માથામાં મળીને ત્રેસઠ અસ્થિ છે, એમ જાણવું.

### શાખાગત અસ્થિઓની સંખ્યા.

एकैकस्यां पादाङ्गुल्यां त्रीणि त्रीणि तानि पञ्चदश १५ पादतले पञ्चास्थिशलाकाधाराभूतमेकमस्थि १। एवं षट् १ कूर्चे द्वे २ गुल्फे द्वे २ पार्ष्ण्यामेकम् १ जंघायां द्वे २ जानुन्येकम् १ ऊरावेकं एव त्रिंशदस्थीनि सक्थिनि भवन्ति। एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ।

એકએક પગની આંગળીમાં ત્રણ, ત્રણ; એ રીતે પાંચે આંગળીઓનાં પંદર (૧૫); પગના તળિઆમાં પાંચ અસ્થિની શલાકા (સળીઓ) છે તથા તેનું આધારભૂત એક અસ્થિ, એમ ૧૬ (૧), બે કૂર્ચાસ્થિ (૨), ઘૂંટીનાં હાડકાં બે (૨), પાનીનું હાડકું એક (૧), જંઘાનાં અસ્થિ બે (૨), ઢીંચણનું અસ્થિ એક (૧); સા-

થળનું અસ્થિ એક (૧); એ પ્રમાણે એક પગમાં ત્રીસ તથા બીજા પગમાં ત્રીસ મળીને સાઠ; તથા બન્ને હાથમાં સાઠ; એ રીતે શાખાઓમાં કુલ અસ્થિ એકસો વીશ થાય છે.

## પાસાં વગેરેમાં રહેલાં અસ્થિની સંખ્યા.*

पार्श्वयोः षट्त्रिंशत् ३६ शिश्ने भगे चैकम् १ नितम्बयोरेकैकम् २ त्रिके एकम् १ वक्षस्यष्टौ ८ पृष्ठे त्रिंशत् ३० अक्षकसंज्ञे द्वे २ ।

બન્ને પાસાંમાં છત્રિશ; લિંગ તથા યોનિનું એક; બન્ને કુલામાં એક, એક, મળીને બે; ત્રિક (બરડાની કરોડનો નીચલો ભાગ) અસ્થિ એક; છાતીમાં આઠ; પીઠમાં ત્રીશ; તથા અક્ષક (હાંસડી)નાં બે.

## ડોકાની ઉપરનાં અસ્થિની સંખ્યા.

ग्रीवायां नव ९ कण्ठनाड्यां चत्वारि ४ हन्वोरेकैकम् २ दन्ताः द्वात्रिंशत् ३२ नासायां त्रीणि ३ तालुन्येकम् १ गण्डयोरेकैकम् २ कर्णयोरेकैकम् २ भ्रुवोरेकैकम् २ शिरसि षट् ६ ।

ડોકામાં નવ, કંઠની નાડીમાં ચાર; હડપચીમાં એક, એક, મળીને બે, દાંત બત્રીશ; નાકમાં ત્રણ; તાળવામાં એક; ગળામાં, એક, એક, મળીને બે, કાનમાં એક, એક, મળીને બે; ભમરમાં એક, એક, મળીને બે, માથામાં છ. એ પ્રકારે ત્રેસઠ અસ્થિ ડોકાના ઉપરના ભાગમાં છે.

## અસ્થિના પ્રકાર.

एतान्यस्थीनि पञ्चविधानि भवन्ति । तानि यथा ।

तरुणानि कपालानि रुचकानि भवन्ति हि ॥ वलयानीति तानि स्युर्नलकानि च कानिचित् । अक्षिकोशश्रुतिघ्राणग्रीवासु तरुणानि च ॥ शिरःशङ्खकपोलेषु तालुसंमोधजादिषु । कपालानि भवन्त्येषु दन्तेषु रुचकानि च ॥ पाण्योः पार्श्वयुगे पृष्ठे वक्षोजठरपायुषु । पादयोर्वलयानि स्युर्नलकानि ब्रुवेऽधुना ॥ हस्तपादाङ्गुलितले कूर्चे च मणिबन्धके । बाहुजङ्घाद्वये चापि जानीयान्नलिकानि तु ॥

जानुनितम्बांसगण्डतालुशङ्खशिरःसु कपालानि । दन्तास्तु रुचकाः ।

---

* એ હાડકાંની સંખ્યા એકસો સત્તર થવી જોઇએ, પણ તે થતી નથી. બન્ને પાસામાં મળીને (૩૬–૨=૭૨) કોઈ ગણે તોપણ એક ઓછું રહે. અને તેથી અસ્થિની સંખ્યા પૂરી ત્રણસો થાય નહિ. અંગ્રેજી વૈદ્યોની ગણતરી પ્રમાણે અસ્થિની સંખ્યા નીચે આપી છે. ૨૬ બરડામાં; ૮ માથાનાં; ૧૪ ચહેરાનાં; ૬૪ ખભા તથા હાથનાં; ૬૦ પગનાં તથા કૂલાનાં; એ પ્રકારે ૨૫૩ થાય છે. પણ એ ઉપરથી એમ ન જાણવું કે આ ગ્રંથમાં કહેલી યથાર્થ નથી; કેમકે કેટલાંક અતિ કોમળ અસ્થિઓને કેટલાક વૈદ્યો અસ્થિમાં ગણે છે અને કેટલાક નથી ગણતા. તેથી અસ્થિની સંખ્યામાં જુદા જુદા વિદ્વાનોનો મતભેદ થાય છે. આગની પેશીઓ વગેરેની ગણનામાં પણ એમ સમજવું.

એ અસ્થિ પાંચ પ્રકારનાં થાય છે. તે આ પ્રમાણે;—કેટલાંક અસ્થિ તરૂણુ કહેવાય છે; કેટલાંક રૂચક; કેટલાંક વલય; અને કેટલાંક નલક કહેવાય છે. અક્ષિકોશ, કાન, નાક, અને ગ્રીવામાં જે અસ્થિ છે તેને તરૂણાસ્થિ કહે છે. માથું, લમણા, ગાલ, તાળવું, ખભા, અને કૂલા વગેરે સ્થાનમાં જે અસ્થિ છે, તે કપાલાસ્થિ કહેવાય છે. દાંતનાં અસ્થિ રૂચકાસ્થિ જાણવાં. બન્ને પગમાં, બન્ને પાસાંમાં, પીઠમાં, છાતીમાં, જઠરમાં, ગુદામાં, અને બન્ને પગમાં જે અસ્થિ છે, તે 'વલયાસ્થિ' કહેવાય છે. નલકાસ્થિવિષે હવે કહુંછું. હાથ તથા પગનાં તળિયામાં તથા આંગળીઓમાં, કૂર્ચમાં, મણિબંધ (કાંડા) માં, બાહુમાં અને બન્ને જંઘાઓમાં જે અસ્થિ છે તેને નલકાસ્થિ જાણવાં. ઘૂંટણ, નિતંબ, ખભા, ગાલ, તાળવું, લમણા, માથું, એ સ્થળમાં કપાલાસ્થિ છે અને દાંત એ રૂચકાસ્થિ છે એમ સમજવું.

## અસ્થિઓનું પ્રયોજન.

मांसान्यत्राणि बद्धानि सिराभिः स्नायुभिस्तथा। अस्थीन्यालम्बनं कृत्वा न दीर्यन्ते पतन्ति च ॥

માંસ અને આંતરડાં શિરાઓ તથા સ્નાયુઓવડે બાંધેલાં હોય છે; તે અસ્થિઓનું આલંબન કરીને ફાટતાં નથી કે પડી જતાં નથી.

## મજ્જાનું સ્વરૂપ.

अस्थि यत्स्वाग्निना पक्वं तस्य सारो भवेद्घनः। यः स्वेदवत्पृथग्भूतः स मज्जेत्यभिधीयते ॥

અસ્થિમાં રહેલા અગ્નિવડે અસ્થિ પક્વ થવાથી તેનો જે ઘન સાર થાય છે તથા જે પરસેવાની પેઠે અસ્થિમાંથી છૂટો પડે છે તે 'મજ્જા' કહેવાય છે.

## મજ્જાનું સ્થાન.

स्थूलास्थिषु विशेषेण मज्जा त्वभ्यन्तरे स्थितः।

સ્થૂલ (મોટા) અસ્થિઓમાં વિશેષે કરીને મજ્જા અંદરને પાસે (અસ્થિનીમાંહે) રહેલી છે.

## વીર્યની ઉત્પત્તિ.

रसाद्रक्तं ततो मांसं मांसान्मेदः प्रजायते॥ मेदसोऽस्थि ततो मज्जा मज्ज्ञः शुक्रस्य संभवः।

शुक्रस्येति वचनेन शुक्रसंभव उक्तः।

રસમાંથી રક્ત, તેથી માંસ, અને માંસથી મેદ ઉપજેછે; મેદમાંથી અસ્થિ, તેમાથી મજ્જા, અને મજ્જામાંથી વીર્યની ઉત્પત્તિ થાય છે. 'વીર્યની ઉત્પત્તિ' એમ કહ્યું છે તે ઉપરથી વીર્ય જ ઉપજેછે, એમ કહેવાની મતલબછે.

## આહારાદિ ગતિ.

ननु मासेन रसः शुक्रो भवति स्त्रीणां चार्तवं भवतीति सुश्रुतस्य वचनेन रसादेव

शुक्रस्योत्पत्तिरुच्यते। तदेतत् कथं संगच्छते। इदमेव सन्देहं दूरीकर्तुमाहारादेर्गतिं परिणामं चाह ॥

કોઇ શંકા કરે કે "વારૂ, એક મહિને રસ વીર્ય બને છે, અને સ્ત્રીને તે રસ આર્તવ બને છે એવા સુશ્રુતનાં વચનથી રસમાંથીજ વીર્યની ઉત્પત્તિ કહેવાય છે, ત્યારે તમે જે વીર્યની ઉત્પત્તિ કહી કે 'રસમાંથી રક્ત ઇત્યાદિ,' તો તે કેમ સંભવે?" આ સંદેહ દૂર કરવાને અર્થે આહારાદિકની ગતિ અને પરિણામ કહે છે કે-પ્રથમ પ્રાણવાયુથી પ્રેરણા પામીને આહાર આમાશયમાં જાયછે.

### આમાશયમાં આહારની અવસ્થા.

यात्यामाशयमाहारः पूर्वं प्राणानिलेरितः। माधुर्यं फेनभावं च षड्रसोऽपि लभेत सः ॥

आहार इत्यत्र आह्रियत इत्याहारः। अकर्तरि च कारके संज्ञायामिति सूत्रेण कर्मणि घञ्। स च षड्विधः। तथा च।

તથા તે છ રસવાળો છતાં પણ ત્યાં મધુરતા અને ફેનભાવને પામે છે. એટલે આહારમાં છએ રસ મિશ્ર છતાં તે આમાશયમાં મધુર થાય છે તથા ફીણસરખો બને છે. તેનું આહારણ (ચારે પાસથી ગ્રહણ કરવું) કરવામાં આવે છે માટે તે આહાર કહેવાય છે. अकर्तरि॰ એ સૂત્રવડે કર્મના અર્થમાં અને घञ् પ્રત્યય લાગેલો છે. તે છ પ્રકારનો છે. જેમ,

### આહારના છ પ્રકાર.

आहार्यं षड्विधं भोज्यं भक्ष्यं चर्व्यं तथैव च। लेह्यं चोष्यं तथा पेयं तदुदाहरणानि तु ॥ भोज्यमोदनसूपादि भक्ष्यं मोदकमण्डकम्। चर्व्यं चिपिटधान्यादि रसालादि तु लेह्यते ॥ चोष्यमाम्रफलेक्ष्वादि पीयते पानकं पयः।

આહાર કરવાના પદાર્થ છ પ્રકારના છે; (૧) ભોજ્ય, (૨) ભક્ષ્ય (૩) [1]ચર્વ્ય, (૪) [2]લેહ્ય, (૫) [3]ચોષ્ય અને (૬) [4]પેય. તેનાં ઉદાહરણ આ પ્રમાણે છે,-ભાતદાળ વગેરે ભોજ્ય સમજવું; લાડુ, મંડ, વગેરે ભક્ષ્ય સમજવું; પહુવા, ધાણી વગેરે ચર્વ્ય સમજવું; શ્રીખંડ વગેરે લેહ્ય સમજવું; કેરી, શેરડી, વગેરે ચોષ્ય સમજવું; સરબત, દૂધ વગેરે પેય સમજવું.

### આમાશયનું લક્ષણ.

नाभिस्तनान्तरे जन्तोराहुरामाशयं बुधा इति ॥

નાભિ અને સ્તન એ બેની વચમાં આમાશય છે એમ વૈદ્ય શાસ્ત્રના આચાર્યો કહે છે.

### આમાશય સંબંધી વિશેષ પ્રકાર.

नाभेर्वितस्तिमात्रं च कण्ठदेशात्षडङ्गुलम्। उरसस्तद्विजानीयाच्छेपे तु हृदयं मतम् ॥ उरो रक्ताशयस्तस्मादधः श्लेष्माशयः स्मृतः। आमाशयस्तु तदधस्तदधो दहनाशयः ॥

[1] ચાવવા જેવું. [2] ચાટવા જેવું. [3] ચૂસવા જેવું. [4] પીવા જેવું.

प्राणानिलेरित इति । हृदयाधिष्ठानेन प्राणनाम्ना वायुना मुखं गतेनान्तं प्रवेशितः ।

**यो वायुः प्राणनामासौ मुखं गच्छति देहधृक् । सोन्नं प्रवेशयत्यस्तः प्राणांश्चाप्यवलम्बते ॥**

क्लेदननामा कफः क्लेदयति क्लेदनात्संहतं भिनत्ति च ।

**क्लेदनः क्लेदयत्यन्नं संहतं च भिनत्ति सः इति ॥**

स आहारः षड्रसोऽप्यामाशये माधुर्यं लभते । आमाशयस्थस्य मधुरस्य कफस्य योगात् ।

નાભિથી એક વેત ઊંચે અને કંઠથી ૭ આંગળ નીચે જે ભાગ છે તેને ઉરઃસ્થાન જાણવું. અને બાકીના ભાગમાં હૃદય જાણવું. ઉરઃસ્થાન એ રૂધિરનું સ્થાન અથવા રક્તાશય છે. તેની નીચે શ્લેષ્માશય (કફનું સ્થાન) જાણવું. તેની નીચે આમાશય છે અને તેની નીચે દહનાશય (અગ્નિનું સ્થાન) છે. 'પ્રાણવાયુથી પ્રેરણા પામીને' એમ પૂર્વે લખેલું છે એનો અર્થ એવો છે કે હૃદયમાં રહેનારો પ્રાણનામે વાયુ મુખમાં જઇને આહારને શરીરમાં દાખલ કરે છે. જે પ્રાણ નામે વાયુ છે, તે મનુષ્યના મુખમાં જઈને અન્નને શરીરમાં દાખલ કરે છે તથા પ્રાણોનું પણ અવલંબન કરેછે. ક્લેદન નામે કફ આહારને ભીનો કરે છે તથા ભીનો કરવાવડે એકત્ર મળેલા આહારને છૂટો છૂટો કરેછે. ક્લેદન નામે કફ અન્નને ભીનાશયુક્ત કરે છે તથા તે એકઠા મળેલા આહારને છૂટો છૂટો કરે છે. તે આહાર છ રસયુક્ત છતાં પણ આમાશયમાં જઇને મધુરતા પામે છે. કેમકે આમાશયમાં રહેલા મધુર કફનો તેને યોગ થાય છે.

## કફનું સ્વરૂપ.

**श्लेष्मा श्वेतो गुरुः स्निग्धः पिच्छिलः शीतलस्तथा । तमोगुणाधिकः स्वादुर्विदग्धो लवणो भवेत् ॥** इति । फेनभावं च लभते जठरानलतेजसा ।

यत आह वाग्भटः ।

**सन्धुक्षितः समानेन पचत्यामाशयस्थितम् । औदर्योऽग्निर्यथा बाह्यः स्थालीस्थं तोयतण्डुलमिति ॥**

अथ स एवाहारः प्राणवायुना प्रेरितस्ततः किंचित् स्खलितपाचकाख्यपित्तोष्मणो यत्पक्वोऽम्लरसो भवति ।

**( उक्तंच ) अथ पाचकपित्तेन विदग्धं चाम्लतां व्रजेत् ॥**

पाचकपित्तेन पाचकपित्तस्योष्मणा । ततः स एवाहारो नाभिमण्डलाधिष्ठानेन समाननाम्ना वायुना प्रेरितो ग्रहणीमभिनीयते ॥

કફ ધોળો, ભારે, સ્નિગ્ધ, પિચ્છાયુક્ત, શીતળ, વિશેષ તમોગુણયુક્ત, મધુર અને વિદગ્ધ થયાથી ખારો થાયછે. તથા જઠરાગ્નિની ગરમીથી ફેન જેવો ( ફીણ જેવો ) થઈ જાયછે. માટેજ વાગ્ભટ કહે છે કે, જેમ બહા-

રનો અગ્નિ તપેલીમાં નાખેલા પાણી અને ચોખાને પક્વ કરે છે, તેમ સમાન વાયુએ પ્રજ્વલીત કરેલો જઠરાગ્નિ આમાશયમાં રહેલા આહારને પક્વ કરે છે. હવે એજ આહાર પ્રાણવાયુથી પ્રેરાઇને ત્યાંથી કાંઇક ખશીને પાચક નામે પિત્તની ગરમીથી પક્વ થઇને ખાટા રસવાળો થાય છે. કહ્યું છે કે, 'પછી પાચક પિત્તથી વિદગ્ધ થઇને તે ખોટું થાય છે' (પાચક પિત્તે એટલે પાચક પિત્તની ગરમીથી.) પછી તેજ આહાર નાભિમંડલમાં રહેલા સમાન નામે વાયુથી પ્રેરાઇને ગ્રહણી તરફ જાય છે.

### ગ્રહણીનું લક્ષણ.

**षष्ठी पित्तधरा नाम या कला परिकीर्तिता । आमपक्काशयांतस्था ग्रहणी साऽभिधीयते ॥**

पित्तधरा पाचकाख्यं पित्तं यदस्याधिष्ठानं तद्धारयति । तत्र ग्रहण्यामामाशयपक्काशयमध्यवर्तिपाचकाख्यंपित्ताधिष्ठानेनाग्निनाहारः पच्यते स कटूष्म भवति ।

तथा च । ग्रहण्यां पच्यते कोष्ठे वह्निना जायते कटुरिति । अयमर्थः । आहारो ग्रहण्यां कोष्ठवह्निना ग्रहणीस्थितपाचकपित्तेन वह्निना पच्यते । पच्यमानः स ग्रहणीस्थितस्य कटुरसस्य योगात्कटुर्भवति ।

આમાશય અને પક્વાશયની મધ્યે રહેલી પિત્તધારા નામે જે છઠ્ઠી કળા કહેલી છે તેને ગ્રહણી કરીને કહે છે. પાચક નામે પિત્ત જે અગ્નિનું અધિષ્ઠાન તે તેને ધારણ કરનારી છે માટે તે 'પિત્તધરા' કહેવાય છે. તે ગ્રહણીમાં આમાશય તથા પક્વાશયની મધ્યે રહેલા પાચક નામે પિત્તમાં રહેલા અગ્નિવડે આહારનું પાચન થાય છે; તે તીખો તથા ગરમ થાય છે. તેમજ કહ્યું છે કે, "આહાર ગ્રહણીમાં પાચન થાય છે કોઠામાં રહેલા અગ્નિથી તીખો થાય છે." એનો અર્થ એવો છે કે, ગ્રહણીમાં કોઠાના અગ્નિથી એટલે ગ્રહણીમાં રહેલા પાચક પિત્તરૂપ અગ્નિથી આહાર પચે છે. અને પચતી વખતે તે ગ્રહણીમાં રહેલા રસના યોગથી તે તીખો થાય છે.

### આહારનું પાચન.

एतदाहारपाके विशेपमाह । शरीरं पाञ्चभौतिकम् । तत्र पञ्चसु भूतेषु पञ्चाग्नयस्तिष्ठन्ति । उक्तं चरकेण । (भौमाप्याग्नेयवायव्याः पञ्चोष्माणः सनाभसाः । पञ्चाहारगुणान्स्वान्स्वान्पार्थिवादीन्पचन्त्यनु । अत्रोष्मपदेनाग्निरुच्यते । आहारोऽपि पाञ्चभौतिकः। तत्र पाचकपित्तस्थेनाग्निनोत्तेजितेन शरीरवर्तिना भूभागाग्निनाहारवर्ति भूभागः पच्यते। पक्वो भूभागःस्वकीयान्गुणानतिवर्धयति। एवं जलादिभागा अपि पच्यन्ते । यथाच सुश्रुते। (पञ्चभूतात्मके देहे आहारः पाञ्चभौतिकः । विपक्वः पञ्चधा सम्यग्गुणान्स्वानभिवर्धयेदिति ॥) गुणशब्देनात्र गुणिनः पृथिव्यादय उच्यन्ते । तेन गुणाञ्शरीरवर्तिनः पार्थिवादीन्भागानभिवर्धयेदित्यर्थः । एवमहोरात्रेण पक्व आहारो मिष्टः कटुश्च मधुरो भवति ॥ अम्लस्त्वम्लो भवति । कटु तिक्तः कषायश्च कटुर्भवति। उक्तंच।(मिष्टः पटुश्च मधुरमम्लो-

ऽम्लं पच्यते रसः । कटुतिक्तकषायाणां विपाको जायते कटुरिति॥)

શરીર પંચભૂતાત્મક છે; તેમાં પાંચે ભૂતોમાં પાંચ અગ્નિઓ રહે છે. એવિષે ચરકે કહ્યું છે કે,-ભૌમ (પૃથ્વીસંબંધી,) આપ્ય (જળસંબંધી,) આગ્નેય (અગ્નિસંબંધી,) વાયવ્ય (વાયુસંબંધી), અને નભસ (આકાશસંબંધી,) એ પાંચ ગરમીઓ પૃથ્વી આદિકના સંબંધી પોતપોતાના આહારના ગુણોનું અનુપાચન કરે છે. આ જગોએ 'ગરમી' શબ્દવડે કરીને અગ્નિ કહેવાની મતલબ છે. આહાર પણ 'પાંચભૌતિક' તેમાં પાચક પિત્તમાં રહેલા અગ્નિએ ઉત્તેજિત કરેલા શરીરમાંના ભૌમાગ્નિવડે આહારમાં રહેલા પૃથ્વીના ભાગનું પાચન થાય છે. પક્વ થયેલો પૃથ્વીનો ભાગ પોતાના ગુણોની વૃદ્ધિ કરે છે. એ પ્રમાણે જલાદિક ભાગોનું પણ પાચન થાય છે. તેમજ સુશ્રુતમાં પણ કહ્યું છે કે, "પંચભૂતાત્મક દેહમાં આહાર પણ પાંચભૌતિક છે; તે પાંચ પ્રકારે વિપાક પામીને પોતપોતાના ગુણોની રૂડે પ્રકારે વૃદ્ધિ કરે છે." આ જગાએ 'ગુણ' શબ્દવડે ગુણવાળાં–પૃથ્વી આદિક કહેવાનો અભિપ્રાય છે, તેથી એમ સમજવું કે ગુણોની એટલે શરીરમાં રહેલા પૃથ્વી આદિકના ભાગોની વૃદ્ધિ કરે છે. એવો અર્થ છે.

## આહારનો રસ.

एवं विपक्वस्याहारस्य सारो निगदितो रसः। शेषो ग्रहणीस्थो मलद्रवः। मलद्रवस्य जलभागः शिराभिर्वस्तिं नीतो मूत्रं भवति। उक्तंच।

**आहारस्य रसः सारः सारहीनो मलद्रवः। शिराभिस्तज्जलं नीतं वस्तिं मूत्रत्वमाप्नुयात्॥ शेषं किट्टं च यत्तस्य तत्पुरीषं निगद्यते। समानवायुना नीतं तत्तिष्ठति मलाशये।**

એ પ્રકારે પક્વ થયેલા આહારના સારને 'રસ' કહે છે. ગ્રહણીમાં રહેલો બાકીનો ભાગ તે 'મળદ્રવ' એ મળદ્રવમાંથી જળનો ભાગ શિરાઓવડે બસ્તિમાં લેઈ જવામાં આવે છે, તથા તે મૂત્ર બને છે. કહ્યું છે કે-"આહારનો સાર રસ છે; સારવિનાનો ભાગ તે મળદ્રવ કહેવાય છે. તે મળદ્રવનું જળ શિરાઓવડેબસ્તિમાં લેઈ જવામાં આવે છે ત્યાં તેનું મૂત્ર થાયછે. તેનો બાકીનો જે કચરો રહ્યો તેને 'વિષ્ટા' કરીને કહે છે. તે પુરીષ (વિષ્ટા) સમાનવાયુવડે મળાશયમાં લેઈ જવામાં આવેછે તથા તે ત્યાં ઠરેછે."

## મૂત્રપુરીષનો નિર્ગમ.

तत्र मलाशयेनापानवायुना प्रेरितं मूत्रं मेढ्मार्गेण पुरीषं गुदमार्गेण शरीराद्बहिर्याति॥ उक्तंच।

**मूत्रं चोपस्थमार्गेण पुरीषं गुदमार्गतः। अपानवायुना क्षिप्तं बहिर्याति शरीरतः॥**

उपस्थः शिश्नो भगं च।

તે મળાશયમાં રહેલા અપાનવાયુથી પ્રેરાયલું મૂત્ર લિંગ તથા યોનિમાર્ગે બહાર નીકળે છે અને પુરીષ (વિષ્ઠા) ગુદમાર્ગે શરીરમાં બહાર નીકળે છે. કહ્યું છે કે,-"અપાનવાયુથી પ્રેરાયલું મૂત્ર ઉપસ્થ માર્ગથી અને પુરીષ ગુદમાર્ગથી શરીરમાંથી બહાર નીકળે છે." (ઉપસ્થ શબ્દવડે લિંગ અને યોનિ સમજવાં.)

## રસનું ગમન અને પરિણામ.

रसस्तु समानवायुना प्रेरितो धमनीमार्गेण शरीरारम्भकस्य रसस्य स्थानं हृदयं गत्वा तेन सह मिश्रितो भवति । उक्तंच ।

**रसस्तु हृदयं याति समानमरुतेरितः । स तु व्यानेन विक्षिप्तः सर्वान्धातून्विवर्धयेत् ॥ केदारेषु यथा कुल्याः पुष्णन्ति विविधौषधीः । तथा कलेवरे धातून्सर्वान्वर्धयते रसः ॥**

સમાનવાયુથી પ્રેરાયલો રસ ધમની (મોટી શિરાઓ) ને માર્ગે શરીરનો આરંભ કરનાર રસના સ્થાન હૃદયમાં જઇને તેની સાથે મિશ્ર થાય છે. કહ્યું છે કે,-સમાનવાયુથી પ્રેરાયલો રસ હૃદયમાં જાય છે. તથા ત્યાં વ્યાનવાયુથી તેને ચારે પાસે વિભાગ પૂર્વક ગતિ મળે છે તેથી તે સર્વ ધાતુઓની વૃદ્ધિ કરેછે ક્યારડામાં કરેલી પાણીની નીક જેમ નાના પ્રકારની ઓષધીઓનું પોષણ કરે છે, તેમ આ શરીરમાં રસ સર્વ ધાતુઓની વૃદ્ધિ કરે છે.

## રસના ત્રણ વિભાગ.

उक्तंच चरके ।

**स्थूलः सूक्ष्मस्तन्मलश्च तत्र तत्र त्रिधा रसः ॥ स्वं स्थूलोंऽशः परं सूक्ष्मस्तन्मलो याति तन्मलम् ।**

अयमर्थः । स्थूलोंऽशः स्वं याति यथास्थितस्तिष्ठति । सूक्ष्मस्त्वंशः परं द्वितीयं धातुं याति । तन्मलः रसादिमलः तन्मलं शरीरारम्भकं तत्तद्धातुमलं यातीत्यर्थः । यथा लौकिकाग्निनेक्षुरसः पच्यते तथा शरीरारम्भकस्य रसस्याग्निनाहाररसः पच्यते । पच्यमानः सः पश्चाहोरात्रात्सार्धदण्डमेकं च यावत्प्राक्तनरसधाताविव तिष्ठति ।

उक्तंच च सुश्रुते । स खलु रसः त्रीणि त्रीणि कलासहस्राणि पञ्चदशकला एकैकस्मिन्धातावुपतिष्ठन्ते । अत्र कलानां विंशतिर्मुहूर्तैः स च दण्डद्वयात्मकः ।

तथा च भोजः ।

**धातौ रसादौ मज्जान्ते प्रत्येकं क्रमतो रसः । अहोरात्रात्स्वयं पञ्च सार्धं दण्डं च तिष्ठति ॥**

प्रत्येकमेकैकस्मिन्नित्यर्थः ।

તે સ્થળમાં રસના ત્રણ વિભાગ થાયછે. ચરકમાં કહ્યું છે કે,-"તે તે સ્થળમાં રસ ત્રણ પ્રકારનો થાય છે. સ્થૂળ, સૂક્ષ્મ અને તેનો મળ. સ્થૂળ ભાગ પોતાની જગોએ રહે છે, સૂક્ષ્મ ભાગ ધાતુમાં જાય છે; અને રસનો મળ ધાતુઓના મળમાં જાયછે."

એનો અર્થ એવો છે કે:-રસનો સ્થૂળ ભાગ તો પોતાને પામે છે એટલે જ્યાં

હોય ત્યાંજ રહે છે. રસનો સૂક્ષ્મ ભાગ ધાતુમાં જાય છે. અને તેનો એટલે રસાદિકનો મળ, તેના એટલા શરીરનો આરંભ કરનાર તે તે ધાતુઓના મળમાં જાય છે. એવો અર્થ છે. જેમ લૌકિક અગ્નિવડે શેરડીના રસનું પાચન થાય છે તેમ શરીરનો આરંભ કરનાર રસના અગ્નિથી આહારના રસનું પાચન થાય છે. પચતી વખતે તે પાંચ અહોરાત્ર અને દોઢ દંડ (ઘડી) સુધી પૂર્વના રસ ધાતુમાંજ રહે છે.

સુશ્રુતમાં પણ કહ્યું છે કે,—"તે રસ ત્રણ ત્રણ હજાર અને પંદર કળા સુધી એક એક ધાતુમાં રહે છે." (આ જગોએ વીશ કળાનું એક મુહૂર્ત (બે ઘડી) જાણવું, તથા એક મુહૂર્ત એટલે બે દંડ (ઘડી) નો જાણવો.

તેમજ ભોજ કહે છે કે,—"રસ જેમાં આદિ છે તથા મજ્જા જેમાં અંતે છે, એ પ્રત્યેક ધાતુઓમાં ક્રમે કરીને રસ પોતાની મેળે પાંચ અહોરાત્ર (રાત્રિદિવસ) અને દોઢ દંડ (ઘડી) સુધી રહેછે." (પ્રત્યેકમાં એટલે એક એક ધાતુમાં, એવો અર્થ છે.)

### કફની ઉત્પત્તિ.

तनो यथा पच्यमानादिक्षुरसान्मलो निर्गच्छति तथा पच्यमानादाहाररसान्मलो निर्गच्छति सः कफः ।

उक्तं च सुश्रुते ।

कफपित्तमलाः खेषु प्रस्वेदो नखरोम च । नेत्रविड् चक्षुषः स्नेहो धातूनां क्रमशो मलाः ॥

खेषु मलः कर्णादिस्रोतोमलः । स च कफः प्राणानिलप्रेरितो धमनीमार्गेण शरीरारम्भकं क्लेदनाख्यं कफं गत्वा पुष्णाति । ततः सारभूतस्याहाररसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च । तत्र सूक्ष्मो भागः शरीरारम्भकं रसं पोषयति । सकलशरीराधिष्ठानेन व्यानवायुना प्रेरितो धमनीभिः संचरन्पोषणस्नेहनजठरानलोष्मकृतसन्तापनिवारणादिभिर्गुणैः सकलशरीरं पुष्णाति ।

પછી જેમ પક્વ થતાં શેરડીના રસમાંથી મળ (મેલ) નીકળે છે, તેમ પાચન થતા આહારના રસમાંથી મળ નીકળે છે તે કફ જાણવો. સુશ્રુતમાં કહ્યું છે કે,—"કફ, પિત્ત, દેહનાંમળ, પરસેવો, નખ, રૂવાંટાં, નેત્રનો મળ અને નેત્રનો સ્નેહ, એ ધાતુઓના ક્રમે કરીને મળ જાણવા." એટલે રસનો મળ કફ, રક્તનો મળ પિત્ત, માંસનો મળ કર્ણાદિનો મેલ વગેરે શિરાઓનો મેલ વગેરે, મેદનો મળ પરસેવો, અસ્થિનો મળ નખ, અને મજ્જાનો મળ નેત્રમળ વગેરે એમ જાણવું, દેહનો મળ એટલે કાન વગેરે શ્રોતઃસ્થાનનો મળ.

હવે તે કફ પ્રાણવાયુથી પ્રેરાઇને ધમની માર્ગે શરીરારંભક[1] ક્લેદન નામે ક-

[1] જ્યાં જ્યાં એ શબ્દ આવે ત્યાં ત્યાં એમ સમજવું કે 'શરીર નિર્માણ થતી વખતનો'.

ફેમાં જઈને તેનું પોષણ કરે છે. પછી સારભૂત આહારના બે ભાગ થાય છે; એક સ્થૂળ અને બીજો સૂક્ષ્મ. તેમાંથી સૂક્ષ્મ ભાગ શરીરારંભક રસનું પોષણ કરે છે. તથા સકળ શરીરમાં વ્યાપીને રહેનારા વ્યાનવાયુવડે પ્રેરાઈને ધમનીઓ માર્ગે ગતિ કરતો તે રસ પોષણ, સ્નેહન, જઠરાનલની ગરમીથી ઉપજેલા સંતાપનું નિવારણ વગેરે ગુણોએ કરી આખા શરીરનું પોષણ કરે છે.

## પિત્તની ઉત્પત્તિ.

ततः स्थूलो भागः प्राणवायुना प्रेरितो धमनीमार्गेण शरीरारम्भकस्य रक्तस्य स्थानं गत्वा यकृत्प्लीहरूपं गत्वा तेन सह मिलितो भवति । ततः प्राक्तनस्य रक्तस्याग्निना पुनः पच्यमानः पञ्चाहोरात्रात्सार्धदण्डं च यावत्प्राक्तनरक्तवातावित्र तिष्ठति । ततो यथाग्निना पुनः पुनः पच्यमानादिक्षुविकारं वारंवारं मलं निर्गच्छति । तथा पुनः पुनः पच्यमानादाहाररसात्प्रतिवारं मलं निर्गच्छति । तत्र रक्ताग्निना पच्यमानान्मलं पित्तं निर्गच्छति । तच्च पित्तं समानवायुना प्रेरितं धमनीमार्गेण शरीरारम्भकं पाचकाख्यं गत्वा पुष्णाति । ततः सारभूतस्याहाररसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च।सूक्ष्मो भागो रञ्जकाग्निना पित्तेन स रक्तीकृतः । शरीरारम्भकं रक्तं व्याननवायुना प्रेरितो धमनीभिः सञ्चरन् सकलशरीरगतानि रुधिराणि पुष्णाति ।

પછી રસનો સ્થૂલ ભાગ પ્રાણવાયુથી પ્રેરાઇને ધમની માર્ગે શરીરારંભક રક્તસ્થાનમાં જઈને યકૃત્પ્લીહરૂપ થઇને તેની સાથે મળે છે. પછી ત્યાં પ્રથમ રહેલા રક્તના અગ્નિથી વારંવાર ઉકળતા સેરડીના રસમાંથી વારંવાર મળ નીકળે છે, તેમ ફરી ફરીને પાચન થતા આહાર રસમાંથી પ્રત્યેક ફેરે મળ નીકળે છે. ત્યાં રક્તના અગ્નિથી પાચન થતા રસમાંથી પિત્ત નીકળે છે, તે પિત્ત સમાનવાયુથી પ્રેરાઇને ધમની માર્ગે શરીરારંભક પાચક પિત્તમાં જઇને તેનું પોષણ કરે છે. પછી સારભૂત આહારના રસના બે ભાગ થાય છે. એકસ્થૂલ અને બીજો સૂક્ષ્મ. તેમાંથી સૂક્ષ્મ ભાગ રંજક અગ્નિરૂપ પિત્તથી રક્તરૂપ થાય છે તથા તે શરીરારંભક રક્તનું પોષણ કરે છે. તેમજ વ્યાનવાયુથી પ્રેરાઇને ધમની માર્ગે ગમન કરીને સકળ શરીરમાં રૂધિરનું પોષણ કરે છે.

## કાનના મેલની ઉત્પત્તિ.

ततः स्थूलो भागः व्यानवायुना प्रेरितो धमनीभिः शिराभिश्च शरीरारम्भकाणि मांसानि याति । ततो मांसाग्निना पुनः पच्यमानः पञ्चाहोरात्रात्सार्धदण्डश्च यावन्मांसेष्वेव तिष्ठति । ततः पच्यमानात्तस्मान्मलं निर्गच्छति । तद्व्यानवायुना क्षिप्रं कर्णावागत्य कर्णविड् भवति । ततः सारभूतस्य रसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च । ततः सूक्ष्मो भागो मांसानि पुष्णाति ।

પછી રસનો સ્થૂલભાગ વ્યાનવાયુથી પ્રેરાઇને ધમનીઓને માર્ગે તથા શિરા-

ઓને માર્ગે શરીરારંભક માંસમાં જાય છે. પછી માંસાગ્નિથી ફરીને પાચન થઈ પાંચ અહોરાત્ર તથા દોઢ દંડ સુધી માંસમાંજ રહે છે. પછી પાચન થતાં થતાં તેમાંથી મળ નીકળે છે. તે મળ વ્યાનવાયુવડે જલદીથી બન્ને કાનમાં જઇને તેનો કાનનો મેલ થાય છે પછી સારભૂત રસના બે ભાગ છે, એક સ્થૂળ અને બીજો સૂક્ષ્મ તેમાંથી સૂક્ષ્મ ભાગ માંસોનુ પોપણ કરે છે.

## પરસેવાની ઉત્પત્તિ.

तत स्थूलो भागो व्यानवायुना प्रेरितो धमनीभि शरीरारम्भकस्य मेदस स्थानमुदर याति । ततो मेदसोऽग्निना पुन पच्यमान पञ्चाहोरात्रात्सार्धदण्ड यावन्मेदस्येव तिष्ठति । तत पच्यमानात्तस्मान्मलो निर्गच्छति प्रस्वेदरूप । स च शीत स्रोतस्येव तिष्ठति। शरीरोष्मणा तप्तश्चेत्तदा व्यानवायुना प्रेरित शिरामार्गै रोमकूपेभ्यो बहिर्याति । जिह्वादन्तकक्षामेढ्रादिमल च मेदोमलमित्ये के । तत सारभूतरसस्य द्वौ भागौ भवत स्थूल सूक्ष्मश्च । तत्र सूक्ष्मो भागो मेद पुष्णाति उदरे तिष्ठन् ।

પછી રસનો સ્થૂળ ભાગ વ્યાનવાયુથી પ્રેરાઇને ધમનીઓને માર્ગે શરીરારભક મેદના સ્થાન ઉદરમાં જાય છે પછી મેદમાંના અગ્નિથી ફરીને પાચન થવા લાગે છે તથા પાંચ અહોરાત્ર અને દોઢ દંડ સુધી મેદમાંજ રહે છે પછી પાચન થતી વખતે તેમાંથી પરસેવારૂપ મળ નીકળે છે. તે ઠંડો હોવાથી સ્રોતઃસ્થાનમાંજ રહે છે. તે જ્યારે શરીરની ગરમીથી તપે છે ત્યારે વ્યાનવાયુથી પ્રેરાઇને શિરાઓને માર્ગે રૂવાંટાંના છિદ્ર ( લોમકૂપ ) માં થઇને બાહાર નિકળે છે. જીભ, દાંત, કાખ ( બગલ ), લિંગ આદિકનો મળ તે મેદનો મળ છે એમ કેટલાકનું મત છે. પછી સારભૂત રસના બે ભાગ થાયછે, એક સ્થૂળ અને બીજો સૂક્ષ્મ તેમાં સૂક્ષ્મ ભાગ ઉદરમાં રહીને મેદનુ પોષણ કરે છે.

## નખની ઉત્પત્તિ.

स्थूलो भागो व्यानवायुना प्रेरितो धमनीभि शिराभिश्च शरीरारम्भकाण्यस्थीनि याति। अस्थ्यग्निना पुन पच्यमान पञ्चाहोरात्रात्सार्धदण्डश्च यावदस्थिष्वेव तिष्ठति । तत पच्यमानात्तस्मान्मलो निर्गच्छति । स च व्यानवायुना प्रेरित शिराभिर्मार्गेणागत्याङ्गुलीषु नखा स्तनौ रोमनि भवन्ति । तत सारभूतस्य रसस्य द्वौ भागौ भवत स्थूल सूक्ष्मश्च । तत्र सूक्ष्मभागोऽस्थीनि पुष्णाति ।

પછી રસનો સ્થૂળ ભાગ વ્યાનવાયુથી પ્રેરાઇને ધમનીઓ અને શિરાઓને માર્ગે શરીરારંભક અસ્થિઓમાં જાય છે. પછી અસ્થિમાં રહેલા અગ્નિથી ફરીને પાચન થતો તે રસ પાંચ અહોરાત્ર અને દોઢ દંડ સુધી અસ્થિઓમાંજ રહે છે. પછી પાચન થતી વખતે તેમાંથી મળ નીકળે છે. તે વ્યાનવાયુથી પ્રેરાઇને શિરાઓને માર્ગે આંગળીઓમાં આવીને

તેના નખ થાય છે. તથા સ્તન અને રૂંવાંટાં થાય છે. પછી સારભૂત રસના બે ભાગ થાય છે; સ્થૂળ અને સૂક્ષ્મ તેમાં સૂક્ષ્મ ભાગ અસ્થિઓનું પોષણ કરે છે.

## નેત્રમળની ઉત્પત્તિ.

ततः स्थूलो भागो व्यानवायुना प्रेरितः स्रोतोमार्गे मज्जास्थानादिभिः स्थूलास्थ्यभ्यन्तराणि याति। ततो मज्जाग्निना पुनः पच्यमानः पञ्चाहोरात्रात् सार्धदण्डश्च यावन्मज्जनेव तिष्ठति। ततः पच्यमानात्तस्मान्मलं निर्गच्छति। तच्च व्यानवायुना प्रेरितं शिरामार्गैर्नयनयोरागत्य नेत्रविट् चक्षुःस्नेहश्च भवति। ततः सारभूतस्य रसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च। तत्र सूक्ष्मभागो मज्जानं पुष्णाति।

પછી સ્થૂળ ભાગ વ્યાનવાયુથી પ્રેરાઇને શિરાઓને માર્ગે મજ્જા, નાભિ, અને અસ્થિઓના અંદરના ભાગમાં જાય છે. પછી મજ્જામાં રહેલા અગ્નિથી પાચન થઇને પાંચ અહોરાત્ર અને દોઢ દંડ સુધી મજ્જામાંજ તે રહેછે. પછી પાચન થતી વખતે તેમાંથી મળ નીકળે છે. તે મળ વ્યાનવાયુથી પ્રેરાઇને શિરાને માર્ગે બન્ને નેત્રમાં આવીને નેત્રમળ અને ચક્ષુઃસ્નેહ થાય છે પછી સારભૂત રસના બે ભાગ છે; એક સ્થૂળ અને બીજો સૂક્ષ્મ ભાગ મજ્જાનું પોષણ કરે છે.

## વીર્યની ઉત્પત્તિ.

ततः स्थूलो भागो व्यानवायुना प्रेरितः धमनीभिः शिराभिश्च शुक्रस्य स्थानं सकलं शरीरं गत्वा शरीरारम्भकेण शुक्रेण सह मिश्रितो भवति। ततः शुक्रस्याग्निना पुनः पच्यते। पच्यमाने तस्मिन्मलो नास्ति। स हि सहस्रधाऽध्मातसुवर्णवत्। उक्तंच।

स्वाग्निभिः पच्यमानेषु मलः षट्सु रसादिषु। षट्सु धातुषु जायन्ते मलानि मुनयो जगुः॥ यथा सहस्रधाऽध्माते न मलं किल कांचने। तथा रसे मुहुः पक्के न मलं शुक्रतां गते॥

પછી રસનો સ્થૂલ ભાગ વ્યાનવાયુથી પ્રેરાઇને ધમની અને શિરાઓને માર્ગે વીર્યનું સ્થાન જે સકળ શરીર તેમાં જઇને શરીરારંભક વીર્યની સાથે મિશ્રિત થાય છે. પછી વીર્યમાં રહેલા અગ્નિથી ફરીને તેનું પાચન થાય છે. પાચન થતી વખતે તેમાં મળ થતો નથી. કેમકે વીર્ય તો હજાર વાર તપાવેલા સુવર્ણ જેવું છે. કહ્યું છે કે, રસાદિક છએ ધાતુઓમાં રહેલા અગ્નિવડે પાચન થતાં રસમાંથી છએ ધાતુઓમાં મળ નીકળે છે એમ મુનિઓ કહે છે. પણ જેમ હજાર વાર તપાવેલા સોનામાં જેમ કાંઈ મળ રહેતો નથી તેમ વારંવાર પક્વ થઇને શુક્ર (વીર્ય) રૂપ થઈ ગયેલા રસમાંથી મળ નીકળતો નથી.

## ઓજની ઉત્પત્તિ.

ततः सारभूतस्य रसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च। तत्र सूक्ष्मः स्नेहभागः ओजस्तस्य लक्षणमाह॥

ओजः सर्वशरीरस्थं स्निग्धं शीतं

स्थिरं सितम् । सोमात्मकं शरीरस्य बलपुष्टिकरं मतम् ।

( बल चेष्टापाटवम् ) तथाच ॥

चेष्टासु पाटवं यत्तु बलं तदभिधीयते।

यत्तु सुश्रुते रसादीनां शुक्रान्तानां धातूनां यत्परं तेजस्तत्खलु तेजस्तदेव बलमिति तेजस्तेजद्रव । अत्रायमभिप्राय । यस्माद्रसादोजो भवति स रस सर्वधातुस्थागतत्वात्तत्तद्धातुवन्मन्यत इति सर्वधातूनां स्नेहमोज क्षीरे घृतमिव तदेव बलमिति । तत्कार्यकारणयोरभेदोपचारात् । अभेदकथन च चिकित्सैक्यार्थम् ।

પછી સારભૂત રસના બે ભાગ થાય છે, સ્થૂલ અને બીજો સૂક્ષ્મ તેમાં સ્નેહ ભાગને 'ઓજ' કહે છે તેનુ લક્ષણ કહે છે કે, "ઓજ આખા શરીરમાં રહેલુ છે, તે સ્નિગ્ધ, શીત, સ્થિર, શ્વેત, સોમાત્મક અને શરીરને બળ તથા પુષ્ટિ કરનારૂ છે એમ કહેલુ છે." 'બળ' એટલે ચેષ્ટાની સ્ફુરતાઈ. તેમજ કહેછે કે, "ચેષ્ટાગાં જે સ્ફુરતાઈ તેને 'બળ' કરીને કહે છે."

સુશ્રુતમાં જે એમ કહે છે કે, "રસથી આરભીને વીર્યપર્યંત ધાતુઓનુ જે પરમ તેજ તે, તેજ ધાતુઓમાંથી ઉપજેલુ છે. તેનેજ 'બળ' કરીને કહે છે. તેજ એટલે તેજરૂપ દ્રવ" એનો એવો અભિપ્રાય છે કે, જે રસમાંથી ઓજ થાય છે તે રસ સર્વ ધાતુઓના સ્થાનમાં જાય છે તેથી તે ધાતુ જેવો તેને માનવામાં આવે છે. એ પ્રકારે સર્વ ધાતુઓનો સ્નેહ તેઓજ દૂધમાં જેમ ઘી હોય તેમ તેજ બળ છે. કેમકે તે કાર્ય અને કારણનો ઉપચાર એકજ રીતે કરવામાં આવે છે. ચિકિત્સા એક પ્રકારે થાય છે માટે 'એકજ રીતે' એમ કહેલુ છે.

### ઓજના ગુણ.

अन्यच्च ।

गुरु शीतं मृदु स्निग्धं सान्द्रं स्वादु स्थिरं तथा । प्रसन्नं पिच्छिलं सूक्ष्ममोजो दशगुणं स्मृतम् ॥

चरके तु ।

अष्टबिन्दुप्रमाणं तद्दीपद्रक्तं सपीतकम् । अग्निसोमात्मकत्वेन द्विरूपं वर्णितं तु तत् ॥

वाग्भटश्च ।

ओजश्च तेजो धातूनां शुक्रान्तानां परं स्मृतम् । हृदयस्थमपि व्यापि देहस्थितिनिबन्धनम् ॥ यस्य प्रवृद्धौ देहस्य तुष्टिपुष्टिबलोदयाः । यन्नाशे नियतो नाशो यस्मिंस्तिष्ठति जीवनम् ॥ निष्पद्यन्ते यतो भावा विविधा देहसंश्रयाः । उत्साहप्रतिभाधैर्यलावण्यसुकुमारताः ॥

વળી ઓજ ભારે, ટાઢુ, મૃદુ, સ્નિગ્ધ, ઘાડું, મધુર, સ્થિર, નિર્મળ, પિચ્છાવાળુ, અને સૂક્ષ્મ, એ દશ ગુણવાળુ છે. ચરકમાં તો—આઠ બિંદુ પ્રમાણ, કાંઇક રતાશપર, કાંઇક પીળાશપર, અગ્નિ ગુણ યુક્ત અને સોમ ગુણયુક્ત એમ બે પ

કારનું વર્ણવેલું છે. વાગ્ભટ કહે છે કે,–વીર્ય જેમાં અંતે છે એવી સકળ ધાતુઓનું પરમ તેજ તે ઓજ છે. તે હૃદયમાં રહે છે તથાપિ આખા દેહમાં વ્યાપ્ત છે. તથા દેહથી સ્થિતિનું ધારણ કરનાર છે. તે ઓજ જ્યારે વૃદ્ધિ પામે છે ત્યારે તુષ્ટિ, પુષ્ટિ અને બળનો ઉદય થાય છે. જેનો નાશ થવાથી દેહનો નાશ નિશ્ચય છે, તથા જેના હોવાથી દેહનું જીવન છે. વળી દેહને આશરીને થનારા ઉત્સાહ, બુદ્ધિ, ધૈર્ય, લાવણ્ય, અને સુકુમારતા, વગેરે નાના પ્રકારના ભાવ જેતાવડે નિષ્પન્ન થાય છે.

## વીર્યોત્પત્તિનો કાળ.

ततः स्थूलो भागो रसो मासेन पुंसां शुक्रं स्त्रीणां त्वार्तवं शुक्रं च भवति । उक्तं च सुश्रुते । एवं मासेन रसः शुक्रो भवति । स्त्रीणां चेति चकारात्स्त्रीणामपि शुक्रं भवति । अत एवोक्तं सुश्रुते ।

**योषितोऽपि स्रवत्येव शुक्रं पुंसः समागमे । तत्र गर्भस्य किंचित्तु करोतीति न चिन्त्यते ॥**

गर्भस्य शुद्धस्य । विकृतस्य तु गर्भस्य कारणं तदपि भवति । ( यत उक्तम् ) ।

**यदा नार्यावुपेयेतां वृषस्यन्त्यौ कथंचन । मुञ्चतो शुक्रमन्योऽन्यमनस्थिस्तत्र जायत इति ॥**

एतेन स्त्रीणां सप्तमो धातुरार्तवं शुक्रमष्टममिति बोधितम् । आशयाधिक्यवत् ।

**स्त्रीणां गर्भोपयोगि स्यादार्तवं सर्वसंमतम् । तासामपि बलं वर्णं शुक्रं पुष्टिं करोति हि ॥**

પછી રસનો સ્થૂલભાગ એક માસે કરીને પુરૂષને વીર્ય અને સ્ત્રીઓને આર્તવ તથા વીર્ય થાય છે. સુશ્રુતમાં કહ્યું છે કે "એ પ્રમાણે રસ એક મહિને પુરૂષને વીર્ય થાય છે તથા સ્ત્રીઓને પણ" (પણ શબ્દ મૂકવાથી સ્ત્રીઓને પણ વીર્ય થાય છે એમ સમજવું ) એટલામાટેજ સુશ્રુતમાં કહ્યું છે કે, "પુરૂષનો સમાગમ થવાથી સ્ત્રીને પણ વીર્યપાત થાય છે. પણ તે ગર્ભના સંબંધમાં કાંઈ ઉપયોગી થાય છે એમ કાંઈ માનેલું નથી." ગર્ભ એટલે શુદ્ધ ગર્ભ સમજવો. વિકૃત ગર્ભનું કારણ તો તે પણ થાયછે. જેમ કહ્યું છે કે, "જ્યારે કોઈ પ્રકાર પણ બે સ્ત્રીઓ એક બીજી સાથે મૈથુન કરે તથા તેઓ અન્યોન્ય વીર્યનું આધાન કરે ત્યારે અસ્થિ વિનાનો ગર્ભ ઉપજે છે" ( એવડે એ સમજવામાં આવે છે કે સ્ત્રીઓને સાતમો ધાતુ આર્તવ અને આઠમો ધાતુ વીર્ય જેમ સ્ત્રીઓને પુરૂષ કરતાં એક આશય ( ગર્ભાશય ) વધારે હોય છે. ) સ્ત્રીઓને પણ આર્તવ ગર્ભ ધારણ કરવામાં ઉપયોગી છે એ સર્વ આચાર્યોએ માનેલું છે. તથા વીર્ય તેમને પણ બળ, વર્ણ, અને પુષ્ટિ આપે છે.

## રસમાંથી વીર્ય તથા આર્તવની ઉત્પત્તિ.

एवं रस एव केदारकुल्यान्यायेन सर्वा-

न्धातून्पूरयन्मासेन नवदण्डोत्तरेण शुक्रमार्तवं भवतीति सिद्धान्तः । एवं सति रसाद्रक्तमिति सङ्गतमेव । ततो मांसं ततो रक्तोत्पत्तेरनन्तरं मांसं जायते रसादेवेत्यर्थः । मांसान्मेदः प्रजायत इति । मांसादनन्तरं मेदः प्रजायते रसादेवेत्यर्थः । मेदसोऽस्थि जायते रसादेवेत्यर्थः । एवं ततो मज्जा । अग्रे शुद्धशुक्रं संभवतीत्यर्थः ।

એપ્રમાણે ક્યારડાની નીકોના ક્યારાની પેઠે રસજ સર્વે ધાતુઓની પૂરતી કરીને એક માસ નવ ઘડીમાં વીર્ય અને આર્તવ થાય છે એ સિદ્ધાંત છે. એમ થવાથી રક્તમાંથી રક્ત થાય છે એ ખરૂંજ છે. તેનાથી માંસ (એટલે રક્તમાંથી માંસ નહીં પણ રક્તોત્પત્તિ થયા પછી રસમાંથીજ માંસ થાય છે એવો અર્થ છે.) માંસમાંથી મેદ થાય છે એટલે માંસ થયા પછી રસમાંથીજ મેદ થાય છે, એમ અર્થ છે. મેદ થયા પછી રસમાંથીજ અસ્થિ થાય છે. એપ્રમાણેજ પછી રસમાંથી મજ્જા થાય છે. અને પછી રસમાંથીજ શુદ્ધ વીર્ય થાય છે એ સંભવિત છે એવો અર્થ છે.

## રસનો સંચાર.

रसः शरीरे त्रिधा संचरति। तथा चोक्तम्।

रसः शरीरे शब्दार्चिर्जलसन्तानवत्त्रिधा । संचरत्यनुरूपोऽयं नित्यमेव हि देहिनाम् ॥

अस्यायमभिप्रायः । पुरुषास्तीक्ष्णाग्नयो मध्यमाग्नयो मन्दाग्नयश्च भवन्ति । तत्र तीक्ष्णाग्नीनां स रसः सन्तानवच्छीघ्रं संचरति। मध्यमाग्नीनामर्चिःसन्तानवन्मध्यवेगेन चरति। मन्दाग्नीनां जलसन्तानवन्मन्दं चरति । तेन मासेन रसाच्छुक्रं भवतीति यदुक्तं तन्मध्यवेगेन चरति । मन्दाग्नीनां जलसन्तानवन्मन्दं चरति । तेन मासेन रसः शुक्रं भवतीति यदुक्तं तन्मध्यमाग्नीनधिकृत्योक्तम् । दीप्ताग्नीनां तु रसः किंचिन्न्यूनेन मासेन शुक्रं भवति । मन्दाग्नेः किंचिदधिकेन मासेनेति सिद्धान्तः ।

રસ શરીરમાં ત્રણ પ્રકારે સંચરે છે. કહ્યું છે, "શબ્દ, અર્ચિ (જ્વાળા) અને જળના વિસ્તારની પેઠે પ્રાણીઓને અનુરૂપ એવો આ રસ શરીરમાં ત્રણ પ્રકારે હમેશાં સંચાર પામે છે." એનો અભિપ્રાય એવો છે કે પુરૂષો તીક્ષ્ણાગ્નિ, મધ્યમાગ્નિ, અને મંદાગ્નિ, એ ત્રણ પ્રકારના હોય છે. તેમાં જે તીક્ષ્ણ અગ્નિવાળા પુરૂષો હોય છે તેમનો રસ શબ્દના વિસ્તારની પેઠે ત્વરાથી સંચાર પામે છે; મધ્યમ અગ્નિવાળા પુરૂષોનો રસ જ્વાળાના વિસ્તારની પેઠે મધ્યમ વેગથી સંચાર પામે છે. મંદાગ્નિ પુરૂષોને જળના વિસ્તારની પેઠે રસ મંદ વેગથી સંચાર પામે છે. તેથી જે એમ કહ્યું છે કે 'એક મહિને રસમાંથી વીર્ય થાય છે' તે મધ્ય વેગથી રસ સંચાર પામે છે, તે ધારણ કરીને કહ્યું છે. મંદાગ્નિ પુરૂષોનો રસ જળના વિસ્તારની પેઠે મંદ મંદ ગતિ કરે છે, તેથી રસ એક મહિને વીર્ય થાય

છે એમ જે કહ્યું છે તે મધ્યમાગ્નિ પુરૂષોને ધારીને કહ્યું છે. જેમનો અગ્નિ પ્રદિપ્ત છે તેમને તો માસ કરતાં કાંઈક ઓછે દિવસે રસમાંથી વીર્ય થાય છે; તથા મંદાગ્નિ પુરૂષોનો રસ એક માસ કરતાં કાંઈક વધારે મુદત પછી વીર્ય થાય છે એ સિદ્ધાંત છે.

### વાજીકરણ ઔષધીઓનું પ્રયોજન.

तर्हि वाजीकरणानामौषधीनां किं प्रयोजनमित्याह ।

वाजीकरिण्य औषध्यः स्वप्रभावगुणोच्छ्रयात् । विरेचयन्ति ताः शुक्रं विरेकिद्रव्यवन्नृणाम् ॥

वाजीकरिण्यः याभिरौषधीभिः पुरुषः शुक्राधिक्यात्स्त्रीषु वाजीवत्सामर्थ्यं प्राप्नोति ताः वाजीकरिण्यः स्वप्रभावगुणोच्छ्रयात् । तत्र काश्चिदौषध्यः स्वप्रभावाधिक्यात्काश्चित्स्वगुणाधिक्यात्काश्चित्स्वप्रभावगुणाधिक्यात् । तत्र सङ्कल्पपादलेपविशिष्टकान्तास्पर्शादयः स्वप्रभावाधिक्याच्छुक्रं विरेचयन्ति । घृतादयः स्वगुणाधिक्यात् । स्निग्धत्वाद्याधिक्यान्माषादयः स्वप्रभावस्निग्धत्वादिगुणाधिक्यात् । वाजीकरिण्य इति बहुवचनमाद्यर्थानुवर्तनम् । वर्ज्यं बृंहणम् । जीवनीयगणादयः तद्वद्बोद्धव्याः । विरेचयन्ति स्वप्रभावगुणाधिक्यात् । शीघ्रमेवं रसाद्युत्पादनपूर्वकं शुक्रं जनयित्वा प्रवर्तयन्ति ।

( यत आह )

दुग्धं माषाश्च भल्लातः फलमज्जाम्लानि च । जनकानि निगद्यन्ते रेचनानि च रेतसः ॥

કોઈ શંકા કરે કે એમ રસમાંથી નિયમિત સમયેજ વીર્ય ઉપજે છે ત્યારે *વાજીકરણ ઔષધીઓનું શું પ્રયોજન છે? તેનો જવાબ આ પ્રમાણે છે કે, "વાજીકરણ ઔષધીઓ પોતપોતાના પ્રભાવ (અસાધારણ સામર્થ્ય) અને ગુણની વિશેષતાને લીધે વિરેચન દ્રવ્યની પેઠે મનુષ્યોના વીર્યનું વિરેચન કરે છે." 'વાજીકરણ ઔષધી' એમ કહેવાનો અર્થ એ કે જે ઔષધીઓવડે વીર્ય અધિક હોવાથી પુરૂષ સ્ત્રીઓનેવિષે ઘોડાની પેઠે સામર્થ્ય પામે છે, તેને વાજીકરણ ઔષધીઓ જાણવી 'પોતાના પ્રભાવ અને ગુણની વિશેષતાને લીધે' એમ કહેવાની મતલબ એ છે કે તેમાં કેટલીક ઔષધીઓ પોતાના પ્રભાવની અધિકતાથી અને કેટલીક ગુણની અધિકતાથી તથા કેટલીક પ્રભાવ અને ગુણ, બન્નેની અધિકતાથી વીર્યનું વિરેચન કરે છે તેમાં સ્ત્રીકામના રૂપ સંકલ્પ, પાદલેપ વિશેષ સુંદરતાઆદિક ગુણવાળી સ્ત્રીનો સ્પર્શ, એ વગેરે પોતાના પ્રભાવની અધિકતાવડે વીર્યનું વિરેચન કરે છે. ઘી, દૂધ વગેરે પોતાના ગુણની અધિકતાવડે વીર્યનું વિરેચન કરે છે. અડદ વગેરે સ્નિગ્ધત્વાદિ પોતાના ગુણની અધિકતાને લીધે તથા પોતાના વીર્યજનક પ્રભાવના આધિક્યને લીધે વીર્યનું વિરેચન કરે છે.

* વીર્ય ઉત્પન્ન કરનારી, આકાભ કૌચબીજ, મુસળીકંદ, ભાભીજ, દૂધ વગેરે.

'વાજીકરણ ઓૈષધિઓ' એમાં બહુવચન મૂકવાનું કારણ એ છે કે એવિના બીજી પણ તેવી ઓૈષધીઓ જે વાજીકરણ હોય તે સમજવી, એટલે બળ આપનારી, પુષ્ટિ કરનારી, જીવનીય આદિક ઔષધીઓ સમજવી. 'વિરેચન કરે છે.' એનો અર્થ એવો છે કે પોતાના પ્રભાવ અને ગુણની અધિકતાને લીધે ઉતાવળેજ રસાદિક ઉત્પન્ન કરીને વીર્ય પેદા કરેછે તથા તેને પ્રવર્તાવે છે. કહ્યું છે કે, "દૂધ, અડદ, ભીલામાં, કૂળની ચીજો, અને આમળાં, એ સર્વે વીર્યને ઉત્પન્ન કરનારાં તથા પ્રવર્તાવનારાં છે.'

## બાળકોને વીર્ય ન દેખાવાનું કારણ.

बालानां शुक्रमस्त्येव किंतु सौक्ष्मान्न दृश्यते। पुष्पाणां मुकुले गन्धो यथा सन्नपि नाप्यते ॥ तेषां तदेव तारुण्ये पुष्टत्वात्पक्तिमेति हि । कुसुमानां मफुल्लानां गन्धः प्रादुर्भवेद्यथा ॥ रोमराज्यादयः पुंसां नारीणामपि यौवने । जायतेऽत्र च यो भेदो ज्ञेयो व्याख्यानतः स च ॥

व्याख्यानं यथा पुंसां रोमरानीश्मश्रुप्रभृतयः । नारीणां तु रोमरानीस्तनस्तन्यार्तवप्रभृतयः ।

કોઈ કહેશે કે બાળકોને કેમ વીર્ય દેખાતું નથી? તેનું કારણ કહે છે કે, "બાળકોને વીર્ય તો હોય છેજ; પરંતુ સૂક્ષ્મપણાને લીધે તે દેખાતું નથી. જેમ પુષ્પોની કળિયોમાં ગંધ છતાં પણ માલમ પડતો નથી તથા તે જ્યારે ખીલે છે ત્યારે તેનો ગંધ પ્રકટ થાય છે, તેમ બાળકોને પણ વીર્ય જુવાનીમાં પુષ્ટિ પામવાથી પ્રકટ થાય છે. એજપ્રમાણે પુરૂષને અને સ્ત્રીઓને શોભાવળી વગેરે પણ જુવાનીમાં દેખાય છે. એનો ભેદ પણ વ્યાખ્યાનથી જાણી લેવો."

(વ્યાખ્યાન એટલે જેમ પુરૂષને શોભાવળી દાઢી મૂછ વગેરે અને સ્ત્રીઓને શોભાવળી, સ્તન, સ્તનમાંનું દૂધ, આર્તવ વગેરે.)

## વૃદ્ધની ધાતુ વૃદ્ધિ કેમ ન થાય?

वार्धके वर्धमानेन वायुना रसशोषणात् । न तथा धातुवृद्धिः स्यात्ततस्तन्नानिलं जयेत् ॥

વાર, અન્નનો રસ વૃદ્ધની ધાતુવૃદ્ધિ કેમ નથી કરતો? એવી કોઈ શંકા કરે તેના સમાધાન અર્થે કહેછે કે,–વૃદ્ધાવસ્થામાં વૃદ્ધિ પામેલા વાયુવડે રસનું શોષણ થવાથી જુવાનના જેવી ધાતુવૃદ્ધિ બની શકતી નથી; માટે વૃદ્ધોની ધાતુવૃદ્ધિ કરવી હોય તો તેમના વાયુને જીતવો–દૂર કરવો.

## વીર્યનું સ્વરૂપ.

शुक्रं सौम्यं सितं स्निग्धं बलपुष्टिकरं स्मृतम् । गर्भ बीजं वपुः सारो जीवस्याश्रय उत्तमः ॥ जीवो वसति सर्वस्मिन्देहे तत्र विशेषतः । वीर्ये रक्ते मले यस्मिन्क्षीणे याति क्षयं क्षणात् ॥

વીર્ય સૌમાત્મક, શ્વેત, સ્નિગ્ધ, બળ અને પુષ્ટિ કરનાર, ગર્ભના બીજરૂપ, દેહના સારરૂપ, અને જીવના ઉત્તમ આશ્રયરૂપ કહેલું છે. જીવના ઉત્તમ આશ્રયરૂપ વિષે કહેછે કે,—જીવ આખા દેહમાં રહે છે, તેમાં વિશેષે કરીને વીર્યમાં, રૂધિરમાં અને મળમાં રહેછે. તેથી તે વીર્ય, રૂધિર અને મળનો ક્ષય થવાથી એક ક્ષણમાં દેહનો પણ નાશ થઈ જાય.

### ગર્ભોત્પત્તિ કરનાર વીર્યનું લક્ષણ.

स्फटिकाभं द्रवं स्निग्धं मधुरं मधुगन्धि च । शुक्रमिच्छन्ति केचित्तु तैलक्षौद्रनिभं च तत् ॥

ગર્ભોત્પત્તિ કરનાર વીર્ય સ્ફટિક સરખું, પ્રવાહી, સ્નિગ્ધ, મધુર અને મધ જેવી વાસવાળું હોય છે. કેટલાક એમ કહેછેકે, તે તેલ અને મધ સરખું હોય છે.

### વીર્યનું સ્થાન.

यथा पयसि सर्पिस्तु गूढश्चेक्षुरसो यथा । एवं हि सकले काये शुक्रं तिष्ठति देहिनाम् ॥

अत्र सर्पिर्दृष्टान्तो बहुशुक्रेऽल्पमथनेन सर्पिःशुक्रयोर्लाभात् । इक्षुरसदृष्टान्तस्तु शुक्रे स्वल्पशुक्रे पुंसि अतिपीडनेनेक्षुरसस्य शुक्रयोर्लाभात् ।

જેમ દૂધમાં ઘી, તથા સેરડીમાં રસ ગુપ્તપણે રહેલો છે, તેજ પ્રમાણે દેહધારીઓના આખા શરીરમાં વીર્ય રહે છે. (આ જગોએ જે ઘીનું દૃષ્ટાંત આપેલું છે, તેમાં એમ સમજવાનું છે કે જેમ દૂધમાંથી થોડું મંથન કરવાથી ઘૃતનો લાભ થાય છે તેમ બહુ વીર્યવાળા દેહમાંથી પણ અલ્પ મથનથી વીર્ય પ્રાપ્તિ થાય છે. સેરડીના દૃષ્ટાંતમાં એમ સમજવું કે જેમ સેરડીનું અતિશય પીલાવાથી રસ નીકળે છે તેમ અલ્પ વીર્યવાળા પુરૂષના દેહમાંથી પણ મથન કરવાથી વીર્ય પ્રાપ્તિ થાય છે.)

### વીર્યને નીકળવાના માર્ગ.

द्व्यङ्गुले दक्षिणे पार्श्वे वस्तिद्वारस्य चाप्यधः । मूत्रस्रोतपथे शुक्रं पुरुषस्य प्रवर्तते ॥

[ वृद्धवाग्भटोऽप्याह ] सप्तमी शुक्रधरा द्व्यङ्गुले दक्षिणपार्श्वे बस्तिद्वारस्य चाप्यधो मूत्रमार्गमाश्रिता सकलशरीरव्यापिनी शुक्रं प्रवर्तयतीति सप्तमी कला ॥

બસ્તિ (પેડું) દ્વારની નીચે જમણે પાસે બે આંગળ ઉપર મૂત્રવાહી શિરાના માર્ગમાં પુરૂષના વીર્યની પ્રવૃત્તિ થાય છે.

વૃદ્ધ વાગ્ભટ પણ કહે છે કે, (બસ્તિદ્વારથી નીચે બે આંગળ ઉપર જમણે પાસે સાતમી શુક્રધરાનામે કળા મૂત્રમાર્ગનો આશ્રય કરીને રહેલી છે. તે સકળ શરીરમાંવ્યાપીને રહેનારી છે; અને તે વીર્યને પ્રવર્તાવે છે. મૂળમાં સપ્તમી છે એનો અર્થ સાતમી કળા છે.)

### વીર્ય નીકળવાનું કારણ.

कृतस्नेहस्थितं रेक्तं मतान्नमनसस्तथा । सीषु व्यायच्छतश्चापि हर्षात्तत्संप्रवर्तते ॥

स्त्रीषु व्यायच्छत. स्त्रीसुरतरूप व्यायामं कुर्वत । अन्यच्च ।

**शुक्रं कामेन कामिन्या दर्शनात्स्पर्शनादपि ॥ शब्दसंश्रवणाद्ध्यानात्संयोगाच्च प्रवर्तते ।**

આખા દેહમાં રહેલુ વીર્ય જ્યારે મનુષ્યનું મન પ્રસન્ન થાય છે તથા સ્ત્રી સાથે સંભોગ કરતી વખત જે હર્ષ થાય છે ત્યારે પ્રવૃત્ત થાય છે. મૂળમાં स्त्रीषु व्यायच्छत એવુ પદ છે તેનો અર્થ એવો છે કે સ્ત્રીઓની સાથે રતિરૂપ વ્યાયામ કરતી વખતે વળી કોઇ સ્ત્રીનું કામના-વથી દર્શન, સ્પર્શ, શબ્દ, શ્રવણ, ધ્યાન કે સંયોગ થવાથી વીર્ય પ્રવર્તે છે.

### આર્તવનું સ્વરૂપ.

स्त्रीणा रस एव मासेनार्तव भवतीत्युक्त्वा पुनराह शुक्रत एव ।

**रसादेव रजः स्त्रीणां मासि मासि त्र्यहं स्रवेत् । तद्वर्षाद्द्वादशादूर्ध्वं याति पञ्चाशतः क्षयम् ॥ मासेनोपचितं काले धमनीभ्यां तदार्तवम् । ईषद्विवर्णं कृष्णं च वायुर्योनिमुखं नयेत् ॥**

સ્ત્રીઓનો રસ એજ એક ભાગે આર્તવ થાય છે એપ્રમાણે કહીને ફરીને કહે છે કે વીર્યથીજ આર્તવ થાય છે. રસ રૂપીજ સ્ત્રીઓને મહિને મહિને ત્રણ દિવસસુધી આર્તવ વહને ત્યરે છે. તે બાર વરસ પછી થવા લાગે છે અને ૫૦ વરસ પછી બંધ થાય છે. તે આર્તવ સમય આવે ત્યારે ધમનીઓને માર્ગે કાંઇક વિવર્ણ અને કાળા રંગનું થાય છે તથા વાયુ તેને યોનીના મુખ આગળ લાવે છે.

### ગર્ભોત્પત્તિ કરનાર શુદ્ધ આર્તવની પરિક્ષા.

**शशासृक्प्रतिमं यच्च यद्वा लाक्षारसोपमम् । तदार्तवं प्रशंसन्ति यद्वासो न विरञ्जयेत् ॥**

आर्तवस्य वर्णद्वयाभिधानम् । वातादिप्रकृतिभेदेन वर्णभेदात् । यद्वासो न विरञ्जयेत् । यद्वासो रक्तं प्रक्षालितं तद्वासस्त्यजति ननु विरक्तरक्तं कुर्यात् । ऋतुस्तु स्त्रीणा रजोदर्शनात्षोडश निशा । तत्र प्रथमार्तवम् । गृहीतगर्भाणा स्त्रीणामार्तववहाना स्रोतसा गर्भेणावरोधादार्तवं न स्रवति किन्तु तदेवाधः प्रतिहतमूर्ध्वमागतमुपचीयमानमपरा भवति । अपरा तु ओरार इति लोके । शेषं चोर्ध्वतरमागतं पयोधरावभियाति । तस्माद्गर्भिण्यः पीनपयोधरा भवन्ति ।

જે આર્તવ સસલાના રૂધિર સરખું અથવા લાખના રસ સરખું હોય તથા જેનો ડાઘ વસ્ત્ર ઉપર રહેતો નથી તે આર્તવ શુદ્ધ કહેવાય છે. એમ વૈદ્યાચાર્યો તેને વખાણે છે. આર્તવના બે વર્ણ કહ્યા તે વાતાદિક પ્રકૃતિઓના ભેદે કરીને વર્ણ (રંગ)નો ભેદ થાય છે માટે કહ્યા છે. 'વસ્ત્ર ઉપર ડાઘ નથી રહેતો' એટલે જેનો ડાઘ વસ્ત્ર ઉપર પડ્યો હોય, પરંતુ તેને દેવ નાખવામાં આવે તો તે ડાઘ વસ્ત્ર ઉપરથી જતો રહે છે, પણ ખરાબ

લાલ રંગનો ડાઘ દેખાતો નથી. સ્ત્રીઓને જે દિવસે પ્રથમ રજોદર્શન થાય (આર્તવ દેખાય) ત્યારથી સોળ રાત્રિના કાળને ઋતુ કહે છે. એ ઋતુકાળમાં ઉપજેલું તે આર્તવ કહેવાય છે, જે સ્ત્રીઓને ગર્ભ રહ્યો હોય તે સ્ત્રીઓની આર્તવને વેહેનારી શિરાઓના માર્ગને ગર્ભ રોકે છે તેથી આર્તવ નીકળતો નથી. પણ તે આર્તવ નીચે આવતાં રોકાઈને ઉંચે જતાં ત્યાં એકઠું થઇને તેનો 'અમરા' (નાળ) બને છે, જે ગર્ભની ડુંટી આગળ વળગેલો હોય છે. એ 'અમરા' ને લોકમાં 'નાળ' કહે છે. બાકી રહેલું આર્તવ પણ ઉંચે જઇને બન્ને સ્તનમાં જાય છે, તેથી ગર્ભવતી સ્ત્રીઓના સ્તન પુષ્ટ (માંસલ) થાય છે.

## ધાતુઓના અધિક ગુણો.

अतिरिक्ता गुणा रक्ते वह्नेर्मांसे तु पार्थिवाः । मेदस्यपां रसे चास्थ्नि पृथिव्यनिलतेजसाम् ॥ मज्ज्ञि शुक्रे च शिखिनो गुणाः । सुसोमस्य मूत्रे च शिखिनो गुणाः । सुवस्त्वयार्तवे स्तन्ये रसे क्षीरे तथाम्भसः ॥

રક્તમાં અગ્નિનો ગુણ અધિક છે; માંસમાં પૃથ્વીના ગુણો અધિક છે, મેદમાં જળના ગુણ અધિક છે; રસમાં પણ જળના ગુણ અધિક છે; અસ્થિમાં પૃથ્વી, વાયુ અને તેજના ગુણ અધિક છે; મજ્જા અને વીર્યમાં ચંદ્રના ગુણ અધિક છે; મૂત્રમાં અગ્નિનો ગુણ અધિક છે. આર્તવમાં પૃથ્વી તથા અગ્નિના ગુણ અધિક છે. રસ તથા દૂધમાં જળના ગુણ અધિક છે.

## ધાતુઓનો મળ.

कफः पित्तं मलः खेषु प्रस्वेदो नखलोम च । नेत्रविट् च त्वचः स्नेहो धातूनां क्रमशो मलाः ॥ नेत्रजिन्हाकपोलानां जलं च रसजं मलमित्येके ॥

कर्णादिस्रोतःसु मलः रसनादन्तकक्षामेढ्रादिमलमपि मेदोमलमित्येके। नेत्रविट् त्वचां स्नेहश्च मज्जामलः । शुक्रस्य मलमेव नास्ति सहस्रधा ध्मातसुवर्णस्येव ।

કફ, પિત્ત, કર્ણાદિક સ્રોતઃસ્થાનનો મળ, પરસેવો, નખ, રૂવાંટાં, નેત્રમળ (પીયા), ત્વચા ઉપરનો સ્નેહ (ચિકાશ) એ ધાતુઓના ક્રમે કરીને મળ છે. કેટલાક કહે છે કે, નેત્ર, જીભ, અને ગલોફાંનું પાણી એ રસનો મળ છે.

મૂળમાં 'मलः खेषु' છે એનો અર્થ એવો છે કે કર્ણાદિક સ્રોતઃસ્થાનનો મળ કેટલાકનું મત એમ છે કે જીભ, દાંત, બગલ, અને લિંગ વગેરેનો મળ તે મેદનો મળ છે. આંખના પીયા, ત્વચા ઉપરનો ચિકાશ, એ મજ્જાનો મળ છે. હજાર વાર તપાવેલા સોનાનો જેમ મળ હોતો નથી, તેમ વીર્યમાં મળ છેજ નહિ.

## ઉપધાતુઓ.

वनितानां प्रसूतानां धमनीभ्यां स्तनौ गतात् । रसादेव हि जायेत स्तन्यं स्तनयुगाश्रयम् ॥ शुद्धमांसस्य यः स्नेहः सा

वसा परिकीर्तिता मेदतः। स्रवमाणस्य स्नेहो वा कथिता वसा॥

शार्ङ्गधरे तु।

स्तन्यं रजो वसा स्वेदो दन्ताः केशास्तथैव च। ओजश्च सप्तधातूनां क्रमात्सप्तोपधातवः॥

પ્રસૂત થયેલી સ્ત્રીઓના બન્ને સ્તનમાં બન્ને ધમનીઓને માર્ગે ગયેલા રસથીજ સ્તન્ય (સ્તનમાંનું દૂધ) ઉપજે છે; તથા તે બન્ને સ્તનમાં રહેછે. શુદ્ધ માંસના સ્નેહને વસા કહે છે. અથવા મેદ સ્રવવાથી જે સ્નેહ નીપજે છે તે વસા કહેવાય છે. શારંગધરમાં તો એમ કહેલું છે કે, "સ્તન્ય, આર્તવ, વસા, સ્વેદ, દાંત, તેમજ કેશ, અને ઓજ, એ સાત ધાતુઓની અનુક્રમે ઉપધાતુઓ છે."

## આશયો.

अथाशयाः।

उरो रक्ताशयस्तस्मादधः श्लेष्माशयः स्मृतः। आमाशयस्तु तदधस्तच्छिद्रं चरकोऽवदत्॥

तद्यथा।

नाभिस्तनान्तरं जन्तोराहुरामाशयं बुधा इति॥ आमाशयादधः पक्वाशयादूर्ध्वं तु या कला। ग्रहणीनामका सैव कथितः पाचकाशयः॥ ऊर्ध्वमग्न्याशयो नाभेर्मध्यभागे व्यवस्थितः। तस्योपरि तिलं ज्ञेयं तदधः पवनाशयः॥ पक्वाशयस्तु तदधः स एव तु मलाशयः। तदधः कथितो वस्तिः स हि मूत्राशयो मतः॥

आशयानुक्रमस्तु वाग्भटेनोक्तः। स यथा।

कफाऽऽमपित्तवातानामाशया मलमूत्रयोः। पुरुषेभ्योऽधिकाश्चान्ये नारीणामाशयास्त्रयः॥ धरा गर्भाशयः प्रोक्तः पित्तं पक्वाशयान्तरे। स्तनौ प्रवृद्धौ तावेव बुधैः स्तन्याशयौ मतौ।

ઉરઃસ્થાન એ 'રક્તાશય' છે. તેની નીચે શ્લેષ્માશય (કફનું સ્થાન) છે. તેની નીચે 'આમાશય' છે; તેનું સ્થાન ચરકે એમ કહ્યું છે કે, "પ્રાણીની નાભિથી તે સ્તન સુધીના અંતરને પંડિતો 'આમાશય' કહેછે." આમાશયથી નીચે અને પક્વાશયથી ઉપર જે ગ્રહની નામે કળા છે તેને 'પાચકાશય' કહે છે નાભિથી ઉપર મધ્યભાગમાં 'અગ્ન્યાશય' રહેલું છે તેની ઉપર 'તિલ' છે. તેની નીચે 'પવનાશય' છે. તેની નીચે 'પક્વાશય' છે; એનેજ 'મળાશય' પણ કહે છે. તેની નીચે બસ્તિ છે, તેને 'મૂત્રાશય' કહે છે. આશયોનો અનુક્રમ વાગ્ભટે આપ્રમાણે કહ્યો છે કે, "કફાશય, આમાશય, પિત્તાશય, વાતાશય મળાશય અને મૂત્રાશય, એ આશય છે. પુરૂષના કરતાં સ્ત્રીઓને ત્રણ આશય વધારે છે. પિત્તાશય અને પક્વાશયની વચ્ચેના સ્થાનને ગર્ભાશય કહે છે. તથા બે સ્તન જ્યારે વૃદ્ધિ પામે ત્યારે તેજ બે સ્તનને પંડિતો સ્તન્યાશય માને છે.

## કળાનાં સ્વરૂપ.

स्नायुभिश्च प्रतिच्छन्नान्सन्ततांश्च जरायुना। श्लेष्मणा वेष्टितांश्चापि कला-

भागांस्तु तान्विदुः ॥ धात्वाशयान्तरे धातोर्यः क्लेदस्तत्राधितिष्ठति । देहोष्मणा-विपक्वश्च सा कलेत्यभिधीयते ॥

ताः सप्त ।

आद्या मांसधराप्रोक्ता द्वितीया रक्तधारिणी । मेदोधरा तृतीया तु चतुर्थी श्लेष्मधारिणी ॥ पञ्चमी तु मलान्धत्ते षष्ठी पित्तधरा मता । रेतोधरा सप्तमी स्यादिति सप्त कलाः स्मृताः ॥

સ્નાયુઓવડે ઢંકાયેલા, જરાયુવડે વિસ્તાર પામેલા અને કફવડે વીંટાયલા જે હોય છે તેમને કળાના ભાગ કહે છે. ધાત્વાશય (ધાતુસ્થાન) મધ્યે ધાતુનો જે ભીનાશવાળો ભાગ રહે છે, તથા જે દેહની ગરમીથી પક્વ થયેલો હોય છે તેને 'કળા' કહેછે તે સાત છે,–પેહેલી કળા 'માંસધરા' કહેવાય છે; બીજી 'રક્તધરા' કહેવાય છે; ત્રીજી 'મેદોધરા' અને ચોથી 'શ્લેષ્મધરા' કહેવાયછે પાંચમી 'મલધરા' અને છઠ્ઠી 'પિત્તધરા' નામે કળા છે. સાતમી 'રેતોધરા' (વીર્ય ધારણ કરનારી) છે. એ પ્રકારે સાત કળાઓ છે.

## મર્મસ્થાન.

संनिपातः शिरास्नायुसन्ध्यिमांसास्थिसंभवः । मर्माणि तेषु तिष्ठन्ति प्राणाः खलु विशेषतः ॥ सप्तोत्तरशतं सन्ति देहे मर्माणि देहिनाम् । तान्येकादश मांसे स्युरष्टावस्थिषु सन्ति हि ॥ सन्धीनां विंशतिस्तानि स्नायूनां सप्तविंशतिः । चत्वारिंशत्सर्धकं च शिराममाणि तत्र तु ॥ द्वाविंशतिः सक्थियुगे तावत्येव भुजद्वये । द्वादश्युरसि कुक्षौ च पृष्ठदेशे चतुर्दश ॥ ग्रीवायामूर्ध्वभागे तु सप्तत्रिंशन्मतानि हि ।

શિરા, સ્નાયુ, સંધિ, માંસ, અને અસ્થિ, એ જ્યાં એકત્ર મળે છે ત્યાં મર્મસ્થળ હોયછે. તે મર્મસ્થળમાં વિશેષે કરીને પ્રાણ રહેછે. દેહધારીઓના દેહમાં એકસો સાત મર્મ હોય છે. તેમાંથી આગિયાર માંસમાં હોય છે, આઠ હાડકાંમાં; વીશ સાંધાઓમાં; સત્તાવીશ સ્નાયુઓમાં તથા એકતાળીશ મર્મ શિરાઓમાં હોય છે, તેમાં બાવીશ મર્મ બન્ને પગમાં; તેટલાંજ (બાવીશ) બન્ને હાથમાં; છાતી અને કૂખમાં મળીને બાર, પીઠમાં ચૌદ, ડોકમાં અને તેથી ઉપરના ભાગમાં સાડત્રીશ મર્મ હોય છે.

## મર્મસ્થાનના પાંચ પ્રકાર.

तान्याह ।

सद्यः प्राणहराणि स्युर्मर्माण्येकोनविंशतिः ॥ मर्मदेशास्त्रयस्त्रिंशत्स्युः कालान्तरमारकाः । चत्वारिंशच्च चत्वारि वैकल्यं जनयन्ति हि ॥ मर्माष्टकं रुजाकारि विशल्यघ्नं त्रिकं मतम् । ह्रद्दाटकान्यधिपतिः शङ्खौ कण्ठः शिरा गुदम् ॥ हृदयं बस्तिनाभी च सद्यो घ्नन्ति हतानि चेत् ।

એ મર્મ પાંચ પ્રકારનાં થાય છે. તેમાંથી ઓગણીશ મર્મ તત્કાળ પ્રાણ હરનારાં હોય છે, કાળાંતરે મૃત્યુ કરનારાં મર્મસ્થાન તેત્રીશ છે; ચુંમાળીસ મર્મ-

સ્થાન વિકળતા ઉત્પન્ન કરે છે; આઠ મર્મ પીડા ઉત્પન્ન કરે છે; અને ત્રણ મર્મસ્થાન શલ્ય કાઢી લેવાથી પ્રાણ હરે એવાં છે.

### તત્કાળ પ્રાણ હરનારાં મર્મ શૃંગાટકાનિ.

घ्राणश्रोत्राक्षिजिह्वासंतर्पकाणां शिरामुखानां शिरसो मध्ये संयोगस्थानान्तानि चत्वारि शिरामर्माणि चतुरङ्गुलप्रमाणानि हतानि घ्नन्ति सद्यो मारकाणि भवन्ति । अधिपतिर्मस्तकस्याभ्यन्तरे सन्धिशिरसोः सन्निपातः उपरिष्टाद्रोमावर्तः । स एकः सन्धिमर्मेदमर्धाङ्गुलप्रमाणं सद्योमारकम् । शङ्खौ भ्रुवोरधोपरि कर्णललाटमध्ये तौ द्वौ अस्थिमर्मणी सार्धाङ्गुले मारके । कण्ठशिरा मातृकाः ग्रीवामुभयपार्श्वयोश्चतस्रः शिरास्ता अष्टौ शिरा मर्माणि चतुरङ्गुलं सद्योमारकम् ।

वस्तिर्नाभिः पृष्ठकटीगुदवङ्क्षणशेफसाम् । मध्येवस्ति तनुत्वक् च एकद्वारो ह्यधोमुखः ॥

स्नायुमर्मेदं चतुरङ्गुलं सद्योमारकम् । नाभिः प्रसिद्धा । शिरामर्मेदं चतुरङ्गुलं सद्योमारकम् ।

અધિપતિ, શંખ ( બને લમણા ), કંઠની શિરાઓ, ગુદ, હૃદય, બસ્તિ અને નાભિ, એ સ્થાનમાં હણવાથી તત્કાળ પ્રાણ જાય છે. शृंगाटकानि—નાસિકા, કર્ણ નેત્ર અને જિહ્વા; એ ઇંદ્રિયોનું સંતર્પણ કરનાર શિરાઓના મુખનાં માથામાં જે સંયોગસ્થાન છે, તે ચાર શિરાનાં મર્મ ચાર આંગળ પ્રમાણનાં છે; તેના ઉપર પ્રહાર કરવાથી તત્કાળ મૃત્યુ થાય છે. अधिपतिः—મસ્તકની માંહિ સંધિ અને માથું જ્યાં મળે છે તે સ્થાન, જેના ઉપર રોમનું આવર્ત છે, એ એક મર્મ છે. એ સંધિમર્મ અરધો આંગળ પ્રમાણમાં છે; તે ઉપર હણવાથી તત્કાળ પ્રાણ જાય છે. शंखौः અને ભમર નીચે અને ઉપર કાન અને લલાટની વચમાં ( લમણા ઉપર ) બે અસ્થિમર્મ છે; તે અરધો આંગળ પ્રમાણમાં છે. તે ઉપર હણવાથી મૃત્યુ થાય છે. कंठशिराः—એનું બીજું નામ માતૃકા છે; ડોકા ઉપર બન્ને બાજુએ ચાર ચાર શિરાઓ છે. તે આઠ શિરાઓ મર્મસ્થાન છે. તેનું પ્રમાણ ચાર ચાર આંગળ છે; તથા તેમાં વાગવાથી તત્કાળ મૃત્યુ થાય છે. गुदम्ः—એ પ્રસિદ્ધ છે. તથા તે માંસમર્મ છે. એનું પ્રમાણ ચાર આંગળનું છે અને તે પણ તત્કાળ પ્રાણ હરનારૂં છે.

બસ્તિ તથા નાભિ પણ મર્મસ્થાન છે. પીઠ, કટી, ગુદ, અંડ, અને લિંગ. એમની મધ્યે બસ્તિ છે; તેની ત્વચા, પાતળી છે તથા તેને એક દ્વાર છે અને તેનું મુખ નીચું છે. બસ્તિ એ સ્નાયુ મર્મ ચાર આંગળનું છે; તથા તે તત્કાળ પ્રાણ હરે એવું છે. નાભિ પ્રસિદ્ધ છે; એ ચાર આંગળનું શિરા મર્મ છે, તથા તત્કાળ પ્રાણ હરનારૂં છે.

## કાળાંતરે પ્રાણ હરનારાં મર્મ વક્ષોમર્માણિ.

वक्षोमर्माणि सीमन्ततलाक्षिप्रेन्द्रवस्तयः ॥ बृहत्यौ पार्श्वयोः सन्धी कटीकतरुणे च ये । नितम्बाविति चैतानि कालान्तरहराणि तु ॥

वक्षोमर्माणि तु ।

उरसः स्तनमूलस्य नरो हि स्तनरोहिते ।

स्तनयोरुपरि व्यङ्गुलं यावत् । द्वे मांसमर्मणी रक्तपूरितकोष्ठतया कालान्तरमारकौ। अपालापी असंकूट्योरधस्तात्पार्श्वयोरुपरि द्वौ शिरामर्मणी । अर्धाङ्गुले रक्तेन पूयतां गतेन कालान्तरमारकौ । अपस्तम्बौ उरस उभयोर्नाड्योः वातवहे शिरामर्मणी । अर्धाङ्गुले वातपूर्णकोष्ठतया कासश्वासाभ्यां च कालान्तरमारके । सीमन्ताः शिरसि पञ्च सन्धयः । सन्धिमर्माणि चतुरङ्गुलानि । उन्मादभयचित्तविनाशैः कालान्तरमारकाः ॥

तलानि मध्याङ्गुलिमनुक्रम्य हस्तस्य मध्यं तलमेवमपरस्य हस्तस्य । पादयोश्चत्वारि तलानि मांसमर्माणि व्यङ्गुलानि रुजाभिः कालान्तरमारकाणि क्षिप्राणि । अङ्गुष्ठाङ्गुल्योर्मध्यं क्षिप्रम् । तच्च हस्तद्वयोर्द्वे चत्वारि स्नायुमर्माण्यर्धाङ्गुलान्याक्षेपकेण कालान्तरमारकाणि । इन्द्रबस्तयः प्रकोष्ठयोर्मध्ये द्वौ । जङ्घयोर्मध्ये द्वौ । एवं चत्वारि मांसमर्माणि व्यङ्गुलानि शोणितक्षयेण कालान्तरमारकाः बृहत्यौ स्तनमूलादुभयतः सपृष्ठवंशं यावत् शिरामर्मणी । अर्धाङ्गुलावुत्तैरुपद्रवैः कालान्तरमारकाणि । पार्श्वसन्धी जघनपार्श्वयोः सन्धी प्रति शिरामर्मणी अर्धाङ्गुलौ शोणितपूर्णकोष्ठतया कालान्तरमारके । कटीकतरुणे त्रिकसन्निधाने उभयतः श्रोणिकाण्डे लक्षीकृत्यास्थिस्थिते अस्थिमर्मणी अर्धाङ्गुले शोणितक्षयात्पाण्डुविवर्णरूपं कृत्वा कालान्तरमारकौ । नितम्बौ प्रसिद्धौ द्वौ अस्थिमर्मणी अर्धाङ्गुलावधःकायशोषेण दौर्बल्येन च कालान्तरमारकौ ।

વક્ષઃસ્થળનાં મર્મ, સીમંત, તલ, ક્ષિપ્ર, ઇંદ્રબસ્તિ, બૃહતી, પાસાના સંધી, કટીકતરુણ, અને નિતંબ, એ સ્થળમાં મર્મ કાળાંતરે પ્રાણ હરણ કરનારાં છે.

वक्षोमर्माणि—છાતી ઉપર, સ્તનના મૂળ આગળ, અને સ્તન ની જગોએ એ મર્મ છે. સ્તનની ઉપર બે આંગળ છેટે બે માંસાં મર્મ છે, તેમાં રક્ત ભરેલું છે માટે તે કાળાંતરે પ્રાણ હરણ કરનારાં છે. ખભાના અસ્થિની નીચે પાસાં ઉપર બે શિરા મર્મ છે, તેને 'અપલાપી' કહે છે; તે અર્ધ આંગળ પ્રમાણમાં છે તથા રક્ત થકી ભરાયલાં છે, તેથી તે પણ કાળાંતરે પ્રાણ લેનારાં છે. છાતીની બન્ને નાડીઓની વાતવાહી (વાયુને વહન કરનારી) શિરાનાં બે મર્મ છે તેને 'અપસ્તંભ' કહે છે. તે પણ વાયુથી ભરાયલાં છે માટે ઠાંસો તથા શ્વાસ ઉપજીને કાળાંતરે પ્રાણ લેનારાં છે. સીમન્તાઃ—માથામાં પાંચ સંધિઓ છે; તથા એ ચાર આંગળ પ્રમાણનાં સંધિ મર્મ છે. તેને હરકત પહોંચવાથી

ઉન્માદ, ભય, મૂર્છા, વગેરે ઉપજીને કાળાંતરે મૃત્યુ થાય છે. તલાનિ-વચલી આંગળીથી આરંભીને હાથની હથેળીના મધ્ય ભાગમાં, તેમજ બીજા હાથની હથેળીના મધ્યમાં, તેમજ બન્ને પગનાં તળીઆંમાં પણ તેજ જગોએ ચાર માંસ મર્મ છે; તેનું પ્રમાણ બે આંગળ છે; તથા તે તલ મર્મ કહેવાય છે. તેમાં પીડા થાયતો કાળાંતરે તે મૃત્યુ કરે છે. ક્ષિપ્રાણિ-અંગુઠા અને આંગળીના મધ્યને ક્ષિપ્ર કહે છે. તે બે હાથનાં તથા બે પગનાં મળીને ચાર સ્નાયુ મર્મ અરધો આંગળ પ્રમાણમાં છે તથા તેને હરક્ત થવાથી આક્ષેપક નામે વાયુ રોગ ઉત્પન્ન થઇને કાળાંતરે મૃત્યુ કરે છે. ઇંદ્રબસ્ત્ય-બન્ને કાંડાંની મધ્યે તથા બન્ને જંઘાઓની મધ્યે એ પ્રમાણે ચાર માંસના મર્મ છે. તેનું પ્રમાણે બે આંગળ જેટલું છે. રૂધિર ક્ષય થવાથી બન્ને બાજુએ બરડાની કશેરૂસુધી શિરામર્મ છે; તેનું પ્રમાણ અરધો આંગળ છે; ઉપદ્રવ થયાથી કાળાંતરે તે મૃત્યુ ઉત્પન્ન કરે છે. પાર્શ્વસંધી-જઘનના બન્ને પાસાના સંધી, તેમાં પ્રત્યેકમાં શિરામર્મ છે, તે અર્ધ અંગુલ પ્રમાણનાં છે અને તે રક્તથી પૂર્ણ છે, માટે તેને ઈજા થવાથી તે કાળાંતરે મૃત્યુ કરેછે. કટીકતરુણે-ત્રિકની પાસે બન્ને શ્રોણીકાંડ ઉપર અસ્થિ રહેલાં છે, ત્યાં એ અસ્થિમર્મ છે. તેનું પ્રમાણ અર્ધા આંગળનું છે. તથા રૂધિરનો ક્ષય થવાથી પાણ્ડુ તથા વિવર્ણરૂપ કરીને કાળાંતરે તે પ્રાણ હરે છે. નિતંબ-ઢગરા. એ બે પ્રસિદ્ધ છે તે અસ્થિમર્મ છે તથા અર્ધા આગળ પ્રમાણમાં છે. કાયાની નીચેનો ભાગ શોષણ થવાથી તથા દુર્બળતા થવાથી તે કાળાંતરે પ્રાણ હરે છે.

### અંગની વીકળતા ઉપજાવનારાં મર્મ (લોહિતાક્ષાણિ)

**लोहिताक्षाणि जान्वौः कूर्चा विटपकूर्परा । कुकुन्दरे कक्षधरे विधुरे सकृकाटिके ॥ अंसांशफलकापाङ्गौ नीले मन्ये फणे तथा । वैकल्यकरणान्याहुरावर्तौ द्वौ तथैव च ॥**

लोहिताक्षाणि ।

ऊर्वोरूर्ध्वमधो वङ्क्षणसन्धि लोहिताक्षं तच्च देवाह्वे द्वे ऊर्वोरिव तानि चत्वारि शिरामर्माण्यर्धाङ्गुलानि वैकल्यकराणि । तत्र शोणितक्षयेण पक्षघातः सक्थिसादो वा । अन्यान्यः । जानुन ऊर्ध्वं उभयोः पार्श्वयोस्त्र्यङ्गुला एकस्मिन् जानुनि द्वे अपरस्मिन्द्वे एवं चतस्रः स्नायुमर्माण्यर्धाङ्गुलवैकल्यकारीणि । तत्र शोथाभिवृद्धिः सक्थिस्तम्भश्च जानुनीजङ्घयोः सन्धी सन्धिमर्माणि द्व्यङ्गुले वैकल्यकरे । तत्र खञ्जता ऊर्ध्वे ऊर्वोर्मध्ये द्वे प्रगण्डयोः मध्ये । एवं चतस्रः शिरा मर्माणि एकाङ्गुल्या वैकल्यकर्यस्तत्र शोणितक्षयात्सक्थिशोषः । कूर्चाः पादयोरङ्गुष्ठाङ्गुल्योर्मध्ये तयोरूर्ध्वमधश्च एवं चत्वारः। स्नायुमर्माणिवैकल्यकराणि तत्र पादयोर्भ्रमणवेपनी भवतः । विटपे द्वे वङ्क्षणवृषणयो-

र्मध्ये स्नायुमर्माणि एकाङ्गुल्यवैकल्यकरे च नत्तेषामल्पशुक्रता च कूर्परौ । कफोणिजौ द्वौ सन्धिमर्मणी द्व्यङ्गुलौ वैकल्यकरौ तत्र बाहुमध्ये सङ्कोचः कुकुन्दरे नितम्बकूर्परौ द्वौ सन्धिमर्मणी अर्धाङ्गुले वैकल्यकरे । तत्र स्पर्शाज्ञानमधःकायस्य चेष्टोपघातश्च । कक्षधरे वक्षःकक्षयोर्मध्ये द्वे स्नायुमर्मणी एकाङ्गुले वैकल्यकरे तत्र पक्षघातः । विधुरे कर्णपृष्ठतोऽधःसंश्रिते किंचिनिम्नाकारे द्वे स्नायुमर्मणी अर्धाङ्गुले वैकल्यकरे तत्र बाधिर्यम् । कृकाटिके शिरोग्रीवयोरुभयतः सन्धी द्वे । सन्धिमर्मणी अर्धाङ्गुले वैकल्यकरे तत्र शिरःकम्पः । अंसौ स्कन्धौ स्नायुमर्मणी अर्धाङ्गुले वैकल्यकरे तत्र बाहुस्तम्भः । अंसफलके पृष्ठोपरि पृष्ठं वंशमुभयतस्त्रिकसम्बद्धे ग्रीवायां अंसद्वयस्य च संयोगो यत्र त्रिकम् । अस्थिमर्माणि अर्धाङ्गुले वैकल्यकरे तत्र बाह्वोः शून्यता शोषश्च । अपाङ्गौ नेत्रयोरन्तौ शिरामर्मणी अर्धाङ्गुलौ वैकल्यकरौ तत्रान्ध्यं दृष्ट्युपघातो वा । नीले मन्ये च कण्ठनाडीमुभयतश्चतस्रो धमन्यः द्वे नीले द्वे मन्ये । तत्र एका मन्या एका नीला । एकस्मिन्पार्श्वे मन्या नीलाः अपरस्मिन्पार्श्वे द्वे द्वे शिरामर्मणी द्व्यङ्गुले गले वैकल्यकरे । तत्र मूकता विकृतिस्वरता रसाग्राहिता च । फणे घ्राणमार्गमुभयतः मांसमर्मणी अर्धाङ्गुल वैकल्यकरे तत्र गन्धाज्ञानम् । आवर्तौ भ्रुवोरुपरि निम्नयोः सन्धिमर्मणी अर्धाङ्गुले वैकल्यकरे तत्रान्ध्यं दृष्ट्युपघातः ।

લોહિતાક્ષ બન્ને જાનુઓ (ઘૂંટણ) અને બન્ને ઉરૂઓ કૂર્ચા, વિટપ, કૂર્પરા, કકુંદર, કક્ષધર, વિધુર, કૃકાટિક, અંસ, (ખભા,) અંસફલક, અપાંગ, નીલ, મન્યા, ફણ, અને આવર્ત; એ મર્મ અંગની વિકળતા ઉપજાવનારાં છે.

લોહિતાક્ષાણિ—બન્ને ઉરૂઓના ઉપરના અને નીચેના વંક્ષણ સંધિને લોહિતાક્ષ કહે છે. તથા બન્ને ઉરૂઓના બે સંધિને દેવસંધિ કહે છે. એપ્રમાણે તે ચારે શિરામર્મ અર્ધા આંગળના પ્રમાણમાં છે, તેને ઇજા થવાથી તે અંગની વિકળતા ઉત્પન્ન કરે છે. તેમાં રૂધિરનો ક્ષય થવાથી 'સક્થિસાદ' અથવા 'પક્ષાઘાત' નામે વાયુનો રોગ ઉત્પન્ન થાય છે. ઘૂંટણની ઉપર બન્ને બાજુએ ત્રણ આંગળ ઉપર એક જાનુ (ઘૂંટણ)ઉપર બે અને બીજા ઘૂંટણ ઉપર બે એ ચાર, અરધો આંગળ પ્રમાણનાં સ્નાયુમર્મ છે, તે વિકળતા ઉત્પન્ન કરનારાં છે. તેમાં સોજાની વૃદ્ધિ અને સક્થિ સ્તંભ નામે રોગ થાય છે. જાનુની—બન્ને જંઘાના સંધિમાં બે સંધિમર્મ છે. તે બે આંગળ પ્રમાણનાં વિકળતા કરનારાં છે. તે મર્મને ઇજા થવાથી આદમી ખોડો થાય છે ઊર્વોઃ—બન્ને ઉરૂના મધ્યમાં બે તથા પ્રગણ્ (કોણીથી ઉપરના ભાગ)માં બે, એમ ચાર શિરા મર્મ છે. તે એક આંગળનાં તથા વિકળતા સંપાદન કરનારાં છે તેમાં રૂધિરનો ક્ષય થવાથી પગનો શોષ થાય છે. કુર્ચાઃ—બન્ને પગના અંગુઠા અને આંગળીઓની વચ્ચે તે બેની ઉપર અને તે બેની નીચે એ પ્રમાણે ચાર સ્નાયુ-

મર્મ છે તે વિકળતા કરનારા છે. તેમાં બન્ને પગ ભમી જાય છે તથા તે ધ્રુજે છે. વિટપે–વંક્ષણ અને બન્ને વૃષણની મધ્યે સ્નાયુમર્મ છે તે એક આંગળનાં તથા વિકળતા કરનારાં છે. તે બેને ઇજા થવાથી વીર્ય અલ્પ થઇ જાય છે. કૂર્પરૌ–કોણી ઉપર બે સંધિમર્મ છે; તેનું પ્રમાણ બે આંગળનું છે તથા તે વિકળતા કરનારાં છે તેમાં બાહુ મધ્યે સંકોચ ઉપજે છે. કકુંદરે–નિતંબના કોપરા ઉપર બે સંધિમર્મ છે, તે અર્ધા આંગળનાં તથા વિકળતા ઉત્પન્ન કરનારાં છે. તે મર્મને ઇજા થવાથી સ્પર્શનું જ્ઞાન થતું નથી તથા શરીરના નીચેના ભાગમાં ચેષ્ટા નાશ પામે છે. કક્ષધરે–છાતી અને કાખની વચ્ચે બે સ્નાયુમર્મ છે તે એક આંગળ પ્રમાણનાં તથા વિકળતા ઉત્પન્ન કરનાર છે, તેમાં પક્ષાઘાત થાય છે. વિધુરે–કાનના પૃષ્ઠભાગની નીચે કાંઇક નમેલાં બે સ્નાયુમર્મ છે, તે અર્ધા આંગળ પ્રમાણમાં તથા વિકળતા કરનારાં છે; તેમાં બેરેશાપણું થાય છે. કૃકાટિકે–માથું અને ડોકની બન્ને બાજુએ બે સંધિ છે, તે સંધિમર્મ છે; તેનું પ્રમાણ અર્ધા આંગળનું છે અને તે વિકળતા પેદા કરે છે; તેમાં શિરઃકમ્પ થાય છે. અંસૌ–ખભાઓમાં બે સ્નાયુમર્મ છે, તે અર્ધા આંગળ પ્રમાણનાં છે તથા તે *વિકળતા કરનાર છે તેમાં બાહુસ્તંભ થાય છે. અંસફલકે–ડોકા ઉપર બન્ને ખભાનો જ્યાં સંયોગ થાય છે તેને ત્રિક કહે છે. એ ત્રિકની સાથે સંબંધ રાખનારાં તથા પછવાડે પીઠ ઉપર બરડાની કરોડની બન્ને બાજુએ આવેલાં બે અસ્થિ મર્મ અરધો આંગળ પ્રમાણમાં છે; તે અંગની વિકળતા સંપાદન કરનારાં છે તે સ્થળમાં બન્ને બાહુઓમાં શૂન્યતા ઉપજે છે તથા શોષ ઉપજે છે. અપાઙ્ગૌ–બન્ને નેત્રના અંત ભાગમાં બે શિરામર્મ છે તે અર્ધો આંગળ પ્રમાણમાં છે તથા વિકળતા ઉપજાવનારાં છે. તે મર્મને ઇજા થાય છે ત્યારે અંધતા અથવા દૃષ્ટિનો નાશ થાય છે. નીલિમન્યે-કંઠ નાડીની બન્ને બાજુએ ચાર ધમનીઓ છે, તેમાંની બે નીલા કહેવાય છે અને બે મન્યા કહેવાય છે. તેમાંથી એક પાસાઉપર એક નીલા અને એક મન્યા છે તથા બીજા પાસા ઉપર એક નીલા અને એક મન્યા છે એ રીતે દરેક પાસે બે બે શિરામર્મ છે. તે પ્રત્યેક બે બે આંગળનાં છે તથા તે વિકળતા ઉત્પન્ન કરનારાં છે. તેમાં મુંગાપણું, સ્વરમાં વિકાર, સ્વાદેંદ્રિયોનો નાશ, એ વિકાર થાય છે. ફણે–નાસાઇંદ્રિયના માર્ગની બન્ને બાજુએ અરધા અરધા આંગળનાં માંસ મર્મ છે, તેને ઇજા થવાથી તે વિકળતા સંપાદન કરે છે એટલે તેમાં વાસ પારખી શકવાની શક્તિ જતી રહે છે. આવર્ત્તૌ–બન્ને ભમરની ઉપર સંધિમર્મ છે; તે અરધાં આંગળ

* અહીં અને પાઠ પણ વિકળતા ગણ્ય તપ્યો છે. એનો અર્થ 'અંગને બેડખાંપણ આવનારપણું લેવો.

કંકમુખ યંત્ર



વ્યાઘ્રમુખ યંત્ર.



સિંહમુખ યંત્ર



શ્વાનમુખ યંત્ર



ઋક્ષમુખ યંત્ર



ભૃંગરાજમુખ યંત્ર.



કાકમુખ યંત્ર.



વૃકાસ્ય યંત્ર.



નરખમુખ યંત્ર



છુરી



સંદંશ યંત્રો.



# યંત્રો

| | |
|---|---|
| તાલ યંત્ર.  | નાડી યંત્ર  |
| શુક્તિ યંત્ર.  | અર્શો યંત્ર.  |
| અંગુલિત્રાણ યંત્ર  | યોનિ વ્રણેક્ષણ યંત્ર  |
| નાડી વ્રણ ક્ષાલન યંત્ર  | જલોદર યંત્ર.  |
| | બસ્તિ યંત્ર.  |
| શલાકા યંત્ર  | ગર્ભ શંકુ યંત્ર  |

## યંત્રો તથા શસ્ત્રો

ચીગ્મ શકુ યંત્ર.



અશ્મરી હરણ યંત્ર.



શલાકા યંત્ર.







છેદન શસ્ત્ર.



મંડલાગ્ર શસ્ત્ર.



વૃદ્ધિપત્ર શસ્ત્ર.



ઉત્પલ શસ્ત્ર.





સર્પાસ્ય શસ્ત્ર.



એષણી શસ્ત્ર.











વેતસપત્ર શસ્ત્ર.







# શસ્ત્રો.

કુશપત્ર શસ્ત્ર.



આરીમુખ શસ્ત્ર.



કુઠારીકા શસ્ત્ર



મુદ્રિકા શસ્ત્ર



કરપત્ર શસ્ત્ર



નખ શસ્ત્ર



દંતલેખન શસ્ત્ર



સૂચિ શસ્ત્રો.









બ્રીહિમુખ શસ્ત્ર.



શલાકા શસ્ત્ર.



બડિશમુખ શસ્ત્ર.



કર્તરી (કેંચી) શસ્ત્ર.











કૂર્ચ શસ્ત્ર.



કર્ણ છેદન શસ્ત્ર.



પ્રમાણમાં છે. તથા તે વિકળતા ઉત્પન્ન કરે છે. તેમાં દૃષ્ટિનો નાશ થાય છે.

**પીડા કરનારાં મર્મ.**

गुल्फौ द्वौ मणिबन्धौ द्वौ तथा कूर्चशिरांसि च । रुजाकराणि जानीयाद्दृष्ट्वा चैतानि बुद्धिमान् ॥

गुल्फौ घुण्टिके, सन्धिमर्मणी द्व्यङ्गुलौ रुजाकरौ । तत्र रुजा पादस्तम्भः खञ्जता च द्वौ मणिबन्धौ हस्तप्रकोष्ठसन्धी सन्धिमर्मणी द्व्यङ्गुले रुजाकरी । तत्र हस्तयोः क्रियाराहित्य कूर्चशिरासि । पादसन्धेरधः उभयतः एकस्मिन् पादे द्वे च द्वितीये । एवं चत्वारि स्नायुमर्माण्येकाङ्गुलानि रुजाकराणि तत्र रुजा शोफं च ।

બન્ને ઘુંટીઓ, બન્ને મણિબંધ (કાંડાં) અને કૂર્ચાઓનાં માથાં, એ મર્મોને જોઇને બુદ્ધિમાને તેને પીડા કરનારાં મર્મ જાણવાં.

ગુલ્ફૌ—બન્ને ઘુંટીઓ; એ બે બે આંગળનાં સંધિમર્મ છે, તેને ઈજા થવાથી તે પીડા ઉત્પન્ન કરે છે. પીડા એટલે આ જગોએ પગ રહી જવો તથા લંગડા થવું. મણિબંધૌ—હાથનાં કાંડાંના બે સંધિમર્મમાં બે બે આગળનાં બે સંધિ છે તે પીડા કરનારાં છે. તેમાં હાથ રહી જાય છે, તથા તેવડે કાંઈ કામ થતું નથી. કુર્ચસિરાંસિ—પગના સંધિની નીચે બન્ને બાજુએ એક પગમાં બે અને બીજામાં બે, એમ ચાર સ્નાયુ મર્મ એક આંગળ પ્રમાણમાં છે તથા તે પીડા કરનારાં છે. તેમાં પીડા અને સોજો થાય છે.

**વિશલ્યઘ્ન(શલ્ય કાઢી લેવાથી મૃત્યુ કરનાર) મર્મ.**

उत्क्षेपौ स्थापनी चैव विशल्यघ्नं त्रिकं मतम् ॥

उत्क्षेपौ शङ्खयोरुपरि केशा यावत् । स्नायुमर्मणी अर्धाङ्गुले तयोर्विद्धयोः सशल्यो जीवेत्पाकात्पतति शल्यो वा उद्धृतशल्यस्तु म्रियेत । अतएव विशल्यमुद्धृत शल्यं हन्तीति विशल्य विशल्यघ्न मर्मस्थापने । एका भ्रुवोर्मध्ये शिरा मर्मेदमर्धाङ्गुलं विशल्यघ्नम् ।

બે ઉત્ક્ષેપ અને એક સ્થાપની એ ત્રણે શલ્ય કાઢી લેવાથી મૃત્યુ કરનારાં મર્મ છે.

ઉત્ક્ષેપૌ—બન્ને લમણા ઉપર જેટલામાં કેશ નથી ઉગતા ત્યાંસુધીમાં એ બે અરધા આંગળનાં સ્નાયુ મર્મ છે; તે બે મર્મ વીંધાય અને શલ્ય (ભાલોડું અથવા કાંટો) જ્યાંસુધી તેમાંને તેમાંજ રહે ત્યાંસુધી તે મનુષ્ય જીવે; પણ તે પાકીને તે શલ્ય નીકળી જાય અથવા તે શલ્ય કાઢી લેવામાં આવે તો તેનું મૃત્યુ થાય એટલા માટેજ એ મર્મને 'વિશલ્ય' થવાથી હણે છે માટે 'વિશલ્યઘ્ન' કહેલુ છે. સ્થાપની—બન્ને ભમરની વચ્ચે એક શિરા મર્મ અર્ધો આંગળનું છે તથા તે પણ શલ્ય કાઢી લેવાથી પ્રાણ હરનારૂં છે.

**મર્મ પ્રાણ હરેછે તેનો અવધિ.**

सप्तरात्रान्तरे हन्युः सद्यःप्राणहराणि हि । कालान्तरप्राणहरं पक्षे मासे

च मारकम् ॥ सद्यःप्राणहरं चान्ते विद्धं कालेन मारयेत्। कालान्तरे प्राणहरमन्ते विद्धं तु दुःखदम् ॥

अन्ते मर्मसमीपे ।

मर्माण्यधिष्ठाय हि ये विकारा मूर्च्छन्ति काये विविधा नराणाम्। प्रायेण ते कृच्छ्रतमा भवन्ति वैद्येन यत्नैरपि साध्यमानाः ॥

જે જે મર્મ તત્કાળ પ્રાણ હરનારાં છે, તે સાત રાત્રિઓમાં પ્રાણ હરેછે. જે કાળાંતરે પ્રાણ હરનારાં છે, તે પખવાડીએ કે મહિને મૃત્યુ કરે છે જે મર્મ તત્કાળ મૃત્યુ કરનારાં છે તે મર્મમાં ન વાગતાં તેની સમીપે વાગ્યું હોય તો તે કાળાંતરે પ્રાણ હરે છે અને કાળાંતરે પ્રાણ હરણ કરનારા મર્મની પાસે વાગ્યુ હોય તો તે દુઃખ દેછે. પુરૂષોના શરીરમાં જે નાના પ્રકારના વિકાર મર્મસ્થળમાં ઉત્પન્ન થાય છે તે મટાડવાને વૈદ્ય નાના પ્રકારનાં યત્નો કરીને તેની ચિકીત્સા કરે તોપણ વિશેષે કરીને તે કષ્ટસાધ્ય થાય છે. એટલે કષ્ટે કરીને મટે છે.

## સંધિઓ.

अथ सन्धयः । ते द्विविधाश्चेष्टावन्तः स्थिराश्च ।

शाखासु हन्व्योः कट्यां च चेष्टावन्तो भवन्ति हि । शेषास्तु सन्धयः सर्वाः स्थिरास्तज्ज्ञैरुदाहृताः ॥ कथिता देहिनां देहे सन्धयो द्वे शते दश । शाखासु तेऽष्टषष्टिश्च कोष्ठे स्रेकोनषष्टिकाः॥ ग्रीवाया ऊर्ध्वदेशे तु अशीतिस्तेष्ट कीर्तिताः । प्रथमं परिगण्यन्ते तेषु शाखागता इह ॥

एकैकस्यां पादाङ्गुल्यां त्रयस्त्रयो द्वावङ्गुष्ठे ते चतुर्दश । लफजानुवङ्क्षणेष्वेकैकमेवं सप्तदश एकस्मिन्सक्थिनि भवन्ति । एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ । एवमष्टषष्टिः शाखासु । (अथ कोष्ठगतानाह ।) त्रयः कटीकपोलेषु चतुर्विंशतिः । पृष्ठवंशे तावन्त एव पार्श्वयोरष्टावुरसि एवमेकोनषष्टिकोष्ठे । अथ ग्रीवोर्ध्वगतानाह । अष्टौ ग्रीवायां तत्र कण्ठे नाडी हृदयक्लोमफुप्फुसे निबद्धास्त्वष्टादश । द्वात्रिंशद्दन्तमूलेषु एकं कण्ठमणौ नासायां च एकैको द्वौ वर्त्ममण्डलगण्डकर्णशङ्खेषु द्वौ हनुसन्धी द्वावुपरिष्टात् भ्रुवोः शङ्खयोश्चोपरिष्टात् पञ्चशीर्षकपालेष्वेको मूर्धीति कण्ठमणौ घण्टिकेति प्रसिद्धे ॥

સંધિઓ બે પ્રકારના છે; સ્થિર અને ચેષ્ટાવાળા હાથ પગમાં, બન્ને હડપચીમાં, અને કેડમાં જે સાંધા છે-તે ચેષ્ટાવાળા (હાલેચાલે એવા) છે. બાકીના સર્વે સંધિઓ સ્થિર છે એમ વૈદ્યશાસ્ત્ર જાણનારા આચાર્યોનું કહેવું છે. દેહધારીના દેહમાં બસો દસ સાંધા છે એમ કહેવું છે. તેમાંથી અડસઠ (૬૮) સાંધા હાથ તથા પગમાં મળીને છે. કોઠામાં ઓગણસાઠ સાંધા છે. ડોકામાં અને તેની ઉપરના ભાગમાં એંશી છે. હવે તેમાંથી શાખાગત સંધિઓની પ્રથમ ગણના કરીએ છીએ.

એક એક પગની આંગળીમાં ત્રણ ત્રણ અને અંગુઠાના બે, એપ્રમાણે પાંચ આંગળાંના ચૌદ સંધિ; તથા ઘૂંટી, ઘૂંટણ અને વંક્ષણ ( જાંઘનો સાંધો ) એ એક એક, એમ કુલ સત્તર સાંધા એક પગમાં થાય છે. એજપ્રમાણે બીજો પગ તથા બન્ને હાથ વિષે પણ જાણવું. એ પ્રમાણે અડસઠ સાંધા શાખાઓમાં ( હાથ પગના અવયવોમાં ) જાણવા.

હવે કોઠાના (ધડ) ભાગના સંધિઓ-કહેછે.–કેડ તથા બન્ને કપાલાસ્થિમાં મળીને ત્રણ સાંધા, ચોવીશ સાંધા બરડાની કરોડમાં, તેટલાજ સાંધા બન્ને પાંસાંમાં, આઠ છાતીમાં એપ્રમાણે ઓગણસાઠ સાંધા કોઠામાં જાણવા.

હવે ડોકાના ઉપલા ભાગના સાંધાઓ વિષે કહેછે–આઠ ડોકામાં; ત્રણ કંઠમાં; નાડી, હૃદય, ક્લોમ, અને ફેફસામાં બંધાયલા અઢાર; બત્રીશ દાંતના મૂળમાં; એક કંઠમણિ ( હરડિઆ ) માં; બન્ને નાકમાં એક એક, મળીને બે વર્ત્મ મંડળ, કપાળ કાન અને લમણા, એમાં બે; હડપચીના સાંધામાં બે; ભમરની ઉપર અને લમણાની ઉપર બે; માથાના કપાલાસ્થિમાં પાંચ, 'કંઠમણિ' એને લોક ઘંટિકા કહે છે.

## સાંધાઓના આઠ પ્રકાર.

एते सन्धयोऽष्टविधा भवन्ति । ते यथा। कोरोदूखलसामुद्गाः प्रतरस्तूनसेविनी ॥ काकतुण्डं मण्डलं च शङ्खावर्तो-ऽष्टसन्धयः ।

कोरो गर्तः । नलिकेत्यन्ते उदूखलः प्रसिद्धः सुद्ग संपुटः समुद्गः एव सामुद्गः । अत्र स्वार्थे अण् । प्रतरन्त्यनेनेति प्रतरो वेल्लकः तूनस्येव तूनीरस्य सेविनी स्तुनी स्तूनसेविनी । काकतुण्डं काकमुखम् । मण्डलं प्रसिद्धं । शङ्खस्यावर्तः शङ्खावर्तः । एते यथानामप्रकृतयः सन्धयो भवन्तीत्यर्थः ।

एषामङ्गुली मणिबन्धगुल्फजानुकूर्परेषु कोराः सन्धयः ॥ कक्षावङ्क्षणदन्तेषूदूखलाः अंशपीठगुदे भवन्ति ते सामुद्गाः । ग्रीवापृष्ठवंशयोस्तु प्रतराः । शिरःकटीकपालेषु तूनसेविन्यः ॥

हन्व्योरुभयतः काकतुण्डाख्याः कण्ठहृदयक्लोमनाडीषु मण्डलाख्याः । शिरःश्रृङ्गाटकेषु शङ्खावर्ताः ।

अस्थ्नां तु सन्धयो ह्येते केवलाः समुदाहृताः । पेशिस्नायुशिराणां तु सन्धिसंख्या न विद्यते ॥

(૧) કોર એટલે ખાડા જેવા સાંધા. કેટલાક કોર એટલે નળીજેવા સાંધા એમ કહેછે. ( ૨ )उदूखल એટલે ખાંડણીઆ જેવા સાંધા. ( ૩ ) सामुद्गाः—સમુદ્ર એટલે સંપુટ સમુદ્ર તેજ સામુદ્ર (એમાં સ્વાર્થમાં अण् પ્રત્યય થયેલો છે). સુદ્રા-સહિત–સંપુટ જેવા સાંધા (૪)प्रतरः—એનાવડે તરે છે માટે તે પ્રતર કહેવાય છે. પ્રતર એટલે વેલ જેવા સાંધા બરાડની કરોડમાં છે તેને પ્રતર કહે છે.

વેલ જેવા સાંધા. ( ૫ ) तूनसेविनी—ભાથાની પેઠે એટલે તુનીર ( ભાથા )નું સેવન કરનાર તે તૂનસેવિની કહેવાય છે. ભાથા વગેરેના સાંધાના જેવા સાંધા. ( ૬ ) काकतुण्डं—કાગડાની ચાંચ જેવા સાંધા. ( ૭ ) मंडलम्—ગોળ ચંડળ જેવા સાંધા. ( ૮ ) शंखवर्तं—શંખના જેવા આમળાવાળા સાંધા. એ સાંધા નામપ્રમાણેજ આકારવાળા હોય છે. તેમાંથી;–

( ૧ ) આંગળીઓ, કાંડાં, ઘૂંટ ઘૂંટણ, કોણી, એ જગોએ कोर નામના સંધીઓ છે

( ૨ ) બગલ, જાંધનો સાંધો, દાંત, એ જગોએ उदूखल નામે સંધિઓ છે.

(૩) ખભા, પીઠ, ગુદમાંના સાંધા, કૂલાના સાંધા, એ समुद्र નામે સાંધાઓ છે.

(૪) ડોક અને કરોડમાં प्रतर નામે સાંધા છે.

(૫) માથું, કેડ, લમણાં એ જગોએ तनुसेवन નામે સાંધા છે.

(૬)ડાચામાં काकतुंड નામે સાંધો છે.

(૭) ગળું, હૃદય, કલોમ, નાડી, એમાં मंडल નામે સાંધા છે.

( ૮ ) માથું અને ' શૃંગાટક ' માં शंखावर्त સંધિઓ છે.

એ કેવળ અસ્થિઓના સંધિ કહ્યા છે; માંસની પેશીઓ, સ્નાયુઓ, અને શિરાઓના સંધિઓની તો સંખ્યાજ નથી.

## શિરાઓ.

सन्धिबन्धनकारिण्यो दोषधातुवहाः शिराः । नाभ्यां सर्वा निबद्धास्ताः प्रतन्वन्ति समन्ततः ॥ शरीरं सकलं चैतच्छिराभिः पोष्यते सदा । प्रणालीभिरिवारामाः कुल्याभिः क्षेत्रधान्यवत् ॥

अत्र प्रणालीभिः कुल्याभिरिति दृष्टान्तद्वयं स्थूलसूक्ष्मशिराभेदात् ।

प्रसारणाकुञ्चनादिक्रियाभिः सततं तनौ । शिरा एवोपकुर्वन्ति ताः स्युः सप्तशतानि तु ॥ यथा द्रुमदले साक्षाद्दृश्यन्ते प्रतताः शिराः । तथैव देहिनो देहे वर्तन्ते सकले शिराः ॥ नाभिस्थाः प्राणिनां प्राणाः प्राणान्नाभिरुपाश्रिता । शिराभिरावृता नाभिश्चक्रनाभिरिवारकैः ॥

तद्यथा तासां खलु मूलशिराश्चत्वारिंशत् । तासां दश वातवहाः दश पित्तवहाः दश श्लेष्मवहाः दश रक्तवहाः । तासां खलु वातवहानां वातस्थानगतानां सपञ्चसप्ततिशतानि भवन्ति । तावन्त्य एव पित्तवहाः पित्तस्थानगाः । श्लेष्मवहाः ताः श्लेष्मस्थानगता रक्तवहा यकृत्प्लीहगता एवं शिराः सप्तशतानि भवन्ति । तत्र वातवहाः एकस्मिन्सक्थिनि पञ्चविंशतिः । एतेनेतरसक्थिबाहू च व्याख्यातौ । विशेषतः कोष्ठे चतुस्त्रिंशत् तासां श्रोण्यां गुदमेढ्रादि श्रिता अष्टौ । द्वे द्वे पार्श्वयोः षट् पृष्ठे ६ तावन्त्य एवोदरे ६ दश वक्षसि १० एकचत्वारिंशद् जत्रुण ऊर्ध्वम् तासां चतुर्दश १४ ।

ग्रीवायां ४ चतस्रः कर्णयोः ९ नव जिव्हायां ६ षट् नासिकायां ८ आष्टौ नेत्रयोः ।

एवं वातवहानां सपञ्चसप्ततिशतं भवन्ति एवं विभागः पित्तवहानामपि। विशेषस्तु पित्तवहा नेत्रयोर्दश १० कर्णयोर्द्वे २ एवं रक्तवहाः । श्लेष्मवहास्तु षोडश १६ ग्रीवायां कर्णयोर्द्वे २ एवं शिराणां सप्तशतानि व्याख्यातानि ।

क्रियाणामप्रतीघातममोहं बुद्धिकर्मणाम् । करोत्यन्यान्गुणांश्चापि स्वाः शिराः पवनश्चरन् ॥

क्रियाणां प्रसारणाकुञ्चनादीनाम् । अमोहं बुद्धिकर्मणाम् । बुद्धीन्द्रियाणां मनसो बुद्धेश्च स्वे स्वे विषये ज्ञानं करोतीत्यर्थः । अन्यान्गुणान्रसादिव्यापनद्वारा शरीरपोषणादीन् ।

यदा तु कुपितो वायुः स्वाः शिराः प्रतिपद्यते । तदास्य विविधा रोगा जायन्ते वातसम्भवाः ॥

भ्राजिष्णुतामन्नरुचिमग्निदीप्तिमरोगताम् । करोत्यन्यान्गुणांश्चापि पित्तमात्मा शिराश्चरन् ॥

अरोगतां पैत्तिकरोगानुत्पत्तिं करोति । अन्यान्गुणान्मेधाबुद्धिदर्शनशक्त्यादीन् ॥

यदा तु कुपितं पित्तं सेवते स्ववहाः शिराः । तदास्य विविधा रोगा जायन्ते पित्तसम्भवाः ॥

स्नेहमङ्गेषु सन्धीनां स्थैर्यं बलमरोगताम् । करोत्यन्यन्गुणांश्चापि बलासः स्वाः शिराश्चरन् ॥

अरोगतां श्लैष्मिकरोगानुत्पत्तिं अन्यान्गुणान्बलपुष्ट्यादीन् ।

यदा तु कुपितः श्लेष्मा स्वाः शिराः प्रतिपद्यते । तदास्य विविधा रोगा जायन्ते श्लेष्मसम्भवाः ॥ धातूनां पूरणं सम्यक्स्पर्शज्ञानमसंशयम् । स्वशिरासु चरद्रक्तं कुर्याच्चान्यान्गुणानपि ॥

( अन्यान्गुणान्बलपुष्ट्यादीन् । )

यदा तु कुपितं रक्तं सेवते स्ववहाः शिराः । तदास्य विविधा रोगा जायन्ते रक्तसम्भवाः ॥ तत्रारुणा वातवहाः पूर्यन्ते वायुना शिराः । पित्तादुष्णाश्च नीलाश्च शीता गौर्यः स्थिराः कफात् । असृग्धरास्तु ता रक्ताः स्युश्च नात्युष्णशीतलाः ॥

સંધિઓનું બંધન કરનારી અને દોષ તથા ધાતુનું વહન કરનારી શિરાઓ છે. તે સર્વે નાભિમાં બાંધેલી છે અને ત્યાંથી ચારે પાસે વિસ્તાર પામે છે.

મોટા નળોથી બગીચાઓની પેઠે અને નાહાના ધોરિયાઓથી ખેતરનાં ધાન્યોની પેઠે શિરાઓથી સર્વદા આ શરીરનું પોષણ થાયછે.

મોટા નળોનું અને નાહાના ધોરીયાઓનું એમ બે દૃષ્ટાંત આપ્યાં તે જાડી અને ઝીણી એમ બે પ્રકારની શિરાઓ હોવાથી આપેલાં છે.

અંગોને પસારવાં અને સંકોચવાં આદિ ક્રિયાઓથી શરીરમાં નિરંતર શિરાઓજ ઉપકાર કરે છે. એ શિરાઓની

સંખ્યા સાતસોની છે. જેમ ઝાડના પાનડામાં ફેલાએલી શિરાઓ પ્રત્યક્ષ જોવામાં આવે છે એવી રીતેજ પ્રાણિના સઘળા દેહમાં શિરાઓ રહેલી છે. પ્રાણીઓના પ્રાણ નાભિમા રહેલાં છે અને નાભિ પ્રાણના આશ્રયમાં રહેલી છે. જેમ પઈડાની વચલી કુંડલી આરાઓથી વીટાએલી હોય છે તેમ એ નાભિ શિરાઓથી વીંટાએલી છે.

એઓમાં દશ વાયુને ધરનારી, દશ પિત્તને ધરનારી, દશ કફને ધરનારી અને દશ લોહીને ધરનારી એવી મૂળ શિરાઓ ચાલીશ છે. વાયુને ધરનારી મૂળ શિરાઓ વાયુના સ્થાનકોમાં જઇને એકસો પંચોતેર ૧૭૫ થએલી છે. એની રીતેજ પિત્તને ધરનારી શિરાઓ પિત્તના સ્થાનકોમાં જઇને, કફને ધરનારી શિરાઓ કફના સ્થાનકોમાં જઇને, અને લોહીને ધરનારી શિરાઓ જમણા પડખાની ગાંઠમાં તથા ડાબા પડખાની ગાંઠ ( બરલ ) માં જઇને ઉપરની પેઠે પોણાબસો પોણાબસો થએલી છે એટલે શિરાઓની કુલ સંખ્યા સાતસોની થાયછે.

વાયુને ધરનારી શિરાઓ ૧૭૫ કહી તેઓમાં ૨૫ જમણા પગમાં, ૨૫ ડાબા પગમાં, ૨૫ જમણા હાથમાં, ૨૫ ડાબા હાથમાં, ૩૪ કોઠામાં અને ૪૧ હાંસડીથી ઉપરના ભાગમાં છે. કોઠામાં ૩૪ કહી તે એવી રીતે છે કે ઠાંસાના ભાગની અંદર ગુદ તથા લિંગઆદિમાં ૮ છે, જમણાપડખામાં ૨ છે, ડાબા પડખામાં ૨ છે, પીઠમાં ૬ છે, પેટમાં ૬ છે અને છાતીમાં ૧૦ છે. હાંસડીથી ઉપરના ભાગમાં ૪૧ કહી તે એવી રીતે છે કે ડોકમાં ૧૪ છે, જમણા કાનમાં ૨ છે, ડાબા કાનમાં ૨ છે, જીભમાં ૯ છે, નાકમાં ૬ છે, જમણા નેત્રમાં ૪ છે. અને ડાબા નેત્રમાં ૪ છે એ રીતે વાયુને ધરનારી શિરાઓ ૧૭૫ છે.

પિત્તને ધરનારી શિરાઓ ૧૭૫ કહી તેઓના વિભાગ પણ ઉપર કહ્યાપ્રમાણેજ છે તેમાં ફેરફાર એટલો છે કે તેઓ જમણા નેત્રમાં ૫, ડાબા નેત્રમાં ૫ જમણા કાનમાં ૧ અને ડાબા કાનમાં૧છે.

લોહીને ધરનારી શિરાઓવિષે પણ વાયુને ધરનારી શીરાઓની પેઠેજ સમજવું.

કફને ધરનારી શિરાઓ ૧૭૫ કહી તેઓના વિભાગ પણ વાયુને ધરનારી શિરાઓની પેઠેજ છે તેમાં ફેરફાર એટલો છે કે તેઓ ડોકમાં ૧૬ છે, જમણા કાનમાં ૧ છે અને ડાબા કાનમાં ૧ છે.

પોતાની શિરાઓમાં ફરતો વાયુ અંગોને લાંબાં ટુંકાંકરવા આદિ ક્રિયાઓમાં અડચણ આવવા દેતો નથી. જ્ઞાનેંદ્રિયોને મનને તથા બુદ્ધિને પોત પોતાના વિષયોનું જ્ઞાન કરાવે છે અને રસ આદિ પદાર્થોને વ્યાપ્ત કરી શરીરના પોષણ આદિ બીજા ગુણો પણ કરે છે.

એ વાયુ જ્યારે પ્રકોપ પામીને પોતાની શિરાઓમાં ફરે છે ત્યારે શરીરમાં

વાયુથી થનારા ઘણા પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે.

પોતાની શિરાઓમાં ફરતું પિત્ત પ્રકાશિતપણું કરે છે અન્નમાં રૂચિ ઉપજાવે છે, અગ્નિને પ્રદિપ્ત કરે છે, પિત્ત સંબંધી રોગોને ઉત્પન્ન થવા દેતું નથી અને ધારણાશક્તિ, બુદ્ધિ તથા જોવાની શક્તિ આદિ બીજા ગુણ કરે છે.

એ પિત્ત જ્યારે પ્રકોપ પામીને પોતાની શિરાઓમાં ફરે ત્યારે શરીરમાં પિત્તથી થનારા ઘણા પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે.

પોતાની શિરાઓમાં ફરતો કફ અંગોમાં સ્નિગ્ધપણું રાખે છે, સાંધાઓની સ્થિરતા કરે છે, બળ આપે છે, કફ સંબંધી રોગોને ઉત્પન્ન થવા દેતો નથી અને પુષ્ટિ વગેરે બીજા ગુણો પણ કરે છે.

એ કફ જ્યારે પ્રકોપ કરીને પોતાની શિરાઓમાં ફરે છે ત્યારે શરીરમાં કફથી થનારા ઘણા પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે.

પોતાની શિરાઓમાં ફરતું લોહી ધાતુઓને સારી રીતે પુરે છે, નિઃસંશય રીતે સ્પર્શનું જ્ઞાન કરાવે છે અને બળ તથા પુષ્ટિ આદિ બીજા ગુણો પણ કરે છે.

એ લોહી જ્યારે પ્રકોપ પામીને પોતાની શિરાઓમાં ફરેછે ત્યારે શરીરમાં લોહીથી થનારા ઘણા પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે.

વાયુ ધરનારી શિરાઓ રાતી છે અને વાયુથી પુરાય છે. પિત્તને ધરનારી શિરાઓ કાળી છે, ઉની છે અને પિત્તથી પુરાય છે. કફને ધરનારી શિરાઓ ધોળી છે, ટાઢી છે, સ્થિર છે અને કફથી પુરાય છે. લોહીને ધરનારી શિરાઓ રાતી છે, બહુ ઉની નથી, બહુ ટાઢી પણ નથી અને લોહીથી પુરાય છે.

## સ્નાયુ.

मेदसः स्नेहमादाय शिरा स्नायुत्व-माप्नुयात् । शिराणां हि मृदुः पाकः स्नायूनां तु ततः खरः ॥ स्नायवो बन्धनानि स्युर्देहमांसास्थिमेदसाम् । सन्धीनामपि यत्तास्तु शिराभ्यः सुदृढाः स्मृताः ॥ नौर्यथा फलकास्तीर्णा बन्धनैर्बहुभिर्युता । नियुक्ताऽगाधसलिले भवेद्भारसहा भृशम् ॥ एवमेव शरीरेऽस्मिन्यावन्तः सन्धयः स्मृताः । स्नायुभिर्बहुभिर्बद्धास्तेन भारसहा नराः ॥

फलकैः काष्ठपट्टैः आस्तीर्णा व्याप्ता ।

शतानि नव जायन्ते शरीरे स्नायवो नृणाम् । तासां विवरणं ब्रूमः शिष्याः शृणुत यत्नतः ॥ शाखासु षट्शतानि स्युः कोष्ठे त्रिंशत् शतद्वयम् । ग्रीवाया-मूर्ध्वदेशे तु स्नायूनां सप्ततिः स्मृताः ॥

तत्र शाखागताः प्राह ।

एकैकस्यां पादाङ्गुल्यां षट् षट् तास्त्रिंशत् । तत्रान्त्य एव तलकूर्चगुल्फेषु । तावन्त्य एव जङ्घायां । दश जानुनि । चत्वारिंशदुरसि दश वङ्क्षणे । एवं सार्धशतमेकस्मि-

न्सक्थिनि भवन्ति । एतेन सक्थिमाहू च व्याख्यातौ ।

कोष्ठगताः प्राह ।

षष्टिः कट्यां । तावन्त्य एव पार्श्वयोः । अशीतिः पृष्ठे त्रिंशदुरसि ।

अथ ग्रीवोर्ध्वगताः प्राह ।

षट्त्रिंशद् ग्रीवायाम् । चतुस्त्रिंशन्मूर्ध्नि । एवं स्नायूनां नवशतानि भवन्ति ।

ઉપર કહેલી શિરા નામની નાડીઓમાં જેઓમાં મેદમાંથી સ્નેહ (ચીકણોભાગ) આવેલો છે તે સ્નાયુ કહેવાય છે. શિરાઓનો પાક કોમલ હોય છે અને સ્નાયુઓનો પાક શિરાઓ કરતાં કઠણ હોય છે. દેહમાં જે માંસ, હાડકાં, તથા સાંધાઓ છે તેઓનાં બંધનરૂપ સ્નાયુઓ છે. કારણ કે સ્નાયુઓ શિરાઓ કરતાં સારી પેઠે દૃઢ છે. જેમ અગાધ પાણીમાં ચલાવેલું લાકડાંનાં પાટીઆંઓવાળું વહાણ ઘણાં બંધનોથી બાંધેલું હોવાને લીધે ઘણો બોજો ઉપાડી શકે છે તેમ આ શરીરમાં જેટલા સાંધાઓ છે તેઓ સઘળા ઘણી સ્નાયુઓથી બંધાએલ હોવાને લીધે માણસો બોજાનું સહન કરી શકે છે. હે શિષ્યો! માણસોના શરીરમાં નવસો સ્નાયુઓ છે તેઓના વિભાગ કહીએ છીએ તે સાવધાનપણાથી સાંભળો. એ સ્થાયુઓ હાથ તથા પગમાં છસો છે. કોઠામાં બસોને ત્રીશ છે અને ડોકમાં તથા ડોકથી ઉપરના ભાગમાં સીતેર છે.

હાથ તથા પગમાં છસો સ્નાયુઓ કહી તે આ રીતે છે કે પગની એક એક આંગળીમાં છ છ છે એટલે આંગળીઓમાં ત્રીશ છે. પગના તળામાં, કૂર્ચમાં (કાંડાના ગાળામાં) અને ઘુંટીમાં મળીને ત્રીશ છે. પીંડીમાં ત્રીશ છે. ગોઠણમાં દશ છે. સાથળમાં ચાળીશ છે અને સાથળના સાંધામાં દશ છે એટલે એક પગમાં દોઢસો થઈ. એવી રીતે બીજા પગમાં અને બેહાથમાં પણ દોઢસો દોઢસો છે એટલે હાથ તથા પગમાં કુલ છસે થઈ.

કોઠામાં બસો ત્રીશ કહી તે આ રીતે છે કે કેડમાં સાઠ છે, બે પડખામાં સાઠ છે, પીઠમાં એંસી છે અને છાતીમાં ત્રીશ છે એટલે કુલ બસો ત્રીશ થઈ.

ડોકમાં તથા ડોકથી ઉપરના ભાગમાં સીતેર કહી તે આ રીતે છે કે ડોકમાં છત્રીશ છે અને માથામાં ચોત્રીશ છે એટલે કુલ સીતેર થઇ.

સઘળીઓનો સરવાળો કરતાં નવસો થાય છે.

## ધમનીઓ.

धमन्यो नाभितो जाताश्चतुर्विंशतिसंख्यया। दशोर्ध्वगा दशाधोगाः शेषास्तिर्यग्गताः स्मृताः ॥

तत्रोर्ध्वगाः । शब्दस्पर्शरूपरसगन्धप्रश्वासोच्छ्वासजृम्भितक्षतहसितकथितरुदितगीतादिविशेषानभिवहन्त्यः शरीरं धारयन्ति । प्रश्वासः अन्तःप्रविष्टो वायुः । उच्छ्वासः ऊर्ध्वं गच्छद्वायुः । तास्तु हृदयं गतास्त्रिधा जायन्ते तास्त्रिंशत्तासां मध्ये द्वे द्वे वातपित्त-

कफशोणितरसान्वहतः । ना दश आष्टाभिः शब्दरसरूपगन्धान्गृह्णाति पुरुषः ।

द्वाभ्यां भाषते द्वाभ्यां घोषं करोति द्वाभ्यां स्वपिति द्वाभ्यां जागर्ति द्वे बस्तिवाहिन्यौ द्वे स्तन्यं स्त्रिया वहतः । एतास्त्रिंशत् । एताभिरुदरपार्श्वपृष्ठोरस्कन्धग्रीवाशिरोबाहवो धार्यन्ते चाल्यन्ते च । अधोगतास्तु वातमूत्रपुरीषशुक्रार्तवादीनधो वहन्ति । तास्तु पित्ताशयं गतास्त्रिधा जायन्ते तास्त्रिंशत् । तासां मध्ये द्वे द्वे वातपित्तकफशोणितरसान्वहतः । ताद्दशे द्वे अन्त्रवहे अन्त्राश्रिते द्वे तोयवहे द्वे बस्तिगते मूत्रवहे द्वे शुक्रस्य प्रादुर्भावाय द्वे तद्विसर्गाय ते एव नारीणामार्तवं प्रादुर्भावयतो विसृजतश्च । द्वे स्थूलान्त्रप्रतिबद्धे पुरीषं विसृजतः अष्टावन्यास्तिर्यग्गताः स्वेदमर्पयन्ति । एतास्त्रिंशत् एताभिरधोनाभेः पक्वाशयकटीमूत्रपुरीषवस्तिगुदमेढ्रसक्थीनि धार्यन्ते चाल्यन्ते च। तिर्यग्गतानां तु चतसृणामेकैका शतधा सहस्रधा चोत्तरोत्तरं विभज्यन्ते । तास्त्वसंख्येयास्ताभिरिदं शरीरं गवाक्षितं गवाक्षवन्निबन्धमायतं गवाक्षो वातायनं यथा गवाक्षे बहूनि छिद्राणि भवन्ति। तथा अस्मिन्देहे जालवत् शिराः व्याप्य तिष्ठन्तीति भावः । गवाक्षाकारान्तनिकरयुक्तं कृतमित्यर्थः । तासां मुखानि रोमकूपानि यैर्मुखैः स्वेदः स्रवति रसं चाभिसर्पयन्त्यन्तर्बहिश्च । तैरेवाभ्यङ्गपरिषेकावगाहनालेपनवीर्याणि त्वचि पृक्तान्यन्तः प्रवेशयन्ति । तैरेव स्पर्शं शुभमशुभं वा गृह्णाति ।

यथा स्वभावतः खानि मृणालेषु बिसेषु च । धमनीनां तथा खानि रसो यैरभितश्चरेत् ॥ पञ्चाभिभूतास्त्वथ पञ्चकृत्वः पञ्चेन्द्रियं पञ्चसु भावयन्ति । पञ्चेन्द्रियं पञ्चसु भावयित्वा पञ्चत्वमायान्ति विनाशकाले ॥

अस्यायमर्थः । धमन्यः कथंभूताः पञ्चाभिभूताः पञ्चभ्यः आकाशादिमहाभूतेभ्यः अभि समन्तात् भूताः उभयात्मकं मनश्च यस्य तं पञ्चेंद्रियं जीवात्मानं पञ्चसु इन्द्रियाधिष्ठानेषु श्रोत्रादिषु पञ्चकृत्वः पञ्चवारान् । पर्यायेण अपर्यायेण त्वेकदैव भावयन्ति प्रापयन्ति पञ्चेन्द्रियं पञ्चानामिन्द्रियाणां समाहारः पञ्चेंद्रियं श्रोत्रादि तदुपलक्षितं कर्मेंद्रियं मनश्च । पञ्चसु पृथिव्यादिषु । बुद्धीन्द्रियविषयेषु सदुपलक्षितेषु हस्तादिषु कर्मेन्द्रियविषयेषु । मंतव्ये मनोविषये च भावयित्वा प्राप्य संयोज्येति यावत्। विनाशकाले पञ्चत्वं आकाशादिभावं आयान्ति । प्राप्नुवन्तीत्यर्थः ।

ધમનીઓ નાભિથી થએલી છે અને તેઓની સંખ્યા ચોવીશની છે. તેઓમાં દશ ઉંચે રહેલી છે, દશ નીચે રહેલી છે અને ચાર આડી રહેલી છે.

ઉંચે રહેલી દશ ધમનીઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, નિઃશ્વાસ (અંદર જતો વાયુ) ઉચ્છ્વાસ (ઉપર જતો વાયુ) બગાસાં, છીંક, હાસ્ય, કંપ, રોવું અને ગાવું આદિ પ્રકારોને ચલાવીને શરીરનું ધારણ કરે છે. એ ઉંચે રહેલી દશ ધમનીઓ હૃદયમાં આવતાં એક એકમાંથી ત્રણ ત્રણ એટલે કુલ ત્રીશ થએલી છે તેઓમાં બેથી વાયુનું, બેથી

પિત્તનું, બેથી કફનું, બેથી લોહીનું અને બેથી રસનું વહન થાય છે. આઠથી શબ્દ, રસ, રૂપ તથા ગંધનું ગ્રહણ થાય છે, બેથી બોલાય છે, બેથી અવાજ થાય છે, બેથી સુવાય છે, બેથી જગાય છે. બે મૂત્રને ચલાવે છે અને બે સ્ત્રીના ધાવણને ચલાવે છે એટલે કુલ ત્રીશ થઈ. એ ધમનીઓ પેટ, પડખાં, પીઠ, સાથળ, ખભાં, ડોક, માથું અને હાથનું ધારણ કરે છે અને તેઓને હલાવે ચલાવે છે.

નીચે રહેલી દશ ધમનીઓ, વાયુ, મૂત્ર, વિષ્ઠા, વીર્ય અને સ્ત્રીનાં રજ વગેરે પદાર્થોને નીચે ચલાવે છે. એ દશ ધમનીઓ પિત્તના આશયમાં જતાં એક એકમાંથી ત્રણ ત્રણ એટલે કુલ ત્રીશ થએલી છે. તેઓમાં બેથી વાયુનું, બેથી પિત્તનું, બેથી કફનું, બેથી રૂધિરનું, બેથી રસનું અને બેથી અન્નનું વહન થાયછે. બે ધમનીઓ આંતરડામાં રહીને પાણીનું વહન કરે છે બે ધમનીઓ મૂત્રાશયમાં રહીને મૂત્રનું વહન કરે છે. બેથી વીર્ય ઉત્પન્ન થાય છે બેથી વીર્ય બહાર નીકળે છે પુરૂષને વીર્યને ઉત્પન્ન કરનારી અને બાહાર કાહાડનારી એ ચાર ધમનીઓને બદલે સ્ત્રીઓના શરીરમાં જે ચાર ધમનીઓ છે તેઓમાં બે સ્ત્રીઓના રજને ઉત્પન્ન કરે છે અને બે બાહાર કાહાડે છે. બે ધમનીઓ જાડા આંતરડામાં બંધાઈને વિષ્ઠાને બાહાર કાહાડે છે અને બીજી આઠ આડી રહીને પરસીનો ઉત્પન્ન કરે છે એટલે કુલ ત્રીશ થઈ. એ ધમનીઓ નાભિની નીચે પકવાશય (પાકું અન્ન રહેવાની જગ્યા) કેડ, મૂત્ર, વિષ્ઠા, મૂત્રાશય, ગુદ, લિંગ અને સાથળનું ધારણ કરે છે અને તેઓને હલાવે ચલાવે છે.

આડી રહેલી ચાર ધમનીઓમાં એક એકમાંથી ઉત્તરોત્તર સૈકડો અને હજારો થએલી છે કે જેથી તેઓની સંખ્યા થઈ શકતી નથી. એ ધમનીઓએ આ શરીરને ગોખની જાળીઓ જેવાં આંતરડાંના સમૂહવાળું કરેલું છે અને આડું બાંધેલું છે. જેમ ગોખમાં ઘણાં છિદ્રો હોય છે તેમ આ દેહમાં જાળીની પેઠે એ ધમનીઓ વ્યાપી રહેલી છે. એઓનાં મોહોડાં રૂવાણાઓમાં લાગેલાં છે કે જે મોહાડાંમાંથી પરસીનો ઝરે છે અને અંદર તથા બાહાર રસ ચાલ્યા કરે છે. તેલ કે અંદર વગેરે પદાર્થોને શરીરપર ચોળતાં, રેડતાં, તેઓનાં નાહાતાં કે તેઓને ચોપડતાં ચામડીની સાથે મળીને તેઓનો જે ચંદન પ્રવેશ થાય છે તે પણ એ મોહોડાંઓથીજ થાય છે. સારા અથવા ખરાબ સ્પર્શનું ગ્રહણ પણ એઓમાંથીજ થાય છે. જેમ કમલના તંતુ આદિ અવયવોમાં સ્વાભાવિક છિદ્રો હોય તેમ ધમનીઓમાં પણ સ્વાભાવિક છિદ્રો છે કે જેઓથી રસ ચારેકોર ફરે છે. આકાશ આદિ પંચભૂતોથી ચારેકોર ઉત્પન્ન થએલી એ ધમનીઓ જીવ કે જેને જ્ઞાનેંદ્રિય કર્મેંદ્રય અને જ્ઞાનકર્મરૂપી બન્ને સ્વભાવવાળું મન છે તેને જ્ઞાનેંદ્રિયોના, કર્મેંદ્રિયોના અને મનના વિષયોમાં અ-

નુક્રમ લેતાં પાંચવાર અને અનુક્રમ નહીં લેતાં તો એકી વખતેજ જોડી દેછે અને એપ્રમાણે જોડીને જ્યારે વિનાશનો સમય આવે ત્યારે પાછી પંચમાહાભૂતરૂપ થઈ જાય છે.

### કંડરાઓ.

**महत्यः स्नायवः प्रोक्ताः कण्डरास्तास्तु षोडश । प्रसारणाकुञ्चनयोर्दृष्टं तासां प्रयोजनम् ॥ चतस्रो हस्तयोस्तासां तावन्त्यः पादयोः स्मृताः । ग्रीवायामपि तावन्त्यस्तावन्त्यः पृष्ठसङ्गताः ।**

तत्र पादहस्तगतानां कण्डराणां नखाः प्ररोहाः ग्रीवानिबद्धानामधोभागगतानां प्ररोहो मेढ्रः पृष्ठनिबद्धानां प्ररोहो नितम्बमूर्ध्वोरुवक्षोंसस्तनपिण्डाः ।

મોટી સ્નાયુઓ કંડરા કહેવાય છે. અને તેઓની સંખ્યા સોળની છે. એ કંડરાઓ અંગોને લાંબાં કરવામાં તથા ટુંકાં કરવામાં કામ આવે છે એ કંડરાઓ જમણા હાથમાં બે, ડાબા હાથમાં બે, જમણા પગમાં બે, ડાબા પગમાં બે, ડોકમાં ચાર અને પીઠમાં ચાર છે. કુલ ૧૬ તેઓમાં હાથ તથા પગમાં રહેલી કંડરાઓમાંથી નખરૂપી અંકુર થએલ છે. ડોકની ચાર કંડરાઓ કે જેઓ ડોકમાં બંધાઇને નીચા ભાગમાં ગએલી છે તેઓમાંથી લિંગરૂપ અંકુર નીકળેલ છે અને પીઠમાં રહેલી ચાર કંડરાઓમાંથી કુલા, માથું, સાથળ, છાતી, નેત્ર તથા સ્તનરૂપી અંકુર નીકળેલ છે.

### રંધ્રો ( છિદ્રો. )

**नेत्रश्रवणनासानां द्वे द्वे रन्ध्रे प्रकीर्तिते । मुखमेहनपायूनामेकैकं रन्ध्रमुच्यते ॥ दशमं मस्तके प्रोक्तं रन्ध्राणीति नृणां विदुः । स्त्रीणामन्यानि च त्रीणि स्तनयोर्गर्भवर्त्मनि ॥**

નેત્રમાં બે, કાનમાં બે, નાકમાં બે, મુખમાં એક, લિંગમાં એક અને ગુદમાં એક એ રીતે નવ અને દશમું માથામાં એવી રીતે પુરૂષોના શરીરમાં મુખ્ય છિદ્રો દશ છે. સ્ત્રીઓના શરીરમાં ઉપરનાં ઉપરાંત સ્તનમાં બે અને ગર્ભના રસ્તામાં એક એવી રીતે ત્રણ છિદ્રો વધારે છે.

### સ્રોત.

**मनःप्राणान्नपानीयदोषधातूपधातवः। धातूनां च मला मूत्रं मलमित्यादयस्तनौ॥संचरन्ति हि यैर्मार्गैस्तानि स्रोतांसि संजगुः । वहन्ति तानि संख्याय प्रवक्तुं नैव शक्यते ॥**

મન, પ્રાણ, અન્ન, પાણી, દોષ, ધાતુઓ, ઉપધાતુઓના મેલ, મૂત્ર અને વિષ્ઠા ઈત્યાદિ પદાર્થો શરીરમાં જે માર્ગોથી ફરે છે તે માર્ગોને 'સ્રોત' એ નામ આપેલું છે. એ સ્રોતો ઘણાં હોવાથી સંખ્યા કરીને કહી શકાતાં નથી.

### જાળાં.

निरन्तरं रन्ध्राणि करकल्पितानि समूहितानि च जालानीव जालानि ।

**जालानि तु शिरास्नायुमांसास्थ्यु-**

द्भवन्ति हि । तानि चत्वारि चत्वारि सर्वाण्येव च षोडश ॥

तानि मणिबन्धगुल्फसंश्रितानि परस्परनिबद्धानि परस्परसंश्लिष्टानि परस्परगवाक्षितानि चेति यैर्गवाक्षितमिदं शरीरम् । अयमर्थः । एकस्मिन्मणिबन्धे एकं जालं शिरायाः । अपरं स्नाय्वोस्तृतीयं मांसस्य चतुर्थमस्थ्न एवं चत्वारि जालानि । एतेनेतरमणिबन्धो गुल्फौ च व्याख्यातौ । गवाक्षितं विरचितं निरन्तरजालाकाररन्ध्रनिकरपरिकलितमित्यर्थः ।

જેમ કચરાનાં જાળાંઓ ટુકટુકડાં અપાર છિદ્રોવાળાં અને જાણે એકઠાં થઇ ગએલાં હોય એવાં હોય છે તેમ શરીરની અંદરનાં જાળાંઓ પણ ટુકટુકડાં અપાર છિદ્રોવાળાં અને જાણે એકઠાં થઇ ગયાં હોય એવાં છે. એ જાળાંઓ શિરા, સ્નાયુ, માંસ અને હાડકાંઓનાં બનેલાં છે. એઓ નીચેપ્રમાણે એક એક સ્થાનમાં ચાર ચાર છે અને સઘળાં મળીને સોળ છે. જેમકે જમણા હાથના કાંડામાં એક શિરાનું, બીજું સ્નાયુનું, ત્રીજું માંસનું અને ચોથું હાડકાનું જાળું છે. ડાબા હાથના કાંડામાં, જમણા પગની ઘુંટીમાં અને ડાબા પગની ઘુંટીમાં પણ એપ્રમાણે ચાર ચાર જાળાં છે એ જાળાંઓ હાથના કાંડાઓમાં તથા પગની ઘુંટીઓમાં રહેલાં પરસ્પરથી બંધાએલાં, પરસ્પરથી લાગેલાં અને પરસ્પરથી થએલાં છિદ્રોવાળાં છે કે જેઓએ આ શરીરને પરસ્પર અંતર વગરનાં જાળાંનાં જેવાં છિદ્રોનાસમૂહોવાળું કરી મેલ્યું છે.

## કૂર્ચો ( ગાભાઓ. )

कूर्चाः स्युर्हस्तयोर्द्वौ तु तावन्तौ पादयोरपि । ग्रीवायामेक एकस्तु मेढ्रे सर्वेऽपि षट् स्मृताः । कूर्चा अपि शिरास्नायुमांसास्थिप्रभवाः स्मृताः ॥

બે હાથમાં બે, બે પગમાં બે, ડોકમાં એક અને લિંગમાં એક એવી રીતે સઘળા મળીને ૭ કૂર્ચો છે. એ કૂર્ચો શિરા, સ્નાયુ, માંસ અને હાડકાઓમાંથી બનેલા છે.

## રજ્જુઓ ( દોરીઓ. )

पृष्ठवंशस्योभयतो महत्यो मांसरज्जवः । चतस्रो मांसपेशीनां बन्धनं तत्प्रयोजनम् ॥

બરડાના બન્ને પડખામાં માંસની મોટી મોટી ચાર દોરીઓ છે. માંસની પેશીઓને બાંધી રાખવી એ એઓનું કામ છે.

## સેવનીઓ ( સેવણીઓ. )

सेवन्यः सप्त तासां तु भवेयुः पञ्च मस्तके । एका शेफसि जिह्वायामेका विध्येन्न ताः क्वचित् ॥

શરીરમાં સીવણીઓ કુલ સાત છે તેઓમાંથી માથામાં પાંચ છે, લિંગમાં એક છે અને જીભમાં એક છે. એઓને કદી પણ વીંધવી નહીં.

## સંઘાતો (હાડકાઓના જથાઓ.)

चतुर्दशास्थ्नां संघातास्तेषां त्रयो गुल्फजानुवङ्क्षणेषु । एतेनेतरसक्थिबाहू च व्याख्यातौ । त्रिकशिरसोरेकैकम् । अत्र तु त्रिकपदेन ग्रीवास्थिसंघात उच्यते ।

હાડકાઓના જથા ચૌદ છે. તેઓમાં પગની બે ઘુંટીઓમાં બે, ગોઠણમાં બે, બે સાથળ સંધિઓમાં બે, બે હાથના કાંડા આગળના ટોચકામાં બે, બે કોણીઓમાં બે, હાથની તથા ખભાની સંધિઓમાં બે, ડોકમાં એક અને માથામાં એક છે.

સીમંતો (સેંથાઓ.)

चतुर्दशैव सीमन्ताः कथिता मुनिपुङ्गवैः । संघाताः क्षीविता यैस्तु सीमन्तास्ते प्रकीर्तिताः ॥

यैः अस्थिभिः ।

ઉત્તમ મુનિઓએ સીમંતો ચૌદજ કહેલા છે. જે-હાડકાંઓએ ઉપર લખેલા ચૌદ સંઘાતોને શોભાવેલા છે તે હાડકાંઓને 'સીમંત' એવું નામ આપેલું છે.

ત્વચાઓ (ચામડીઓ.)

क्षीरस्य पच्यमानस्य यथा सन्तानिका भवेत् । पच्यमानस्य शुक्रस्य रजसश्च तथा त्वचः॥ पूर्वावभासिनी तासां सिध्मस्थानं च सा स्मृता ।

अथावभासिनी ।

भ्राजकेन पित्तेनावभासनात् ।

परिणाहेन विस्तारितस्य ब्रीहेर्विंशतिमागेष्वष्टादश भागाः प्रमाणं तस्याः ब्रीहिरत्र यवः । सा सिध्मपद्मकण्टकयोरधिष्ठानम् ।

द्वितीया लोहिता ज्ञेया तिलकालकजन्मभूः ॥

सा यवषोडशभागप्रमाणा तिलकालकन्यच्छव्यङ्गानामधिष्ठानम् ।[1]

तृतीया तु भवेच्छ्वेता स्थानं चर्मदलस्य सा ।

सा यवद्वादशभागप्रमाणा चर्मदलाजगल्लिका मशकानामधिष्ठानम् ।

ताम्रा चतुर्थी विज्ञेया किलासश्वित्रभूमिका ॥

यवाष्टभागप्रमाणम् ।

पञ्चमी वेदिनी नाम्ना पञ्चभागा प्रमाणिका । विसर्पकुष्ठाधिष्ठाना ज्ञेया षष्ठी तु लोहिता ॥ व्रीहिमात्रप्रमाणा सा ग्रन्थिगण्डापचीस्थितिः ।

व्रीहिप्रमाणा ग्रन्थ्यपची गलगण्डमालार्बुदश्लीपदानामधिष्ठानम् ।

स्थूला त्वक् सप्तमी ख्याता विद्रध्यादेः स्थितिश्च सा ॥

सा व्रीहिद्वयप्रमाणा । तत्र श्लोकः शार्ङ्गधरेणास्थूला व्रीहिद्विमात्रयेति सप्तापि त्वचः समुदिता विंशतितमभागोनषट्यवप्रमाणाः । षट्यवप्रमाणं तु अङ्गुष्ठोदरतुल्यम् । यत उक्तम् । उदरेष्वङ्गुष्ठप्रमाणं गाढमेव विध्येदिति । एतत्प्रमाणं मांसलेषु स्थूलेषु बोद्धव्यम् । न तु ललाटसूक्ष्माङ्गुल्यादिषु ।

જેમ અગ્નિથી પાકતા દુધમાંથી તર થાય છે તેમ પિત્તથી પાકતા વીર્યમાંથી અને રજમાંથી ચામડીઓ થાય છે. એઓમાં પેહેલી ચામડીનું નામ અવભાસિની છે અને તે સિધ્મ નામના એક જાતના કોઢનું સ્થાનક છે એ ચામડી ભ્રાજક નામના પિત્તથી પ્રકાશે છે તેથી અવભાસિની કેહવાય છે પરીણાહથી

[1] આ ગ્રંથમાં બોસઠમા પૃષ્ઠમાં જોવું.

न्द्रवन्ति हि । तानि चत्वारि चत्वारि सर्वाण्येव च षोडश ॥

तानि मणिबन्धगुल्फसंश्रितानि परस्परनिबद्धानि परस्परसंश्लिष्टानि परस्परगवाक्षितानि चेति यैर्गवाक्षितमिदं शरीरम् । अयमर्थः । एकस्मिन्मणिबन्धे एकं जालं शिरायाः । अपरं स्नाय्वोस्तृतीयं मांसस्य चतुर्थमस्थ्न एवं चत्वारि जालानि । एतेनेतरमणिबन्धो गुल्फौ च व्याख्यातौ । गवाक्षितं विरचितं निरन्तरजालाकाररन्ध्रनिकरपरिकलितमित्यर्थः ।

જેમ કચરાનાં જાળાંઓ ટુકડુકડાં અપાર છિદ્રોવાળાં અને જાણે એકઠાં થઇ ગએલાં હોય એવાં હોય છે તેમ શરીરની અંદરનાં જાળાંઓ પણ ટુકડુકડાં નડું છે. એ ચોથી ચામડી કિલાસ અને શ્વિત્રનામના કોઢનું સ્થાનક છે.

પાંચમી ચામડીનું નામ ( વેદિની ) છે અને તેનું પ્રમાણ જવના પાંચ ભાગ જેવડું છે. એ ચામડી વિસર્પ ( રતવા ) નામના કોઢનું સ્થાનક છે.

છઠ્ઠી ચામડીનું નામ 'લોહિની' છે અને તેનું પ્રમાણ જવ જેવડું છે. એ ચામડી ગાંઠ, રસોલી, કંઠમાલ, મોટી રસોલી અને શ્લીપદ ( ધણાં કાણાંવાળી નાક વગેરે ઉપરની કઠણ ગાંઠ )નું સ્થાનક છે.

સાતમી ( માંસધરાનામની ) ચામડી જાડી છે અને તેનું પ્રમાણ બે જવ જેવડું છે. એ ચામડી વિદ્રધિ ( એક જાતનુ ગુમડું ) આદિનું સ્થાનક છે. આ

## કૂર્ચો ( ગાભાઓ. )

कूर्चाः स्युर्हस्तयोर्द्वौ तु तावन्तौ पादयोरपि । ग्रीवायामेक एकस्तु मेढ्रे सवेंऽपि षट् स्मृताः । कूर्चा अपि शिरास्नायुमांसास्थिसम्भवाः स्मृताः ॥

બે હાથમાં બે, બે પગમાં બે, ડોકમાં એક અને લિંગમાં એક એવી રીતે સઘળા મળીને છ કૂર્ચો છે. એ કૂર્ચો શિરા, સ્નાયુ, માંસ અને હાડકાંઓમાંથી બનેલા છે.

## રજ્જુઓ ( દોરીઓ. )

पृष्ठवंशस्योभयतो महत्यो मांसरज्जवः । चतस्रो मांसपेशीनां बन्धनं तत्स्ययोरश्मलर्जान लामानि असंख्यानि भवन्ति हि । सन्ति यावन्ति लोमानि तावन्तो लोमकूपकाः ॥

રૂવાડાં એ હાડકાંઓના મેલરૂપ છે. અને તેઓ અસંખ્યાત છે. જેટલાં રૂવાડાં છે તેટલાજ તેઓને રહેવાના ખાડા છે.

## અંગો અને ઉપાંગો આદિનું બનવું.

अङ्गप्रत्यङ्गनिर्वृत्तिः स्वभावादेव जायते । सन्निवेशश्च गात्राणां नात्रास्ते कारणान्तरम् ॥

निर्वृत्तिः सिद्धिः स्वभावात् ईश्वरात् । सन्निवेशो रचनाविशेषः ।

अंगप्रत्यंगनिर्वृत्तौ ये भवन्त्यगुणा गुणाः । ते ते गर्भस्य विज्ञेया धर्माधर्मनिमित्तजाः ॥ दन्तानां पतनं जन्म पुनः पाते तत्संभवः । तलेष्वनुद्भवो लोम्नामेतत्सर्वं स्वभावतः ॥

હાડકાંઓના જથા ચૌદ છે. તેઓમાં પગની બે ઘુંટીઓમાં બે, ગોઠણમાં બે, બે સાથળ સંધિઓમાં બે, બે હાથના કાંડા આગળના ટાચકામાં બે, બે કોણીઓમાં બે, હાથની તથા ખભાની સંધિઓમાં બે, ડોકમાં એક અને માથામાં એક છે.

## સીમંતો ( સંધાઓ. )

चतुर्दशैव सीमन्ताः कथिता मुनिपुङ्गवैः । संघाताः सीविता यैस्तु सीमन्तास्ते प्रकीर्तिताः ॥

यैः अस्थिभिः ।

ઉત્તમ મુનિઓએ સીમંતો ચૌદજ કહેલા છે. ન્જ-હાડકાંઓએ ઉપર સ-...સંધાતોને શોભાવેલા છે તે હા-

सा यवद्वादशभागप्रमाणा चर्मदलाजगल्लिका मशकानामधिष्ठानम् ।

ताम्रा चतुर्थी विज्ञेया किलासश्वित्रभूमिका ॥

यवाष्टभागप्रमाणम् ।

पञ्चमी वेदिनी नाम्ना पञ्चभागा मा- माणिका । विसर्पकुष्ठाधिष्ठाना ज्ञेया षष्ठी तु लोहिता ॥ व्रीहिमात्रप्रमाणा सा ग्रन्थिगण्डापचीस्थितिः ।

व्रीहिप्रमाणा ग्रन्थ्यपची गलगण्डमालार्बुदश्लीपदानामधिष्ठानम् ।

स्थूला त्वक् सप्तमी ख्याता विद्रध्यादेः स्थितिश्च सा ॥

... एतोक्तं शा-









૨ ખોપરીનો ઉભો અર્ધભાગ.

૩ જમણા ખભાની ઢાલ.

૪ હાથના કાંડાના આઠ અસ્થિ.

૫ છાતીનું પિંજર.

૬ બસ્તિ

૭ પગની ગુંટણીનાં અસ્થિ.

આકૃતિ૨.

પુંજનનેંદ્રિયમા બસ્તી અને મૂત્રાશયમાર્ગ



આકૃતિ ૩

છાતીની બખોલમાં રક્તાશય તથા ફેફસાંનો દેખાવ



કૃતિ ૮. છાતી અને પેટના અવયવોનો દેખાવ



આકૃતિ ૯ પીઠના સ્નાયુનો દેખાવ.





આકૃતિ૪. હોજરી અને આંતરડાં.



આકૃતિ૫.




આકૃતિ૬. કલેબનીનીચેનીસપાટી.



આકૃતિ૭.




આકૃતિ૧૬ ત્વચાની ઈશ્વરીરચના.


આકૃતિ૧૭. મગજનાજ્ઞાનતંતુ


આકૃતિ૧૮. ગર્ભસ્થાનમાંપાંચમહીનાનં ગર્ભ —


આકૃતિ ૧૯ કાન.


આકૃતિ૨૦ વૃષણઅનેવીર્યનં

અંગો અને ઉપાંગોનું બનવું તથા ગાત્રોની રચના ઈશ્વરની ઇચ્છાથીજ થાય છે. એમાં બીજું કશું કારણ નથી. ગર્ભનાં અંગો તથા ઉપાંગો બનવામાં જે કાંઈ ગુણ કે દોષ થાય છે તે ગર્ભમાં આવેલા જીવના ધર્મ અધર્મરૂપી પ્રારબ્ધથી થાય છે એમ સમજવું, પેહેલી વારના દાંત પડી જઇને બીજી વાર આવેછે અને બીજી વારના પડી જતાં પાછા ઉગતા નથી. હાથ પગના તળીઓમાં રૂવાડાં ઉત્પન્ન થતાં નથી તેમાં ઈશ્વરની ઇચ્છાજ કારણરૂપ છે.

**ગર્ભની સ્થિતિની પ્રત્યેક માસે થનારી અભિવૃદ્ધિ તથા ગર્ભિણીને ઇચ્છિત પદાર્થો ન આપવાથી નુકસાન તથા આપવાથી ફાયદા.**

गर्भाशये निपतितं यादृक् शुक्रं तथार्तवम् । तादृगेव द्रवीभूतं प्रथमे मासि तिष्ठति ॥ मरुत्पित्तकफैस्तत्स्थैः पच्यमानो द्वितीयके । कललस्थमहाभूतसमुदायो घनो भवेत् ॥

अत्र मरुत्कफयोरपि पाकहेतुत्वात्तयोरप्यूष्मणोऽधिकसत्वात् ।

[ यत उक्त चरके ]

भौमाप्याग्नेयवायव्याः पञ्चोष्माणः सनाभसाः । तृतीये मासि शिरसो हस्तयोः पादयोस्तथा । पिण्डिकाः पञ्च सिद्ध्यन्ति सूक्ष्मा अवयवास्तनोः ॥ सर्वाण्यङ्गान्युपाङ्गानि चतुर्थे स्युः स्फुटानि हि । हृदयव्यक्तभावेन व्यज्यते चेतनापि च ॥ तस्माच्चतुर्थे गर्भस्तु नानावस्तूनि वाञ्छति । ततो द्विहृदया यस्मान्नारी दौहृदिनी मता ॥ दोहदावस्थया कुब्जं कुणिं षण्ढं च वामनम् । विकृताक्षमनक्षं वा पुत्रं नारी प्रसूयते ॥ यतः स्त्री दौहृदं प्राप्य वीर्यवन्तं चिरायुषम् । पुत्रं प्रसूयते तस्माच्चस्यै वांछितमर्पयेत् ॥ इन्द्रियार्थान्यसौ यान्यान्भोक्तुमिच्छति गर्भिणी । गर्भबाधाभयात्तांस्तान्भिषगाहृत्य दापयेत् ॥

भोक्तुमुपभोक्तुमित्यर्थः ।

सा प्राप्तदौहृदा पुत्रं जनयेत्तु गुणान्वितम् । अलब्धदौहृदा गर्भे लभेतात्मनि वा भयम् ॥ येषु येष्विन्द्रियार्थेषु दौर्हृदे सावमानिता । प्रसूयते सुतं सार्ति तस्मिंतस्मिंस्तदिन्द्रिये ॥

सार्ति सव्यथम् ।

दौहृदविशेषफलमाह ।

राजसन्दर्शने यस्या दौहृदं जायते स्त्रियः । अर्थवन्तं महाभागं कुमारं सा प्रसूयते ॥ दुकूलपट्टकौशेयभूषणादिषु दौहृदात् । अलङ्कारैषिणं पुत्रं ललितं सा प्रसूयते ॥ आश्रमे संयतात्मानं धर्मशीलं प्रसूयते । देवताप्रतिमायां तु प्रसूते पार्षदोपमम् ॥

आश्रमे तपस्विनामाश्रमे दौहृदात् पार्षदोपम प्रमथोपमम् ।

दर्शने व्यालजातीनां हिंसाशीलं प्रसूयते । रक्ताक्षं लोमशं शूरं महिषामिषदौहृदात् ॥ वाराहमांसे स्वप्नालुं शूरं संजनयेत्सुतम् । मृगमांसे तु तज्जायं वि-

क्रान्तं वनचारिणम् ॥ अतोऽनुक्तेषु या नारी दौहृदं विदधाति हि । शरीराचारशीलैः सा समानं जनयिष्यति ॥ पञ्चमे मानसं षष्ठे बुद्धिश्चातिप्रबुध्यते । सर्वाण्यङ्गान्युपाङ्गानि भृशं व्यक्तानि सप्तमे ॥ ओजोऽष्टमे सञ्चरति मातापुत्रौ मुहुः क्रमात् । तेन तौ म्लानमुदितौ स्यातां जातो न जीवति ॥ न जीवत्यष्टमे जातस्तत्रोजो न स्थिरं यतः । तथा नैर्ऋत्यभागत्वाद्दापयेत्तद्बलिं ततः ॥

नैर्ऋत्याय भागश्च बालेषु रुद्रेण दत्तः ॥

[ यत उक्तं कुमारतन्त्रे । ]

अष्टमे मासि नैर्ऋत्याय मांसौदनं बलिं दापयेदिति ।

नवमे दशमे मासि नारी बालं प्रसूयते । एकादशे द्वादशे वा ततोऽन्यत्र विकारतः ॥

વીર્ય અને રજ ગર્ભાશયમાં જેવું પડ્યું હોય તેવું ને તેવું દ્રવરૂપપણાથી પેહેલા મહિનામાં રહે છે. એ ગર્ભાશયમાં રહેલા વાત, પિત્ત અને કફથી પાકતો વીર્ય અને રજમાં રહેલો પંચમહાભૂતનો સમુદાય બીજા મહિનામાં ઘાટો થાય છે. વાયુ અને કફથી પણ ગર્ભપાક છે. કારણ કે તેઓમાં પણ ગરમી રહેલી છે ચરકમાં કહ્યું છે કે "પૃથ્વીની, જળની, તેજની, વાયુની અને આકાશની એવી રીતે પાંચ પ્રકારની ગરમીઓ છે." ત્રીજા મહિનામાં બે હાથના બે, બે પગના બે અને એક એક માથાનો એવી રીતે પાંચ પિંડ અને શરીરના સૂક્ષ્મ અવયવો સિદ્ધ થાય છે. ચોથા મહિનામાં સઘળાં અંગો તથા ઉપાંગો સ્પષ્ટ થાય છે. હૃદયની સ્પષ્ટતા થવાથી ચેતના પણ ચોથા મહિનામાં સ્પષ્ટ થાય છે તેથી ગર્ભને ચોથા મહિનામાં અનેક વસ્તુઓની ઇચ્છા થાય છે. એક પોતાનું અને બીજું ગર્ભનું એવી રીતે તે સમયે સ્ત્રીના શરીરમાં બે હૃદય થાય છે માટે ગર્ભિણી સ્ત્રી 'દૌહૃદિની' કેહવાય છે. ગર્ભવાળી સ્ત્રીને જે ઇચ્છા થાય તેમાં ખામી રાખવામાં આવે તો તે સ્ત્રીને ખુંધું, ઠુંઠું, નપુંસક, ઠીંગણું, આંધળું, કાણું કે ફાંગું સંતાન આવે છે. ગર્ભવાળી સ્ત્રીને ખાવા પીવા વગેરેની જે ઇચ્છા થાય તે પાર પાડવામાં આવે તો તે સ્ત્રીને પરાક્રમી અને લાંબી આયુષ્યવાળો પુત્ર આવે છે એટલા માટે તેને જે વસ્તુની ઇચ્છા થાય તે વસ્તુ આપવી જોઇએ. ગર્ભિણી સ્ત્રી જે જે વસ્તુઓને ભોગવવાની ઇચ્છા કરે, તે તે વસ્તુઓ ગર્ભને હરકત થવાની બીકને લીધે વૈદ્યે મેળવાવીને અપાવવી જોઇએ. જેની ઇચ્છા પુરી પાડવામાં આવે તે સ્ત્રી ગુણવાન્ દીકરો જણે છે અને જેની ઇચ્છા પુરી ન પડે તે સ્ત્રીને ગર્ભમાં અથવા પોતાના શરીરમાં હરકત ઉત્પન્ન થાય છે, ગર્ભિણી સ્ત્રીએ ઇચ્છેલી વસ્તુઓમાં જે જે ઇંદ્રિયના વિષય સંબંધી તેની ઇચ્છા પુરી કરવામાં ન આવે તે તે ઇંદ્રિયમાં ખોડ ખાપણ આદિ વ્યથાવાળો તેને પુત્ર આવે છે. ગર્ભવાળી

સ્ત્રીને નોખ નોખા પદાર્થોની ઇચ્છા થવાથી નોખનોખાં ફળ થાય છે તે આ રીતે કે જે સ્ત્રીને રાજાનું દર્શન કરવાની ઇચ્છા થાય તે સ્ત્રી ધનવાન્ અને અત્યંત પૂજ્ય પુત્ર જણે છે. જે સ્ત્રીને ઉત્તમ વસ્ત્ર, રેશમી વસ્ત્ર અને આભરણ વગેરેની ઇચ્છા થાય તે સ્ત્રી ઘરેણાંને ઇચ્છનારો રૂપાળો દીકરો જણે છે. જે સ્ત્રીને તપસ્વીઓના આશ્રમમાં જવાની ઇચ્છા થાય તે સ્ત્રી જિતેંદ્રિય અને ધર્માત્મા દીકરો જણે છે. જે સ્ત્રીને દેવતાની મૂર્તિનું દર્શન કરવાની ઇચ્છા થાય તે સ્ત્રી સદાશિવના પાર્ષદ જેવો દીકરો જણે છે. જે સ્ત્રીને સર્પની જાતિઓ જોવાનીઇચ્છા થાય તે સ્ત્રી હિંસા કરવાના સ્વભાવવાળો દીકરો જણેછે. પાડાનું માંસ ખાવાનીઇચ્છા થાય તો રાતાં નેત્રવાળો, ઘણાં રૂવાડાંવાળો અને વીરપણાવાળો પુત્ર આવે છે. સુવરનું માંસ ખાવાની ઇચ્છા થાય તો વીર અને હુંઘવાના સ્વભાવવાળો પુત્ર આવે છે. હરણનું માંસ ખાવાની ઇચ્છા થાય તો હરણ જેવી કાંતિવાળો, પરાક્રમી અને વનમાં ફરનારો દીકરો આવે છે. જે સ્ત્રીને આમાં કહ્યા શિવાયની કાંઈ વસ્તુની ઇચ્છા થાય તે સ્ત્રી, શરીર, આચાર અને સ્વભાવથી ઇચ્છેલી વસ્તુના જેવો દીકરો જણે છે. પાંચમે મહિને મન જાગ્રત થાય છે અને છઠે મહિને બુદ્ધિ બહુ પ્રગટ થાય છે. સાતમે મહિને સઘળાં અંગો અને ઉપાંગો સારી પેઠે સ્પષ્ટ થાય છે. આઠમા મહિનામાં એોજ અનુક્રમથી જીવ જરાવારમાં દીકરામાં પેસે છે અને જરાવારમાં માતામાં પેસે છે તેથી મા અને દીકરો વારંવાર ખેદ અને હર્ષ પામ્યા કરે છે તથા જે પુત્ર અવતરે છે તે જીવતો નથી. આઠમા મહિનામાં જન્મેલો જીવતો નથી તેનું કારણ એજ છે કે તે મહિનામાં એોજ સ્થિર રહેતું નથી, આઠમે મહિને બાળકના શરીરપર નૈઋત્ય નામના દેવનો ભાગ લાગે છે એટલા માટે તે દેવને બલિદાન આપવું જોઈએ. બાળકના શરીરમાં નૈઋત્ય દેવને ભાગ ઇંદ્રે આપેલો છે અને એ ઉપરથીજ કુમારતંત્ર નામના ગ્રંથમાં કહ્યું છે કે "આઠમે મહિને નૈઋત્ય દેવને માંસવાળા ભાતનું બલિદાન દેવરાવવું." સ્ત્રી નવમે, દશમે, અગીઆરમે અથવા બાર મહિને પણ જણે છે. કાંઈ વિકાર હોય તો એથી ઉપરાંતના સમયમાં પણ જણે છે.

## ગર્ભમાં ઉત્પન્ન થતું પ્રથમ અંગ.

शिरो भवति चाङ्गस्य पूर्वमित्याह शौनकः। शिरस्येवोपजायन्ते प्रधानानीन्द्रियाणि यत् ॥ हृदयं जायते पूर्वं कृतवीर्योऽवदन्मुनिः। बुद्धेश्च मनसश्चापि यतस्तत् स्थानमीरितम् ॥ पाराशर्य इति माह पूर्वं नाभिसमुद्भवः। प्राणो यत्र स्थितो देहं वर्धयत्यूष्मसंयुतः ॥ पाणिपादं भवेत् पूर्वं मार्कण्डेयमुनेर्मतम्। देहिनः सकलाः श्रेष्ठाः पाणिपादाश्रया यतः ॥ प्रथमं जायते कोष्ठं ततः सर्वाङ्गसम्भवः। एतत्तु कथयामास गौतमो मुनिपुङ्गवः ॥ सर्वाण्यङ्गान्युपाङ्गानि यु-

गपत्सम्भवन्ति हि । सूक्ष्मत्वान्नोपलभ्यन्ते मतं धन्वन्तरेरिदम् ॥ आमस्याणुफले भवन्ति युगपन्मांसास्थिमज्जादयो लक्ष्यन्ते न पृथक्पृथक्तनुतया पुष्टास्त एव स्फुटाः । एवं गर्भसमुद्भवे सवयवाः सर्वे भवन्त्येकदा लक्ष्याः सूक्ष्मतया न ते प्रकटतामायान्ति वृद्धिं गताः ॥

मज्जादयः इत्यादिशब्देन त्वक्केशरवृन्तानि गृह्यन्ते ॥

શૌનક કહે છે કે "સઘળાં અંગોમાં પ્રથમ માથું ઉત્પન્ન થાય છે. કારણ કે મુખ્ય ઇંદ્રિયો માથામાંજ થાય છે." કૃતવીર્ય મુનિ કહે છે કે "પ્રથમ હૃદય ઉત્પન્ન થાય છે. કારણ કે મનનું અને ઇંદ્રિયોનું સ્થાનક હૃદય કહેવાય છે." પારાશર્ય મુનિ કહે છે કે "પ્રથમ નાભિ ઉત્પન્ન થાય છે કે જેમાં રહીને પ્રાણ ગરભીની સહાયતાથી દેહને વધારે છે." માર્કંડેય મુનિનો મત એવો છે કે "સઘળા પ્રાણીઓમાં હાથ પગવાળા પ્રાણી શ્રેષ્ઠ છે એટલા માટે હાથ અને પગ પ્રથમથી ઉત્પન્ન થવાનો સંભવ છે." મુનિઓમાં ઉત્તમ ગૌતમ મુનિ કહે છે કે "પ્રથમ કોઠો ઉત્પન્ન થાય છે અને પછી સઘળાં અંગો ઉત્પન્ન થાય છે." ધન્વંતરિનો મત એવો છે કે "સઘળાં અંગો અને ઉપાંગો એકી વખતે થાય છે પણ સૂક્ષ્મ હોવાથી જોવામાં આવતાં નથી." જેમ આંબાના નાહના ફળમાં માંસ, ઠળીઓ, મજ્જા, છાલ, કેસરા, અંકુર અને ડિટીયું એ પદાર્થો એકી વખતે ઉત્પન્ન થાય છે પણ ઝીણાંઝીણાં હોવાને લીધે જુદાં જુદાં દેખાતાં નથી અને જ્યારે પુષ્ટ થાય છે ત્યારે સ્ફુટ દેખાય છે તેમ ગર્ભમાં સઘળા અવયવો એકી વખતે ઉત્પન્ન થાય છે પણ ઝીણા હોવાને લીધે દેખાતા નથી. જ્યારે મોટા થાય છે ત્યારેજ સ્પષ્ટ દેખાય છે.

## ગર્ભમાં માતા પિતા વગેરેથી ઉત્પન્ન થતા અવયવો.

केशाः श्मश्रु च लोमानि नखा दन्ताः शिरास्तथा । धमन्यः स्नायवः शुक्रमेतानि पितृजानि हि ॥ मांसासृङ्मज्जमेदांसि पक्वप्लीहान्त्रनाभयः । हृदयं च गुदं चापि भवन्त्येतानि मातृतः ॥ शरीरोपचयो वर्णो बलदेहस्थितिस्तथा । रसादेतानि जायन्ते भिषजो मुनयो जगुः ॥ ज्ञानं विज्ञानमायुश्च सुखदुःखादिकं तथा । इन्द्रियाणि च सर्वाणि भवन्त्येतानि चात्मनः ॥

दुःखादिकमित्यादिशब्देन नानायोनिजन्मादिकमुच्यते । आत्मनः आत्मसन्निकर्षात् नत्वात्मनो जायन्ते । आत्मनो निर्विकारत्वात्प्रकृतिभावानुपपत्तेः ।

કેશ, દાઢી મુછ, રૂવાડાં, નખ, દાંત, શિરાઓ, ધમનીઓ, સ્નાયુઓ અને વીર્ય એટલા ભાગ પિતાથી ઉત્પન્ન થાય છે. માંસ, લોહી, મજ્જા, મેદ, જમણા પડખાની ગાંઠ, બરલ, આંતરડાં, નાભિ, હૃદય અને ગુદ એટલા ભાગ માતાથી

થાય છે. શરીરનું વધવું, વર્ણ, બળ અને દેહની સ્થિતિ એટલાં વાનાં રસથી થાય છે એમ વૈદ્યમુનિઓએ કહેલું છે. જ્ઞાન, અપરોક્ષ અનુભવ, આયુષ્ય, સુખ, દુઃખ અનેક યોનિઓમાં જન્મ થવા આદિ આત્માથી થાય છે. વિષયમાં આ જે કે જ્ઞાન આદિ અને સઘળી ઇંદ્રિયો એઓ આત્માથી થાય છે એમ કહ્યું છે તો પછી નિર્વિકાર આત્મામાંથી કોઈ વસ્તુ ઉત્પન્ન થવી ઘટતી નથી એટલા માટે આત્માથી એટલે આત્માના પાસે રેહેવાથી થાય છે એમ સમજવું.

## ગર્ભના મુખ્ય ઉપકારક પદાર્થો.

अग्नीषोमौ मही वायुर्नभः सत्त्वं रजस्तमः । पञ्चेन्द्रियाणि भूतात्मा गर्भं संजीवयन्ति हि ॥

अग्निरत्र पाचकभ्राजकालोचकरञ्जकसाधकानाम् तथा पांचभौतिकानां तथा सप्तधातुगतानामग्नीनाम् । शक्तिरूपतयावस्थितो वाचोधिदेवत्वं प्राप्तो बोद्धव्यः ॥ स पाचकानादिकर्मणा जीवयति सोमश्च पञ्चात्मकश्लेष्मरसशुक्रादीनां सोमात्मकानां भावानां रसेन्द्रियस्य च शक्तिरूपतयाऽवस्थितो मनमश्चाधिदैवत्वं प्राप्तो बोद्धव्यः । स च सौम्यधातोरोजःप्रभृतेः पोषणेन पवनपावकसंशुष्कभागस्यार्द्रताविधानेन जीवयतीति शेषः॥ मही च जलेन क्लिन्नस्यापि काठिनताविधानेन वायुर्दोषधातुमलाङ्गोपाङ्गादीनां संचारणेनानेन उच्छ्वासनिःश्वासाभ्याम् । सत्त्वं रजस्तमश्च मनोरूपतया परिणतं जीवात्मनो जीवने शरीरान्तरग्रहणे मोक्षणे च हेतुरिति तदपि जीवयति पञ्चेन्द्रियाणि श्रोत्रत्वङ्नेत्रजिह्वाघ्राणानि शब्दादिग्रहणकर्मणा । भूतात्मा कर्मपुरुषाः स चाशेषस्यैव राशेश्चैतन्यहेतुर्जीवयतीति ॥

અગ્નિ, ચંદ્ર, પૃથ્વી, વાયુ, આકાશ, સત્વ, રજ તથા તમ, પાંચ ઇંદ્રિયો અને પ્રારબ્ધકર્મ એઓ ગર્ભને જીવાડે છે તે નીચે પ્રમાણે.

પાચક, ભ્રાજક, આલોચક, રંજક અને સાધક એ [1]પાંચ પ્રકારનાં પિત્તોની તથા પંચ મહાભૂતમાં રહેલી ગરમીઓની તથા સાત ધાતુઓમાં રહેલા અગ્નિઓની શક્તિરૂપે રહેલો અગ્નિ કે જે વાણીના દેવતાપણાને પામેલો છે તે પાચન આદિ કામ કરીને જીવાડે છે.

પાંચ[2] પ્રકારના કફ, રસ અને વીર્ય આદિ ચંદ્રરૂપ પદાર્થોની અને રસના (જીભ) ઇંદ્રિયની શક્તિરૂપે રહેલો ચંદ્ર કે જે મનના દેવતાપણાને પામેલો છે તે ઓજ આદિ સૌમ્ય ધાતુઓના પોષણથી અને પવન થતા અગ્નિથી સુકાયલા ભાગને ભીનો કરવારૂપ કામ કરવાથી જીવાડે છે.

વાયુ દોષ, ધાતુ, મલ અંગ અને ઉપાંગોને સારી રીતે ચલન આપવારૂપ કામ કરીને ગર્ભને જીવાડે છે.

---

[1] પાંચ પ્રકારનાં પિત્તવિષે આ પુસ્તકના ૬૪ માં પૃષ્ઠમાં જોવું.

[2] પાંચ પ્રકારના કફવિષે આ પુસ્તકના ૭૨ મા પૃષ્ઠમાં જોવું.

આકાશ અવકાશરૂપ હોવાથી ઉચ્છ્વાસ અને નિશ્વાસના માર્ગ આપીને ગર્ભને જીવાડે છે.

સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો મનરૂપે પરિણામ પામેલા હોવાથી જીવને જીવવામાં, બીજું શરીર લેવામાં અને મુક્તિ આપવામાં પણ કારણરૂપ છે તેથી તેઓ પણ જીવાડે છે.

શ્રોત્ર, ત્વચા, નેત્ર, જીભ અને ઘ્રાણ એ પાંચ ઇંદ્રિયો અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનું ગ્રહણ કરવારૂપ કામ કરીને જીવાડે છે.

પ્રારબ્ધકર્મ સઘળા દેહમાં ચૈતન્ય રેહેવાના કારણરૂપ છે માટે તે પણ ગર્ભને જીવાડે છે.

### ગર્ભને જીવવાનો ઉપાય.

**गर्भस्य नाभिनाड्या तु नाडी रसवहा स्त्रियाः । संलग्ना तेन गर्भस्य वृद्धिर्भवति नित्यशः ॥ निश्वासोच्छ्वाससंक्षोभस्वमांशान्सोऽधिगच्छति । मातुर्निःश्वसितोच्छ्वाससंक्षोभस्वमसम्भवात्**

संक्षोभ सञ्चलनम् । माता निश्वासादिका गाश्चेष्टा. करोति तास्ता गर्भोऽपि करोतीत्यर्थ. ।

સ્ત્રીની રસને વેહેનારી નાડી ગર્ભની નાભિની નાડી (નાળવા) ની સાથે લાગેલી હોય છે તેથી ગર્ભની નિરંતર વૃદ્ધિ થાય છે. ગર્ભને માનો નિશ્વાસ થવાથી નિશ્વાસ, ઉચ્છ્વાસ થવાથી ઉચ્છ્વાસ, ચલન થવાથી ચલન અને સ્વમ થવાથી સ્વમ પ્રાપ્ત થાય છે અર્થાત્ માતા નિશ્વાસ વગેરે જે જે ચેષ્ટાઓ કરે છે તે તે ચેષ્ટાઓ ગર્ભ પણ કરે છે.

### ગર્ભની વૃદ્ધિ થવાનું કારણ.

**गर्भस्य नाभिमध्ये तु ज्योतिःस्थानं ध्रुवं स्मृतम् । तदा धमति वातश्च देहस्तेनास्य वर्धते ॥ ऊष्मणा सहितश्चापि दारयत्यस्य मारुतः । ऊर्ध्वं तिर्यगधस्ताद्य स्रोतांसि तु यथा तथा ॥**

यथा यथा दारयति विस्तारयति तथा तथा देही वर्धत इति पूर्वेणान्वयः ।

ગર્ભની નાભિના મધ્યમાં એક અનિચલ તેજનું સ્થાન છે. તે સ્થાનને વાયુ ધમે છે તેથી ગર્ભનો દેહ વૃદ્ધિ પામે છે. ગરમીની સહાયતાવાળો વાયુ ગર્ભના ઊંચેના, નીચેનાં અને આડાં સ્રોતોને (મળમૂત્ર આદિ ચાલવાના માર્ગોને ) વાયુ જેમ જેમ વિસ્તારતો જાય છે તેમ તેમ ગર્ભનો દેહ વધતો જાય છે.

### રૂવાણાના ખાડાઓનું અને દૃષ્ટિનું ન વધવું.

**दृष्टिश्च रोमकूपाश्च न वर्धन्ते कदाचन । ध्रुवाण्येतानि मर्त्यानामिति धन्वन्तरेर्मतम् ॥**

મનુષ્યોનાં રૂવાણાંઓના ખાડાઓ અને દૃષ્ટિ જેવાં પ્રથમ હોય તેવાંને તેવાં રેહે છે. કદીપણ વધતાં નથી એવો ધન્વંતરીનો મત છે.

### નખ અને કેશનું સર્વદા વધવું.

**शरीरे क्षीयमाणेऽपि वर्धेते द्वाविमौ**

सदा । स्वभावं प्रकृतिं कृत्वा नखके- शाविति स्थितिः ॥

प्रकृतिं कृत्वा कारणं कृत्वा स्थितिर्मर्यादा ।

શરીર ક્ષીણ થતું જતાં પણ સ્વભાવરૂપ કારણને લીધે નખ અને કેશ સદૈવ વધ્યાજ કરે છે એવી મર્યાદા છે.

## ચેતના વગરનાં અંગો.

મન અને ઇંદ્રિયોસહિત દેહ ચેતનાના સ્થાનકરૂપ છે પણ તેમાં કેશ, રૂવાળાં, નખ, અંદરના મળરૂપ પદાર્થો અને અંદરના ગુણોમાં ચેતના નથી.

## ગર્ભ અધોવાયુ મુકતો નથી તથા વિષ્ઠા મૂત્ર કરતો નથી તેનું કારણ.

चेतनानामधिष्ठानं मनो देहश्च सेन्द्रियः । केशलोमनखाग्रान्तर्मलद्रव्यगुणैर्विना ॥

વાયુ અલ્પ હોવાથી અને વાયુનો તથા પક્વાશયનો થોડો યોગ થવાથી ગર્ભમાં રહેલો પ્રાણી અધોવાયુ મુકતો નથી અને વિષ્ઠા કે મૂત્રપણ કરતો નથી.

## ગર્ભ રોતો નથી તેનું કારણ.

वाताल्पत्वादयोगाच्च वायोः पक्काशयस्य च । वातमूत्रपुरीषाणि गर्भस्थो न विमुञ्चति ॥

મોહોડું ઓળથી ઢંકાએલું હોવાને લીધે, કંઠ કફથી ઘેરાએલો હોવાને લીધે અને વાયુના માર્ગ રોકાએલા હોવાને લીધે ગર્ભમાં રહેલો પ્રાણી રોતો નથી.

## ગર્ભવાળી સ્ત્રીએ પાળવાના નિયમો.

अयोगादीपयोगात् ।

जरायुणा मुखे छन्ने कण्ठे च कफवेष्टिते । वायोर्मार्गनिरोधाच्च न गर्भस्थः प्ररोदिति ॥

गुर्विणी प्रथमादह्नः प्रहृष्टा भूषिता शुचिः । भवेच्छुक्लाम्बरधरा गुरुविप्रार्चने रता ॥ भोज्यं तु मधुरप्रायं स्निग्धं हृद्यं द्रवं लघु । संस्कृतं दीपनीयं तु नित्यमेवोपयोजयेत् ॥ गुर्विणी न तु कुर्वीत व्यायाममपतर्पणम् । व्यवायं च न सेवेत न कुर्यादतितर्पणम् ॥ रात्रौ जागरणं शोकं यानस्यारोहणं तथा । रक्तमोक्षं वेगरोधं न कुर्यादुत्कटासनम् ॥ दोषाभिघातैर्गर्भिण्या यो यो भागः प्रपीड्यते । स स भागः शिशोस्तस्य गर्भस्थस्य प्रपीड्यते ॥ मलिनां विकृताकारां हीनाङ्गीं न स्पृशेत्स्त्रियम् । न जिघ्रेदपि दुर्गन्धं न पश्येच्चाप्यमाप्रियम् ॥ वचांसि नापि शृणुयात्कर्णयोरप्रियाणि च । नान्नं पर्युषितं शुष्कं भुञ्जीत कथितं न च ॥ चैत्यश्मशानवृक्षांश्च माकांश्चाप्ययशस्करान् । बहिर्निष्क्रमणं क्रोधं शून्यागारं च वर्जयेत् ॥ नोच्चैर्ब्रूयाच्च तत्कुर्याद्येन गर्भो विनश्यति । तैलाभ्यङ्गोद्वर्तनं च नोत्यर्थं कारयेदपि ॥ नामृद्वास्तरणं कुर्यान्नात्युच्चं शयनासनम् । एतांस्तु नियमानर्चान्यत्नात्कुर्वीत गुर्विणी ॥

ગર્ભવાળી સ્ત્રીએ પેહેલા દિવસથીજ આનંદમાં રેહેવું. શણગારેલ રેહવું. પ-

વિત્ત રેહેવું. ધોળાં વસ્ત્રો પેહેરવાં. ગુરૂ અને બ્રાહ્મણોના પૂજનમાં તત્પર રેહેવું. ઘણું કરીને મધુર, સ્નિગ્ધ, હૃદયને ગમે એવા, હલકા અને દ્રવરૂપ પદાર્થો જમવા, વઘાર આદિથી સંસ્કાર આપેલા અને અગ્નિને પ્રદીપ્ત કરે એવા પદાર્થો નિત્ય ઉપયોગમાં લેવા. ગર્ભવાળી સ્ત્રીએ પરિશ્રમ કરવો નહીં, જમતાં ભુખ્યું રેહેવું નહીં, તેમ અત્યંત ધરાવું પણ નહીં, અને મૈથુન પણ કરાવવું નહીં. રાતનું જાગરણ કરવું નહીં. શોક કરવો નહીં. વાહન પર ચડવું નહી. લોહી કાઢવું નહીં. વિષ્ટા કે મૂત્ર આદિના વેગને રોકવો નહીં અને ઊંચે કે ઉભડક બેસવું નહી. ગર્ભવાળી સ્ત્રીના શરીરની અંદરના દોષોનો આઘાત કે પ્રત્યાઘાત થવાથી તેના કોઈ ભાગને પીડા થાય તો તેના ગર્ભમાં રહેલ બાળકના પણ તે ભાગને પીડા થાય છે. ગર્ભવાળી સ્ત્રીએ મલિન ખરાબ આકારવાળી કે ઓછાં અંગવાળી કોઇ સ્ત્રીનો સ્પર્શ કરવો નહીં. દુર્ગંધવાળા પદાર્થને સુંઘવો નહીં. નેત્રને અપ્રિય લાગે એવા પદાર્થને જોવા નહીં. કાનને અપ્રિય લાગે એવાં વચન સાંભળવાં નહીં. વાશી, સુકાએલું કે ક્વાથ કરેલું અન્ન જમવું નહીં. થાળાં બાંધેલાં ઝાડ, સ્મશાનના ઝાડ કે ગ્લાનિ કરાવે એવા પદાર્થોની પાસે જવું નહીં. ઝાઝું બાહાર નીકળવું નહીં. ક્રોધ કરવો નહીં. ઉજડ ઘરમાં રેહેવું કે જવું નહીં. ઊંચે સાદે બોલવું નહીં. જેથી ગર્ભને હરકત થાય એવું કાંઈ કરવું નહીં. શરીરમાં તેલ ચોળવું નહીં. કોઈ વસ્તુનો ચોળીને ખરડ પણ કરાવવો નહીં. કઠણ બીછાનું કરવું નહીં. શયન કે આસન ઘણું ઊંચું કરવું નહીં. આ સઘળા નિયમો ગર્ભવાળી સ્ત્રીએ પ્રયત્નથી પાળવા જોઇએ.

### પ્રસવ કરવાના મહિના.

नवमे दशमे मासि नारी गर्भं प्रसूयते । एकादशे द्वादशे वा ततोऽन्यत्र विकारतः ॥

સ્ત્રી નવમે, દશમે, અગીયારમે અથવા બારમે મહીને પણ જણે છે અને કાંઈ વિકાર હોયતો તેથી ઉપરાંત સમયમાં પણ જણે છે.

### સુવાવડ કરવાનું ઘર.

अष्टहस्तायतं चारु चतुर्हस्तविकालकम् । प्राचीद्वारमुदग्द्वारं विदध्यात्सूतिकागृहम् ॥

આઠ હાથ લાંબું, સુંદર, ચાર હાથ પોહોળું અને ઉગમણી કોર અથવા ઊત્તરાદી કોર બારણાવાળું સુવાવડનું ઘર બનાવવું.

### પ્રસવ કરવા તૈયાર થએલી સ્ત્રીનાં લક્ષણ.

याते हि शिथिले कुक्षौ मुक्ते हृदयबन्धने । सशूले जघने नारी विज्ञेया प्रसवोत्सुका ॥ आसन्नप्रसवायास्तु कटी पृष्ठं तु सव्यथम् । भवेन्मुहुः प्रवृत्तिश्च मूत्रस्य च मलस्य च ॥

પેટ પોચું પડી જાય, હૃદયના બંધ

મોકળા થઈ જાય અને પેડુમાં સૂળ નીકળવા લાગે ત્યારે સ્ત્રી તુરત જણશે એમ સમજવું. જેને જણવાનું પાસે આવેલું હોય તે સ્ત્રીને કેડમાં અને પીઠમાં વ્યથા થાય છે અને ઝાડો તથા પેશાબ વારે ઘડીએ કરવો પડેછે.

### પ્રસવ કરવા તૈયાર થએલી સ્ત્રીના ઉપચાર.

तैलेनाभ्यक्तगात्रीं च संस्नातामुष्णवारिणा । यवागूं पाययेत्कोष्णां मात्रया घृतसंयुताम् । कृतोपधाने मृदुभिर्विस्तीर्णे शयने शनैः । आभुग्नसक्थि चोत्ताना नारी तिष्ठेद्व्यथान्विता ॥

आभुग्नसक्थि असङ्कोचितोरूः ।

સ્ત્રી જણવાને તૈયાર થાય ત્યારે તેના ગાત્રોમાં તેલનો અભ્યંગ કરી ઉના પાણીથી નવરાવીને તેને જેમાં વજન પ્રમાણે ઘી નાખેલું હોય એવી અને જરા જરા ઉની હોય એવી [1]યવાગૂ. [એક જાતની રાબ] પાવી. જેને પીડ આવતી હોય એવી સ્ત્રીએ કુણાં કુણાં ઓશીકાંવાળા મોટા શયનમાં સાથળ પોહોળા રાખીને ઉભડક બેસવું.

### સુયાણીઓ કેવી જોઇએ.

चतस्रोऽशङ्कनीयाश्च सावने कुशला हिताः । वृद्धा परिचरेयुस्ताः सम्यक् छिन्ननखाः स्त्रियः ॥

જેઓના ઉપર કોઈ જાતનો વેહેમ ન હોય એવી, જણાવવામાં નિપુણ, હિતકારી અને જેઓએ નખ સારી પેઠે ઉતરાવી નાખ્યા હોય એવી ચાર વૃદ્ધ સુયાણીઓએ જણવા તૈયાર થયેલી સ્ત્રીના ઉપચાર કરવા તથા સેવા કરવી.

### સુયાણીઓએ શું કરવું.

अपत्यमार्गं तैलेन समभ्यज्य समन्ततः । एका तु तासु सुभगे प्रवाहस्वेति तां वदेत् ॥ अव्यथामा प्रवाहिष्ठाः प्रगाहेथा चवैं यदि । प्रवाहेथाः शनैः पूर्वं प्रगाढे च ततः परम् ॥ ततो गाढतरं गर्भे योनिद्वारमुपागते । पचरासहितो गर्भो यावत् पतति भूतले ॥

છોકરે નીકળવાના માર્ગને ચારેકોર તેલ ચોપડ્યા પછી એઓમાંથી એક સુયાણીએ કણાતી સ્ત્રીને કહેવું કે "બાઈ! જો તને બરાબર પીડ ન આવતી હોય તો જોર કરીશમા અને બરાબર આવતી હોય તો જોર કરજે. પ્રથમ ધીરે ધીરે થોડું જોર કરજે અને પછી વધારે જોર કરજે. તારો ગર્ભ યોનિના દ્વારમાં આવે ત્યારે ત્યાંથી નીકળીને ઓળસહિત ધરતીપર પડતાંસુધી બહુજ જોર કરજે."

### ગર્ભવતીને પીડ ન આવતી હોય અને જોર કરે તો તેથી થનારી ખરાબી.

मूकं वा बधिरं कुब्जं श्वासकासक्षयान्वितम् । सूते स्रस्ततनुं-बालमकाले तु प्रवाहणात् ॥

સમય વગર જોર કરવાથી મુંગું, બેહરું, ખુંધું, શ્વાસના રોગવાળું, ઉધરસ-

[1] યવાગૂનું લક્ષણ આગળ કહેવાશે.

વાળું, ક્ષયવાળું, કે શિથિલ શરીરવાળું, છોકરૂં આવેછે.

इतिश्री मिश्रलटकस्य सूनुश्रीभावमिश्रविरचितभावप्रकाशस्य गर्भप्रकरणं द्वितीयं समाप्तम् ॥

## પ્રકરણ ૩ જું.

### बालप्रकरण.
### બાલક જનમ્યા પછી કરવાના પ્રકાર.

अथ बाले समुत्पन्ने विदधीत विधिं ततः । यथैव कुलवृद्धा स्त्री व्यवहारपरम्परा ॥

બાલક જનમ્યા પછી જેવી પોતાના કુળમાં વૃદ્ધ સ્ત્રીઓની રીતભાત હોય તે પ્રમાણે બાળકનો વિધિ કરવો.

### પ્રસૂતાએ પાળવાના નીયમો.

प्रसूता हितमाहारं विहारं च समाचरेत् । व्यायामं मैथुनं क्रोधं शीतसेवां विवर्जयेत् ॥ मिथ्याचारात्सूतिकाया यो व्याधिरुपजायते । स कृच्छ्रसाध्योऽसाध्यो वा भवेत्तत्पथ्यमाचरेत् ॥

જણનારી સ્ત્રીએ જે આહાર અને વિહાર હિતકારી છે તે કરવા. પરિશ્રમ નહીં કરવો. મૈથુન છોડવું. ક્રોધ નહીં કરવો અને થંડાં પદાર્થનું સેવન કરવું નહીં. સુવાવડીને આહાર વિહારમાં ભૂલ થવાથી જે વ્યાધિ ઉત્પન્ન થાય છે તે વ્યાધિ ઘણી મહેનતે મટે છે અથવા મટતોજ નથી એટલા માટે તેણે પથ્યજ કરવું જોઇએ.

### પ્રસૂતાએ નિયમ પાળવાના સમયના અવધિ.

सर्वतः परिशुद्धा स्यात् स्निग्धपथ्याऽल्पभोजना । स्वेदाभ्यङ्गपरा नित्यं भवेन्मासमतन्द्रिता ॥

सर्वतः परिशुद्धा तु अनवशिष्टदुष्टरुधिरा । अतन्द्रिता सावधा ।

प्रसूता सार्धमासान्ते दृष्टे वा पुनरार्तवे । सूतिकानाम हीना स्यादिति धन्वन्तरेर्मतम् ॥ व्युपद्रवां विशुद्धां च विज्ञाय वरवर्णिनीम् । ऊर्ध्वं चतुर्भ्यो मासेभ्यो नियमं परिहारयेत् ॥

સઘળું ખરાબ લોહી નીકળી ગયા પછી પણ સુવાવડીએ સાવધાન રહીને એક મહિના સુધી નિત્ય પથ્ય અને ઘીવાળું થોડું થોડું જમવું, શેક લીધા કરવો અને તેલનો અભ્યંગ કર્યા કરવો. જણ્યા પછી દોઢ મહિનો થઇ જાય અથવા ફરી રજ દેખવામાં આવે ત્યારે 'સુવાવડી' કહેવાતી મટે એવો ધન્વંતરિનો મત છે. [ યોગ્ય તો આમ છે કે ] સ્ત્રીને ઉપદ્રવ રહિત અને ચોખી થએલી જણાય તોપણ સુવાવડને ચાર મહિના વીતી ગયા પછી નિયમો છોડાવવા.

### ધાવણના સ્વરૂપ.

रसप्रसादो मधुरः पक्काहारनिमित्तजः । कृत्स्नाद्देहात्स्तनौ प्राप्तः स्तन्यमित्यभिधीयते ॥

रसप्रसादो रसस्य सारः ।

પાકા આહારથી થએલો રસનો મ-

ધુર સાર સઘળા દેહમાંથી સ્તનમાં આવતાં તે સાર ધાવણરૂપ થાય છે એમ વિદ્વાનો કહે છે.

**ધાવણ આવવાના સમય.**

स्तन्यं त्रिरात्रात्स्त्रीणां वा चतूरात्रादनन्तरम् । प्रवर्तयन्ति विवृता धमन्यो हृदये स्थिताः ॥

સ્ત્રીએ જણ્યાને ત્રણ રાત અથવા ચાર રાત થયા પછી હૃદયમાં રહેલી ધમનીઓ [ એક જાતની નાડીઓ ] ખુલી પડીને ધાવણની પ્રવૃત્તિ કરે છે.

**ધાવણ છુટવાનાં કારણ.**

पयः पुत्रस्य संस्पर्शाद्दर्शनात्स्मरणादपि । ग्रहणादप्युरोजस्य शुक्रवत्संप्रवर्तते । स्नेहो निरन्तरस्तस्य प्रवाहे हेतुरुच्यते ॥

પુત્રના સ્પર્શથી, દર્શનથી, સ્મરણથી અને તેણે સ્તન પકડવાથી વીર્યની પેઠે ધાવણ છુટે છે. પુત્ર ઉપર નિરંતર રહેતો સ્નેહજ ધાવણનો પ્રવાહ થવામાં કારણરૂપ કહેવાય છે.

**ધાવણ ઓછું આવવાનું કારણ.**

अवात्सल्याद्भयाच्छोकात्क्रोधादत्यप्यतर्पणात । स्त्रीणां स्तन्यं भवेत्स्वल्पं गर्भान्तरविधारणात् ॥

પુત્ર ઉપર પ્રેમ નહીં રહેવાથી, ભયથી, શોકથી, ક્રોધથી, ભુખ્યાં રહેવાથી અથવા બીજો ગર્ભ રહેવાથી સ્ત્રીઓનું દૂધ ઓછું થઈ જાય છે.

**ધાવણ વધવાના ઉપાય.**

शालिषष्टिकगोधूमान् मांसक्षुद्रयुपानपि । कालशाकमलाबूं च नारिकेरं कसेरुकम् ॥ शृङ्गाटकं वरीं चापि विदारीकन्दमेव च । लशुनं दुग्धवृद्धयै स्त्री सेवेत सुमना भवेत् ॥ कलमस्य तण्डुलानां कल्कं या क्षीरपेषितं पिबति । सा भवति भृशं तरुणी क्षीरभरेणैव तुङ्गकुचयुगला ॥

कलमो धान्यविशेषः तस्य लक्षणमाह--

कलमः किल विख्यातो जायते सद्वृहद्वने । काश्मीरदेश एवोक्तो महातण्डुलसंज्ञकः ॥ विदारिकन्दस्य रसं पिबेत्स्तन्यस्य वृद्धये । तच्चूर्णं तस्य वृद्धयर्थं पिबेद्वा क्षीरसंयुतम् ॥

દૂધ વધારવાને વાસ્તે સાળના ચોખા, સાઠીચોખા, ઘઉં, માંસ, નાહાનાં નાહાનાં માછલાં, કાલશાક, તુંબડું, નાળીએર, કસેરૂ, શીંગોડાં, શતાવરી, વિદારીકંદ અને લસણ એ પદાર્થોને સ્ત્રીએ ખાવા અને મનમાં રાજી રહેવું. જે સ્ત્રી કલમના ચોખાને દુધમાં વાટીને પીએ તેનાં બન્ને સ્તન ખૂબ દુધ ભરાવાથી ઉંચાં થાય છે અર્થાત્ ઘણું ધાવણ આવે છે. ( કલમ નામનું એક જાતનું પ્રખ્યાત ધાન્ય મોટા વનમાં ઉત્પન્ન થાય છે અને તે કાશ્મીર દેશમાં 'મહાતંડુલ' કહેવાય છે.) વિદારીકંદનો રસ પીવાથી અથવા તે કંદનું ચૂર્ણ દૂધની સાથે પીવાથી પણ સ્ત્રીનું ધાવણ વધે છે.

**ધાવણ ખરાબ થવાનાં કારણ.**

धात्र्या गुरुभिराहारैर्विहारैर्दोषलैस्तथा । देहे दोषाः प्रकुप्यन्ति ततः स्तन्यं प्रदुष्यति ॥ मिथ्याहारविहारिण्या दुष्टा

પાતળું તથા ટાઢું હોય તે ધાવણ સારૂં થાય છે.

## ધાવ કેવી રાખવી.

पीलाय यदि बालस्य विदध्यादुपमातरम् । सुविचार्य गुणान्दोषान्कुर्याद्धात्रीं तदेदृशीम् ॥ सवर्णां मध्यवयसां सच्छीलां मुदितां सदा । शुद्धदुग्धां बहुक्षीरां सवत्सामतिवत्सलाम् । स्वाधीनामल्पसन्तुष्टां कुलीनां सज्जनात्मजाम् । कैतवेनापरित्यक्तां निजपुत्रदृशं शिशौ ॥

બાલકને ધવરાવવાને વાસ્તે ધાવ રાખવી હોય તો નીચે પ્રમાણે તેના ગુણદોષ વિચારીને રાખવી. પોતાની જાતવાળી, મધ્ય અવસ્થાવાળી, સારા સ્વભાવવાળી, સર્વદા આનંદમાં રેહેનારી, ઘણા અને સારૂં દુધવાળી, પુત્રવાળી, બહુ પ્રેમ રાખનારી, પોતાને આધીન રેહેનારી, થોડું મળવાથી સંતોષ પામનારી, સારા કુળની, સારા માણસની દીકરી, કપટ વગરની અને બાલકને પેટના પુત્ર સમાન ગણનારી ધાવ રાખવી.

## કેવી ધાવ ન રાખવી.

शोकाकुला क्षुधार्ता च श्रान्ता व्याधिमती सदा । अत्युच्चा नितरां नीचा स्थूलातीव भृशं कृशा ॥ गर्भिणी ज्वरिणी चापि लम्बोन्नतपयोधरा । अजीर्णभोजिनी चापि तथा पथ्यविवर्जिता ॥ आसक्ता क्षुद्रकार्ये तु दुःखार्ता चंचलापि च । एतासां स्तन्यपानेन शिशुर्भवति सामयः ॥



જે સ્ત્રીઓ શોકથી વ્યાકુલ, ક્ષુધાથી પીડાએલી, થાકેલી, સર્વદા વ્યાધિવાળી, બહુ ઊંચી, બહુ નીચી, બહુ જાડી, બહુ પાતળી, ગર્ભવાળી, તાવવાળી, લાંબા તથા ઊંચાં સ્તનવાળી, અજીર્ણ રહ્યા છતાં જમનારી, પથ્ય વગરની, ક્ષુદ્રકામમાં આસક્ત, દુઃખથી પીડાએલી કે ચંચળ હોય તેઓનું ધાવણ ધાવવાથી બાલક રોગી થાય છે.

## બાલકને ધાવણ ધવરાવવાનો પ્રકાર.

तत्र माता प्रशस्ताङ्गी चारुवस्त्रा पुरोमुखी । उपविश्यासने सम्यग्दक्षिणं स्तनमम्बुना ॥ प्रक्षाल्येषत्परिस्राव्य मन्त्राभ्याममिमन्त्रितम् । उदङ्मुखं शिशुं क्रोडे शनैः सन्धार्य पाययेत् ॥

मातेत्युपलक्षणम् । धात्री च ईषत्परिस्राव्य ।

( अन्यथा वैगुण्यमाह ) सुश्रुतः ।

अस्रावितं स्तनं बालः पिबन्स्तन्येन भूयसा । पूर्णस्रोतोवमीकासश्वासैर्भवति पीडितः ॥

માએ અથવા ધાવે પોતાનાં અંગ સ્વચ્છ કરી સારાં વસ્ત્ર પેહેરી પૂર્વદિશામાં મુખ રાખી આસનપર બેસવું. પછી જમણા સ્તનને પાણીથી સારી રીતે ધોઈ જરા દુધ કાહડી નાખી બે મંત્રવડે અભિમંત્રણ કરાવેલા બાલકને તેનું મોહોડું ઉત્તર દિશામાં રહે એવી રીતે ધીરેથી ખોળામાં લઈ ધવરાવવો. સ્તનમાંથી જરાક દુધ કાહાડી નાખ્યાવિના

ધવરાવે તો તેથી ખરાબી થવા વિષે સુશ્રુત કહે છે કે "જેમાંથી પ્રથમ થોડુંક દુધ કાહાડી નાખ્યું ન હોય એવા સ્તનને બાળક ધાવે તો તેના શરીરના માર્ગો ઘણા દુધથી પૂર્ણ થવાને લીધે તેને વમન, ઉધરસ અને શ્વાસની પીડા થાય છે."

**અભિમંત્રણ કરવાના બે મંત્રો.**

**क्षीरनीरनिधिस्ते तु स्तनयोः क्षीरपूरकः । सदैव शुभगो बालो भवलेष महाबलः ॥ पयोऽमृतसमं पीत्वा कुमारस्ते शुभानने । दीर्घमायुरवाप्नोतु देवाः माप्यामृतं यथा ॥**

मन्त्रौ च पित्रान्येन ब्राह्मणेन वा पठनीयौ । यावन्मन्त्रपाठस्तावन्मात्रा धात्र्या वा दक्षिणहस्तेन स्तनस्पर्शः कार्यः ।

"તારે વાસ્તે ક્ષીર સાગર સ્તનમાં દુધ પૂરજો. આ બાળક સર્વદા કલ્યાણને પામનાર અને મહાબળવાન્ થજો હે સારા મોહોડાંવાળી! જેમ દેવતાઓ અમૃત પી ને લાંબું આયુષ્ય પામેલા છે તેમ તારો પુત્ર અમૃતના રસ જેવું દુધ પીને લાંબું આયુષ્ય પામજો." આ બે મંત્રો પિતાએ અથવા બીજા બ્રાહ્મણે ભણવા અને જ્યાંસુધી મંત્ર ભણાય ત્યાંસુધી માએ અથવા ધાવે જમણા હાથથી સ્તનનો સ્પર્શ કરી રાખવો.

**માને દુધ ન હોય અને ધાવ પણ મળે નહીં તો શું કરવું?**

**क्षीरसात्म्यतया क्षीरमाजं गव्यमथापि वा । दद्यादास्तन्यपर्याप्तेर्बालेभ्यो वीक्ष्य मात्रया ॥**

क्षीरसात्म्यतयेति । यतः शिशोः क्षीरमेव सात्म्यं भवति नत्वन्नादिकम् । स्तन्यपर्याप्तेरिति यावत्स्त्रियाः स्तन्यस्य सन्ततामावेन प्रीतिर्मवति । अथवा यावत्स्तन्यपानस्य योग्यता तावदित्यर्थः ।

બાળકની પ્રકૃતિને દુધજ મળતું આવેછે પણ અન્નાદિક મળતું આવતું નથી એટલા માટે, બાળકની માને પુરતું દુધ આવતું થાય ત્યાંસુધી અથવા બાળક ધાવણ ધાવવાને યોગ્ય હોય ત્યાંસુધી તે બાળકને પુરા તપાસથી વજન પ્રમાણે બકરીનું અથવા ગાયનું દુધ દેવું.

**બાળકને અન્ન પ્રાશન કરાવવાનો સમય.**

**यथोक्तविधिना बालं मासि षष्ठेऽष्टमेऽपि च । अन्नं संप्राशयेत्किंचित्ततस्तु वर्धयेत्क्रमात् ॥**

છઠે મહિને અથવા આઠમે મહિને શાસ્ત્રોમાં કહેલા વિધિપ્રમાણે બાળકને કાંઈક અન્ન ખવરાવવું અને પછી અનુક્રમે તે વધારતું જવું.

**બાળકનું સેવન કરવાનો પ્રકાર.**

**बालमङ्के सुखं दध्यान्न चैनं तर्जयेत्क्वचित् । सहसा बोधयेन्नैव नायोग्यः पवेशयेत् ॥**

अयोग्यमुपवेशनामसमर्थम् ।

**नाकृष्य स्थापयेत्क्रोडे न क्षिप्रं शय**

क्षिपेत् । रोदयेन्न क्वचित्कार्ये विधिमावश्यकं विना ॥

आवश्यको विधि. भेषजदानतैलाभ्यङ्गोद्वर्तनादिः ।

तच्चित्तमनुवर्तेत तं सदैवानुमोदयेत् ॥
निम्नोच्चस्थानतश्चापि रक्षेद्बालं प्रयत्नतः।

બાલકને સારી રીતે ખોળામાં લેવો. કદીપણ તરછોડવો નહીં. એ સુઈ રહ્યો હોય તો સહસા તેનેજગાડવો નહીં અને બેસવામાં અસમર્થ હોય ત્યાંસુધી બેસાડવો પણ નહીં. બાલકને ખેંચીને પડખામાં લેવો નહીં. વેગથી શયનમાં નાખવો નહીં. ઓસડ પાવું, તેલ ચોપડવું કે કોઈ પદાર્થ ચોળવો ઇત્યાદિ આવશ્યક પ્રસંગવિના કોઈ કામમાં એને રોવરાવવો નહીં. નીચા ઉંચા ઠેકાણાથી પણ કાળજી રાખીનેબાલકનું રક્ષણ કરવું.

## બાલકને સ્વાભાવિક હિતકારી પદાર્થો.

अभ्यङ्गोद्वर्तनं स्नानं नेत्रयोरञ्जनं तथा । वसनं मृदु यत्तच्च तथा मृद्वनुलेपनम् । जन्मप्रभृति पथ्यानि बालस्यैतानि सर्वथा ॥

તેલ ચોળવું, ઉત્તમ ભુકા ચોળવા, નવરાવવું, નેત્રમાં આંજણ આંજવું, કુણાં કુણાં લુગડાં પેહેરાવવાં અને કુણા કુણા પદાર્થોનું લેપન કરવું એટલાં વાનાં બાલકને જન્મથી માંડીને અપથી રીતે હિતકારી છે.

## બાલકને કોળીઓ ભરાવવા આદિના સમય.

कवलः पञ्चमाद्वर्षादष्टमात्तस्य कर्म च।
विरेकः षोडशाद्वर्षाद्विंशतेश्चैव मैथुनम् ॥

બાલકને ઔષધ આદિનો કોળીઓ ભરાવવો હોય તો પાંચમા વર્ષથીજ ભરાવવો. નાકમાં કોઈ ઔષધનું ટીપું નાખવું હોય તો આઠમા વર્ષથીજ નાખવું. રેચ દેવો હોય તો સોળમા વર્ષથીજ દેવો અને મૈથુનની છુટ વીશમા વર્ષથીજ દેવી અર્થાત્ એ સમયો પેહેલાં એ ક્રિયાઓ કરવી નહીં.

## બાલ્ય આદિ અવસ્થાઓના અવધિ.

वयस्तु त्रिविधं बाल्यं मध्यमं वार्धकं तथा । जनः षोडशवर्षस्तु नरो बालो निगद्यते ॥ त्रिविधः सोऽपि दुग्धाशी दुग्धान्नाशी तथान्नभुक् । दुग्धाशी वर्षपर्यन्तं दुग्धान्नाशी शरद्द्वयम् ॥ तदुत्तरं स्यादन्नाशी एवं बालस्त्रिधा मतः । मध्यं षोडशसप्तत्योर्मध्यमः कथितो बुधैः ॥ चतुर्धा मध्यमं प्राह युवा द्वात्रिंशतो मतः। चत्वारिंशत्समा यावत्तिष्ठेद्वीर्यादिपूरितः ॥ ततः क्रमेण क्षीणः स्याद्यावद्भवति सप्ततिः ॥

वीर्यादीत्यादिशब्देन रसादिसर्वधात्विन्द्रियबलोत्साहा उच्यन्ते । क्षीणः सर्वधात्विन्द्रियबलोत्साहहीन. ।

ततस्तु सप्ततेरूर्ध्वं क्षीणधातुरसादिकः। क्षीयमाणेन्द्रियबलः क्षीणरेता दिने

दिने ॥ वलीपलितखालित्ययुक्तः कर्मसु चाक्षमः ॥ कासश्वासादिभिः क्लिष्टो वृद्धो भवति मानवः ॥ वाल्ये विवर्धते श्लेष्मा पित्तं स्यान्माध्यमेऽधिकम् । वार्धके वर्धते वायुर्विचार्यैतदुपक्रमेत् ॥

उपक्रमेत् चिकित्सेत । तन्त्रान्तरे तु ।

वाल्यं वृद्धिश्छविर्मेधा त्वग्दृष्टिः शुक्रविक्रमौ । बुद्धिः कर्मेन्द्रियं चेति जीवितं दशतो ह्रसेत् ॥

સુશ્રુત કેહે છે કે "બાલ્યાવસ્થા, મધ્યમાવસ્થા, અને વૃદ્ધાવસ્થા એવી રીતે ત્રણ અવસ્થાઓ છે. તેઓમાં પુરૂષ જ્યાંસુધી સોળ વર્ષથી ઓછી અવસ્થાનો હોય ત્યાંસુધી બાલક કેહેવાય છે. બાળકમાં પણ દુધ ખાનાર, દુધ તથા અન્ન ખાનાર અને કેવળ અન્ન ખાનાર એવા ત્રણ ભેદ છે. એક વર્ષ સુધી દુધ ખાનાર, તે પછી બે વર્ષ સુધી દુધ તથા અન્ન ખાનાર અને તે પછી કેવળ અન્ન ખાનાર સમજવો. સોળમા અને સીત્તેરમા વર્ષના મધ્યમાં મધ્યમ [આધેડ] કેહેવાય છે. મધ્યમના નીચેપ્રમાણે ભેદ છે. તેમાં બત્રીશ વર્ષસુધી જુવાન રેહે છે. ચાલીશ વર્ષસુધી વીર્ય, રસ વગેરે સઘળા ધાતુઓ, ઇંદ્રિયોના બળ અને ઉત્સાહથી પરિપૂર્ણ રેહે છે. પછી સીત્તેર વર્ષ થતાંસુધી અનુક્રમે સઘળા ધાતુ, ઇંદ્રિયોમાં બળ અને ઊત્સાહથી રહિત થતો જાય છે. સીત્તેર વર્ષ પછી ધાતુ તથા રસ આદિ ક્ષીણ થતાં, દિવસે દિવસે ઇંદ્રિયોનું બળ ક્ષીણ થતાં અને વીર્ય ક્ષીણ થતાં, વૃદ્ધ માણુસને વળીઆં વળે છે, કેશ ધોળા થઈ જાય છે, ટાલ પડે છે, કામ કરવામાં અશક્તતા થાય છે અને ઊધરસ તથા શ્વાસ આદિ વ્યાધિઓથી દુઃખ ઉત્પન્ન થાય છે. બાલ્ય અવસ્થામાં કફ વધે છે. મધ્યમ અવસ્થામાં પિત્ત વધે છે-અને વૃદ્ધ અવસ્થામાં વાયુ વધે છે માટે એ ઉપર ધ્યાન રાખીને બાલક વગેરેની ચિકિત્સા કરવી. બીજા ગ્રંથમાં તો એમ લખ્યું છે કે "દશ વર્ષે બાળકપણું મટે, વીશ વર્ષે શરીરની વૃદ્ધિ થતી અટકે, ત્રીશ વર્ષે કાંતિ ઓછી થાય, ચાલીશ વર્ષે સ્મરણશક્તિ ઓછી થાય, પચાશ વર્ષે ચામડીની ન્યૂનતા થાય, સાઠ વર્ષે નેત્રની શક્તિ ઓછી થાય, સીત્તેર વર્ષે વીર્ય ઓછું થાય, એંસી વર્ષે પરાક્રમ ઓછું થાય, નેવુ વર્ષે બુદ્ધિ ઓછી થાય, સો વર્ષે કર્મેંદ્રિયમાં ન્યૂનતા થાય, એકસો દશવર્ષે ચેતના ઓછી થાય અને એકસો વીશ વર્ષે જીવિત ઓછું થાય છે.

## પ્રકૃતિઓનાં લક્ષણ.

सप्तप्रकृतयो नृणां वातात्पित्तात्कफात्तथा । संसर्गात्सन्निपाताच्च भवन्ति भिषजां मते ॥ शुक्रशोणितसंयोगे यो दोषस्तूत्कटो भवेत् । प्रकृतिर्जायते तेन तस्या लक्षणमुच्यते ॥

वाग्भटे त्वात्रेयादयः ।

शुक्रासृग्गर्भिणीभोज्यचेष्टागर्भाशयान्तरे । यः स्याद्दोषोऽधिकस्तेन प्रकृतिः सर्वयोदिता ॥

सोऽपि दोषः स्वभावावस्थितो ननु दुष्टः। दुष्टेन तु शुक्रशोणितयोर्दुष्टाशुद्धगर्भसंभवात्।

जागरूकोऽल्पकेशश्च स्फुटिताङ्घ्रिकरः कृशः ॥ शीघ्रगो बहुवाग्रूक्षः स्वप्ने वियति गच्छति । एवंविधः स विज्ञेयो वातप्रकृतिको नरः ॥ पित्तप्रकृतिको लोको यादृशोऽथ निगद्यते । अकालपलितो गौरः क्रोधी स्वेदी च बुद्धिमान् ॥ बहुभुक्ताम्रनेत्रश्च स्वप्ने ज्योतींपि पश्यति । एवंविधो भवेद्यस्तु पित्तप्रकृतिको नरः । श्यामकेशः क्षमी स्थूलो बहुवीर्यो महाबलः ॥ स्वप्ने जलाशयालोकी श्लेष्मप्रकृतिको नरः । दृश्यते प्रकृतौ यत्र रूपं दोषद्वयस्य तु । तां संसर्गेण जानीयात्सर्वलिङ्गैस्त्रिदोषजम् ॥

वाग्भटे तु ।

प्रायस्त एव पवनाध्युषिता मनुष्या दोषात्मकाः स्फुटितधूसरकेशगात्राः । शीतद्विषश्चलधृतिस्मृतिबुद्धिचेष्टासौहार्ददृष्टीगतयोऽतिबहुप्रलापाः॥अल्पपित्तकफजीवितनिद्रासन्नसक्तबहुजर्जरवाचः । नास्तिका बहुभुजः सविलासा गीतहास्यमृगयाकलिलोलाः ॥ मधुराम्ललवणोष्णसात्म्यकाङ्क्षा कृशदीर्घाकृतयः सशब्दपानाः । न दृढा न जितेन्द्रिया न चार्याः न च कान्तादयिता बहुप्रजा वा ॥ नेत्राणि चैषां खरधूसराणि वृत्तान्यचारूणि मृतोपमानि। उन्मीलितानीव भवन्ति सुप्ते शैलद्रुमान्ते गगनं प्रयाति॥अधन्या मत्सराध्माताः स्तेनाः प्रोद्बद्धपिण्डिकाः। श्वशृगालोष्ट्रगृध्राखुकाकोलूकाश्च वातिकाः पित्तं वह्निर्वह्निजं वापि तस्मात्पित्तोद्रिक्तस्तीव्रतृष्णो बुभुक्षुः । गौरोष्णाङ्गस्ताम्रहस्ताङ्घ्रिवक्त्रः शूरो मानी पिङ्गकेशोऽल्परोमा॥दयितमाल्यविलेपनमण्डनः सुचरितः शुचिराश्रितवत्सलः। विभवसाहसबुद्धिबलान्वितो भवति भीष्मगतिर्द्विपतामपि॥ मेधावी प्रशिथिलसन्धिबन्धमांसो नारीणामनभिमतोऽल्पशुक्रकामः । आवासश्चलिततरङ्गनीरकान्त्या भुङ्क्तेऽन्नं मधुरकषायतिक्तशीतम् ॥ घर्मद्वेषी स्वेदनः पूतिगन्धिर्भूर्युच्चारक्रोधपानाशनेर्ष्यः । सुप्तः पश्येत्कर्णिकारान्पलाशान् दिग्दाहोल्काविद्युदर्कानलांश्च ॥ तनूनि पिङ्गानि चलानि चैषां तन्वल्पपक्ष्माणि हिमप्रियाणि। क्रोधेन मद्येन रवेश्च भासा रागं व्रजन्त्याशु विलोचनानि ॥ मध्यायुषो मध्यबलाः पण्डिताः क्लेशभीरवः । व्याघ्रऋक्षकपिमार्जारयक्षाः पैत्तिकाः॥ श्लेष्मा सोमः श्लेष्मलस्तेन सौम्यो गूढस्निग्धश्लिष्टसन्ध्यस्थिमांसः। क्षुत्तृड्दुःखक्लेशघर्मैरतप्तो बुद्ध्या युक्तः सात्त्विकः सत्यसन्धः॥प्रियङ्गुदूर्वाशरकाण्डशस्त्रगोरोचनापद्मसुवर्णवर्णः। प्रलम्बबाहुः पृथुपीनवक्षा महाललाटो घननीलकेशः ॥ मृदङ्गः समसुविभक्तचारुदेहो बहोजा रतिरसयुक् सपुत्रभृत्यः। धर्मात्मा वदति न निष्ठुरं च जातु प्रच्छन्नं वहति दृढं चिरं च वैरम् ॥ समदद्विरदेन्द्रतुल्ययातो जलदाम्भोधिमृदङ्गसिंहघोषः । स्मृतिमानभियोगवान्विनीतो न च बाल्येऽप्यतिरोदनो न लोलः ॥ तिक्तं कषायं

कटुकोष्णरूक्षमल्पं च भुङ्क्ते वलवांस्तथापि । रक्तान्तसुस्निग्धविशालदीर्घसुनेत्रो-वदान्यः···· ॥ हृद्गम्भीरः स्थूलवक्षाः क्षमावान्निद्रालुश्चालुब्धवृत्तः कृतज्ञः। ऋजु-र्विपश्चित्सुभगः सलज्जो भक्तो गुरूणां स्थिरसौहृदश्च । स्वप्ने सपद्मान्सविहङ्ग-मालां तोयाशयान्पश्यति तोयदांश्च॥ विष्णुरुद्रेन्द्रवरुणतार्क्ष्यहंसगजाधिपैः । श्लेष्मप्रकृतयस्तुल्यास्तथा सिंहाश्वगोवृषैः॥

ननु प्रकृतिहेतूना मध्ये योऽधिक स स्वन्याधीन्कथ न करोतीत्याशङ्कायामाह ।

विषजातो यथा कीटो न विषेण प्रबाध्यते । तद्वत्प्रकृतयो मर्त्य शक्नुवन्ति न बाधितुम् ॥

एतौ द्वौ नञावपीपदर्थे। तेन विषेण विष-मदाहादिना ईषत्प्रबाध्यते नतु भृश। तथा-त्र प्रकृतय प्रकृतिहेतवो दोषा बाधितु न शक्नुवन्ति । करचरणस्फुटितत्वस्वेदनिद्राधि-क्यादिना ईषद्बाधितु शक्नुवन्त्येव नतु ज्वरा-दिभि ।

प्रकोपो वान्यभावो वा क्षयो वा नोपजायते । प्रकृतीनां स्वभावेन जायन्ते तु गतायुषः ॥

વાયુથી, પિત્તથી, કફથી, વાયુ તથા પિત્તના સમાગમથી, પિત્ત તથા કફના સમાગમથી, વાયુ તથા કફના સમાગમથી અને ત્રણે દોષના સયોગથી વૈદ્યોના મત પ્રમાણે મનુષ્યોની સાત પ્રકૃતિઓ થાય છે. વાગ્ભટમાં આત્રેય આદિ મુનિઓનાં વચન છે તેઓમાં

તો એમ લખ્યુ છે કે "વીર્ય, રૂધિર, ગ
ર્ભિણીએ ખાધેલા અન્ન, તેની ચેષ્ટા અ
ગર્ભાશયની અંદર જે દોષ અધિક હો
તે દોષપ્રમાણે સઘળી રીતે મનુષ્યોન
પ્રકૃતિ થાય છે. [આમાં એમ સમજ
વાનું છે કે, ઉપર કહેલા વીર્ય આદિ
દુષ્ટ થયેલાં નહી પણ પોતાના સ્વભ
વથી રહેલા વાતપિત્તાદિક દોષપ્રમા
મનુષ્યોની પ્રકૃતિ થાય છે. કારણ કે
દોષો દુષ્ટ થયા હોય તો તેથી વીર્ય અ
રૂધિરમાંથી દુષ્ટ તથા અશુદ્ધ ગર્ભ ‌
વાનો સભવ છે.] વાયુ પ્રકૃતિવાળો મ
ણસ જાગનાર હોય, થોડા કેશવાળો હોય
તેના હાથ અને પગ ફાટી ગયા હોય
દુબળો હોય, તુરત ચાલનાર હોય, ઘ
બોલનાર હોય, રૂક્ષ હોય અને સ્વપ્ન
આકાશમાં જતો હોય. આવાં લક્ષણે
ઉપરથી તે માણસની વાયુ પ્રકૃતિ
એમ સમજવુ. પિત્ત પ્રકૃતિવાળો માણ
ગૌરવર્ણવાળો હોય, ક્રોધી હોય, તેને સ
મયવગર ધોળા કેશ આવેલા હોય,
સીનો ઘણો વળતો હોય, બુદ્ધિમાન્ હોય
ઘણુ જમનાર હોય, નેત્ર રાતાં હોય અ
સ્વપ્નમાં નક્ષત્ર આદિને દેખતો હોય
આવાં લક્ષણો ઉપરથી તે માણસન
પિત્તપ્રકૃતિ છે એમ સમજવુ. કફ પ્ર
કૃતિવાળો માણસ ક્ષમાવાન હોય, જાડે
હોય, મોવાળા કાળા હોય, વીર્ય આ
હોય, બળ ઘણું હોય અને સ્વપ્નમાં જ
ળાશય દેખતો હોય આવાં લક્ષણો ઉ
પરથી તે માણસની કફ પ્રકૃતિ છે એ

સમજવું. જેની પ્રકૃતિમાં બે દોષનાં રૂપ દેખાતાં હોય તેની પ્રકૃતિ બે દોષવાળી છે એમ સમજવું અને જેની પ્રકૃતિમાં ઉપર કહ્યા પ્રમાણે ત્રણે દોષનાં રૂપ દેખાતાં હોય તે માણસની ત્રણે દોષવાળી પ્રકૃતિ છે એમ સમજવું."

વાગ્ભટમાં કહ્યું છે કે, "ઘણું કરીને વાયુ પ્રકૃતિવાળા માણસો દુષ્ટ સ્વભાવવાળા હોય છે, તેઓના કેશ અને ગાત્રો ફુટેલાં તથા જરાક ધોળાશ ઉપર હોય છે, ટાઢના દ્વેષી હોય છે, એઓની ધિરજ, સ્મરણ બુદ્ધિ અને ચેષ્ટા ચંચળ હોય છે, દૃષ્ટિમાં અને ચાલમાં સ્નેહ દેખાય છે, ઘણું બોલવાની ટેવ હોય છે, કફ જીવિત અને નિદ્રા અલ્પ હોય છે, બોલતાં ઝલાય છે મુંઝાય છે અને વચન બહુજ જજરાં નીકળે છે, નાસ્તિક હોય છે, ઘણું ખાય છે, વિલાસ કરે છે, ગાયન હાસ્ય શિકાર અને કજીયા કરવામાં રૂચિ ધરાવે છે. મીઠા ખાટા તિખા અને ગરમ પદાર્થો અનુકૂલ લાગે છે, શરીર પાતળાં અને લાંબાં હોય છે, પાણી વગેરે પદાર્થ પીતાં અવાજ થાય છે, દૃઢતા, જિતેંદ્રિયપણું, ઉત્તમપણું, સ્ત્રીપર પ્રેમ અને ઘણાં સંતાન હોતાં નથી અને એઓનાં નેત્ર રૂક્ષ, જરાક ધોળાશવાળાં, ગોળ, સુંદરતાથી રહિત, મુડદાં જેવાં અને મીચ્યા છતાં પણ ઉઘડેલાંજ જેવાંજ રહે છે. એ લોકો સ્વપ્નમાં પર્વત ઉપર, ઝાડ ઉપર, અને આકાશમાં જાય છે. ભાગ્યશાળી હોતા નથી, પરાયું સારૂં દેખીને રાજી થતા નથી. ચોરી કરવાની ટેવવાળા હોય છે અને એ લોકોની પીંડીઓ ગાંઠાવાળી હોય છે. કુતરાં, શીયાલ, ઊંટ, ગીધ, ઉંદર, કાગડા અને ઘૂડ કે જેઓ વાયુ પ્રકૃતિવાળા છે તેઓના જેવી કેટલીક રીતભાત વાયુ પ્રકૃતિવાળા માણસોની પણ હોય છે.

પિત્ત અગ્નિરૂપ છે અથવા અગ્નિથી ઉત્પન્ન થયું છે એટલામાટે પિત્ત પ્રકૃતિવાળા મનુષ્યોને તરસ ઘણી લાગે છે ભૂખ બહુ લાગે છે, અંગ ગોરાં તથા ગરમ હોય છે, હાથપગ તથા મોહોડું રાતાં હોય છે, કેશ પિંગળા હોય છે. રૂવાણાં થોડાં હોય છે, શૂરવીરપણું તથા અભિમાન બહુ હોય છે, પુષ્પલેપન અને ઘરેણાં પ્યારાં હોય છે, રીતભાત સારી હોય છે, આશ્રિત લોકોપર પ્રેમ હોય છે, પવિત્રતા, વૈભવ, સાહસ તથા બુદ્ધિબળથી યુક્ત હોય છે, એની રીતભાત શત્રુઓને ભયંકર લાગે છે, સ્મરણશક્તિ સારી હોય છે, સાંધાઓના બંધનો તથા માંસ શિથિલ હોય છે, સ્ત્રીઓને ગમતા નથી, વીર્ય તથા કામદેવ અલ્પ હોય છે, એઓની કાંતિ જેમાં તરંગ ઉપડયા કરતા હોય એવા પાણી સરખી હોય છે, મધુર, કષાય, કડવાં અને ટાઢાં અન્ન ખાવાની રૂચિ હોય છે. ગરમી ગમતી નથી, પરસીનો ઝાઝો વળે છે, શરીરમાં દુર્ગંધ હોય છે, વિષ્ટા, ક્રોધ, જલપાન, ભોજન, અને ઇર્ષ્યા ઘણાં [illegible]

દિશાઓના દાહ, ઉલ્કાપાત વીજળી સૂર્ય તથા અગ્નિ જોવામાં આવે છે. એઓનાં નેત્ર ઝીણાં પીંગળાં પાતળી તથા થોડી પાંપણોવાળાં અને ઠંડીપર પ્રીતિ ધરાવનારાં હોય છે, અને ક્રોધથી, મદ્યથી તથા સૂર્યના તડકાથી તુરત રાતાં થઇ જાય છે. એ લોકો પંડિત, ક્લેશથી બીકણ મધ્યમ આયુષ્યવાળા અને મધ્યમ બળવાળા હોય છે. વાઘ, ઊંદર, વાનર, મીંદડાં, નાહાર અને કરોળીઆ કે જેઓ પિત્તપ્રકૃતિવાળા છે તેઓના જેવી કેટલીક એ લોકોમાં ટેવ હોય છે.

કફ ચંદ્રરૂપ છે તેથી કફ પ્રકૃતિવાળો માણસ સૌમ્ય હોય છે. એના સાંધા, હાડકાં અને માંસ પરસ્પરની સાથે લાગી રહેલ, સ્નિગ્ધ અને ગુઢ હોય છે. ભુખ, તરસ, દુઃખ ક્લેશ અને ગરમીથી સંતાપ થતો નથી. બુદ્ધિ સારી હોય છે. સત્વગુણ અધિક હોય છે. પોતાનું બોલવું પાળી આપે છે. શરીરનો રંગ કાંગ, ધ્રો, કાંસડાંનાં ફુલ, દર્ભ, ગોરોચના, કમળ અને સોના જેવો હોય છે. હાથ લાંબા હોય છે. છાતી પોહોળી તથા પુષ્ટ હોય છે. કપાળ મોટું હોય છે. કેશ ઘાટા અને શ્યામ હોય છે. અંગ કોમળ હોય છે. શરીર સરખું અને સારા દેખાવવાળું હોય છે. સામર્થ્ય ઘણું હોય છે. શૃંગારરસમાં મગ્ન રહે છે. પુત્રો અને નોકરો પુરતા હોય છે. ધર્મપર પ્રીતિ હોય છે. કદી પણ કઠણ વચન બોલતો નથી. કોઇ ન જાણે એવી રીતે શત્રુની સાથે લાંબા કાળસુધી દૃઢ વૈર રાખે છે. પુષ્ટતા મોટા મહોન્મત્ત હાથીના જેવી હોય છે. અવાજ મેઘ, સમુદ્ર, મૃદંગ અને શંખના જેવો હોય છે. ઘણા દિવસની વાત ભુલાતી નથી. ઉદ્યોગી હોય છે. નમ્રતાવાળો હોય છે. બાલ્યાવસ્થામાં પણ ઘણું રોવાની ટેવ કે ચપલતા હોતી નથી. કડવાં, કષાય, તીખાં, ઉનાં અને રૂક્ષ અન્ન ગમે છે. થોડું જમવાની ટેવ છતાં પણ શરીરમાં બળ રહે છે. નેત્ર રાતા છેડાવાળાં, સારી પેઠે સ્નિગ્ધ, મોટાં, લાંબાં, સ્પષ્ટ, ધોળાં અને કાળી કાળી ઘણી પાંપણોવાળાં હોય છે. આહાર, જળપાન, ક્રોધ અને ભૂખ અલ્પ હોય છે. બુદ્ધિથી પ્રખ્યાત હોય છે. કાર્યો કરવામાં ગ્રાઝી વાર લગાડે છે. ઉદાર હોય છે. હૃદય ગંભીર હોય છે. છાતી જાડી હોય છે. ક્ષમાવાળો હોય છે. ઊંઘ લેવાની વધારે ટેવ હોય છે. સઘળી રીતભાત લોભવગરની હોય છે. કોઈએ જે ઉપકાર કર્યો હોય તેને ભુલતો નથી. સ્વભાવ સરલ હોય છે. વિદ્વાન હોય છે. લાજવાળો હોય છે. રૂપાળો હોય છે. ગુરૂઓની ભક્તિ કરે છે. પ્રેમને સ્થિર રાખે છે. અને સ્વપ્નમાં કમળ તથા પક્ષિઓની પંક્તિવાળા જળાશયોને અને વાદળાંઓને દેખે છે. કફ પ્રકૃતિવાળા માણસો વિષ્ણુ, રૂદ્ર, ઇંદ્રિ, ગરૂડ, હંસ, ગણપતિ, સિંહ, ઘોડા, અને મોટા બળદના જેવી પ્રકૃતિવાળા હોય છે.

'પ્રકૃતિ થવાના કારણરૂપ વાત પિત્ત

અને કફમાં જે દોષ પ્રકૃતિરૂપે અધિક હોય તે દોષ પોતાથી થનારા રોગોને ઉત્પન્ન કેમ ન કરે' એવી આ સ્થલમાં શંકા રાખવી નહિ. કારણ કે જેમ ઝેરમાં ઉત્પન્ન થએલા કીડાને ઝેર હરકત કરી શકતું નથી તેમ તે તે પ્રકૃતિવાળા માણસને તે તે પ્રકૃતિઓ હરકત કરી શકતી નથી.

'પ્રકૃતિરૂપ થએલા દોષથી હરકત થતી નથી' એમ જે ઉપર કહ્યું તેમાં એવું સમજવાનું છે કે "જેમ ઝેરના કીડાને ઝેરથી મરવા આદિ અત્યંત હરકત નથી પણ ઝેરથી ઉત્પન્ન થતા દાહ આદિથી થોડીક હરકત થાયછે તેમ તે તે પ્રકૃતિવાળા માણસને તે તે પ્રકૃતિના કારણરૂપ દોષોથી જ્વર આવવા આદિ અત્યંત હરકત નથી પણ હાથ પગનું ફાટી જવું, પસીનો આવવો અને નિદ્રા અધિક થવી વગેરે થોડી થોડી હરકત થાયછે.

જે દોષ પ્રકૃતિરૂપ હોય તેનો પ્રકોપ, બદલવું કે ઉપશમ થતાં નથી પણ તે માણસો મરતાંસુધી પ્રકૃતિના સ્વભાવને અનુસરીને રહેછે.

इति श्रीमिश्रलटकतनयश्रीमन्मिश्रभाव-
विरचितभावप्रकाशे बाल्यप्रकरणं
तृतीयम् ॥

---

# પ્રકરણ ૪ થું.

## દેશો વિષે.

भूमिदेशस्त्रिधानूपो जाङ्गलो मिश्रलक्षणः।

પૃથ્વીમાં અનૂપ, જંગલ અને મિશ્ર એવી રીતે ત્રણ પ્રકારના દેશ છે.

### અનૂપ દેશનું લક્ષણ.

नदीपल्वलशैलाढ्यः फुल्लोत्पलकुलैर्युतः ॥ हंससारसकारण्डचक्रवाकादिसेवितः । शशवाराहमहिषरुरुरोहिकुलाकुलः ॥ प्रभूतद्रुमपुष्पाढ्यस्तालशस्यफलान्वितः । अनेकशालिकेदारकदलीक्षुविभूषितः ॥ अनूपदेशो ज्ञातव्यो वातश्लेष्मामयार्तिमान् ।

જે દેશમાં નદિઓ, તળાવો અને પર્વતો ઘણાં હોય, કમળો ઘણાં પ્રફુલ્લિત થતાં હોય, હંસ સારસ કારંડવ તથા ચક્રવાક આદિ પક્ષીઓ ઘણાં હોય, સસલા સુવર પાડા રૂરૂ નામના મૃગ અને રોહી નામનાં મૃગ ઘણાં હોય ઝાડ અને ફુલ ઘણાં થતાં હોય, તાડ ધાન્ય અને ફળો ઘણાં થતાં હોય, અને ચોખા કેળ તથા શેલડીઓ બહુ થતાં હોય તે દેશને અનૂપ દેશ જાણવો. અનૂપ દેશમાં વાયુ અને કફસંબંધી રોગો વિશેષ થાયછે.

### જંગલ દેશનું લક્ષણ.

आकाशशुभ्र उच्चश्च स्वल्पपानीयपादपः ॥ शमीकरीरबिल्वार्कपीलुकर्कन्धुसंकुलः । हरिणैणर्क्षपृषतगोकर्णखरसं-

कुलः । सुस्वादुफलवान्देशो वातलो जाङ्गलः स्मृतः ॥

तन्त्रान्तरे तु ।

बहूदकनगोऽनूपः कफमारुतरोगवान् । जाङ्गलोऽल्पांबुशाखी च पित्तासृङ्मारुतोत्तरः ॥

જે દેશ આકાશની પેઠે સ્વચ્છ હોય, ઊંચો હોય, જેમાં ઝાડ અને પાણી થોડાં હોય, જેમાં ખીજડા કેરડા બીલી આકડા પીલુ અને બેરડીઓ ઘણાં થતાં હોય, હરણ એણ મૃગ રીંછ છાંટણાંવાળા મૃગ ગોકર્ણ મૃગ તથા ગધેડાં ઘણાં હોય અને ફળો બહુજ મીઠાં થતાં હોય તે દેશને જંગલ દેશ જાણવો. જંગલ દેશમાં વાયુસંબંધી રોગો અધિક થાયછે. બીજા ગ્રંથમાં તો એમ લખ્યું છે કે "જેમાં પાણી તથા પર્વતો ઘણાં હોય અને કફ તથા વાયુસંબંધી રોગ વિશેષ હોય તેને અનૂપ દેશ જાણવો અને જેમાં પાણી તથા ઝાડ થોડાં હોય અને પિત્ત રૂધિર તથા વાયુસંબંધી રોગ વિશેષ હોય તેને જંગલ દેશ જાણવો."

## મિશ્ર દેશનું લક્ષણ.

संसृष्टलक्षणो यस्तु देशः साधारणो मतः । समाः साधारणे यस्माच्छीतवर्षोष्णमारुताः । समता तेन दोषाणां तस्मात्साधारणे वरः ॥

જે દેશમાં અનૂપ અને જંગલ એ બન્ને દેશનાં લક્ષણોની ભેળસેળ હોય તેને મિશ્ર અથવા સાધારણ દેશ જાણવો. સાધારણ દેશમાં ટાઢ, વરસાદ, ગરમી અને પવન સરખી રીતે વર્ત્તવાથી વાત, પિત્ત અને કફની સમતા રેહેછે માટે સાધારણ દેશ ઉત્તમ કહેવાયછે.

## જુદા જુદા દેશમાં રેહેવાના તથા ઔષધ આદિ કરવાના પ્રકાર.

सुश्रुतात् ।

उचिते वर्तमानस्य नास्ति दुर्देशजं भयम् । आहारस्वप्नचेष्टादौ तद्देशस्य कृते सति ॥

वृद्धवाग्भटः ।

यस्य देशस्य यो जन्तुस्तज्जं तस्यौषधं हितम् । देशादन्यत्र वसतस्तत्तुल्यगुणमौषधम् ॥ स्वेदेशे निचिता दोषा अन्यस्मिन्कोपमागताः । बलवन्तस्तथा न स्युर्जलजाः स्थलजास्तथा ॥

સુશ્રુત કહેછે કે "ભલે ખરાબ દેશમાં રેહેવું પડતું હોય, તોપણ તે દેશમાં યોગ્ય રીતે આહાર, નિદ્રા અને વિહાર આદિ કરવામાં આવે તો રેહેનારાને ખરાબ દેશમાં રેહેવાથી કશી ધાસ્તી નથી." વૃદ્ધ વાગ્ભટ કહેછે કે "જે પ્રાણી જે દેશનો હોય તે પ્રાણીને તે દેશમાં ઉત્પન્ન થએલું ઔષધ હિતકારી થાયછે. પોતાના દેશને છોડીને બીજા દેશમાં રેહેતો હોય તેને જે ઔષધ પોતાના દેશમાં ઉત્પન્ન થએલા ઔષધના જેવા ગુણવાળું હોય તે ઔષધ હિતકારી થાયછે, જળથી અથવા સ્થળથી ઉત્પન્ન થએલા જે વાતપિત્ત આદિ દોષો પોતાના દેશમાં શરીરની અં

દર વધ્યા હોય તે દોષો બીજા દેશમાં જવું થયા પછી પ્રકોપ પામે તોપણ જેવા પોતાના દેશમાં બલવાન્ થાય છે તેવા બીજા દેશમાં બલવાન્ થતા નથી." (જેમ કે અનૂપ દેશમાં રહેનારાને તે દેશમાં શરીરની અંદર જે દોષો વધ્યા હોય તે દોષો તે માણસનું પાછું જંગલ દેશમાં જવું થતાં પ્રકોપ પામે તોપણ અનૂપ દેશમાં જેવા બલવાન્ થાય તેવા જંગલ દેશમાં બલવાન્ થતા નથી.)

### વૈદ્યે કરવાના ઉપચાર.

मानवो येन विधिना स्वस्थस्तिष्ठति सर्वदा । तमेव कारयेद्वैद्यो यतः स्वास्थ्यं सदेप्सितम् ॥ दिनचर्या निशाचर्या ऋतुचर्या यथोदिताम् । आचरन्पुरुषः स्वस्थः सदा तिष्ठति नान्यथा ॥

માણસ જે પ્રકારથી સર્વદા સ્વસ્થ રહે તેજ પ્રકાર વૈદ્યે કરાવવો જોઇએ. કારણ કે મનુષ્યોને સર્વદા સ્વસ્થ રહેવાનીજ ઇચ્છા હોય છે. જે માણસ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દિનચર્યા, રાત્રિચર્યા અને ઋતુચર્યા કરે તે માણસ સર્વદા સ્વસ્થ રહેછે. એ કર્યાવિના સ્વસ્થ રહેતો નથી.

### સ્વસ્થનાં લક્ષણો.

सुश्रुतः ।

समदोषः समाग्निश्च समधातुमलक्रियः । प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते ॥

क्रियाच कर्म । तेन समक्रियः शरीरानुरूपकर्मा ।

સુશ્રુત કહેછે કે "જે માણસના વાતપિત્તઆદિ દોષ અગ્નિ, ધાતુ અને મળ સમાન સ્થિતિમાં હોય, જે માણસ પોતાના શરીરને અનુસરતી ક્રિયાઓ કરતો હોય અને જેનાં દેહ, ઇંદ્રિયો તથા મન પ્રસન્ન હોય તે માણસ સ્વસ્થ કહેવાયછે.

## દિનચર્યા.

### સવારે ક્યારે ઊઠવું અને પ્રથમ શું કરવું?

तत्र दिनचर्यामाह ।

ब्राह्मे मुहूर्ते बुद्ध्येत स्वस्थो रक्षार्थमायुषः । तत्र दुःखस्य शान्त्यर्थं स्मरेद्धि मधुसूदनम् ॥ दध्याज्यादर्शसिद्धार्थबिल्वगोरोचनास्रजाम् । दर्शनं स्पर्शनं कार्यं प्रबुद्धेन शुभावहम् ॥ स्वमाननं घृते पश्येद्यदीच्छेच्चिरजीवितम् । आयुष्यमुषसि प्रोक्तं मलादीनां विसर्जनम् । तदन्त्रकूजनाध्मानोदरगौरवधारणम् ॥

आदिशब्देन वातमूत्रादीनां ग्रहणम् ।

आटोपशूलौ परिकर्तिका च सङ्गः पुरीषस्य तथोर्ध्ववातः । पुरीषमास्याद्य वा निरेति पुरीषवेगेऽभिहिते नरस्य ॥

परिकर्तिका गुदे परिकर्तनवत्पीडा । पुरीषस्य संगो निरोधः । ऊर्ध्ववातः उद्गारबाहुल्यात् ।

वातमूत्रपुरीषाणां (संगे) रुजाऽध्मानं क्लमो रुजा । जठरे वातजाश्चान्ये रोगाः स्युर्वातनिग्रहात् ॥ बस्तिमेहनयोः शूलं मूत्रकृच्छ्रं शिरोरुजा । विनामो वंक्षणानाहः स्याल्लिङ्गं मूत्रनिग्रहे ॥

विनामः शरीरस्य नम्रता । वङ्क्षणानाहः वङ्क्षणस्याकर्षणवत्पीडा ।

**न वेगितोऽन्यकार्यः स्यान्न वेगानीरयेद्बलात् । कामशोकभयक्रोधान्मनोवेगान्विधारयेत् ॥ गुदादिमलमार्गाणां शौचं कान्तिबलप्रदम् । पवित्रकरमाख्यातमलक्ष्मीकलिपापहृत् ॥ प्रक्षालनं मतं पाण्योः पादयोः शुद्धिकारणम् । मलश्रमहरं वृष्यं चक्षुष्यं राजसापहम् ॥**

સ્વસ્થ માણસે આયુષ્યના રક્ષણને-વાસ્તે પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે જાગવું અને તે સમયે દુઃખની શાંતિને-વાસ્તે વિષ્ણુનું સ્મરણ કરવું. જાગ્યા પછી દહીં, ઘી, અરીસો, સર્ષપ, બીલી, ગોરોચના અને માળા એઓનું દર્શન કરવું તથા સ્પર્શ કરવો. એથી શુભની પ્રાપ્તિ થાય છે. જે લાંબા કાળ સુધી જીવવાની ઇચ્છા હોય તો ઘીમાં પોતાનું મોહડું નિત્ય જોવું. સવારમાં મલ વાયુ તથા મૂત્ર આદિનું વિસર્જન કરવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે અને એમ કરવાથી આંતરડામાં ધુરધુરાટ, આફરો અને પેટનું ભારેપણું વગેરે અટકે છે. ઝાડાને રોકવાથી પેડુ ચડી આવે છે, શૂલ નીકળે છે, ગુદામાં કપાયા જેવી પીડા થાય છે, ઓડકાર ઘણા આવે છે અને વખતપર મોહોડામાંથી ઝાડો નીકળે છે. વાયુ, મૂત્ર અને ઝાડાને રોકવાથી પેટ ચડી આવે છે, ગ્લાની થાય છે અને દરદ પણ થાય છે. વાયુને રોકવાને લીધે પેટમાં વાયુસંબંધી બીજા રોગો પણ ઉત્પન્ન થાય છે. મૂત્રને રોકવાથી મૂત્રાશયમાં તથા લિંગમાં શૂલ નીકળે છે, મૂત્રકૃચ્છ્ર થાય છે, માથામાં પીડા થાય છે, શરીર નમી જાય છે અને સાથળના સાંધાઓમાં જાણે તેઓ ખેંચાતા હોય એવી પીડા થાય છે. મલ મૂત્ર આદિની હાજત લાગી હોય તો તુરત મલ મૂત્ર કરી લેવાં પણ તે પેહેલાં બીજું કામ કરવું નહીં. બલાત્કારથી હાજતને પેદા કરવી નહીં. કામ, ક્રોધ, ભય અને શોક કે જેઓ મનના વેગ છે તેઓને અટકાવવા પણ મલ મૂત્ર આદિ શરીરના વેગોને અટકાવવા નહિ. ગુદા આદિ જે મલ મૂત્ર આદિના માર્ગો છે તેઓને સાફ રાખવાથી કાંતિ તથા બળ વધે છે, પવિત્રતા થાય છે અને અલક્ષ્મી ક્લેશ તથા પાપોનો નાશ થાય છે. હાથ તથા પગને ધોવાથી શુદ્ધતા થાય છે, મેલ મટે છે, પરીશ્રમ મટે છે, પુષ્ટિ મળે છે નેત્ર સારાં રેહે છે અને રજોગુણના વેગ મટી જાય છે.

## દાતણ કરવાનો વિધી.

भक्षयेद्दन्तपवनं द्वादशाङ्गुलमायतम् । कनिष्ठिकाग्रवत्स्थूलमृज्वग्रन्थि तथाऽव्रणम् ॥ एकैकं घर्षयेद्दन्तं मृदुना कूर्चकेण तु । दन्तशोधनचूर्णेन दन्तमांसान्यबाधयन् ॥ क्षौद्रत्रिकटुकाक्तेन तैलसिन्धुभवेन वा । चूर्णेन तेजोवत्याश्च दन्तान्नित्यं विशोधयेत् ॥

तेजोवती तेजबल्कल इति लोके प्रसिद्धा ।

मधूको मधुरे श्रेष्ठः करञ्जः कटुके तथा। निम्बः स्यात्तिक्तके श्रेष्ठः कषाये खदिरस्तथा॥ समयं तु समालोक्य दोषं च प्रकृतिं तथा। यथोचितै रसैर्वीर्यैर्युक्तं द्रव्यं प्रयोजयेत्॥ तेनास्य मुखवैरस्यदन्तजिह्वास्यजा गदाः। रुचिवैशद्यलघुता न भवन्ति भवन्ति च॥ अर्के वीर्यं वटे दीप्तिः करञ्जे विजयो भवेत्। प्लक्षे चैवार्थसम्पत्तिर्बदर्या मधुरास्वनम्॥ खदिरे मुखसौगन्ध्यं बिल्वे तु विपुलं धनम्। उदुम्बरे तु वाक्सिद्धिराम्रे त्वारोग्यमेव च॥ कदम्बे तु धृतिर्मेधा चम्पके दृढवाक्श्रुतिः। शिरीषे कीर्तिसौभाग्यमायुरारोग्यमेव च॥ अपामार्गे धृतिर्मेधा प्रज्ञाशक्तिस्तथासने। दाडिम्यां सुन्दराकारः ककुभे कुटजे तथा॥ जातीतगरमन्दारैर्दुःस्वप्नं च विनश्यति। गुञ्जाकातालहिन्तालं केतकश्च बृहद्वरः॥ खर्जूरं नारिकेरं च सप्तैते तृणराजकाः। तृणराजसमुत्पन्नं यः कुर्याद्दन्तधावनम्॥ नरश्चाण्डालयोनिः स्याद्यावद्गङ्गां न पश्यति। न खादेद्गलताल्वोष्ठजिह्वादन्तगदेषु तत्॥ मुखस्य पाके शोथे च श्वासकासवमीषु च। दुर्बलोऽजीर्णभुक्तश्च हिक्कामूर्च्छामदान्वितः॥ शिरोरुजार्तस्तृषितः श्रान्तः पानक्लमान्वितः। अर्दितः कर्णशूली च नेत्ररोगी नवज्वरी। वर्जयेद्दन्तकाष्ठं तु हृदामययुतोऽपि च॥

अजीर्णभुक्तः न जीर्णं भुक्तं यस्य सः।

जिह्वानिर्लेखनं हैमं राजतं ताम्रजं तथा। पाटितं मृदु तत्काष्ठं मृदुपत्रमयं तथा॥

( तत्काष्ठं दन्तशोधनयोग्यं काष्ठम् )

दशाङ्गुलं मृदु स्निग्धं तेन जिह्वां लिखेत्सुखम्। तज्जिह्वामलवैरस्यदुर्गन्धजडताहरम्॥

गण्डूषमपि कुर्वीत शीतेन पयसा मुहुः। कफतृष्णामलहरं मुखान्तःशुद्धिकारकम्॥ सुखोष्णोदकगण्डूषः कफारुचिमलापहः। दन्तजाड्यहरश्चापि मुखलाघवकारकः॥ विषमूर्च्छामदार्तानां शोषिणां रक्तपित्तिनाम्। कुपिताक्षिबलक्षीणरूक्षाणां स न शस्यते॥

सुखोष्णोदकगण्डूषः।

मुखप्रक्षालनं शीतपयसा रक्तपित्तजित्। मुखस्य पिण्डिकाशोषनीलिकाव्यङ्गनाशनम्॥ कुर्याद्वापि कदुष्णेन पयसास्यविशोधनम्। कफवातहरं स्निग्धं मुखशोषविनाशनम्॥

બાર આંગળ લાંબું, ટચલી આંગળીની અણી જેવું જાડું, સરલ, ગાંઠવગરનું અને છિદ્રવગરનું દાતણ કરવું. અને તેના કુણા કુચાથી દાંતને સાફ કરવાનો બુકો લઈ દાંતનાં પેઢાંઓને હરકત ન આવે એવી રીતે એક એક દાંતને ઘસવો. મધ, સુંઠ, મરી, અને પીપળ જેમાં મેળવ્યાં હોય એવા તેજબલ નામના લાકડાના બુકાથી અથવા તેલની ભાવના આપેલા સિંધાલુણના બુકાથી નિત્ય દાંતને સાફ કરવા. મધુરમાં મહુડો, તીખામાં કરંજ, કડવામાં લીંબડો અને કષાયમાં ખેર શ્રેષ્ઠ છે. સમય, દોષ

અને પ્રકૃતિનો વિચાર કરીને યોગ્ય રસ અને યોગ્ય શક્તિવાળા ઝાડના લાકડાનું દાતણ કરવું અને દાંત સાફ કરવાનો ભુકો પણ યોગ્ય જણાય તે લેવો. આવી રીતે દાતણ કરવાથી મોહોડું બગડી ગયું હોય તે મટે છે દાંત, જીભ તથા મોહોડામાં રોગ થતા નથી અને રૂચિ, સ્વચ્છપણું તથા શરીરમાં હલકાઇ પ્રાપ્ત થાયછે. આકડાનું દાતણ કરવાથી શક્તિ, વડનું કરવાથી દીપ્તિ, કરંજનું કરવાથી જય, પીપળનું કરવાથી ધનની સંપત્તિ, બોરડીનું કરવાથી મીઠું જમણ, ખેરનું કરવાથી મોહોડામાં સુગંધ, બીલીનું કરવાથી ઘણું ધન, ઉંબરાનું કરવાથી વચનસિદ્ધિ, આંબાનું કરવાથી આરોગ્ય, કદંબનું કરવાથી ધીરજ તથા સ્મરણશક્તિ, ચંપકનું કરવાથી વાણી તથા કાનની દૃઢતા, સડસડીઆનું કરવાથી કીર્ત્તિ ભાગ્યશાળીપણું, આયુષ્યની વૃદ્ધિ તથા આરોગ્ય, અઘેડાનું કરવાથી ધીરજ તથા ધારણાશક્તિ, બીબલાનું કરવાથી બુદ્ધિની શક્તિ અને દાડિમનું આસુંદ્રાનું તથા ઇંદ્રજવના ઝાડનું કરવાથી સારૂં રૂપ મળે છે. જાયસાઈ, તગર અને હારસિંગારનું કરવાથી ખરાબ સ્વપ્ન આવતું નથી. કાતાલ,[1] હિંતાલ, બૃહધર, ચણોઠી, કેતકી, ખજુરી અને નાળીએરી એ સાત કે જેઓ તૃણરાજ કહેવાય છે તેઓનું જે માણસ દાતણ કરે તે માણસ જ્યાંસુધી ગંગાજીનાં દર્શન ન કરે ત્યાંસુધી ચાંડાલ રહેછે. ગળું, તાળવું, હોઠ, જીભ અને દાંતમાં જેને રોગ હોય તેણે, જેનું મોહોડું પાક્યું હોય તેણે, સોજાવાળાએ, શ્વાસ ઉધરસ તથા ઉલટીવાળાએ, દુબળાએ જેને ખાધેલું પચ્યું ન હોય તેણે, હીંક નીકળતી હોય તેણે, મૂર્છાવાળાએ, નશાવાળાએ, માથાના દરદથી જે પીડાતે હોય તેણે, તરસ્યાએ, થાકેલાએ, કોઈ વસ્તુ પીવાથી જેને પરિશ્રમ પડયો હોય તેણે, જેને અરદીઓ વા થયો હોય તેણે કાનમાં શૂલ નીકળતાં હોય તેણે, આંખના દરદીએ, નવા તાવવાળાએ અને છાતીના દરદવાળાએ દાતણ નહીં કરવું ઓળ ઉતારવાની ચીર સોનાની, રૂપાની અથવા ત્રાંબાની રાખવી. એ ન મળે તો કોમળ પાંદડાંવાળાં દાતણ કરવા જેવાં કુણાં લાકડાંને ચીરી તે ચીરથી ધીરેધીરે ઓળ ઉતારવી. દશ આંગળ લાંબી કોમળ અને સ્નિગ્ધપણાવાળી તે ચીરવતે અથવા ઉપર કહેલી સોના વગેરેની ચીરવતે ઓળ ઉતારવાથી જીભનાં મેલ રસરહિતપણું, દુર્ગંધ અને જડતા (બેહે મારી ગએલાપણું) મટે છે. ટાઢા પાણી વતે વારંવાર કોગળા કરવાથી કફ, તરસ અને મેલ મટે છે તથા મોહોડાના અંદરનો ભાગ સાફ થાયછે. સેહેજ ઊના પાણીવતે કોગળા કરવાથી કફ, અરૂચિ મેલ તથા દાંતની જડતા મટે છે અ

[1] કાતાલ, હિંતાલ અને બૃહધર એ ત્રણ શબ્દોના અર્થ ગુજરાતીમાં બરાબર મળ્યા નથી પણ એ તાડની જાતીઓ છે એમ જણાય છે.

મોહોડું હલકું થાયછે. ઊરથી મૂર્છાથી કે મદથી પીડાએલા, શોષવાળા, રક્તપિત્તવાળા, જેઓની આંખો દુખતી હોય એવા અને અજીર્ણ થવાથી રૂક્ષ થએલાઓનેવાસ્તે ઊના પાણીના કોગળા સારા નથી. ટાઢા પાણીવતે મોહોડું ધોવાથી રક્તપિત્ત મટેછે અને મોહોડાની ફોડલીઓ, શોષ, દાઝ તથા ખીલ પણ મટે છે. અથવા જરા ઊના પાણીથી મોહોડું ધોવું કે જેથી કફ તથા વાયુ મટે છે, સ્નિગ્ધતા રહેછે અને મોહોડાનો શોષ મટે છે.

## નાકમાં તેલનાં ટીપાં નાખવાનો વિધિ.

कटुतैलादिनस्यार्थे नित्याभ्यासेन योजयेत् । प्रातः श्लेष्मणि मध्याह्ने पित्ते सायं समीरणे ॥ सुगन्धवदनाः स्निग्धनिःस्वना विमलेन्द्रियाः । निर्वलीपलितव्यङ्गा भवेयुर्नस्यशीलिनः ॥

નાકને રોગરહિત રાખવાસારૂ નિત્ય નાકમાં સરસીઆં તેલ આદિનાં ટીપાં નાખવાનો અભ્યાસ રાખવો. કફનો વધારો હોય તો સવારે, પિત્તનો વધારો હોય તો બપોરે અને વાયુનો વધારો હોય તો સાયંકાળે ટીપાં નાખવાં. નાકમાં ટીપાં નાખવાથી મોહોડામાં સુગંધ રહેછે, અવાજ સ્નિગ્ધ નીકળે છે, ઇંદ્રિયો નિર્મળ રેહે છે; વળીઓ વળતી નથી, ધોળાં તુરત આવતાં નથી અને ખીલ થતા નથી.

## આંખમાં સુરમો નાખવાથી થતા ફાયદા.

सौवीरसञ्जनं नित्यं हितमक्ष्णोस्ततो भजेत् । लोचने भवतस्तेन मनोज्ञे सूक्ष्मदर्शने ॥

सौवीरं श्वेतसुरमा इति लोके प्रसिद्धम् । स्रोतोऽञ्जनं मतं श्रेष्ठं विशुद्धं सिन्धुसंभवम् । दृष्टेः कण्डूमलहरं दाहक्लेदरुजापहम् ॥ अक्ष्णो रूपावहं चैव सहते मारुतातपौ । नेत्रे रोगा न जायन्ते तस्मादञ्जनमाचरेत् ॥

स्रोतोऽञ्जनं कृष्णासुरमा इति लोके । विशुद्धं शोधनं विनापि सिन्धुसंभवम् । सिन्धुनाम पर्वतः तत्र संभवम् ।

रात्रौ जागरितः श्रान्तश्छर्दितो भुक्तवान्तथा । ज्वरातुरः शिरःस्नातो नाक्ष्णोरञ्जनमाचरेत् ।

ધોળો સુરમો આંખને હિતકારી છે એટલામાટે તે નિત્ય આંજવો જોઈએ. એ આંજવાથી નેત્ર ઝીણા પદાર્થોને જોઇ શકે છે અને મનોહર થાય છે. સિંધુ નામના પર્વતમાં ઉત્પન્ન થએલો કાળો સુરમો શુદ્ધ કરેલો ન હોય તોપણ ઉત્તમ છે. એ આંજવાથી આંખની ચળ, મેલ, બળતરા તથા ખરાબ ભીનાશની પીડા મટે છે, આંખ રૂપાળી થાય છે અને પવન તથા તડકાનું સહન કરવાને સમર્થ થાય છે. કાળો સુરમો આંજવાથી આંખમાં રોગ થતા નથી એટલામાટે તે આંજવો જોઈએ. રાતના ઉજાગરાવાળાએ, થાકેલાએ, જેને ઉલટી થઇ હોય તેણે,

જમેલાએ, તાવવાળાએ, માથે નાહેલાએ આંખો આંજવી નહીં.

### કેશ ઉતરાવવાથી થતા ફાયદા.

**पंचरात्रान्नखश्मश्रुकेशरोमाणि कर्तयेत् । केशश्मश्रुनखादीनां कर्तनं संप्रसाधनम् ॥ पौष्टिकं धनमायुष्यं शौचकान्तिकरं परम् ॥**

संप्रसाधनं शोभाजनकम् ।

**उत्पाटयेत्तु लोमानि नासाया न कदाचन । तदुत्पाटनतो दृष्टेर्दौर्बल्यं त्वरया भवेत् ॥ केशपाशे प्रकुर्वीत प्रसाधन्या प्रसाधनम् । केशप्रसाधनं केश्यं रजोजन्तुमलापहम् ॥ आदर्शालोकनं प्रोक्तं माङ्गल्यं कान्तिकारकम् । पौष्टिकं बलमायुष्यं पापालक्ष्मीविनाशनम् ॥**

પાંચ પાંચ દિવસે નખ, દાઢી, કેશ અને રુવાણાં કતરાવવાં અને ઉતરાવવાં જોઇએ. એમ કરવાથી શરીરની શોભા થાય છે, પુષ્ટિ મળે છે, ધન મળે છે, આયુષ્ય વધે છે, પવિત્રતા થાય છે અને ઉત્તમ કાંતિ પ્રાપ્ત થાય છે. નાકનાં રુવાણાં કદીપણ છોટવાં કે છોટાવવાં નહીં. કારણ કે એ છોંટવાથી કે છોંટાવવાથી તુરતજ આંખો નબળી થાય છે. કાંકસીથી અથવા દાંતીયાથી કેશના પાશને સ્વચ્છ અને સારા દેખાવનો કરવો જોઇએ. એમ કરવાથી કેશ સારા રહે છે અને તેઓમાંથી રજ, જીવજંત તથા મેલ મટી જાય છે. અરીસામાં શરીર જોવું એ મંગળરૂપ છે, કાંતિ કરનાર છે, પુષ્ટિ આપનાર છે, બળને તથા આયુષ્યને વધારનાર છે અને પાપ તથા અલક્ષ્મીનો નાશ કરનાર છે.

### કસરત કરવાથી થતા ફાયદા.

**लाघवं कर्मसामर्थ्यं विभक्तघनगात्रता । दोषक्षयोऽग्निवृद्धिश्च व्यायामादुपजायते ॥ व्यायामदृढगात्रस्य व्याधिर्नास्ति कदाचन । विरुद्धं वा विदग्धं वा भुक्तं शीघ्रं विपच्यते ॥ भवन्ति शीघ्रं नैतस्य देहे शिथिलतादयः । नचैनं सहसाक्रम्य जरा समधिरोहति ॥ न चास्ति सदृशं तेन किंचित्स्थौल्यापकर्षकम् । स सदा गुणमाधत्ते बलिनां स्निग्धभोजिनाम् ॥ वसन्ते शीतसमये सुतरां स हितो मतः । अन्यदापि च कर्तव्यो बलार्धेन यथाबलम् ॥ हृदयस्थो यदा वायुर्वक्त्रं शीघ्रं प्रपद्यते । मुखं च शोषं लभते तद् बलार्धस्य लक्षणम्॥ किंवा ललाटे नासायां गात्रसन्धिषु कक्षयोः । यदा संजायते स्वेदो बलार्धं तु तदादिशेत् ॥ भुक्तवान्कृतसंभोगः कासी श्वासी कृशः क्षयी । रक्तपित्ती क्षती शोषी न तं कुर्यात् कदाचन ॥ अतिव्यायामतः कासो ज्वरश्छर्दिः श्रमः क्लमः । तृष्णाक्षयः प्रतमको रक्तपित्तं च जायते ॥**

કસરત કરવાથી શરીરમાં ફુરતી આવે છે, કામ કરવાનું સામર્થ્ય વધે છે, ગાત્રો સારા દેખાવનાં તથા ઘાટાં થાય છે, કફ આદિ દોષનો ક્ષય થાય છે અને અગ્નિની વૃદ્ધિ થાય છે. જેનાં ગાત્રો કસરતથી દૃઢ થયાં હોય તેને કદીપણ રોગ

ઉત્પન્ન થતો નથી અને વિરૂદ્ધ અથવા પેટમાં બરાબર નહીં પાકેલું અન્ન પણ તુરત પચી જાય છે. કસરત કરનારના શરીરમાં શિથિલપણું આદિ તુરત થતાં નથી અને જરા અવસ્થા પણ એ માણસને સહસા દબાવી દેતી નથી. કસરત જેવું બીજું કાંઈપણ શરીરના જાડાપણાને મટાડનાર નથી. સ્નિગ્ધ પદાર્થ જમનાર બળવાન્ લોકોને કસરત સર્વદા લાભ આપે છે. વસંતઋતુમાં ટાઢના સમયમાં કસરત અત્યંત હિતકારી છે. બીજા સમયોમાં પોતાના બળને અનુસરીને આ પ્રમાણે કસરત કરવી. જ્યારે હૃદયમાં રહેલો વાયુ તુરત મોહોડામાં આવવા લાગે અને મોહોડું સુકાવા લાગે ત્યારે 'બલાર્દ્ધ' થયું કહેવાય છે એટલે એ થાય ત્યારે કસરત છોડી દેવી. જ્યારે કપાળમાં, નાકમાં, ગાત્રોના સાંધાઓમાં અને કાખમાં પસીનો આવે ત્યારે પણ 'બલાર્દ્ધ' થયું કહેવાય છે. એટલે એ થાય ત્યારે કસરત બંધ કરવી. ઉધરસ, શ્વાસ, ક્ષય, રક્તપિત્ત, છાતી આદિમાં ક્ષત અને શોષના દરદવાળાએ કે દુબળાએ કદીપણ કસરત કરવી નહીં. જમ્યા પછી કે સંભોગ કર્યા પછી પણ કસરત કરવી નહીં. બહુજ કસરત કરવાથી ઉધરસ, જ્વર, ઉલટી, શ્રમ, ઇંદ્રિયોની ગ્લાનિ, તરસ, ક્ષય, મૂર્છા તથા જ્વરસહિત શ્વાસ અને રક્તપિત્ત ઉત્પન્ન થાય છે માટે મધ્યમ રીતે કસરત કરવી જોઇએ.



## શરીરે તેલ ચોળાવવાથી થતા ફાયદા.

अभ्यङ्गं कारयेन्नित्यं सर्वेष्वङ्गेषु पुष्टिदम् । शिरःश्रवणपादेषु तं विशेषेण शीलयेत् ॥ सार्षपं गन्धतैलं च यत्तैलं पुष्पवासितम् । अन्यद्रव्ययुतं तैलं न दुष्यति कदाचन ॥

गन्धतैलम्

गन्धद्रव्याणामगुर्वादीनामग्नियोगेन निष्काशितः स्नेहः ।

अभ्यङ्गो वातकफहृच्छ्रमशान्तिबलं सुखम् । निद्रावर्णमृदुत्वायुः कुरुते देहपुष्टिकृत् ॥ अभ्यङ्गः शीलितो मूर्ध्नि सकलेन्द्रियतर्पकः । दृष्टिपुष्टिकरो हन्ति शिरोभूमिगतान्गदान् ॥ केशानां बहुतां दार्ढ्यं मृदुतां दीर्घतां तथा । कृष्णतां कुरुते कुर्याच्छिरसः पूर्णतामपि ॥ न कर्णरोगानमलं न च मन्या हनुग्रहः । नोच्चैः श्रुतिर्न बाधिर्यं स्यान्नित्यं कर्णपूरणात् ॥ रसाद्यैः पूरणं कर्णे भोजनात्प्राक्प्रशस्यते । तैलाद्यैः पूरणं कर्णे भास्करेऽस्तमुपागते ॥ पादाभ्यङ्गश्च तत्स्थैर्यं निद्राहृष्टिप्रसादकृत् । पादसुप्तिश्रमस्तंभसङ्कोचस्फुटनप्रणुत् ॥ व्यायामक्षुण्णवपुषं पद्भ्यां संमर्दितं तथा । व्याधयो नोपसर्पन्ति वैनतेयमिवोरगाः ॥ लोमकूपशिराजालधमनीभिः कलेवरम् । तर्पयेद्बलमाधत्ते स्नेहो युक्तोऽवगाहने ॥ अद्भिः संसिक्तमूलानां तरूणां पल्लवादयः । वर्धन्ते हि तथा नृणां स्नेहसंसिक्त-

धातवः ॥ नवज्वरी अजीर्णी च नाभ्यक्त्यः कथंचन । तथा विरिक्तो वान्तश्च निरूढो यश्च मानवः ॥

निरूढः दत्तो निरूहवस्तिर्यस्मै सः ।

पूर्वयोः कृच्छ्रता व्याधेरसाध्यत्वमथापि वा । शेषाणां नतिवह प्रोक्ता वह्निसादादयो गदाः ॥

पूर्वयोः तरुणज्वरिणोऽजीर्णिनश्च ।

સઘળાં અંગોમાં નિત્ય તેલનો અભ્યંગ કરાવવો કે જેથી પુષ્ટિ મળે છે. માથામાં, કાનમાં અને પગમાં તો વિશેષે કરી માલેસ કરાવવું. સરસીઊં તેલ, અગ્નિનો યોગ આપીને અગરૂ આદિ સુગંધી પદાર્થોમાંથી કાહાડેલું તેલ, ફુલેલ તેલ અને બીજા પણ યોગ્ય પદાર્થોથી મેળવેલું તેલ સર્વદા હિતકારી છે. અપવાદના સમયો શિવાય અભ્યંગથી કદીપણ હરકત થતી નથી. માથામાં માલેસ કરેલું તેલ સઘળી ઇંદ્રિયોને તૃપ્ત કરેછે, દૃષ્ટિને બળ આપે છે અને માથાંનાં દરદોને મટાડે છે. અભ્યંગ કરવાથી ( તેલ ચોળવાથી) વાયુ તથા કફ મટે છે, થાક મટે છે, બળ તથા સુખની પ્રાપ્તિ થાયછે, નિદ્રા સારી આવેછે, શરીરનો વર્ણ સારો થાયછે, શરીરમાં કોમળતા થાયછે, આયુષ્યની વૃદ્ધિ થાયછે અને દેહની પુષ્ટિ થાયછે. કેશમાં તેલ લગાવવાથી કેશ ઘણા થાયછે, લાંબા થાયછે, કુણા થાયછે, ઘણા દિવસસુધી ટકે છે અને કાળા થાયછે તથા માથું પણ ભરેલુ રેહેછે. નિત્ય કાનમાં તેલ નખાવવાથી કાનમાં રોગ કે મેલ થતો નથી, ગળાનાં પડખાંની નાડી કે દાઢી ઝલાઈ જતાં નથી અને ઊંચકનાપણું કે બેહેરાપણું થતું નથી. કાનમાં રસ આદિ પદાર્થો નાખવા હોય તો જમ્યાથી પેહેલાં નાખવા એ સારૂ છે અને તેલ વગેરે નાખવું એ સૂર્ય આથમ્યા પછી નાખવું સારૂ છે. પગમાં તેલ ચોળાવવાથી પગ મજબુત થાયછે, નિદ્રા સારી આવેછે, આંખ સ્વચ્છ રેહેછે અને પગ બેહેર મારી જતા નથી શ્રમથી અકડાઇ જતા નથી સંકોચ પામતા નથી અને ફાટી પણ જતા નથી. કસરતનો અભ્યાસ રાખનાર અને પગમાં તેલને માલેસ કરાવનાર માણસની પાસે રોગો, જેમ ગરૂડની પાસે સર્પો જાય નહીં તેમ જતા નથી. નાહાવાના સમયમાં તેલનો ઉપયોગ કર્યો હોય તો તે તેલ રૂવાણાંના બાકા, શિરાઓના સમૂહ અને ધમનિઓ દ્વારા સઘળા શરીરને તૃપ્ત કરેછે અને બળ આપેછે. જેમ મૂળમાં પાણીથી સીંચેલા વૃક્ષોનાં પાનડાં વગેરે વૃદ્ધિ પામે છે તેમ અંગોમાં તેલ ચોળાવનાર માણસોના, તેલથી સીંચાએલા ધાતુઓ વૃદ્ધિ પામે છે. નવા તાવવાળાને, અજીર્ણવાળાને, જેણે રેચ લીધો હોય તેને, જેને ઉલટી થઇ હોય તેને અને જેને નિરૂહબસ્તિ (ગુદામાં કષાય અને દુધથી યુક્ત તેલની પિચકારી) આપેલ હોય તેને કદીપણ તેલ ચોળવું નહીં. નવા તાવવાળાને અને અજીર્ણવાળાને તેલ ચોળવાથી તેનાં દરદો માંડ મટે એવાં અથવા નજ મટે એવાં થઈ

પડેછે અને બાકીનાઓને (જેણે રેચ લીધો હોય તે વગેરેને) અગ્નિની મંદતા આદિ જે રોગો ઉત્પન્ન થાયછે તેવિષે અહીં અમો બોલતા નથી.

## શરીરમાં ચૂર્ણ ચોળવાથી થતા ફાયદા.

उद्वर्तनं कफहरं मेदोघ्नं शुक्रदं परम्। वर्ण्यं शोणितकृचापि त्वक्प्रसादमृदुत्वकृत् ॥ मुखलेपादृढं चक्षुः पीनो गण्डस्तथाननम्। कान्तमव्यङ्गपिडकं भवेत्कमलसंनिभम् ॥

મેલને દૂર કરવા સારૂ શરીરમાં ચૂર્ણરૂપ પદાર્થો ઘુંસવાથી કફ મટે છે, મેદ ઓછું થાય છે, સારી રીતે વીર્ય વધે છે, બળ પ્રાપ્ત થાય છે, રૂધિર ઠીક થાય છે અને ચામડી સ્વચ્છ તથા કુણી થાય છે. એવા પદાર્થો મોહોડાપર ચોળવાથી આંખ મજબૂત થાયછે, ગાલ પુષ્ટ થાયછે, ખીલ તથા ફોડલીઓ થતી નથી, થઇ હોય તો મટે છે અને એમ થવાથી મોહોડું કમળ જેવું સુશોભિત થાય છે.

## નાહાવાનો વિધિ.

दीपनं वृष्यमायुष्यं स्नानमोजोबलप्रदम्। कण्डूमलश्रमस्वेदतन्द्रातृड्दाहपाप्नुत् ॥ वार्भिश्च सेकैः शीताढ्यैरूष्मान्तर्याति पीडितः। नरस्य स्नातमात्रस्य दीप्यते तेन पावकः ॥ शीतेन पयसा स्नानं रक्तपित्तप्रशान्तिकृत्। तदेवोष्णेन तोयेन बल्यं वातकफापहम् ॥ शिरःस्नानमचक्षुष्यमत्युष्णेनाम्बुना सदा। वातश्लेष्मप्रकोपे तु हितं तच्च प्रकीर्तितम् ॥ अशीतेनाम्भसा स्नानं पयःपानं नवा स्त्रियः। एतद्वो मानवाः पथ्यं स्निग्धमल्पं च भोजनम् ॥

(हरिश्चन्द्रस्यैतत्।)

यः सदामलकैः स्नानं करोति स विनिश्चितम्। वलीपलितनिर्मुक्तो जीवेद्वर्षशतं नरः ॥ स्नानं ज्वरेऽतिसारे च नेत्रकर्णानिलार्त्तिषु। आध्मानपीनसाजीर्ण भुक्तवत्सु च गर्हितम् ॥ स्नानस्यानन्तरं सम्यग्वस्त्रेणाङ्गस्य मार्जनम्। कान्तिमदं शरीरस्य कण्डूत्वग्दोषनाशनम् ॥

નાહાવાથી અગ્નિ દીપ્ત થાયછે, શક્તિ વધે છે, આયુષ્ય વધે છે, ઉત્સાહ તથા બળની પ્રાપ્તિ થાય છે, ચળ મટેછે અને પરિશ્રમ, પસીનો, આલસ્ય, તરસ, બળતરા તથા પાપ પણ મટે છે. શરીરપર બાહારના ટાઢા પદાર્થો રેડવાથી ગરમી દબાઇને અંદર જતી રેહે છે તેથી નાહાતાં વેંતજ માણસનો અગ્નિ પ્રદીપ્ત થાય છે. ટાઢા પાણીવતે નાહાવાથી રક્તપિત્ત મટે છે. ઉના પાણીવતે નાહાવાથી બળ વધે છે અને વાયુ તથા કફ ઓછા થાય છે બહુજ ઉના પાણીથી માથે નાહાવું એ સર્વદા આંખને નુકસાન કરનાર છે પણ વાયુ અને કફનો પ્રકોપ થયો હોય તો તે હિતકારી છે. હરિશ્ચંદ્ર નામનો વૈદ્ય સઘળા મનુષ્યોને ભલામણ કરે છે કે "ઓ મનુષ્યો! ઉના પાણીથી નાહાવું, દુધ પીવુ, જુવાન સ્ત્રીઓનો સમાગમ અને ઘીવાળુ અલ્પભોજન, એટલાં વાનાં

તેમ લોકોને વાસ્તે હિતકારી છે." જે માણસ સર્વદા આમળાંથી નાહાય તે માણસને વળીઆં વળે નહીં, ધોળાં આવે નહીં અને સો વર્ષસુધી જીવે એ નિશ્ચય છે. તાવવાળાએ, અતિસાર(હગણ)ના દરદવાળાએ, આંખના દરદવાળાએ, કાનના દરદવાળાએ, પવનના દરદવાળાએ, જેનું પેટ આફર્યું હોય તેણે, સળીખમવાળાએ, અને અજીર્ણવાળાએ પણ નાહાવું નહી. જમ્યા પછી નાહાવું એ પણ સારૂં નથી. નાહ્યા પછી વસ્રવતે અંગને સારી રીતે લુઈ નાખવું જોઇએ. એમ કરવાથી શરીરની કાંતિ વધે છે, ચળ મટે છે અને ચાંમડીના દોષ પણ ટળેછે.

## વસ્ત્ર કેવાં પહેરવાં?

कौशेयौर्णिकवस्त्रं च रक्तवस्त्रं तथैवच। वातश्लेष्महरं तत्तु शीतकाले विधारयेत्॥

कौशेयं पट्टाम्बरम् इसरवस्त्रं च ।

मेध्यं सुशीतं पित्तघ्नं कषायं वस्त्रमुच्यते। तद्धारयेदुष्णकाले तत्रापि लघु शस्यते ॥

कषायं कोकसु इति लोके कषायरागरक्तं वा ।

शुक्लं तु शुभदं वस्त्रं शीतातपनिवारणम्। न चोष्णं नच वा शीतं तत्तु वर्षासु धारयेत् ॥ यशस्यं काम्यमायुष्यं श्रीमदानन्दवर्धनम्। स्पर्श्यं वशीकरं रुच्यं नवनिर्मलमम्बरम् ॥

काम्यं कामोद्दीपकम् ।

यदापि न जनैः सद्भिर्धार्यं मलिनमम्बरम्। तत्तु कण्डूकृमिकरं ग्लान्यलक्ष्मीकरं परम् ॥

( अलक्ष्मीः अशोभा दारिद्र्यं च । )

રેશમી વસ્રો, ઉનનાં વસ્રો અને રાતાં વસ્રો વાયુ તથા કફને હરનાર છે માટે શીયાળામાં એવાં વસ્રો પેહેરવાં. જોગીઆ રંગથી રંગેલાં વસ્રો પવિત્ર છે, ટાઢાં છે અને પિત્તને હણનાર છે એટલામાટે ઉનાળામાં એવાં વસ્રો પેહેરવાં. એઓમાં પણ ઝીણાં અને હલકાં વસ્ર શ્રેષ્ઠ છે. ધોળાં વસ્રો શુભ દેનારાં છે, ટાઢ તથા તડકાનું નિવારણ કરનાર છે અને ગરમ નથી તેમ ટાઢાં પણ નથી એટલામાટે વરસાદના સમયમાં એવાં વસ્રો પેહેરવાં. નિર્મળ અને નવાં વસ્રો કીર્તિ આપેછે, કામને પ્રદિપ્ત કરેછે, આયુષ્યને વધારેછે, શોભાયુક્ત હોયછે, આનંદ વધારેછે, ચામડીને હિતકારી છે, મનુષ્યોને વશ્ય કરનાર છે અને રૂચિ ઉપજાવનાર છે. સારા માણસોએ કદીપણ મેલાં વસ્ર પહેરવાં નહીં. કારણ કે એ વસ્રોથી શરીરમાં ચળ આવેછે, જુ વગેરે જીવડા ઉત્પન્ન થાયછે અને ગ્લાનિ, કફ તથા દારિદ્ર બહુજ પ્રાપ્ત થાયછે.

## શરીરે લેપન કરવાથી થતા ફાયદા.

कुङ्कुमं चन्दनं चापि कृष्णागुरु च मिश्रितम्। उष्णं वातकफध्वंसि शीतकाले तदिष्यते ॥ चन्दनं घनसारेण बालकेन

च मिश्रितम् । सुगन्धि परमं शीतमुष्णकाले प्रशस्यते ॥

( घनसारः कर्पूरः । वालं ह्रीबेरम् । )

चन्दनं घुसृणं पीतं मृगनाभिसमायुतम् । न चोष्णं नच वा शीतं वर्षाकाले तदिष्यते ॥

(घुसृणं कुङ्कुमम् । मृगनाभिः कस्तूरी।)

अनुलेपस्तृषामूर्च्छादुर्गंधस्वेददाहजित् । सौभाग्यतेजस्त्वग्वर्णप्रीत्यौजोबलवर्धनः । स स्नानानर्हलोकानामनुलेपोऽपि नो हितः ॥

શીઆળામાં કેસર, ચંદન, અને કાળું અગરૂ એઓને ભેળાં કરી લેપન કરવું. કારણ કે એ ગરમ છે અને વાયુ તથા કફને મટાડનાર છે. ઉનાળામાં ચંદન, કપુર અને વાળો એઓને ભેળાં કરી લેપન કરવું. કારણ કે એ સુગંધી છે અને અત્યંત ટાઢું છે. ચોમાસામાં ચંદન, કેશર અને કસ્તૂરીને ભેળાં કરી લેપન કરવું. કારણ કે એ લેપન ગરમ નથી તેમ ટાઢું પણ નથી. લેપન કરવાથી તરસ, મૂર્છા દુર્ગંધ, પસીનો અને બળતરા મટેછે અને ભાગ્યશાળીપણું, તેજસ્વીપણું, ચામડીનો સારો વર્ણ, પ્રીતિ, ઉત્સાહ તથા બળ વધે છે. જો કે લેપન હિતકારી છે તોપણ નાહાવાના પ્રકરણમાં કહ્યાપ્રમાણે જેઓનેવાસ્તે નાહવું હિતકારી નથી તેઓનેવાસ્તે લેપન પણ હિતકારી નથી એમ સમજવું.

**ફુલ તથા ઘરેણાં આદિ પહેરવાથી થતા ફાયદા.**

सुगन्धिपुष्पपत्राणां धारणं कान्तिकारकम् । पापरक्षोग्रहहरं कामदं श्रीविवर्धनम् ॥ भूषणैर्भूषयेदङ्गं यथायोग्यं विधानतः । शुचिसौभाग्यसंतोषदायकं काञ्चनं स्मृतम् ॥ ग्रहदृष्टिहरं पुष्टिकरं दुःस्वप्ननाशनम् । पापदौर्भाग्यशमनं रत्नाभरणधारणम् ॥ माणिक्यं तरणेः सुजात्यममलं मुक्ताफलं शीतगोर्माहेयस्य च विद्रुमो निगदितः सौम्यस्य गारुत्मतम् । देवेज्यस्य च पुष्परागमसुराचार्यस्य वज्रं शनेर्नीलं निर्मलमन्ययोश्च गदिते गोमेदवैदूर्यके ॥ वासः सुगन्धरत्नानां धारणं प्रीतिवर्धनम् । रक्षोघ्नमर्घ्यमोजस्यं सौभाग्यकरमुत्तमम् ॥ सततं सिद्धमन्त्रस्य महौषध्यास्तथैवच । रोचनासर्षपादीनां माङ्गल्यानां च धारणम् ॥ आयुर्लक्ष्मीकरं रक्षोहरं मङ्गलदं शुभम् । हिंस्रादिभयविध्वंसि वशीकरणकारणम् ॥

સુગંધી ફૂલ અને સુગંધી પાંદડાં ધરવાથી કાંતિ વધે છે, પાપ ટળે છે, રાક્ષસ તથા ગ્રોડ આદિની પીડા મટે છે, કામદેવ પ્રદીપ્ત થાયછે અને લક્ષ્મી વધે છે. યોગ્યતાને અનુસરીને રીતિપ્રમાણે ઘરેણાંઓથી પણ શરીરને શણગારવું જોઇએ. સોનું એ પવિત્ર છે, ભાગ્ય વધારનાર છે અને સંતોષ આપનાર છે. રત્નજડેલ ઘરેણાં પેહેરવાથી ગ્રહની પીડા તથા કોઈની ખરાબ દૃષ્ટિ પડવાની પીડા ટળે છે, પુષ્ટિ મળે છે, ખરાબ સ્વપ્ન આવતાં નથી અને પાપ તથા દુર્ભાગ્યથી શાંતિ થાયછે. સારી જાતનું નિર્મળ માણિક્ય ધરવાથી સૂર્યની પીડા, મોતી ધ-

રવાથી ચંદ્રની પીડા, પરવાળું ધરવાથી મંગળની પીડા, પાનું ધરવાથી બુધની પીડા, પુખરાજ ધરવાથી બૃહસ્પતિની પીડા, હીરો ધરવાથી શુક્રની પીડા, નીલવી ધરવાથી શનિની પીડા, ગોમેદ ધરવાથી રાહુની પીડા, અને લસણીઓ ધરવાથી કેતુની પીડા મટે છે. વસ્ત્ર, માળા, સુગંધ અને રત્નો ધરવાથી પ્રીતિ વધે છે, કોઈ ઝોડ નડતું નથી, ધન મળે છે, સામર્થ્ય વધે છે અને સારી રીતે ભાગ્ય પણ વધે છે. સિદ્ધમંત્ર, બ્રાહ્મી આદિ ઉત્તમ ઔષધી અને ગોરોચના તથા સર્ષપ આદિ માંગલિક પદાર્થો એઓનું ધારણ કરવાથી આયુષ્ય વધે છે, લક્ષ્મી મળે છે, ઝોડ ટળે છે, મંગલ તથા શુભ પ્રાપ્ત થાયછે, ઘાતકી વગેરેનો ભય મટે છે અને લોકો વશ્ય થાયછે.

## ભોજનનો વિધિ.

ततो भोजनवेलायां कुर्यान्माङ्गल्यदर्शनम्। तस्य प्रदर्शनं नित्यमायुर्धर्मविवर्धनम्॥ लोकेऽस्मिन्मङ्गलान्यष्टौ ब्राह्मणा गा हुताशनः। पुष्पस्रक्सर्पिरादित्य आपो राजा तथाष्टमः॥ पादुकारोहणं कुर्यात्पूर्वं भोजनतः परम्। पादरोगहरं वृष्यं चक्षुष्यं चायुषो हितम्॥

પછી ભોજનનો સમય થાય ત્યારે માંગલિક પદાર્થોનું દર્શન કરવું. (બ્રાહ્મણો, ગાયો, અગ્નિ, ફુલની માળા, ઘી, સૂર્ય, જળ, અને રાજા એ આઠ આ લોકમાં માંગલિક છે.) જમ્યાથી પહેલાં અને જમ્યા પછી ચાંખડીપર ચડવું. કારણ કે તેથી પગના રોગ મટે છે, શક્તિ મળે છે, નેત્રનું હિત થાય છે અને આયુષ્ય વધેછે.

## ભુખ તરસ આદિ શરીરના વેગોને અટકાવવાથી થતી હાની.

शरीरे जायते नित्यं वाञ्छा नृणां चतुर्विधा। बुभुक्षा च पिपासा च सुषुप्सा च रतस्पृहा॥ भोजनेच्छाविघातात्तस्यादङ्गमर्दोऽरुचिः श्रमः। तन्द्रालोचनदौर्बल्यं धातुदाहो बलक्षयः॥ विघातेन पिपासाया शोषः कण्ठास्ययोर्भवेत्। श्रवणस्यावरोधश्च रक्तशोषो हृदि व्यथा॥ निद्राविघाततो जृम्भा शिरोलोचनगौरवम्। अङ्गमर्दस्तथा तन्द्रा स्यादन्नापाक एव च॥ बुभुक्षितो न योऽश्नाति तस्याहारेन्धनक्षयात्। मन्दीभवति कायाग्निर्यथा चाग्निर्निरिन्धनः॥ आहारं पचति शिखी दोषानाहारवर्जितः पचति। दोषक्षये च धातून्धातुक्षये तथा प्राणान्॥ आहारः प्रीणनः सद्यो बलकृद्देहधारणः। स्मृत्यायुःशक्तिवर्णौजःसत्त्वशोभाविवर्धनः॥ यथोक्तगुणसंपन्नं नरः सेवेत भोजनम्। विचार्य दोषकालादीन्कालयोरुभयोरपि॥

उभयोः कालयोः प्रातः सायं च।

सायंप्रातर्मनुष्याणामशनं श्रुतिबोधितम्। नान्तरा भोजनं कुर्यादग्निहोत्रसमो विधिः॥

प्रातः प्रथमयामादुपरि द्वितीययामादर्वाक्। तथाच।

याममध्ये न भोक्तव्यं यामयुग्मं न लङ्घयेत् । याममध्ये रसोत्पत्तिर्यामयुग्माद् बलक्षयः ॥

अन्यच्च ।

क्षुत्संभवति पक्वेषु रसदोषमलेषु च । काले वा यदि वाऽकाले सोऽन्नकाल उदाहृतः ॥

માણસોને શરીરમાં જમવાની ઇચ્છા, પાણી પીવાની ઇચ્છા, સુવાની ઇચ્છા અને સ્ત્રીનો સંભોગ કરવાની ઇચ્છા એ ચાર ઇચ્છાઓ નિત્ય થાય છે તેમાં જમવાની ઇચ્છા થતાં નહીં જમવાથી શરીર ત્રુટવા લાગે છે, અરૂચિ થાય છે, શ્રમ થાય છે, નિદ્રા જેવું આલસ્ય ભરાય છે, આંખો નબળી પડે છે, ધાતુ બળવા લાગે છે અને બલનો ક્ષય થાય છે. તરસ લાગ્યા છતાં પાણી નહીં પીવાથી ગળું સુકાય છે, મોહોડું સુકાય છે, કાન બંધ પડી જાય છે, લોહી સુકાય છે અને હૃદયમાં પીડા થાય છે. નિદ્રા આવતાં છતાં તેને રોકવાથી બગાસાં આવે છે, માથું તથા આંખો ભારે થઈ જાય છે, અંગો ત્રુટવા લાગે છે, આલસ્ય ઉત્પન્ન થાય છે અને ખાધેલું અન્ન પાકતું નથી. જે માણસ ભુખ્યો છતાં ખાતો નથી તેના શરીરનો અગ્નિ ખાધેલાં અન્નરૂપ લાકડાં ખૂટવાથી લાકડાં વગરના અગ્નિની પેઠે મંદ થઈ જાય છે. શરીરનો અગ્નિ ખાધેલા આહારને પકાવે છે, આહાર ખૂટતાં વાત પિત્ત તથા કફને પકાવે છે, દેહનું પોષણ થાય છે અને સ્મૃતિ, આયુષ્ય, શક્તિ, શરીરનો વર્ણ, ઉત્સાહ, ધીરજ તથા શોભા એઓની વૃદ્ધિ થાયછે. માણસે દોષ અને કાળ વગેરેનો વિચાર કરી સવારે અને સાંજે વૈદ્યશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જેમાં ગુણ હોય એવું અન્ન જમવું. સાંજે અને સવારે એમ બે વખત જમવાની મનુષ્યોને વેદની આજ્ઞા છે માટે એ બે વખતની વચમાં નહીં જમવું જોઇએ. વેદની આજ્ઞા પ્રમાણે બે વખત જમવું એ અગ્નિહોત્ર જેવો વિધિ છે. સવારે જમવું એટલે પહેલો પહોર વીત્યા પછી બીજા પહોરની અંદર જમવું એમ સમજવું. કારણ કે "એક પોહોરની અંદર જમવું અને બે પોહોર જમ્યા વગર જવા દેવા નહિ. એક પોહોરની અંદર જમવાથી રસની ઉત્પત્તિ થાય છે અને બે પોહોર જવા દેવાથી બળનો ક્ષય થાય છે." એમ શાસ્ત્રમાં કહ્યું છે. વળી એમ પણ કહ્યું છે કે "રસ, દોષ અને મળ પાકી જાય ત્યારે ભુખ લાગે છે માટે સમય થયો હોય કે ન થયો હોય પણ જ્યારે ભુખ લાગે ત્યારે જમવાનો સમયજ છે એમ સમજવું."

### રસ, દોષ તથા મળ પાકી ગયાનાં લક્ષણો.

उद्गारशुद्धिरुत्साहो वेगोत्सर्गो यथोचितः । लघुता क्षुत्पिपासा च जीर्णाहारस्य लक्षणम् ॥

ઓડકાર સાફ આવે, ઉત્સાહ થાય, પવન આદિના વેગને યોગ્ય રીતે છોડી

શકાય, શરીરમાં હલકાઇ થાય, ભુખ લાગે અને તરસ લાગે ત્યારે આગલો આહાર પચી ગયો એમ જાણવું.

### આહાર તથા મળમૂત્ર કરવાના સ્થાનક વિષે.

आहरं तु नरः कुर्यान्निर्हारमपि सर्वदा । उभाभ्यां लक्ष्म्युपेतः स्यात्मकाशे हीयते श्रिया ॥

निर्हारो मलमूत्रोत्सर्गः । अन्यञ्च ।

आहारनिर्हारविहारयोगाः सदैव सन्निर्विजने विधेयाः ।

માણસે આહાર અને મળમૂત્ર બીજું કાઇ માણસ ન દેખે એવા સ્થલમાં કરવાં. એમ કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે અને લોકો દેખે એવા સ્થલમાં કરવાથી લક્ષ્મી જતી રેહે છે. બીજા ગ્રંથમાં પણ લખ્યું છે કે "સારા માણસોએ આહાર, વિહાર અને મળમૂત્રાદિક સર્વદા નિર્જન સ્થલમાંજ કરવાં જોઈએ."

### જમવાનાં તથા પાણી પીવાનાં વાસણ કેવાં રાખવાં?

दोषहृद्दृष्टिदं पथ्यं हैमं भोजनभाजनम् । रौप्यं भवति चाक्षुष्यं पित्तहृत्कफवातकृत् ॥ कांस्यं बुद्धिप्रदं रुच्यं रक्तपित्तप्रसादनम् । पैत्तलं वातकृद्रूक्षमुष्णं कृमिकफप्रणुत् ॥ आयसे काचपात्रे च भोजनं सिद्धिकारकम् । शोथपाण्डुहरं बल्यं कामलापहमुत्तमम् ॥ शैलेय मृण्मये पात्रे भोजनं श्रीनिवारणम् । दारूद्भवं विशेषेण रुचिदं श्लेष्मकारि तु । पात्रं पत्रमयं रुच्यं दीपनं विषपापनुत् ॥ जलपात्रं तु ताम्रस्य तदभावे मृदो हितम् । पवित्रं शीतलं पात्रं घटितं स्फटिकेन यत् । काचेन रचितं तद्वत्तथा वैदूर्यसंभवम् ॥

જમવાને વાસ્તે સુવર્ણનું પાત્ર રાખ્યું હોય તો તે પથ્ય છે, દોષોને હરનાર છે અને આંખને બળ આપનાર છે. રૂપાના વાસણથી આંખને બળ મળે છે, પિત્ત ટળે છે અને કફ તથા વાયુ થાય છે. કાંસાના વાસણથી બુદ્ધિ વધે છે, રૂચી ઉત્પન્ન થાય છે અને લોહી તથા પિત્ત સાફ થાય છે. પીતળના વાસણથી વાયુ થાય છે, ગરમી થાય છે અને પેટના કૃમિ તથા કફ મટે છે. લોઢાના અથવા કાચના પાત્રમાં જમવાથી મંત્રની સિદ્ધિ થાય છે, સોજા તથા ફીકાપણું મટે છે, બળ વધે છે અને કમળા નામનો રોગ મટે છે તેથી એ ઉત્તમ છે. પથરા કે માટીના વાસણમાં જમવાથી લક્ષ્મી જતી રહેછે. લાકડાનું વાસણ વિશેષે કરી રૂચિ ઉપજાવનાર છે અને કફ કરનાર છે. પાનડાનું વાસણ રૂચી ઉપજાવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને ઝેર તથા પાપને મટાડનાર છે.

પાણી પીવાને ત્રાંબાનું વાસણ ઉત્તમ છે અને તે ન મળે તો માટીનું વાસણ હિતકારી છે. સ્ફટિકથી, કાચથી અથવા લસણીઆથી બનેલું વાસણ પવિત્ર છે અને થંડું છે.

### ભોજનમાં પ્રથમ શું ખાવું?

**भोजनाग्रे सदा पथ्यं लवणार्द्रकभक्षणम् । अग्निसंदीपनं रुच्यं जिह्वाकण्ठविशोधनम् ॥**

ननु लवणस्य पित्तजनकत्वादार्द्रकस्य कटुकत्वेन पित्तलत्वाद्बुभुक्षितस्य वृद्धपित्तस्य कथं प्रथमं लवणार्द्रकस्य कथमुचितम् । उच्यते । लवणं सैन्धवं ज्ञेयं चन्दनं रक्तचन्दनमिति वचनाल्लवणमत्र सैन्धवम् तच्चिदोषघ्नम् ।

यत आह गुणग्रन्थे ।

**सैन्धवं लवणं स्वादु दीपनं पाचनं लघु । स्निग्धं रुच्यं हिमं वृष्यं सूक्ष्मं नेत्र्यं त्रिदोषहृत् ॥**

आर्द्रकं तु कटुकमपि न विरोधि मधुरपाकित्वात् । यत आह तत्रैव ।

**आर्द्रिका भेदिनी गुर्वी तीक्ष्णोष्णा दीपनी च सा । कटुका मधुरा पाके रूक्ष्या वातकफापहा ॥**

अथ चान्यदपि लवणमार्द्रकं च नात्र विरोधि संयोगस्त्वभावात् । संयोगस्तमावं चैतादृशम् ।

भोजनस्य पूर्वं लवणार्द्रकभक्षणबोधकवचनमेव प्रमाणयति ।

જમવાના પ્રારંભમાં લુણ અને આદાનું ભક્ષણ કરવું એ સર્વદા હિતકારી છે, અગ્નિને દીપ્ત કરનાર છે, રૂચિ ઉપજાવનાર છે અને જીભ તથા કંઠને સાફ કરનાર છે. "લુણ પિત્તને ઉત્પન્ન કરનાર છે અને આદુ તીખું હોવાથી પિત્તને ઉત્પન્ન કરનાર છે માટે ભુખ્યો માણસ કે જેને પિત્ત વધેલું હોય છે તેને પ્રથમ લુણ અને આદાનું ભક્ષણ કેમ યોગ્ય ગણાય" એવી શંકા રાખવી નહીં. કારણ કે "લુણ એટલે સિંધાલુણ સમજવું અને ચંદન એટલે રક્તચંદન સમજવું" શાસ્ત્રનું વચન છે માટે અહીં લુણશબ્દથી સિંધાલૂણ ત્રણે દોષને હરન કરિ ગુણ ગ્રંથમાં લખ્યું છે કે "સિંધાલૂણ ભસ્ય હિષ્ટ છે, અગ્નિને દિપ્ત કરનાર છે, પાનને પચાવનાર છે, હલકું છે, ગૈહિલ્યં છે, રૂચિ ઉપજાવનાર છે, ટાઢું છે, ધેને વધારનાર છે, સૂક્ષ્મ છે, આંખોને હિતકારી છે અને વાત પિત્ત તથા કફ એ ત્રણે દોષને હરનાર છે. આદું જો કે તીખું છે તો પણ તેનો પાક મધુર હોવાથી વિરોધી નથી. આ વિષે પણ ગુણ ગ્રંથમાંજ લખ્યું છે કે "આદુ ઝાડાના ગાંઠાને તોડનાર છે, ભારે છે, બહુ ગરમ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તીખું છે, પાકમાં મધુર છે, સૂક્ષ્મ છે અને વાયુ તથા કફને મટાડનાર, છે." આ વિષયમાં બીજું પણ એક કારણ છે કે લુણનો અને આદાનો સંયોગ થવાથી તેઓ ભોજનના આરંભમાં લૂણ તથા આદાનું ભક્ષણ કરવાની આજ્ઞા કરનારૂં વચનજ પ્રમાણ છે.

### દૃષ્ટિ દોષનો નાશ કરવા સારૂ બ્રહ્મા આદિનું સ્મરણ.

**अन्नं ब्रह्म रसो विष्णुर्भोक्ता देवो महेश्वरः।इति संचिन्त्य भुञ्जानं दृष्टिदोषो**

न बाधते ॥ अञ्जनीगर्भसंभूतं कुमारं ब्रह्मचारिणम् । दृष्टिदोषविनाशाय हनूमन्तं स्मराम्यहम् ॥

"અન્ન બ્રહ્મારૂપ છે, રસ વિષ્ણુરૂપ અને જે જમનાર છે તે સદાશિવરૂપ આ પ્રમાણે ચિંતન કરીને જે જમે દૃષ્ટિનો દોષ હરકત કરતો નથી. दा । તે સમયે આ પ્રમાણે બોલવું કે हीयते નાના ગર્ભથી ઉત્પન્ન થએલા અને બ્રહ્મચારીપણે રહેલા હનુમાનજીનું દૃષ્ટિ દોષનો વિનાશ કરવાને વાસ્તે સ્મરણ કરૂંછું."

### જમવાનો અનુક્રમ.

अश्नीयात्तन्मना भूत्वा पूर्वं तु मधुरं रसम् । मध्येऽम्ललवणौ पश्चात्कटुतिक्तकषायकान् ॥ फलान्यादौ समश्नीयाद्दाडिमादीनि बुद्धिमान् । विना मोचफलं तद्वद्वर्जनीया च कर्कटी ॥ मृणालबिसशालूक कन्देक्षुप्रभृतीन्यपि । पूर्वमेव हि भोज्यानि न तु भुक्त्वा कदाचन ॥

मृणालं पद्मनालं । बिसं बिमकण्टकम् । शालूकन्कदं प्रसिद्धम् ।

गुरु पिष्टमयं द्रव्यं तण्डुलान्पृथुकानपि । न जातु भुक्तवान्खादेन्मात्रां खादेद्बुभुक्षितः ॥ घृतपूर्वं समश्नीयात्कठिनं प्राक्ततो मृदु । अन्ते पुनर्द्रवाशी तु बलाद्रोगेण मुच्यते ॥

अयमर्थः । प्राग्घृतपूर्वं कठिनं समश्नीयात् । यथा काश्यादिवासिनः प्रथमं सव्यञ्जनं घृतपूर्वा रोटिका भुञ्जते । ततो मृदु सूपाद्योदनं भुञ्जते । अन्ते पुनर्द्रवाशिनः । भोजनान्ते दधितक्रदुग्धादि भुञ्जते ।

यद्यत्स्वादुतरं तद्धि विदध्यादुत्तरोत्तरम् । भुक्त्वा यत्प्रार्थ्यते भूयस्तदुक्तं स्वादु भोजनम् ॥

सौमनस्यं बलं पुष्टिमुत्साहं वृद्धिमायुषः । स्वादु संजनयत्यन्नमस्वादु च विपर्ययम् ॥ अत्युष्णान्नं बलं हन्ति शीतं शुष्कं च दुर्जरम् । अतिक्लिन्नं ग्लानिकरं युक्तियुक्तं हि भोजनम् ॥ अतिद्रुताशीलाहारे गुणान्दोषान्न विन्दति । भोज्यं शीतमहृद्यं च स्याद्विलम्बितमश्नतः ॥

ચિત્ત એકાગ્ર રાખીને પ્રથમ મધુરરસ, વચમાં ખાટા તથા ખારારસ અને અંતે તીખા, કડવા તથા કષાયરસ જમવા. સમજુ માણસે દાડિમ આદિ ફળો પણ પ્રથમજ ખાવાં તેમાં કેળાં અને કાકડીનો ત્યાગ કરવો. કમળનાં નાળ, તંતુ, કમળનો કંદ, બીજા કંદ અને શેલડી વગેરે પણ પ્રથમજ ખાઈ લેવાં પણ જમ્યા પછી કદી ખાવાં નહીં. જમ્યા પછી કદીપણ લોટના ભારે પદાર્થો અને ચોખાના પવા ખાવા નહીં. ભુખ લાગી હોય તોપણ થોડાક ખાવા, વધારે ખાવા નહીં. પ્રથમ ઘીની સાથે કઠણ પદાર્થો ખાવા, પછી કોમળ પદાર્થો ખાવા અને અંતે દ્રવરૂપ પદાર્થો ખાવા. આ પ્રમાણે નિયમ રાખે તો તે માણસને નિયમોના બળને લીધે રોગ થતા નથી અને થયા હોય તો મટી જાય છે. કાશી વગેરેના

રેહેવાશીઓ આ વિષયમાં દાખલારૂપ છે. એ લોકો પ્રથમ શાક આદિની સાથે ઘીવાળી રોટલી ખાય છે, પછી દાલની સાથે કોમળ ભાત ખાય છે અને પેટ ભરાઇ રહ્યા પછી દહી, છાશ અને દુધ આદિ દ્રવ પદાર્થો ખાય છે. જે જે પદાર્થો બહુજ મીઠા હોય તે અનુક્રમથી ઉત્તરોત્તર પીરસવા જોઈએ. જે પદાર્થ ખાધા પછી બીજીવાર માગવામાં આવે તે પદાર્થ મીઠા છે એમ સમજવું. સ્વાદવાળું અન્ન ખાધાથી મન પ્રસન્ન થાય છે, બળ વધે છે, પુષ્ટિ મળે છે, ઉત્સાહ વધે છે તથા આયુષ્યની વૃદ્ધિ થાય છે અને સ્વાદ વગરનું અન્ન જમવાથી ઉપર કહેલું સઘળું વિપરીત થાય છે. અન્ન બહુજ ઉનું હોય તો બળનો નાશ કરે છે, ટાઢું થઈ ગએલું કે સુકાઈ ગયું હોય તો માંદમાંડ પચે છે અને પાણી આદિથી બહુજ પચપચતું હોય તો ગ્લાની ઉપજાવે છે એટલા માટે જે જમવું તે યુક્તિથી જમવું જોઇએ. બહુજ ઉતાવળથી જમવામાં આવે તો ભોજનના ગુણદોષ જાણવામાં આવતા નથી અને બહુજ વાર લગાડીને જમવામાં આવે તો ભોજન ટાઢું અને મનને ન ગમે એવું થઈ જાય છે.

### પેટમાં ભારે પડનારા પદાર્થોનું વિવેચન.

**मदानलो नरो द्रव्यं मात्रागुरु विवर्जयेत् । स्वभावतश्च गुरु यत्तथा संस्कारतो गुरु ॥**

**मात्रागुरुस्तु मुद्गादिर्माषादिः प्रकृतेर्गुरुः । संस्कारगुरु पिष्टान्नं प्रोक्तमित्युपलक्षणम् ॥ आहारं षड्विधं चूष्यं पेयं लेह्यं तथैवच । भोज्यं भक्ष्यं तथा चर्व्यं गुरु विद्याद्यथोत्तरम् ॥ गुरूणामर्धसौहित्यं लघूनां तृप्तिरिष्यते ।**

चूष्यं इक्षुदाडिमादि । पेयं पानकशर्करोदकादि । लेह्यं रसालाकथिकादि । कणिका कढीति लोके । भोज्यं भक्तसूपादि । भक्ष्यं लड्डुकमण्डकादि । चर्व्यं चिपिटचणकादि ।

अयमर्थः । माषपिष्टान्नादिभिरर्धसौहित्यं कर्तव्यम् । मुद्गादिभिः स्वभावादेव लघुभिर्मात्रया तृप्तिः कर्तव्येत्यर्थः ।

**द्रवोद्रवोत्तरश्चापि न मात्रागुरुरिष्यते।**

द्रवः पेयादि. । द्रवोत्तरः तक्राद्यधिक ओदनादिः । मात्रातोऽधिकोऽपि मात्रागुरुर्न मन्तव्यः पेयस्य सर्वतो विधानात् ।

उक्तं च सुश्रुतेन ।

**पेयलेह्यादिभक्ष्याणां गुरु विद्याद्यथोत्तरमिति ।**

पेयं पय आदि । लेह्यं रसालादि । आदिशब्दाद्भोज्यमोदनसूपादि भक्ष्यंमोदकादि ।

**द्रवाढ्यमपि शुष्कं तु सम्यगेवोपपद्यते । विशुष्कमन्नमभ्यस्तं न पाकं साधु गच्छति ॥**

अयमर्थः । शुष्कमपि स्रोतोरोधकरमपि द्रवात्वं सम्यक्पाकं याति । केवलस्य शुष्कान्नस्य दोषमाह । विशुष्कमन्नमित्यादि ।

વજન કરતાં વધારે ખાવાથી ભારે પડનાર, સ્વભાવથીજ ભારે પડનાર અને

દળાવા આદિ સંસ્કારને લીધે ભારે પડનાર એ ત્રણે પ્રકારના પદાર્થોને મંદ અગ્નિવાળા માણસે નહીં ખાવા જોઇએ. મગ વગેરે પદાર્થો વજન કરતાં વધારે ખાવાથી ભારે પડે છે. અડદવગેરે પદાર્થો સ્વભાવથીજ ભારે પડે છે અને દળેલુ અન્ન સંસ્કારને લીધે ભારે પડે છે એ સાધારણ સમજણ છે. ચૂસવા યોગ્ય, પીવા યોગ્ય, ચાટવા યોગ્ય, જમવા યોગ્ય, ખાવા યોગ્ય અને ચાવવા યોગ્ય એવી રીતે છ પ્રકારના આહાર છે તેમાં પહેલાં કરતાં બીજો, બીજા કરતાં ત્રીજો, ત્રીજા કરતાં ચોથો, ચોથા કરતાં પાંચમો અને પાંચમા કરતાં છઠ્ઠા પ્રકારનો આહાર ભારે પડનાર જાણવો. શેલડી અને દાડિમ આદિ પદાર્થો ચુસવા યોગ્ય, શરબત અને સાકરનાં પાણી આદિ પદાર્થો પીવા યોગ્ય, શિખંડ અને કઢી આદિ પદાર્થો ચાટવા યોગ્ય, દાલભાત આદિ પદાર્થો જમવા યોગ્ય, લાડુ અને માલપુવા આદિ પદાર્થો ખાવા યોગ્ય, અને પવા તથા ચણા આદિ પદાર્થો ચાવવા યોગ્ય ગણાયછે. અડદ અને દળેલાં અન્ન આદિથી અરધી તૃપ્તિ કરવી અને મગ આદિ પદાર્થો કે જેઓ સ્વાભાવિક રીતે હલકા છે તેઓથી યોગ્ય તૃપ્તિ કરવી. પીવાના શરબત આદિ દ્રવરૂપ પદાર્થો અને જેમાં છાશ આદિ દ્રવરૂપ પદાર્થો વધારે નાખેલા હોય એવા ભાત આદિ પદાર્થો વજનથી વધારે ખાધા હોય તોપણ ભારે પડતા નથી. કારણ કે દ્રવરૂપ પદાર્થો સઘળાઓ કરતાં હલકા [illegible] સુશ્રુતે પણ કહ્યુ છે કે "પીવાના, (દ્[illegible] વરૂપ) ચાટવાના, જમવાના અને ખ[illegible] વાના પદાર્થોમાં પેહેલાથી બીજો, બીજા[illegible] ત્રીજો અને ત્રીજાથી ચોથો પદાર્થ ભા[illegible] સમજવો." દુધવગેરે પીવાના પદા[illegible] છે, શિખંડ વગેરે ચાટવાના પદાર્થો [illegible] દાળ તથા ભાત વગેરે જમવાના પદા[illegible] છે અને લાડુ આદિ ખાવાના પદાર્થો [illegible] એમ સમજવુ. જે અન્ન શુષ્ક એટ[illegible] શરીરમાં રસ ફરવાના માર્ગોને રોકન[illegible] હોય પણ તેમાં દ્રવરૂપ પદાર્થ સારી રી[illegible] મેળવીને તેનો ઉપયોગ કર્યો હોય તો સારી રીતે પાકે છે અને એકલા શુ[illegible] અન્નનોજ અભ્યાસ રાખ્યો હોય તો અન્ન સારી રીતે પાકતું નથી.

## અપક્વ અન્નથી થતી હાની.

**पिण्डीकृतमसंक्लिन्नं विदाहमुपगच्छ[illegible]**

पिण्डीकृतमष्ठीलावद्भूतम् । असक्लि[illegible] न सम्यगार्द्रम् विदाहमुपगच्छति विदग्ध[illegible] वतीत्यर्थ ।

शुष्कादीना वैगुण्यमाह ।

**शुष्कं विरुद्धं विष्टम्भि वह्निव्याप[illegible] मावहेत् ॥**

शुष्क चिपिटकादि । विरद्ध क्षीरमत्स्[illegible] दि । विष्टम्भि चणकमसूरादि वह्निमा[illegible] कुर्यात् ।

દ્રવરૂપ પદાર્થોથી સારી રીતે ન[illegible] ભીંજવેલુ શુષ્ક અન્ન સારી રીતે પે[illegible] નહીં પડતાં ગાંઠા જેવુ થઇ કાચું પાકું રહે છે. પવા વગેરે શુષ્ક અન્ન, દુધ [illegible]

છલાં વગેરે વિરૂદ્ધ અન્ન અને ચણા તથા મસૂર વગેરે ગ્રાડાને કબજ કરનાર અન્ન ખાવાથી અગ્નિ મંદ થઈ જાય છે.

## સાથવો ખાવાની વિધિ.

न भुक्त्वा न रदैश्छित्त्वा न निशायां न वा बहून्। न जलान्तरितान् द्विः सक्तूनद्यान्न केवलान् ॥ पुनर्दानं पृथक् पानं सामिषं पयसा निशि। दन्तच्छेदनमुष्णं च सप्त सक्तुषु योजयेत् ॥

सुश्रुतः।

सक्तूनामाशु जीर्णं स्यान्मृदुत्वादवलेहके।

જમ્યા પછી સાથવો ખાવો નહીં, દાંતથી ચાવીને ખાવો નહીં, રાતમાં ખાવો નહીં, ઝાઝો ખાવો નહીં, પાણીમાં ઘોળીને ખાવો નહીં, બે વાર ખાવો નહીં અને એકલો પણ ખાવો નહીં, જેણે સાથવો એકવાર ખાધો હોય તેને બીજીવાર દેવો નહીં, સાથવાને નકરોજ પીવો નહીં, માંસની સાથે ખાવો નહીં, દુધની સાથે ખાવો નહીં, રાતે ખાવો નહી, દાંતથી ચાવવો નહીં અને ઊનો ઊનો ખાવો નહીં. સુશ્રુત કહેછે કે "સાથવાનો અવલેહ કરીને ચાટવો એટલે કુણો પડવાથી તુરત પચે છે."

## વિષમ ભોજનથી થતી હાની.

आलस्यगौरवाटोपसादांश्च कुरुतेऽधिकम्। हीनमात्रं तनोः कार्श्यं करोति च बलक्षयम् ॥

अधिकं अन्नम्।

અન્ન વજન કરતાં વધારે જમાય તો પેડુ ચડી આવે, આલસ્ય ઉત્પન્ન થાય, શરીર ભારે પડી જાય અને પેટમાં અવાજ થવા લાગે. તેમજ વજન કરતાં ઓછું જમાય તો શરીર દુબળું થઈ જાય અને બળનો ક્ષય થાય છે.

## સમય વગર જમવાથી હરકત.

अप्राप्तकाले भुञ्जानो ह्यसमर्थतनुर्नरः ॥ तांस्तान्व्याधीनवाप्नोति मरणं चाधिगच्छति।

अप्राप्तकालः कालादतिप्राग्भुञ्जान असमर्थशरीरो भवति। तथा सति तांस्तान्व्याधीञ्छिरोऽर्त्यथाविषूचिकालसकविलम्बिकादिकान्प्राप्नोति। तेषामाधिक्ये मरणमपि प्राप्नोतीत्यर्थः।

कालेऽतीतेऽश्नतो जन्तोर्वायुनोपहतेऽनले। कृच्छ्राद्विपच्यते भुक्तं न स्याद्भोक्तुं पुनः स्पृहा ॥

જે માણસ જમવાનો સમય થયા પહેલાં બહુજ વહેલો વહેલો જમે તેનું શરીર અશક્ત થાય છે અને એમ થવાથી માથામાં વ્યથા, કૉલેરા, [1]અલસક અને વિલંબિકા આદિ વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. વ્યાધિઓ વધી જાય તો મોત પણ થાય છે. જે માણસ જમવાનો સમય થઈ ગયા પછી ઘણીવારે જમે તેનો અગ્નિ વાયુથી ખરાબ થઇ જતાં, ખાધેલું

[1] અલસક અને વિલંબિકા એ બે રોગ કૉલેરાની જાતના જ છે. એઓનું નિરૂપણ રોગના પ્રકરણમાં કરવામાં આવશે.

માંડ માંડ પચે છે અને ફરીવાર જમવાની ઇચ્છા થતી નથી.

### જમવાનું વર્જન અને અનુક્રમ.

कुक्षेर्भागद्वयं भोज्यैस्तृतीये वारि पूरयेत् । वायोः संचारणार्थाय चतुर्थमवशेषयेत् । रसेनास्य रसना प्रथमेनोपतर्पिता । न तथा स्वादुमाप्नोति ततः शोष्यास्त्वनन्तरा ॥ अलम्बुपानान्न विपच्यतेऽन्नमनम्बुपानाच्च स एव दोषः । तस्मान्नरो वह्निविवर्धनाय मुहुर्मुहुर्वारि पिबेदभूरि ॥ भुक्तस्यादौ जलं पीतं कार्श्यं मन्दाग्निदोषकृत् । मध्येऽग्निदीपनं श्रेष्ठमन्ते स्थौल्यकफप्रदम् ॥

[illegible] ।

[illegible]भुक्तमध्यान्तप्रथमा-[illegible] ।

[illegible] । भुक्तं भोजन ।

[illegible] न चाश्नीयात्क्षुधितो न [illegible] ।

[illegible] भवेद्गुल्मी क्षुधितस्तु [illegible] ॥

[illegible] भोजनान्ते [illegible]

[illegible]

अस्यायमभिप्रायः ।

भोजनने पूर्वं भुक्तो मधुरो रसो बुभुक्षितस्य वातपित्तयोः शामको भवति । भोजनमध्ये भुक्तावम्ललवणौ पित्ताशये च वह्निवृद्धिं कुरुतः । भोजनान्तसमये भुक्ताः कटुतिक्तकषायरसाः कफं शमयन्तीति । अथ भोजनावसानसमयस्य कफकालत्वात्तत्र दुग्धं श्लेष्मजनकं दुग्धं पातुमुचितं भवति । यत उक्तम् ।

दुग्धं स्वादु रसं स्निग्धमोजस्यं धातुवर्धनम् । वातपित्तहरं वृष्यं श्लेष्मलं गुरु शीतलम् ॥

इति उच्यते ।

विदाहीन्यन्नपानानि यानि भुङ्क्ते हि मानवः । तद्विदाहप्रशान्त्यर्थं भोजनान्ते पयः पिबेत् ॥

तथाच ब्रह्मपुराणे ।

कुर्यात्क्षीरान्तमाहारं न दध्यन्तं कदाचन । लवणाम्लकटूष्णानि विदाहीन्यपि यानि तु ॥ तद्दोषं हर्तुमाहारं प्रभुक्तं शमयेत् ॥

भोजनावसानसमये दुग्धादि मधुरभोजनेन वर्धितः कफो लवणाम्लकटुभोजनजनितपित्तस्य [illegible] विनाशयति [illegible] पित्तवृद्धिविनाशने [illegible] वृद्धि [illegible] भवति ।

[illegible]

स्याद [illegible]

नाशेन शत्रुहन्तुः क्षीणता च दृश्यते । तथाच ॥

**नाशनात्प्रत्यनीकस्य स्वयं च क्षीयते यथा । वह्निसन्तप्तलोहस्य तप्ततानाशने जलम् ॥**

ननु भोजनावसानसमये भुक्ताः कटुतिक्तकषाया रसाः कफं शमयिष्यन्ति वातस्य वृद्धिं विधास्यन्तीति चेत् । तन्न । कट्वादीनां क्षीणशक्तिकत्वात् ।

( तथात्र ) **यदेकं नाशयेद्दोषं तदन्यं वर्धयेत्तुतः । नाशने ह्येकदोषस्य यतस्तत्क्षीणशक्तिकम् ॥**

वस्तुतो य एव रसः प्राचुर्येण भुक्तस्तस्यैव सर्वे रसा वशा भवन्ति । यत आह सुश्रुतः ।

**दग्धाः सर्वेऽपि गच्छन्ति बलिनो वश्यतां रसाः । यथा प्रकुपिता दोषं वशं यान्ति बलीयसः ॥**

बलिनो रसस्य बलीयसो दोषस्य ।

પેટના બે ભાગ અન્નથી પૂરવા, અને ત્રીજો ભાગ જળથી પૂરવો અને ચોથો ભાગ વાયુના હેરાફેરાને વાસ્તે ખાલી રાખવો. અન્નના પેહેલા રસથી જીભ તૃપ્ત થયા પછી તેને બીજા પદાર્થના સ્વાદની બરાબર લીજ્જત આવતી નથી એટલા-માટે વચમાં વચમાં પાણી પીને જીભને સાફ કરતી જવી. ઘણું પાણી પીવાય તો અન્ન બરાબર પાકતું નથી અને તદન ન પીવાય તોપણ અન્ન બરાબર પાકતું નથી માટે માણસે અગ્નિ વધારવાને વાસ્તે વારંવાર થોડું થોડું પાણી પીવું જોઇએ. જમ્યા પેહેલાં પાણી પીવાય તો અગ્નિ મંદ થાય છે અને શરીર દુબળું થાય છે. જમવાના મધ્યમાં પાણી પીવાય તો અગ્નિ દીપ્ત થાય છે અને જમી રહ્યા પછી પીવાય તો શરીર જાડું થઇ જાય છે અને કફ વધે છે એટલા-માટે જમતાં જમતાં પીવું શ્રેષ્ઠ છે. વાગ્ભટે પણ કહ્યું છે કે "જમતાં જમતાં પાણી પીએ તેનું શરીર બરાબર રેહે છે, જમી રહ્યા પછી પાણી પીએ તેનું શરીર જાડું થઈ જાય છે અને જમ્યા પેહેલાં પાણી પીએ તેનું શરીર દુબળું થઈ જાય છે." તરસ્યાએ જમવું નહીં અને ભુખ્યાએ પાણી પીવું નહીં. જેને તરસ લાગી હોય તે તરસનો ઉપશમ કર્યા વિના જમે તો ગાંઠનું દરદ થાય છે. અને જેને ભુખ લાગી હોય તે ભુખનો ઉપશમ કર્યા વિના પાણી પીએ તો તેને જલોદર નામનો રોગ ઉત્પન્ન થાય છે.

શંકા—સમજુ માણસો ભોજનને અંતે દુધ પીએ છે તે શી રીતે યોગ્ય ગણાય? કેમકે ભોજનના સમયના ત્રણ ભાગ કરતાં તેઓમાં પેહેલો ભાગ વાયુનો છે, બીજો ભાગ પિત્તનો છે અને ત્રીજો ભાગ કફનો છે. કહ્યું છે કે "એકાગ્રચિત્ત રાખીને પ્રથમ મધુરરસ, વચમાં ખાટા તથા ખારા રસ અને છેવટ તીખા, કડવા તથા કષાય રસ જમવા." આ વચનનો આવો અભિપ્રાય છે કે "ભો-

જનમાં પ્રથમ મધુરરસ જમાય તો ભુખ્યા માણસના વાયુ અને પિત્તની શાંતિ થાય છે, વચમાં ખાટા અને ખારા રસ જમાય તો પિત્તાશયમાં અગ્નિની વૃદ્ધિ કરે છે અને ભોજનના અંતમાં તીખા, કડવા તથા કષાયરસ જમાય તો તેઓ કફને શમાવે છે." આ પ્રમાણે ભોજનના અંતનો સમય કફનો વખત છે તો તેમાં કફને ઉત્પન્ન કરનારૂં દુધ પીવું કેમ યોગ્ય ગણાય? શાસ્ત્રોમાં દુધના ગુણ વિષે લખ્યું છે કે "દુધ એ મીઠા રસવાળું છે, સ્નિગ્ધ છે, સામર્થ્યવાસ્તે સારૂં છે, ધાતુઓને વધારનાર છે, વાયુ તથા પિત્તને હરનાર છે, વીર્યની વૃદ્ધિ કરનાર છે, કફ કરનાર છે, ભારે છે અને ઠંડું છે."

સમાધાન—બળતરા કરનારાં જે જે અન્નપાન જમવામાં આવે છે તે તે અન્નપાનોથી થતી બળતરાની શાંતિ કરવાવાસ્તે માણસે ભોજનને અંતે દુધ પીવું જોઇએ. એ ઉપરથીજ બ્રહ્મપુરાણમાં કહ્યું છે કે "જેના છેડામાં દુધ આવે એવો આહાર કરવો. પણ જેના છેડામાં નહીં આવે એવો આહાર કદી પણ કરવો નહીં." ખાર, ખાટા, તીખા અને ગરમીવાળા જે પદાર્થો અત્યંત બળતરા ઉપજાવનારા છે તેઓના દોષને મટાડવાસારૂ મધુરરસ જમીને આહાર પુરો કરવો જોઇએ. ભોજનના છેડામાં દુધ વગેરે મધુર ભોજને વધારેલો કફ ખાટા, ખારા, અને તીખા ભોજને ઉત્પન્ન કરેલા પિત્તની વૃદ્ધિને મટાડેછે, પિત્તની વૃદ્ધિ મટવાથી કફની વૃદ્ધિ પણ ક્ષીણ થાય છે અને ક્ષીણ થએલી કફની વૃદ્ધિ અગ્નિના મંદપણા વગેરે વ્યાધીઓને ઉત્પન્ન કરી શકતી નથી.

શંકા—શત્રુનો નાશ કરવાથી તે શત્રુને હણનારાની વૃદ્ધિ જોવામાં આવે છે પણ ક્ષીણતા જોવામાં આવતી નથી તો ઉપર પ્રમાણે પિત્તનો નાશ કરવાથી તેના શત્રુ કફની વૃદ્ધિ થવી જોઇએ પણ ક્ષીણતા થવી નહીં જોઇએ તે છતાં 'ક્ષીણતા થાય છે' એમ કેમ કહો છો?

સમાધાન—બળવાન્ શત્રુનો નાશ કરવાથી નાશ કરનારની પણ ક્ષીણતા થએલી જોવામાં આવે છે. જેમ જળ અગ્નિથી તપેલા લોઢાના તપ્તપણાનો નાશ કરે છે ત્યારે પોતે પણ ક્ષીણ થાય છે; તેમ જે ધણી બળવાન્ શત્રુના વંશાગનો નાશ કરે તે ધણી પોતે પણ ક્ષીણ થાય છે.

શંકા—ભોજનના અંતમાં ખાધેલા તીખા, કડવા અને કષાય રસો કફને શમાવશે પણ વાયુની વૃદ્ધિ કરશે તેનું શું કરવું?

સમાધાન—તીખા વગેરે રસોની શક્તિ કફને શમાવવાનુંજ કામ કરીને ક્ષીણ થઈ જશે એટલે વાયુને વધારી શકશે નહીં. જે પદાર્થ એક દોષનો નાશ કરે તે પદાર્થ બીજા દોષને કેમ વધારી શકે" નજ વધારી શકે. કારણ કે તેની શક્તિ એક દોષનો નાશ કરવામાંજ ઉપક્ષીણ થાય છે. વાસ્તવિક તો એમ છે કે સધળા

રસો જે રસ વધારે જમાયો હોય તેનાજ તાબેદાર થઈ રહે છે. કારણ કે "જેમ પ્રકોપ પામેલા બળવત્તર દોષના તાબેદાર થઇ જાય છે તેમ ખાવામાં આવેલા સઘળા રસો બળવાન્ રસના તાબેદાર થઇ જાય છે" એમ સુશ્રુતે કહ્યું છે.

### ભોજન કર્યા પછી શું કરવું?

एवं भुक्त्वा समाचारेद्भूसग्रहणपूर्वकम् । भोजने दन्तलग्नानि निर्हृत्याचमनं चरेत् ॥ दन्तान्तरगतं चान्नं शोधनेनाहरेच्छनैः । कुर्यादनिर्हृतं तद्धि मुखस्यानिष्टगन्धताम् ॥ दन्तलग्नमनिर्हार्यं लेपं मन्येत दन्तवत् । न तत्र बहुशः कुर्याद्यत्नं निर्हरणं प्रति ॥ आचम्य जलयुक्ताभ्यां पाणिभ्यां चक्षुषी स्पृशेत् । भुक्त्वा च संस्मरेन्नित्यमगस्त्यादीन्सुखावहान् ॥ विष्णुरात्मा तथैवान्नं परिणामश्च वै यथा । सत्येन तेन यद्भुक्तं जीर्यत्वन्नमिदं तथा ॥ अगस्तिरग्निर्वडवानलश्च भुक्तं मयान्नं जरयत्वशेषम् । सुखं च मे तत्परिणामसंभवं यच्छन्त्वरोगं मम चास्तु देहम् ॥ अङ्गारकमगस्तिं च पावकं सूर्यमश्विनौ । पश्चैतान्संस्मरेन्नित्यं भुक्तं तस्याशु जीर्यति ॥ इत्युच्चार्य स्वहस्तेन परिमार्ज्य तथोदरम् । अनायाससमदायीनि कुर्यात्कर्माण्यतन्द्रितः ॥

अतन्द्रितः निरन्तरं जाग्रत्तिष्ठेन्न तु स्वप्यात् ।

भुक्तमात्रस्य तु समाद्धन्त्यग्निं कुपितः कफ इति वचनात् ।

जीर्णेऽन्ने वर्धते वायुर्विदग्धे पित्तमेधते । भुक्तमात्रे कफश्चापि क्रमोऽयं भोजनोपरि ॥

विदग्धे किञ्चित्पक्के किञ्चिदपक्के ।

धूमेनापोह्य हृद्यैर्वा कषायकटुतिक्तकैः । पूगकर्पूरकस्तूरीलवङ्गसुमनःफलैः ॥ फलैः कटुकषायैर्वा मुखवैशद्यकारिभिः । ताम्बूलपत्रसहितैः सुगन्धैर्वा विचक्षणः ॥

धूमेन अगुर्वादिधूमेन । अपोह्य कफं दूरीकृत्य कषायकटुतिक्तकैः फलैः कर्पूरकस्तूरीलवङ्गादिभिः । पूगैः क्रमुकैः । सुमनःफलैः जातीफलैः एलाहरीतक्यादिफलैः ।

જમી રહ્યા પછી (લૂણ આદિ) રૂક્ષ પદાર્થથી મોહોડું સાફ કરીને મછણ લેવું. જમતી વખતે દાંતમાં કાંઇ ચોટી ગયું હોય તો તે કાહાડયા પછી મછણ લેવું. દાંતના મધ્યમાં અન્ન લાગી ગયું હોય તો તેને સળી વગેરેથી ધીરે ધીરે કાહાડી નાખવું. જો કાહાડી નાખવામાં ન આવે તો તેથી મોહોડામાં દુર્ગંધ થાય છે. જો કાંઇ લેપ દાંતમાં લાગી રહ્યા છતાં બાહાર કાહાડી શકાય એવો ન હોય તો તેને દાંત જેવોજ માનવો એટલે તેને કાહાડી નાખવામાં ઝાઝીવાર પ્રયત્ન કરવું નહીં. મછણ લીધા પછી ભીના હાથવડે આંખોનો સ્પર્શ કરવો. જમ્યા પછી નિત્ય સુખ આપનારા અગસ્ત્ય વગેરેનું સ્મરણ કરવું તે આ રીતે કે "આત્મા, અન્ન અને અન્નના પરિણામરૂપ વિષ્ણુજ છે તો એ સત્યના પ્રભાવથી મેં જે અન્ન.

ખાધુ છે તે પચીજજો. અગસ્ત્ય, અગ્નિ અને વડવાનલ એઓ મેં ખાધેલા સઘળા અન્નને પચાવી દેજો અને અન્નના પરિણામથી થતુ સુખ મને આપજો તથા મારો દેહ રોગરહિત રહેજો. મગલગ્રહ, અગસ્ત્ય, અગ્નિ, સૂર્ય અને અશ્વિનીકુમાર એ પાંચનું જે માણસ નિત્ય સ્મરણ કરે તે માણસને ખાધેલુ અન્ન તુરત પચી જાય છે." એ પ્રમાણે બોલી પોતાનો હાથ પેટ પર ફેરવીને પછી જેથી પરિશ્રમ ન થાય એવાં કામ કરવાં પણ સુઈ રહેવુ નહીં. "જમતાંવેંત સુઇ રહેવાથી કફ પ્રકોપ પામીને અગ્નિનો નાશ કરે છે" એવુ શાસ્ત્રનુ વચન છે માટે જમ્યા પછી જાગવુજ જોઇએ. અન્ન પચીજાય ત્યારે વાયુ વધે છે, કાંઇક કાચુ પાકુ હોય ત્યારે પિત્ત વધે છે અને જમ્યા પછી કફ વધે છે એવો અનુક્રમ છે. અગરૂ આદિનો ધુમાડો પીને અથવા મનને ગમે એવાં સોપારી, કપુર, કસ્તુરી, લવીંગ તથા જાયફળ વગેરે કે જેઆ કષાય તીખાં અને કડવાં છે તેઓથી અથવા મુખને સ્વચ્છ કરનારાં એલચી તથા હરડે આદિ ફળો કે જેઓ તીખાં અને કષાય છે તેઓથી અથવા નાગરવેલનાં પાનસહિત સુગંધી પદાર્થોથી મનુષ્યે કફને દૂર કરવો

નાગરવેલના પાન ખાવાના ફાયદા.

रतौ सुप्तोत्थिते स्नाते भुक्ते वान्ते च सङ्गरे। सभायां विदुषां राज्ञां कुर्यात्ता म्बूलचर्वणम् ॥ ताम्बूलमुक्तं तीक्ष्णोष्णं रोचनं तुवरं सरम्। तिक्तं क्षारोपणं कामरक्तपित्तकरं लघु ॥ वश्यं श्लेष्मास्य दौर्गन्ध्यमलवातश्रमापहम् ॥ मुखवैश द्यसौगन्ध्यकान्तिसौष्ठवकारकम्॥ हनुद न्तमलध्वंसि जिह्वेन्द्रियविशोधनम्। मु खप्रसेकशमनं गलामयविनाशनम् ॥ नवं तदेव मधुरं कषायानुरसं गुरु। वलास जननं प्रायः पत्रशाकगुणं स्मृतम् ॥ व ङ्गदेशोद्भवं पर्णं परं कटुरसं सरम्। पा चनं पित्तजननमुष्णं कफहरं स्मृतम् ॥ पर्णं पुराणमकटु क्षुल्लकं तनु पाण्डुरम्। विशेषाद्गुणवद्देयमन्यद्धीनगुणं स्मृतम्।

સંભોગમા સમયમાં, સુઈ ઉઠયા પછી, નાહ્યા પછી, વમન થયા પછી, યુદ્ધમાં, વિદ્વાનોની સભામાં અને રાજાઓની સભામાં પાન ચાવવાં જોઇએ. પાન એ તીખાં છે, ગરમ છે, રૂચિ ઉપજાવનાર છે, તુરાં છે, દસ્ત સાફ ઉતારનાર છે, કડવાં છે, પાચક છે, વીર્ય રૂધિર તથા પિત્તને વધારનાર છે, હલકાં છે, લોકોને વશ કરનાર છે, કફને મટાડે છે, મોહોડાના દુર્ગંધને તથા મેલને ટાળે છે, વાયુને તથા પરિશ્રમને હરે છે, મોહોડામાં સ્વચ્છતા, સુગંધ કાંતિ તથા સાજાપણુ કરે છે, હોઠના તથા દાંતના મેલને મટાડે છે, જીભને સાફ કરે છે, મોહોડાની લાળને શમાવે છે અને ગળાના રોગને ટાળે છે. પાન જો નવુ હોય તો તે મધુર છે, છેવે કષાય રસવાળું છે

ભારે છે, કફને ઉત્પન્ન કરનાર છે અને ઘણું કરીને ભાજીપાલાના ગુણવાળું છે. બંગાળા દેશનું પાન કેવળ તીખા રસવાળું છે, દસ્ત સાફ કરનાર છે, પાચક છે, પિત્તને ઉત્પન્ન કરનાર છે, ગરમ છે અને કફને હરનાર છે. જે પાન પાકેલું, તીખાશ વગરનું, નાહાનું, પાતળું અને ધોળાશ ઉપર હોય તે પાનને ઉત્તમ ગુણવાળું જાણવું અને બીજા પાનને ઓછા ગુણવાળું જાણવું.

## સોપારીના ગુણ.

पूगं गुरु हिमं रूक्षं कषायं कफपित्तनुत् । मोहमं दीपनं रुच्यमास्यवैरस्यनाशनम् ॥ पूगं स्याद्दृढमध्यं यत्स्विन्नं वापि त्रिदोषनुत् । सरसं गुर्वभिष्यन्दि तद्वृशं वह्निनाशनम् ॥

સોપારી એ ભારે છે, ટાઢું છે, રૂક્ષ છે, કફ તથા પિત્તને મટાડનાર છે, મોહ ઉપજાવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, રૂચિ ઉપજાવનાર છે અને મોહોડાના વિરસપણાને મટાડનાર છે. રોઠી સોપારી શેકીને ખાવાથી વાત પિત્ત અને કફ એ ત્રણે દોષ મટે છે. રસ ભરેલી નવી સોપારી ભારે છે, કફ કરનાર છે અને અગ્નિનો અત્યંત નાશ કરનાર છે.

## કાથા તથા ચુનાના ગુણ.

खदिरः कफपित्तघ्नश्चूर्णं वातवलासनुत् । संयोगतस्त्रिदोषघ्नं सौमनस्यं करोति च ॥ मुखवैशद्यसौगन्ध्यकान्तिसौष्ठवकारकम् । प्रभाते पूगमधिकं मध्याह्ने खदिरं तथा । निशासु चूर्णमधिकं ताम्बूलं भक्षयेत्सदा ॥ आयुरग्रे यशो मूले लक्ष्मीर्मध्ये व्यवस्थिता ॥ तस्मादग्रं तथा मूलं मध्यं पर्णस्य वर्जयेत् । पर्णमूले भवेद्व्याधिः पर्णाग्रे पापसंभवः ॥ चूर्णं पर्णं हरत्यायुः शिरा बुद्धिविनाशिनी । आद्यं विषोपमं पीतं द्वितीयं भेदि दुर्जरम् ॥ तृतीयादन्नु पातव्यं सुधातुल्यं रसायनम् । ताम्बूलं नातिसेवेत न विरिक्तो बुभुक्षितः ॥ देहदृक्केशदन्ताग्निश्रोत्रवर्णबलक्षयः । शोषः पित्तानिलास्रं स्यादतिताम्बूलचर्वणात् ॥ ताम्बूलं न हितं दन्तदुर्बलेक्षणरोगिणाम्। विषमूर्च्छामदार्तानां क्षयिणां रक्तपित्तिनाम् ॥

કાથો એ કફ તથા પિત્તને મટાડનાર છે અને ચુનો વાયુ તથા કફને હરનાર છે. પાન, કાથો તથા ચુનો ભેળાં કરીને ખાવાથી ત્રણે દોષ મટે છે અને મન પ્રફુલ્લીત થાય છે. સવારમાં પાનબીડી ખાવી હોય તો તેમાં સોપારી કાંઈક વધારે નાખવી, બપોરે ખાવી હોય તો કાથો કાંઇક વધારે નાખવો અને રાતે ખાવી હોય તો ચુનો કાંઈક વધારે નાખવો. એવી યુક્તિથી સર્વદા પાન ખાવું. પાનના અગ્રમાં આયુષ્ય રેહે છે, મૂળમાં યશ રેહે છે અને મધ્યમાં લક્ષ્મી રેહે છે એટલા માટે પાનનાં અગ્ર મૂળ તથા મધ્ય ભાગનો ત્યાગ કરવો. પાનનું મૂળ ખાવાથી વ્યાધિ થાયછે અને અગ્ર ખાવા-

થી પાપ લાગેછે. પાનનો ભુકો કરીને ખાવાથી આયુષ્યનો નાશ થાય છે અને પાન ઉપરની નસ ખાવાથી બુદ્ધિનો નાશ થાય છે. પાનબીડીની પેહેલી પચરકી ઝેર જેવી છે માટે તેને ગળી જવી નહિ બીજી પચરકી પણ ઝાડો લગાડનાર અને માંડ પચે એવી હોય છે માટે તેને પણ ગળી જવી નહિ અર્થાત થુંકી નાખવી. ત્રીજી પચરકીથી ગળી જઇએ તો તે રસાયન સમાન અને અમૃત સમાન થાય છે માટે બીજી પછીની સઘળી પચરકીઓ ગળીજવી જોઇએ. જેણે રેચ લીધો હોય તેણે અને ભુખ્યાએ પાનનું બહુ સેવન નહિ કરવું જોઇએ. જો બહુ સેવન કરે તો દેહ, દૃષ્ટિ, કેશ, દાંત, અગ્નિ, કાન, વર્ણ અને બળ એઓની ક્ષીણતા થાય છે. બહુ પાન ચાવવાથી શોષ થાય છે અને પિત્ત વાયુ તથા રૂધિરની વૃદ્ધિ થાય છે. નબળા દાંતવાળાને, આંખના રોગવાળાને, ઝેરથી પીડાએલાને, મૂર્ચ્છાવાળાને, અને નશાથી પીડાએલાને પાન હિતકારી નથી.

### ભોજન કરી કેમ ફરવું તથા સુવું.

भुक्त्वा शतपदं गच्छेच्छनैस्तेन तु जायते । अन्नसङ्घातशैथिल्यं ग्रीवाजानुकटीसुखम् ॥ भुक्तोपविशतो तन्द्रा शरीरस्य तु पुष्टता । आयुश्चंक्रममाणस्य मृत्युर्धावति धावतः ॥

( चंक्रममाणस्य पदशतं शनैर्गच्छतः । )

श्वासानष्टौ समुत्तानस्तान् द्विः पार्श्वे तु दक्षिणे । ततस्तद्द्विगुणान्वामे पश्चात्स्वप्याद्यथासुखम् ॥ वामदिशायामनलो नाभेरूर्ध्वेऽस्ति जन्तूनाम् । तस्मात्तु वामपार्श्वे शयीत भुक्तमपाकार्थम् ॥

त्रिदोषशमनी खट्वा तूली वातकफापहा । भूशय्या बृंहणी वृष्या काष्ठपट्टी तु वातला ॥

अन्यः पुनराह ।

भूशय्या वातलातीव रूक्षा पित्तासनाशिनी । सुशय्याशयनं हृद्यं पुष्टिनिद्राधृतिप्रदम् । श्रमानिलहरं वृष्यं विपरीतमतोऽन्यथा ॥

संवाहनं मांसरक्तत्वक्प्रसादकरं परम् । प्रीतिनिद्राकरं वृष्यं कफवातश्रमापहम् ॥

જમ્યા પછી ધીરે ધીરે સો પગલાં ચાલવું જોઇએ. એમ કરવાથી પેટમાં પડેલો અન્નનો જથો પોચો પડે છે અને ડોક, ગોઠણ તથા કેડમાં સુખ થાય છે. જમીને બેશી રહેવાથી શરીરમાં આલસ્ય ભરાય છે, સુઇ રેહેવાથી શરીર પુષ્ટ થઇ જાય છે, દોડવાથી મૃત્યુ પ્રાપ્ત થાય છે અને ધીરે ધીરે સો પગલાં ચાલવાથી આયુષ્ય વધે છે. પ્રથમ ચત્તાં સુઇને આઠ શ્વાસ લેવા, પછી જમણે પડખે સુઇને સોળ શ્વાસ લેવા, પછી ડાબે પડખે સુઇને બત્રીસ શ્વાસ લેવા અને તે પછી જેમ અનુકૂળ આવે તેમ સુઇ રેહેવું. પ્રાણીઓને નાભિથી ઉપર ડાબા ભાગમાં અગ્નિ રહેલો છે એટલા માટે ખાધેલાને પચાવવા સારૂ ડાબે પડખે સુવું સારૂં છે, ખાટલો ત્રણે દોષને મટાડનાર

છે, પલંગ વાયુ તથા કફને શમાવનાર છે, પૃથ્વીપર બીછાનું એ વીર્યને વધારનાર છે તથા સ્ત્રીનો પ્રસંગ કરનારા પુરૂષને હિતકારી છે અને લાકડાના પાટીયાપર સુવું એ વાયુને વધારનાર છે. બીજો ગ્રંથકાર કહે છે કે "પૃથ્વીપર બીછાનું એ વાયુને ઉત્પન્ન કરનાર છે, અત્યંત રૂક્ષ છે અને પિત્તનો તથા રૂધિરનો નાશ કરનાર છે." સારા શયનપર સુવાથી મન પ્રસન્ન થાય છે, પુષ્ટિ નિદ્રા તથા ધીરજ મળે છે, પરિશ્રમ તથા વાયુ હરાય છે અને સ્ત્રીનો સંગ કરનારાને અનુકૂલ થાય છે. શયન ખરાબ હોય તો તેથી સઘળું વિપરીત થાય છે. અંગોને ચંપાવવાથી માંસ લોહી અને ચામડી બહુજ સારૂં થાય છે. પ્રીતિ ઉત્પન્ન થાય છે, નિદ્રા આવે છે, વીર્ય વધે છે અને કફ, વાયુ તથા પરિશ્રમ મટે છે.

## શરીરને કેવો વાયુ હિતકારી છે?

प्रवातं रौक्ष्यवैवर्ण्यस्तम्भकं दाहपित्तनुत् । स्वेदमूर्च्छापिपासाघ्नमप्रवातमतोऽन्यथा ॥ सुखं प्रवातं सेवेत ग्रीष्मे शरदि चान्तरा । निर्वातमायुषे सेव्यमारोग्याय च सर्वदा ॥ पूर्वोऽनिलो गुरुः सोष्णः स्निग्धः पित्तास्रदूषकः । विदाही वातलः श्रान्तिकफशोषवतां हितः ॥ स्वादुः पटुरभिष्यन्दी त्वग्दोषार्शोविषक्रमीन् । सन्निपातज्वरं श्वासमामवातं च कोपयेत्।

स्वादुर्भक्ष्यद्रव्येषु बाहुल्येन मधुररसजनकः ।

दक्षिणः पवनः स्वादुः पित्तरक्तहरो लघुः । वीर्येण शीतलो बल्यश्चक्षुष्यो न तु वातलः ॥ पश्चिमः पवनस्तीक्ष्णः शोषणो बलहृल्लघुः । मेदःपित्तकफध्वंसी प्रभंजनविवर्धनः ॥ उत्तरो मारुतः शीतः स्निग्धो दोषप्रकोपकृत् । क्लेदनः प्रकृतिस्थानां बलदो मधुरो मृदुः ॥

दोषप्रकोपकृत् आतुराणाम् ।

आग्नेयो दाहकृद्रूक्षो नैर्ऋतो न विदाहकृत् । वायव्यस्तु भवेत्तिक्त ऐशानः कटुकः स्मृतः ॥ विष्वग्वायुरनायुष्यः प्राणिनां बहुरोगकृत् । अतस्तं नैव सेवेत सेवितः स्यान्न शर्मणे ॥ व्यजनस्यानिलो दाहस्वेदमूर्च्छाश्रमापहः । तालवृन्तभवो वातस्त्रिदोषशमको मतः ॥ वंशव्यजनजस्तूष्णो रक्तपित्तप्रकोपनः। चामरो वस्त्रसंभूतो मायूरो वेत्रजस्तथा । एते दोषजितो वाताः स्निग्धा हृद्याः सुपूजिताः ॥

ઘણા પવનવાળી જગ્યા શરીરમાં રૂક્ષપણું કરે છે, વર્ણને બગાડે છે, બળતરાને તથા પિત્તને મટાડે છે, અંગોને ઝલાઈ ગએલાં જેવાં કરે છે, પસીનાને ટાળે છે, મૂર્છાને મટાડે છે અને તરસને પણ શાંત કરે છે. જ્યાં ઘણો પવન ન હોય તે જગ્યા ઉપર સુવાથી વિપરીત ફળ આપે છે. ગ્રીષ્મ ઋતુમાં (ઉનાળામાં) પોતાની ઇચ્છા પ્રમાણે ઝાઝા પવનવાળી જગ્યાનું સેવન કરવું અને શરદૃઋતુના વચલા ભાગમાં તેવી જગ્યાનું સેવન કરવું. બીજી ઋતુઓમાં આયુ-

ષ્યની વૃદ્ધિને વાસ્તે અને આરોગ્યને વાસ્તે ઘણા પવન વગરની જગ્યાનુંજ સર્વદા સેવન કરવું. પૂર્વદિશાનો પવન ભારે છે, ગરમીવાળો છે, સ્નિગ્ધ છે, પિત્ત તથા લોહીને ખરાબ કરનાર છે, બળતરા કરનાર છે, વાયુને ઉત્પન્ન કરનાર છે, પરિશ્રમ કફ તથા શોષવાળાઓને હિતકારી છે, ખાવાના પદાર્થોમાં ઘણી મીઠાશ આપનાર છે, સખત છે, અંગોમાં ખેદેરાપણું આપનાર છે અને ચામડીના દોષને, અરશને, ઝેરને, પેટના કીડાઓને, સન્નિપાત જ્વરને, શ્વાસને તથા [1]આમવાતને પ્રકોપ પમાડનાર છે. દક્ષિણ દિશાનો પવન ખાવાના પદાર્થોમાં મીઠાશ આપનાર છે, પિત્ત તથા લોહીને હરનાર છે, હલકો છે, શીતવીર્યવાળો છે, બળ આપનાર છે, આંખોને હિતકારી છે અને વાયુને ઉત્પન્ન કરનાર નથી. પશ્ચિમ દિશાનો પવન તીક્ષ્ણ છે, સુકાવી નાખનાર છે, બળને હરનાર છે, હલકો છે, મેદ પિત્ત તથા કફને મટાડનાર છે અને વાયુને વધારનાર છે. ઉત્તર દિશાનો પવન ટાઢો છે, સ્નિગ્ધ છે, માંદા માણસોના દોષોને વધારે છે, શરીરમાં કુણાશ કરનાર છે, સાજા માણસોને બળ આપનાર છે, મધુર છે અને કોમળ છે. અગ્નિ ખુણાનો પવન બળતરા કરનાર છે અને રૂક્ષ છે. નૈઋત ખુણાનો પવન બળતરા કરનાર નથી પણ રૂક્ષ છે. વાયવ્ય ખુણાનો પવન કડવો છે અને ઇશાન ખુણાનો પવન તીખો છે. ચારે દિશાઓમાં સામટો વાયુ વાતો હોય તો તે પ્રાણીઓના આયુષ્યની હાની કરનાર અને ઘણા રોગોને ઉત્પન્ન કરનાર છે માટે તે પવનને સેવવો નહીં. સેવ્યો હોય તો તેમાંથી સારૂ થતું નથી. પંખાનો પવન દાહને, પસીનાને, મૂર્છાને અને પરિશ્રમને મટાડનાર છે. તાડના પંખાનો પવન ત્રણે દોષને શાંત કરનાર છે. વાંસના વીંઝણાનો પવન ગરમ છે અને લોહીનો તથા પિત્તનો પ્રકોપ કરનાર છે. ચમરનો, વસ્ત્રનો, મોરપીંછનો અને નેતરના પંખાનો પવન દોષને હરનાર છે, સ્નિગ્ધ છે, મનને ગમે એવો છે અને સારી રીતે વખણાએલ છે.

[1] આમવાયુ નામનું એક જાતનું દરદ છે કે જેનું લક્ષણ આગળ કહેવાશે.

## દિવસે સુવાનો નિષેધ.

दिवास्वापं न कुर्वीत यतोऽसौ स्यात्कफाहः॥ग्रीष्मवर्ज्येषु कालेषु दिवा स्वप्नो निषिध्यते ॥ उचितो हि दिवास्वप्नो नित्यं येषां शरीरिणाम् । वातादयः प्रकुप्यन्ति तेषामस्वपतां दिवा ॥ व्यायामप्रमदाध्ववाहनरतान्क्रान्तानतीसारिणः शूलश्वासवतस्तृषापरिगतान्हिक्कामरुत्पीडितान् । क्षीणान्क्षीणकफान्शिशून्मदहतान्वृद्धान्रसाजीर्णिनो रात्रौ जागरितान्निराशनान्कामं दिवा स्वापयेत् ॥ दिवा वा यदि वा रात्रौ निद्रा सात्मीकृता तु यैः । न तेषां स्वपतां दोषो जाग्रतां चोपजायते ॥

स्वपतां दिवा । जाग्रतां रात्रौ ।

भोजनानन्तरं निद्रा वातं हरति पित्तहृत् । कफं करोति वपुषः पुष्टिं सौख्यं तनोति हि ॥ शयनं पित्तनाशाय वातनाशाय मर्दनम् । वमनं कफनाशाय ज्वरनाशाय लङ्घनम् । आसीनं पूर्णितं यत्तु नाभिष्यन्दि न रूक्षणम् ॥

દિવસે સુવું નહીં. કારણ કે સુવાથી કફ થાય છે. ગ્રીષ્મઋતુ શિવાય બાકીના સઘળા સમયોમાં દિવસે સુવાનો નિષેધ છે પણ જે માણસોને નિત્ય દિવસે સુવાનો અભ્યાસ હોય તેઓ જો દિવસે ન સુવે તો તેઓના વાયુઆદિ દોષનો પ્રકોપ થાય છે માટે તેઓને દિવસે સુવાનો નિષેધ નથી. કસરતમાં તત્પર રહેનારા, સ્ત્રીઓના સંગમાં તત્પર રહેનારા, માર્ગમાં ચાલવામાં તત્પર રહેનારા, ઘોડા વગેરે વાહનોપર બેસવામાં તત્પર રહેનારા, ગ્લાનિવાળા, હાથઘોણુના દરદવાળા, શૂળ નિકળવાના દરદવાળા શ્વાસના દરદી, તરસથી ઘેરાએલા, હેડકીથી પીડાતા, પવનના દરદથી પીડાતા, ક્ષીણ થએલા, જેઓનો કફ ક્ષીણ થયો હોય એવા, બાળકો, નશાથી ઘેરાએલા, વૃદ્ધ લોકો, રસના અજીર્ણવાળા, રાતના ઉજાગરાવાળા અને જેઓએ ઉપવાસ કરેલો હોય એવા મનુષ્યોને ખુશીથી દિવસના સુવરાવવા. દિવસે અથવા રાતે જેઓને નિદ્રા સ્વાધીન હોય તેઓ દિવસે સુઈ રહે અને રાતે જાગે તો પણ તેઓને કશી હરકત થતી નથી. જમ્યા પછી નિદ્રા કરવાથી વાયુ તથા પિત્ત હરાય છે, કફ થાય છે, શરીર પુષ્ટ થાય છે અને સુખ મળે છે. સુઈ રહેવાથી પિત્તનો નાશ થાય છે, અંગ ચંપાવવાથી વાયુનો નાશ થાય છે. વમનથી કફનો નાશ થાય છે અને લાંઘવાથી જ્વરનો નાશ થાય છે. બેઠાં બેઠાં ઓલાં ખાવાથી કફ થતો નથી અને રૂક્ષપણું પણ થતું નથી.

## પેટમાં અન્નને સ્થિર રાખવાના ઉપાય.

शब्दान्स्पर्शांश्च रूपाणि रसान्गन्धान्मनःप्रियान् । भुक्तवानपि सेवेत तेनान्नं साधु तिष्ठति ॥

उदरे इति शेषः ।

अन्नस्योदरे स्थितिहेतूनाह ।

शब्दः स्पर्शस्तथा रूपं रसो गन्धो जुगुप्सितः । भुक्तमप्रयतं चान्नमतिहास्यं च वामयेत् ॥

( अप्रयतमपवित्रम् । )

अन्यदपि वर्जनीयमाह ।

शयनं चासनं चाति न भजेन्न द्रवाधिकम् । नाग्न्यातपौ न प्लवनं न यानं नापि वाहनम् ॥

प्लवनं बाहुभ्यां जलप्रतरणं । यानं मार्गे चलनं । वाहनमश्वादि ।

व्यायामं च व्यवायं च धावनं यानमेव च । युद्धं गीतं च पाठं च मुहूर्तं भुक्तवांस्त्यजेत् ॥

જમ્યા પછી પણ મનને પ્રિય લાગે એવા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગં-

ધનું સેવન કરવું. કેમકે એમ કરવાથી પેટમાં અન્ન સારી રીતે રેહે છે. ખરાબ સ્પર્શ, ખરાબ શબ્દ, ખરાબ રૂપ, ખરાબ રસ, ખરાબ ગંધ, અપવિત્ર અન્ન અને અત્યત હસવું એટલાં વમન કરાવનારાં છે. જમ્યા પછી અત્યંત સુઈ રહેવું નહીં, અત્યંત બેસી રહેવું નહીં, જે પદાર્થ બહુજ પ્રવાહી હોય તેનું સેવન કરવું નહીં, અગ્નિ કે તડકાનું સેવન કરવું નહીં, હાથવતે પાણીમાં તરવું નહીં, માર્ગમાં બહુ ચાલવુ નહી, અને ઘોડા વગેરે વાહન પર બેસવું નહીં. જમ્યા પછી થોડીવાર સુધીમાં કસરત કરવી નહીં, મૈથુન કરવું નહીં, દોડવું નહીં, માર્ગમાં ચાલવુ નહીં, યુદ્ધ કરવું નહીં, ગાવું નહી અને ભણવું પણ નહી.

### અજીર્ણ થવાનાં કારણો.

अत्यम्बुपानाद्विषमाशनाच्च सन्धारणात्स्वमविपर्ययाच्च । कालेऽपि सात्म्यं लघु चापिभुक्तमन्नं न पाकं भजते नरस्य ॥ ईर्ष्याभयक्रोधसमन्वितेन लुब्धेन रुग्दैन्यनिपीडितेन । विद्वेषयुक्तेन च सेव्यमानमन्नं न सम्यक्परिपाकमेति ॥

(सन्धारणात् अधोवातमलमूत्रादीनाम् ।)

સમયસર, પ્રકૃતિને મળતું આવે એવું અને હલકુ ખાધું હોય તોપણ તે અન્ન ઝાઝું પાણી પીવામાં આવે તો સારી રીતે પાકતું નથી, અધો વાયુ મળ કે મૂત્રના વેગને રોકી રાખવામાં આવે તો સારી રીતે પાકતુ નથી અને ઉજાગરો કરવાથી પણ સારી રીતે પાકતુ નથી. ઈર્ષ્યા, ભય, ક્રોધ, લોભ, રોગ, દીનતા કે દ્વેષ ભરાયા હોય તે સમયમાં જે અન્ન ખાવામાં આવે તે બરાબર પાકતુ નથી.

### અજીર્ણ ઉપર જમવાથી હાની.

( अध्यशनलक्षणमाह । )

अजीर्णे भुज्यते यत्तु तदध्यशनमुच्यते।

[ तन्निवारयन्नाह ]

प्राग्भुक्ते चानले मन्दे द्विरद्यो न समाहरेत् ।

अस्यायमर्थः । प्रातर्भुक्तेऽजीर्णे सति अहन्येव पुनर्न भुञ्जीतेत्यर्थः । रात्रौ पुनस्तथापि सति भुञ्जीतैव । यत आह सुश्रुत एव ।

प्रातराशे त्वजीर्णे तु सायमाशेन दुष्यति । पूर्वभुक्ते विदग्धेऽन्ने भुञ्जानो हन्ति पावकम् ॥

( अस्य त्वयमर्थः । पूर्व भुक्ते रात्रिभुक्ते अन्ने विदग्धे किंचिदपक्वे किंचित्पक्वे प्रातर्भुञ्जान पावकं हन्तीत्यर्थः । यत आह । सायमाशे त्वजीर्णे तु प्रातर्भुक्तं विदोषममिति )

भवेद्यदि प्रातरजीर्णशङ्का तदाभयां नागरसैन्धवाभ्याम् । विचूर्णितां शीतजलेन भुक्त्वा भुञ्जीत चान्नं मितमन्नकाले ॥

પેટમાં અજીર્ણ છતાં જે કાંઈ જમવામાં આવે તે અધ્યશન એટલે વધારાનું જમાય છે એમ સમજવુ. એટલા માટે પેહેલુ જમેલુ પચ્યુ ન હોય અને અગ્નિ મંદ હોય તો દિવસમાં બીજીવાર

જમવું નહીં. અજીર્ણ છતાં પણ રાતે જમવામાં હરકત નથી. કારણ કે "સવારે ખાધેલું અજીર્ણ હોય તોપણ સાંજે જમવામાં હરકત નથી પણ સાંજે ખાધેલું અન્ન અજીર્ણ છતાં જે માણસ સવારે જમે છે તેનો અગ્નિ મંદ થઇ જાય છે. સાંજે ખાધેલું અજીર્ણ છતાં સવારે જમવામાં આવે તો તે અન્ન ઝેરના જેવો પરિણામ કરે છે" એમ સુશ્રુતે કહ્યું છે.

સાંજે ખાધેલું પચ્યું નથી એવી શંકા ઉત્પન્ન થાય તો સવારે સુંઠ, સિંધાલૂણ અને હરડેનું ચુર્ણ કરી ટાઢા પાણીથી તે ખાઈ જઇને પછી જમવાના સમયમાં પ્રમાણસર જમવું.

### દિવસે સ્ત્રીનો સંભોગનો નિષેધ.

आयुःक्षयभयाद्दिवान्हि सेवेत कामिनीम् । अवशो यदि सेवेत तदा ग्रीष्मवसन्तयोः ॥

સમજુએ દિવસમાં સ્ત્રિનું સેવન નહીં કરવું જોઈએ. કારણ કે તેમ કરવાથી આયુષ્યનો ક્ષય થાય છે. પરંતુ બહુજ કામાતુરપણાથી પરવશ થઈ જવાય તો ગ્રીષ્મઋતુમાં અને વસંતઋતુમાં દિવસે સ્ત્રીનો સંભોગ કરવાની છુટ છે.

### બેસવા, પંથ કરવા તથા સેહેજ ફરવાના ગુણો.

आस्यवर्णकफस्थौल्यसौकुमार्यसुखप्रदः । अध्वावर्णकफस्थौल्यसौकुमार्यविनाशनः ॥ यत्तु चंक्रमणं नातिदेहपीडाकरं भवेत् । तदायुर्बलमेधाग्निप्रदमिन्द्रियबोधनम् ॥

બેસી રેહેવાથી શરીરનો વર્ણ સારો રેહે છે, કફ વધે છે, શરીર જાડું થાય છે, કુણાશ રેહે છે, અને સુખ મળે છે. પંથ કરવાથી શરીરનો વર્ણ બગડે છે, કફ મટે છે, જાડાપણું મટે છે, અને કુણાશ પણ મટી જાય છે. દેહને વધારે પીડા ન થાય એવી રીતના સેહેજ ફરવાથી આયુષ્ય વધે છે, બળ વધે છે, બુદ્ધિ વધે છે. અગ્નિ દીપ્ત થાય છે અને ઇંદ્રિયો જાગ્રત રહે છે.

### પાઘડી તથા જોડા પેહેરવાથી થતા ફાયદા.

उष्णीषं कान्तिकृत्केश्यं रजोवातकफापहम् । लघु तच्छस्यते यस्माद्गुरु पित्ताक्षिरोगकृत् ॥ उपानद्धारणं नेत्र्यमायुष्यं पादरोगहृत् । सुखप्रचारमोजस्यं वृष्यं च परिकीर्तितम् ॥ पादाभ्यामनुपानद्भ्यां सदा चंक्रमणं नृणाम् । अनारोग्यमनायुष्यमिन्द्रियघ्नमदृष्टिदम् ॥

પાઘડી પેહેરવાથી કાંતિ વધે છે, કેસ સારા રહે છે અને રજ વાયુ તથા કફ ટળે છે. પાઘડી હલકી (બોજા બારવાની) રાખવી એ સારૂં છે કારણ કે ભારે પાઘડી પેહેરવાથી પિત્ત થાય છે અને આંખમાં દરદ થાય છે. પગરખાં પેહેરવાથી નેત્રને સુખ થાય છે, આયુષ્ય વધે છે, પગના રોગ થતા નથી, સારી રીતે ફરી શકાય છે. ઉત્સાહ વધે છે

અને શક્તિ પણ વધે છે. સર્વદા પગમાં પગરખાં પેહેર્યા વગર ફરવાથી મનુષ્યોને આરોગ્યની તથા આયુષ્યની હાનિ થાય છે, ઇંદ્રિયો હણાઈ જાય છે અને આંખની શક્તિ ઓછી થાય છે.

## છત્ર ઓઢવા તથા હાથમાં લાકડી રાખવાથી થતા ફાયદા.

छत्रस्य धारणं वर्षातपवातरयाऽपहम्। हिमघ्नं हितमक्ष्णोश्च माङ्गल्यमपि कीर्तितम् ॥ सत्वोत्साहबलस्थैर्यधैर्यतेजोविवर्धनम्। अवष्टम्भकरं चापि भयघ्नं दण्डधारणम् ॥

છત્ર ઓઢવાથી વરસાદ, તડકો, પવન કે રજ હરકત કરતાં નથી, ટાઢ મટે છે, આંખોને સારૂ થાય છે અને તે સંસારમાં મંગળરૂપ પણ ગણાય છે. લાકડી રાખવાથી શક્તિ, ઉત્સાહ, બળ, સ્થિરતા, ધીરજ તથા તેજ વધે છે, ટેકો મળે છે અને બીક પણ ટળે છે.

## જુદાં જુદાં વાહનોપર બેસવાથી થતી અસર.

ऊर्ध्वाच्छादनसंयुक्ता शिबिका सर्ववल्लभा। यस्यामारोहणं नृणां त्रिदोषशामकं मतम् ॥ वातश्लेष्मगदार्तानामीदृक्ताम्रमकृत्परः। पित्तानिलकरो हस्ती लक्ष्म्यायुःपुष्टिवर्धनः ॥ घोटकारोहणं वातपित्ताग्निश्रमकृन्मतम्। मेदोवर्णकफघ्नं च हितं तद्बलिनां परम् ॥

ઉપર ઢંકાએલી પાલખી સર્વને પ્યારી લાગે છે અને એમાં બેસવાથી માણસોના વાયુ આદિ ત્રણે દોષ મટે છે એમ માનવામાં આવ્યું છે. વાહાણ એ વાયુ તથા કફના રોગવાળાઓને વાસ્તે સારૂં નથી અને તેમાં બેસવાથી ફેર આવે છે. હાથીપર બેસવાથી પિત્ત તથા વાયુ ઉત્પન્ન થાય છે અને લક્ષ્મી, આયુષ્ય તથા પુષ્ટી વધે છે. ઘોડાપર બેસવાથી વાયુ વધે છે, પિત્ત વધે છે, અગ્નિ વધે છે, પરિશ્રમ થાય છે, મેદ તુટે છે, વર્ણમાં ફેરફાર થાય છે, અને કફ હણાય છે. બળવાળા માણસોને ઘોડાપર બેસવું બહુ હિતકારી છે.

## તડકા, છાયા, વૃષ્ટિ, ધમધોર, અગ્નિ અને ધુવાડા સમિપ બેસવાથી થતી અસર.

आतपः स्वेदमूर्च्छास्रपित्ततृष्णाश्रमभ्रमान्। दाहं विवर्णतां कुर्यादेतांश्छाया व्यपोहति ॥ दृष्टिर्घ्न्या हिमावस्या निद्रालस्यविधायिनी। भयावहा मोहकरी कुहेतिः कफवातला ॥

( कुहेति कुहेरा इति लोके )

अग्निर्वातकफस्तम्भशीतवेपथुनाशनः। आमाभिष्यन्दशमनो रक्तपित्तप्रकोपनः ॥ सद्यःश्लेष्मकरो धूमो नेत्रयोरहितो भृशम्। शिरोगौरवकृच्चापि वातपित्तं च कोपयेत् ॥

વડકાથી પસીનો થાય છે, મૂર્છા આવે છે, રૂધીર તથા પિત્ત વધે છે. તરસ લાગે છે, ગ્લાનિ થાય છે, પરિશ્રમ થાય છે, બળતરા થાય છે અને રંગ બદલી જાય છે. છાયાથી પસીનો મટે છે, મૂર્છા ટળે

છે, રૂધિર તથા પિત્ત ઓછાં થાય છે, તરસ મટે છે, ગ્લાનિ મટે છે, પરિશ્રમ મટે છે, બળતરા મટે છે અને રંગ સારો રેહે છે. વૃષ્ટિ એ વીર્યને વધારે છે, ટાઢી છે, બળ આપનાર છે અને નિદ્રા તથા આલસ્યને ઉત્પન્ન કરનાર છે. વરસાદ વગરનું ઘમઘોર એ ભય ઉત્પન્ન કરનાર છે, મોહ આપનાર છે અને કફ તથા વાયુને વધારનાર છે. અગ્નિ એ વાયુને, ઝલાઈ જવાને, ટાઢને અને કફને મટાડનાર છે તેમજ આંખો દુખવાના રોગને શાંત કરે છે અને લોહી તથા પિત્તનો પ્રકોપ કરે છે. ધુવાડો એ તુરત કફ કરનાર છે, નેત્રને બહુજ નુકસાન કરનાર છે, માથામાં ભારેપણું કરનાર છે અને વાયુ તથા પિત્તનો પ્રકોપ કરનાર છે.

## મનુષ્યે કેવો સદાચાર રાખવો.

मैत्रीं सद्भिः समं कुर्यात्स्नेहं सत्सु तु सर्वथा । संसर्गं साधुभिः कुर्यादसत्सङ्गं परित्यजेत् ॥

(सत्सु सज्जनेषु । सर्वथा मनोवाक्कर्मभिः ॥)

सेवेत देवभूदेववृद्धवैद्यनृपातिथीन् ॥ विमुखान्नार्थिनः कुर्यान्नावमन्येत कानपि । गुरूणां सन्निधौ तिष्ठेत्सदैव विनयान्वितः ॥ पादप्रसारणादीनि तत्र नैव समाचरेत् । अपकारपरेऽपि स्यादुपकारपरः पुमान् ॥ आत्मवत्सकलान्पश्येद्वैरिणो दूरतो वसेत् । न कश्चिदात्मनः शत्रुमात्मानं कस्यचिद्रिपुम् ॥ प्रकाशयेन्नापमानं न च निःस्नेहतां प्रभोः । नात्मानमुदके पश्येन्न नग्नः प्रविशेज्जलम् ॥ तथा नाज्ञातगांभीर्यं न हिंस्रप्राणिसेवितम् । काले हितं मितं सत्यं संवादि मधुरं वदेत् ॥ भुंजीत मधुरप्रायं स्निग्धं काले हितं मितम् । न रात्रौ दधि भुंजीत न च निर्लवणं तथा ॥ सामुद्रं सूपं नाक्षौद्रं न चाप्यघृतशर्करम् । जनस्याशयमालक्ष्य यो यथा परितुष्यति ॥ तं तथैवानुवर्तेत पराराधनपण्डितः । नैकः सुखी न सर्वत्र विश्वस्तो न च शङ्कितः । नोद्यमे विरमेत्क्वापि हेतावीर्ष्येत्फले न तु ॥

( हेतौ फलहेतौ । उद्यमे फले धनादौ )

वेगान् न धारयेज्जातु मनोवेगान्निधारयेत् । न पीडयेदिन्द्रियाणि न चैतानतिलालयेत् ॥ वर्षातपादिषु छत्री दण्डी रात्रौ भयेषु च । सोपानत्कस्तनुं रक्षेद्विचरेद्युगमात्रदृक् ॥

( युगमात्रदृक् अग्रतो हस्तचतुष्टयमितां भूमिं पश्यन् )

नदीं तरेन्न बाहुभ्यां नाग्निस्कन्धमभिव्रजेत् । सन्दिग्धनावं वृक्षं च नारोहेद्दुष्टयानकम् ॥

( दुष्टयानं दुष्टगजघोटकादि । )

नासंवृतमुखं कुर्यात्सभायां च विचक्षणः । कासं श्वासं तथोद्गारं जृम्भणं क्षवथुं तथा ॥ नासिकां न विकुष्णीयान्नाकस्मीतोत्कटकः क्वचित् । नोर्ध्वजानुश्चिरं तिष्ठेन्न नखेन लिखेद्भुवम् ॥ संमार्जनीरजो नैव देहे दद्यात्कदाचन । न नखेन तृणं छिन्द्यान्नोच्छिष्टो ब्राह्मणं

**स्पृशेत् ॥ नोपरक्तं न चोद्यन्तं नास्तं यातं दिवाकरम् । सर्वथा न समीक्षेत न जले प्रतिविम्बितम् ॥ नेक्षेत सततं सूक्ष्मं दीप्तामेध्याप्रियाणि च । पौरन्दरं धनुर्नैव दर्शयेत्कमपि क्वचित् ॥ नेच्छेद्बलवता युद्धं न भारं शिरसा वहेत् । गात्रं न नादयेत्केशान्हस्तेन धुनुयान्न च ॥ न गच्छेत्पूज्ययोर्मध्ये दंपत्योरन्तरेण च । रिपोरन्नं न भुञ्जीत गणिकान्नमपि क्वचित् ॥ प्रतिभूर्न भवेत्क्वापि न च साक्षी वृथा भवेत् ।**

( प्रतिभूः जामीनः । )

**स्रागीं न धारयेज्जातु दूतं दूरात्परित्यजेत् ॥**

स्रागी शाती ।

**विश्वासं नाचरेत्स्त्रीणां ताः स्वतन्त्रश्च नाचरेत् । रक्षणीयाः सदा यत्नाद्यौवने तु विशेषतः ॥ न भिन्ने शयने सुप्यान्नानेकविवरेऽपि च । नैको देवालये नैव रात्रौ तरुतलेऽपि च ॥ एवं दिनानि गमयेत्सदाचाररतः सदा । यतो रात्रिप्रयुक्तानि कुर्यात्कर्माणि मानवः ॥ इत्याचारं समासेन भाषितं यः समाचरेत् । स विन्दत्यायुरारोग्यं प्रीतिं धर्मं धनं यशः ॥**

સારા માણસોની સાથે મિત્રતા કરવી, એઓની ઉપર સઘળી રીતે સ્નેહ રાખવો અને મન, વચન, તથા કર્મથી સંસર્ગ પણ એઓનોજ કરવો. નીચ માણસોનો સંગ સઘળી રીતે છોડી દેવો. દેવ, બ્રાહ્મણ, વૃદ્ધવૈદ્ય, રાજા અને અતિથિઓનું સેવન કરવું. માગવા આવેલા લોકોને નિરાશ વાળવા નહીં અને કોઈ લોકોની અવજ્ઞા કરવી નહીં. વડીલ વગેરે ગુરૂલોકોની પાસે સર્વદા નમ્રતા ભરેલી રીતે રહેવું એઓની પાસે પગ લાંબા કરીને બેસવા વગેરે અયોગ્ય ચાલ કદી પણ કરવી નહીં. અપકાર કરનારા માણસનો ઉપકાર કરવામાં તત્પર રેહેવું. સઘળાઓને પોતા સરખાજ ગણવા અને શત્રુથી દુર રહેવું. ' અમુક માણસ મારો શત્રુ છે અથવા હું અમુક માણસનો શત્રુ છું ' એમ કોઇ રીતે જાહેર કરવું નહીં. કોઈ સ્થળમાં પોતાનું અપમાન થયું હોય તે વાતને અને પોતા ઉપર ધણીનો સ્નેહ ન હોય તે વાતને પણ જાહેર કરવી નહીં. પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોવું નહીં, નગ્ન થઇને જળમાં પેસવું નહીં. જેની ઊંડાઇ કેટલી છે એવી ખબર ન હોય તથા જેમાં મગર વગેરે ઘાતકી પ્રાણી રેહેતાં હોય એવા જળમાં પેસવું નહીં, બોલવાનો સમય જણાય ત્યારે થોડું, હિતકારી, સાચું, મળતું આવે એવું અને મીઠું વચન બોલવું. જમવાનો સમય થાય ત્યારે ઘણા મધુર રસવાળું, ઘીવાળું અને હિતકારી પ્રમાણસર ભોજન કરવું. રાતે દહીં ખાવું નહીં અને લુણ નાખ્યા વગરનું દહીં કદી પણ ખાવું નહીં. મગની દાળ વગરનું, મધ વગરનું, અને સાકર વગરનું ઘી પણ ખાવું નહીં. માણસનો અભિપ્રાય જોઇને જે માલુમ

જેવી રીતે રાજી થાય તેને તેવીજ રીતે અનુસરવું એટલે બીજા માણસોને રાજી રાખવા ચતુર થવું. સહાય વગરનો માણસ સુખી થતો નથી, તેમ સર્વ ઉપર વિશ્વાસ રાખનાર કે સર્વ ઉપર શક રાખનાર પણ સુખી થતો નથી. કદી પણ ઉદ્યમ કરવાથી અટકવું નહીં કોઇ માણસ ફળ મળે એવો ઉદ્યમ કરતો હોય અથવા ધન કમાતો હોય તેના ઉપર ઈર્ષ્યા કરવી નહીં. મળ, મૂત્ર, કે અધોવાયુ વગેરેના વેગને કદી પણ અટકાવવા નહીં, અને કામ ક્રોધાદિક મનના વેગોને અટકાવવા જોઇએ. ઇંદ્રિયોને પીડવી નહીં તેમ તેઓને બહુ લાડ પણ લડાવવું નહીં. વરસાદ કે તડકા વગેરેમાં છત્ર રાખીને ફરવું. રાતે તથા ભયના સમયોમાં હાથમાં લાકડી રાખીને ફરવું. પગરખાં પેહેરી રાખવાં અને દેહનું રક્ષણ કરવું. આગળ ચાર ચાર હાથ ધરતી જોઈને તેમાં ફરવું. હાથ વતે નદીમાં તરવું નહીં. જ્યાં અગ્નિ જથાબંધ હોય ત્યાં જવું નહીં, શકભરેલા વાહાણમાં બેસવું નહીં, ઝાડ પર ચડવું નહીં અને મસ્તીવાળા હાથી કે ઘોડા વગેરે વાહનપર ચડવું નહીં. સમજુ માણસે સભામાં મોહોડા આડું લુગડું દીધા વગર ઉધરસ, શ્વાસ, ઓડકાર, બગાસું, કે છીંક ખાવાં નહીં. સભામાં નાક ખોતરવું નહીં, કોઈ વખતે પણ ઉભડક બેસવું નહીં, ઘણીવાર સુધી ગોઠણ ઉચા રાખીને બેસવું નહીં અને નખથી ધરતી ખોતરવી નહીં. શરીર પર કદી પણ સાવરણાની ધૂળ પડવા દેવી નહીં. નખવતે તણખલાં તોડવાની ટેવ રાખવી નહીં. અંગ એઠું હોય ત્યારે બ્રાહ્મણને અડવું નહીં. રાહુથી ગ્રેવાએલા, ઊગતા કે આથમતા સૂર્યની સામું જોવું નહીં પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ પડયું હોય તેને પણ કદી જોવું નહીં. ઝીણી વસ્તુ સામું નિરંતર જોવું નહીં. પ્રદીપ્ત, અપવિત્ર અપ્રિય વસ્તુ સામું પણ જોવું નહીં. આકાશમાં ઇંદ્ર ધનુષ્ય તણાયું હોય તે કોઈ સમયે પણ કોઈને દેખાડવું નહીં. બળવાનની સાથે લડાઈ કરવાની ઇચ્છા કરવી નહીં. માથાપર બોજો ઉપાડવો નહીં. હાથ વગેરે ઠોકીને ગાત્રનો અવાજ કરવો નહીં. હાથવતે કેશને હલાવવા નહીં. બે પૂજ્ય માણસ કે સ્ત્રી-પુરુષ ઉભાં હોય તેઓની વચમાં થઈને જવું નહીં. શત્રુનું કે વેશ્યાનું અન્ન કદી પણ ખાવું નહીં. કોઈ સમયે પણ કોઈનું જામીન થવું નહીં. કોઇનું વૃથા સાક્ષી થવું નહીં. કોઈની થાપણ રાખવી નહીં અને જુગારનો તો દુરથીજ ત્યાગ કરવો. સ્ત્રીઓનો વિશ્વાસ કરવો નહીં. સ્ત્રીઓને સ્વતંત્ર પણે રાખવી નહીં. ઘણા પ્રયત્નથી સ્ત્રીઓનું રક્ષણ કરવું તેમાં પણ જુવાનીમાં તો વિશેષ રક્ષણ કરવું જોઈએ. ફાટેલા અથવા અનેક છિદ્રોવાળા શયનમાં સુવું નહીં. રાતે દેવમંદીરમાં કે ઝાડ નીચે એકલા સુવું નહીં. આ પ્રમાણે સર્વદા સદાચારમાં તત્પર રહીને

દિવસો વ્યતિત કરવા અને રાત્રિઓમાં તે સમયને અનુકૂલ પડે એવાં કામો કરવાં. સંક્ષેપથી આ જે સદાચાર કહ્યો તે પ્રમાણે જે માણસ ચાલે તેને આયુષ્ય, આરોગ્ય, પ્રીતિ, ધર્મ અને યશની પ્રાપ્તિ થાય છે.

### સંધ્યાકાળમાં નિષિદ્ધ કરેલાં કર્મો.

एतानि पञ्च कर्माणि सन्ध्यायां वर्जयेद्बुधः । आहारं मैथुनं निद्रां संपाठं गीतमध्वनि ॥ भोजनाज्जायते व्याधिर्मैथुनाद्गर्भवैकृतिम् । निद्राया निःस्वता पाठादायुर्हानिर्गतेर्भयम् ॥

સમજુ માણસે સંધ્યાકાળમાં આહાર, મૈથુન, નિદ્રા, શાસ્ત્રાદિકનું અધ્યયન અને માર્ગમાં ચાલવું એ પાંચ કામો નહીં કરવાં જોઈએ. સાયંકાળે ભોજન કરવાથી વ્યાધિ ઉત્પન્ન થાય છે. મૈથુન કરવાથી ગર્ભમાં વિકાર ઉત્પન્ન થાય છે, નિદ્રા કરવાથી નિર્ધનપણું પ્રાપ્ત થાય છે, ભણવાથી આયુષ્યની હાની થાય છે અને માર્ગમાં ચાલવાથી ભય ઉત્પન્ન થાય છે.

---

## રાત્રિ ચર્યા.

### ચાંદની વગેરેના ગુણ.

ज्योत्स्ना शीता स्मरानन्दप्रदा तृट्पित्तदाहहृत् । ततो हीनगुणः कुर्यादवश्यायोऽनिलं कफम् ॥ तमो भयावहं मोहदिङ्मोहजनकं भवेत् । पित्तहृत्कफहृत्कामवर्धनं क्लमकृच्च तत् ॥

ચાંદની એ ટાઢી છે, કામદેવ સંબંધી આનંદ આપનારી છે અને તરસ પિત્ત તથા બળતરાને હરનારી છે. ઝાકળ એ ચાંદનીથી ઓછા ગુણવાળી છે અને વાયુ તથા પિત્તને કરનારી છે. અંધારૂં એ ભય કરનાર છે, મોહ કરનાર છે, દિશાઓને ભુલાવી દેનાર છે, પિત્ત તથા કફને હરનાર છે, કામદેવને વધારનાર છે અને શરીરમાં ગ્લાનિ આપનાર છે.

### રાત્રિએ ભોજન કરવાનો સમય.

रात्रौ च भोजनं कुर्यात्प्रथमप्रहरान्तरे । किञ्चिदूनं समश्नीयाद्दुर्जरं चात्र वर्जयेत् ॥

રાતે પહેલા પોહોરમાં કાંઈક ભુખ રહે એવી રીતે ઓછું જમવું અને તેમાં ઘણી વારે પચે એવા પદાર્થો ખાવા નહીં.

### મૈથુન સંબંધી વિવેચન.

शरीरे जायते नित्यं देहिनः सुरतस्पृहा । अव्यवायान्मेदमेदोवृद्धिः शिथिलता तनोः ॥ बालेऽतिगीयते नारी यावद्वर्षाणि षोडश । ततस्तु तरुणी ज्ञेया द्वात्रिंशद्वत्सरावधि ॥ तदूर्ध्वमधिरूढा स्यात्पञ्चाशद्वत्सरावधि । वृद्धा तत्परतो ज्ञेया सुरतोत्सववर्जिता ॥

[ अविरुद्धा प्रौढा ]

निदाघशरदोर्बाला हिता विपर्यिणी मता ॥ तरुणी शीतसमये प्रौढा वर्षा-

वसानयोः ॥ नित्यं वाला सेव्यमाना नित्यं वर्धयते बलम् ॥ तरुणी ह्रासयेच्छक्तिं प्रौढा द्रावयते जराम् । सद्यो मांसासवं चान्नं वाला स्त्री क्षीरभोजनम् ॥ घृतमुष्णोदके स्नानं सद्यः प्राणकराणि षट् । पूतिमांसं स्त्रियो वृद्धा वालार्कस्तरुणी दधि ॥ प्रभाते मैथुनं निद्रा सद्यःप्राणहराणि षट् ।

( प्राणशब्दोऽत्र बलवाचकः । वालार्कः कन्यार्कः । )

वृद्धोऽपि तरुणीं गत्वा तरुणत्वमवाप्नुयात् ॥ वयोऽधिकां स्त्रियं गत्वा तरुणः स्थविरायते । आयुष्मन्तो मन्दजरा वपुर्वर्णबलान्विताः ॥ स्थिरोपचितमांसाश्च भवन्ति स्त्रीषु संयताः । सेवेत कामतः कामं बलाद्वाजीकृतो हिमे॥

प्रकामं तु निषेवेत मैथुनं शिशिरागमे।

त्र्यहाद्वसन्तशरदोः पक्षाद्वृष्टिनिदाघयोः ॥

सुश्रुतस्तु ।

त्रिभिस्त्रिभिरहोभिर्हि समेयात्प्रमदां नरः । सर्वेष्वृतुषु घर्मेषु पक्षात्पक्षाद्व्रजेद्बुधः ॥

समेयात् सङ्गच्छेत् । घर्मे ग्रीष्मे ।

शीते रात्रौ दिवा ग्रीष्मे वसन्ते तु दिवानिशि । वर्षासु वारिदध्वाने शरत्सु सरसः स्मरः ॥ उपेयात्पुरुषो नारीं सन्ध्ययोर्न च पर्वसु । गोसर्गे चार्धरात्रे च तथा मध्यंदिनेऽपि च ॥ विहारं भार्यया कुर्यादेशेऽतिनयसंवृते । रम्ये श्रव्याङ्गनागाने सुगन्धे सुखमारुते ॥ देशे गुरुजनासन्ने विवृतेऽतिप्राकारे । श्रूयमाणव्यथाहेतुवचने न रमेत ना ॥ स्नातश्चन्दनलिप्ताङ्गः सुगन्धः सुमनोऽन्वितः । भुक्तवृष्यः सुवसनः सुवेषः समलंकृतः ॥ ताम्बूलवदनः पत्न्यामनुरक्तोऽधिकस्मरः । पुत्रार्थी पुरुषो नारीमुपेयाच्छयने शुभे ॥ अत्याशितोऽधृतिः क्षुद्वान्सव्यथाङ्गः पिपासितः । बालो वृद्धोऽन्यवेगार्तस्त्यजेद्रोगी च मैथुनम् ॥

रोगी मैथुनसंवर्धनीयरोगयुक्तः ।

भार्यां रूपगुणोपेतां तुल्यशीलां कुलोद्भवाम् । अतिकामोऽभिकामां तु हृष्टो हृष्टामलंकृताम् ॥ सेवेत प्रमदां युक्त्या वाजीकरणबृंहितः । रजस्वलामकामां च मलिनामप्रियां तथा ॥ वर्णवृद्धां वयोवृद्धां तथा व्याधिप्रपीडिताम् ॥ हीनाङ्गीं गर्भिणीं द्वेष्यां योनिरोगसमन्विताम् ॥ सगोत्रां गुरुपत्नीं च तथा प्रव्रजितामपि । नाभिगच्छेत्पुमान्नारीं भूरिवैगुण्यशङ्कया ॥ रजस्वलां गतवतो नरस्यासंयतात्मनः । दृष्ट्यायुस्तेजसां हानिरधर्मश्च ततो भवेत् ॥ लिङ्गिनीं गुरुपत्नीं च सगोत्रामथ पर्वसु । वृद्धां च सन्ध्ययोश्चापि गच्छतो जीवनक्षयः ॥

लिङ्गिनीं प्रव्रजिताम् ।

गर्भिण्यां गर्भपीडा स्याद्व्याधितायां बलक्षयः । हीनाङ्गीं मलिनां द्वेष्यां सामां वन्ध्याममंवृते ॥ देशेऽभिगच्छतो रेतः क्षीणं म्लानं मनो भवेत् ॥

गर्भिणी गर्भवासादिरमाहिनीये मासि ग-

मेस्थितेरनिश्चिते ये यथोक्तनक्षत्रादिलाभावे वा तृतीयमासि पुंसवने कृते नाभिगच्छेत् ।

यत पुंसवनानन्तरमाह व्यास ।

ततस्त्यजेन्नदीतीरं देवखातोदकं तथा । भर्तुः शय्यां मृतापत्यां तथैवामिषभोजनम् ॥

अन्यच्च ।

आमिषस्याशनं यत्नात्प्रमदा परिवर्जयेत् । देवारामनदीयानं प्रयोगं पुरुषस्य चेति ॥ क्षुधितः क्षुब्धचित्तश्च मध्याह्ने तृषितोऽबलः । स्थितस्य हानिं शुक्रस्य वायोः कोपं च विन्दति ॥ व्याधितस्य रुजा प्लीहा मूर्च्छा मृत्युश्च जायते । भत्यूषे चार्धरात्रे च वातपित्ते प्रकुप्यतः ॥ तिर्यग्योनावयोनौ वा दुष्टयोनौ तथैव च । उपदंशास्तथा वायोः कोपः शुक्रसुखक्षयः ॥ उच्चारिते मूत्रिते च रेतसश्च विधारणे । उत्ताने च भवेच्छीघ्रं शुक्राश्मर्यास्तु संभवः ॥ सर्वमेतत्त्यजेत्तस्मायतो लोकद्वयाऽहितम् । शुक्रं तूपस्थितं मोहान्न सन्धार्यं कदाचन ॥ स्नानं सशर्करं क्षीरं भक्ष्यमैक्षवसंस्कृतम् । वातो मांसरसः स्वप्नो सुरतान्ते हिता अमी ॥ शूलकासज्वरश्वासकार्श्यपाण्ड्वामयक्षयाः । अतिव्यवायाज्जायन्ते रोगाश्चाक्षेपकादयः ॥

પ્રાણીને શરીરમાં નિત્ય મૈથુન કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. ઈચ્છા થયા છતાં મૈથુન નહીં કરવાથી પ્રમેદ થાય છે, મેદની વૃદ્ધિ થાય છે અને શરીરમાં શિથિલપણું થાય છે. સ્ત્રી સોળ વર્ષ સુધી બાલા કહેવાય છે, બત્રીશ વર્ષસુધી જુવાન કહેવાય છે, પચાશ વર્ષસુધી પ્રૌઢા કહેવાય છે અને તે પછી વૃદ્ધ કહેવાય છે. સ્ત્રીને વૃદ્ધ અવસ્થામાં કામદેવ સબંધી ઉત્સવ રહેતો નથી ગ્રીષ્મ ઋતુમાં અને સરદઋતુમાં વિષયી પુરૂષને બાલા સ્ત્રી અત્યંત હિતકારી છે. શીત કાળમાં જુવાન સ્ત્રી અને વર્ષા તથા વસંતમાં પ્રૌઢા સ્ત્રી અત્યંત હિતકારી છે. નિત્ય બાલા સ્ત્રીનુ સેવન કરવાથી બળ વધેછે, જુવાન સ્ત્રીનુ સેવન કરવાથી શક્તિ ઓછી થાય છે અને પ્રૌઢા સ્ત્રીનું સેવન કરવાથી ઘડપણ આવે છે. તાજુ માંસ, નવું અન્ન, બાલા સ્ત્રી, દુધનુ જમણ, ઘી અને ઉના પાણીથી સ્નાન એ છ વાનાં તુરત બળ આપનારાં છે. ગધાનુ માંસ, વૃદ્ધ સ્ત્રી, કન્યા સંક્રાંતિનો સૂર્ય, તુરતનું જમાવેલુ (એટલે બરાબર નહીં જામેલુ) દહી, પ્રભાતકાળનુ મૈથુન અને પ્રભાતકાળની નિદ્રા એ છ વાનાં તુરત બળને હરનારાં છે. વૃદ્ધ પુરૂષ પણ જુવાન સ્ત્રીનો સંભોગ કરે તો જુવાન જેવો થઈ જાય છે અને જુવાન પુરૂષ વૃદ્ધ સ્ત્રીનો સંગ કરે તો વૃદ્ધ જેવો થઇ જાય છે. જિતેંદ્રિય પણાથી સ્ત્રીઓનો સંગ નહીં કરનાર પુરૂષોને આયુષ્ય વધે છે, તુરત જરા અવસ્થા આવતી નથી, શરીરનો વર્ણ સારો રહે છે, શરીરમાં બળ રહે છે અને માંસ સ્થિર તથા વૃદ્ધિ પામેલુ રહે છે. હેમંત ઋતુમાં વાજીકરણનાં ઔષધ

ખાઇ બળ મેળવીને પોતાની ઈચ્છાપ્રમાણે ખુબ મૈથુન કરવું. શિશિરઋતુમાં પણ મરજી પ્રમાણે મૈથુન કરવું. વસંતઋતુમાં ને શરદ્ઋતુમાં ત્રણ ત્રણ દિવસે મૈથુન કરવું અને વર્ષાઋતુમાં તથા ગ્રીષ્મઋતુમાં પખવાડીએ પખવાડીએ મૈથુન કરવું. સુશ્રુત તો એમ કહે છે કે "સમજુ પુરૂષે સઘળી ઋતુઓમાં ત્રણ ત્રણ દિવસે સ્ત્રીનો સંભોગ કરવો પણ ગ્રીષ્મઋતુમાં પખવાડીએ પખવાડીએ કરવો." શીતકાળમાં રાતે મૈથુન કરવું, ગ્રીષ્મઋતુમાં દિવસે મૈથુન કરવું, વસંતઋતુમાં રાતે તથા દિવસે પણ કરવું, વર્ષાઋતુમાં મેઘની ગર્જના થાય ત્યારે કરવું અને શરદ્ઋતુમાં મરજીમાં આવે ત્યારે કરવું. પ્રભાતે, સાયંકાળે, પર્વણીઓમાં, અધરાતે, ગાયો છુટવાના સમયમાં અને મધ્યાન્હ સમયમાં મૈથુન નહીં કરવું જોઈએ. અત્યંત શુભ, રમણીય, સુગંધીવાળા, સુખદાયી પવનવાળા અને જેમાં સ્ત્રીઓનાં ગાયન સાંભળવામાં આવતાં હોય એવા સ્થલમાં સ્ત્રીની સાથે વિહાર કરવો. જે સ્થલ વડીલ લોકોના સમીપમાં હોય, ખુલ્લું હોય, કે બહુ લાજ ઉપજાવનાર હોય અથવા જેમાં મનને ગ્લાનિ આપનારાં વચન સાંભળવામાં આવતાં હોય તે સ્થલમાં પુરૂષે સ્ત્રીની સાથે રમણ કરવું નહીં. પુત્રની ઇચ્છાવાળા પુરૂષે નાહી, અંગોમાં ચંદનનું લેપન કરી, સુગંધી પદાર્થોને ધારણ કરી, ફુલની માળાઓ પેહેરી, વીર્ય વધારનારા પદાર્થો જમી, સારાં વસ્ત્ર પેહેરી, સારા અલંકાર પેહેરી, ઉત્તમ વેષ ધરી, મોહોડામાં પાનબીડી રાખી, સ્ત્રી ઉપર પ્રેમ ધરી કામદેવની વૃદ્ધિ થાય તે સમયમાં સુંદર શયનપર સ્ત્રીનો સંગ કરવો. બહુ જમેલાએ, ધીરજવગરનાએ, ભુખ્યાએ, દુખતાં અંગવાળાએ, તરસવાળાએ, બાળકે, વૃદ્ધે, મળમૂત્રાદિકના વેગથી પીડાએલાએ અને મૈથુનથી વધે એવા રોગવાળાએ મૈથુન નહીં કરવું જોઇએ. વાજીકરણના ઉપાયોથી શક્તિ વધારી કામદેવ વૃદ્ધિ પામે તે સમયમાં રૂપાળી, ગુણવાળી, પોતાના જેવા સ્વભાવવાળી, સારા કુલની, બહુ કામનાવાળી, રાજીપાવાળી અને જેણે સારી રીતે શણગાર ધરયા હોય એવી સ્ત્રીનો પરમ આનંદથી યુક્તિપૂર્વક સંભોગ કરવો. પુરૂષે ઘણો ખરાબ પરિણામ નીવડવાની શંકા રાખીને રજસ્વલા, કામનાવગરની, મલિન, અપ્રિય, ઉંચા વર્ણની, પોતાથી અધિક અવસ્થાવાળી, વ્યાધિથી પીડાએલી, ઓછાં અંગવાળી, ગર્ભવાળી, દ્વેષપાત્ર, યોનિના રોગવાળી, પોતાના ગોત્રમાં જન્મેલી, ગુરૂપત્ની, અને જેણે ભેખ લીધો હોય એવી સ્ત્રીનો સંગ નહીં કરવો. જે પુરૂષ પોતાના મનને હાથમાં નહીં રાખતાં રજસ્વલાનો સંગ કરે તેનાં દૃષ્ટિ, આયુષ્ય અને તેજની હાની થાય છે અને તેથી અધર્મ પણ થાય છે. ભેખવાળી, ગુરૂપત્ની, પોતાના ગોત્રમાં ઉત્પન્ન થએલી કે વૃદ્ધ અવસ્થાવાળી સ્ત્રીનો સંગ કરવાથી

તેમજ સવારે, સાંજે કે પર્વણીઓમાં સ્ત્રીનો સંગ કરવાથી પણ જીવનનો ક્ષય થાય છે. ગર્ભિણીનો સંગ કરવાથી ગર્ભને પીડા થાય છે. રોગવાળીનો સંગ કરવાથી બળનો ક્ષય થાય છે. ઓછાં અંગવાળી, મલિન, દ્વેષપાત્ર, દુબળી કે વાંઝણી સ્ત્રીનો સંગ કરવાથી તેમજ ખુલ્લી જગ્યામાં સ્ત્રીનો સંગ કરવાથી વીર્ય ક્ષીણ થાય અને મન ગ્લાનિ પામે છે. 'ગર્ભિણીનો સંગ નહીં કરવો' એમ કહ્યું તેમાં એવું સમજવાનું છે કે ગર્ભ રહેવાના દિવસથી બીજે મહિને અથવા ગર્ભ રહેવાનો નિશ્ચય નહીં હોવાને લીધે કે જ્યોતિ શાસ્ત્રમાં કહેલાં ગ્રહનક્ષત્રાદિક નહીં મળવાને લીધે ત્રીજે મહિને પુંસવન નામની ક્રિયા કરવામાં આવ્યા પછી ગર્ભિણીનો સંગ નહીં કરવો. કારણ કે "પુંસવન થયા પછી સ્ત્રીએ નદીને કાંઠે જવું નહીં, પાણીના કુદરતી ખાડામાં જવું નહીં, પતિની શય્યામાં જવું નહીં, જેનાં છોકરા મરી જતાં હોય એવીની પાસે જવું નહીં અને માંસ ખાવું નહીં" એમ વ્યાગે કહ્યું છે. બીજા ગ્રંથમાં પણ લખ્યું છે કે "ગર્ભવાળી સ્ત્રીએ માંસ ખાવાનો, દેવના બગીચામાં જવાનો, નદીએ જવાનો અને પુરૂષના સંભોગનો ત્યાગ કરવો." ભુખ્યો, ગડબડમાં પડેલા ચિત્તવાળો, તરસ્યો કે બાળક હિત પુરૂષ સ્ત્રીનો સંગ કરે તો અથવા મધ્યાન્હના સમયમાં સંગ કરે તો અંદર રહેલા વીર્યની હાની થાય છે અને વાયુનો પ્રકોપ થાય છે. રોગી પુરૂષ સ્ત્રીનો સંગ કરે તો તેને પીડા, બરલનું દરદ, મુર્છા અને મૃત્યુ પણ થાય છે. પરોઢીએ કે અધરાતે સ્ત્રીનો સંગ કરવાથી વાયુનો અને પિત્તનો પ્રકોપ થાય છે. પશુનો સંગ કરવાથી અથવા ઋષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન કરવાથી અથવા ખરાબ યોનિમાં મૈથુન કરવાથી ચાંદી થાય છે, વાયુનો પ્રકોપ થાય છે, અને વીર્યનો તથા સુખનો ક્ષય થાય છે. ઝાડાના વેગને રોકવાથી, મૂત્રના વેગને રોકવાથી, ચળિત થએલા વીર્યને રોકવાથી અને વિપરીત રતિ કરવાથી તુરત વીર્યની પથરી (પાણવી) થવાનો સંભવ થાય છે અને વળી એમ કરવું એ આલોક તથા પરલોકના અહિતરૂપ છે એટલા માટે એ સઘળું છોડી દેવું ચળિત થએલા વીર્યને કદી પણ ભૂલ કરીને રોકી રાખવું નહીં. સંભોગ થઈ રહ્યા પછી નાહાવું, સાકર સહિત દુધ પીવું, ગોળવાળા પદાર્થ ખાવા, વાયુનું સેવન કરવું, માંસનો રસો પીવો અને નિદ્રા કરવી એટલાનાં હિતકારી છે. બહુ મૈથુન કરવાથી સુળ, ઉધરસ, દુબળા પાડ, પાંડુરોગ, ક્ષયરોગ અને આક્ષેપ કરોગ (જે થવાથી શરીર વારંવાર ઉછળવા માંડે છે. તે વાયુ સંબંધી રોગ) વગેરે ઉત્પન્ન થાય છે.

## સમયસર ઉંઘ લેવાથી થતો લાભ

रात्रौ जागरणं रूक्षं स्पदोपविपा निजिन् । निद्रा तु सेविता काले धातु

साम्यमतन्द्रिताम् । पुष्टिवर्णवलोत्साहं वह्निदीप्तिं करोति हि ॥

यो लेढि शयनसमये मधुमिश्रं बीजपूरदलचूर्णम् । स तु लज्जाकरवातमसरनिरोधात्सुखं स्वपिति ॥

રાતે જાગવું એ રૂક્ષપણું કરે છે અને કફને તથા ઝેરની પીડાને મટાડે છે. રાતે સમયપર ઊંઘ લેવાથી ધાતુઓની સમતા થાય છે, આલસ્ય રેહેતું નથી, પુષ્ટિ પ્રાપ્ત થાય છે, વર્ણ સારો રહે છે, ઉત્સાહ વધે છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. જે માણસ સુવાના સમયમાં બીજોરાનાં પાનડાનું ચૂર્ણ મધની સાથે ચાટે તે માણસ લાજ ઉત્પન્ન કરનારા વાયુનું ચાલવું રોકાવાથી સુખે સુઇ રહે છે.

## સૂર્યોદય પેહેલાં આઠ અંજલિ જળ પીવાથી થતો લાભ.

सवितुः समुदयकाले प्रसृतीः सलिलस्य यः पिवेदष्टौ । रोगजरापरिमुक्तो जीवेद्वत्सरशतं साग्रम् ॥

( अस्य जलपानस्योपक्रमकाले रात्रेश्चतुर्थप्रहरप्रवेशः । )

( तथाच भोजः )

पिवति पर्युषितं जलमन्वहं तिमिरिणीचरमे प्रहरे यदि ।

( एतज्जलपानकालमर्यादा सूर्योदयातिसन्निहितप्रातःकालः । )

( तथाच तन्त्रान्तरे )

अम्भसः प्रसृतीरष्टौ रवावनुदिते पिबेत् । वातपित्तकफान् जित्वा जीवेद्वर्षशतं सुखी ॥

( इति सलिलस्यात्र पर्युषितग्रहणं भोजवचनानुरोधात् । )

अर्शःशोथग्रहण्यो ज्वरजठरजराकुष्ठमेदोविकारा मूत्राघातास्रपित्तश्रवणगलशिरःश्रोणिशूलाक्षिरोगाः । ये चान्ये वातपित्तक्षतजकफकृता व्याधयः सन्ति जन्तोस्तांस्तानभ्यासयोगादपहरति पयः पीतमन्ते निशायाः ॥ विगतघननिशीथे प्रातरुत्थाय नित्यं पिवति खलु नरो यो घ्राणरन्ध्रेण वारि । स भवति मतिपूर्णश्चक्षुषा तार्क्ष्यतुल्यो वलिपलितविहीनः सर्वरोगैर्विमुक्तः ॥

( निशीथोऽत्र निशान्धकार. )

पातव्यं नासया नीरं प्रसृतित्रयमात्रया ॥ व्यङ्गं वलिपलितघ्नं पीनससवैस्वर्यकासशोथहरम् । रजनीक्षयेऽम्बु नस्यं रसायनं दृष्टिसंजननम् ॥ स्नेहे पीते क्षते शुद्धावाध्माने स्तिमितोदरे । हिक्कायां कफवातोत्थे व्याधौ तद्वारि वारयेत् ॥

( तद्वारि नासया पेयम् )

જે માણસ સૂર્યના ઉદયકાળમાં પાણીની આઠ અંજલિ પીવાનો નિયમ રાખે તે માણસ રોગઅને જરાથી મુક્ત રહીને સો વર્ષ ઉપરાંત જીવે છે. રાતનો ચોથો પોહોર થાય ત્યારથી આ જળ પીવાનો આરંભ કરવાનો સમય સમજવો. કારણ કે "જો રાતના ચોથા પોહોરમાં રાતે રાખી મુકેલું જળ રોજ પીએ" એમ ભોજે કહ્યું છે. આ પાણીપીવાનો

સમય સૂર્યોદય થવાને જરા વાર હોય ત્યારે છે એમ પણ બીજા ગ્રંથમાં લખ્યું છે. જેમ કે "જે માણસ સૂર્ય ઉગ્યા પેહેલાં પાણીની આઠ અંજલિઓ પી જાય તે માણસ વાયુ, પિત્ત અને કફને જીતીને સો વર્ષ સુધી સુખે જીવે." આ ઠેકાણે ભોજના વચન ઉપરથી વાશી પાણી પીવાનું સમજવું. સૂર્યોદયને જરા વાર હોય તે સમયે પાણી પીવાનો અભ્યાસ રાખવાથી અરશ, સોજો, ઝાડાનું દરદ, તાવ, પેટના રોગ, જરા અવસ્થા, કોઢ, મેદના વિકાર, મુતરવાની અડચણ, લોહીનો બગાડ, પિત્તનો બગાડ, કાનના રોગ, ગળાના રોગ, માથાના રોગ, ઠાંઠાના રોગ, શૂળ, આંખના રોગ અને બીજા પણ વાતપિત્ત ક્ષત અને કફથી થતા રોગો નાશ પામે છે. માણસ રાતનું અંધારૂં મટી જાય ત્યારે સવારમાં ઉઠીને નિત્ય નાકથી પાણી પીએ તે માણસની બુદ્ધિ પરિપૂર્ણ થાય, આંખો ગરૂડની આંખો જેવી બળવાન થાય, ધોળાં ન આવે, વળીઓ વળે નહીં અને સઘળા રોગ પણ મટે. ત્રણ અંજલી જેટલું પાણી નાકથી પીવું જોઈએ એમ કરવાથી, ખીલ, વળી, ધોળાં, શલીપગ, સ્વરભંગ, ઉધરસ, અને સોજા મટે છે. સવારમાં નાકવતે પાણી પીવાથી આંખો સારી થાય છે અને રસાયનના જેવો ગુણ થાયછે. સ્નેહપાન કર્યું હોય, (ઘી કે તેલ પીધું હોય) ક્ષત થએલ હોય, રેચ લીધો હોય. પેટ ચડ્યું હોય, જઠરાગ્નિ મંદ પડ્યો હોય, હિક આવતી હોય, અથવા કફ કે વાયુથી કોઈ રોગ ઉત્પન્ન થયો હોય તો નાકથી પાણી પીવું નહીં.

## ઋતુ ચર્યા.

### ઋતુઓનાં સ્વરૂપ.

चयकोपशमा यस्मिन्दोषाणां संभवन्ति हि । ऋतुषट्कं तदाख्यातं रवे राशिषु संक्रमात् ॥ ग्रीष्मो मेषवृषौ प्रोक्तौ प्रावृण्मिथुनकर्कटौ । सिंहकन्ये स्मृता वर्षा तुलावृश्चिकयोः शरत् ॥ धनुर्ग्राही च हेमन्तो वसन्तः कुम्भमीनयोः ॥

मेषवृषौ रविणा संक्रान्तौ । एवं मिथुनकर्कटावित्यादि ।

( अन्ये तु )

शिशिरः पुष्पसमयो ग्रीष्मो वर्षाशरद्धिमाः । माघादिमासयुग्मैः स्युर्ऋतवः षड् क्रमादमी ॥ गङ्गाया दक्षिणे देशे वृष्टेर्बहुत्वभावतः । द्वौ मुनिभिराख्यातौ प्रावृड्वर्षाभिधावृतू ॥ उत्तरायणमाग्नेयः परः स्याद्दक्षिणायनम् । आग्नेयं बल्लदं तनोऽन्यद्बलदं हिमम् ॥

રાશિઓમાં સૂર્યના ફરવાથી છ ઋતુઓ થતી કેહેવાય છે કે જેઓમાં વાત પિત્ત અને કફનાં વૃદ્ધિ, પ્રકોપ અને શમન થાય છે. મેષ અને વૃષ એ બે સંક્રાંતિઓ ગ્રીષ્મ કહેવાય છે, મિથુન અને

કર્ક એ બે સંક્રાંતિઓ પ્રાવૃટ્ ઋતુ કેહેવાય છે, સિંહ અને કન્યા એ બે સંક્રાંતિઓ વર્ષાઋતુ કેહેવાય છે. તુલ અને વૃશ્ચિક એ બે સંક્રાંતિઓ શરદ્ ઋતુ કેહેવાય છે, ધન અને મકર એ બે સંક્રાંતિઓ વસંત ઋતુ કેહેવાય છે. ગંગાથી દક્ષીણ દેશમાં વૃષ્ટિ ઘણી થાય છે તેને લીધે મુનિઓએ પ્રાવૃટ્ અને વર્ષા એ બે ઋતુઓને જુદી જુદી ગણી છે (અને બીજામાં શિશિરઋતુને ગણીજ નથી.) બીજા આચાર્યો તો એમ કહે છે કે "માઘ અને ફાગણ એ બે મહિના શિશિર ઋતુ છે, ચૈત્ર અને વૈશાખ એ બે મહિના વસંતઋતુ છે, જેઠ અને આષાડ એ બે મહિના ગ્રીષ્મ ઋતુ છે, શ્રાવણ અને ભાદરવો એ બે મહિના વર્ષાઋતુ છે, આસો અને કાર્તિક એ બે મહિના શરદ્ઋતુ છે અને માગશર તથા પોષ એ બે મહિના હેમંતઋતુ છે." પેહેલી ત્રણ ઋતુઓ ઉત્તરાયન ગણાય છે અને બીજી ત્રણ ઋતુઓ દક્ષિણાયન ગણાય છે. ઉત્તરાયન ગરમ છે તથા બળને હરનાર છે અને દક્ષિણાયન ટાઢું છે તથા બળ દેનાર છે.

### ઋતુઓના ગુણદોષ.

हेमन्तः शीतलः स्निग्धः स्वादुर्जठरवह्निकृत् । शिशिरः शीतलोऽतीव रूक्षो वाताग्निवर्धनः ॥

( हेमन्तः स्वादुः प्रायेण द्रव्येषु स्वादुरसजनकः । एवमन्यत्रापि बोद्धव्यम् । )

वसन्तो मधुरः स्निग्धः श्लेष्मरक्तिकरश्च सः । ग्रीष्मो रूक्षोऽतिकटुकः पित्तकृत्कफनाशनः ॥ वर्षाः शीता विदाहिन्यो वह्निमान्द्यानिलप्रदाः । शरदुष्णा पित्तकर्त्री नृणां मध्यबलावहा ॥ चयप्रकोपोपशमा वायोर्ग्रीष्मादिषु त्रिषु । वर्षादिषु च पित्तस्य श्लेष्मणः शिशिरादिषु ॥ चीयते लघुरूक्षाभिरौषधीभिः समीरणः । तद्विधस्तद्विधे देहे कालस्यौष्ण्यान्न कुप्यति ॥

( तद्विधो रूक्षो लघुश्च । तद्विधे रूक्षे लघौ च )

अद्भिरम्लविपाकाभिरौषधीभिश्च तादृशम् ।

पित्तं याति चयं कोपं नतु कालस्य शैत्यतः ॥

[ तादृशं अम्लविपाकम् ]

चीयते रूक्षशीताभिरुदकौषधिभिः कफः । तुल्ये च काले देहे च प्रस्कन्नत्वान्न कुप्यति ॥

( तुल्येऽपि काले रूक्षे शीतले च प्रस्कन्नत्वात् देहे शुष्कत्वात् । )

हिमे याति शमं पित्तं वायुः श्लेष्मा च चीयते । स वायुः शिशिरे कोपं यात्येवोपचयं कफः ॥ हेमन्ते सञ्चितः श्लेष्मा शिशिरे स्वविचीयते । शीतस्निग्धगुरुद्रव्यैः शैत्यस्कन्नो न कुप्यति ॥

स्कन्नः कठिनीभूतः ॥

इति कालस्वभावोऽयमाहारादिवशात्पुनः । चयादीन्यान्ति सद्योऽपि दोषाः काले विशेषतः ॥

नयकोपममाः ।

હેમંતઋતુ થંડી છે, સ્નિગ્ધ છે, ઘણું કરીને પદાર્થોમાં મીઠાશ ઉપજાવનાર છે અને જઠરાગ્નિને વધારનાર છે. શિશિરઋતુ થંડી છે, અત્યંત રૂક્ષ છે અને વાયુ તથા અગ્નિને વધારનાર છે. વસંતઋતુ પદાર્થોમાં મધુરપણું ઉપજાવનાર છે, સ્નિગ્ધ છે અને કફની વૃદ્ધિ કરનાર છે. ગ્રીષ્મઋતુ રૂક્ષ છે, પદાર્થોમાં તીખાશ ઉપજાવનાર છે, પિત્ત કરનાર છે અને કફનો નાશ કરનાર છે. વર્ષાઋતુ થંડી છે, બળતરા કરનાર છે, અગ્નિને મંદ કરનાર છે અને વાયુને વધારનાર છે. શરદ્ઋતુ ગરમ છે, પિત્ત કરનાર છે અને માણસોને મધ્ય બળ આપનાર છે. ગ્રીષ્મઋતુમાં વાયુનો ચય ( વધવું ) થાય છે, વર્ષાઋતુમાં વાયુનો પ્રકોપ થાય છે અને શરદ્ઋતુમાં વાયુનું શમન થાય છે. વર્ષાઋતુમાં પિત્તનો ચય (વધારો) થાય છે, શરદ્ઋતુમાં પિત્તનો પ્રકોપ થાય છે અને હેમંતઋતુમાં પિત્તનું શમન થાય છે. શિશિરઋતુમાં કફનો ચય થાય છે, વસંતઋતુમાં કફનો પ્રકોપ થાય છે અને ગ્રીષ્મઋતુમાં કફનું શમન થાય છે. ગ્રીષ્મઋતુમાં હલકી અને રૂક્ષ ઔષધીઓથી પવનનો વધારો થાય છે પણ એ વધેલો હલકા અને રૂક્ષ પવન હલકા અને રૂક્ષ થએલા શરીરમાં તે કાળની ગરમીને લીધે પ્રકોપ પામી શકતો નથી. વર્ષાઋતુમાં ખાટા પાકવાળા જળોથી અને તેવીજ ઔષધીઓથી પિત્ત કે જે ખાટા પાકવાળું છે તેનો વધારો થાય છે પણ એ વધેલું પિત્ત તે કાળનો શિતપણાને લીધે પ્રકોપ પામી શકતું નથી. શિશિરઋતુમાં રૂક્ષ અને શીતલ ઔષધીઓથી તથા તેવાજ જળોથી કફનો વધારો થાય છે પણ એ વધેલો કફ રૂક્ષપણા અને શીતળપણાવાળા કાળને લીધે દેહમાં સુકાએલો રહેવાથી પ્રકોપ પામી શકતો નથી. હેમંતઋતુમાં પિત્તનું શમન થાય છે અને વાયુ તથા કફનો વધારો થાય છે. એ હેમંતઋતુમાં વધેલો વાયુ શિશિરઋતુમાં પ્રકોપ પામે છે પણ કફ તો માત્ર વધ્યાજ કરે છે. હેમંતઋતુમાં શીતળ સ્નિગ્ધ અને ભારે પદાર્થોથી વધેલો કફ શિશિરઋતુમાં બહુજ વૃદ્ધિ પામે છે પણ શિતને લીધે કઠણ થઇ રહેવાને લીધે પ્રકોપ પામી શકતો નથી. આ પ્રમાણે કાળનો સ્વભાવ છે તે છતાં દોષો કાળવગર પણ તેવા તેવા આહારાદિક મળવાથી તુરત પણ વૃદ્ધિ પ્રકોપ અને શમનને પ્રાપ્ત થાય છે પરંતુ પોત પોતાના કાળમાં વિશેષે કરી વૃદ્ધિ પ્રકોપ અને શમનને પ્રાપ્ત થાય છે.

## એક અહોરાત્રમાં છ ઋતુઓનો દેખાતો સ્વભાવ.

पूर्वाह्णे वसन्तस्य लिङ्गं मध्याह्ने ग्रीष्मस्य अपराह्णे प्रावृषः प्रदोषे वार्षिकम् । शारदमर्धरात्रे प्रत्युषसि हेमन्तमुपलक्षयेत् । एवमहोरात्रमपि वर्षमिव शीतोष्णवर्षादोषोपचयप्रकोपोपशमाः जानीयादिति सुश्रुतः ।

સુશ્રુત કહે છે કે "દિવસના પેહેલા ભાગમાં વસંતનાં, મધ્યાન્હમાં ગ્રીષ્મનાં, રાંઢે પ્રાવૃટ્ઋતુનાં, સાયંકાલે વર્ષાઋતુનાં મધરાતે શરદ્ઋતુનાં અને પરોઢીએ હેમંતઋતુનાં ચિન્હ દેખાય છે માટે એક અહોરાત્રમાં પણ આખા વર્ષની પેઠેટાઢ, ગરમી અને વરસાદના ભાવ થાય છે અને દોષોની વૃદ્ધિ, પ્રકોપ તથા શમન થાય છે એમ સમજવું."

## કાળ નહિ છતાં પણ દોષોનાં વૃદ્ધિ આદિ થવાનું નિરૂપણ.

चयकोपशमान्दोषा विहाराहारसेवनैः। समानैर्यान्त्यकालेऽपि विपरीतैर्विपर्ययम् ॥

समानैस्तुल्यैः। चयादियोग्यैरिति यावत्। विपर्ययं कालेऽपि वैपरीत्यं।

કાળ નહી છતાં પણ જેઓથી દોષોની વૃદ્ધિ થાય એવા વિહાર અને આહારનું સેવન કરવાથી દોષોની વૃદ્ધિ થાય છે, જેઓથી પ્રકોપ થાય એવા વિહાર અને આહાર સેવવાથી પ્રકોપ થાય છે અને જેઓથી શમન થાય એવા વિહાર અને આહાર સેવવાથી શમન થાય છે. તેમજ કાળ છતાં પણ જેઓથી વૃદ્ધિ અટકે એવા વિહાર અને આહારનું સેવન કરવાથી વૃદ્ધિ અટકે છે, જેઓથી પ્રકોપ અટકે એવા વિહાર અને આહારનું સેવન કરવાથી પ્રકોપ અટકે છે અને જેઓથી શમન અટકે એવા વિહાર અને આહારનું સેવન કરવાથી શમન અટકે છે.

## દોષની વૃદ્ધિ થવાનાં લક્ષણો.

स्वस्थानस्थस्य दोषस्य वृद्धौ स्यात्स्तब्धकोष्ठता। पीतावभासता वह्निमन्दता चाङ्गगौरवम् ॥ आलस्यं चयहेतौ तु द्वेषश्च चयलक्षणम् ॥

संचयापहृता दोषा लभन्ते नोत्तरा गतीः। ते तूत्तरासु गतिषु भवन्ति बलवत्तराः ॥

સુશ્રુત કહે છે કે "પોતાના સ્થાનકમાં રહેલો દોષ વધે ત્યારે કોઠો અક્કડ થઈ જાય છે. અંગમાં પીળાશ દેખાય છે, અગ્નિ મંદ થઈ જાય છે, શરીરમાં ભારેપણું થાય છે, આલસ્ય થાય છે અને જેથી વૃદ્ધિ થઈ હોય તે પદાર્થઉપર અરૂચિ થાય છે. આવાં લક્ષણો ઉપરથી દોષની વૃદ્ધિ થઇ છે એમ જાણવું." વૃદ્ધિના સમયમાંજ દોષોને ઓછા કરયા હોય તો તે દોષો વધારે ગતિ પામી શકતા નથી અને જો ઓછા કરવામાં ન આવે તેઓ વધારે ગતિઓ પામીને બહુજ બળવાન્ થઈ જાય છે.

## વર્ષાઋતુમાં પાળવાના નિયમો.

वर्षासु प्रबलो वायुस्तस्मान्मिष्टादयस्त्रयः। रसाः सेव्या विशेषेण पवनस्योपशान्तये ॥

मिष्टादयस्त्रयः मधुराम्ललवणाः।

भवेद्वर्षासु वपुषः क्लिन्नत्वं पङ्किलेपतः। तत्क्लेशशान्तये सेव्या अपि कट्वादयस्त्रयः ॥

कट्वादयस्त्रय कटुतिक्तकषाया ।

स्वेदनं मर्दनं सेव्यं दध्युष्णं जाङ्गलामिषम् । गोधूमाः शालयो माषा जलं कौपं जलच्युतम् ॥ न भजेत्पूर्वपवनं वृष्टिं घर्मं हिमं श्रमम् । नदीतीरं दिवास्वप्नं रूक्षं नित्यं च मैथुनम् ॥

વર્ષાઋતુમાં વાયુ પ્રબળ થાય છે એટલા માટે તેની શાંતિ કરવા સારૂ વિશેષે કરી મધુર, ખાટા અને ખારા રસને સેવવા જોઈએ. વિશેષે કરી વર્ષાઋતુમાં શરીરનુ ભીનાપણુ થઈ જાય છે માટે તે ક્લેશને શાંત કરવા સારૂ તીખા, કડવા અને કષાય રસને પણ સેવવા જોઈએ. વર્ષાઋતુમાં શેક લેવો જોઇએ, શરીર ચ પાવવુ જોઇએ, દહી ખાવુ હોય તો મરી આદિ ગરમ પદાર્થ સહિત ખાવુ, વગડાનાં જાનવરોનુ[1] માંસ ખાવુ, ઘઉ ચોખા તથા અડદ ખાવા, કુવાનુ પાણી પીવુ, અને અધરથી ઝીલેલુ પાણી પણ પીવુ. પૂર્વદિશાના પવનને સેવવો નહી, વરસાદને સેવવો નહીં. ઘામમાં રહેવુ નહી, હિમને સેવવુ નહી, પરિશ્રમ કરવો નહીં, નદીને કાંઠે રહેવુ કે જવુ નહીં, દિવસે સુવુ નહીં, રૂક્ષપદાર્થનુ સેવન કરવુ નહી અને નિત્ય મૈથુન કરવુ નહીં.

**શરદઋતુમાં પાળવાના નિયમો.**

सर्पिः स्वादुकषायतिक्तकरसा यच्छीतलं यल्लघुक्षीरं स्वच्छसितेक्षवः पटुरसः स्वल्पं पलं जाङ्गलम् । गोधूमा यवमुद्गशालिसहिता नादेयमंशूदकं चन्द्रश्चन्दनमिन्दुराजिरजनी माल्यं पटो निर्मलः ॥ विश्रामः सुहृदां गणेषु मधुरा वाचः सरःक्रीडनं पित्तानां च विरेचनं बलवतो युक्तं शिरामोक्षणम् । एतान्यत्र घनावसानसमये पथ्यानि मुञ्चेद्दधिव्यायामाम्लकटूष्णतीक्ष्णदिवसस्वप्नं हिमं चातपम्

( अशूदकलक्षणमाह )

दिवसेऽर्ककरैर्जुष्टं निशि शीतकरांशुभिः । ज्ञेयमंशूदकं नाम स्निग्धं दोषत्रयापहम् ॥

अत्र समग्रप्राप्त्यर्थं दिवसपादद्वय निशापादश्च । चन्द्र कर्पूर

इक्षवः शालयो मुद्गाः सरोऽम्भः कथितं पयः । शरच्चैतानि पथ्यानि मदो पे चेन्दुरश्मयः ॥

ઘીનુ સેવન કરવુ, મધુર કષાય તથા કડવા રસનુ સેવન કરવુ, જે પદાર્થ ઠંડા અને હલકા છે તેઓનુ સેવન કરવુ. દુધ પીવુ તથા ખાવુ. ધોળી અને સ્વચ્છ શેરડીઓ ખાવી. થોડો થોડો ખારો રસ ખાવો. વગડાઈ જાનવરોનુ માંસ ખાવુ. ઘઉ જવ મગ અને ચોખા ખાવા. નદીનુ જળ પીવુ. અંશૂદક પીવુ. ( અંશૂદકનુ લક્ષણ નીચે કહેવાશે.) કપુર, ચંદન, ચાંદનીવાળી રાત, ફુલ અને નિર્મળ વસ્ત્ર એઓનુ સેવન કરવુ. મિત્રોના મંડળમાં બેસવુ, મીઠી મીઠી વાતો કરવી. તળાવમાં ક્રીડા કરવી. પિત્તવાળા પુરૂષોએ રેચ લેવો, બળવાન પુરૂષોએ ફસ્ત ખોલાવવી. આ પ્રમાણે કરવું એ શરદૃઋ-

[1] હાલ લોકોએ આની ચાલનો ત્યાગ કરી પોતાને અનુકુળ પડે તે ઉપયોગમાં લેવી

તુમાં હિતકારી છે. શરદ્ઋતુમાં દહીં ખાવું નહીં, કસરત કરવી નહીં. ખાટું તીખું, ગરમ અને તીક્ષ્ણ હોય તે ખાવું નહીં. દિવસે સુવું નહીં. બરફનું સેવન કરવું નહીં અને તડકો લેવો નહીં. ઉપર જે અંશુદક કહ્યું તેનું લક્ષણ એ છે કે "જે પાણી ઉપર દિવસે સૂર્યની કિરણો પડતી હોય અને રાતે ચંદ્રની કિરણો પડતી હોય તે પાણી અંશુદક સમજવું. એ પાણી સ્નિગ્ધ છે અને ત્રણે દોષને મટાડનાર છે." જે જળ ઉપર દિવસના બે ભાગમાં સૂર્યની અને રાતના એક ભાગમાં ચંદ્રની કિરણો પડતી હોય તે જળ પુરેપુરું અંશુદક છે એમ સમજવું. શરદ્ઋતુમાં શેલડી, ચોખા, મગ, તળાવનું પાણી, ઉનું દૂધ અને પ્રદોશકાળમાં ચંદ્રની કિરણો એટલાં વાનાં પથ્યરૂપ છે.

### હેમંત ઋતુમાં પાળવાના નિયમો.

प्रातर्भोजनमम्लमिष्टलवणानभ्यङ्गयर्मश्रमान् गोधूमैक्षवशालिमाषपिशितं पिष्टं नवान्नं तिलान् । कस्तूरीवरकुङ्कुमागुरुपुतान्पुण्याम्बु शौचं तथा स्निग्धं स्त्रीषु सुखं गुरूष्णवसनं सेवेत हेमन्तके ।

સવારમાં જમવું. ખાટા મીઠા તથા ખારા રસ ખાવા. શરીરમાં તેલ ચોળવું, ગરમીમાં રહેવું. પરિશ્રમ કરવો. ઘઉં શેળ ચોખા અડદ અને માંસ ખાવાં. વડાં વગેરે લોટના પદાર્થો, નવું અન્ન અને તલ ખાવા. ઉત્તમ કેસર અને આગરવાળી કસ્તરીનું સેવન કરવું. શરીરની સ્વચ્છતા ઉના પાણીથી કરવી. સ્ત્રીઓનું સ્નેહ ભરેલું સુખ લેવું અને ભારે તથા ગરમ કપડા પેહેરવાં.

### શિશિર ઋતુમાં પાળવાના નિયમો.

शिशिरे शीतमधिकं रौक्ष्यं चादानकालजम् । विशेषतस्ततस्तत्र हेमन्तस्य मतो विधिः ॥

શિશિર ઋતુમાં ટાઢ અધિક હોય છે અને વાયુ રસોને ખેંચે છે તેથી રૂક્ષપણું પણ અધિક હોય છે એટલા માટે વિશેષ કરી એ ઋતુમાં ઉપર કહેલા હેમંતના પ્રકારથી વર્તવું જોઇએ.

### વસંત ઋતુમાં પાળવાના નિયમો.

वान्तिं नस्यमथाभयां च मधुना व्यायाममुद्वर्तनं संसेवेत मधौ कफघ्नकवलं शूल्यं पलं जाङ्गलम् ।गोधूमान् बहु शालिभेदसहितान्मुद्गान्यवान्षष्टिकान् लेपं चन्दनकुङ्कुमागुरुकृतं रूक्षं कटूष्णं लघु ।। मिष्टमम्लं दधि स्निग्धं दिवा स्वमं च दुर्जरम् । अवश्यायमपि प्राज्ञो वसन्ते परिवर्जयेत् ॥

વસંત ઋતુમાં વમનનાં ઓષધ લેવાં. નાકમાં ઓષધનાં ટીપાં નખાવવાં. મધની સાથે હરડે ખાવી. કસરત કરવી. ચૂર્ણથી શરીરને ચોળાવવું. કફને મટાડે એવા ઓષધના કોળીઆ ખાવા. લોઢાનાં સાધનોથી પકાવેલું વગડાઉ જનવરોનું માંસ ખાવું. ઘઉં, નોખનોખા પ્રકારના ચોખા, મગ, જવ અને સાઠી ચોખા ખાવા. ચંદન

કેસર અને અગરૂનું લેપન કરવું તથા જે પદાર્થ રૂક્ષ તીખા ગરમ અને હલકા હોય તેઓનું સેવન કરવું, મીઠું ખાટું અને ચિકાશવાળું દહીં ખાવું નહીં. દિવસે સુવું નહીં. ઘણી વારે પચે એવા પદાર્થ ખાવા નહીં અને ઝાકળનું સેવન કરવું નહીં.

### ગ્રીષ્મ ઋતુમાં પાળવાના નિયમો.

स्वादु स्निग्धहिमं लघु द्रवमयं द्रव्यं रसालां सितां सक्तुक्षीरदशाङ्कुलानि सितया शालिं रसं मांसजम् । शीतांशुं शयनं दिवा मलयजं शीतं पयः पानकं सेवेतोष्णदिने त्यजेत्तु कटुकक्षाराम्लघर्मश्रमान् ॥

જે પદાર્થ મીઠા, સ્નિગ્ધ, ટાઢા, હલકા અને દ્રવરૂપ છે તે ખાવા. શિખંડ ખાવું. સાકર ખાવી. સાથવો ખાવો. દુધ જમવું, ખરબુચ ચીભડાં ખાવાં. સાકર ચોખા જમવા. માંસનો રસો ખાવો. ચંદ્રની કીરણોનું સેવન કરવું. દિવસે સુવું. ચંદનનું સેવન કરવું અને ટાઢું પાણી પીવું. ગ્રીષ્મ ઋતુમાં તીખા ખારા અને ખાટા પદાર્થોનો ત્યાગ કરવો. ગરમીમાં રહેવું નહીં અને પરિશ્રમ કરવો નહીં.

### ઋતુચર્યામાં કહ્યા પ્રમાણે ચાલવાથી ગુણ.

ऋतुष्वेषु य एतैस्तु विधिभिर्वर्तते नरः । दोषानृतुकृतान्नैव लभते स कदाचन ॥

જે માણસ તે તે ઋતુઓમાં કહેલા પ્રકારે પ્રમાણે વર્ત્તે તે માણસ કદી પણ ઋતુઓથી થતી હરકતોમાં પડે નહીં.

इति श्रीलटकतनयश्रीमन्मिश्रभावविरचिते भावप्रकाशे दिनचर्यारात्रिचर्यर्तुचर्याप्रकरणं चतुर्थम् ।

---

## પ્રકરણ ૫ મું.

### વ્યાધિનું લક્ષણ અને તેના પ્રકાર.

रोगस्तु दोषवैषम्यं दोषसाम्यमरोगता । रोगा दुःखस्य दातारो ज्वरप्रभृतयो हि ते ॥ ते च स्वाभाविकाः केचित्केचिदागन्तवः स्मृताः । मानसाः केचिदाख्याताः कथिताः केऽपि कायिकाः ॥

तत्र स्वाभाविकाः शरीरस्वभावादेव जाताः क्षुत्पिपासासुप्तिजरामृत्युप्रभृतयः । अथवा स्वस्वभावादुत्पत्तेर्जाताः स्वाभाविकाः । सहजा इति यावत् । ते च जन्मान्धत्वादयः । आगन्तवोऽभिघातादिजनिताः । अथवा जन्मोत्तरभाविनः । मानसाः कामक्रोधलोभमोहभयाभिमानदैन्यपैशुन्यशोकविषादेर्ष्यासूयामात्सर्यप्रभृतयः । अथवा उन्मादापस्मारमूर्च्छाभ्रममोहतमःसंन्यासप्रभृतयः । कायिकाः पाण्डुरोगप्रभृतयः ।

વાગ્ભટ્ કહે છે કે "દોષોની વિષમતા થાય એ રોગ છે અને દોષોની સમતા રહે એ આરોગ્ય છે. દુઃખ દેનારા જે તાવ વગેરે છે તે રોગ કહેવાય છે. કેટલાએક સ્વાભાવિક, કેટલાએક આગંતુક, કેટલાએક માનસ અને કેટલા-

એક કાયિક રોગ કહેવાયછે.” ભુખ, તરસ, સુવાની ઇચ્છા, ઘડપણ અને મરણ વગેરે કે જેઓ શરીરના સ્વભાવને લીધેજ થાય છે તેઓને સ્વાભાવિક રોગ સમજવા અથવા જન્માંધપણા વગેરે કે જેઓ જન્મની સાથેજ હોય છે તેઓને સ્વાભાવિક રોગ સમજવા. લાકડી કે પથરા વગેરે વાગવાથી જે રોગો ઉત્પન્ન થાય છે તેઓને આગંતુક રોગ (આવેલો રોગ) સમજવા અથવા જન્મ થયા પછી જે રોગો ઉત્પન્ન થાય છે તેઓને આગંતુક રોગ સમજવા. કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, અભિમાન, દીનતા, ચાડીયાપણું, શોક, ખેદ. ઈર્ષ્યા, પરાયા ગુણોમાં દોષોનું આરોપણ કરવાની ટેવ અને પરાયું ભલું સહન નહીં થવાની ટેવ વગેરે અથવા ઉન્માદ, વાઈ, મૂર્છા, ભ્રમ, મોહ, તમશ અને સંન્યાસ ( એક જાતનો મૂર્છાનો પ્રકાર) વગેરે જે રોગો ઉત્પન્ન થાય છે તેઓને માનસ એટલે મનના રોગ સમજવા. અને પાંડુરોગ વગેરે જે રોગો ઉત્પન્ન થાય છે તેઓને કાયિક એટલે કાયાના રોગ સમજવા. કેટલાએક વ્યાધિઓ કર્મથી થાય છે, કેટલાએક વ્યાધિઓ વાતપિત્ત તથા કફરૂપ દોષથી થાય છે અને કેટલાએક વ્યાધિઓ કર્મ તથા દોષ એ બન્નેથી થાય છે એટલે કર્મજ, દોષજ અને કર્મદોષજ એવી રીતે વ્યાધિઓના ત્રણ પ્રકાર છે.

## કર્મથી થતા વ્યાધિઓ.

**कर्मजाः कथिताः केचिद्दोपजाः सन्ति चापरे । कर्मदोपोद्भवाश्चान्ये व्याधयस्त्रिविधाः स्मृताः ॥**

यत्प्रभानं दुष्कर्म प्रबलं केवलभोगनाश्यम् प्रायश्चित्तनाश्यं वा । ततो जाताः नतु दुष्टवातादिदोषेण जनिताः ।

**यथाशास्त्रं तु निर्णीतो यथाव्याधि चिकित्सितः । न शमं याति यो व्याधिः स ज्ञेयः कर्मजो बुधैः ॥**

પૂર્વ જન્મનું જે દુષ્ટ કર્મ કેવળ ભોગવવાથી મટે એવું અથવા પ્રાયશ્ચિત્ત કરવાથી મટે એવું હોય તેથીજ ઉત્પન્ન થયા હોય પણ દુષ્ટ થએલા વાયુ વગેરે દોષોથી ઉત્પન્ન થયા ન હોય તે રોગોને કર્મજરોગ સમજવા. તેમજ શાસ્ત્ર પ્રમાણે નિર્ણય કરીને યોગ્ય ચિકિત્સા કરવા છતાં પણ જે રોગ શાંત ન થાય તે રોગને સમજુઓએ કર્મજ રોગ જાણવો.

## દોષજ વ્યાધિઓ.

दोपजा' मिथ्याहारविहारप्रकुपितवातपित्तकफजाः । ननु मिथ्याहारविहारिणामपि प्राक्तनसुकृतेन नैरुज्यं दृश्यत एव । ततो दोपजेष्वपि प्राक्तनदुष्कर्मैव कारणम् । तत् कथं दोपजा इत्युच्यन्ते । दोपजेष्वपि वस्तुतः आदिकारणं दुष्कर्म वर्तत एव किन्तु तत्र मिथ्याहारविहारदूपिता दोषा हेतवो दृश्यन्त इति दोपजा इत्युच्यन्त इति ममाशयः ।

ખોટા આહાર અને ખોટા વિહાર કરવાને લીધે પ્રકોપ પામેલા વાત પિત્ત

અને કફથી જે રોગો ઉત્પન્ન થયા હોય તેઓને દોષજ રોગ સમજવા.

**શંકા**—ખોટા આહાર અને ખોટા વિહાર કરનારાં માણસો પણ પૂર્વ જન્મનાં પુણ્યથી રોગરહિત જોવામાં આવે છે માટે દોષજ રોગોનું પણ પૂર્વ જન્મનું પાપકર્મજ કારણ છે તે છતાં દોષજ રોગ કેમ કહ્યા!

**સમાધાન**—જો કે દોષજ રોગોમાં પણ વાસ્તવિક રીતે પૂર્વ જન્મમાં કહેલું પાપકર્મજ પેહેલુંજ કારણ છે તોપણ તે રોગોમાં ખોટા આહાર અને ખોટા વિહારોથી દૂષિત થએલા વાયુ આદિ દોષો પણ કારણરૂપ જોવામાં આવે છે તેથી 'દોષજ' એવું નામ આપેલું છે.

## કર્મ તથા દોષ એ બન્નેથી થતી વ્યાધિઓ.

**स्वल्पदोषा गरीयांसस्ते ज्ञेयाः कर्मदोषजाः ॥**

अत्र कारणं दुष्कर्म प्रबलं । यतो दोषाल्पत्वेऽपि व्याधेर्गरीयस्त्वं तत्कर्मक्षयादेव क्षीणं भवति । दोषाः स्वल्पा अपि निदानत्वेनोक्ता दृश्यन्त एवेति दोषाणां कारणतामन्यत इति ।

જે રોગો વાતપિત્ત આદિ દોષ થોડા છતાં પણ મોટા થઇ પડે તેઓને 'કર્મદોષજ' જાણવા. દોષ અલ્પ છતાં પણ રોગો મોટા થવામાં પૂર્વ જન્મનું પ્રબળ પાપકર્મજ કારણ છે અને તે પાપકર્મ ભોગવ્યાથીજ ક્ષીણ થાય છે. દોષો સ્વલ્પ છતાં પણ તેઓ રોગોના નિદાનરૂપ થએલા જોવામાં આવે છે તેથી તે રોગોમાં દોષોનું પણ કારણપણું માનવામાં આવે છે.

## રોગોનો ક્ષય થવાનાં કારણો.

**कर्मक्षयात्कर्मकृता दोषजाः स्वस्वभेषजैः । कर्मदोषोद्भवा यान्ति कर्मदोषक्षयात्क्षयम् ॥**

दोषजाः स्वस्वभेषजैरिति दोषजेष्वादिकारणं दुष्कर्म तद्भेषजार्थद्रव्यक्षयादिजनितदुःखभोगेन कटुतिक्तकषायाद्यहृद्यभक्षणादिजनितदुःखभोगेन च क्षयं यान्ति ।

शेषा दुष्टा हेतवो दोषास्ते स्वस्वभेषजैः क्षयं यान्तीत्यर्थः ।

કર્મજ (કર્મથી થએલા) રોગો કર્મનો ક્ષય થાય ત્યારે ક્ષય પામે છે, દોષજ (દોષથી ઉત્પન્ન થએલા) રોગો પોતપોતાનાં ઔષધથી ક્ષય પામે છે અને કર્મ તથા દોષ એ બન્નેથી ઉત્પન્ન થએલા રોગો કર્મ તથા દોષ એ બન્નેનો ક્ષય થાય, ત્યારે ક્ષય પામે છે. દોષજ રોગોનો પોતપોતાનાં ઔષધોથી ક્ષય થવાનું કહ્યું તેમાં એમ સમજવાનું કે તેઓમાં પેહેલા કારણરૂપ પાપકર્મ ઔષધ આદિનેવાસ્તે ધનનો ક્ષય થવા વગેરેને લીધે ઉત્પન્ન થએલાં દુઃખ ભોગવવાથી અને તીખા, કડવા તથા કષાય આદિ અણગમતા પદાર્થોના ભક્ષણ વગેરેને લીધે ઉત્પન્ન થએલાં દુઃખ ભોગવવાથી ક્ષય પામે છે અને એ રોગોના બીજા કારણરૂપ દોષો કે જેઓ દૂષિત

થએલા હોય છે તેઓ પોતપોતાનાં ઔષધોથી ક્ષય પામે છે.

## રોગોના સાધ્ય આદિ ત્રણ ભેદ.

साध्या याप्या असाध्याश्च व्याधयस्त्रिविधाः स्मृताः । सुखसाध्यः कष्टसाध्यो द्विविधः साध्य उच्यते ॥

સાધ્ય, યાપ્ય અને અસાધ્ય એવી રીતે રોગો ત્રણ પ્રકારના કહેવાય છે. તેઓમાં વળી સાધ્યના સુખસાધ્ય અને કષ્ટસાધ્ય એવા બે ભેદ છે.

## યાપ્યનું લક્ષણ.

यापनीयं तु तं विद्यात्क्रिया धारयते हि यम् । क्रियायां तु निवृत्तायां सद्यो यश्च विनश्यति ॥ प्राप्ता क्रिया धारयति सुखिनं याप्यमातुरम् । प्रपतिष्यदिवागारं स्तम्भो यत्नेन योजितः ॥

જેમ પડવાને તૈયાર થએલા ઘરને યત્નથી લગાવેલો થાંભલો થોભાવી રાખે છે તેમ આતુર થએલા જે રોગીને કરવામાં આવતી ચિકિત્સાજ સુખી કરીને બચાવી રાખતી હોય તે રોગીનો રોગ યાપ્ય (એમને એમ ઉપાય ચાલુ રાખીને થોભાવવા યોગ્ય) છે એમ સમજવું.

## સાધ્ય અને યાપ્ય રોગમાં ચિકિત્સા કરવાની જરૂર.

साध्या याप्यत्वमायान्ति याप्याश्चासाध्यतां तथा । घ्नन्ति प्राणानवध्यास्तु नराणामक्रियावताम् ॥

अक्रियावतां चिकित्सारहितानाम् ।

રોગ સાધ્ય છતાં પણ જો તેની ચિકિત્સા કરવામાં ન આવે તો યાપ્ય થઈ જાય છે અને યાપ્ય છતાં જો ચિકિત્સા કરવામાં ન આવે તો અસાધ્ય થઈ જાય છે. રોગો જો અસાધ્ય થાય તો પ્રાણનો નાશ કરે છે.

## ઉપદ્રવનું લક્ષણ.

रोगारम्भकदोषस्य प्रकोपादुपजायते । योऽन्यो विकारः स बुधैरुपद्रव इहोदितः ॥

રોગને શરૂ કરનારા દોષનો પ્રકોપ થવાથી જે બીજો વિકાર ઉત્પન્ન થાય છે તેને વિદ્વાન લોકો ઉપદ્રવ કહે છે.

## અરિષ્ટનું લક્ષણ.

रोगिणो मरणं यस्मादवश्यंभावि लक्ष्यते । तल्लक्षणमरिष्टं स्याद्रिष्टं चापि तदुच्यते ।

જે લક્ષણ થવાથી રોગીનું અવશ્ય મરણ થવાનું જણાય તે લક્ષણને વિદ્વાન લોકો 'અરિષ્ટ' કહે છે અને 'રિષ્ટ' પણ કહે છે.

## ચિકિત્સાનું લક્ષણ.

या क्रिया व्याधिहरणी सा चिकित्सा निगद्यते । दोषधातुमलानां या साम्यकृत्सैव रोगहृत् ॥

क्रियाकर्म व्याधिर्हियते ययेति व्याधिहरणी । करणाधिकरणयोश्चेति सूत्रेण करणार्थे ल्युट् । तथाच ।

याभिः क्रियाभिर्जायन्ते शरीरे धातवः समाः । सा चिकित्सा विकाराणां कर्म तद्भिषजां मतम् ॥ या ह्युदीर्णं शम-

यति नान्यं व्याधिं करोति च । सा क्रिया न तु या व्याधिं हरत्यन्यमुदीरयेत् ॥

[ क्रियात्र चिकित्सा ] तथा चामरसिंहः।

आरम्भो निष्कृतिः शिक्षा पूजनं संप्रधारणम् । उपायः कर्म चेष्टा च चिकित्सा च नव क्रिया इति ॥

જે ક્રિયા વ્યાધિહરણી એટલે રોગનું હરણ કરે તે ક્રિયા 'ચિકિત્સા' કહેવાય છે. જે ક્રિયા દોષ, ધાતુ અને મળોને બરાબર કરે એવી હોય તો ક્રિયાજ રોગનું હરણ કરેછે. સંસ્કૃત વ્યાકરણની રીતિ પ્રમાણે 'करणाधिकरणयोश्च ३। ३। ११७' એ સૂત્રથી વ્યાધિહરણી એ શબ્દમાં કરણ અર્થમાં ल्युट् પ્રત્યય થયો છે તેથી 'વ્યાધિ હરવાનું સાધન' એવો અર્થ થાયછે. જે ક્રિયાઓથી શરીરમાં ધાતુઓ સરખા થાય તે ક્રિયાઓ રોગોનેવાસ્તે કરવામાં આવે તે ચિકિત્સા કહેવાયછે અને એજ વૈદ્યોનું કામ માનવામાં આવેછે. જે ક્રિયા ઉત્પન્ન થએલા રોગને શમાવે અને બીજા રોગને ઉત્પન્ન ન કરે તે ચિકિત્સા સમજવી પણ જે એક રોગને શમાવે અને બીજા રોગને ઉત્પન્ન કરે તે ક્રિયા ચિકિત્સા કહેવાય નહીં. આ વિષયમાં ક્રિયા શબ્દ ચિકિત્સાને લાગુ પાડવામાં આવેછે તે અમરકોશના પ્રમાણથી લાગુ પાડવામાં આવેછે. કારણ કે અમરકોશમાં લખ્યું છે કે "ક્રિયા એ શબ્દના આરંભ, પ્રાયશ્ચિત્ત, કેળવણી, પૂજા, વિચાર, ઉપાય, કર્મ, ચેષ્ટા અને ચિકિત્સા એ નવ અર્થ છે."

## ચિકિત્સા કરવાની રીત.

जातमात्रश्चिकित्स्यः स्यान्नोपेक्ष्योऽल्पतया गदः । वह्निशत्रुविषैस्तुल्यः स्वल्पोऽपि विकरोत्यसौ ॥ रोगमादौ परीक्षेत ततोऽनन्तरमौषधम् । ततः कर्म भिषक् पश्चाज्ज्ञानपूर्वं समाचरेत् ॥

( अयमर्थः ) भिषक् आदौ रोगं परीक्षेत विचारयेत् । ततः पश्चाद्रोगौषधविचारानन्तरं ज्ञानपूर्वं सावधानो न त्ववज्ञाय कर्मचिकित्सामौषधदानादिरूपां समाचरेदित्यर्थः ।

રોગ ઉત્પન્ન થાય કે તુરત તેની ચિકિત્સા કરવી જોઈએ પણ રોગને અલ્પ જાણીને તેનો ઉપાય કરવાથી બેદરકાર નહીં રહેવું જોઇએ. કારણ કે રોગ અગ્નિ, શત્રુ અને ઝેર જેવો છે તેથી સ્વલ્પ હોય તોપણ ખરાબી કરેછે. વૈદ્યે પ્રથમ રોગનો વિચાર કરવો જોઇએ, પછી ઔષધોનો વિચાર કરવો જોઇએ અને તે પછી કાળજી રાખીને ઔષધ દેવા વગેરે ચિકિત્સા કરવી જોઇએ.

## રોગ જાણ્યા વગર ચિકિત્સા કરવામાં દોષ.

यस्तु रोगमविज्ञाय कर्माण्यारभते भिषक् । अप्यौषधविधानज्ञस्तस्य सिद्धिर्यदृच्छया ॥

स्वैरितया सिद्धिर्भवति नापि भवतीत्यर्थः ( अन्यच । )

भेषजं केवलं कर्तुं यो जानाति न चामयम् । वैद्यकर्म स चेत्कुर्याद् वधमर्हति राजतः ॥

જે વૈદ્ય ઔષધોના પ્રકારને જાણનાર છતાં પણ રોગને જાણ્યા વગર ચિકિત્સાનો આરંભ કરે છે તે વૈદ્યને કોઈ વખતે ફતેહ મળે છે અને કોઈ વખતે નથી પણ મળતી. બીજા ગ્રંથમાં કહ્યું છેઃ— “જે માણસ કેવળ ઓસડ કરી જાણતો હોય પણ રોગને નહીં જાણતો હોય તે માણસ જો વૈદ્યનો ધંધો કરે તો તેનો રાજાએ વધ કરવો જોઇએ.”

### રોગનું જ્ઞાન છતાં ઔષધનું જ્ઞાન ન હોય તો થતી ખરાબી.

यस्तु केवलरोगज्ञो भेषजेष्वविचक्षणः । तं वैद्यं प्राप्य रोगी स्याद्यथा नौर्नाविकं विना ॥

नाविकं कर्णधारं विना यथा नौः सङ्कटे पतति तथा स रोगीत्यर्थः । ( अन्यच्च )

यस्तु केवलशास्त्रज्ञः क्रियास्वकुशलो भिषक् । स मुह्यत्यातुरंप्राप्य यथा भीरुरिवाहवम् ॥

જે વૈદ્ય કેવળ રોગ જાણતો હોય પણ ઔષધ કરવામાં વિચક્ષણ ન હોય તેવા વૈદ્યના હાથમાં પડવાથી, જેમ ખાલમવિના વાહાણ સંકટમાં પડે તેમ રોગી સંકટમાં પડે છે. બીજા ગ્રંથમાં કહ્યું છે કે “જે વૈદ્ય કેવળ વૈદાંનાં શાસ્ત્ર જાણતો હોય પણ ચિકિત્સા કરવામાં કુશલ ન હોય તે વૈદ્ય, જેમ બીકણ માણસ લડાઇમાં જઇને મુંઝાય છે તેમ રોગીની પાસે જઇને મુંઝાય છે.”

### રોગ અને ઔષધ એ બન્નેનું જ્ઞાન હોવાથી થતો લાભ.

यस्तु रोगविशेषज्ञः सर्वभैषजकोविदः । देशकालविभागज्ञस्तस्य सिद्धिर्न संशयः ॥ आदावन्ते रुजां ज्ञाने प्रयतेत चिकित्सकः । भेषजानां विधानेन ततः कुर्याच्चिकित्सितम् ॥

चिकित्सितमित्यत्र भावे क्तः ।

विकाराणामकुशलो न जिह्रीयात्कदाचन । न हि सर्वविकाराणां नामतोऽस्ति ध्रुवा स्थितिः ॥

न जिह्रीयान्न लज्जेत । ध्रुवा नियता ।

नास्ति रोगो विना दोषैर्यस्मात्तस्माच्चिकित्सकः । अनुक्तमपि दोषाणां लिङ्गैर्व्याधिमुपाचरेत् ॥ ये न कुर्वन्त्यसाध्यानां चिकित्सां ते भिषग्वराः । अतो वैद्यैः श्रमः कार्यः साध्यासाध्यपरीक्षणे ॥

रोगज्ञानोपाया अग्रे वक्ष्यन्ते ।

જે વૈદ્ય રોગોના ભેદોને જાણતો હોય, સઘળાં ઔષધોમાં વિચક્ષણ હોય અને વળી દેશકાળના વિભાગને પણ જાણતો હોય તે વૈદ્યને ફતેહ મળે છે એમાં સંશય નથી. વૈદ્યે આદિમાં અને અંતમાં રોગ જાણવાનું પ્રયત્ન કરવું જોઇએ અને તે પછી ઔષધો ગોઠવિને ચિકિત્સા કરવી જોઇએ. કોઈ રોગ ન પારખી શકાય તો તેથી વૈદ્યે કદી પણ લજાવું નહીં. કારણ કે સઘળા રોગોની સ્થિતિ નામવાર મુકરર થએલી નથી. દોષોવિના રોગ હોતો નથી એટલામાટે વૈદ્યે, કોઈ રોગનું નામ શાસ્ત્રમાં ન કહ્યું હોય તોપણ

દોષોનાં ચિન્હ જોઇને તે ઉપરથી તે રોગની ચિકિત્સા કરવી. જેઓ અસાધ્ય રોગોની ચિકિત્સા ન કરે તેઓ ઉત્તમ વૈદ્ય કેહેવાય છે એટલામાટે વૈદ્યોએ સાધ્ય અસાધ્યની પરીક્ષામાં યત્ન કરવું જોઇએ, રોગ જાણવાના ઉપાયો આગળ જતાં કેહેવામાં આવશે.

## ચિકિત્સાની પદ્ધતિ.

शीते शीतप्रतीकारमुष्णे तूष्णनिवारणम्। कृत्वा कुर्यात्क्रियां प्राप्तां क्रियाकालं न हापयेत् ॥ अप्राप्ते वा क्रियाकाले प्राप्ते वा न क्रिया कृता । क्रिया हीनातिरिक्ता च साध्येष्वथ न सिद्ध्यति ॥

( अयमर्थः । काले चिकित्साऽवसरे । अप्राप्तेऽनागते । या क्रिया चिकित्सा । यथा ज्वरे जीर्णतामप्राप्ते तरुण एव कषायदानक्रिया न सिद्ध्यति । या च क्रिया चिकित्सावसरे प्राप्ते न कृत्वा । अर्थात् पश्चात्कृता यथा दाहे कथंचिच्छान्ते पश्चाच्छीतलानुलेपनादिक्रिया । तथा हीनातिरिक्ता च क्रिया साध्येष्वपि न सिद्ध्यति ॥

अतिरिक्तां हीनां च क्रियां वर्जयन्नाह ।

विकारेऽल्पे महत्कर्म क्रिया लघ्वी गरीयसि । द्वयमेतदकौशल्यं कौशल्यं युक्तकर्मता ॥ क्रियायास्तु गुणालाभे क्रियामन्यां प्रयोजयेत् । पूर्वस्यां शान्तवेगायां न क्रियासङ्करो हितः ॥

भिन्नरूपाभिस्तु क्रियाभिः साङ्कर्यमपि न दोषाय ( यत आह )

क्रियाभिस्तुल्यरूपाभिर्न क्रियासङ्करो हितः । ताभिस्तु भिन्नरूपाभिः साङ्कर्ये नैव दुष्यति ॥

( अत एवोक्तम् )

लङ्घनं वालुकास्वेदो नस्यं निष्ठीवनं तथा । अवलेहोऽञ्जनं चापि प्राक् प्रयोज्यं त्रिदोषजे ॥

ज्वर इति शेषः ।

न चैकान्ते न निर्दिष्टे शास्त्रे निविशते बुधः । स्वयमप्यत्र भिषजा तर्कणीयं चिकित्सता ॥

[यत आह ]

उत्पद्यते च सावस्था दोषकालबलं प्रति । यस्या कार्यमकार्यं स्यात्कर्म कार्यं विवर्जितम् ॥

विवर्जितं कर्म कर्तव्यं भवतीत्यर्थः ।

શીતથી રોગ થયો તો શીતનું અને ગરમીથી રોગ થયો હોય ગરમીનું નિવારણ કરયા પછી યોગ્ય ચિકિત્સા કરવી પણ ચિકિત્સાનો સમય જવા દેવો નહિ. ચિકિત્સાનો સમય પ્રાપ્ત નહિ થયા છતાં જે ચિકિત્સા કરવામાં આવે અથવા સમય પ્રાપ્ત થયો હોય ત્યારે નહિ કરવામાં આવતાં જે ચિકિત્સા પાછળથી કરવામાં આવે અથવા જે ચિકિત્સા ઓછી કે વધારે કરવામાં આવે તે ચિકિત્સા રોગો સાધ્ય છતાં પણ કામની નથી. જેમકે જ્વર જીર્ણ નહીં થયા છતાં નવા જ્વરમાંજ જો કષાય દેવાની ચિકિત્સા કરવામાં આવે તો તે ઉપયોગી થતી નથી તેમજ કોઈ રીતે દાહ શાંત થયા પછી પાછળથી થંડાં લેપન

આદિ ક્રિયા કરવામાં આવે તો તેપણ કામની નથી અને તેમજ ઓછી કે વધારે ચિકિત્સા કરવામાં આવે તેપણ કામની નથી. થોડો વિકાર છતાં મોટી ચિકિત્સા કરવામાં આવે અથવા ભારે વિકાર છતાં હલકી ચિકિત્સા કરવામાં આવે તો તેઓ બન્ને વાત ડાહાપણ વગરની છે. જેવી યોગ્ય હોય તેવીજ ચિકિત્સા કરવી એ ડાહાપણ છે. એક ક્રિયાથી ગુણ થાય તો તે ક્રિયાનો વેગ શાંત થયા પછી બીજી ક્રિયા કરવી પણ સાથે સાથે બે ક્રિયા કરવી નહીં. કારણ કે ક્રિયાઓની ભેળસેળ હીતકારી થતી નથી. આમાં પણ એમ સમજવાનું કે સરખા પ્રકારની ક્રિયાઓ સામટી કરવામાં હરકત છે પણ જુદા જુદા પ્રકારની ક્રિયાઓ સામટી કરવામાં આવે તો હરકત નથી. કહ્યું છે કે "ત્રણે દોષથી થએલા જ્વરમાં પ્રથમથીજ લંઘનનો, રેતીના શેકનો, નાકમાં ટીપાં નાખવા વગેરેનો, થુંકાવવાનો, ઔષધ ચટાડવાનો અને અંજનનો ઉપયોગ કરાવવો." તો આ ઉપરથી ઉપલી વાત સિદ્ધ થાય છે. સમજુ વૈદ્યે એકલા શાસ્ત્ર ઉપરજ આધાર રાખીને બેસવું નહીં પણ ચિકિત્સા કરતી વખતે પોતાની બુદ્ધિના તર્ક પણ ચલાવવા જોઇએ. કારણ કે દોષ અને કાળના બળને લઇને રોગની એવી સ્થિતિ પણ થાય છે કે જેમાં ખાસ રીતે કરવાનું હોય તે નહીં કરવું જોઇએ અને નહીં કરવાનું હોય તે કરવું જોઇએ.

## ચિકિત્સાનાં ફળો.

क्वचिदर्थः क्वचिन्मैत्री क्वचिद्धर्मः क्वचिद्यशः । कर्माभ्यासः क्वचिच्चेति चिकित्सा नास्ति निष्फला ॥ आयुर्वेदोदितां युक्तिं कुर्वाणा विहितां च ये । पुण्यायुर्वृद्धिसंयुक्ता नीरोगाश्च भवन्ति ते ॥

ચિકિત્સા કરવાથી કોઈ ઠેકાણે ધન મળે છે, કોઈ ઠેકાણે મિત્રતા થાય છે, કોઈ ઠેકાણે ધર્મ થાય છે, કોઈ ઠેકાણે યશ મળે છે અને કોઈ ઠેકાણે ક્રિયા કરવાનો અભ્યાસ વધે છે માટે ચિકિત્સા કોઈ વખતે નિષ્ફળ થતીજ નથી. જેઓ વૈદ્યશાસ્ત્રમાં કહેલી અને ધર્મશાસ્ત્રમાં કહેલી યુક્તિઓથી ચાલ્યા કરેછે તેઓ રોગરહિત થાય છે અને તેઓનાં પુણ્ય તથા આયુષ્ય પણ વધે છે.

## વૈદ્યોની આજીવિકા.

नैव कुर्वीत लोभेन चिकित्सा पुण्यविक्रयम् । ईश्वराणां वसुमतां लिप्सेतार्थं तु वृत्तये ॥ चिकित्सितं शरीरं यो न निष्क्रीणाति दुर्मतिः । स यत्करोति सुकृतं सर्वं तद्भिषगश्नुते ॥ न देशो मनुजैर्हीनो न मनुष्या निरामयाः । ततः सर्वत्र वैद्यानां सुसिद्धा एव वृत्तयः ॥

વૈદ્યે લોભને લીધે ગરીબ લોકો પાસેથી ધન લઇને ચિકિત્સાનું પુણ્ય ગુમાવવું નહીં, પણ જે લોકો સમર્થ અને ધનવાળા હોય તેઓની પાસેથી આજીવિકાનેવાસ્તે ધન લેવાની ઇચ્છા કરવી. જે દુર્બુદ્ધિ માણસ પોતાના શરીરની ચિ-

કિત્સા કરાવીને તેનો વૈદ્યને બદલો આપતો નથી તે માણસ જે કાંઈ પુણ્ય કરે તે સઘળું વૈદ્યને પ્રાપ્ત થાય છે. દેશ મનુષ્યોવિના હોતો નથી અને મનુષ્યો રોગવગરનાં હોતાં નથી એટલામાટે સર્વ સ્થળમાં વૈદ્યની આજીવિકાઓ તૈયારજ છે.

## ચિકિત્સાનાં અંગો.

**रोगी दूतो भिषग्दीर्घमायुर्द्रव्यं सुसेवकः । सदौषधं चिकित्सायामित्यङ्गानि बुधा जगुः ॥**

રોગી, દૂત, વૈદ્ય, લાંબું આયુષ્ય, દ્રવ્ય, પરિચારક અને સારૂં ઔષધ એ સાત ચિકિત્સાનાં અંગો છે એમ વિદ્વાનોએ કહ્યું છે.

## ચિકિત્સા કરવા યોગ્ય રોગીનાં લક્ષણો.

**रोगो यस्यास्ति रोगी स स चिकित्स्यस्तु यादृशः । यादृशश्चाचिकित्स्योऽपि वक्ष्यमाणो निशम्यताम् ॥**

( तत्र चिकित्स्यः )

**निजप्रकृतिवर्णाभ्यां युक्तः सत्वेन चक्षुषा । चिकित्स्यो भिषजा रोगी वैद्यभक्तो जितेन्द्रियः ॥**

सत्वं व्यसनाभ्युदयक्रियादिष्वविह्वलताकरं तेन युक्तः । चक्षुषा चक्षुरुपलक्षितेन ततोऽन्येनापीन्द्रियेण चिकित्स्यः रोगान्मोचयितव्यः ( अन्यच्च )

**आयुष्मान्सत्ववान्साध्यो द्रव्यवान्मित्रवानपि । चिकित्स्यो भिषजा रोगी वैद्यवाक्यकृदास्तिकः ॥**

**आयुर्वेदोऽस्तीति मतिर्यस्य आस्तिकः ।**

જેને રોગ હોય તેવા માણસ રોગી કહેવાય તો હવે તેમાં કેવા રોગની ચિકિત્સા કરવી અને કેવાની ન કરવી તે વિષે કહું છું સાંભળો. જેનાં સ્વાભાવિક પ્રકૃતિ અને શરીરનો વર્ણ બદલ્યાં ન હોય, ચડતી થવાથી કે કષ્ટ આવવાથી જેનું મન ધીરજ ન છોડતું હોય, જેની ચક્ષુ વગેરે ઇંદ્રિયો યોગ્ય સ્થિતિમાં હોય, જે જિતેંદ્રિય હોય અને જેને વૈદ્ય ઉપર ભક્તિ હોય એવા માણસને વૈદ્યે રોગથી છોડવવો જોઇએ. જે રોગી આયુષ્યવાળો, ધીરજવાળો, ધનવાળો, મિત્રવાળો, સાજો કરી શકાય એવો, વૈદ્યનું કહ્યું માનનાર અને વૈદ્યશાસ્ત્ર ઉપર આસ્થાવાળો હોય તે રોગીની વૈદ્યે ચિકિત્સા કરવી.

## કેવા રોગીની ચિકિત્સા નહીં કરવી.

**चण्डः साहसिको भीरुः कृतघ्नो व्यग्र एव च । शोकाकुलो मुमूर्षुश्च विहीनः करणैश्च यः ॥ वैरी वैद्यविदग्धश्च श्रद्धाहीनश्च शंकितः । भिषजामविधेयाः स्युर्नोपक्रम्या भिषग्विधाः ॥ एतानुपाचरन्वैद्यो बहून्दोषानवाप्नुयात् ।**

चण्डोऽत्यन्तक्रोधशीलः । साहसिकः अतिचार्यकारी । भीरुर्भयशीलः । कृतघ्नो वैद्यकृतोपकारलोपकः । व्यग्रो व्याकुलः । विहीनः करणैश्च यः निजेन्द्रियशक्तिरहितः । वैरी न चिकित्स्यः कदाचिद्रोगोद्रेके अपवादभयात् । वैद्यविदग्धो वैद्यधूर्तः । तथा च सुश्रुतः ।

स न सिद्ध्यति वैद्यस्तु गृहे यस्य न पूज्यते ॥

शङ्कितो वैद्यविश्वासरहितः । भिषजामविधेयाः वैद्यवचनाविधायिनः । भिषग्विधाः वैद्यतुल्याः । एते नोपक्रम्या न चिकित्स्याः ।

જે રોગી બહુજ ક્રોધી, વિચારવાવગર સહસા કામ કરનાર, બીકણ, વૈદ્યે કરેલા ઉપકારનો લોપ કરનાર, વ્યાકુલ, શોકથી વ્યાપ્ત, મરવા પડેલો, ઇંદ્રિયોની શક્તિવગરનો, શ્રદ્ધારહિત, વૈદ્ય ઉપર વિશ્વાસવગરનો કે વૈદ્યોનું વચન નહીં માનનાર હોય તેની ચિકિત્સા નહીં કરવી જોઇએ, વૈરીની ચિકિત્સા પણ નહીં કરવી જોઈએ, કારણ કે કદાચ રોગ વધી જાય તો વૈદ્ય ઉપર અપવાદ આવે. જે રોગી વૈદ્ય જેવો હોય તેની અને જે રોગી વૈદ્યને ઠગનાર હોય તેની પણ ચિકિત્સા નહીં કરવી. સુશ્રુત કહેછે કે "જેના ઘરમાં વૈદ્યની પૂજા ન થતી હોય તે ધણી વૈદ્યને ઠગનાર કહેવાય. એવા ધુતારા માણસની કદી પણ ફતેહ થતી નથી."

## દૂતનાં લક્ષણ.

यश्चिकित्सकमानेतुं याति दूतः स कथ्यते । स च यादृक्सयुचितस्तादृगत्र निगद्यते ॥ दूताः सजातयोऽव्यङ्गाः पटवो निर्मलाम्बराः । सुखिनोऽश्वष्टपारूढाः शुभ्रपुष्पफलैर्युताः ॥ सजातयः सुचेष्टाश्च सजीवदिशि संगताः । भिषजं समये प्राप्ता रोगिणः सुखहेतवे ॥

सजातयः रोगिसमानजातयः ।

यस्यां प्राणमरुत्प्राप्ति सा नाडी जीवसंज्ञिता ।

જે માણસ વૈદ્યને બોલાવવા જાય તે દૂત કહેવાય છે. એ દૂત કેવો જોઇએ તેવિષે કહું છું. દૂતો ઉત્તમ કુલના, અંગમાં ખોડ ખાપણ વગરના, સમર્થ, નિર્મલ વસ્ત્રોવાળા, સુખીઆ, રોગીના નાતીલા અને સારી રીતભાતવાળા જોઇએ. દૂતોએ ઘોડાપર કે ઘોડાગાડીપર કે બેલગાડીપર બેસી ધોળા ફુલઅને ફળો સાથે રાખીને વૈદ્યને બોલાવવા જવું. એ દૂત જે નાસિકામાં પવન ચાલતો હોય તે દિશામાંથી સમયસર વૈદ્યને મળે તો તેથી રોગીને સુખ થાય છે.

## શુભ શકુન.

वैद्याह्वानाय दूतस्य गच्छतो रोगिणः कृते । न शुभं सौम्यशकुनं प्रदीप्तं तु सुखावहम् ॥

प्रदीप्तमग्निः ।

દૂત રોગીને વાસ્તે વૈદ્યને બોલાવવા જતો હોય ત્યારે સારાં શુકન થાય તો રોગીનું શુભ થતું નથી પણ બળતો અગ્નિ મળે તો તે શુભસૂચક છે. બીજો પાઠ જોતાં એવો અર્થ પણ થાય છે કે "ખરાબ શુકન મળે તો રોગીનું સારૂં થાય છે."

## ખાલી હાથે વૈદ્યના દર્શનનો પ્રતિબંધ.

रिक्तहस्तो न पश्येत्तु राजानं भिषजं गुरुमिति ।

દૂતે કે રોગીએ હાથમાં ધન આદિ રાખ્યા વગર વૈદ્યને જોવો નહીં. કારણ કે 'રાજાનું વૈદ્યનું કે ગુરૂનું ખાલી હાથે દર્શન કરવું નહીં' એમ શાસ્ત્રમાં કહ્યું છે.

## સુવૈદ્યનાં લક્ષણ.

**चिकित्सां कुरुते यस्तु स चिकित्सक उच्यते । स च यादृक्समीचीनस्तादृशोऽपि निगद्यते ॥ तत्त्वाधिगतशास्त्रार्थो दृष्टकर्मा स्वयं कृती । लघुहस्तः शुचिः शूरः सज्जोपस्करभेषजः ॥ प्रत्युत्पन्नमतिर्धीमान्व्यवसायी प्रियंवदः । सत्यधर्मपरो यश्च वैद्य ईदृक् प्रशस्यते ॥**

दृष्टकर्मा दृष्टा विचारेण कृता चिकित्सा येन सः । स्वयंकृती स्वयं चिकित्साकुशलः । लघुहस्तः सिद्धिमद्धस्तः ।

જે માણસ ચિકિત્સા કરે તે વૈદ્ય કહેવાય છે. એ વૈદ્ય કેવો હોય તો સારૂ એવિષે કહું છું. યથાર્થ રીતે શાસ્ત્રના અર્થને જાણનાર, જેણે બીજાઓએ કરેલી ચિકિત્સાઓ જોએલ હોય એવો, પોતે પણ ચિકિત્સામાં નિપુણ, હાથમાં યશવાળો, પવિત્ર, ઉત્સાહવાળો, જેની પાસે ઔષધ અને સરસામાન તૈયાર હોય એવો, જેને વખતસર યોગ્ય ઉપચાર સુજતા હોય એવો, બુદ્ધિમાન્, ઉદ્યોગી, મીઠું બોલનાર, અને સત્ય તથા ધર્મમાં તત્પર રેહેનારો વૈદ્ય જોઇએ.

## કુવૈદ્યનાં લક્ષણ.

**कुचैलः कर्कशः स्तब्धो ग्रामीणः स्वयमागतः । पञ्च वैद्या न पूज्यन्ते धन्वन्तरिसमा यदि ॥**

कर्कशः अप्रियवादी । स्तब्धः साभिमानः । ग्रामीणो व्यवहाराचतुरः ।

જે વૈદ્ય ખરાબ વસ્ત્રવાળો, અપ્રિય બોલનાર, અભિમાની, વ્યવહારમાં અવિચક્ષણ કે બોલાવ્યા વગર પોતાની મેળેજ આવેલો હોય તે વૈદ્ય ધન્વંતરિ જેવો હોય તોપણ પૂજાતો નથી.

## વૈદ્યનું કર્મ.

**व्याधेस्तत्त्वपरिज्ञानं वेदनायाश्च निग्रहः । एतद्वैद्यस्य वैद्यत्वं न वैद्यः प्रभुरायुषः ॥**

( अस्यायमर्थः ) व्याधेः सम्यक्परिचयो व्यथाशान्तिकरणं वैद्यस्य कर्म । न तु वैद्य आयुषः प्रभुरित्यर्थः । अपरे त्वेवं व्याचक्षते । व्याधेस्तत्त्वत परिचयो वेदनायाः शान्तिकरणं च । एतदेव वैद्यस्य वैद्यत्वं न । किन्तु वैद्य आयुषः प्रभुः आगन्तुमृत्युशतहरणात् । तथा च सुश्रुते धन्वन्तरिः ।

**एकोत्तरं मृत्युशतमथर्वाणः प्रचक्षते । तत्रैकः कालसंयुक्तः शेषास्त्वागन्तवः स्मृताः ॥**

( अयमर्थः ) अथर्वाणः अथर्ववेतत्त्ववेत्तारो नाथर्ववेतुल्याः मृत्युमेकोत्तरं शतं प्रचक्षते । तत्रैको मृत्युः कालसंयुक्तः काल आयुषोऽन्ते शरीरिणामवश्यं संहर्ता सर्वैरुपायैर्निवारयितुमशक्यः । स ब्रह्मादीनायुषोऽन्ते संहरति । यत आह । लिङ्गपुराणे कार्तिकेयं प्रति महादेवः ।

ममायुर्ग्रसते कालः कुतः पुत्र रसायनमिति । तेन कालेन संयुक्तः संहाराय नियुक्तः सोऽवश्यंभावी । शेषाः शतं मृत्यव आगन्तव ।

आगन्तुकहेतुजन्मानः कार्यकारणयोरभेदोपचारात् आगन्तवो हेतवो यथा विषभक्षणमजीर्णेऽत्यन्तभोजनं च दुर्देशजलपानम् । तथाऽतिबलवैरिन्याघ्रवनमहिषमत्तमातङ्गादिभिर्युद्धम् दंदशूकेन क्रीडनमत्युच्चवृक्षाग्रारोहणम् बाहुभ्याम् महातरङ्गिणीतरणमेकाकिनो रात्रौ दुर्गे मार्गे गमनमित्यादि । आगन्तुहेतुजा मृत्यवो दुर्निमित्तभाविभावानां नवलत्वादायुपि सत्यपि मारयन्ति । यथा मल्लिकातैलवर्तिवह्निपु विद्यमानेषु वात्या दीपं नाशयति तथात्र ।

**यथा सत्यपि तैलादौ दीपं निर्वापयेन्मरुत् । एवमायुष्यहीनेऽपि हिंसन्त्यागन्तुमृत्यवः ॥**

किन्तु आगन्तुनिमित्तानि निवारयद्भिस्ते निवारयितुं शक्यन्ते । यत आह सुश्रुते धन्वन्तरिः ।

**दोपागन्तुनिमित्तेभ्यो रसमन्त्रविशारदौ । रक्षेतां नृपतिं नित्यं यत्नाद्वैद्यपुरोहितौ ॥**

वैद्यमन्त्रिणौ नृपतिं नित्यं यत्नाद्रक्षेताम् । कुतः दोपागन्तुनिमित्तेभ्यः दोषा निषिद्धाहारविहारदूषिता वातपित्तकफरोगोत्पादका. । आगन्तवो निषिद्धा विहारा अतिबलवैरिविषहादयः । ते निमित्तानि येषा तेभ्यः शतमृत्युभ्यः । ननु वैद्यपुरोहितौ कथं शतं मृत्युं निवारयितुं शक्तौ तत्राह । यतस्तौ रसमन्त्रविशारदौ प्रथमं वैद्यो दिनचर्यारात्रिचर्यर्तुचर्योक्ताहारविहाराभ्यां वातपित्तकफधातुमलान् समानेव रक्षति ततो रसज्ञत्वाद्रसैर्मृत्युंजयादिभिर्निषिद्धाहारविहारदूषितदोषजनितान्विकारान्मृत्युहेतूनपहरति । मन्त्री च सद्बुद्धिदानेन मृत्युहेतुभ्यो निषिद्धविहारेभ्यो नृपतिं निवारयति । तत आगन्तुमृत्यवो निवारयितुं शक्या नत्ववश्यंभाविनः ।

રોગને યથાર્થ રીતે ઓળખવો અને રોગીની વેદના મટાડવી એટલુજ વૈદ્યનું કામ છે. વૈદ્ય કાંઈ આયુષ્ય આપવાનો જોખમદાર નથી. બીજાઓ તો એમ કહે છે કે "રોગને યથાર્થ રીતે ઓળખવો અને રોગીની વેદના મટાડવી એટલુજ વૈદ્યનું કામ નથી પણ સો પ્રકારના આગંતુક (નવા આવેલા) મૃત્યુઓને દૂર કરવા એપણ વૈદ્યનું કામ છે અને તે કરવાને વૈદ્ય સમર્થ છે." સુશ્રુતમાં કહ્યું છે કે અથર્વવેદના તત્વને જાણનારા મુનિઓ 'એકસો ને એક મૃત્યુઓ છે,' એમ કહે છે તેઓમાં એક મૃત્યુ કે જે આયુષ્યને અંતે સર્વ પ્રાણીઓનો અવશ્ય સંહાર કરનારો અને સઘળા ઉપાયોથી જેનું નિવારણ થઇજ શકતું નથી એવા કાળે સંહારને વાસ્તેજ જોડેલો છે તે મૃત્યુનું નિવારણ થઈ શકતું નથી બાકી બીજા એકસો આગંતુક મૃત્યુઓનું તો નિવારણ થઈ શકે છે. સર્વ પ્રાણીઓનો અવશ્ય સંહાર કરનાર કાળ તો આયુષ્યને અંતે બ્રહ્માદિકનો પણ સંહાર કરે છે. એ ઉપરથી લિંગપુરાણમાં માહાદેવે કાર્તિકેયસ્વામીને કહ્યું છે કે હે પુત્ર! કાળ તો મારા આયુષ્યને પણ ગળી જાય છે માટે એવા કાળની પાસે રસાયનની કારી ન ચાલે તેમાં શું કહેવું,

આવા કાળે મોકલેલાં મૃત્યુનું વૈદ્યથી નિવારણ ન થાય પણ જે મૃત્યુઓ આગંતુક એટલે નવાં ઉત્પન્ન થએલાં કારણોથી આવનારાં છે તેઓનું તો તે તે કારણોનું નિવારણ કરવાથી નિવારણ થઇ શકે છે. ઝેરનું ભક્ષણ, અજીર્ણ છતાં અત્યંત ભોજન, ખરાબ પ્રદેશનું પાણી પીવું, અત્યંત બળવાળા વૈરી, વાઘ, વનના પાડા કે મદોન્મત્ત હાથીઓની સાથે લડવું, સર્પની સાથે રમવું, બહુજ ઊંચા ઝાડપર ચડવું, હાથવતે મોટી નદીમાં તરવું અને રાતે વિષમમાર્ગમાં એકલાએ જવું ઇત્યાદિક કારણો આગંતુક કહેવાય તો એવાં કારણોથી ઉત્પન્ન થએલા મૃત્યુઓ તે દુષ્ટ કારણોથી થતી સ્થિતિઓના બલવત્તરપણાને લીધે, જેમ કોડીયું તેલ વાટ અને અગ્નિ વિદ્યમાન છતાં પણ ઘણો વાયુ દીવાનો નાશ કરે છે તેમ આયુષ્ય છતાં પણ પ્રાણીઓનો નાશ કરે છે. કહ્યું છે કે જેમ તેલ વગેરે છતાં પણ પવન દીવાને ઠારી નાખે છે તેમ આયુષ્ય વિદ્યમાન છતાં પણ આગંતુક મૃત્યુઓ પ્રાણીઓને મારી નાખે છે. આગંતુક કારણોનું નિવારણ કરવાથી આગંતુક મૃત્યુઓનું નિવારણ થવાવિષે સુશ્રુતમાં લખેલું ધન્વંતરિનું વચન પ્રમાણરૂપ છે. ધન્વંતરિ કહે છે કે 'નિષિદ્ધ આહાર અને નિષિદ્ધ વિહારથી દૂષિત થએલા વાત પિત્ત અને કફ કે જેઓ રોગોને ઉત્પન્ન કરનારા છે તેઓથી થતા સો મૃત્યુઓથી વૈદ્યે યત્નપૂર્વક રાજાની સર્વદા રક્ષા કરવી અને અત્યંત બળવાન્ શત્રુની સાથે લડાઈ વગેરે નિષિદ્ધ વિહારો કે જેઓ આગંતુક છે તેઓથી ઉત્પન્ન થતા સો મૃત્યુઓથી પુરોહિતે રાજાની રક્ષા કરવી. વૈદ્ય પ્રથમ દિનચર્યા, રાત્રિચર્યા અને ઋતુચર્યામાં કહેલાં આહારવિહાર કરાવીને વાત, પિત્ત કફ તથા ધાતુઓના મળોને સરખાજ રાખે છે અને પછી રસાયનને જાણનાર હોવાને લીધે નિષિદ્ધ આહાર વિહારથી દૂષિત થએલા દોષોથી ઉત્પન્ન થએલા અને મૃત્યુના કારણરૂપ વિકારોને મૃત્યુંજય વગેરે રસોથી મટાડે છે તેમજ સારા વિચાર આપનારો પુરોહિત સારી બુદ્ધિ આપીને મૃત્યુના કારણરૂપ નિષિદ્ધ વિહારોથી રાજાને અટકાવે છે એટલે તે-પણ આગંતુક મૃત્યુઓને મટાડે છે.' આ ઉપરથી સિદ્ધ થયું કે " અવશ્ય થનારા એક મૃત્યુનું નિવારણ થઈ શકતું નથી પણ આગંતુક સો મૃત્યુઓનું નિવારણ થઈ શકે છે."

## આયુષ્યનો વિચાર.

भिषगादौ परीक्षेत रुग्णस्यायुः प्रयत्नतः । तत आयुषि विस्तीर्णे चिकित्सा सफला भवेत् ॥

વૈદ્યે પ્રથમ રોગીના આયુષ્યની પ્રયત્નપૂર્વક પરીક્ષા કરવી જોઇએ. કારણ કે આયુષ્ય લાંબું હોય તોજ ચિકિત્સા સફલ થાય છે.

## લાંબાં આયુષ્યનાં લક્ષણો.

सौम्या दृष्टिर्भवेद् यस्य श्रोत्रे वक्रे

तथैव च । स्वादुं गन्धं विजानाति स साध्यो नात्र संशयः ॥ पाणिपादौ च यस्योष्णौ दाहः स्वल्पतरो भवेत्। जिह्वा तु कोमला यस्य स रोगी न विनश्यति॥ स्वेदहीनो ज्वरो यस्य श्वासो नासिकया चरेत् । कण्ठश्च कफहीनः स्यात्स रोगी जीवति ध्रुवम् ॥ यस्य निद्रा सुखेन स्याच्छरीरं द्युतिमद्भवेत् । इन्द्रियाणि प्रसन्नानि स रोगी नैव नश्यति॥

જે રોગીનાં નેત્ર, કાન અને મ્હોડું સારાં હોય અને જે મીઠા રસને તથા સારા ગંધને જાણી શકતો હોય તે રોગીનો રોગ સાધ્યજ હોય એમાં સંશય નથી. જેના હાથ અને પગ ઉના હોય, બળતરા બહુજ થોડી હોય અને જીભ કુણી હોય તે રોગી મરતો નથી. જેનો તાવ પરસીના વગરનો હોય, નાકમાંથી શ્વાસ ચાલતો હોય અને કંઠ કફ વગરનો હોય તે રોગી અવશ્ય જીવે છે. જેને નિદ્રા સારી આવતી હોય, શરીર કાંતિવાળું હોય અને ઇંદ્રિયો સ્વચ્છ હોય તે રોગી મરતોજ નથી.

## ટુંકા આયુષ્યનાં લક્ષણો.

शरीरशीलयोर्यस्य प्रकृतेर्विकृतिर्भवेत् । तदरिष्टं समासेन व्यासतश्च निबोध मे ॥ शृणोति विविधाञ्शब्दान्विपरीताञ्छृणोति च । यो न शृणोति चाकुशास्तं वदन्ति गतायुषम् ॥ वस्तूष्णमिव गृह्णाति शीतमुष्णं च शीतवत् । उष्णगात्रोऽतिमात्रं यो भृशं शीतेन कम्पते ॥

( तमपि गतायुषं वदन्तीत्यन्वयः )

प्रहारं नैव जानाति यो गच्छेदन्यथापि वा। पांशुनेवावकीर्णानि यश्च गात्राणि मन्यते ॥ वर्णान्यता वा राज्यो वा यस्य गात्रे भवन्ति हि । स्नातानुलिप्तं यं चापि भजन्ते नीलमक्षिकाः ॥ विपरीतेन गृह्णाति रसान्यश्चोपयोजितान् । यो वा रसान्न संवेत्ति तं गतासुं प्रचक्षते ॥ सुगन्धं वेत्ति दुर्गन्धं दुर्गन्धं च सुगन्धवत् । गृह्णाति योऽन्यथा गन्धं शान्ते दीपे निरामयः ॥ रात्रौ सूर्यं ज्वलन्तं वा दिवा वा चन्द्रवर्चसम् । दिवा ज्योतींषि यश्चापि ज्वलितानीव पश्यति॥

दिवा वा चन्द्रवर्चसम् । सूर्यमित्यन्वयः। ज्योतींषि नक्षत्राणि ।

विद्युत्वतोऽसितान्मेघानगने निर्घने घनान् । विमानयानप्रासादैर्यश्च संकुलमम्बरम् ॥ यश्चानिलं मूर्तिमन्तमन्तरिक्षेऽवलोकते धूमानीहारवासोभिरावृतामिव मेदिनीम् ॥ प्रदीप्तमिव यो लोकं वाताप्लुतमिवाम्भसा । भूमिमष्टापदाकारां लेखाभिर्यश्च पश्यति ॥ यो न पश्यति ऋक्षाणि यश्च देवीमरुन्धतीम् ॥ ध्रुवमाकाशगङ्गां च तं वदन्ति गतायुषम्॥ आदर्शेऽम्बुनि घर्मे वा छायां यश्च न पश्यति । पश्यत्येकाङ्गहीनां वा विकृतां वान्यसत्त्वजाम् ॥ श्वकाककङ्कगृध्राणां प्रेतानां यक्षरक्षसाम् । आतुरो लभते मृत्युं स्वस्यो व्याधिमवाप्नुयात् ॥ ह्रीश्रियौ नश्यतो यस्य तेजओजःस्मृतिप्रभाः । अकस्माच्च भजन्ते यं स गतासुरसंशयम् ॥

यस्याधरोष्ठः पतितः क्षिप्तश्चोर्ध्वं तथोत्तरः। उभौ वा जाम्बवाभासौ दुर्लभं तस्य जीवितम् ॥ आरक्ता दशना यस्य श्यावा वा स्युः पतन्ति वा। खञ्जनप्रतिमा वापि तं गतायुषमादिशेत् ॥ कृष्णा तथानुलिप्ता च जिह्वा शून्या च यस्य वै। कर्कशा वा भवेद्यस्य सोऽचिराद्विजहात्यसून् ॥ कुटिला स्फुटिता वापि शुष्का वा यस्य नासिका। अवस्फूर्जति भग्ना वा स न जीवति मानवः ॥

( स्फूर्जति श्वासवेगेनोच्चैः शब्दं करोतीत्यर्थः )

संक्षिप्ते विषमे स्तब्धे रूक्षे स्रस्ते च लोचने। स्यातां परिस्रुते यस्य स गतायुर्नरो ध्रुवम् ॥ केशाः सीमन्तिनो यस्य संक्षिप्ते विनते भ्रुवौ। लुठन्ति चाक्षिपक्ष्माणि सोऽचिराद्याति मृत्यवे ॥

( लुठन्ति पतन्ति )

नाहरत्यन्नमास्यस्थं न धारयति यः शिरः। एकाग्रदृष्टिर्मूढात्मा सद्यः प्राणान्विमुञ्चति ॥ उत्थाप्यमानो बहुशः संमोहं योऽभिगच्छति। बलवान्दुर्बलो वापि तं पक्वं भिषगादिशेत् ॥ निद्रा निरन्तरं यस्य यो जागर्ति च सर्वदा। मुह्येद्वा वक्तुकामश्च प्रत्याख्येयः स जानता ॥ उत्तरोष्ठं च यो लिह्यादुत्कारांश्च करोति यः। प्रेतैर्वा भाषते सार्धं प्रेतरूपं तमादिशेत् ॥

( उत्कारान्दन्तपादादिविक्षेपान् )

स्रोतोभ्यश्च रोमकूपेभ्यो यस्य रक्तं प्रवर्तते। पुरुषस्याविषार्तस्य स सद्यो जीवितं त्यजेत् ॥ सम्यक्चिकित्स्यमानस्य विकारो योऽभिवर्धते। प्रक्षीणबलमांसस्य लक्षणं तद्गतायुषः ॥ भूताः प्रेताः पिशाचाश्च रक्षांसि विविधानि च। मरणाभिमुखं जन्तुमुपसर्पन्ति नित्यशः ॥ तानि भेषजवीर्याणि प्रतिघ्नन्ति जिघांसया। तस्मान्मोघाः क्रियाः सर्वा भवन्त्येव गतायुषः

गतायुषि सति चिकित्सायाः साफल्यमुक्तम्। आयुश्चेदस्ति तदा तदेव जीवनहेतुः। किं चिकित्साविधानेन तत्रोच्यते। आयुषि सति चिकित्साया फलं वेदनानिग्रहः। उक्तं च।

आयुष्मान्पुरुषो जीवेत्सव्यथो भेषजं विना। भेषजेन पुनर्जीवेत्स एव हि निरामयः ॥

किञ्च। आयुषि सत्यपि रोगी चिकित्सां विना उत्थातुं न शक्नोति। यत आह चरकः।

सति चायुषि नोपायं विनोत्थातुं क्षमो रुजी। दर्शितश्चात्र दृष्टान्तः पंकलग्नो यथा गजः ॥

किञ्च। चिकित्सां विना युष्मानप्यवसीदति। यत आह स एव।

सति चायुषि नष्टः स्यादामयैश्चाचिकित्सितः। यथा सत्यपि तैलादौ दीपो निर्याति वात्यया ॥

अतएवोक्तम्।

साध्या याप्यत्वमायान्ति याप्या गच्छन्त्यसाध्यताम्। घ्नन्ति प्राणानसाध्यास्तु नराणामक्रियावताम् ॥

चिकित्सा तु अनिश्चितायुषोऽपि वर्ज्या। यत आह।

तावत्प्रतिक्रिया कार्या यावच्छ्वसिति मानवः । कदाचिद्दैवयोगेन दृष्टारिष्टोऽपि जीवति ॥

इति तु यस्यासाध्यत्वं सन्दिग्धं तं प्रत्युक्तम् । येषु त्वसाध्यता शास्त्रेणानुभवेन च विनिश्चिता ते पुनर्न चिकित्स्याः । यत उक्तम् । सद्वैद्यास्ते न येऽसाध्यानारभन्ते चिकित्सितुमिति ।

શરીરની પ્રકૃતિ બગડી ગઈ હોય અને સ્વભાવ બદલી ગયો હોય એ સંક્ષેપમાં મરણનું લક્ષણ છે. હવે વિસ્તારથી મરણનાં લક્ષણો કહુછું તે સાંભળો. જે રોગી અનેક પ્રકારના શબ્દો સાંભળે, વિપરીત શબ્દો સાંભળે અને અકસ્માત્ સાંભળે નહીં તેનું આયુષ્ય ટુંકું સમજવું. જે રોગી થંડી વસ્તુને ઉની જેવી અને ઉની વસ્તુને થંડી જેવી સમજે, જેનાં ગાત્રો બહુજ ઉનાં હોય અને જે ટાઢને લીધે બહુજ કંપતો હોય તેનું આયુષ્ય પણ ટુંકું સમજવું. જેને શરીરમાં પ્રહાર વાગાની ખબર પડતી ન હોય, જે સઘળી બીજી ઢબથી વર્ત્તતો હોય જે પોતાનાં ગાત્રોને ધુળથી ખરડાએલાં માનતો હોય, જેના શરીરનો રંગ બદલી ગયો હોય, જેનાં ગાત્રોમાં રાઈ જેવી કરકરીઓ થઈ આવી હોય, નાયા છતાં તથા ચંદન આદિનું લેપન કર્યા છતાં જેના ઉપર કાળી માંખીઓ બેસતી હોય, ખાધેલા રસોને વિપરીત સ્વાદવાળા જે જાણતો હોય અને જેને રસોની બિલકુલ ખબરજ પડતી ન હોય તેનું આયુષ્ય ટુંકું છે એમ સમજવું. જે ધણી સુગંધને દુર્ગંધ અને દુર્ગંધ સુગંધ એવી રીતે ગંધોને વિપરીત માનતો હોય, દીવો ઠરી જાય ત્યારે જેનો રોગ ઓછો થતો હોય, જે ધણી સૂર્યને રાતે પ્રજ્વલિત અને દિવસે ચંદ્ર જેવો દેખતો હોય, જે ધણી નક્ષત્ર તારાઓને દિવસે પ્રકાશતાં જેવાં દેખતો હોય, જે ધણી વાદળાં વગરના આકાશમાં વિજળીવાળા કાળા મેઘ દેખતો હોય, જે ધણી આકાશમાં વિમાન વાહન તથા મેહેલોની ભીડ દેખતો હોય, જે ધણી અંતરીક્ષમાં વાયુને દેહધારી દેખતો હોય. જે ધણી પૃથ્વીને ધુવાડા ઝાકળ તથા વસ્ત્રોથી વીંટાએલી જેવી દેખતો હોય, જે ધણી જગતને સળગેલા જેવું અથવા પાણીથી ડુબેલા જેવું દેખતો હોય, જે ધણી પૃથ્વીમાં સોગઠાં રમવાની ચોપાટ જેવી રેખાઓ પડેલી દેખતો હોય અને જે ધણી નક્ષત્રને, અરૂંધતીના તારાને, ધ્રુવને તથા આકાશગંગાને દેખતો ન હોય તે ધણીનું આયુષ્ય પુરૂં થઈ રહેવા આવેલું કહેવાય છે. જે માણસ અરીશામાં, પાણીમાં અથવા તડકામાં પોતાના પડછાયાને ન દેખતો હોય અથવા પડછાયામાં એક અંગ ન દેખતો હોય અથવા વિકાર ભરેલી બીજા પ્રાણીની છાયા દેખતો હોય અથવા કુતરાની, કાગડાની, કંકપક્ષીની, ગીધની, પ્રેતની, યક્ષની કે રાક્ષસની છાયા દેખતો હોય ને માણસ

રોગી હોય તો મરી જાય છે અને સ્વસ્થ હોય તો રોગી થાય છે. જેની લાજ અને શોભા નાશ પામી જાય અથવા જેને તેજ, ઉત્સાહ, સ્મૃતિ અને હાજરજવાબી, અકસ્માત્ પ્રાપ્ત થાય તે માણસ આયુષ્ય વગરનો છે એમ નિસ્સંશયસમજવું. જેનો હેઠલો હોઠ નીચો નમી ગયો હોય અને ઉપલો હોઠ ઊંચો ચઢી ગયો હોય અથવા જેના બન્ને હોઠ જાંબુ જેવા કાળા થઈ ગયા હોય તે માણસનું જીવવું દુર્લભ છે એમ સમજવું. જેના દાંત રાતા કે કાળા થઈ જાય, પડી જાય અથવા ખંજન પક્ષીના જેવા રંગવાળા થઈ જાય તે માણસ તુરત મરશે એમ કહેવું. જેની જીભ કાળી, ચીકણી, બહેર મારી ગએલી અથવા કઠણ થઇ જાય તે માણસ તુરત મરશે એમ સમજવું. જેનું નાક વાંકું, ફાટેલું, સુકાએલું કે નમેલું થઈ જાય અથવા શ્વાસના વેગથી અવાજ કર્યા કરે તે માણસ જીવતો નથી. જેની આંખો ટુંકી, વિષમ, અક્કડ, લુખી કે વિખાએલી થઈ જાય અથવા જેની આંખોમાંથી આંસુ ઝર્યા કરે તે માણસ અવશ્ય તુરત મરી જાય છે. જેના કેશ સેંથાવાળા જેવા નોખનોખા થઈ જાય, જેની ભમરો ટુંકી અને નમેલી થઈ જાય અથવા જેની આંખોની પાંપણો ખરી પડતી હોય તે માણસ તુરત મરે છે. જે માણસ મોહોડામાં રહેલા અન્નને ખાતો ન હોય, માથાને સ્થિર રાખી શકતો ન હોય, જેની આંખો ખીલા જેવી સજડ થઈ હોય અથવા જેનું મન મૂઢ થઈ ગયું હોય તે માણસ તુરત મરી જશે એમ સમજવું. ઘણી વાર ઉઠાડતાં છતાં જે મોહ પામી જતો હોય તે માણસ બળવાન્ કે દુર્બળ ગમે તેવો હોય પણ તે મોતને કીનારે છે એમ વૈદ્યે કહેવું. જે નિરંતર ઉંઘ્યા કરતો હોય, જે નિરંતર જાગ્યા કરતો હોય અથવા જે બોલવાની ઇચ્છા છતાં પણ બોલવામાં મુંઝાઈ જતો હોય તે રોગીનું ઔષધ કરવાની સમજુ વૈદ્યે ના પાડવી જોઈએ. જે માણસ ઉપલા હોઠને ચાટ્યા કરતો હોય હાથ પગ પછાડ્યા કરતો કે સાયંકાળે પ્રેતોની સાથે ભાષણ કરતો હોય તે માણસ તુરત મરશે એમ કહેવું. ઊરથી પીડાયા વગર પણ જે માણસનાં રૂવાડાંના ખાડાઓમાંથી લોહી નીકળે તે માણસ તુરત મરે છે. સારી રીતે ઉપાયો કરવામાં આવતાં છતાં પણ માંસ અને બળ ક્ષીણ થઇને જેનો વિકાર વધતો જાય તે માણસ તુરત મરશે એમ સમજવું. જેનું મોત આવેલું હોય તે માણસની પાસે નિત્ય ભૂત, પ્રેત, પિશાચ અને અનેક પ્રકારના રાક્ષસો આવે છે તેઓ એ માણસને મારી નાખવાની ઇચ્છાથી ઔષધોની શક્તિને હણી નાખે છે તેથી જેનું મોત આવેલું હોય તે માણસને જે જે ચિકિત્સાઓ કરવામાં આવે તે સઘળી નિષ્ફળજ થાય છે.

શંકા—આયુષ્ય હોય તો ચિકિત્સા

સફળ થાય એમ કહ્યું ત્યારે તો જો આયુષ્ય હોય તો તેજ જીવવાના કારણરૂપ છે માટે ચિકિત્સા કરવાનું શું પ્રયોજન છે?

**સમાધાન**—આયુષ્ય હોય તો ચિકિત્સાનું ફળ વેદના અટકે એજ છે. કહ્યુંછે કે, "આયુષ્ય છતાં પણ જો ઔષધ કરવામાં ન આવે તો વેદના સહિત જીવે અને ઔષધ કરવામાં આવે તો વેદના વગર જીવે." ચિકિત્સા કરવામાં ન આવે તો રોગી આયુષ્ય છતાં પણ ઉઠી શકતો નથી, તેવિષે ચરક કહે છે કે, "આયુષ્ય છતાં પણ રોગી ઉપાય કર્યાવિના ઉઠી શકતો નથી એવિષે કાદવમાં ખુંચી ગએલો હાથી દૃષ્ટાંતરૂપ છે." આયુષ્ય છતાં પણ ચિકિત્સા ન કરવામાં આવે તો રોગી મરી જાય છે, એમ પણ ચરકના વચન ઉપરથી સિદ્ધ થાય છે, ચરક કહે છે કે "જેમ તેલ વગેરે છતાં પણ ઘણા પવનથી દીવો ઓલાઈ જાય છે તેમ આયુષ્ય છતાંપણ જો ચિકિત્સા કરવામાં ન આવે તો રોગી રોગોથી મરી જાય છે." આ ઉપરથીજ પ્રથમ કહેવામાં આવ્યું છે કે જો ચિકિત્સા કરવામાં ન આવે તો માણસોના સાધ્ય રોગ યાપ્ય થઈ જાય છે અને યાપ્ય રોગ અસાધ્ય થઈ જાય છે. જો અસાધ્ય થાય તો પ્રાણ લીધાવગર રેહેતા નથી."

જેના આયુષ્યનો નિશ્ચય ન હોય તે માણસની પણ ચિકિત્સા તો કરવીજ જોઇએ તેવિષે "જ્યાંસુધી માણસ શ્વાસ લેતો હોય ત્યાંસુધી ચિકિત્સા કરવી. કારણ કે જેનું મોત નજરે જોવામાં આવતું હોય તે માણસ પણ વખતપર દૈવયોગથી જીવે છે." એવા પ્રકારનું જે વચન છે તેનો અભિપ્રાય એવો છે કે, "જેના અસાધ્યપણામાં સંદેહ હોય તેની ચિકિત્સા કરવી જોઇએ." કારણ કે શાસ્ત્રથી તથા અનુભવથી જેઓના અસાધ્યપણાનો પાકો નિશ્ચય થાય તેઓની ચિકિત્સા નહીંજ કરવી જોઇએ; તે વિષે "જેઓ અસાધ્યની ચિકિત્સા કરવાનો આરંભ ન કરે તેઓનેજ સારા વૈદ્ય જાણવા" એવું શાસ્ત્રનું વચન છે.

### ચિકિત્સામાં ધનની જરૂર.

सर्वे द्रव्यमपेक्षन्ते रोगिप्रभृतयो यतः। विना वित्तं न भैषज्यं चिकित्साङ्गं ततो धनम् ॥

રોગી વગેરે સર્વે લોકોને ધનની અપેક્ષા હોય છે અને ધન વિના ઔષધ થતું નથી એટલામાટે ધન પણ ચિકિત્સાનું અંગ છે.

### પરિચારકનું લક્ષણ.

स्निग्धोऽजुगुप्सुर्बलवान्युक्तो व्याधितरक्षणे । वैद्यवाक्यकृदश्रान्तो युज्यते परिचारकः ॥

स्निग्धः प्रीतः । अजुगुप्सुः अनिन्दकः ।

રોગીનો પરિચારક એટલે ચાકરી કરનાર માણસ સ્નેહવાળો, નિંદા નહીં કરનાર, બળવાન, રોગીના રક્ષણમાં ત-

પર, વૈદ્યના કહેવા પ્રમાણે કરનાર અને થાકી ન જાય એવો જોઇએ.

### ઔષધ વિષે.

**वैद्यो व्याधिं हरेद्येन तद्द्रव्यं प्रोक्तमौषधम् । तस्माद्दशमवश्यं स्याद्रोगघ्नं तादृशं ध्रुवे ॥**

[ तत्रौषधग्रहणपरिभाषा । ]

प्रशस्तदेशे संजातं प्रशस्तेऽहनि चोद्धृतम् । अल्पमात्रं बहुगुणं गन्धवर्णरसान्वितम् ॥ दोषघ्नमग्लानिकरमविकं न विकारि यत् । समीक्ष्य काले दत्तं च भेषजं स्याद्गुणावहम् ॥ आग्नेया विन्ध्यशैलाद्याः सौम्यो हिमगिरिः स्मृतः । अतस्तदौषधानि स्युरनुरूपाणि हेतुभिः ।

आग्नेयाः अधिकाग्न्यंशाः । सौम्यः अधिकसोमांशः । औषधय एवौषधानि । अत्र स्वार्थेऽण् । अनुरूपाणि सदृशानि ।

अन्येष्वपि प्ररोहन्ति वनेषूपवनेषु च । गृह्णीयात्तानि सुमनाः शुचिः प्रातः सुवासरे ॥ आदित्यसंमुखो मौनी नमस्कृत्य शिवं हृदि । साधारणधराद्रव्यं गृह्णीयादुत्तराश्रितम् ॥

साधारणधराद्रव्यं सर्वभूमिभवं द्रव्यम् । उत्तराश्रितं स्स्मात् उत्तरदिग्भवम् ।

वल्मीककुत्सितानूपश्मशानोपरमार्गजाः । जन्तुवह्निहिमव्याप्ता नौषध्यः कार्यसाधिकाः ॥ शरद्यखिलकार्यार्थं ग्राह्यं सरसमौषधम् । विरेकवमनार्थं तु वसन्तान्ते समाहरेत् ॥

वसन्तान्ते वसन्तमध्ये समाहरेत् संगृह्णीयात् ।

अतिस्थूलजटा याः स्युस्तासां ग्राह्यास्त्वचो ध्रुवम् । गृह्णीयात्सूक्ष्ममूलानां सकलान्यपि बुद्धिमान् ॥

अन्यच्च ।

महान्ति येषां मूलानि काष्ठगर्भाणि सर्वतः । तेषां तु वल्कलं ग्राह्यं ह्रस्वमूलानि सर्वशः ॥ न्यग्रोधादेस्त्वचो ग्राह्या सारः स्याद्बीजकादितः । तालीसादेश्च पत्राणि फलं स्यात्त्रिफलादितः ॥ क्वचिन्मूलं क्वचित्कन्दः क्वचित्पत्रं क्वचित्फलम् । क्वचित्पुष्पं क्वचित्सर्वं क्वचित्सारः क्वचित्त्वचः ॥ चित्रकं सूरणं निम्बो वासा च त्रिफला क्रमात् । धातकी कण्टकारी च खदिरः क्षीरपादपः ॥ क्वचिन्निम्बस्य गृह्णीयात्पत्राभावे त्वचामपि । बालं फलं तु बिल्वस्य पक्वमारग्वधस्य च ॥

अङ्गेऽनुक्ते जटा ग्राह्या भागेऽनुक्तेऽखिलं समम् । पात्रेऽनुक्ते मृदः पात्रं कालेऽनुक्ते सहर्मुखम् ॥ नवान्येव हि योज्यानि द्रव्याण्यखिलकर्मसु । विना विडङ्गकृष्णाभ्यां गुडधान्याज्यमाक्षिकैः ॥

[ धान्यमत्रम् ]

पुराणं तु प्रशस्तं स्यात्ताम्बूलं काञ्जिकं तथा । शुष्कं नवीनद्रव्यं तु योज्यं सकलकर्मसु ॥ आर्द्रं तु द्विगुणं युञ्ज्यादेष सर्वत्र निश्चयः । गुडूची कुटजो वासा कूष्माण्डश्च शतावरी ॥ अश्वगन्धा सहचरः शतपुष्पा प्रसारिणी । प्रयोक्तव्याः सदैवार्द्रा द्विगुणं नैव कारयेत् ॥

सहचरः कुरण्टकः कटसरैआ इति लोके ।

वासानिम्बपटोलकेतकबला कूष्माण्ड-

कैन्द्री वरी वर्षाभूः कुटजाश्च कन्दसहिता सा पूतिगन्धामृता ॥ मांसी नागवला कुरुण्टकपुरो हिंग्वार्द्रकं चैवं गृह्णीयात्सरसान्यमूनि न पुनः कुर्याद्विभागानि च ॥

ऐन्द्री इन्द्रवारुणी । वरी शतावरी । पूतिगन्धा गन्धप्रसारणी । नागवला मूलमकरी । कुरण्टकः पीतपुष्पकटसरैया । पुरो गुग्गुलः ।

घृतं तैलं च पानीयं कषायं व्यञ्जनादिकम् । पक्त्वा शीतीकृतं चोष्णं तत्सर्वं स्याद्विषोपमम् ॥

વૈદ્ય જે પદાર્થથી રોગને મટાડે તે પદાર્થ ઔષધ કહેવાય છે. એ ઔષધ કેવું હોય તો રોગને અવશ્ય મટાડે તે વિષે કહું છું. જે ઔષધ સારી જગ્યામાં ઉત્પન્ન થએલું, સારા દિવસમાં લીધેલું, થોડી માત્રા છતાં ઘણો ગુણ કરનારૂં, યોગ્ય ગંધવાળું, યોગ્ય વર્ણવાળું, યોગ્ય રસવાળું, દોષને હણનારૂં, શરીરમાં ગ્લાનિ નહીં આપનારૂં, અને વધારે દેવાઇ જાય તોપણ વિકાર વગરનું હોય તે ઔષધ જોઈ વિચારીને સમયસર દેવામાં આવે તો તેથી ગુણ થાય છે. વિંધ્યાચળ વગેરે પર્વતોમાં અગ્નિનો ભાગ વધારે છે અને હિમાલયમાં ચંદ્રનો ભાગ વધારે છે એટલામાટે વિંધ્યાચળ વગેરેમાં થએલાં ઔષધોમાં ગરમી વધારે છે, અને હિમાલયમાં થએલાં ઔષધોમાં ઠંડી વધારે છે. કાર્યમાં કારણના જેવાજ ગુણ હોય છે, બીજાં વનો અને ઉપવનોમાં પણ ઔષધો ઉગે છે., સારે દિવસે પ્રાતઃકાલમાં સૂર્યની સામે ઉભી, મૌનવ્રત ધરી, હૃદયમાં સદાશિવને પ્રણામ કરી અને મન પવિત્ર તથા સ્વચ્છ રાખીને એ ઔષધો વૈદ્યે લેવાં. સઘળી પૃથ્વીમાં પોતાથી ઉત્તર દિશામાં ઉત્પન્ન થએલું જે ઔષધ હોય તે લેવું. જે ઔષધીઓ રાફડામાં, ખરાબ જગ્યામાં, ઘણા પાણીવાળી જગ્યામાં, સ્મશાનમાં, ખારી ધરતીમાં કે માર્ગમાં ઉત્પન્ન થએલ હોય તથા જે ઔષધીઓ જીવડાથી, ગરમીથી કે ઠંડીથી વ્યાપ્ત હોય તે ઔષધીઓ કામ કરતી નથી. શરદ્ઋતુમાં ઔષધીઓ રસ ભરેલી હોય છે, એટલામાટે સઘળાં કામોને વાસ્તે તે સમયમાં લેવી પણ રેચ દેવાનેવાસ્તે કે વમન કરાવવાનેવાસ્તે જે ઔષધીઓ લેવી હોય તે વસંતઋતુના મધ્યમાં લઈ રાખવી. બુદ્ધિમાન્ વૈદ્યે જેઓનાં મૂળીઆં બહુજ જાડાં હોય તેઓની છાલજ લેવી અને જેઓનાં મૂળીઆં ઝીણાં હોય તેઓના સઘળા ભાગ લેવા. બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે " જેઓનાં મોટાં અને અંદર લાકડાંવાળાં મૂળ હોય તેઓની છાલ લેવી અને નાહના મૂળીઆંવાળાંઓના સઘળા ભાગ લેવા. " વડવગેરેની છાલ લેવી. બીઅલા વગેરેનો સાર લેવો, તાલીસ (તમાલની જાત) વગેરેનાં પાનડાં લેવાં અને ત્રિફલા વગેરેનાં ફળ લેવા. કાઇનાં મૂળ, કાઇના કંદ, કોઈનાં પાનડાં, કાઇનાં ફળ, કાઇનાં ફૂલ, કા-

ઈના સઘળા ભાગ, કોઈનો સાર અને કોઈની છાલ લેવી જોઈએ. જેમકે, ચિત્રાનાં મૂળ, સૂરણનો કંદ, લિંબડા તથા અરડૂસાનાં પાનડાં, ત્રિફલાનાં ફળ, ધાવણીનાં ફુલ, ભોરીંગણીના સઘળા ભાગ, ખેરનો સાર અને છીરવાળા વનસ્પતિઓની છાલોજ લેવી જોઇએ. કોઇ સમયે લીંબડાનાં પાન ન મળે તો છાલજ લેવી. બીલીનુ કાચું ફળ લેવુ અને ગરમાળાનુ પાકું ફળ લેવુ. અમુક ઔષધીનુ કયુ અંગ લેવુ એમ જ્યાં ન કહ્યુ હોય ત્યાં તેનાં મૂળ લેવાં, ઔષધીઓ વજનમાં આટલા આટલા ભાગની નાખવી એમ જ્યાં ન કહ્યુ હોય ત્યાં સઘળી ઔષધીઓ સરખે ભાગે નાખવી, અમુક વાસણ લેવુ એમ ન કહ્યુ હોય તો માટીનુ વાસણ લેવુ અને અમુક સમયમાં ઔષધ આપવુ એમ ન કહ્યુ હોય ત્યાં પ્રાત કાળ લેવો. સઘળાં કામોમાં નવા પદાર્થોનો ઉપયોગ કરવો પણ વાવડીંગ, લીંડીપીપર, ગોળ, ધાન્ય, ઘી અને મધ એટલા પદાર્થો જુનાજ લેવા. નાગરવેલનાં પાન અને કાજી જુનાં હોય તે સારાં સમજવાં. સઘળાં ઔષધોમાં સુકાએલા નવા પદાર્થોનો ઉપયોગ કરવો અને લીલા પદાર્થો બમણા નાખવા એ સર્વ સ્થલમાં સાધારણ નિર્ણય છે. ગળો, ઇંદ્રજવ, અરડૂસો, કોળુ, શતાવરી, આમોદ, પીળાં ફુલવાળો કાંટાઅશેરીયો, પરીઆળી, અને નારી એટલા પદાર્થો લીલાજ નાખવા અને બમણા નાખવા નહી. અરડૂસો, લીંબડો, પરવળ, કેવડો, બલદાણા, કોળુ, ઇંદ્રવારણાં, શતાવરી, સાટોડી, ઇંદ્રજવ, કંદ, બાબચી, ગળો, જટામાંસી, નાગબલા (બલદાણાની જાત) કાંટાઅશેરીઓ, ગુગળ, હીંગ, આદુ, અને ગોળ એટલા પદાર્થો રસ ભરેલા લેવા અને એઓને બમણા નાખવા નહી. ઘી, તેલ, પાણી, કષાય અને શાક કે કઢી વગેરે પદાર્થો અગ્નિથી પાકયા પછી ટાઢા થઇ ગયા હોય તેઓને પાછા ઉના કરવામાં આવે તો તેઓ ઝેર જેવો પરિણામ કરે છે.

### પદાર્થોની પરીક્ષા.

सूक्ष्मास्थिमांसला पथ्या सर्वकर्मणि पूजिता । क्षिप्ताम्भसि निमज्जेद्या भल्लातक्यस्तथोत्तमाः ॥ वराहमूर्धवत्कन्दो वाराहीकन्दसंज्ञकः । सौवर्चलं तु वा चाभं सैन्धवं स्फटिकप्रभम् ॥ सुवर्णच्छविकं ज्ञेयं स्वर्णमाक्षिकमुत्तमम् । इन्द्रपुष्पप्रतीकाशा मनोज्ञा चोत्तमा मता ॥ श्रेष्ठं शिलाजतु ज्ञेयं प्रक्षिप्तं न विशीर्यते। तोयपूर्णे कांस्यपात्रे मतानेन विवर्धते ॥ कर्पूरस्तुवरः स्निग्ध एला सूक्ष्मफला वरा । श्वेतचन्दनमत्यन्तं सुगन्धि गुरु पूजितम् ॥ रक्तचन्दनमत्यन्तं लोहितं प्रवरं मतम् । काकतुण्डानिभः स्निग्धोऽगुरुः श्रेष्ठो गुरुर्घनः॥ सुगन्धि लघु स्निग्धं च सुरदारु वरं मतम् । मल्लं स्निग्धमत्यर्थं सुगन्धि च गुणाकरम् ॥ अनिर्पीता प्रशस्ता तु ज्ञेया दाग्निना बुधैः । जातीफलं गुरु स्निग्धं समं शुभ्रान्तर

वरम् ॥ मृद्वीका सोत्तमा ज्ञेया या स्याद्गोस्तनसन्निभा । करमर्दफलाकारा मध्यमा सा प्रकीर्तिता ॥

गोस्तनसन्निभा मुनक्का इति लोके। करमर्दफलाकारा करौन्दीदाख इति लोके ।

खण्डं तु विमलं श्रेष्ठं चन्द्रकान्तसमप्रभम् । गव्याज्यसदृशं रुच्यगन्धं मधु वरं मतम् ॥

જે હરડે ઝીણા ઠળીઆવાળી અને ઘણા ગર્ભવાળી હોય તેને સઘળાં કામોમાં ઉત્તમ સમજવી. જે ભીલામાં પાણીમાં નાખ્યા છતાં બૂડી જાય નહીં તેઓને ઉત્તમ સમજવાં. જે વારાહી કંદ સુવરના માથાં જેવો હોય તેને ઉત્તમ સમજવો. જે સંચળ કાચ જેવો હોય તે ઉત્તમ સમજવો. સીંધાલુણ સ્ફટિક જેવું હોય તો, સોનામખી સોના જેવી કાંતિવાળી હોય તો, મણશીલ લાંગલી નામનાં ઝેરનાં ફુલ જેવી હોય તો, અને શિલાજિત ધરતીપર પછાડ્યા છતાંપણ વીખાઇ ન જતું હોય તથા પાણીથી ભરેલા કાંસાના વાસણમાં નાખતાં વાંકડીઆ તાંતણા જેવું થઇને વધતું હોય તો, તેઓને ઉત્તમ સમજવાં. કપુર સ્નિગ્ધ હોય તો, એળચી ઝીણા દાણાવાળી હોય તો, રતાંજલિ બહુજ રાતી હોય તો, અગરૂ અણોઠીના મોહોડાં જેવો કાળો સ્નિગ્ધ તથા ભારે હોય તો, અને સુખડ બહુજ સુગંધિ તથા ભારે હોય તો તેઓને ઉત્તમ સમજવાં. દેવદાર સુગંધી, હલકું તથા રૂક્ષ હોય તો, ઉત્તમ સમજવું. સરૂ બહુજ સ્નિગ્ધ તથા સુગંધી હોય તો ઉત્તમ સમજવું. દારૂહલદર બહુજ પીળી હોય તો ઉત્તમ સમજવી. જાયફળ ભારે, રસ ભરેલું, સરખું અને અંદરના ભાગમાં ધોળું હોય તે ઉત્તમ સમજવું. જે દ્રાખ ગાયના આંચળ જેવી હોય તે ઉત્તમ અને કરમદાં જેવી (ખશમશી) હોય તે મધ્યમ સમજવી. જે ખાંડ નિર્મળ અને ચંદ્રકાંત મણિ જેવી સફેદ હોય તે ઉત્તમ સમજવી. જે મધ ગાયના ઘી જેવો અને સુગંધી હોય તેને ઉત્તમ સમજવો.

## સ્વાભાવિક હિતકારી પદાર્થો.

शालीनां लोहितः शालिः षष्टिकेषु च षष्टिका । शूकधान्येष्वपि यवो गोधूमः प्रवरो मतः ॥ शिम्बिधान्ये वरो मुद्गो मसूरश्चाढकी तथा । रसेषु मधुरः श्रेष्ठो लवणेषु च सैन्धवः ॥ दाडिमामलकं द्राक्षा खर्जूरं च परूषकम् । राजादनं मातुलुङ्गं फलवर्गेषु शस्यते ॥

परूषकं फारसा इति लोके । राजादनं खिरिणी इति लोके । मातुलुङ्गं बिजउरा इति लोके ।

पत्रशाकेषु वास्तूकं जीवन्ती पोतिका वरा । पटोलं फलशाकेषु कन्दशाकेषु सूरणम् ॥ एणः कुरङ्गो हरिणो जाङ्गलेषु प्रशस्यते । पक्षिणां तित्तिरिर्लावो वरो मत्स्येषु रोहितः॥हरिणस्ताम्रवर्णः स्यादेणः कृष्णतया मतः । कुरङ्गस्तात्र उद्दिष्टो हरिणः कृतिको महान् ॥ जलेषु

दिव्यं दुग्धेषु गव्यमाज्येषु गोभवम् । तैलेषु तिलजं तैलमैक्षवेषु सिता हिता ॥

ચોખાઓમાં રાતા ચોખા, સાઠી ચોખાઓમાં યષ્ટિકા[1] નામના ચોખા, અણીવાળાં ધાન્યોમાં જવ તથા ઘઉં, અને શીંગોમાંથી થતાં ધાન્યોમાં મગ, મસૂર તથા તુરદાળ એ સ્વાભાવિક હિતકારી છે. રસોમાં મધુર રસ શ્રેષ્ઠ છે. લુણની જાતોમાં સિંધાલુણ હિતકારી છે. ફળોના વર્ગમાં દાડિમ, આંમળાં, દ્રાખ, ખજુર, ફાલસા, રાણ અને બીજોરૂં એઓ હિતકારી છે. પાનડાનાં શાકોમાં ચીલી ( બથવો ) મીઠી ખરખોડી અને પોથી એઓ હિતકારી છે. ફળરૂપ શાકોમાં પરવળ ઉત્તમ છે. કંદરૂપ શાકોમાં સૂરણ હિતકારી છે. જંગલી પશુઓમાં કાળીઆર, રાતો હરણ અને હરણ જેવી આકૃતિવાળો કદાવર રાતો મૃગ એઓ હિતકારી છે. પક્ષિઓમાં તેતર અને લાવાં ઉત્તમ છે. માછલાંઓમાં રોહિટો હીતકારી છે. પાણીમાં વરસાદનું ઝીલેલું પાણી હિતકારી છે. દુધમાં ગાયનું દુધ અને ઘીમાં ગાયનું ઘી હિતકારી છે. તેલમાં તલનું તેલ હિતકારી છે અને શેલડીના પદાર્થોમાં સાકર સ્વાભાવિક હિતકારી છે.

**સ્વાભાવિક અહિત પદાર્થો.**

शिम्बीषु माषान् ग्रीष्मर्तौ लवणेष्वौषरं त्यजेत् । फलेषु लकुचं शाके सार्षपं न हितं मतम् ॥ गोमांसं ग्राम्यमांसेषु न हितं महिषीवसा । मेषीपयः कुसुम्भस्य तैलं त्याज्यं च फाणितम् ॥

इक्षुरसः परिपक्वो योऽर्धघनफाणितं तद्धि छोयाराव इति लोके ।

શીંગોથી થતાં ધાન્યોમાં અડદ ગ્રીષ્મઋતુમાં અહિત છે. લુણની જાતોમાં ખારી ધરતીમાં પકાવેલું મીઠું ખરાબ છે. ગામઠી પશુઓનાં માંસોમાં ગાયનું માંસ સ્વાભાવિક અહિતરૂપ છે. ભેંસની ચરબી ખરાબ છે. ગાડરનું દુધ, કસુંબાનું તેલ અને અરધો રાંધેલો શેલડીનો રસ એઓ ખરાબ છે. ફળોમાં ફનસ અને શાકોમાં સરસવનું શાક અહિતરૂપ છે.

**સંયોગ થવાથી અહિત કરનારા પદાર્થો.**

मत्स्यमानूपमांसं च दुग्धयुक्तं विवर्जयेत् । कपोतं सर्षपस्नेहे भर्जितं परिवर्जयेत् ॥ मत्स्यानिक्षोर्विकारेण तथा क्षौद्रेण वर्जयेत् । सक्तून् मांसपयोयुक्तान्नुष्णेऽपि विवर्जयेत् ॥ उष्णर्तुभोऽम्बुना क्षौद्रं पायसं कृसरान्वितम् । रम्भाफलं त्यजेत्तक्रं दधि बिल्वफलान्वितम् ॥ दशाहमुषितं सर्पिः कांस्ये मधु घृतं समम् । कृतान्नं च कषायं च पुनरुष्णीकृतं त्यजेत् ॥ पक्वान् पङ्कुमांसानि विरुध्यन्ते परस्परम् । मधुसर्पिःसमा तैलं पानीयानि यथा तथा ॥

માછલાં દુધની સાથે ખાવાં નહીં. ઘણા પાણીવાળી જગામાં થએલાં પ્રાણીઓનું માંસ અને દુધ ખાવાં નહીં.

[1] યષ્ટિકાનો અર્થ ગુજરાતીમાં મળતો નથી.

સરસીઆ તેલમાં પકાવેલું હોલાનું કે કબુતરનું માંસ ખાવું નહીં. ગોળ વગેરે શેલડીના પદાર્થોની સાથે કે મધની સાથે માછલાં ખાવાં નહીં. માંસ અને દુધની સાથે સાથવો ખાવો નહીં. ગરમ પદાર્થોની સાથે દહીં ખાવું નહીં. ગરમ પદાર્થોની કે વરસાદના ઝીલેલા પાણીની સાથે મધ ખાવો નહીં. દુધપાક અને ખીચડી ખાવાં નહીં. છાશ, દહી અને ખીલાંની સાથે કેળાં ખાવાં નહીં. જે ઘી કાંસાના વાસણમાં દશ દિવસ સુધી રહેલું હોય તે ખાવું નહીં. મધ અને ઘી સમભાગે ખાવાં નહીં. રાંધેલું અન્ન કે કષાય જો ફરીવાર ઉનાં કરેલાં હોય તો તેઓને છોડી દેવાં. જેમ મધ અને ઘી, ચરબી અને તેલ, અને પાણી તથા દુધ એઓ પરસ્પર વિરોધી છે તેમ ઘણાં પ્રકારનાં માંસો પણ સાથે ખાવામાં આવે તો પરસ્પર વિરોધી છે.

### ઔષધ લેવાનો સંકેત.

लवणं सैन्धवं प्रोक्तं चन्दनं रक्तचन्दनम् । चूर्णलेहासवस्नेहाः साध्या धवलचन्दनैः ॥ कषायलेपयोः प्रायो युज्यते रक्तचन्दनम् । अन्तःसंमार्जने ज्ञेया ह्यजमोदा यवानिका ॥ बहिःसंमार्जने सैव विज्ञातव्याजमोदिका । पयःसर्पिःप्रयोगेषु गव्यमेव हि गृह्यते । शकृद्रसो गोमयकं मूत्रं गोमूत्रमुच्यते ॥

લૂણ કહ્યું હોય ત્યાં સીંધાલૂણ અને ચંદન કહ્યું હોય ત્યાં રતાંજલિ લેવી. ચંદનનાં ચૂર્ણ, અવલેહ, આસવ કે તેલ કરવાનું કહ્યું હોય ત્યાં સુખડનોજ ઉપયોગ કરવો અને કષાય કે લેપ કરવાનું કહ્યું હોય ત્યાં ઘણું કરીને રતાંજલીનો ઉપયોગ કરવો. શરીરની અંદરનો ભાગ સાફ કરવા સારૂ જ્યાં "અજમોદા" લેવાનું કહેવામાં આવે ત્યાં યવાન 'અજમા' સમજવા; અને બાહારનો ભાગ સાફ કરવા સારૂ જ્યાં 'અજમોદા' લેવાનું કહેવામાં આવે ત્યાં બોડીઅજમોદ સમજવી. દુધના અને ઘીના પ્રયોગ કહેવામાં આવે ત્યાં ગાયનું દુધ અને ગાયનું ઘીજ લેવું; તેમજ છાણ અને મુત્રના પ્રયોગોમાં ગાયના છાણનો રસ અને ગાયનું મુત્રજ સમજવાં.

### ઔષધોના પ્રતિનિધિઓ વિષે.

चित्रकाभावतो दन्ती क्षारः शिखरिजोऽथवा । अभावे धन्वयासस्य प्रक्षेप्या तु दुरालभा ॥

( शिखरी अपामार्गः )

तगरस्याप्यभावे तु कुष्टं दद्याद्भिषग्वरः॥मूर्वाभावे त्वचो ग्राह्या जिङ्गिनीप्रभवा बुधैः ॥ अहिंस्राया अभावे तु मानकन्दः प्रकीर्तितः ॥ लक्ष्मणाया अभावे तु नीलकण्ठशिखा मता ॥

[ नीलकण्ठशिखा मयूरशिखा ]

वकुलाभावतो देयं कह्लारोत्पलपङ्कजम् ॥ नीलोत्पलस्याभावे तु कुमुदं देयमिष्यते ॥ जातीपुष्पं न यत्रास्ति लवङ्गं तत्र दीयते ॥ अर्कपर्णादिपयसो ह्यभावे तद्रसो मतः ॥ पौष्कराभावतः कुष्टं तथा लाङ्गल्यभावतः ॥ स्थौणेयक-

स्याभावे तु भिषग्भिर्दीयतेऽगदः ॥ चविकागजपिप्पल्यौ पिप्पलीमूलवत्स्मृतौ। अभावे सोमराज्यास्तु प्रपुन्नाटफलं मतम् ॥ यदि न स्याद्दारुनिशा तदा देया निशा बुधैः ॥

सोमराजी बाकुची । प्रपुन्नाटफलं चक्रमर्दफलम् । दारुनिशा दारुहरिद्रा । निशा हरिद्रा ॥

रसाञ्जनस्याभावे तु सम्यग्दार्वी प्रयुज्यते ॥ सौराष्ट्र्यभावतो देया स्फटिका तद्गुणा जनैः ॥

सौराष्ट्री सोरटी माटी इति लोके । स्फटिका फटिकारी इति लोके ।

तालीशपत्रकाभावे स्वर्णताली प्रशस्यते ॥ भार्ग्यभावे तु तालीसं कण्टकारी जटाथवा ॥ रुचकाभावतो दद्याल्लवणं पांसुपूर्वकम्। अभावे मधुयष्ट्यास्तु धातकीं च प्रयोजयेत् ॥

रुचकं चौहार इति लोके । पांसुलवणं खारी अथवा रेह इति लोके ।

अम्लवेतसकाभावे चुक्रं दातव्यमिष्यते । द्राक्षा यदि न लभ्येत प्रदेयं काश्मरीफलम् ॥ तयोरभावे कुसुमं बन्धूकस्य मतं बुधैः । लवङ्गकुसुमं देयं नखस्याभावतः पुनः ॥ कस्तूर्यभावे कङ्कोलं क्षेपणीयं विदुर्बुधाः। कङ्कोलस्याप्यभावे तु जातीपुष्पं प्रदीयते ॥ सुगन्धि मुस्तकं देयं कर्पूराभावतो बुधैः । कर्पूराभावतो देयं ग्रन्थिपर्णं विशेषतः ॥ कुङ्कुमाभावतो दद्यात्कुसुम्भकुसुमं नवम् । श्रीखण्डचन्दनाभावे कर्पूरं देयमिष्यते ॥ मेदा जीवककाकोली ऋद्धिद्वन्द्वेऽपि वासति। वरीविदार्यश्वगन्धावाराहीश्च क्रमात्क्षिपेत् ॥

[ वरी शतावरी ]

वाराह्याश्च तथाभावे चर्मकारालुको मतः । वाराहीकन्दसंज्ञस्तु पश्चिमे गृष्टिसंज्ञकः ॥ वाराहीकन्द एवान्यश्चर्मकारालुको मतः । अनूपसंभवे देशे वराह इव लोमवान् ॥ भल्लातकासहत्वे तु रक्तचन्दनमिष्यते । भल्लाताभावतश्चित्रं नलश्चेक्षोरभावतः ॥ सुवर्णाभावतः स्वर्णमाक्षिकं प्रक्षिपेद्बुधः । श्वेतं तु माक्षिकं ज्ञेयं बुधै रजतवद्गुणम् ॥ माक्षिकस्याप्यभावे तु प्रदद्यात्स्वर्णगैरिकम् । सुवर्णमथवा रौप्यं मृतं यत्र न लभ्यते ॥ तत्र कान्तेन कर्माणि भिषक्कुर्याद्विचक्षणः । कान्ताभावे तीक्ष्णलोहं योजयेद्वैद्यसत्तमः ॥ अभावे मौक्तिकस्यापि मुक्ताशुक्तिं प्रयोजयेत् ॥ मधु यत्र न लभ्येत तत्र जीर्णगुडो मतः ॥ मत्स्यण्ड्यभावतो दद्युर्भिषजः सितशर्कराम् ॥ असंभवे सितायास्तु बुधैः खण्डं प्रयुज्यते ॥ क्षीराभावे रसो मौद्गो मासूरो वा प्रदीयते। अत्र प्रोक्तानि वस्तूनि यानि तेषु च तेषु च ॥ योज्यमेकतराभावे परं वैद्येन जानता । रसवीर्यविपाकाद्यैः समं द्रव्यं विचिन्त्य च ॥ युज्यादिविधमन्यच्च द्रव्याणां तु रसादिवित् । योगे यत्प्रधानं स्यात्तस्य प्रतिनिधिर्मतः ॥ यत्तु प्रधानं तस्यापि

सदृशं नैव गृह्यते । व्याधेरयुक्तं यद्द्रव्यं गणोक्तमपि तत्त्यजेत् । अनुक्तमपि युक्तं प्रयोजयेच्चद्रसादिवित् ॥

ચિત્રો ન મળે તો નેપાળાનાં મૂળ અથવા અઘેડાના ક્ષારનો ઉપયોગ કરવો. રાતો ધમાસો ન મળે તો સાધારણ ધમાસાનો ઉપયોગ કરવો. તગર ન મળે તો તેને બદલે વૈદ્યે કઠનો ઉપયોગ કરવો. મોરવેલ ન મળે તો મજીઠની છાલ લેવી. હાથલા ન મળે તો તેને બદલે માનકંદનો ઉપયોગ કરવો. ધોળી ભોયરીંગણી ન મળે તો તેને બદલે મોરશિખાનો ઉપયોગ કરવો. બોલસરી ન મળે તો તેને બદલે કલ્હાર અથવા ઉત્પલ નામના કમળનો ઉપયોગ કરવો. શ્યામ ઉત્પલ ન મળે તો મુકુદ (રાત્રિવિકાસી કમળ) નો ઉપયોગ કરવો. જાવંત્રી ન મળે તો લવીંગ નો ઉપયોગ કરવો. આકડાનાં પાનડાં વગેરેનું છીર ન મળે તો તેઓનો રસ લેવો. પોયણાં ન મળે અથવા લાંગલી (એક જાતનું વિષ) ન મળે તો કઠનો ઉપયોગ કરવો. બોડીકલ્હાર ન મળે તો કઠનો ઉપયોગ કરવો. ચવક અથવા ગજપીપર ન મળે તો પીપળીમૂળનો ઉપયોગ કરવો. બાબચી ન મળે તો કુવાડીઆના બીજનો ઉપયોગ કરવો. દારૂહળદર ન મળે તો હળદરનો ઉપયોગ કરવો. રસવંતી ન મળે તો સારી દારૂહળદરનો ઉપયોગ કરવો. સોરઠી માટી ન મળે તો ફટકડીનો ઉપયોગ કરવો. ફટકડીના ગુણ સોરઠી માટીના જેવા છે. તાલીસપત્ર ન મળે તો સુવર્ણતાલીનો ઉપયોગ કરવો. ભારંગી ન મળે તો તાલીસ (તમાલપત્રની જાત) નો અથવા ભોયરીંગણીના મૂળનો ઉપયોગ કરવો. સંચળ ન મળે તો દરીયાઇ લુણનો ઉપયોગ કરવો. જેઠીમધ ન મળે તો ધાવણીનો ઉપયોગ કરવો. અમ્લવેતસ (લીંબુની જાત) ન મળે તો ખાટા ચુકાનો ઉપયોગ કરવો. દ્રાખ ન મળે તો સીવણનાં ફળનો ઉપયોગ કરવો અને એ બન્ને ન મળે તો બપોરીયાનાં ફુલનો ઉપયોગ કરવો. નખલા ન મળે તો લવીંગનાં ફુલનો ઉપયોગ કરવો. કસ્તૂરી ન મળે તો ચણકબાબનો ઉપયોગ કરવો. ચણકબાબ ન મળે તો જાવંત્રીનો ઉપયોગ કરવો. કપુર ન મળે તો સુગંધી મોથનો ઉપયોગ કરવો અથવા તગરના ગાંઠાનો ઉપયોગ કરવો. કેસર ન મળે તો કસુંબાનાં નવાં ફુલનો ઉપયોગ કરવો. સુખડ ન મળે તો કપુરનો અને બન્ને ન મળે તો રતાંજલીનો ઉપયોગ કરવો, રતાંજલિ ન મળે તો નવા વાળાનો ઉપયોગ કરવો. અતિવિષ ન મળે તો મોથનો ઉપયોગ કરવો. હરડે ન મળે તો આમળાનો ઉપયોગ કરવો. નાગકેસર ન મળે તો કમળના કેસરનો ઉપયોગ કરવો. મેદા, જીવક, કાકોલી અને બે પ્રકારની ઋદ્ધિ (આ ઔષધીઓના અર્થ ગુજરાતીમાં મળ્યા નથી) ન મળે તો અનુક્રમે શતાવરી, વિદારીકંદ, આસોંદ અને વારાહીકંદનો ઉપયોગ કરવો. વારાહીકંદ

કે જે પશ્ચિમ દેશમાં વૃદ્ધિ નામથી ઓળખાય છે તે ન મળે તો ચર્મકારાલુક નામના કંદનો ઉપયોગ કરવો. ચર્મકારાલુક એ એક જાતનો વારાહીકંદજ છે તે ઘણા પાણીવાળા દેશમાં થાય છે અને તેના ઉપરની રૂંછાડ સુવરની રૂંછાડ જેવી હોય છે. જે ઔષધ ભીલામાને ખમી ન શકે એવું હોય તેમાં ભીલામાને બદલે રતાંજલિ નાખવી. ભીલામા ન મળે તો ચિત્રાનો ઉપયોગ કરવો. શેલડી ન મળે તો બરૂનો ઉપયોગ કરવો. સોનું ન મળે તો તેને બદલે સોનામખી અને રૂપુ ન મળે તો તેને બદલે રૂપામખી નાખવી. એ સોનામખી કે રૂપામખી ન મળે તો સોનાગેરૂનો ઉપયોગ કરવો. મારેલું સોનું અથવા રૂપું ન મળે તોત્યાં સમજુ વૈદ્યે કાંતલોહ (કાંતિસાર-ચમકલોઢું)થી કામ ચલાવવું. કાંતિસાર ન મળે તો ગજવેલનો ઉપયોગ કરવો. મોતી ન મળે તો મોતીની છીપનો ઉપયોગ કરવો. મધ ન મળે તો જુના ગોળનો ઉપયોગ કરવો. ઉંચી સાકર ન મળે તો સાધારણ સાકરનો ઉપયોગ કરવો. સાકર ન મળે તો ખાંડનો ઉપયોગ કરવો. દુધ ન મળે તો મગના અથવા મસૂરના રસનો ઉપયોગ કરવો. આ પ્રકરણમાં જે પદાર્થો પ્રતિનિધિરૂપે કહ્યા તે પદાર્થો ન મળે તો તે પદાર્થો જેઓના પ્રતિનિધિ હોય તે પદાર્થોને સમજુ વૈદ્યે વાપરવા. પદાર્થોના રસ વગેરેને જાણનારા વૈદ્યે રસ, વીર્ય અને વિપાક આદિથી સરખાપણું વિચારીને આ પ્રકરણમાં કહ્યા ઉપરાંત પણ બીજા અનેક પદાર્થોનો ઉપયોગ કરવો. ઔષધોના યોગમાં જે ઔષધ ગૌણ (પેટાનું) હોય તેને બદલે પ્રતિનિધિ ઔષધ વાપરવું પણ જે મુખ્ય ઔષધ હોય તેને બદલે તેના જેવું પ્રતિનિધિ વાપરવું નહીં. જે પદાર્થ રોગને અયોગ્ય હોય તે પદાર્થ તે રોગસંબંધી ઔષધોના ગણમાં કહ્યો હોય તોપણ તેનો ત્યાગ કરવો અને જે પદાર્થ તે ગણમાં ન કહ્યા છતાં પણ યોગ્ય જણાય તે પદાર્થનો તે પદાર્થના રસ વગેરેને જાણનારા વૈદ્યે ઉપયોગ કરવો.

### પ્રત્યેક પદાર્થોમાં રહેલા રસ આદિ પાંચ પદાર્થો.

द्रव्ये रसो गुणो वीर्यं विपाकः शक्तिरेव च । पदार्थाः पञ्च तिष्ठन्ति स्वं स्वं कुर्वन्ति कर्म च ॥

પ્રત્યેક પદાર્થમાં રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિ એ પાંચ પદાર્થો રહે છે અને તેઓ પોતપોતાનાં કામ કરે છે.

### રસો તથા તેઓનાં સામાન્ય કામો.

रसाः स्वाद्वम्ललवणतिक्तोषणकषायकाः । षड्द्रव्यमाश्रितास्ते च यथापूर्वं बलावहाः ॥

( ऊषणः कटुः )

तत्राद्या मारुतं घ्नन्ति त्रयस्तिक्तादयः कफम् । कषायतिक्तमधुराः पित्तमन्ये तु कुर्वते ॥ ये रसा वातशमना भवन्ति

यदि तेषु वै । रौक्ष्यलाघवशैत्यानि न ते हन्युः समीरणम् ॥ ये रसाः पित्तशमना भवन्ति यदि तेषु वै । तीक्ष्णोष्णलघुता चैव न ते तत्कर्मकारिणः ॥ ये रसाः श्लेष्मशमना भवन्ति यदि तेषु वै । स्नेहगौरवशैत्यानि न ते हन्युः कफं तदा ॥

વાગ્ભટ કહે છે કે " મધુર, ખાટો, ખારો, કડવો, તીખો અને કષાય એ છ રસો પદાર્થોમાં રહેલા છે અને તેઓમાં પેહેલો પેહેલો રસ પછી પછીના રસ કરતાં વધારે બળ આપનાર છે. મધુર, ખાટો અને ખારો એ ત્રણ રસ વાયુને હણનારા છે અને બીજા રસો વાયુને કરનારા છે. કડવો, તીખો અને કષાય એ ત્રણ રસ કફને હણનારા છે અને એ શિવાય બીજા રસો કફને કરનારા છે. કષાય, કડવો અને મધુર એ ત્રણ રસ પિત્તને હણનારા છે અને એ શિવાય બીજા રસો પિત્તને કરનારા છે. જે રસો વાયુને હણનારા છે તે રસોવાળા પદાર્થોમાં જો રૂક્ષપણું, હલકાપણું અને શિતપણું હોય તો તેઓ વાયુને હણી શકતા નથી. જે રસો પિત્તને શમાવનારા છે તે રસોવાળા પદાર્થોમાં જો તીક્ષ્ણપણું, ગરમપણું અને હલકાપણું હોય તો તેઓ પિત્તને શમાવી શકતા નથી. જે રસો કફને શમાવનારા છે તે રસોવાળા પદાર્થોમાં જો સ્નિગ્ધપણું ભારેપણું અને શીતપણું હોય તો તેઓ કફને હણી શકતા નથી.

### મધુર રસ.

मधुरो हि रसः शीतो धातुस्तन्यबलप्रदः । चक्षुष्यो वातपित्तघ्नः कुर्यात्स्थौल्यमलकृमीन् ॥

रसेषु प्रवरश्चापि स्निग्धः प्रीत्यायुषोर्हितः । बालवृद्धक्षतक्षीणवर्णकेशेन्द्रियौजसाम् ॥ प्रशस्तो बृंहणः कण्ठ्यो गुरुः सन्धानकृन्मतः । विषघ्नः पिच्छिलश्चापि स्निग्धः प्रीत्यायुषोर्हितः ॥

[अथातियुक्तस्य मधुरस्य गुणाः ]

सोऽतियुक्तो ज्वरश्वासगलगण्डार्बुदकृमीन् । स्थौल्याग्निमान्द्यमेहांश्च कुर्यान्मेदःकफामयान् ॥

મધુર રસ શીતલ છે, ધાતુ, સ્તનમાં દુધ તથા બળને આપનાર છે, નેત્રને હિતકારી છે, વાયુ તથા પિત્તને હણનાર છે, શરીરમાં જાડાપણાને મળને તથા કૃમિને કરનાર છે, સઘળા રસોમાં ઉત્તમ છે, સ્નિગ્ધ છે, પ્રીતિ આપનાર છે, આયુષ્યને હિતકારી છે, શરીરના તત્વોને વધારનાર છે, કંઠને સારો કરનાર છે, ભારે છે, સાંધી દેનાર છે, ઝેરને હણનાર છે, ચીકણો છે, સ્નિગ્ધ છે અને બાલક, વૃદ્ધ તથા ક્ષતથી ક્ષીણ થએલા માણસોનેવાસ્તે સારો છે, વર્ણ, કેશ, ઇંદ્રિય અને શક્તિનેવાસ્તે પણ સારો છે.

પરંતુ મધુર રસનો અત્યંત ઉપયોગ કરવામાં આવે તો તેથી તાવ, શ્વાસ, કંઠમાલ, રસોળી, કૃમિ, શરીરમાં જાડાપણું, અગ્નિનું મંદપણું અને મેદ તથા કફસંબંધી રોગો ઉત્પન્ન થાય છે.

## ખાટો રસ.

रसोऽम्लः पाचनो रुच्यः पित्तश्लेष्मास्रदो लघुः । लेखितोष्णो बहिः शीतः क्लेदनः पवनापहः ॥ स्निग्धस्तीक्ष्णः सरः शुक्रविबन्धानाहहृद्धिहा । हर्षणो रोमदन्तानामक्षिभ्रूविनिकोचनः ॥

लेखितः लेखनः । बहिः शीतः स्पर्शे शीतः । विनिकोचनः संकोचनः ।

[ अथातियुक्तस्याम्लस्य गुणाः ]

सोऽतियुक्तो भ्रमं कुर्यात्तृड्दाहतिमिरज्वरान् । कण्डुपाण्डुत्वबीसर्पशोथविस्फोटकुष्ठकृत् ॥

ખાટો રસ પાચક છે, રૂચિ ઉપજાવનાર છે, પિત્ત કફ તથા રૂધિરને વધારનાર છે, હલકો છે, ઉખેડનાર છે, ગરમ છે, સ્પર્શમાં શીતલ છે, આર્દ્ર કરનાર છે, વાયુને મટાડનાર છે, સ્નિગ્ધ છે, તીક્ષ્ણ છે, દસ્ત ઉતારનાર છે, વીર્યનો નાશ કરનાર છે, મલબંધને મટાડનાર છે, પેડુના આફરાને તોડનાર છે, નેત્રને હાનિ કરનાર છે, રૂવાણાં ઉભાં કરનાર છે, દાંતને અંબાવી નાખનાર છે અને આંખ તથા ભમરનો સંકોચ કરનાર છે.

એ રસનો અત્યંત ઉપયોગ કરવામાં આવે તો તેથી ભ્રમ, તરસ, બળતરા, આંખ્યે અંધારાં, જ્વર, ખંજવાળ, પાંડુપણું, રતવા, સોજા, વિસ્ફોટક અને કોઢ ઉત્પન્ન થાય છે.

## ખારો રસ.

लवणः शोधनो रुच्यः पाचनः कफपित्तदः । पुंस्त्ववातहरः कायशैथिल्यमृदुताकरः । चक्षुर्नासास्यजलदः कपोलगलदाहकृत् ॥

[ अतियुक्तस्य लवणस्य गुणाः ]

सोऽतियुक्तोऽक्षिपाकास्रपित्तकोठक्षतार्तिकृत् । वलीपलितखालित्यकुष्ठवीसर्पतृड्मदः ॥

कोठो वरटाकृतदंशशोथवत् । पलितं केशशुक्लता । खालित्यं शिरसि केशनाशः ॥

ખારો રસ સાફ કરનાર છે, રૂચિ ઉપજાવનાર છે, પાચક છે, કફ તથા પિત્તને કરનાર છે, પુરૂષપણાને હરનાર છે, વાયુને મટાડનાર છે, કાયામાં શિથિલપણાને તથા કુણાપણાને કરનાર છે, નેત્રમાં, નાકમાં તથા મોહોડામાં પાણી આણનાર છે અને ગાલમાં તથા ગળામાં બળતરા ઉપજાવનાર છે.

એ ખારા રસનો અત્યંત ઉપયોગ કરવામાં આવે તો તેથી આંખ પાકી આવે છે, રૂધિરના રોગ થાય છે, પિત્ત વધે છે, મધમાખી કરડયા જેવો સોજો થાય છે, ક્ષતની પીડા થાય છે, શરીરમાં વળીઆં વળે છે, કેશ ધોળા થઈ જાય છે, માથામાં ટાલ પડે છે, કોઢ થાય છે, રતવા થાય છે અને તરસ લાગે છે.

## તીખો રસ.

कटुरुष्णश्च तीक्ष्णश्च विशदो वातपित्तकृत् । श्लेष्महृद्गुरुराग्नेयः कृमिकण्डुविषापहः ॥ रूक्षस्तन्यहरश्चापि मेदःस्थौल्यापकर्षणः । अश्रुदो नासिकास्यादिजिह्वोद्वेजको मतः ॥ दीपनः पाचनो

रुच्यो नासिकाशोषणो भृशम् । क्लेदमेदोवसामज्जाशकृन्मूत्रोपशोषणः। स्रोतःप्रकाशको रूक्षो मेध्यो वर्चोविबन्धकृत्॥

आग्नेयः अधिकाग्न्यंशः । मेध्यो मेधायै हितः । वर्चोविबन्धकृत् मलबन्धं करोति ।

[ अतियुक्तस्य कटुरसस्य गुणाः ]

सोऽतियुक्तो भ्रान्तिदाहमुखताल्वोष्ठशोषकृत् । कण्ठादिपीडामूर्च्छातृट्कंपदो बलशुक्रहृत् ॥

તીખો રસ ગરમ છે, તીક્ષ્ણ છે, ખરસટ છે, વાયુ તથા પિત્તને કરનાર છે, કફને હરનાર છે, હલકો છે, અગ્નિના વધારે ભાગવાળો છે, કૃમિ, ચળ તથા ઝેરને મટાડનાર છે, રૂક્ષ છે, સ્તનના દુધને હરી લેનાર છે, મેદથી થતા જાડાપણાને મટાડનાર છે, આંખમાં આંસુ આણનાર છે, નાક, મુખ, નેત્ર અને જીભની અણીને ઉદ્વેગ આપનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, પાચક છે, રૂચિ ઉપજાવનાર છે, નાકને બહુજ સુકાવનાર છે, આર્દ્રપણાને મટાડનાર છે, મેદ, ચરબી, મજ્જા, વિષ્ટા અને મૂત્રને સુકાવનાર છે, સ્રોત નામની નાડીઓને ખુલી પાડનાર છે, બુદ્ધિને હિતકારી છે અને મળ બંધ કરનાર છે.

એ રસનો અત્યંત ઉપયોગ કરવામાં આવે તો તેથી ભ્રમ થાય છે, બળતરા થાય છે, મોહોડામાં તાળવામાં તથા હોઠમાં શોષ પડે છે, કંઠ વગેરેને પીડા થાય છે, મૂર્ચ્છા થાય છે, તરસ લાગે છે, કંપ થાય છે અને બળ તથા વીર્યનો નાશ થાય છે.

## કડવો રસ.

तिक्तः शीतस्तृपामूर्च्छाज्वरपित्तकफान् जयेत् । कृमिकुष्ठविषोत्क्लेददाहरक्तगदापहः ॥ रुच्यः स्वयमरोचिष्णुः कण्ठस्तन्यविशोधनः । वातलोऽग्निकरो नासाशोषणो रूक्षणो लघुः ॥

रुच्यः अन्येषु वस्तुषु रुचिमुत्पादयति । स्वयमरोचिष्णुः यथा निम्बः स्वयं रोचते । अन्येषु वस्तुषु रुचिं करोति ।

[ अतियुक्तस्य तिक्तस्य गुणाः]

सोऽतियुक्तः शिरःशूलमन्यास्तम्भश्रमार्तिकृत् । कम्पमूर्च्छातृषाकारी बलशुक्रक्षयप्रदः ॥

કડવો રસ ટાઢો છે, તરસ, મૂર્ચ્છા, તાવ, પિત્ત તથા કફને હરનાર છે, કૃમિ, કોઢ, ઝેર, આર્દ્રતા, બળતરા અને રૂધિરસંબંધી રોગને મટાડનાર છે. બીજી વસ્તુઓમાં રૂચિ ઉપજાવનાર છે અને પોતે ન ગમે એવો છે, કંઠને તથા સ્તનના દુધને સાફ કરનાર છે, વાયુને ઉત્પન્ન કરનાર છે, અગ્નિ કરનાર છે, નાકને સુકાવનાર છે રૂક્ષ છે અને હલકો છે. ( લીંબડો કડવો છે તો તે બીજી વસ્તુઓમાં રૂચિ ઉપજાવનાર છે અને પોતે ન ગમે એવો છે. )

એ કડવા રસનો અત્યંત ઉપયોગ કરવામાં આવે તો તેથી માથામાં શૂળ નીકળે છે, ડોકની નાડી ઝલાઈ જાય

છે, પરિશ્રમ થાય છે. પીડા થાય છે, કંપ, મૂર્ચ્છા તથા તરસ ઉત્પન્ન થાય છે અને બળ તથા વીર્યનો ક્ષય થાય છે.

### કષાય રસ.

**कषायो रोपणो ग्राही स्तम्भनः शोधनस्तथा । लेखनः पीडनः सौम्यः शोषणो वातकोपनः ॥ कफशोणितपित्तघ्नो रूक्षः शीतो लघुर्मतः । त्वक्प्रसाधन आमस्य स्तम्भनो विशदो मतः ॥ जिह्वाया जाड्यकृत्कण्ठस्रोतसां च विबन्धकृत् ।**

रोपणः व्रणस्य । स्तम्भनो गात्राणां । शोधनो व्रणस्य । लेखनो व्रणाद्युत्सन्नमांसस्य । शोषणो व्रणमज्जादीनाम् । पीडनो हृदयस्य । वातकारित्वात्सौम्यः सोमादुत्पन्नः ।

[ अतियुक्तस्य कषायस्य गुणाः ]

**सोऽतियुक्तो ग्रहाध्मानहृत्पीडाक्षेपणादिकृत् ॥**

કષાય રસ વ્રણને રૂઝાવનાર છે, મળને રોકનાર છે, ગાત્રોને ઝલાઇ ગએલાં જેવાં કરનાર છે, વ્રણને સાફ કરનાર છે, વ્રણ વગેરેથી ખરી ગએલા માંસને ઉખેડી નાખનાર છે, વાયુને ઉત્પન્ન કરનાર હોવાને લીધે હૃદયને પીડનાર છે, ચંદ્રથી ઉત્પન્ન થએલો છે, વ્રણ તથા પ્રમેહ વગેરેને સુકાવનાર છે, વાયુનો પ્રકોપ કરનાર છે, કફ, રૂધિર તથા પિત્તને હરનાર છે, રૂક્ષ છે, થંડો છે, હલકો છે, ચામડીને સાફ તથા સારી કરનાર છે, કાચા ભાગને રોકનાર છે, ખરસટ છે, જીભને જડ કરનાર છે અને કંઠ તથા સ્રોત નામની નાડીઓને બંધ કરનાર છે.

એ કષાય રસનો અત્યંત ઉપયોગ કરવામાં આવે તો તેથી શરીર ઝલાઇ જાય, પેટ ચડી આવે, હૃદયમાં પીડા થાય અને આક્ષેપકવાયુ આદિ રોગો ઉત્પન્ન થાય.

### મધુર વગેરે રસો.

**मधुरं श्लेष्मलं प्रायो जीर्णशालीययवादृते । मुद्गाद्गोधूमतः क्षौद्रात्सितायाजाङ्गलामिषात् ॥ अम्लं पित्तकरं प्रायो विना धात्रीं च दाडिमीम् । लवणं प्रायशो द्वेषि नेत्रयोः सैन्धवं विना ॥ प्रायः कटु तथा तिक्तमवृष्यं वातकोपनम् । शुण्ठी कृष्णारसोनानि पटोलममृतं विना ॥**

( चरकेऽपि )

**पिप्पली नागरं वृष्यं कटु चाप्यवृष्यमुच्यते। प्रायशः स्तम्भनं प्रोक्तं कषायमभयां विना ॥ सामान्येनात्र निर्दिष्टा गुणाः षड्रससंभवाः । रसानां योगतस्तु स्यादन्य एव गुणोदयः ॥ संयोगाद्विषतां याति सममाज्येन माक्षिकम् । अमृतत्वं विषं याति सर्पदष्टस्य वै यथा ॥**

જુના ચોખા, જવ, મગ, ઘઉં, મધ, સાકર અને જંગલી જાનવરોનાં માંસ એટલા પદાર્થો શિવાય બાકીનો મધુર રસ ઘણુંકરીને કફને ઉત્પન્ન કરનાર છે. આમલી અને દાડિમ શિવાય બાકીનો ખાટો રસ ઘણુંકરીને પિત્તને ઉત્પન્ન કરનાર છે. સિંધાલુણ વિના બાકીનો ખારો રસ ઘણુંકરીને નેત્રને હાનિ પોહોચાડનાર છે. સુંઠ, પીપળ, લસણ, પરવળ

અને ગળો વિના બાકીના તીખા અને કડવા રસ ઘણુંકરીને વાયુનો પ્રકોપ કરનાર છે અને વીર્યને હાનિ પોહોચાડનાર છે. ચરકમાં પણ કહ્યું છે કે "પીપળ અને સુંઠ વીર્યને વધારનાર છે અને બીજા તીખા પદાર્થો વીર્યની હાનિ કરનાર છે." હરડે વિના બાકીનો કષાયરસ ઘણું કરીને શરીરને ઝલાઇ ગએલાં જેવું કરનાર છે. આ પ્રકરણમાં છ રસોના ગુણો સામાન્ય રીતે કહ્યા છે. પણ તેમાં વિશેષ સમજવાનું એ છે કે રસોનો યોગ થવાથી બીજા પ્રકારનોજ ગુણ પ્રકટ થાય છે. જેમકે મધ ઘીની સાથે મળે તો વિષરૂપ થાય છે અને જેને સર્પ કરડયો હોય તેને બીજાું ઝેર અમૃતરૂપ થાય છે.

## પદાર્થોમાં રહેલા ગુણો.

लघुर्गुरुस्तथा स्निग्धो रूक्षस्तीक्ष्ण इति क्रमात् । नभोभूवारिवातानां वह्नेरेते गुणाः स्मृताः ॥

[ अथ लघ्वादि गुणवतां गुणाः ]

लघु पथ्यं परं प्रोक्तं कफघ्नं शीघ्रपाकि च ।

( लघु द्रव्यम् ) एवं गुर्वादि तथा चोक्तम् ।

गुर्वादयो गुणा द्रव्ये पृथिव्यादौ रसाश्रये ॥ रसेषु व्यपदिश्यन्ते साहचर्योपचारतः । गुरु वातहरं पुष्टिश्लेष्मकृच्चिरपाकि च ॥ स्निग्धं वातहरं श्लेष्मकारि वृष्यं बलावहम् । रूक्षं समीरणकरं परं कफहरं मतम् ॥ तीक्ष्णं पित्तकरं प्रायो लेखनं कफवातहृत् । सुश्रुते तु गुणा एते विंशतिस्तान्त्रुवे शृणु ॥ गुरुर्लघुः स्निग्धरूक्षौ तीक्ष्णः श्लक्ष्णः स्थिरः सरः । पिच्छिलो विशदः शीत उष्णश्च मृदुकर्कशौ ॥ स्थूलः सूक्ष्मो द्रवः शुष्कः आशुर्मन्दः स्मृता गुणाः ।

तत्र गुरुलघुस्निग्धरूक्षतीक्ष्णा गुणा उक्ता एव ।

श्लक्ष्णः स्नेहं विनापि स्यात्कठिनोऽपि हि चिक्कणः ॥ स्थिरो वातमलस्तम्भी सरस्तेषां प्रवर्तकः । पिच्छिलस्तान्तुलो बल्यः सन्धानः श्लेष्मलो गुरुः ॥

( सन्धानो भग्नस्य )

क्लेदच्छेदकरः ख्यातो विशदो व्रणरोपणः । शीतो ह्लादनः स्तम्भी मूर्च्छातृट्स्वेददाहजित् । उष्णो भवति शीतस्य विपरीतश्च पाचनः ॥

ह्लादनः सुखजनकः । स्तम्भी रक्तातिप्रवृत्त्यादीनाम् । उष्णः शीतस्य विपरीतस्तेन असुखजनकः रक्तातिप्रवृत्त्यादीनामस्तम्भनः मूर्च्छातृट्स्वेददाहकृत् । पाचनो व्रणादीनाम् । मृदुकर्कशौ प्रसिद्धौ ।

स्थूलः स्थौल्यकरो देहे स्रोतसामवरोधकृत् । देहस्य सूक्ष्मच्छिद्रेषु विशेयत्सूक्ष्ममुच्यते ॥ द्रवः क्लेदकरो व्यापी शुष्कस्तद्विपरीतकः । आशुराशुकरो देहे धावत्यम्भसि तैलवत् ॥ मन्दः सकलकार्येषु शिथिलोऽल्पोऽपि कथ्यते ।

હલકાપણું એ આકાશનો ગુણ છે, ભારેપણું એ પૃથ્વીનો ગુણ છે, સ્નિગ્ધપણું એ જળનો ગુણ છે, રૂક્ષપણું એ વાયુનો ગુણ છે અને તીક્ષ્ણપણું એ

અગ્નિનો ગુણ છે, હલકા પદાર્થો અત્યંત પથ્ય, કફને હણનાર અને તુરત પાકનારા છે. ભારે પદાર્થો વાયુને હરનારા, પુષ્ટિ આપનારા, કફ કરનારા અને ઘણી વારે પાકનારા છે. સ્નિગ્ધ પદાર્થો વાયુને હરનારા, કફ કરનારા, વીર્યને વધારનારા અને બળ આપનારા છે. રૂક્ષ પદાર્થો વાયુને બહુજ કરનારા અને કફને કરનારા છે. તીક્ષ્ણ પદાર્થો ઘણુંકરી કફને કરનારા, ઉખેડનારા અને કફ તથા વાયુને કરનારા છે. જોકે ભારેપણા વગેરે ગુણો રસોના આશ્રયરૂપ પૃથ્વી વગેરેમાં રહેલા છે તોપણ ગુણો અને રસો સાથે રહેનારા હોવાને લીધે ગૌણવૃત્તિથી ગુણો રસોમાં રહ્યા છે એમ કહેવામાં આવે છે. સુશ્રુતમાં તો વીશ ગુણો કહેલા છે તેવિષે હવે કહું છું સાંભળો. ગુરૂ ( ભારેપણું ), લઘુ (હલકાપણું ), સ્નિગ્ધ, રૂક્ષ, તીક્ષ્ણ, શ્લક્ષ્ણ, સ્થિર, સર, પિચ્છિલ, વિશદ, શીત, ઉષ્ણ, મૃદુ, કર્કશ, સ્થૂલ, સૂક્ષ્મ, દ્રવ, શુષ્ક, આશુ અને મંદ એ વીશ ગુણો છે. એઓમાં ગુરૂ, લઘુ, સ્નિગ્ધ, રૂક્ષ અને તીક્ષ્ણ એટલા ગુણોવિષે કહેવાઇ ગયું છે માટે બાકીના ગુણો વિષે હવે કહેવામાં આવે છે. **શ્લક્ષ્ણગુણ** સ્નેહવાળા પદાર્થો વગર પણ હોય છે અને તે કઠણ છતાં પણ ચીકણો છે. **સ્થિરગુણ** વાયુને અને મળને રોકનાર છે. **સરગુણ** વાયુને તથા મળને પ્રવર્ત્તાવે છે. **પિચ્છિલગુણ** તાંતણાવાળો છે, બળ આપનાર છે, ભાંગેલાને સાંધનાર છે, કફ કરનાર છે અને ગુરૂત્વવાળો છે. **વિશદગુણ** આર્દ્રપણાને મટાડનારો અને વ્રણને રૂઝાવનારો છે. **શીતગુણ** સુખ આપનાર છે, લોહીની ઘણી પ્રવૃત્તિ વગેરેને અટકાવનાર છે અને મૂર્ચ્છા તરસ બળતરા તથા પસીનાને મટાડનાર છે. **ઉષ્ણગુણ** અસુખ આપનાર છે, લોહીની ઘણી પ્રવૃત્તિ વગેરેને રોકનાર નથી, વ્રણ વગેરેને પકવનાર છે અને મૂર્ચ્છા, તરસ, બળતરા તથા પસીનાને ઉત્પન્ન કરનાર છે. **મૃદુગુણ** ( કોમલપણું ) અને **કર્કશગુણ** ( કઠણપણું ) એ બે ગુણ તો પ્રસિદ્ધજ છે. **સ્થૂલગુણ** દેહમાં જાડાપણું કરનાર છે અને સોતનામની નાડીઓને રોકનાર છે. શરીરનાં ઝીણાં છિદ્રોમાં તેલ આદિ પદાર્થો જેથી પ્રવેશ કરે છે તે **સૂક્ષ્મગુણ** છે. **દ્રવગુણ** આર્દ્રપણું કરનાર છે અને વ્યાપ્ત થનાર છે. **શુષ્કગુણ** દ્રવગુણથી ઉલટો છે. **આશુગુણ** જેમ પાણીમાં તેલ દોડે છે તેમ શરીરમાં તુરત દોડી પોહોચે છે. **મંદગુણ** સઘળા કાર્યોમાં શિથિલ અને અલ્પ પણ કહેવાય છે.

## દીપન આદિ ગુણો.

पचेन्नामं वह्निकृद्यदीपनं तद्यथा मिसिः। वह्निकृद्वह्निदीप्तिकृत् । ननु यद्वह्निं प्रदीपयति तदामं कथं न पचेदित्याशङ्कायामुच्यते । दीपनद्रव्यं तावत्त वह्निं प्रदीपयति। यथा अन्नं भोक्तुमिच्छामुत्पादयति नत्वाम

[श]क्तं क्षमं यथा सूक्ष्मदीप्ताग्निरुद्द्योतं करोति [न]तु बृहत्स्थालीस्थान् तण्डुलानोदनं कर्तुं [क्ष]मः ।

**पचत्यामं न वह्निं च कुर्याद्यत्तद्धि [पा]चनम् । नागकेशरवद्विद्याच्चित्रो दीप-[न]पाचनः ॥**

ननु यद्वह्निं न दीपयति तदामं कथं प-[च]तीत्याशङ्कायामाह । पाचनं वह्निदीप्तिम-[कु]र्वाणमप्यामं पचति । यथाऽऽग्याधानीस्थोऽङ्गा-रसमूहोऽन्नं पचति नतु दीपवत्सर्वतः प्रदी-[प]यति ।

**न शोधयति यद्दोषान्समान्नोदीरय-[त्य]पि । समीकरोति विषमाञ्शमनं तद्य-[था]मृता ॥**

यद्द्रव्यं दोषत्रयं न शोधयति नोर्ध्वाधो [मा]र्गाभ्यामानयति । समान्दोषान्नोदीरयति [न] वर्धयति शमनं तत् ।

**कृत्वा पाकं मलानां च भित्त्वा बन्ध-[म]धो नयेत् । तच्चानुलोमनं ज्ञेयं यथा [प्रो]क्ता हरीतकी ॥**

मलानाम् अपक्वानां वातपित्तश्लेष्मणां बन्धं [पि]ण्डबन्धं भित्त्वा अधो नयेत् । मलानधः [पा]तयति ।

**पक्तव्यं यदपक्त्वैव श्लिष्टं कोष्ठे मला-[दि]कम् । नयत्यधः स्रंसनं तद्यथा स्या-[दा]रग्वधमालकम् ॥**

मलादिकं आदिशब्दात्कफपित्ते । कृत-[]मालः धनवहेरा इति लोके ।

**मलादिकमबद्धं यद्बद्धं वा पिण्डितं मलैः । भित्त्वाधः पातयति यद्भेदनं क-टुकी यथा ॥**

अबद्धं शिथिलं बद्धं गाढं मलैः दोषैः तत्रापि वातैः । बहुत्वमाधिक्यबोधनार्थं । तैः पिण्डितं गुटिकीकृतम् ।

**विपक्वं यदपक्वं वा मलादि द्रवतां नयेत् । रेचयत्यपि तज्ज्ञेयं रेचनं त्रि-वृता यथा ॥**

रेचयत्यपि अधः पातयति च । त्रि-वृता पनिलरा ।

**अपक्वं पित्तश्लेष्माणचयमूर्ध्वं नयेत्तु यत् । वमनं तद्धि विज्ञेयं मदनस्य फलं यथा ॥**

ऊर्ध्वं नयेत् मुखमार्गेण बहिःकुर्यात् । मदनस्य फलं मयनफलमिति लोके ।

**स्थानाद्बहिर्नयेदूर्ध्वमधो वा मलसंच-यम् । देहसंशोधनं तत्स्याद्देवदालीफलं यथा ॥**

देवदाली सोनैआ इति लोके ।

**दीपनं पाचनं यत्स्यादुष्णत्वाद्द्रवशो-षकम् । ग्राहि तच्च यथा शुण्ठी जीरकं गजपिप्पली ॥ रौक्ष्याच्छैत्यात्कषायत्वा-ल्लघुपाकाच्च यद्भवेत् । वातकृत्स्तम्भनं तत्स्याद्यथा वत्सकटुण्टुकौ ॥**

वातकृत्प्रतिलोमवातकृत् । स्तम्भनं अ-धोगामि मलादीनाम् । वत्सकः करैआ । टु-ण्टुकः सोनापाठा ।

**श्लिष्टान्कफादिकान्दोषानुन्मूलयति यद्बलात् । छेदनं तद्यथा क्षारा मरिचानि शिलाजतु ॥**

क्षारा यवक्षाराद्यः ।

**धातून्मलान्वा देहस्य विशोष्योल्ले-**

स्येच्च यत् । लेखनं तद्यथा क्षौद्रं नीर-मुष्णं वचा यवाः ॥

उल्लेखयेत्कृशीकुर्यात् । लेखन कृशीकारक । क्षौद्र मधु । यवा इन्द्रयवा ।

यस्माद्द्रव्याद्भवेत्स्त्रीषु हर्षो वाजिकरं हि तत् । यथाश्वगन्धा मुशली शर्करा च शतावरी ॥

हर्षो रन्तु समुत्साह ।

यस्माच्छुक्रस्य वृद्धिः स्याच्छुक्रलं हि तदुच्यते । यथा नागबलाद्याः स्यु-र्बीजं च कपिकच्छुजम् ॥

नागबला गुल्सकरी ।

दुग्धं माषाश्च भल्लातः फलमज्जाम-लानि च । एतानि जनकानि स्यू रेच-कानि च रेतसः ॥

जनकानि प्रभावाच्छीघ्रमेव रसाद्युत्पादन पूर्वक शुक्र जनयन्ति । रेचकानि आधिक्यात् प्रवर्तयन्ति च ।

प्रवर्तनी स्त्री शुक्रस्य रेचनं बृहतीफ लम् । जातीफलं स्तम्भकं स्यात्कालिङ्गं क्षयकारि च ॥

स्त्रीस्मरणकीर्तनदर्शनसंभाषणस्पर्शनचुम्ब नालिङ्गननिधुवने समस्तैर्व्यस्तैश्च शुक्रस्य प्र वर्तिनी । प्रवर्तिनी प्रवृत्तिकारिणी रेचनी । बृहतीफलम् बृहत्कण्टकारीफलमपि शु क्रस्य रेचक प्रवर्तकम् । कालिङ्ग कलिन्द फलम् ।

रसायनं तु तज्ज्ञेयं यज्जराव्याधिना-शनम् । हरीतकी रुदन्ती च गुग्गुलुश्च शिलाजतु ॥ पूर्वं व्याप्याखिलं कायं ततः पाकं च गच्छति । व्यवायि तद्यथा भङ्गा फेनं चाहिसमुद्भवम् ॥

अन्यद्द्रव्य पक्व तद्गुण करोति । व्यवायि तु अपक्वमेव स्वगुणे सकलशरीर व्याप्य पाक याति । अहिसमुद्भवफेन अ फीम् ।

सन्धिबन्धांस्तु शिथिलान्यत्करोति विकाशि तत् । विशोष्यौजश्च धातुभ्यो यथा क्रमुककोद्रवौ ॥

धातुभ्य सकलशरीरस्थेभ्यो वीर्येभ्य । ओज उपधातुविशेष विशोष्य । क्रमुक पू गफलम् ।

बुद्धिं लुम्पति यद्द्रव्यं मदकारि तदु च्यते । तमोगुणप्रधानं च यथा मद्य सु रादिकम् ॥

मदकारि मादकम् ।

व्यवायि च विकाशि स्यात् श्लेष्म च्छेदि मदावहम् । आग्नेयं जीवितहर योगवाहि स्मृत विषम् ॥

व्यवायि सकलकायगुणव्यापनपूर्वकपाक गमनशीलम् । विकाशि ओज शोषणपूर्वकम निबन्धशिथिलीकरणशीलम् । तदावहम् तमोगुणाधिक्येन बुद्धिविध्वंसकम् । आग्नेय अधिकाग्निगुणम् । योगवाहि ससर्गिगुणग्राह कम् । विष लक्ष्य दृष्टान्तो वत्सनाभशृङ्ग कादिभि ।

निजवीर्येण यद्द्रव्यं स्रोतोभ्यो दोष संचयम् । निरस्यति प्रमाथि स्यात्तद्यथा मरिचं वचा ॥

( दोषा वातादय )

पैच्छिल्याद्गौरवाद्द्रव्यं रुद्ध्वा रसवहाः

शिराः। यच्चे यद्गौरवं तत्स्यादभिष्यन्दि यथा दधि ॥

गौरवं शरीरे

विदाहि द्रव्यमुद्गारमम्लं कुर्याच्चथा तृषाम्। हृदि दाहं च जनयेत्पाकं गच्छति तच्चिरात् ॥ गृह्णाति योगवाहि द्रव्यं संसर्गिवस्तुगुणान्। पच्यमानं यथैतन्मधु जलतैलाज्यसूतलोहादि ॥

હવે ગુણોના પ્રકરણને લીધે દીપન વગેરે ગુણો અને તેઓનાં લક્ષણો કેહેવામાં આવે છે. જે પદાર્થ કાચાને પકાવે નહીં પણ અગ્નિને પ્રદીપ્ત કરે તે **દીપન** કેહેવાય છે. જેમ કે મેથી.

**શંકા**—જે અગ્નિને પ્રદીપ્ત કરે તે આને ન પકાવે એ કેમ ઘટે ?

**સમાધાન**—દીપન પદાર્થ અગ્નિને એલોજ પ્રદીપ્ત કરે છે કે જેથી અન્ન ખાવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે પણ તે પદાર્થ કાચાને પકાવવાને સમર્થ નથી. જેમકે ઝીણા દીવાનો અગ્નિ અંજવાળું કરે છે પણ મોટી તપેલીમાં રહેલા ચોખાનો ભાત બનાવવા સમર્થ નથી.

જે પદાર્થ કાચાને પકાવે છે પણ અગ્નિને પ્રદીપ્ત કરતો નથી તે **પાચન** કેહેવાય છે. જેમકે નાગકેસર, ચિત્રો તો અગ્નિને પ્રદીપ્ત કરે છે અને કાચાને પકાવે પણ છે.

**શંકા**—જે પદાર્થ અગ્નિને પ્રદીપ્ત ન કરે તે કાચાને પકાવે એ કેમ ઘટે ?

**સમાધાન**—જેમ ચુલામાં રહેલો અંગારાઓનો સમૂહ અન્નને પકાવે છે પણ દીવાની પેઠે સર્વત્ર પ્રકાશ કરતો નથી તેમ પાચન પદાર્થ કાચાને પકાવે છે પણ અગ્નિને પ્રદીપ્ત કરતો નથી.

જે પદાર્થ ત્રણે દોષને શોધતો નથી એટલે ઉંચે કે નીચે માર્ગે લઈ જતો નથી, સમતામાં રહેલા દોષોને વધારતો નથી અને વિષમ થએલા દોષોને સમ કરે છે તે **શમન** કેહેવાયછે. જેમ કે ગળો.

જે પદાર્થ કાચા વાત પિત્ત અને કફને પકાવી વાયુના બંધને ભેદીને નીચે લઈજાય એટલે મળોને પાડી નાખે તે **અનુલોમન** કેહેવાય છે. જેમ કે હરડે.

જે પદાર્થ કોઠામાં ચોટી રહેલાં મળ, કફ અને પિત્ત કે જે પકાવવા યોગ્ય છે તેને પકાવ્યા વિનાજ નીચે લઇ જાય તે **સનસ્ત્રસન** કેહેવાયછે. જેમ કે ગરમાળો.

જે પદાર્થ શિથિલ અથવા દૃઢ થઈને રહેલ અથવા પવને પોતાના અધિકપણાને લીધે ગોળી જેવા કરેલા મળ આદિને તોડીને નીચે પાડે તે પદાર્થ **ભેદન** કેહેવાય છે. જેમ કે કડુ.

જે પદાર્થ અરધા પાકેલા અથવા કાચા મળ વગેરેને દ્રવરૂપ કરી નાખે અને નીચે પણ પાડે તે પદાર્થ **રેચન** કેહેવાય છે. જેમ કે નસોતર.

જે પદાર્થ કાચા પિત્ત, કફ તથા અન્નના સમૂહને મુખના માર્ગથી બા-

હાર કાહાડી નાખે તે પદાર્થ વમન કેહેવાય છે. જેમ કે મીંઢાળ.

જે પદાર્થ મળના સમૂહને સ્થાનકમાંથી બાહાર હંગે અથવા નીચે લઈ જાય તે પદાર્થ દેહસંશોધન કેહેવાય છે. જેમ કે કુકડવેલનું ફળ.

જે પદાર્થ અગ્નિને દીપ્ત કરનાર, કાચાને પકાવનાર અને ગરમપણાને લીધે દ્રવને સુકાવનાર હોય તે ગ્રાહી કેહેવાય છે. જેમ કે સુંઠ, જીરૂ અને ગજપીપળ.

જે પદાર્થ રૂક્ષપણાથી, શીતપણાથી, કષાયપણાથી કે પાકમાં હલકાઈથી વાયુને ઉલટો કરનાર હોય તે પદાર્થ સ્તંભન કેહેવાય છે જેમ કે કડાછાલ અને લોદર એઓ નીચે જનારા મળ વગેરેને થોભાવી રાખનાર છે માટે સ્તંભન કેહેવાય છે.

જે પદાર્થ શરીરમાં ચોટી રહેલા મળ આદિ દોષોને બલાત્કારથી ઉખેડી નાંખે તે પદાર્થ છેદન કેહેવાય છે. જેમ કે જવખાર વગેરે ક્ષારો, મરી અને શિલાજિત.

જે પદાર્થ દેહના ધાતુઓને અથવા મળોને સુકાવીને ખોતરી નાખે એટલે પાતળા કરી નાખે તે પદાર્થ લેખન કેહેવાય છે. જેમ કે મધ, ઉનું પાણી અને ઇંદ્રજવ.

જે પદાર્થનો ઉપયોગ કરવાથી સ્રીની સાથે રમણ કરવાનો ઉત્સાહ થાય તે પદાર્થ વાજીકર કેહેવાય છે. જેમ કે આસોંદ, મુસલી, સાકર અને શતાવરી.

જે પદાર્થથી વીર્યની વૃદ્ધિ થાય તે પદાર્થ શુક્લ કેહેવાય છે. જેમ કે નાગબલા ( બલદાણાની જાત ) વગેરે અને કવચાનાં બીજ

દુધ, અડદ, ભીલામાની મજ્જા અને આંમળાં એઓ પોતાના પ્રભાવને લીધે તુરતજ રસાદિકને ઉત્પન્ન કરીને વીર્યને ઉત્પન્ન કરનાર છે અને વીર્યની વધારે પ્રવૃત્તિ કરનાર છે. સ્રી વીર્યને પ્રવર્ત્તાવનારી છે, મોટી ભોયરીંગણીના ડેડવા પણ વીર્યને પ્રવર્ત્તાવનાર છે, જાયફળ વીર્યને થોભાવનાર છે અને તડબુચ વીર્યને ક્ષય કરનાર છે. સ્મરણ, કીર્તન, દર્શન, સંભાષણ, સ્પર્શ, ચુંબન, આલિંગન અને મૈથુન એ સઘળી ક્રિયાઓથી, એઓમાંની થોડી ઘણી ક્રિયાઓથી તથા એઓમાંની એકાદ ક્રિયાથી પણ સ્રી વીર્યને પ્રવર્ત્તાવે છે.

જે પદાર્થ જરા અને વ્યાધિનો નાશ કરનાર હોય તે પદાર્થ રસાયન કેહેવાય છે. જેમ કે હરડે, રૂદંતી ( આ શબ્દનો અર્થ ગુજરાતીમાં મળ્યો નથી. ) ગુગળ અને શિલાજિત.

જે પદાર્થ પ્રથમ સઘળા શરીરમાં વ્યાપીને પછી પાક અવસ્થાને પ્રાપ્ત થાય તે પદાર્થ વ્યવાયી કેહેવાય છે. જેમ કે ભાંગ અને અફીણ. બીજા પદાર્થો પાકે ત્યારે પોતાનો ગુણ કરે છે, અને વ્યવાયી પ્રદાર્થો તો કાચાને કાચાજ પો-

તાના ગુણોથી સઘળા શરીરમાં વ્યાપ્ત થઇને પછી પાકે છે.

જે પદાર્થ સઘળા શરીરમાં રહેલાં વીર્યોમાંથી ઓજને (એક જાતના ઉપધાતુને) સુકાવીને શરીરના સાંધાઓના બંધોને પોચા પાડી નાખે તે પદાર્થ **વિકાશી** કહેવાય છે. જેમકે સોપારી કોદરા.

જે પદાર્થ અધિક તમોગુણવાળો અને બુદ્ધિનો નાશ કરનાર હોય તે **મદકારી** અથવા **માદક** કહેવાય છે. જેમકે મદીરા.

જે પદાર્થ વ્યવાયી, વિકાશી, કફને કાપનાર, મદ કરનાર, અગ્નિના અધિક અંશવાળો, જીવિતને હરનાર અને યોગવાહી એટલા સંસર્ગિ પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર હોય તે **વિષ** કહેવાય છે. જેમકે વછનાગ અને શંકતુક વગેરે. વછનાગ વગેરે પદાર્થો સઘળા શરીરમાં વ્યાપ્ત થયા પછી પાકે છે માટે વ્યવાયી છે, ઓજનું શોષણ કરીને સાંધાઓના બંધને શિથિલ કરનાર છે તેથી વિકાશી છે, તમોગુણના અધિક ભાગવાળા હોવાને લીધે બુદ્ધિનો નાશ કરીને મદ કરનાર છે, અગ્નિના અધિક અંશવાળા છે અને જે પદાર્થોની સાથે મેળવીએ તે પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર હોવાથી યોગવાહિ પણ છે.

જે પદાર્થ પોતાની શક્તિથી સ્રોત નામની નાડીઓમાંથી વાયુ વગેરે દોષોના સમૂહને દૂર કરી નાખે તે પદાર્થ **પ્રમાથી** કહેવાય છે. જેમ કે મરી અને વજ.

જે પદાર્થ રસને વહેનારી શિરાઓને ચીકાશથી અને ભારેપણાથી રોકીદઇને શરીરમાં ભારેપણું કરે તે **અભિષ્યંદી** કહેવાય છે જેમ કે દહીં.

જે પદાર્થ ખાધાથી ખાટા ઓડકાર આવે, તરસ લાગે અને હૃદયમાં દાહ થાય તે પદાર્થ **વિદાહી** કહેવાય છે. એવા પદાર્થનો પાક ઘણીવારે થાય છે.

જે પદાર્થ પાકતાં પોતાની સાથે મેળવેલી વસ્તુઓના ગુણોનું ગ્રહણ કરે તે પદાર્થ **યોગવાહી** કહેવાય છે. જેમકે મધ, તેલ, ઘી, પારો અને લોઢું, વગેરે.

## પદાર્થોમાં રહેલાં વીર્ય.

उष्णशीतगुणोत्कर्षात्तत्रवीर्यं द्विधा स्मृतम् । यत्सर्वमग्नीषोमीयं दृश्यते भुवनत्रयम् ॥

( अथ तद्गुणः )

उष्णं वातकफौ हन्यात्पित्तं तु तनुतेतराम् । शीतं वातकफातङ्कान्कुरुते पित्तहृत्परम् ॥

( अन्यच्च )

तत्रोष्णं भ्रमतृड्ग्लानिस्वेददाहाशुपाकताम् । शमं च वातकफयोः करोति शिशिरं पुनः ॥ ह्लादनं जीवनं स्तम्भं प्रसादं रक्तपित्तयोः ॥

સઘળું ત્રૈલોક્ય અગ્નિ અને ચંદ્રથી સંબંધ ધરાવનાર જોવામાં આવે છે એટલા માટે કોઇ પદાર્થમાં ગરમી અને કોઇ પદાર્થમાં ઠંડી વધારે હોય છે તે ઉપરથી વિદ્વાનોએ પદાર્થોમાં ઉષ્ણ

અને શીત એમ બે પ્રકારનું વીર્ય માનેલું છે. ઉષ્ણ વીર્યથી વાયુ તથા કફ હણાય છે અને પિત્ત વધેછે અને શીત વીર્યથી પિત્ત હણાય છે અને વાયુ તથા કફની પીડા થાય છે. બીજા ગ્રંથમાં કહ્યું છે કે, " ઉષ્ણ વીર્યથી શ્રમ, તરસ, ગ્લાનિ, પસીનો તથા દાહ થાય છે, વાયુ તથા કફ શાંત થાય છે અને પાક તુરત થાય છે. તેમજ શીત વીર્યથી આનંદ થાય છે, જીવન મળે છે, મળાદિકનું થોભવું થાય છે અને લોહી તથા પિત્ત સાફ થાય છે."

### પદાર્થોના વિપાક.

जाठरेणाग्निना योगाद्यदुदेति रसांतरम् ॥ रसानां परिणामान्ते स विपाक इति स्मृतः । मिष्टः पटुश्च मधुरमम्लोऽम्लं पच्यते रसः ॥ कटुतिक्तकषायाणां पाकः स्यात्प्रायशः कटुः ।

( तथा च वाग्भट )

त्रिधा रसानां पाकः स्यात्स्वाद्वम्लकट्वात्मकः ॥

प्रायःपदेन व्रीहिः स्वादुरम्लो विपाके । शिवा कषाया मधुरा पाके । शुण्ठी कटुका मधुरापाके इत्यादि ।

પેટના અગ્નિથી સંયોગ થતાં રસોનો પરિણામ થયા પછી એને જે બીજો રસ ઉપન્ન થાય છે તે વિપાક કહેવાય છે. મધુર અને ખારા રસનો ઘણું કરી મધુર વિપાક થાય છે, ખાટા રસનો ઘણું કરી ખાટો વિપાક થાય છે અને તીખા, કડવા તથા કષાય રસનો ઘણું કરીને તીખો વિપાક થાય છે. વાગ્ભટ પણ કહે છે કે " રસોનો મધુર, ખાટો અને તીખો એમ ત્રણ પ્રકારનો વિપાક થાય છે. " ' ઘણું કરી ' એમ કહ્યું તેનો અભિપ્રાય એવો છે કે કોઈ ઠેકાણે એ નિયમ બદલી જાયછે. જેમકે ચોખા મધુર છતાં પણ તેનો વિપાક ખાટો થાય છે, હરડે કષાય છતાં પણ તેનો વિપાક મધુર થાય છે અને સુંઠ તીખી છતાં પણ તેનો વિપાક મધુર થાય છે ઈત્યાદિ.

### વિપાકોના ગુણો.

श्लेष्मकृन्मधुरः पाको वातपित्तहरो मतः । अम्लस्तु कुरुते पित्तं वातश्लेष्मगदापहः ॥ कटुः करोति पवनं कफं पित्तं च नाशयेत् । विशेष एवं रसतो विपाकानां निदर्शितः ॥

મધુર વિપાક કફને ઉત્પન્ન કરે છે અને વાયુ તથા પિત્તને હરે છે. ખાટો વિપાક પિત્તને ઉત્પન્ન કરે છે અને વાયુ તથા કફસંબંધી રોગોને મટાડે છે. તીખો વિપાક વાયુને ઉત્પન્ન કરે છે અને કફ તથા પિત્તનો નાશ કરે છે, આ પ્રમાણે વિપાકોનો રસો કરતાં જે વિશેષ થાય છે તે દેખાડવામાં આવ્યો છે.

### પદાર્થોમાં રહેલા પ્રભાવ.

[ अथ प्रभावः ]

रसादिसाम्ये यत्कर्म विशिष्टं तत्प्रभावजम् । दन्तीरसाद्यैस्तुल्यापि चित्र-

આકૃતિ ૧૬ બીલી



૧ પાન ૨ ફૂલ ૩ ફળ ૪ બી

આકૃતિ ૧૭ અરણી



૧ પાન ૨ ફૂલ ૩ ફળ

આકૃતિ ૧૮ ભોરીંગણી



૧ પાન ૨ ફૂલ ૩ ફળ

આકૃતિ ૧૯ ગોખરૂ



૧ પાન ૨ ફૂલ ૩ ૪ ફળ

આકૃતિ ૨૬ કરંજ.



૧ પાન ૨ ફૂલ ૩ ફળ ૪ બી

આકૃતિ ૨૭ કાંકચ.



૧ પાન ૨ ફૂલ ૩ ફળ ૪ બી

આકૃતિ ૨૮ કૌવચ.



૧ પાન ૨ ફૂલ ૩ શીંગ

આકૃતિ ૨૯ વાંસ



૧ પાન ૨ ફૂલ

આકૃતિ૩૦ કરંઢીઉ.



૧પાન ૨ફૂલ

આકૃતિ૩૧ શરાળીએર.



૧પાન ૨ફૂલ ૩શીંગ

આકૃતિ૩૨ નસોતર.



૧પાન ૨ફૂલ ૩ફળ

આકૃતિ૩૩ ઈન્દ્રવારૂણી.



૧પાન ૨ફૂલ ૩ફળ

આકૃતિ૩૪ અઘેડો.



૧પાન ૨માંકળી

कस्य विरेचनी ॥ मधूकस्य च मृद्वीका घृतं क्षीरस्य दीपनम् । प्रभावस्तु यथा धात्री लकुचस्य रसादिभिः ॥ समापि कुरुते दोषत्रितयस्य विनाशनम् । कचित्तु केवलं द्रव्यं कर्मकुर्यात्प्रभावतः । ज्वरं हन्ति शिरो बद्धा सहदेवीजटा यथा ॥

तथा नानौषधियोगेषु फलं प्रति स्वभाव एवाश्रयणीयो न तु तत्र रसादिरूपहेतुविचारः कर्तव्यः । ( यत आह सुश्रुतः ) -

अमीमांस्यान्यचिन्त्यानि प्रसिद्धानि स्वभावतः । आगमेनोपयोज्यानि भेषजानि विचक्षणैः ॥ प्रत्यक्षलक्षणफलाः प्रसिद्धाश्च स्वभावतः । नौषधीर्हेतुभिर्विद्वान् परीक्षेत कदाचन ॥ विरुद्धगुणसंयोगे भूयोऽल्पत्वं हि जायते । रसं विपाकस्तौ वीर्य प्रभावस्तान् व्यपोहति ॥

રસ આદિ સરખા છતાં કોઈ પદાર્થ કોઈ પદાર્થથી જે કાંઈ અધિક કામ કરે તે કામ તેના પ્રભાવથી થાય છે એમ સમજવું. જેમ કે નેપાળો રસ વગેરેથી ચિત્રા બરોબરજ છે તોપણ નેપાળામાં રેચકપણું અધિક રહેલું છે, દ્રાખ રસ વગેરેથી મહુડા બરોબરજ છે તોપણ તેમાં દસ્ત ઉતારનારપણું અધિક રહેલું છે, ઘી રસ વગેરેથી દુધ બરોબરજ છે તોપણ તેમાં અગ્નિને દીપ્ત કરનારપણું અધિક રહેલું છે. તેમજ આંબલી રસ વગેરેથી ફનસ બરાબરજ છે તોપણ તેમાં ત્રણે દોષનો નાશ કરનારપણું અધિક રહેલું છે. કોઈ વખતે એકલો પદાર્થ પણ પ્રભાવને લીધે કામ કરે છે. જેમ કે સહદેવીનું મૂળ માથે બાંધ્યું હોય તો તે તાવને મટાડે છે તેમજ અનેક પ્રકારની ઔષધિઓનો યોગ કરવાથી જે ફળ ઉત્પન્ન થાય છે તેમાં સ્વભાવનેજ કારણરૂપ માનવો પણ તેમાં રસ વગેરે કારણોનો વિચાર કરવો નહિ. કારણ કે સુશ્રુત કહે છે કે, "જે ઔષધો પ્રસિદ્ધ સ્વભાવવાળાં છે તેઓમાં રસ વગેરે કારણોનો હેતુ વિચાર કે તર્ક નહિ કરતાં વિચક્ષણ વૈદ્યોએ શાસ્ત્ર ઉપર આધાર રાખીને તેઓને કામે લગાડવાં. જે ઔષધીઓનું ફળ પ્રત્યક્ષ જોવામાં આવે છે અને સ્વભાવ પ્રસિદ્ધજ છે તે ઔષધીઓની તેઓના રસ વગેરે કારણોથી વિદ્વાને પરીક્ષા નહિ કરવી. પરસ્પર વિરુદ્ધ ગુણવાળી ઔષધીઓનો સંયોગ થવાથી તેઓમાં રસ વગેરેનું ન્યૂનાધિકપણું થઈ જાય છે. કારણ કે રસને વિપાક દબાવી દે છે, રસ તથા વિપાકને વીર્ય દબાવી દે છે અને રસ, વિપાક તથા વીર્ય એ ત્રણેને પ્રભાવ દબાવી દે છે."

(આ પ્રમાણે રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવનાં સ્વરૂપ કહીને હવે કયા કયા પદાર્થમાં કેવા કેવા રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવ છે એ સમજાવવા-માટે પ્રત્યેક પદાર્થના રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવ કહેવાનો આરંભ કરીએ છીએ.)

इति श्रीभावप्रकाशे पंचमप्रकरणे मिश्रवर्गः समाप्तः

# हरीतक्यादीवर्गः

*હરડે.

दक्षं प्रजापतिं स्वस्थमश्विनौ वाक्यमूचतुः । कुतो हरीतकी जाता तस्यास्तु कति जातयः ॥ रसाः कति समाख्याताः कति चोपरसाः स्मृताः । नामानि कति चोक्तानि किंवा तासां च लक्षणम् ॥ के च वर्णा गुणाः के च का च कुत्र प्रयुज्यते । केन द्रव्येण संयुक्ता कांश्च रोगान् व्यपोहति ॥ प्रश्नमेतद्यथा पृष्टं भगवन् वक्तुमर्हसि । अश्विनोर्वचनं श्रुत्वा दक्षो वचनमब्रवीत् ॥ पपात बिन्दुर्मेदिन्यां शक्रस्य पिबतोऽमृतम् । ततो दिव्यात् समुत्पन्ना सप्तजातिर्हरीतकी ॥ हरीतक्यभया पथ्या कायस्था पूतना मृता । हैमवत्यव्यथा चापि चेतकी श्रेयसी शिवा ॥ वयस्था विजया चापि जीवन्ती रोहिणीति च । विजया रोहिणीचैव पूतना चामृता भया ॥ जीवन्ती चेतकी चेति विज्ञेयाः सप्त जातयः । अलाबुवृत्ता विजया वृत्ता सा रोहिणी स्मृता ॥ पूतनास्थिमती सूक्ष्मा कथिता मांसलामृता । पञ्चरेखाभया प्रोक्ता जीवन्ती स्वर्णवर्णिनी ॥ त्रिरेखा चेतकी ज्ञेया सप्तानामियमाकृतिः । विजया सर्वरोगेषु रोहिणी व्रणरोहिणी ॥ प्रलेपे पूतना योज्या शोधनार्थेऽमृता हिता । अक्षिरोगेऽभया शस्ता जीवन्ती सर्वरोगहृत् ॥ चूर्णार्थे चेतकी शस्ता य

---

* હરડેનું ફળ જ્યારે ઘણુંજ નાનું એટલે કદમા જીરા જેવડુ હોયછે તે વખતે તેને હલીલે જીરા નામથી ઓળખેછે. જ્યારે જવ જેટલુ થાય ત્યારે હલીલે જવી, જ્યારે દ્રાક્ષ જેવડુ થાય ત્યારે હલીલે ઝંગી અથવા હલીલે હીંદી, જ્યારે અરધુ પાકીને પીળાશ ઉપર આવે ત્યારે હલીલે ઇ-સ્ફીના તેથી વધારે પાકે ત્યારે હલીલે-ઈ-અસ્ફર, અને જ્યારે તમામ પાકી જાય ત્યારે હલીલે-ઈ-કાબુલી નામથી ઓળખાયછે. આ છ જાતમાની પહેલી ત્રીજી અને છેલ્લી સાધારણ રીતે વપરાયછે

મખજન ઉલ અદવીઆ.

હરડેની એક ડ્રામની માત્રાથી દિવસમા બે વખત આપવાથી ઝાડો અને મરડો મટી જાયછે. ડૉ. ડીમોક.

હરડામા સેકડે ૪૫ ટકા ટેનીક આસીડ રહેલું છે તે શિવાય થોડુ ગોલીક આસીડ અને ભુરા પીળા રંગનો રંગ રહેલો છે. ડૉ. સ્ટેન હાઉસ.

છ હીમજને ખાડીને તેમનો ઉકાળો કરીને આપવાથી ચાર પાંચ સારા જુલાબ લાગેછે અને તેનાથી પેટમા આકડી, ઉલટી અથવા બીજી કાંઈ ખરાબ અસર થતી નથી આ ઉકાળામાં થોડી તજ નાખી હોય તો મીશ્ર વધારે સ્વાદીષ્ટ થાયછે. તેમના ગ્રાહી ગુણોને માટે તેઓ જુલાબમાં ઉપયોગી પડેછે એટલુંજ નહી પણ માયાફળને બદલે પીચકારી મારવામા તેમજ જખમ વિગેરે ધોવામા તેમનુ પાણી ઉપયોગમા આવી શકાયછે.

ડૉ. વોરીંગ.

હરડેનો ઉકાળો ફુલના હરસ અને સ્ત્રીઓના ગુહ્યેન્દ્રીમાથી ઘણો પ્રવાહ નીકળતો હોય ત્યારે ઘણી સારી અસર કરેછે

ડૉ. આસબાલ્ડ

थायुक्तं प्रयोजयेत् । चेतकी द्विविधा प्रोक्ता श्वेता कृष्णा च वर्णतः ॥ षडंगुलायता शुक्ला कृष्णा त्वेकांगुला स्मृता । काचिदास्वादमात्रेण काचिद्गन्धेन भेदयेत् ॥ काचित्स्पर्शेन दृष्ट्यान्या चतुर्धा भेदयेच्छिवा । चेतकी पादपच्छायामुपसर्पन्ति ये नराः ॥ भिद्यन्ते तत्क्षणादेव पशुपक्षिमृगादयः । चेतकी तु धृता हस्ते यावत्तिष्ठति देहिनः ॥ तावद्भिद्येत वेगैस्तु प्रभावान्नात्र संशयः । नृपाणां सुकुमाराणां कृशानां भेषजद्विषाम् ॥ चेतकी परमा शस्ता हिता सुखविरेचनी । सप्तानामपि जातीनां प्रधानं विजया स्मृता ॥ सुखप्रयोगा सुलभा सर्वरोगेषु शस्यते । हरीतकी पञ्चरसा लवणा तु न वर्तते ॥ रूक्षोष्णा दीपनी मेध्या स्वादुपाका रसायनी । चक्षुष्या लघुरायुष्या बृंहणी चानुलोमिनी ॥ श्वासकासप्रमेहार्शःकुष्ठशोथोदरकृमीन् । वैस्वर्यग्रहणीरोगविबन्धविषमज्वरान् ॥ गुल्माध्मानतृषाच्छर्दिहिक्काकण्डुहृदामयान् । कामलां शूलमानाहं प्लीहानं च यकृत्तथा ॥ अश्मरी मूत्रकृच्छ्रं च मूत्राघातं च नाशयेत् । स्वादुतिक्तकषायत्वात्पित्तहृत्कफहृत्तु सा ॥ कटुतिक्तकषायत्वादम्लत्वाद्वातहृच्छिवा । पित्तकृत्कटुकाम्लत्वाद्वातकृन्न कथं शिवा ॥ प्रभावाद्दोषहन्तृत्वं सिद्धं यत्तत्प्रकाश्यते । हेतुभिः शिष्यबोधार्थं नापूर्वं क्रियतेऽधुना ॥ कर्मान्यत्वं गुणैः साम्यं दृष्टमाश्रयभेदतः । यतस्ततो नेति चिन्त्यं धात्रीलकुचयोर्यथा ॥ पथ्याया मज्जनि स्वादुः स्नाय्वामम्लो व्यवस्थितः । वृन्ते तिक्तस्त्वचि कटुरस्थिस्थस्तुवरो रसः ॥ नवा स्निग्धा घना वृत्ता गुर्वी क्षिप्ता च याम्भसि । निमज्जेत्सा प्रशस्ता च कथितातिगुणप्रदा ॥ नवादिगुणयुक्तत्वं तथैकत्र द्विकर्षता । हरीतक्याः फले यत्र द्वयं तच्छ्रेष्ठमुच्यते ॥ चर्विता वर्द्धयत्यग्निं पेषिता मलशोधिनी । स्विन्ना संग्राहिणी पथ्या भृष्टा प्रोक्ता त्रिदोषनुत् ॥ उन्मीलिनी बुद्धिबलेन्द्रियाणां निर्मूलनी पित्तकफानिलानाम् । विस्रंसिनी मूत्रशकृन्मलानां हरीतकी स्यात् सहभोजनेन ॥ अन्नपानकृतान् दोषान् वातपित्तकफोद्भवान् । हरीतकी हरत्याशु भुक्तस्योपरि योजिता ॥ लवणेन कफं हन्ति पित्तं हन्ति सशर्करा । घृतेन वातजान् रोगान् सर्वरोगान् गुडान्विता ॥ सिन्धूत्थशर्कराशुण्ठीकणामधुगुडैः क्रमात् । वर्षादिष्वभया प्राश्या रसायनगुणैषिणा ॥ अध्वातिखिन्नो बलवर्जितश्च रूक्षः कृशो लंघनकर्षितश्च । पित्ताधिको गर्भवती च नारी विमुक्तरक्तास्त्वभयां न खादेत् ॥

ઉત્પત્તિ—સ્વસ્થપણાથી બેઠેલા દક્ષપ્રજાપતિને અશ્વિનીકુમારોએ પૂછ્યું કે "હરડે શા પદાર્થમાંથી ઉત્પન્ન થઈ છે? તેની જાતો કેટલી છે? તેમાં રસ કેટલા રહેલા છે? ઉપરસ કેટલા રહેલા છે, નામ કેટલાં છે? એઓનું લક્ષણ શું છે? એઓના વર્ણ અને ગુણો કયા કયા

છે, કઈ હરડેનો કયા કયા કામમાં ઉપયોગ થાય છે? એ હરડે કયા પદાર્થની સાથે મેળવવાથી કયા રોગોને મટાડે છે? હે મહારાજ! આ અમારા પ્રશ્નના યથાર્થ ઉત્તરો આપો દેવા જોઇએ" એ પ્રમાણે અશ્વિનીકુમારોનું વચન સાંભળી દક્ષપ્રજાપતિએ નીચે પ્રમાણે કહ્યું.

ઇંદ્ર અમૃત પીતા હતા તે સમયમાં પૃથ્વીપર એ દિવ્ય અમૃતનો છાંટો પડ્યો હતો તેમાંથી સાત જાતની હરડે ઉત્પન્ન થઇ છે.

**નામ**—હરીતકી, અભયા, પથ્યા, કાયસ્થા, પૂતના, અમૃતા, હૈમવતી, અવ્યથા, ચેતકી, શ્રેયસી, શિવા, વયસ્થા, વિજયા, જીવંતી અને રોહિણી એટલાં હરડેનાં નામ છે. હિં.હરડ, હડ, હર્ર.બં. હરીતકી. મ. હિરડા, હરડે, ક. અણિલે ગુ. હરડાં, તા. કડુકાઈ. ફા. હલીલેજ, અસ્ફર, હલેલે જર્દ. લે. Terminalia Chebula ઇં.— Black Myrabolam Chebulic.

**સપ્તજાતિ**—વિજયા, રોહિણી પૂતના, અમૃતા, અભયા, જીવંતી અને ચેતકી એ સાત હરડેની જાતો છે.

**લક્ષણ**—જે તુંબડા જેવી ગોળ હોય તે વિજયા કહેવાય છે, સાધારણ ગોળ હોય તે રોહિણી કહેવાય છે, જે મોટા ઠળીઆવાળી તથા પાતળી હોય તે પૂતના કહેવાય છે, ઝાઝા ગર્ભવાળી હોય તે અમૃતા કહેવાય છે, પાંચ રેખાવાળી હોય તે અભયા કહેવાય છે, સોના જેવા રંગવાળી હોય તે જીવંતી કહેવાય છે અને ત્રણ રેખાવાળી હોય તે ચેતકી કહેવાય છે. આ પ્રમાણે હરડેની સાત જાતો સમજવી.

**સપ્તજાતોના પૃથક્ પ્રયોગ.**—વિજયા સઘળા રોગોપર સારી છે, રોહિણી વ્રણને ભરીને રૂઝાવવાના કામમાં સારી છે, પૂતના લેપના કામમાં સારી છે, અમૃતા રેચના કામમાં સારી છે, અભયા આંખોના રોગપર સારી છે, જીવંતી સઘળા રોગોને હરનારી છે અને ચેતકી ચુર્ણનેવાસ્તે ઉત્તમ છે માટે આ પ્રમાણે યોગ્યતા વિચારીને તેઓને વાપરવી. ધોળા રંગવાળી અને કાળા રંગવાળી એમ ચેતકી બે પ્રકારની છે. ધોળી છ આંગળના વિસ્તારમાં હોય છે અને કાળી એક આંગળની હોય છે. કોઈ હરડે ખાવામાત્રથી, કોઇ ગંધમાત્રથી કોઇ સ્પર્શમાત્રથી અને કોઈ જોવામાત્રથી એમ ચાર પ્રકારોથી હરડે રેચ લગાડે છે. મનુષ્ય, પશુ, પક્ષી કે મૃગ વગેરે કોઇ પણ પ્રાણી ચેતકીના ઝાડની છાયામાં જાય તો તેઓને તે ઘડીએજ રેચ લાગે છે. માણસ ચેતકીને જેટલી વાર હાથમાં રાખે તેટલીવાર તેના પ્રભાવથી તેને ઝાડા લાગે છે એમાં સંશય નથી. રાજા, સુકુમાર માણસો, શરીરમાં દુબળા અને જેઓને ઔષધપર અરૂચિ હોય તેઓનેવાસ્તે ચેતકી બહુજ સારી છે. કારણ કે તે

સુખકારી રેચ લગાડે છે અને હિતકારી છે. હરડેની સાતે જાતિઓમાં વિજયા મુખ્ય છે. કારણ કે તે સેહેજ મળી શકે છે, તેનો પ્રયોગ સેહેજ થઈ શકે છે અને વળી સઘળા રોગોપર સારી છે.

ગુણ—હરડે ખારા રસ સિવાય બાકી પાંચે રસવાળી છે, રૂક્ષ છે, ગરમ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, બુદ્ધિને હિતકારી છે, મધુર પાકવાળી છે, રસાયણ રૂપ છે, આંખોનેવાસ્તે સારી છે, આયુષ્યને વધારનારી છે, શરીરમાં તત્વોને વૃદ્ધિ આપનારી છે, પવનને સવળો કરનારી છે.

**પ્રયોગ**—શ્વાસ, ઉધરસ, પ્રમેહ, અરસ, કોઢ, સોજા, પેટના કીડા, સ્વરભંગ, હાથઘોણાનો રોગ, મળબંધ, વિષમ જ્વર, ગાંઠ, પેટનો તથા પેડુનો આફરો, તરસ, ઉલટી, હીંક, ચળ, હૃદયના રોગ, કમળો, શૂળ, બરલ, જમણા પડખાની ગાંઠનું દરદ, પાણવી, મૂત્રકૃચ્છ અને મૂત્રાઘાત એટલા રોગોનો નાશ કરનારી છે. હરડેમાં મધુર, તીખો અને કષાય રસ હોવાને લીધે તે ખાધાથી પિત્ત દૂર થાય છે. તીખો, કડવો અને કષાય રસ હોવાને લીધે કફ દૂર થાય છે. અને ખાટો રસ હોવાને લીધે વાયુ પણ દૂર થાય છે. "હરડે તીખા અને ખાટા રસવાળી હોવાને લીધે વાયુને અને પિત્તને કેમ ન ઉત્પન્ન કરે" એવી આ સ્થલમાં શંકા કરવી નહિ. કારણ કે, "હરડેમાં સ્વાભાવિક પ્રભાવને લીધે દોષોને હણનારપણું જે સિદ્ધજ છે તેનો અહિં અમો શિષ્યોને સમજાવવાનેવાસ્તે કારણો કેઆડીને પ્રકાશ કરીએ છીએ પણ તે કાંઇ હમણાં અમો નવું કરી દેખાડતા નથી. જેમ આમલી અને કૃનસ એઓ ગુણોથી સરખાં છતાં પણ જુદાં જુદાં કામ કરે છે એટલે ગુણો સરખા છતાં પણ તે ગુણોના આશ્રયના ભેદને લીધે તેઓનાં કામ ભિન્ન ભિન્ન છે તેમ હરડેમાં પણ તીખા અને ખાટા રસના આશ્રયના ભેદને લીધે પિત્ત કે વાયુને ઉત્પન્ન કરનારપણું નથી એમ વિચાર કરવો જોઇએ. હરડેની મજ્જામાં મધુર રસ, નસમાં ખાટો રસ, દીંટીઆમાં કડવો રસ, છાલમાં તીખો રસ, અને ઠળીઆમાં કષાય ( તુરો ) રસ રહેલો છે.

પરીક્ષા—જે હરડે નવી, સ્નિગ્ધ, ઘાટી, ગોળ તથા ભારે હોય અને તેમજ પાણીમાં નાખતાં બુડી જાય તે હરડે વખાણએલી અને બહુ ગુણ કરનારી કહેવાય છે. જે હરડેના ફળમાં નવીનપણું વગેરે ઉપર કહેલા ગુણો હોય તથા બે રૂપીઆ જેટલું વજન હોય તે ફળ શ્રેષ્ઠ કેહેવાય છે. ચાવેલી હરડે અગ્નિને વધારે છે, વાટેલી હરડે રેચ લગાડે છે, જરા ગરમી દીધેલી હરડે દસ્તને રોકે છે. અને શેકેલી હરડે ત્રણે દોષને મટાડે છે. ભોજનની સાથે હરડે ખાવામાં આવે તો બુદ્ધિ, બળ તથા ઇંદ્રિયોનો પ્રકાશ થાય છે, વાત પિત્ત તથા કફનો નાશ થાય છે અને મૂત્ર તથા વિષ્ઠાના મળો

વીખાઈ જાય છે. જમ્યા પછી હરડે ખાવામાં આવે તો તે હરડે અન્નપાનથી થએલા અને વાત પિત્ત તથા કફથી ઉત્પન્ન થએલા દોષોને તુરત હરે છે.

અનુપાન—હરડે લૂણની સાથે ખાવામાં આવે તો કફને મટાડે છે, સાકરની સાથે ખાવામાં આવે તો પિત્તને હણે છે, ઘીની સાથે ખાવામાં આવે તો વાયુથી ઉત્પન્ન થએલા રોગોને હણે છે અને ગોળની સાથે ખાવામાં આવે તો સઘળા રોગોને હણે છે. ષડ્ઋતુમાં જેને રસાયનના ગુણોની ઇચ્છા હોય તેણે વર્ષા ઋતુમાં સિંધાલુણની સાથે, શરદ્ ઋતુમાં સાકરની સાથે, હેમંત ઋતુમાં સુંઠની સાથે, શિશિર ઋતુમાં પીપળની સાથે, વસંત ઋતુમાં મધની સાથે અને ગ્રીષ્મ ઋતુમાં ગોળની સાથે હરડે ખાવી.

વર્જીત—પંથ કરવાથી બહુ થાકેલાએ, બળવગરનાએ, રૂક્ષ થએલાએ, દુબળા શરીરવાળાએ, જેણે લાંઘણ કરી હોય તેણે, અધિક પિત્તવાળાએ, ગર્ભવાળી સ્ત્રીએ અને જેણે લોહી કહડાવેલું હોય તેણે હરડે નહિ ખાવી જોઇએ.

## *બેહેડા.

विभीतकस्त्रिलिङ्गः स्यादक्षः कर्षफलस्तु सः ॥ कलिद्रुमो भूतवासस्तथा कलियुगालयः ॥ विभीतकं स्वादुपाकं कषायं कफपित्तनुत् । उष्णवीर्यं हिमस्पर्शं भेदनं कासनाशनम् ॥ रूक्षं नेत्रहितं केश्यं कृमिवैस्वर्यनाशनम् । विभीतमज्जा तृड्छर्दिकफवातहरो लघुः । कषायो मदकृच्चाथ धात्रीमज्जापि तद्गुणः

* હિંદુ વૈદ્યો બેહેડાંને શ્રાહી અને થોડો જુલાબ લાવનાર ગણેછે, અને ગળું અને છાતીનાં દરદમાં આપેછે. ફળની ઉપરની છાલ ઘણી ખાવામાં આવે તો કેફ ઉત્પન્ન કરેછે અને ઘણી વખતે સોજા ઉપર ઘસીને ચોપડવામાં વપરાયછે.

મુસલમાન ગ્રંથકારો બેહેડાંને ગ્રાહી, પાચક, દસ્ત ખુલાસે લાવનાર, બદહજમી અને પિત્તને લીધે માથાનો દુખાવો તેમજ આંખો દુખવા આવી હોય ત્યારે ચોપડવામાટે ઉપયોગી ગણેછે.

યુરોપીઅન લખનારાઓએ આ દેશની ઔષધીય વનસ્પતી વિષે લખતાં ઔષધી તરીકે ફળની અંદરનો ગરભ વાપરવા ભલામણ કરી છે.

કર્નલ ડુરીના મત પ્રમાણે આ ઝાડના થડમાં જખમ કરવાથી જે ગુંદર નીકળેછે તે મીણબત્તી માફક બળેછે પણ ડૉ. ડીમોક તે મતને મળતો આવતો નથી.

ઇન્ડીયન એનલ્સ ઑફ મેડીકલ સાયન્સ ના પુ૦ ૨ જાના પાને ૭૦૯ મે લખેછે કે આ ફળની ઉપરની છાલ ઘણા જથામાં ખાવાથી મી૦ સી૦ ઈ૦ રેડોકના હાથ નીચે ચાર માણસને ઝેરી અસર થઈ હતી, અને તેનાં ચીન્હ ઘણાં ભય ભરેલાં હતાં તોપણ કોઇનું મોત નીપજ્યું નહોતું.

આંખો દુખવા આવી હોય ત્યારે બેહેડાં મધમાં વાટીને ચોપડે છે. તથા જલંદર, ઝાડા, હરસ, કોઢ અને ઉધરસન મરજમાં વપરાય છે. ચક્રદત્ત

ચરકસંહીતામાં બેહેડાંને જ્વરહર (તાવ કાઢી નાખનાર) તથા (વિરેચનોપગ (મળ વિસર્જન કરનાર) ગણેલ છે.

સુશ્રુત સંહીતામાં બેહેડાંને મેદોઘ (મેદ કાઢી નાંખનાર) અને શુક્ર દોષઘ (બગડેલું વીર્ય સુધારનાર) વર્ણવેલ છે. ફળની ઉપરની છાલ સ્તંભક છે અને શ્રીફળાનું ચૂર્ણ બનાવવામાં ઉપયોગી ગણી છે

નામ—બિભીતક, અક્ષ, કર્ષફલ, કલિદ્રુમ, ભૂતવાસ, અને કલિયુગાલય એટલાં બેહેડાંનાં સંસ્કૃત નામ છે. હિં. બેરા; ગુ. બેહેડા; બં. બેહેરા; તા. તનીકાઈક; મ. બેહેડા; લે. Terminalia Bellerica. ઈં. Belleric myrabolam

( તેઓમાં પેહેલું ત્રણે લિંગમાં પ્રવર્ત્તે છેઅને બાકી સઘળાં પુલિંગમાં પ્રવર્ત્તે છે.)

ગુણ—બેહેડાંનું ફળ મધુર પાકવાળું છે, તુરૂં છે, કફ તથા પિત્તને મટાડનાર છે, ગરમ વીર્યવાળું છે, ટાઢા સ્પર્શવાળું છે, દસ્તને ભેદનાર છે, ઉધરસને મટાડનાર છે, રૂક્ષ છે, નેત્રને હિતકારી છે, કેશનેવાસ્તે સારૂં છે, અને કૃમિ તથા બેસુરપણાને ટાળનાર છે. બેડાની મજ્જા તરસ, ઉલટી, કફ તથા વાયુને મટાડનાર છે, હલકી છે, તુરી છે, અને મદ કરનાર છે. આમળાની મજ્જા પણ તેવાજ ગુણવાળી છે.

## આમળાં.

त्रिष्यामलकमाख्यातं धात्री तिष्यफला मृता । हरीतकीसमं धात्रीफलं किन्तु विशेषतः ॥ रक्तपित्तप्रमेहघ्नं परं वृष्यं रसायनम् । हन्ति वातं तदम्लत्वात् पित्तं माधुर्यशैत्यतः ॥ कफं रूक्षकषायत्वात् फलं धात्र्यास्त्रिदोषजित् । यस्य यस्य फलस्येह वीर्यं भवति यादृशम् । तस्य तस्यैव वीर्येण मज्जानमपि निर्दिशेत् ॥

નામ—આમલક, ધાત્રી, તિષ્યફલા અને અમૃતા એટલાં આમળાંનાં સંસ્કૃત નામ છે. હિં. આંવરાં ગુ. આંબળાં તા. ઉસરકાય. મ. આંવલે. ફા. આમ્લત્ર, સરખુર. અ. અમૂલજ હું. Emblic myrobalan. લા. Phylanthusamblica.

( તેઓમાં પેહેલું ત્રણે લિંગે પ્રવર્ત્તે છે. અને બાકીનાં સ્ત્રીલિંગે પ્રવર્ત્તે છે. )

ગુણ—આમળાંનું ફળ હરડેના ફળ જેવુંજ છે. પણ તેમાં વિશેષ એ છે કે આમળું રક્તપિત્ત તથા પ્રમેહને મટાડનાર છે, વીર્યને અત્યંત વધારનાર છે અને રસાયન છે. આમળું ખાટું હોવાને લીધે વાયુને હણે છે. મધુર તથા ટાઢું હોવાને લીધે પિત્તને હણે છે, અને રૂક્ષ તથા તુરૂં હોવાથી કફને હણે છે. આવી રીતે આમળું ત્રણે દોષોને જીતનાર છે. આ પ્રકરણમાં એવું સમજવાનું છે કે જેના ફળનું જેવું વીર્ય હોય તેની મજ્જા પણ તેવાજ વીર્યવાળી હોય છે.

## ત્રીફલા.

पथ्याविभीतधात्रीणां फलैः स्यात् त्रिफला समैः । फलत्रिकं च त्रिफला सा वरा च प्रकीर्तिता ॥ त्रिफला कफपित्तघ्नी मेहकुष्ठहरा स्मृता । चक्षुष्या दीपनी रुच्या विषमज्वरनाशिनी ॥

લક્ષણ.—હરડે, બેહેડાં અને આમળાં એ ત્રણે જાતનાં ફળો સમભાગે લઇને ભેળાં કરવામાં આવે એટલે તે ત્રિફલા, ફલત્રિક અથવા વરા કેહેવાય છે.

ગુણ—એ ત્રિફલા કફ તથા પિત્તને હણે છે, પ્રમેહ તથા કોઢને મટાડે છે,

દસ્ત ઉતારે છે, નેત્રને હિતકારી છે, અગ્નિને દીપ્ત કરે છે, રૂચિ ઉપજાવે છે. અને વિષમ જ્વરનો નાશ કરે છે.

### શુંઠ.

शुण्ठी विश्वा च विश्वं च नागरं विश्वभेषजम् । ऊपणं कटु भद्रं च शृङ्गवेरं महौषधम् ॥ शुण्ठी रुच्यामवातघ्नी पाचनी कटुका लघुः । स्निग्धोष्णा मधुरा पाके कफवातविबन्धनुत् ॥ वृष्या स्वर्या वमिश्वासशूलकासहृदामयान् । हन्ति श्लीपदशोथार्शआनाहोदरमारुतान् ॥ आग्नेयगुणभूयिष्ठं तोयांशपरिशोषि यत् । संगृह्णाति मलं तत्तुग्राहि शुण्ठ्यादयो यथा । विबन्धभेदनी या तु सा कथं ग्राहिणी भवेत् । शक्तिर्विबन्धभेदे स्याद्यतो न मलपातने ॥

નામ—શુંઠી, વિશ્વા, વિશ્વ, નાગર, વિશ્વભેષજ, ઉષણ, કટુભદ્ર, શૃંગવેર અને મહૌષધ એટલાં સુંઠનાં સંસ્કૃત નામ છે. હિં. શુંઠી, સોઠ; ફા. જંજબીલ; મ. સુંઠ; ગુ. શુંઠ્ય; ક. શુંઠિ; તે. શોંઠી; લા. Zingiber officinale. ઇં. Ginger root.

ગુણ—સુંઠ રૂચિ ઉપજાવે છે, આમવાતને (એકજાતના વાયુના દરદને) મટાડે છે, પાચક છે, તીખી છે, હલકી છે, સ્નિગ્ધ છે, પાકમાં મધુર છે, કફ વાયુ તથા મળના બંધને તોડી નાખનાર છે, વીર્યને વધારનાર છે, ગરમ છે, સ્વરને સારો કરે છે અને ઉલટી, શ્વાસ, શૂલ, ઉધરસ, હૃદયના રોગ, શ્લીપદ, (છિદ્રવાળી અંગઉપરની ગાંઠ) સોજા, અરશ, પેડુનું ચડી આવવું અને ઉદરનો પવન એટલાં દરદોને મટાડનાર છે. જેમાં અગ્નિના ગુણ વધારે હોય તથા જે પદાર્થ જળના ભાગને સુકવનાર હોય અને જે મળને રોકી રાખનાર હોય તે ગ્રાહી પદાર્થ કહેવાય છે. સુંઠ વગેરે પદાર્થોમાં એ સઘળા ગુણો હોવાને લીધે તે પદાર્થો ગ્રાહી કહેવાય છે. આ સ્થલમાં એવી શંકા નહિ કરવી કે "સુંઠ મળના બંધને ભેદનાર છે માટે તે ગ્રાહી પદાર્થ કેમ હોવો જોઈએ" કારણકે બંધને તોડવામાં તેની શક્તિ છે. પણ મળને પાડવામાં તેની શક્તિ નથી.

### આદુ.

आर्द्रकं शृङ्गवेरं स्यात् कटु भद्रं तथार्द्रिका । आर्द्रिका भेदिनी गुर्वी तीक्ष्णोष्णा दीपनी मता ॥ कटुका मधुरा पाके रूक्षा वातकफापहा । ये गुणाः कथिताः शुण्ठ्यास्तेऽपि सन्त्यार्द्रकेऽखिलाः ॥ भोजनाग्रे सदा पथ्यं लवणार्द्रकभक्षणम् । अग्निसन्दीपनं रुच्यं जिह्वाकण्ठविशोधनम् ॥ कुष्ठपाण्ड्वामये कृच्छ्रे रक्तपित्ते व्रणे ज्वरे । दाहे निदाघशरदोर्नैव पूजितमार्द्रकम् ॥

નામ—આર્દ્રક, શૃંગવેર, કટુભદ્ર અને આર્દ્રિકા એટલાં આદુનાં સંસ્કૃત નામ છે. ગુ. આદુ; મ. આલે; હિં. આદા. અદ્રક. ફા. જંઝબીલતર, અ. જંઝબિલરતબ ક. અલ્લ; તે. અલ્લં. ઇં. Ginger root. લા. Zingiber officinale.

ગુણ–આદુ દસ્તને ભેદનાર છે, ભારે છે, તીક્ષ્ણ છે, ગરમ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તીખું છે. પાકમાં મધુર છે, રૂક્ષ છે, અને વાયુ તથા કફને મટાડનાર છે. જે ગુણો સુંઠમાં છે તે સઘળા ગુણો આદામાં પણ છે.

અનુપાન–ભોજનથી પેહેલાં લૂણ અને આદુ ખાવું એ સર્વદા પથ્ય છે, અગ્નિને દીપ્ત કરનાર છે, રૂચિ ઉપજાવનાર છે અને જીભ તથા કંઠને સાફ કરનાર છે.

નિષેધ–કોઢ, પાંડુરોગ, કૃચ્છ્ર, રક્તપિત્ત, વ્રણ, જ્વર અને દાહ હોય ત્યારે અને ગ્રીષ્મ તથા શરદ્‌ઋતુમાં આદુ ખાવું સારૂં નથી.

## પીંપર.

पिप्पली मागधी कृष्णा वैदेही चपला कणा । उपकुल्योपणा शौण्डी कोला स्यात् तीक्ष्णतण्डुला ॥ पिप्पली दीपनी वृष्या स्वादुपाका रसायनी । अनुष्णा कटुका स्निग्धा वातश्लेष्महरी लघुः ॥ पिप्पली रेचनी हन्ति श्वासकासोदरज्वरान् । कुष्ठप्रमेहगुल्मार्शःप्लीहशूलाममारुतान् ॥ आर्द्रा कफप्रदा स्निग्धा शीतला मधुरा गुरुः । पित्तप्रशमनी सा तु शुष्का पित्तप्रकोपिनी ॥ पिप्पली मधुसंयुक्ता मेदःकफविनाशिनी । श्वासकासज्वरहरा वृष्या मेध्याग्निवर्द्धिनी ॥ जीर्णज्वरेऽग्निमान्द्ये च शस्यते गुडपिप्पली । कासाजीर्णारुचिश्वासहृत्पाण्डुकृमिरोगनुत् ॥ द्विगुणः पिप्पलीचूर्णाद्‌गुडोऽत्र भिषजां मतः ॥

નામ–પિપ્પલી, માગધી, કૃષ્ણા, વૈદેહી, ચપલા, કણા, ઉપકુલ્યા, ઉપણા, શૌંડી, કોલા અને તીક્ષ્ણ તંડુલા એટલાં લીંડીપીપળનાં સંસ્કૃત નામ છે. હિં. પિપરી; મ. પિપ્પલી. ગુ. લીંડીપીપર; ફા. પિલપિલ્દરાજ; અ. ડારફિલ્ફિલ; ક. હિપ્પલી; તૈ. પિપ્પલુ, ઇં. Long pepper. લા. Peper longum.

ગુણ–પીપળ અગ્નિને દીપ્ત કરનારી છે, વીર્યને વધારનારી છે, મધુર પાકવાળી છે, રસાયનરૂપ છે, ગરમ નથી, તીખી છે, સ્નિગ્ધ છે. વાયુ તથા કફને હરનારી છે, હલકી છે, રેચક છે અને શ્વાસ, ઉધરસ, પેટના રોગ, જ્વર, કોઢ, પ્રમેહ, ગાંઠ, અરશ, બરલ, શૂલ તથા આમવાયુને મટાડનારી છે. એ પીપળ જો લીલી હોય તો સ્નિગ્ધ છે, કફ કરનાર છે, ટાઢી છે, ભારે છે, મધુર છે અને પિત્તને શમાવનારી છે અને જો સુકાએલી હોય તો પિત્તનો પ્રકોપ કરનારી છે.

અનુપાન–મધની સાથે પીપળ ખાવામાં આવે તો મેદ તથા કફનો નાશ થાય છે, વીર્ય વધેછે, બુદ્ધિ સારી થાય છે, અગ્નિ વધે છે અને શ્વાસ, ઉધરસ તથા જ્વર મટે છે. જીર્ણજ્વર હોય તથા અગ્નિ મંદ હોય તો ગોળની સાથે પીપળ ખાવી એ ઉત્તમ છે. ગોળની સાથે પીપળ ખાવાથી ઉધરસ, અજીર્ણ, અરુચિ, શ્વાસ, હૃદયના રોગ, પાંડુરોગ અને કૃમીની પીડા મટે છે.

ગોળની સાથે પીપળ ખાવી હોય તો પીપળના ભુકાથી બમણો ગોળ લેવો એવો વૈદ્યોનો સિદ્ધાંત છે.

## મરી.

मरिचं वेल्लजं कृष्णमूषणं धर्मपत्तनम्। मरिचं कटुकं तीक्ष्णं दीपनं कफवातजित् ॥ उष्णं पित्तकरं रूक्षं श्वासशूलक्रुमीन् हरेत् । तदार्द्रं मधुरं पाके नात्युष्णं कटुकं गुरु । किंचित्तीक्ष्णगुणं श्लेष्मप्रसेकि स्यादपित्तलम् ॥

**નામ**–મરિચ, વેલ્લજ, કૃષ્ણ, ઉષણ અને ધર્મપત્તન એટલાં મરીનાં સંસ્કૃત નામ છે. હિં. કાલીમિરચ, ગોલમિરચ; બં. મરિચ; મ. મિરે; ક. મેણસુ; ગુ. મરિ, તીખાં; ફા. પ્રિલફ્રિલ, અસ્વદ, સ્યાહગીર્દ, અ. ફ્રિલફ્રિલે અ-બીદક તૈ. મરિયાલુ; ઇં. Black pepper લા. Piper nigrum.

**ગુણ**–મરી તીખાં છે, તીક્ષ્ણ છે, અગ્નિને દીપ્ત કરનાર છે. કફ તથા વાયુને મટાડનાર છે, ગરમ છે, પિત્ત કરનાર છે, રૂક્ષ છે અને શ્વાસ, શૂલ તથા કૃમિને મટાડનાર છે. મરી લીલાં હોય તો તે પાકમાં મધુર છે, બહુ ગરમ નથી, તીખાં છે, ભારે છે, કાંઇક તીક્ષ્ણ ગુણવાળાં છે, પિત્તને વધારનાર નથી અને કફને પલાળનાર છે.

## ત્રિકટુ.

विश्वोपकुल्या मरिचं त्रयं त्रिकटु कथ्यते । कटुत्रिकं तु त्रिकटु त्र्यूषणं व्योष उच्यते ॥ त्र्यूषणं दीपनं हन्ति श्वासकासत्वगामयान्। गुल्ममेहकफस्थौल्यमेदःश्लीपदपीनसान् ॥

સુંઠ, પીપળ અને મરી એ ત્રણ ભેળાં થાય ત્યારે ત્રિકટુ કહેવાય છે. કટુત્રિક, ત્રિકટુ, ત્ર્યૂષણ અને વ્યોષ એટલાં ત્રિકટુનાં નામ છે. ત્રિકટુ અગ્નિને દીપ્ત કરે છે, અને શ્વાસ, ઉધરસ, ચામડીના રોગ, ગાંઠ, પ્રમેહ, કફ, સ્થૂલતા, મેદ, અંગો ઉપરની ઘણાં કાણાંવાળી ગાંઠ અને સળીખમને મટાડે છે.

## પીપરીમૂલ.

ग्रन्थिकं पिप्पलीमूलमूषणं चटकाशिरः । दीपनं पिप्पलीमूलं कटूष्णं पाचनं लघु ॥ रूक्षं पित्तकरं भेदि कफवातोदरापहम् । आनाहप्लीहगुल्मघ्नं क्रमिश्वासक्षयापहम् ॥

**નામ**—ગ્રંથિક, પિપ્પલીમૂલ, ઉષણ અને ચટકાશિર એટલાં પીપરીમૂલનાં સંસ્કૃત નામ છે. હિ. પિપરામૂલ; બં. પિપુલમૂલ; મ. પિંપળમૂળ; ક. હિપ્પલિય બેરૂ; ગુ. પિપ્પલીમૂલના ગંઠોડા; ફા. ફિલ્ફિલ્ મોયા; અ. અસલુલ્ ફિલ્ફિલ્ તૈ. પિપ્પલીવેરૂ; ઇં. Piper root. લા. Piper officinarum.

**ગુણ**–પીપરીમૂલ દીપન છે, તીખું છે, ગરમ છે, પાચન છે, હલકું છે, રૂક્ષ છે, પિત્ત કરનાર છે, દસ્તને ભેદનાર છે અને કફ, વાયુ, પેટના રોગ, પેડુ ચઢી આવવું, બરલ, ગાંઠ, કૃમિ, શ્વાસ તથા ક્ષયને મટાડનાર છે.

## ચતુરૂષણ.

त्र्यूषणं सकणामूलं कथितं चतुरूषणम् । व्योषस्यैव गुणाः प्रोक्ता अधिकाश्चतुरूषणे ॥

સુંઠ, મરી, પીપળ અને પીપળીમૂલ એ ચાર વાનાં ભેળાં કરવામાં આવે એટલે ચતુરૂષણ કહેવાય છે. ચતુરૂષણમાં ઉપર કહેલા ત્રિકટુનાજ ગુણો અધિક રહેલા છે.

## ચવક.

भवेच्चव्यं तु चविका कथिता सा तथोषणा । कणामूलगुणं चव्यं विशेषाद्गुदजापहम् ॥

નામ—ચવ્ય, ચવિકા અને ઉષણા એ ચવકનાં સંસ્કૃત નામ છે. હિં. ચવ્ય; બં. ચઇ; મ. ચવક; ગુ. ચવક.

ગુણ—ચવકમાં પીપળીમૂલના ગુણ રહેલા છે અને એ ચવક વિશેષે કરી ગુદના રોગોને મટાડે છે.

## ગજપીપળ.

चविकायाः फलं माज्ञैः कथिता गजपिप्पली । कपिवल्ली कोलवल्ली श्रेयसी वशिरश्च सा ॥ गजकृष्णा कटुर्वातश्लेष्महृद्वह्निवर्धिनी । उष्णा निहन्त्यतीसारं श्वासकण्ठामयकृमीन् ॥

નામ—ચવકનું ફળ એ ગજપીપર કહેવાયછે. કપિવલ્લી, કોલવલ્લી, શ્રેયસી અને વશિર એટલાં ગજપીપરનાં સંસ્કૃત નામ છે. હિં. ગજપીપરી; મ. ગીરવેલીલા; ગુ. ગજપીપર; ક. ગજહિપ્પલી; તૈ. પેદ્દાપિપ્પલુ; લા. Scindapsus officinalis.

ગુણ—ગજપીપર તીખી છે, વાયુ તથા કફને હરનારી છે, અગ્નિને વધારનારી છે, ગરમ છે અને હાયધોણાના દરદને, કંઠના રોગને તથા કૃમિઓને મટાડનારી છે.

## ચિત્રો.

चित्रकोऽनलनामा च पीठो व्यालस्तथोषणः । चित्रकः कटुकः पाके वह्निकृत्पाचनो लघुः ॥ रूक्षोष्णो ग्रहणीकुष्ठशोथार्शःकृमिकासनुत् । वातश्लेष्महरो ग्राही वातार्शःश्लेष्मपित्तहृत् ॥

નામ—ચિત્રક, પીઠી, વ્યાલ અને ઉષણ એટલાં ચિત્રાનાં સંસ્કૃત નામ છે. એ ઉપરાંત જે જે અગ્નિનાં નામો છે તે સઘળાં ચિત્રાનાં નામ છે. હિં. ચિત્રક, ચિતા, ચિતરક; બં. ચિતા; મ. ચિત્રક, ગુ. ચિત્રો; ફા. બેખબરંદા; અ. શિતરજ; ક. ચિત્રમૂલ તૈ. ચિત્રમૂલમ્ લા. Plumbago rosea.

ગુણ—ચિત્રો પાકમાં તીખો છે, અગ્નિને વધારનાર છે, પાચન છે, હલકો છે, રૂક્ષ છે, ગરમ છે, દસ્તને પકડનાર છે, અને હાયધોણું, કોઢ, સોજા, અરશ, કૃમિ, ઉધરસ, વાયુ, કફ તથા પિત્તને હરનાર છે.

## પંચકોલ.

पिप्पली पिप्पलीमूलं चव्यचित्रकनागरैः । पञ्चभिः कोलमात्रं यत्पञ्च-

कोलं तदुच्यते ॥ पञ्चकोलं रसे पाके कटुकं रुचिकृन्मतम् । तीक्ष्णोष्णं पाचनं श्रेष्ठं दीपनं कफवातनुत् । गुल्मप्लीहोदरानाहशूलघ्नं पित्तकोपनम् ॥

પીપળ, પીપળીમૂલ, ચવક ચિત્રો અને સુંઠ એ પાંચ પદાર્થોનું એક ગદીઆણા ભાર જે ચુર્ણ કરવામાં આવે તે પંચકોલ કેહેવાય છે. પંચકોલ રસમાં તથા પાકમાં તીખું છે, રૂચિ ઉપજાવનાર છે, તીક્ષ્ણ છે, ગરમ છે, પાચક છે, અગ્નિને દીપ્ત કરનાર છે, કફ તથા વાયુને મટાડનાર છે, શ્રેષ્ઠ છે, પિત્તનો પ્રકોપ કરનાર છે અને ગાંઠ, બરલ, આફરો તથા શૂલ એ રોગોને મટાડનાર છે.

### ષડૂષણ.

पञ्चकोलं समरिचं षडूषणमुदाहृतम् । पञ्चकोलगुणं तत्तु रूक्षमुष्णं विषापहम् ॥

સુંઠ, પીપળ, પીપળીમૂલ, ચવક, ચિત્રો અને મરી એ છ પદાર્થોને ભેળા કરવામાં આવે તો ષડૂષણ કેહેવાય છે. ષડૂષણ પંચકોલના જેવા ગુણોવાળું છે, રૂક્ષ છે, ગરમ છે અને ઝેરને હણનાર છે.

### *યવાન (અજમાની જાત).

यवानिकोग्रगन्धा च ब्रह्मदर्भाऽजमोदिका । सैवोक्ता दीप्यका दीप्या तथा स्याद्यवसाह्वया ॥ यवानी पाचनी रुच्या तीक्ष्णोष्णा कटुका लघुः । दीपनी च तथा तिक्ता पित्तला शुक्रशूलहृत् ॥ वातश्लेष्मोदरानाहगुल्मप्लीहक्रिमिप्रणुत् ॥

**નામ**—યવાનિકા, ઉગ્રગંધા, બ્રહ્મદર્ભા, અજમોદિકા, દીપ્યકા અને દીપ્યા એટલાં યવાનનાં સંસ્કૃત નામ છે. જેટલાં જવનાં નામ છે, તેટલાં યવાનનાં નામ પણ છે. **હિ.** અજ (મા) વાયન; **બં.** યમાની, ચૌંયન; **મ.** ઓંવા, **ક.** ઓડ્ડુ; **ગુ.** યવાન, જવાઈન, અજમો; **ઇં.** Bishops weed-seed. **લા.** Ptychotis ajawan

મી. લીન્સડેલ કહેછે કે અજમાનું તેલ કાઢવાવાસ્તે ૩ શેર ખાંડેલો અજમો ૧૫ શેર પાણી નાખીને મદ્યસંધાન કરી ૧૦ શેર પાણી કાઢી લેવું.

ઇંગ્રેજી ઓષધીમાં અજમો ગરમ, પેટની ચુંક મટાડનાર અને મુળ બેસાડનાર ગણાય છે. પેટની અંદર વાયુનો ગોળો, ચુક, બદહજમી, ઝાડો વિગેરે બીમારીઓમાં ત્યારે તે ઘણો કીમતી ઇલાજ થઈ પરેછે. કોલેરાના મરજમાં જો કે તે થોડી અસર કરેછે તોપણ તે વાપરવાથી ફાયદો થાયછે.

દેશી વૈદ્યો અજમાને એકલો અથવાતો સીંધવ, હીંગ અને હરડે સાથે આપવાથી પેટની ચુક મટાડનાર ગણેછે. વળી એમ મનાયછે કે તેનાથી શરીરમાંથી નીકળતો પ્રવાહ બંધ થાયછે અને તેથી ધોવાનું પાણી, અંજન વિગેરે બનાવવામાં વપરાય છે.

મુસલમાન ગ્રંથકારો કેહેછે કે જ્યારે જઠર ઠંડી પડી ગઈ હોય અને મૂત્ર ઘણું નીકળતું હોય ત્યારે તે બંધ કરવા અજમો આપવા ભલામણ કરેછે. અને અજમો વાટીને તેના પોટીસ બાંધવાથી દરદ મટી જાયછે.

* મીઠ શુડ કહેછે કેઃ—અજમામાં મરચાં અથવા રાઈની તીખાશ, કરીઆતુની કડવાશ, અને હિંગનું ચુક બંધ કરવુ અને વાયુ કાઢી નાંખવો એ ત્રણે ગુણો એકઠા રહેલા છે. અજમાનું તેલ સંધીવાના દરદમાં સાંધા ઉપર ચોપડવામાં વપરાય છે.

બં.બોરોજોન્યા; ફ્રા. નાનખ્વા, ઝીનીયા; તૈ. વામુ. અ. ખુરાની કતીયા, તાલીબ ઉલ ખુબ્ઝ, કામુન ઉળ મુલુકી;

ગુણ—યવાન પાચન છે, રૂચિ ઉપજાવનાર છે, તીખી છે, ગરમ છે, તીક્ષ્ણ છે, હલકી છે, અગ્નિને દીપ્ત કરનાર છે, કડવી છે, પિત્તને ઉત્પન્ન કરનાર છે અને વીર્ય, શૂલ, વાયુ, કફ, પેટનું ચડવું, ગોળો, બરલનું દરદ તથા કૃમિ એઓને મટાડનાર છે.

## *બોડી અજમોદ.

अजमोदा खराश्वा च मयूरो दीप्यकस्तथा । तथा ब्रह्मकुशा प्रोक्ता कारवी च समस्तका ॥ अजमोदा कटुस्तीक्ष्णा दीपनी कफवातनुत् । उष्णा विदाहिनी हृद्या वृष्या बलकरी लघुः । नेत्रामयकफच्छर्दिहिक्कावस्तिरुजो हरेत् ॥

નામ—અજમોદા, ખરાશ્વા, મયૂર, દીપ્યક, બ્રહ્મકુશા, કારવી અને સમસ્તકા એટલાં અજમોદનાં સંસ્કૃત નામ છે. હિં. બોરોજવાન, મ. અજમોદ; ગુ. બોડી અજમોદ; ફ્રા. કરપસ; અ. હબુલકર્તુંકરફસ; ક. અજમોદા; તૈ. આજામૌદા; ઈ. Celery seed; લા. Ahiumgraveolens બં. વનયમાની;

ગુણ—અજમોદ તીખી છે, તીક્ષ્ણ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, કફ તથા વાયુને મટાડનાર છે, ગરમ છે, બળતરા કરનાર છે, મનને ગમે એવી છે, વીર્યને વધારનાર છે, બળ આપનાર છે, હલકી છે અને નેત્રના રોગ, કફ, ઉલટી, હિક અને નાભિથી નીચેના ભાગનાં દરદ એઓને મટાડનાર છે.

## ખુરાસાની (છુવારી) અજમોદ.

पारसीकयवानी तु यवानीसदृशी गुणैः । विशेषात्पाचनी रुच्या ग्राहिणी मादिनी गुरुः ॥

નામ—ગુ. કરમાણી, છુવારી અજમોદ; હિં. છુહારીજવાન; મ. કરમાણીઓવા, સુરબંદીચેફુલ; ફ્રા. તુખ્મફીસ; લા. Artemisia maritima.

ગુણ—ખુરાસાનીયવાનના ગુણો યવાનના જેવાજ છે. ખુરાસાની યવાન વિશેષે કરી પાચન છે, રૂચિ ઉપજાવનાર છે,

* ડૉ૦ બીડી તે વિષે ટીકા કરતાં લખે છે કે:—અજમો અદહજમી અને ઝાડાની બીમારીમાં ઘણો ઉપયોગી છે અને ખરાબ સ્વાદવાળી દવાઓ અજમાના પાણીસાથે આપવાથી ઉલટી આવવાજેવું થતું નથી, તેમજ તે દવાઓ પેટમાં આંકડી લાવવાજેવી હોય તોપણ તે અટકે છે. તેનાથી લાળ વધારે જથામાં નીકળે છે. તેમજ પેટની અંદર પાચન કરનારો પ્રવાહી પણ વધારે જથામાં નીકળે છે અને પેટમાંની ચુંક મટી જઈ પાચનશક્તિ વધેછે. ગળાની અંદરના સોજા માટે પણ અજમો બીજા આકી પદાર્થો સાથે મેળવીને અપાય છે.

ચરક સંહિતામાં અજમાને શુળપ્રશમન (શુળ બેસાડનાર) અને દીપનીય (ભુખ પ્રદીપ્ત કરનાર) વર્ણવેલ છે. યમાની શબ્દ નીચે અજમાનું વર્ણન કરતાં તેને કટ્વાતઘ્ન અને ક્ષુધાપ્રદીપક (ભુખ ઉઘાડનાર) વર્ણવેલ છે.

સુશ્રુત સંહિતામાં તેને વાતકફ નાશક, અરૂચી નાશક, દીપન. શુલ્મશુલઘ્ન અને આમ પાચન વર્ણવેલ છે.

દસ્તને રોકનાર છે, મદ ઉપજાવનાર છે અને ભારે છે.

## ધોળું જીરૂં, કાળી જીરી અને કલૌંજી જીરૂં.

जीरको जरणोजाजी कणा स्याद्दीर्घजीरकः । कृष्णजीरः सुगन्धश्च तथैवोद्गारशोधनः ॥ कालाजाजी तु सुषवी कालिका चोपकालिका । पृथ्वीका कारवी पृथ्वी पृथुकृष्णोपकुञ्चिका ॥ उपकुञ्ची च कुञ्ची च बृहज्जीरक इत्यपि । जीरकत्रितयं रूक्षं कटूष्णं दीपनं लघु ॥ संग्राहि पित्तलं मेध्यं गर्भाशयविशुद्धिकृत् । ज्वरघ्नं पाचनं वृष्यं बल्यं रुच्यं कफापहम् । चक्षुष्यं पवनाध्मानगुल्मच्छर्द्यतिसारहृत् ॥

નામ—જીરક, જરણ, અજાજી, કણા, દીર્ઘજીરક, કૃષ્ણજીર, સુગંધ અને ઉદ્ગારશોધન, એટલાં ધોળાં જીરાનાં સંસ્કૃત નામ છે. કાલા, અજાજી, સુષવી, કાલિકા, ઉપકાલિકા, પૃથ્વીકા, કારવી પૃથ્વી, પૃથુકૃષ્ણા, ઉપકુંચિકા, ઉપકુંચી કુંચી અને બૃહજ્જીરક એટલાં કાલી જીરીનાં સંસ્કૃત નામ છે. (કલૌંજી જીરાનાં નામોનો પણ એઓમાંજ સમાવેશ થાય છે.) હિં. જીરા સફેદ, કાળે જીરે, કલૌંજી; મ. જીરે, પાંઢરે જીરે; સપેદ જીરૅઁ; ક. બિલીયજીરગે, કરિજીરગે, મેંકરીદોડ્ડુજીરગે; બં. શુકલજીરા, કૃષ્ણજીરા, કલૌંજી; ફા. કમુની, શોનીજ, હબ્બઅસવદ, ઇં. Cummiuou seed.

ગુણ—ત્રણે જીરાં રૂક્ષ છે, તીખાં છે, ગરમ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, હલકાં છે, દસ્તને રોકનાર છે, પિત્તને કરનાર છે, પવિત્ર છે, ગર્ભાશયને સાફ કરનાર છે, જ્વરને મટાડનાર છે, પાચન છે, વીર્યને વધારનાર છે, બળ આપનાર છે, રૂચિ ઉપજાવનાર છે, કફને મટાડનાર છે, નેત્રને હિતકારી છે અને વા

મુસલમાન ગ્રંથકારો—સફેદ જીરાને ખુશબોદાર, પેટની ચુંક મટાડનાર અને ગ્રાહી ગણેછે. તેમાંથી તેઓ આંખ ધોવાનું પાણી બનાવે છે જે તેઓના મતપ્રમાણે આંખનું તેજ વધારે છે. વળી છાતીનાં દરદમાં પણ તેને વાપરે છે અને તેનાથી પીશાબ વધારે આવેછે અને પેટના જીવડા નીકળી જાયછે એમ મનાય છે. ગર્ભસ્થાનમાં સોજો આવી ઘણું દરદ થતું હોય ત્યારે આ જીરાના પાણીમાં સ્ત્રીને બેસાડવા ભલામણ કરેલ છે. તેમજ તેને વાટીને પોટીસ બનાવીને બાંધવાથી બહાર નીકળતા અને ઘણું દરદ કરતા હરસ મટીજવા વર્ણવેલ છે.

પંજાબ તરફ તેનાથી પીશાબ વધારે આવેછે તથા સ્તનમાં દુધ વધારે ઉત્પન્ન થાયછે એમ મનાય છે.

ઇંગ્રેજી ઔષધીમાં તેને પાચક અને પેટની ચુંક મટાડનાર વર્ણવેલ છે અને તેને પેટમાં વાયુનો ગોળો, પેટ ચઢી આવીને આવતી ચુક, બદહજમી અને આંતરડાંમાં શૂળ આવતી હોય ત્યારે ઉપયોગી ગણેલ છે.

ચરક સંહિતામાં જીરાને શૂળપ્રશમન (શૂળ મટાડનાર) ગણેલ છે.

સુશ્રુત સંહિતામાં તેને વાત કફ નાશક, અરૂચી નાશક, દીપન, શુક્ષ્મ શૂલ આમઘ્ન (સોજા શૂલ અને આમ પડતી બંધકરનાર) વર્ણવેલ છે.

પેટનો આફરો, ગોટો, ઉલટી અને હગણને મટાડનાર છે.

## * ધાણા.

धान्यकं धानकं धान्यं धाना धनिकं तथा । कुनटी धेनुका छत्रा कुस्तुम्बुरु वितुन्नकम् ॥ धान्यकं तुवरं स्निग्धमवृष्यं मूत्रलं लघु । तिक्तं कटूष्णवीर्यं च दीपनं पाचनं स्मृतम् ॥ ज्वरघ्नं रोचकं ग्राहि स्वादुपाकि त्रिदोषनुत् । तृष्णादाहवमिश्वासकासकार्श्यक्रिमिप्रणुत् । आर्द्रं तु तरुणं स्वादु विशेषात्पित्तनाशि तत् ॥

નામ–ધાન્યક, ધાનક, ધાન્ય, ધાના, ધાનેયક, કુનટી, ધેનુકા, છત્રા, કુસ્તુંબરૂ અને વિતુન્નક, એટલાં ધાણાનાં સંસ્કૃત નામ છે. હિં. ધનિયા; મ. ધણે; ફા. તુખ્મેકસ્નીઝ; અ. કજબુરા; ક. કોથું-બરી; તૈ. કાથમિલું; ઇં. Coriander seed. લા. Coriandrum Sativum.

ગુણ–ધાણા તુરા છે, સ્નિગ્ધ છે, વીર્યનેવાસ્તે સારા નથી, મૂત્ર ઉપજાવનાર છે, હલકા છે, કડવા છે, તીખા છે, ઉષ્ણવીર્યવાળા છે, અગ્નિને દીપ્ત કરનાર છે, પાચન છે, જ્વરને મટાડનાર છે, રૂચિ ઉપજાવનાર છે, દસ્તને રોકનાર છે, મધુર પાકવાળા છે, ત્રણે દોષને મટાડનાર છે અને તરસ, દાહ, વમન, શ્વાસ, ઉધરસ, દુબળાપણું તથા કૃમિ એઓને પણ મટાડનાર છે. લીલા ધાણાના ગુણ સુકા ધાણાના જેવાજ છે પણ તે લીલા ધાણા વિશેષે કરી મીઠા છે અને પિત્તનો નાશ કરનારા છે.

## * વરીયાળી અને સુવા.

शतपुष्पा शताह्वा च मधुरा कारवी मिसिः । अतिलम्बी सितच्छत्रा संहिता छत्रिकापि च ॥ छत्रा शालेयशालीनौ मिश्रेया मधुरा मिसिः । शतपुष्पा लघुस्तीक्ष्णा पित्तकृद्दीपनी कटुः । उष्णा ज्वरानिलश्लेष्मव्रणशूलाक्षिरोगहृत् । मिश्रेया तद्गुणा प्रोक्ता विशेषाद्योनिशूल-

* મુસલમાની ગ્રંથકર્તાઓ ધાણાને ઓષધી તરીકે પેટની ચુંક મટાડનાર, પીશાબ વધારે લાવનાર, પાચન કરનાર, અને શેહેવત વધારનાર ગણેછે. અને બદહજમીમાં ઘણી વખતે આપવા ભલામણ કરે છે. વળી તેને દરદ મટાડી ઉંઘ લાવનાર, છાતીમાંથી બલગમ કાઢી નાંખનાર અને પેટની ચુંક મટાડનાર ગણેછે. તેઓ ધાણાનું પાણી બનાવેછે જેનાથી આંખો ધોવાથી શીતળા નીકળેલ હોય ત્યારે આંખને ઇજા પહોંચતી અટકે છે એમ માને છે અને ઘણી મુદતથી આંખો દુખવા આવી હોય તેને આરામ થાયછે. વળી એમ પણ મનાય છે કે ધાણાથી કેફી પદાર્થોનો કેફ ઓછો થાયછે. જવના લોટની સાથે ધાણા વાટીને તેની પોટીસ બનાવી બાંધવાથી લાંબા વખતના સોજા ઉતરી જવા કહે છે.

ચરક સંહિતામાં ધાણાને તૃષ્ણાનિગ્રહણ (તરસ છીપાવનાર) તથા શીત પ્રશમન (ટાઢ બધ કરનાર) વર્ણવેલ છે.

સુશ્રુત સંહિતામાં તેને સર્વ જ્વર નાશક, દીપક, દાહનાશક, અરૂચીનાશક અને ઉલટી બધકરનાર વર્ણવેલ છે.

* ચરક સંહિતામાં વરીઆળીને પ્રજાસ્થાપન અને શૂલપ્રશમન વર્ણવેલી છે.

સુશ્રુત સંહિતામાં વરીઆળીને કફ સંશમન (કફ બેગાડનાર) ગણેલ છે.

नुत् ॥ अग्निमान्द्यहरी हृद्या बद्धविट्कृमिशुक्रहृत् । रूक्षोष्णा पाचनी कासवमिश्लेष्मानिलान् हरेत् ॥

**નામ**—શતપુષ્પા, શતાહ્વા, મધુરા, કારવી, મીસી, અતિલંબી, સિતછત્રા, સંહિતા, છત્રિકા, છત્રા, શાલેય, અને શાલિન એટલાં સુવાનાં સંસ્કૃત નામ છે. મિશ્રયા, મધુરા અને મિસિ એટલાં વરીયાળીનાં સંસ્કૃત નામ છે. હિં. સોઆ, ખનસોફ; બં. મૌરી, મ. બડીસોપ; ક. કાસબ્બસિગે; ગુ. સુવા; ફા. વજુલતવા; તુખ્મશિસ;. ઇં—Dillseed લા. Anethum graveonels.

**ગુણ**—સુવા હલકા છે, તીક્ષ્ણ છે, પિત્ત કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તીખા છે, ગરમ છે, અને જ્વર, વાયુ, કફ, વ્રણ, શૂળ તથા નેત્રના રોગ, એઓને મટાડનાર છે. વરીયાળીમાં પણ એજ ગુણો છે પણ વરીયાળી વિશેષે કરી યોનિના શૂળને, અગ્નિના મંદપણાને, કૃમિને તથા વીર્યને હરનાર છે, મનને ગમે એવી છે, વિષ્ઠાને બાંધનાર છે, રૂક્ષ છે, ગરમ છે, પાચન છે અને ઉધરસ, ઉલટી, કફ તથા પવનને મટાડનાર છે.

મુસલમાની ગ્રંથકારો વરીઆળીના પાનને ગરમ ગણેછે અને તેનું તેલ ગરમ રીતે પરૂ થતો હોય તેવા સોજા ઉપર ચોપડવા ભલામણ કરેછે. પ્રસવ થએલી સ્રીઓને તેનો ઉકાળો લોહી સાફ થવામાટે તેમજ ગર્ભસ્થાનની શુદ્ધિ થવામાટે આપેછે. તેને પાચક અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર ગણેછે.

મુસલમાની વૈદક ગ્રંથોમાં સુવાને પાણીમાં ભીંજવી તે પાણી સુવાવડી સ્રીઓને પાવા ભલામણ કરેલ છે અને તેમને પેટની ચુંક મટાડનાર, પીશાબ વધારે લાવનાર અને પીત્ત કાઢી નાંખી સોજા ઉતારનાર ગણેછે.

ચરક સંહિતામાં સુવાને લોહીમાંથી પીત્ત કાઢી નાખનાર અને સ્તનમાનું લોહી શુદ્ધ કરનાર વર્ણવેલ છે.

## * મેથી તથા ગદહલ.

मेथिका मिथिनी मेथी दीपनी बहुपत्रिका । बोधिनी बहुबीजा च ज्योतिर्गन्धफला तथा ॥ वल्लरीचन्द्रका मन्था मिश्रपुष्पा च कैरवी । कुञ्चिका बहुपर्णी च पित्तजिद्वायुगुत् द्विधा ॥ मेथिका वातशमनी श्लेष्मघ्नी ज्वरनाशिनी । ततः

* સંસ્કૃત વૈદક ગ્રંથોમાં—મેથીમાં ચુંક મટાડવાના, પાચનશકિત તેમજ શેહેવત વધારવાના ગુણ રહેલા છે એમ ગણાવ્યું છે. બહદજમી, ખાવાની અરૂચી, સ્રીઓને થતો ઝાડો અને સંધીવાનાં દરદોમાં ખાવામાટે મેથીમોદક, સ્વલ્પ મેથીમોદક વિગેરે નામથી તેના લાડુ બનાવવાની રીતો વર્ણવેલી છે. અને તેમાં બધામાં બીજા ખુશબોદાર પદાર્થોનો એક એક ભાગ અને બધાના સરવાળા જેટલી મેથી લેવા કહ્યું છે.

મુસલમાની ગ્રંથકર્તા—મેથીના બીજને ગરમ, ગુમડાં પકવનાર, ખુરક, ઝાડો ખુલાસે લાવનાર, પીત્ત કાઢી નાખનાર, અને લ્રુની ઉધરસ અને બરલ અને કાળજું મોટું થઈ ગયું હોય તેવાં દરદોમાં ઘણી ઉપયોગી ગણે છે; અને અંદરના તેમજ બહારના સોજામાટે અને દાઝેલી ચામડી ઉપર તેમજ વાલ ખરી પડતા અટકાવવામાટે મેથીનાં પાંદડાંની પોટીસ ઘણી ઉપયોગી ગણે છે.

स्वल्पगुणा वन्या वाजिनां सा तु पूजिता ॥

નામ–મેથિકા, મિથિની, મેથી, દીપની, બહુપત્રિકા, બોધિની, બહુબીજા, જ્યોતિ, ગંધફલા, વલ્લરી, ચંદ્રકા, મંથા, મિશ્રપુષ્પા, કૈરવી, કુંચિકા, અને બહુપર્ણી એટલાં મેથી તથા ગદભનાં સંસ્કૃત નામ છે. ફા. તુખ્મેશમપીત; અ. વજરૂલહુલ્બા; ક. મેથયક; તૈ. મેતુલુ; ઇં.–Fenugreek લા. Frigonella facnum arthev.

ગુણ–મેથી[1] વાયુને શમાવનાર છે, કફને મટાડનાર અને જ્વરનો નાશ કરનાર છે. ગદભમાં એથી ઓછા ગુણ છે અને તે ગદભ ઘોડાઓનેવાસ્તે બહુ સારી છે.

### *અશેળીયો.

चन्द्रिका चर्महन्त्री च पशुमेहनकारिका। नन्दिनी कारवी भद्रा वासपुष्पा सुवासरा ॥ चन्द्रशूरं हितं हिक्कावात श्लेष्मातिसारिणाम् । असृग्वातगदद्वेषि बलपुष्टिविवर्द्धनम् ॥

નામ–ચંદ્રિકા, ચર્મહંત્રી, પશુમેહનકારિકા, નંદિની, કારવી, ભદ્રા, વાસપુષ્પા, અને સુવાસરા એટલાં અશેળીઆનાં સંસ્કૃત નામ છે. હિં. આશાલ બીજ; મ. અહાલીમ; ફા. હાલમ તુખ્મ; અ. હબરરશાદ, બજરૂલ જીરજીર; ઇં. Common cress; લા. Lepidium sativum;

ગુણ–હીંક, વાયુ, કફ, ઝગણ, રૂધિર તથા વાયુના રોગ એઓને મટાડનાર છે, બળને વધારનાર છે, અને પુષ્ટિને પણ વધારનાર છે.

### ચાર દાણા.

मेथिका चंद्रशूरश्च कालाजाजी यवानिका । एतचतुष्टयं युक्तं चतुर्बीजमिति स्मृतम् ॥ तच्चूर्णं भक्षितं नित्यं नि-

[1] પ્રાચીન ગ્રીક વૈદ્ય ડાયોસ કોરાઇડીસે સોજાનાં દરદમાટે મેથીના લોટની પોટીસ બાંધવા ભલામણ કરી હતી.

દક્ષિણના વૈદ્યો–બીજને પ્રથમ શેકીને પછી પાણીમાં ભીંજાવીને મરડાના દરદમાં આપેછે.

સુશ્રુત સંહિતામાં મેથીને પિત્તશોણીતાનેલનાશક (પિત્ત કાઢી નાંખી લોહી સુધારનાર,) બૃહણ (પૌષ્ટીક) સ્તન્ય (સ્તનમાં લોહી શુદ્ધ કરી દુધ ઉત્પન્ન કરનાર) જણેલ છે.

યુનાની હકીમો–મેથી ગુમલ અને આંતરદોષ દુર (પીશાબના અટકાવનાં સ્થાન શુદ્ધ કરનાર) છે એમ માનેછે અને ગંધીવામાં અને સુવાવડમાં સ્ત્રીઓની ભુખ મંદ થઈ ગઈ હોય ત્યારે મેથીના લાડુ ખાવા ભલામણ કરેછે.

* ભખજન ઉલ અદવીયાનો કર્તા–કહેછે કે અશેળીયાનાં બીજ ઘણાં ગરમ અને તે ખાવાથી પેશાબ વધારે આવેછે, અને પુરૂષાર્થ વધેછે. વળી પેટમાં બરલની ગાંઠ મોટી થઈ હોય ત્યારે તેને શમાવી દેવાને તેમજ શરદીથી થએલાં બીજાં દરદ મટાડવાને આ બીજ આપવાની ભલામણ કરેછે.

સંસ્કૃત વૈદ્યક ગ્રંથોમાં અશેળીયાને શક્તિ આપનાર અને પાચનશક્તિ સુધારનાર જણેછે.

हन्ति पवनामयम् । अजीर्णे शूलमाध्मानं पार्श्वशूलं कटिव्यथाम् ॥

લક્ષણ-મેથી, અશેળીઓ, કાળીજીરી, અને યવાન એ ચાર મળીને ચતુર્બિજ અથવા ચાર દાણા કહેવાય છે.

ગુણ-ચારદાણાનું ચૂર્ણ નિત્ય ખાવામાં આવે તો તેથી પવનનાં દરદ, અજીર્ણ, શૂલ, આફરો, પડખાનાં શૂલ, અને કેડની પીડા મટેછે.

### *હિંગ.

सहस्रवेधि जतुकं वाह्लीकं हिंगु रामठम् । हिंगूष्णं पाचनं रुच्यं तीक्ष्णं वातबलासहृत् । शूलगुल्मोदरानाहकृमिघ्नं पित्तवर्धनम् ॥

નામ-સહસ્રવેધિ, જતુક, બાલ્હીક, હિંગુ અને રામઠ એટલાં હીંગનાં સંસ્કૃત નામ છે. હિં. હીંગ; મ. હિંગ. ફા. અંગુઝ; અ. હિલતીત; ક. લેસુ. તે. ઈંગુ; ઇં. Assafoetida; લા. Ferula narthex.

* સંસ્કૃત વૈદક ગ્રંથોમાં હિંગને વાપરવા પહેલાં તળવાનેમાટે ફરમાવે છે. અને આપણા દેશ જેવા વનસ્પતિ આહારી લોકોમાં હિંગ પેટની ચુંક મટાડવાને મસાલામાં વાપરવા ભલામણ કરેછે. અને જ્ઞાનતંતુનાં દરદોમાં શૂળ કમી કરવાને માટે વાપરવા જણાવ્યું છે. અને એમ પણ માનાયલું છે કે હીંગનું હંમેશ સેવન રાખવાથી ભેજવાળી જગ્યાઓમાં ઉત્પન્ન થતો તાવ આવતો અટકે છે.

મુસલમાન ગ્રંથકારો-હિંગને સદૈવત વધારનારા પદાર્થોમાંની એક ગણેછે. તે લોકો હીંગને ઘણાં દરદોમાં બહાર ચોપડવાને તેમજ ખાવાને ભલામણ કરેછે.

જુના ગ્રીક અને લાટીન લખનારાઓ તેમજ આરબી અને ફારસી ગ્રંથકર્તાઓ હિંગ બે જાતની વર્ણવેછે જેમની એક તૈબ (સારી) અને મીઠી અને બીજી મુનતીન (ખરાબ વાસવાળી) એ નામથી ઓળખેછે. તે બંને જુદા જુદા ઝાડની પેદાશ છે એમ લખેછે. આ બેમાંના એક ઝાડને સફેદ અંજુદન (જે પહેલી જાતની હિંગ પેદા કરેછે) નામથી ઓળખેછે અને બીજી શીઆ અંજુદન (જે બીજી જાતની હિંગ ઉત્પન્ન કરેછે) નામથી ઓળખે છે.

થીઓ ફ્રેસટીસ પોતાના વનસ્પતિના ઇતિહાસના છઠ્ઠા પુસ્તકમાં થડ અને મૂળિયાં એ બેમાંથી ઉત્પન્ન થતી બે જાતની હિંગ વિષે લખેછે, જે તેના વર્ણન ઉપરથી યુરોપમાં હાલ મળતી બે જાતની હિંગને મળતી આવેછે.

પીગીઅર કહેછે કે, ૯૨ સો ભાગ હિંગમાં સાડીસાડત્રીશ ભાગ તેલ, પોણી ચાળીશ ભાગ ગુંદર અને બાકીનાં થડ અને મૂળિયાં હોયછે.

અંગ્રેજી વૈદક પુસ્તકમાં હિંગને શૂળ મટાડનાર, જાગૃત કરનાર અને પેટમાંથી જીવડા કાઢી નાંખનાર ગણેલ છે. સ્ત્રીઓને થતા હીસ્ટીરીઆના દરદમાં તેમજ દમ, મોટી ઉધરસ અને પેટમાં વાયુને લીધે ચુંક આવતી હોય ત્યારે વાપરવા ભલામણ કરેછે. નાનાં બચ્ચાંને ફેફસાનો સોજો ઘણો વધી ગયો હોય અને પેટમાં જીવડા હોવાને લીધે જ્યારે જ્ઞાનતંતુઓ ઉપર અસર થાય ત્યારે તે જીવડા કાઢી નાંખવાને તે ઉપયોગી જણાવી છે.

ચરક સંહિતામાં હિંગને શ્વાસહર, દિપનીય, ચેતના સ્થાપન, અને વાતકફ પ્રસમન વર્ણવેલ છે.

સુશ્રુત સંહિતામાં હિંગને કફહર, દીપક, અને ગુલ્માદિ રોગહર વર્ણવેલ છે.

ગુણ—હિંગ ગરમ છે, પાચન છે. રૂચિ ઉપજાવનાર છે, તીક્ષ્ણ છે અને વાયુ, કફ, શૂલ, ગોટા, પેટનો આફરો તથા કૃમિ એઓને મટાડનાર છે અને પિત્તને વધારનાર છે.

### ઘોડાવજ.

वचोग्रगन्धा षड्ग्रंथा गोलोमी शतपर्विका । क्षुद्रपत्री च मङ्गल्या जटिलोग्रा च लोमशा ॥ वचोग्रगन्धा कटुका तिक्तोष्णा वांतिवह्निकृत् ॥ विबन्धाध्मानशूलघ्नी शकृन्मूत्रविशोधिनी । अपस्मारकफोन्मादभूतजन्त्वनिलान् हरेत् ॥

નામ—વચા, ઉગ્રગંધા, ષડ્ગ્રંથા, ગોલોમી, શતપર્વિકા, ક્ષુદ્રપત્રી, મંગલ્યા, જટીલા, ઉગ્રા અને લોમશા એટલાં વજનાં સંસ્કૃત નામ છે. હિં. બજ; મ. વેખંડ; ફા. સોસન જર્દ; યુ. અકુરન; અ. ઉદલ્લવુજ; ક. વિલીય બજે; તૈ. વાસા; ઈ. Sweet flagroot લા. Achorus calamus.

ગુણ—ઉગ્ર ગંધવાળી વજ તીખી છે, કડવી છે, વિષ્ઠા તથા મૂત્રને સાફ કરનાર છે, વમન તથા અગ્નીને કરનાર છે, અને ઝાડાની કબજીયત, આફરો, શૂલ, વાઈ, કફ, ઉન્માદ, ભૂત, જીવડા અને પવનને મટાડનાર છે.

### ખુરસાણી વજ.

पारसीकवचा शुक्ला प्रोक्ता हैमवतीति सा । हैमवत्युदिता तद्वद्वातं हन्ति विशेषतः ॥

પારસીકવચા, શુક્લા અને હૈમવતી એટલાં ખુરસાણી વજનાં નામ છે. ખુરસાણી વજના ગુણ વજ જેવાજ છે પણ તે વિશેષે કરી વાયુને મટાડે છે.

### કુલિંજન (પાનની જડ.)

यस्या लोके कुलिञ्जन इति नामान्तरम् ।

सुगन्धाप्युग्रगन्धा च विशेषात्कफकासनुत् । सुस्वरत्वकरी रुच्या हृत्कण्ठमुखशोधिनी ॥

अपरा सुगन्धा स्थूलग्रन्थिः यस्या लोके महाभरी इति नाम ।

स्थूलग्रंथिः सुगन्धा स्यात्ततो हीनगुणा स्मृता ॥

નામ—સુગંધા અને ઉગ્રગંધા એ બે પાનની જડનાં સંસ્કૃત નામ છે. સં. કુલિંજનં, ગંધમૂલં, મહાકુલંજનં; ગુ. કુલિંજન મ. કોલિંજન; હિં. મહાભરિવચા; ફા. ખીરદાર; અ.ઇર્કખોલિંજાન; ઈ. Greater galangal લા. Alhinia officinarum.

ગુણ—પાનની જડ વિશેષે કરી કફ તથા ઉધરસને મટાડે છે, સ્વરને સારો કરે છે અને હૃદય, કંઠ તથા મુખને સાફ કરે છે. જાડી ગાંઠવાળી પાનની જડમાં એથી ઓછા ગુણ છે.

### ચોપચીની.

द्वीपान्तरवचा किंचित्तिक्तोष्णा वह्निदीप्तिकृत् । विबंधाध्मानशूलघ्नी शकृन्मूत्रविशोधिनी ॥ वातव्याधीनपस्मारमुन्मादं तनुवेदनाम् । व्यपोहति विशेषेण फिरङ्गामयनाशिनी ॥

નામ-દ્વીપાંતરવચા એ ચોપચીનીનું સંસ્કૃત નામ છે. હિં. ચોબચીનાં; મ. ચોપચીની; ફા. રવન; અ. રાયન; તૈ. ફીરંગીચક્કા; ઇં. Chinaroot લા. Smilax china;

ગુણ-ચોપચીની કાંઈક કડવી છે, ગરમ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, વિષ્ટા તથા મૂત્રને સાફ કરનાર છે અને બંધકોષ, આફરો, શૂળ, વાયુના રોગ, વાઇ, ઉન્માદ અને શરીરની વેદનાને મટાડનાર છે. વિશેષે કરી જેમાં હાથ પગ ઝલાઇ જાય છે એવા વિસ્ફોટકને મટાડે છે.

## પલાશી.

तन्मध्ये प्रथमं फलं मत्स्यसदृशं विसगन्धं द्वितीयमश्वत्थफलसदृशं मत्स्यगन्धं तयोर्नामानि गुणाश्च ।

हपुषा पुष्पवस्ता च पराश्वत्थफला मता । मत्स्यगंधा प्लीहहन्त्री विषघ्नी ध्वांक्षनाशिनी ॥ हपुषा दीपनी तिक्ता मृदूष्णा तुवरा गुरुः। पित्तोदरसमीरार्शोग्रहणीगुल्मशूलहृत् । पराप्येतद्गुणा प्रोक्ता रूपभेदो द्वयोरपि ॥

લક્ષણ-પલાશી બે પ્રકારની છે. એકનું ફલ માછલા જેવું અને દુર્ગંધ થાય છે. બીજાનું ફલ પીપળાની ટેટી જેવું અને માછલાના જેવા ગંધવાળું થાય છે.

નામ-હવુષા અને પુષ્પવસ્તા એ પહેલા પ્રકારની પલાશીનાં નામ છે. અશ્વત્થફલા અને મત્સ્યગંધા એ બીજા પ્રકારની પલાશીનાં નામ છે. બીજા પ્રકારની પલાશી કે જે ધ્વાંક્ષનાશિની પણ કહેવાય છે તે બરલના દરદને મટાડે છે, ઝેરને હણે છે.

ગુણ-પહેલા પ્રકારની પલાશી અગ્નિને દીપ્ત કરનાર છે, કડવી છે, કુણી છે, ગરમ છે, તુરી છે, ભારે છે અને પિત્ત, પેટના રોગ, વાયુ, અરસ, સંગ્રહણી, ગોટા તથા શૂલ એઓને મટાડનાર છે. બીજીમાં પણ એજ ગુણો છે પરંતુ બન્નેના રૂપમાં ભેદ છે.

## *વાવડીંગ.

पुंसि क्लीवे विडङ्गः स्यात्कृमिघ्नो जंतुनाशनः । तण्डुलश्च तथा वेल्लममोघा चित्रतण्डुला ॥ विडङ्गं कटु तीक्ष्णोष्णं रूक्षं वह्निकरं लघु । शूलाध्मानोदरश्लेष्मकृमिवातविबंधनुत् ॥

નામ-વિડંગ, કૃમિઘ્ન, જંતુનાશન, તંડુલ, વેલ્લ, અમોધા અને ચિત્રતંડુલા

* મીર મહમદ હુસેન લખેછે કે, વાવડીંગ ખાવાથી પેશાબનો રંગ લાલ થઇ જાયછે તેથી તાજા દૂધ સાથે આપવાં.

ડૉ. રોક્સબરો તેનું વર્ણન કરતી વખતે લખેછે કે ઘણી વખતે વાવડીંગ કાળા મરીમાં ભેગ કરવાને વપરાયછે અને વાવડીંગના ભુકાની માત્રા નાનાં બચ્ચાંમાટે એક નાનો ચમચો ભરીને દિવસમાં બે વખત અને મોટો ચમચો ભરીને મોટા માણસમાટે છે. તેનો સ્વાદ સારો, જરા તુરો અને થોડા ખુશબોદાર હોયછે. નાનાં બચ્ચાંને ધાવાના દુધમાં વાવડીંગના થોડા દાણા નાંખવાથી તેમના પેટમાં વાયુનો ઉછાળો થતો નથી.

એટલાં વાવડીંગનાં સંસ્કૃત નામ છે, તેમાં વિડંગ શબ્દ પુંલ્લિંગમાં વપરાય છે અને નપુંસકલિંગમાં પણ વપરાય છે. હિં. બાયબિરંગ, ફા. બરંગ કાબલી; મ. વાવડીંગ, કારકુની; અ. બરંજકાબલી, ક. વાયુવીડંગ; તૈ. વાયુવિડંગમુ; ઇં. Babreng લા. Embeliaribes.

સુશ્રુત સંહિતામાં વાવડીંગને શરીરમાં શક્તિ આપવામાટે તેમજ વૃદ્ધ અવસ્થાની અસર જણાઈ ન આવે તેમ કરવામાટે જેઠીમધની સાથે આપવા ભલામણ કરેલી છે.

ચરક સંહિતામાં વાવડીંગને કૃમીનાશક, કષ્ટનાશક, અને શિરોવિરેચન (નાકમાંથી પાણીનો પ્રવાહ કાઢનાર) ગુલ્મ-શૂળનાશક, કાસ-શ્વાસહર તરીકે વર્ણવે છે.

અર્વાચીન લખનારાઓ વાવડીંગને પેટની ચુંક મટાડનાર, પાચનશક્તિ વધારનાર, પેટના જીવડા કાઢી નાંખનાર, બદહજમી દુર કરનાર અને ત્વચારોગ મટાડનાર વર્ણવે છે.

જુનાની હકીમો વાવડીંગને જુલાબ વાટે પેટમાંનો બીગાડ કાઢી નાંખનાર ગણેછે. તેમજ પેટના ચપટા કીડા કાઢી નાંખવાને સુકાં ફળ વાટીને નવ વરસની અંદરની વયનાં બચ્ચાંને એક ચમચો ભરીને અને પુખ્ત ઉપરનાં માણસને બે ચમચા માખણ અને સાકર સાથે મેળવીને આપવાની ભલામણ કરેછે.

ડૉ. રોયલ કહેછે કે, તેનાથી જુલાબ પણ લાગેછે અને પાણીમાં ભીંજાવીને તે આપવાથી પણ પેટના જીવડા નીકળી જાયછે. વળી મુસ્ત્રાવ અથવા હરસના મરજમાં પણ તે ખવરાવવાની ભલામણ કરેછે.

ડૉ. ડેકન રોસ કહેછે કે, આ બીજની જરા તીખાસનું કારણ તેમનામાં રહેલ ખારી જાતના રાળ જેવા પદાર્થ છે.

ગુણ—વાવડીંગ તીખાં છે, તીક્ષ્ણ છે, ગરમ છે, રૂક્ષ છે, અગ્નિ કરનાર છે, હલકાં છે અને શૂલ, આફરો, પેટના રોગ, કફ, કૃમિ, વાયુ તથા દસ્તની કબજીયત એઓને મટાડનાર છે.

## તુંબરૂ ફલ.

तुंबुरुः सौरभः सौरो वनजः सानुजोऽन्धकः । तुंबुरु मथितं तिक्तं कटुपाकेऽपि तत्कटु ॥ रूक्षोष्णं दीपनं तीक्ष्णं रुच्यं लघु विदाहि च । वातश्लेष्माक्षिकर्णोष्ठशिरोरुग्गुरुताकृमीन् । कुष्ठशूलारुचिश्वासप्लीहकृच्छ्राणि नाशयेत् ॥

નામ—તુંબરૂ, સૌરભ, સૌર, વનજ, સાનુજ અને અંધક એટલાં તુંબરૂનાં સંસ્કૃત નામ છે.

ગુણ—તુંબરૂ કડવું છે, તીખું છે, પાકમાં પણ તીખું છે, લુખું છે, ગરમ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તીક્ષ્ણ છે, રૂચિ ઉપજાવનાર છે, હલકું છે, બળતરા કરનાર છે અને વાયુ, કફ, નેત્રના રોગ, કાનના રોગ, હોઠના રોગ, માથાના રોગ, ભારેપણું, કૃમિ, કોઢ, શૂલ, અરૂચિ, શ્વાસ અને બરલનું દરદ એઓનો નાશ કરેછે.

## વંશલોચન.

स्याद्वंशरोचना वांशी तुंगा क्षीरी तुगा शुभा । त्वक्क्षीरी वंशजा शुभ्रा वंशक्षीरी च वैष्णवी ॥ वंशजा बृंहणी वृष्या बल्या स्वाद्वी च शीतला । तृष्णाकासज्वरश्वासक्षयपित्तास्रकामलाः । हरेत्कुष्ठं व्रणं पाण्डुं कषायो वातकृच्छ्रजित् ॥

નામ-વંશરોચના, વાંશી, તુંગા, ક્ષીરી, તુગા, શુભ્રા, ત્વક્ક્ષીરી, વંશજા, શુભ્રા, વંશક્ષીરી અને વૈણવી એટલાં વંશલોચનનાં સંસ્કૃત નામ છે. હિં. બંશલોચન; મ. વંશલોચન; ફા. તબાશીર; અ. તબાશીર; ક. વંશરોચના; તૈ. વંશલોચના; ઇં. Thesilicous concretion; લા. Bambusa arundinacea.

ગુણ-વંશલોચન શરીરના ધાતુઓને વધારનાર છે, મૈથુનની શક્તિ આપનાર છે, બળ આપે છે, મધુર છે, થંડું છે અને તરસ, ઉધરસ, જ્વર, શ્વાસ, ક્ષય, પિત્ત, રૂધિરનાં દરદ, કમળો, કોઢ, વ્રણ, પાંડુરોગ, તથા વાયુના રોગ એઓને મટાડે છે અને કષાય રસવાળું છે.

### *સમુદ્રફીણ.

समुद्रफेनः फेनश्च डिण्डीरोऽब्धिकफस्तथा । समुद्रफेनश्चक्षुष्यो लेखनः शीतलश्चरः ॥ कषायो विषपित्तघ्नः कर्णरुक्कफहृल्लघुः ॥

નામ-સમુદ્રફેન, ફેન, ડિંડિર અને અબ્ધિકફ એટલાં સમુદ્રફીણનાં સંસ્કૃત નામ છે. હિં. સમુદ્રફેન; મ. સમુદ્રફેણ; ગુ. સમદરફીણ; ફા. કફેદરિયા; અ. જુબ્બદુલ્બેહેર; ક. કડળનાગલે; તૈ. સામુદ્રનાલિકે ઈં. Cutle fishbone. લા. Sepia officinalia.

ગુણ-સમુદ્રફીણ નેત્રને હિતકારી છે, મળને ઉખેડનાર છે, શીતલ છે, ચંચલ છે, કષાયરસવાળું છે અને વિષ, પિત્ત, કાનનાં દરદ તથા કફ એઓને મટાડે છે અને હલકું છે.

### અષ્ટક વર્ગ.

जीवकर्षभकौ मेदे काकोल्यौ ऋद्धिवृद्धिके । अष्टवर्गोऽष्टभिर्द्रव्यैः कथितश्चरकादिभिः ॥ अष्टवर्गो हिमः स्वादुर्बृंहणः शुक्रलो गुरुः । भग्नसन्धानकृत्कामबलासबलवर्द्धनः । वातपित्तास्रतृड्दाहज्वरमेहक्षयप्रणुत् ॥

લક્ષણ-જીવક, ઋષભ, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ અને વૃદ્ધિ એ આઠ ઔષધિઓ મળીને અષ્ટકવર્ગ થાય એમ ચરક આદિ મુનિઓએ કહ્યું છે.

ગુણ-એ અષ્ટવર્ગ શીતળ છે, મધુર છે, શરીરનાં તત્વોને વધારનાર છે, વીર્યની વૃદ્ધિ કરનાર છે, ભારે છે, ભાંગી

---

સુશ્રુત સંહિતામાં આ ફળને ઉદર્દ (પિત્તનો વધારો થવાથી શરીર ઉપર નાના ઢોળા થાયછે તે)મટાડનાર વર્ણવેલ છે. અંગ્રેજી ગ્રંથકારોના મતપ્રમાણે મૂળિયાં અને છાલનો સ્વાદ કડવો હોયછે અને તેના ગુણ સિંકોના (જે ઝાડની છાલમાથી કવીનાઇન નીકળે છે) ના ઝાડને મળતા છે. તે થંડા ગણાય છે. ફળ ઉધરસ, સરદી અને દમના રોગમાં ઘણું ગુણકારી ગણાયછે. ફળની ઉપરની છાલ સાબુઓખા અને માખણની સાથે મેળવવાથી ઝાડાની બીમારીમાં સારો ફાયદો કરેછે. દુધ સાથે મેળવવાથી કમળો અને બીજાં પિત્તનાં દરદમાં અપાયછે, અને ઝાડો ઉતરતી વખતે ઘણું બળ પડતું હોય અને આમ પડતી હોય ત્યારે લીંબુના રસ સાથે મેળવીને આપેછે.

ગએલાને સાંધનાર છે અને કામ, કફ તથા બળને વધારનાર છે.

### જીવક તથા ઋષભ.

जीवकर्षभकौ ज्ञेयौ हिमाद्रिशिखरोद्भवौ । रसोनकंदवत्कंदौ निःसारौ सूक्ष्मपत्रकौ ॥ जीवकः कूर्चकाकार ऋषभो वृषशृङ्गवत् । जीवको मधुरश्शृङ्गो ह्रस्वांगः कूर्चशीर्षकः ॥ ऋषभो वृषभो धीरो विषाणी द्राक्ष इत्यपि । जीवकर्षभकौ बल्यौ शीतौ शुक्रकफप्रदौ । मधुरौ पित्तदाहास्रकार्श्यवातक्षयापहौ ॥

ઉત્પત્તિ—જીવક અને ઋષભ એ બે હિમાલયના શિખરમાં ઉત્પન્ન થાય છે.

લક્ષણ—એ બે કંદ લસણના કંદની પેઠે અંદર ગર્ભવગરના હોય છે અને તેઓનાં પાંદડાં ઝીણાં થાય છે. જીવકનો આકાર કુચ્ચા જેવો અને ઋષભનો આકાર બળદનાં શીંગડાં જેવો થાય છે.

નામ—જીવક, મધુર, શૃંગ, હસ્વાંગ અને કૂર્ચશીર્ષક એટલાં જીવકનાં સંસ્કૃત નામ છે. ઋષભ, વૃષભ, ધીર, વિષાણ અને દ્રાક્ષ એટલાં ઋષભનાં નામ છે.

ગુણ—એ બંને કંદ બળ આપનાર છે, ઠંડા છે, વીર્યને તથા કફને વધારનાર છે, મધુર છે અને પિત્ત, દાહ, રુધિરનાં દરદ, દુબળાપણું, વાયુ તથા ક્ષય એઓને મટાડનાર છે.

### મેદા તથા મહામેદા.

महामेदाभिधः कंदो मोरंगादौ प्रजायते । महामेदा खनीमेदा स्यादित्युक्तं मुनीश्वरैः ॥ शुक्लार्द्रकनिभः कंदो लताजातः सुपांडुरः । महामेदाभिधो ज्ञेयो मेदालक्षणमुच्यते ॥ शुक्लकंदो नखच्छेद्यो मेदो धातुमिव स्रवेत् । यः स मेदेति विज्ञेयो जिज्ञासावत्परैर्जनैः ॥ शल्यपर्णी मणिच्छिद्रा मेदा मेदोद्भवाध्वरा । महामेदा वसुच्छिद्रा त्रिदंती देवता मणिः ॥ मेदायुगं गुरु स्वादु वृष्यं स्तन्यं कफावहम् । बृंहणं शीतलं पित्तरक्तवातज्वरप्रणुत् ॥

ઉત્પત્તિ—મહામેદા નામનો કંદ મોરંગ વગેરે સ્થલોમાં થાય છે અને એ મહામેદાની ખાણમાંજ મેદા થાય છે એમ મોટા મુનિઓએ કહ્યું છે.

લક્ષણ—મહામેદા નામનો કંદ સુકાએલાં આર્દ્રક જેવો હોય છે, બહુજ ધોળો હોય છે અને વેલામાં થાય છે. હવે મેદાનું લક્ષણ કહીએ છીએ. નખથી કપાઇ જાય એવો અને જેમાંથી મેદધાતુના જેવો રસ સ્રવતો હોય એવો જે ધોળો કંદ હોય તેને જિજ્ઞાસુલોકોએ મેદા જાણવો.

નામ—શલ્યપર્ણી, મણિચ્છિદ્રા, મેદા, મેદોદ્ભવા અને અધ્વરા એટલાં મેદાનાં નામ છે. મહામેદા, વસુચ્છિદ્રા, ત્રિદંતી દેવતા અને મણિ એટલાં મહામેદાનાં નામ છે.

ગુણ—બંને મેદાઓ ભારે છે, મધુર

છે, મૈથુનનું બળ આપનાર છે, ધાવણ વધારનાર છે, કફને વધારે છે, શરીરનાં તત્વોને વધારે છે, શીતલ છે, અને વાયુથી થએલા જ્વરને મટાડે છે.

## કાકોલી અને ક્ષીરકાકોલી.

जायते क्षीरकाकोली महामेदोद्भवस्थले। यत्र स्यात्क्षीरकाकोली काकोली तत्र जायते ॥ पीवरीसदृशः कंदः क्षीरं स्रवति गन्धवान्। स प्रोक्तः क्षीरकाकोली काकोली लिङ्गमुच्यते ॥ यथा स्यात्क्षीरकाकोली काकोल्यपि तथा भवेत्। एषा किंचिद्भवेत्कृष्णा भेदोऽयमुभयोरपि। काकोली वायसोली च वीरा कायस्थिका तथा। सा शुक्ला क्षीरकाकोली वयस्था क्षीरवल्लिका ॥ कथिता क्षीरिणी धारा क्षीरशुक्ला पयस्विनी। काकोलीयुगुलं शीतं शुक्रलं मधुरं गुरु। बृंहणं वातदाहास्रपित्तशोषज्वरापहम् ॥

ઉત્પત્તિ—જ્યાં મહામેદા ઉત્પન્ન થાય છે ત્યાંજ ક્ષીરકાકોલી થાય છે અને જ્યાં ક્ષીરકાકોલી થાય છે ત્યાંજ કાકોલી પણ થાય છે.

લક્ષણ—ક્ષીરકાકોલીનો કંદ આસોંદ જેવો હોય છે, ગંધવાળો હોય છે અને તેમાંથી દુધ ઝરયા કરે છે. હવે કાકોલીનું લક્ષણ કહીએ છીએ. જેવી ક્ષીરકાકોલી હોય છે તેવીજ કાકોલી પણ હોય છે, પરંતુ કાકોલી કાંઇક કાળી હોય છે એટલી તેઓમાં જુદાઇ છે.

નામ—કાકોલી, વાયસોલી, વીરા અને કાયસ્થિકા એટલાં કાકોલીનાં નામ છે. જે કાકોલી ધોળી હોય તે ક્ષીરકાકોલી, વયસ્થા, ક્ષીરવલ્લિકા, ક્ષીરિણી, ધારા, ક્ષીરશુક્લા અને પયસ્વિની કહેવાય છે.

ગુણ—બંને કાકોલી થંડી છે, વીર્યને વધારનાર છે, મધુર છે, ભારે છે, શરીરના ધાતુઓને વધારે છે અને વાયુ, દાહ, રૂધિરના રોગ, પિત્ત, શોષ તથા જ્વર એઓને મટાડે છે.

## ઋદ્ધિ તથા વૃદ્ધિ.

ऋद्धिर्वृद्धिश्च कन्दौ द्वौ भवतः कोशयामले। श्वेतलोमान्वितः कंदो लताजातः सरन्ध्रकः ॥ स एव ऋद्धिर्वृद्धिश्च भेदमप्येतयोर्ब्रुवे। तूलग्रन्थिसमा ऋद्धिर्वामावर्त्तफला च सा ॥ वृद्धिस्तु दक्षिणावर्त्तफला प्रोक्ता महर्षिभिः। ऋद्धिर्युग्मं सिद्धिलक्ष्म्यौ वृद्धेरप्याह्वया इमे ॥ ऋद्धिर्बल्या त्रिदोषघ्नी शुक्रला मधुरा गुरुः। प्राणैश्वर्यकरी मूर्च्छारक्तपित्तविनाशिनी ॥ वृद्धिर्गर्भप्रदा शीता बृंहणी मधुरा स्मृता। वृष्या पित्तास्रशमनी क्षतकासक्षयापहा ॥

ઉત્પત્તિ—ઋદ્ધિ અને વૃદ્ધિ એ બે કંદ કોશયામલ દેશમાં થાય છે.

લક્ષણ—બંને કંદ વેલામાં થાય છે. છિદ્રોવાળા હોય છે અને ધોળી રૂંછાડાંવાળા હોય છે. હવે એઓમાં જે જુદાઈ છે તે કહીએ છીએ. ઋદ્ધિ રૂની ગાંઠ જેવી અને ડાબી તરફ વળેલા ફળવાળી

હોય છે અને વૃદ્ધિનાં ફળ જમણી તરફ વળેલાં હોય છે એમ મુનિઓએ કહેલું છે.

નામ—બંનેનાં નામ ઋદ્ધિ, યુગ્મ, સિદ્ધિ અને વૃદ્ધિ એટલાં છે.

ગુણ—ઋદ્ધિ બળ આપનાર છે, ત્રણે દોષને હરનાર છે, વીર્યને વધારે છે, મધુર છે, ભારે છે, પ્રાણ તથા ઐશ્વર્યને વધારે છે, અને મૂર્ચ્છા તથા રક્તપિત્તને મટાડે છે. વૃદ્ધિ સ્ત્રીઓને ગર્ભ આપે છે, ઠંડી છે, પુષ્ટિ આપનારી છે, મધુર છે, વીર્યને વધારનાર છે, પિત્ત તથા રૂધિરનાં દરદને સમાવે છે અને ક્ષત, ઉધરસ તથા ક્ષયને મટાડે છે.

## અષ્ટવર્ગના પ્રતિનિધિ.

राज्ञामप्यष्टवर्गस्तु यतोऽयमतिदुर्लभः। तस्मादस्य प्रतिनिधिं गृह्णीयात्तद्गुणं भिषक् ॥

( मुख्यसदृशः प्रतिनिधिः ) . [ एतस्य प्रतिनिधिमाह ]

मेदा जीवककाकोली ऋद्धिद्वन्द्वेऽपि चासति। वरीविदार्यश्वगन्धावाराहीश्च क्रमात्क्षिपेत् ॥

मेदामहामेदास्थाने शतावरीमूलम्। जीवकर्षभकस्थाने विदारीमूलम्। काकोलीक्षीरकाकोलीस्थाने अश्वगन्धामूलम्। ऋद्धिवृद्धिस्थाने वाराहीकन्दं गुणैस्तत्तुल्यं क्षिपेत्।

એ અષ્ટવર્ગ રાજાઓને પણ બહુજ દુર્લભ છે ( મળતા નથી ) એટલામાટે વૈદ્યે તેના સરખા ગુણવાળા પ્રતિનિધિનો ઉપયોગ કરવો. મેદા અને મહામેદાને બદલે શતાવરીનું મૂળ વાપરવું. જીવક અને ઋષભને બદલે વિદારીનું મૂળ વાપરવું. કાકોલી અને ક્ષીરકાકોલીને બદલે આસોંદનું મૂળ વાપરવું અને ઋદ્ધિ તથા વૃદ્ધિને બદલે વારાહીકંદ વાપરવો. કારણ કે તેઓમાં એઓના જેવાજ ગુણ છે.

## *જેઠીમધ.

यष्टीमधु तथा यष्टीमधुकं क्लीतकं तथा। अन्यत्क्लीतनकं तत्तु भवेत्तोये मधूलिका ॥ यष्टी हिमा गुरुः स्वाद्वी चक्षुष्या बलवर्णकृत्। सुस्निग्धा शुक्रला केश्या स्वर्या पित्तानिलास्रजित्। व्रणशोथविषच्छर्दितृष्णाग्लानिक्षयापहा ॥

નામ—યષ્ટિ મધુ, યષ્ટિ મધુક અને ક્લીતક એટલાં જેઠીમધનાં સંસ્કૃત નામ છે. પાણીમાં પણ એક જેઠીમધ થાય છે તે મધૂલિકા કહેવાય છે. હિં. મુલહૈટી,

---

*સુશ્રુત સંહિતામાં જેઠીમધને કફહર, મેદહર, દીપક અને ગુલ્માદિ રોગહર જણેલ છે.

ચરક સંહિતામાં તેને કાંતિકર, (કાંતિ સુધારનાર) કંઠ્ય સંહિતકર, (રાગ સુધારનાર) દાહ પ્રશમન, (દાહ કમતી કરનાર) રક્તશુદ્ધિકર (લોહી સુધારનાર) તથા કંડુઘ્ન (ચામડીઉપર પીતની ફોલ્લીઓ આવી ખરજ આવેછે તે સમાવનાર) જણેલ છે. વળી તેને ચીકણું, ઠંડું અને ઉધરસના રોગમાં ઉપયોગી ગણ્યું છે.

મખ્ઝન ઉલ અદવીઆનો કર્તા મુળીઆને વાપરવા પહેલાં તેની છાલ કાઢી નાખવા ભલામણ કરેછે અને તેને ગરમ, ખુરક, ગુમડાં પકવનાર, ચીકણું, તરસ અને ઉધરસ બેસાડનાર, પીશાબ અને પિત્ત વધારે કાઢી નાંખનાર અને દમ તથા ફેફસાંના દરદમાં સારી અસર કરનાર ગણેછે.

મિઠિ લકરી; ફા. બેખેમેહકુમગુ; મ. જ્યેષ્ટિમધ; અ. અસલુસસૂસ; ક. યષ્ટિમધુ; તૈ. યષ્ટિમધુકમુ; ઇં. Lignorice root લા. Glycyrrhizaglabra.

ગુણ–જેઠીમધ થંડું છે, ભારે છે, મધુર છે, નેત્રને હિતકારી છે, બળ તથા વર્ણને વાસ્તે ઉત્તમ છે, સ્નિગ્ધ છે, વીર્યને વધારનાર છે, કેશને તથા સ્વરને હિતકારી છે અને પિત્ત, વાયુ, રૂધિરના બિગાડ, વ્રણ, સોજા, ઝેર, ઉલટી, તરસ, ગ્લાનિ તથા ક્ષય એઓને મટાડે છે.

### કપીલો.

काम्पिल्लः कर्कशश्चन्द्रो रक्ताङ्गो रोचनोऽपि च । काम्पिल्लः कफपित्तास्त्रकृमिगुल्मोदरव्रणान्। हन्ति रेची कटूष्णश्च मेहानाहविषाश्मनुत् ॥

નામ–કાંપિલ્લ, કર્કશ, ચંદ્ર, રક્તાંગ અને રોચન એટલાં કપીલાનાં સંસ્કૃત નામ છે. હિં. કમીલા; મ. કપિલા; ફા. કન્બિલાય; અ. કિન્બીર; ક. કંપિલ્લક, ઇં. Kamila લા. Mellotus philiphinesi

ગુણ–કપીલો રેચક છે, કડવો છે ગરમ છે, અને કફ, પિત્ત, લોહીનો બગાડ, કૃમિ, ગોળો, પેટના રોગ, વ્રણ પ્રમેહ, આફરો, ઝેર તથા પથરી એ- એઓને મટાડે છે.

### ગરમાળો.

आरग्वधो राजवृक्षः शम्याकश्चतुरङ्गुलः । आरेवतो व्याधिघातः कृतमालः सुवर्णकः ॥ कर्णिकारो दीर्घफलः स्वर्णाङ्गः स्वर्णभूषणः । आरग्वधो गुरुः स्वादुः शीतलः स्रंसनो गुरुः ॥ ज्वरहृ-

શેખ ઉલ રઇસ કહેછે કે સરદીને લીધે પેટમાં આવતી ચુકમાટે જેઠીમધનો ઉકાળો વાપરવો, અને આંખની શક્તિ સુધારવાનેમાટે આંખમાં ટીપાં પાડવાં; માથામાં પડેલ ટાલ મટાડવાને પાંદડાંની પોટીસ બાંધવી. અને મર્દન કરવાથી પગ અને બગલમાંથી નીકળતી બદબો દૂર થાય છે.

મહમદ બીન અહમદ અને યોહાના બીન શીરાપીઓ કહેછે કે આ છોડના બીજા ભાગ કરતાં બીજ સૌથી સારી અસર કરેછે અને તે બીજ ખાસ આબોહવાવાળા મુલકમાં (બસરામાં) ઉત્પન્ન થાય છે.

*મખજન ઉલ અદ્વીઆનો કર્તા લખે છે કે જુલાબસારૂ વાપરવામાટે ગરમાળાની શીંગોને જરા ગરમ કરી તેનો ગરભ કાઢી જરા બદામના તેલ સાથે મેળવવાથી છાતીનાં દરદો દૂર થાય છે, લોહીની ગરમી ઘણી ઓછી થાયછે અને તેની અસર ઘણીજ નાજુક હોવાથી બાળકો તેમજ ગર્ભેવાળી સ્ત્રીઓમાટે પણ સલામત ગણાયછે. જમાવ થએલા પિત્તને દૂર કરવામાટે તેને આંબલી સાથે મેળવી દેવું; સંધીવાના દરદોમાં તેને ગાથાપર ચોપડવું. ૫ થી ૭ બીજ વાટીને આપવાથી ઉલટી થાયછે અને શીંગની ઉપરની છાલ કેસર, સાકર અને ગુલાબજળ સાથે વાટીને આપવાથી સ્ત્રીઓને તુરત પ્રસવ થાય છે. છાલ અને પાંદડાં તેલમાં વાટીને ફોડાઉપર લગાવવાથી ફાયદો થાયછે.

ચરક સંહિતામાં તેને કંડુનાશક વર્ણવેછે.

સુશ્રુત સંહિતામાં કફવાત પ્રશમન ગણેલ છે.

યુનાની હકીમો પાંદડાં અને ફુલમાં રેચ લાવવાનો ગુણ જણાવેછે.

द्रोगपित्तास्रवातोदावर्तशूलनुत् । तत्फलं स्रंसनं रुच्यं कुष्ठपित्तकफापहम् । ज्वरे तु सततं पथ्यं कोष्ठशुद्धिकरं परम् ॥

નામ—આરગ્વધ, રાજવૃક્ષ, સંપાક, ચતુરંગુલ, આરેવત, વ્યાધિઘાત, કૃતમાલ, સુવર્ણક, કર્ણિકાર, દીર્ઘફલ, સ્વર્ણાંગ અને સ્વર્ણભૂષણ એટલાં ગરમાળાનાં સંસ્કૃત નામ છે. હિં. અમિલતાસ; મ. બાહાળા; અ. રવ્યારેશંબર; ક. હેગકે; તૈ. રેલ્લાકાયા; ઇં. Pudding pipetree; લા. Cassia fistula.

ગુણ—ગરમાળો ભારે છે, મધુર છે, ઠંડો છે, મળને ખસેડનાર છે, અને જ્વર, હૃદયના રોગ, પિત્ત, લોહીનો બગાડ, વાયુ, ઉદાવર્ત્ત ( આ રોગનું લક્ષણ રોગના અધિકારમાં કહેવાશે. ) તથા શૂલ એઓને મટાડે છે. ગરમાળાનું ફળ મળને ખસેડનાર છે, રૂચિ ઉપજાવનાર છે, કોઢ, પિત્ત તથા જ્વરને મટાડનાર છે, જ્વરમાં સર્વદા પથ્યરૂપ છે અને કોઠાને બહુજ સાફ કરનાર છે.

### કડુ.

कट्वी तु कटुका तिक्ता कृष्णभेदा कटम्भरा । अशोका मत्स्यशकला चक्राङ्गी शकुलादनी ॥ मत्स्यपित्ता काण्डरुहा रोहिणी कटुरोहिणी । कट्वी तु कटुका पाके तिक्ता रूक्षा हिमा लघुः ॥ भेदिनी दीपनी हृद्या कफपित्तज्वरापहा । प्रमेहश्वासकासास्रदाहकुष्ठकृमिप्रणुत् ॥

નામ—કટી, કટુકા, તિક્તા, કૃષ્ણભેદા, કટંભરા, અશોકા, મત્સ્યશકલા, ચક્રાંગી, શકુલાદની, મત્સ્યપિત્તા, કાંડરૂહા, રોહિણી અને કટુરોહિણી, એટલાં કડુનાં સંસ્કૃત નામ છે. હિં. કુટકીકાળી; ફા. ખર્બક સિયાહ; મ. કુટકી; અ. ખર્બક અસ્વદ; ક. કેદાર કટુકી; તૈ. કાટક રોહિણી; ઇં. Black Hellebore; લા. Picrorrhiza kurroa.

ગુણ—કડુ કડવા રસવાળું છે, પાકમાં તીખું છે, રૂક્ષ છે, થંડું છે, હલકું છે, દસ્ત ઉતારનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, હૃદયને હિતકારી છે, અને કફ, પિત્ત, જ્વર, પ્રમેહ, શ્વાસ, ઉધરસ, લોહીના રોગ, દાહ, કોઢ તથા કૃમિ એઓને મટાડે છે.

### કરીયાતું.

किराततिक्तः कैरातः कटुतिक्तः किरातकः । काण्डतिक्तो नार्यतिक्तो भूनिम्बो रामसेनकः । किरातकोऽन्यो नैपालः सोऽर्धतिक्तो ज्वरान्तकः ॥ किरातः सारको रूक्षः शीतलस्तिक्तको लघुः । सन्निपातज्वरश्वासकफपित्तास्रदाहनुत् । कासशोथतृषाकुष्ठज्वरव्रणकृमिप्रणुत् ॥

નામ—કિરાતતિક્ત, કૈરાત, કટુતિક્ત, કિરાતક, કાંડતિક્ત, નાર્યતિક્ત, ભૂનિંબ અને રામસેનક એટલાં કરીયાતાનાં સંસ્કૃત નામ છે. બીજું નેપાલી કરીયાતું થાય છે તે અરધું કડવું છે અને જ્વરને મટાડે છે, હિં. ચિરાયતા; મ. કિરાઇત; ફા. નૈનિહાદ; અ. કસબુઝ, ઝારિરા;

ફ. નેલબેઉચુ; તૈ. નેલાવેમુ; ઇં. Chiretta; લા. Sovirtia chirata,

ગુણ–કરીયાતું દસ્તને ગતિ આપનાર છે, રૂક્ષ છે, ઠંડું છે, કડવું છે, હલકું છે અને સન્નિપાતજ્વર, શ્વાસ, કફ, પિત્ત, રૂધિરનાં દરદ, દાહ, ઉધરસ, સોજા, તરસ, કોઢ, જ્વર, વ્રણ તથા કૃમિ એઓને મટાડે છે.

### *ઇંદ્રજવ.

उक्तं कुटजबीजं तु यवमिन्द्रयवं तथा। कालिङ्गश्चापि कालिङ्गं तथा भद्रयवं स्मृतम् ॥

* હિંદુ વૈદક શાસ્ત્રમાં આ ઝાડની છાલ અને બીજ ઘણા પ્રાચીનકાળથી જણાયલાં છે. મરડાના દરદમાં છાલ મુખ્ય ઈલાજ ગણાયછે બીજ ગ્રાહી, તાવનાશક, અને પેટમાંના જીવડા કાઢી નાખનાર ગણાય છે.

અરબી અને ફારસી ગ્રંથોમાં ઇંદ્રયવનાં બીજને ગ્રાહી અને પેટની ચુંક મટાડનાર ગણેલ છે અને છાતીનાં જુનાં દરદમાં તેમજ ચુંક અને પીશાબ વધારે આવતો હોય ત્યારે આપવા ભલામણ કરેછે. વળી તેઓ તેને પીશાબની થેલીમાંથી પથરી પીગાળી નાંખનાર, પાચનશક્તિ વધારનાર અને કામોત્તેજક ગણે છે.

ડૉ. ડીમોક કહેછે કે ઇંદ્રયવ મધ અને કેસર સાથે મેળવીને સ્ત્રીઓની જનનેંદ્રિયમાં રાખવાથી ગર્ભધારણ કરવાનો સંભવ વધે છે અને પ્રસવની વખતે પણ તે વાપરવાની ભલામણ કરેછે.

મુસલમાન ગ્રંથકારો મુદતને અંતરે આવતા તાવમાં તેમજ રક્તશ્રાવમાં આની છાલ ઘણી વાપરેછે અને બીજને શેકીને ગરમ પાણીમાં ભીંજાવી રાખીને તે પાણી પાવાથી આંતરડાંનાં દરદોમાં ફાયદો થાયછે એમ જણાવેછે.

[ इति अमरः प्राह ]

क्वचिदिन्द्रस्य नामैव भवेत्तदभिधायकम् । फलानीन्द्रयवास्तस्य तथा भद्रयवा अपि ॥ इन्द्रयवं त्रिदोषघ्नं संग्राहि कटु शीतलम् । ज्वरातिसाररक्तार्शोवमिवीसर्पकुष्ठनुत् । दीपनं गुदकीलास्रवातास्रश्लेष्मशूलजित् ॥

નામ–કડુજબીજ, યવ, ઇંદ્રયવ, કલિંગ, કાલિંગ અને ભદ્રયવ એટલાં ઇંદ્રજવનાં સંસ્કૃત નામ છે એમ અમર-

ડૉ. કસ્તાગ્રી કહેછે કે ૧૫ મહિનાની વયનાં એક બચ્ચાંને મરડામાટે બીજા ઉપચારની અસર ન થઈ ત્યારે આ ઝાડની છાલ ૫ રૂપીઆ ભાર લઇને તેને ૨॥ શેર પાણીમાં નાંખી અરધું પાણી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને તે ઉકાળો ૨॥ રૂપીઆ ભારની માત્રાથી દીવસમાં ૪ વખત દરેક વખતે તેમાં ૧ ટીપું અફીણના અર્કનું મેળવીને આપવાથી આરામ થયો હતો.

ડૉ. ઉદયચંદદત્ત કહેછે કે મરડાની બીમારીમાં છાલને બદલે મુળીયાંની છાલનો સત્વ કાઢીને ૩ ગ્રેનની માત્રાથી ॥ ગ્રેન અફીણ સાથે મેળવીને આપવાથી ઘણો ફાયદો થાયછે.

તાલીફ શરીફનો કર્તા લખે છે કે બીજને ગરમ પાણીમાં ભીંજાવી તે પાણી આપવાથી હૃદના અરસનો રક્તશ્રાવ બંધ થાયછે.

સુશ્રુત સંહિતામાં બીજ અને છાલને મુળવ્યાધીનાશક, કફનાશક, સ્તન્યશોધક, આમાતિસાર નાશક વર્ણવેલ છે.

ચરક સંહિતામાં છાલ અને બીજને મુળવ્યાધિહર, કફનાશક, કૃમીનાશક, વાતવિકારહર, સ્તન્યશોધક, અને અર્શનિશૂદન વર્ણવેલ છે.

સિહે કહ્યું છે. ધન્વંતરી કહે છે કે, "જેટલાં ઇંદ્રનાં નામ છે તેટલાંજ કોઇ સ્થલે ઇંદ્રયવના ઝાડનાં નામ કેહેવામાં આવે છે. એ ઝાડનાં જે ફલ છે તે ઇંદ્રયવ અને ભદ્રયવ કેહેવાય છે." સં. કુટજ, ભલ્લુક; ગુ. ધોળો કુડો; હિં. કુરિયા, કોરીયા દુધી, કુઆર; બં. કુરચી; મ. પાંઢરા કુડા; સફેદ કુડા, તા. વેપલેઇ; અ. લીસાન-ઉલ-અસફીરલ-મુર; ફા. જબાની ગુંગી શકીતલ્ક; ગુ. ઇંદરજવ; તા. કુલ્પ-લાઈ વીરઈ; સં. ઇંદ્રયવ; મ. ઇંદરજવ; હિં. કડવા ઇંદરજવ બં. ટીટા ઇંદજવ; લા. Holarrhena Antidysenteric

ગુણ—ઇંદ્રયવ ત્રણે દોષને મટાડનાર છે, દસ્તને રોકનાર છે, તીખા છે, શીતલ છે, અને જ્વર, હગણુ, લોહીનો બીગાડ, અરશ, ઉલટી, રતવા તથા કોઢ એઓને મટાડનાર છે. અગ્નિને દીપ્ત કરનાર છે, તેમજ ગુદાના રોગને, કફને તથા શૂળને પણ હરનાર છે.

## મીંઢાળનાં નામ તથા ગુણ.

मदनश्छर्दनः पिण्डीनटः पिण्डीतकस्तथा । करहाटो मरुवकः शल्यको विषपुष्पकः ॥ मदनो मधुरस्तिक्तो वीर्योष्णो लेखनो लघुः । वान्तिकृद्विद्रधिहरः प्रतिश्यायव्रणान्तकः ॥ रूक्षः कुष्ठकफानाहशोथगुल्मव्रणापहः ।

નામ—મદન, છર્દન, પિંડીનટ, પિંડીતક, કરહાટ, મરૂબક, શલ્યક અને વિષ-પુષ્પક એટલાં મીંઢાળનાં સંસ્કૃત નામ છે. હિં. મૈનફલ; મ. ગેલ; અ. જોજુલ્કે; ક. બોનગરે; ઇં. Bushygardenia લા. Randiadumetorum.

ગુણ—મીંઢાળ મધુર છે, કડવું છે, ઉષ્ણવીર્ય છે, મળોને ખોતરનાર છે, હલકું છે, ઉલટી કરાવનાર છે, અંદરના ગુમડાને હરનાર છે, રૂક્ષ છે અને સળેખમ, વ્રણ, કોઢ, કફ, આફરો, સોજા અને ગોટા એઓને મટાડનાર છે.

## રાસ્ના.

रास्ना युक्तरसा रस्या सुवहा रसना रसा । एलापर्णी च सुरसा सुगन्धा श्रेयसी तथा ॥ रास्नामपाचिनी तिक्ता गुरूष्णा कफवातजित् । शोथश्वाससमीरास्रवातशूलोदरापहा । कासज्वरविषाशीतिवातिकामयसिध्महृत् ॥

નામ—રાસ્ના, યુક્તરસા, રસ્યા, સુવહા, રસના, રસા, એલાપર્ણી, સુરસા, સુગંધા અને શ્રેયસી એટલાં રાસ્નાનાં સંસ્કૃત નામ છે, હિં. રાસન; મ. નાવલી ચા મૂલ્ય; ફા. રાસુન; તૈ. રાસના પુડકા, અ. જંજ બીલ સામી; લા. Vanda roxburghii

ગુણ—રાસ્ના કાચા ભાગને પકાવનાર છે, કડવી છે, ભારે છે, ગરમ છે, કફ તથા વાયુને જીતનાર છે અને સોજા, શ્વાસ, વાયુ, લોહીનું દરદ, વાયુથી થતા શૂલ, પેટના રોગ, ઉધરસ, જ્વર, ઝેર, એંશી પ્રકારના વાયુના રોગ તથા દેડરી એઓને મટાડનાર છે.

## નોરવેલ.

नाकुली सरसा नागसुगन्धा गन्धनाकुली । नकुलेष्टा भुजङ्गाक्षी सर्पाङ्गी विषनाशिनी ॥ नाकुली तुवरा तिक्ता कटुकोष्णा विनाशयेत् । भोगीलूतावृश्चिकाखुविषज्वरकृमिव्रणान् ॥

નામ—નાકુલી, સરસા, નાગસુગંધા, ગંધનાકુલી, નકુલેષ્ટા, ભુજંગાક્ષી, સર્પાંગી અને વિષનાશિની એટલાં નોરવેલનાં સંસ્કૃત નામ છે. હિં. નાકુલી, હરકાઇ; મ. મુંગુસ વેલ્ય નાઇ, સાપસંદ; ફા. છોટા ચાંદા; ક. વિષમુંગરી; લા. Rauwolfia Serpentina.

ગુણ—નોરવેલ તુરી છે, કડવી છે, તીખી છે ગરમ છે અને સર્પનું ઝેર, કરોળીઆનું ઝેર, વીછીનું ઝેર, ઉંદરનું ઝેર, જ્વર, કૃમિ તથા વ્રણ એઓને મટાડનાર છે.

## નાહાની પીલુડી.

( पश्चिमदेशे मोइआ इति लोके प्रसिद्धो वृक्षविशेषः )

माचिका प्रस्थिकाम्बष्ठा तथा चाम्बालिकाम्बिका । मयूरविदला केशी सहस्रा बालमूलिका ॥ माचिकाम्ला रसे पाके कषाया शीतला लघुः । पक्वातीसारपित्तास्रकफकण्ठामयापहा ॥

નામ—માચિકા, પ્રસ્થિકા, અંબષ્ઠા, અંબાલિકા, અંબિકા, મયૂરવિદલા, કેશી, સહસ્રા અને બાલમૂલિકા એટલાં નાહાની પીલુડીનાં સંસ્કૃત નામ છે. હિં. મકોઇ; ફા. રોબાતરીખ; મ. લઘુકાવલી; અ. એનવુસ સાલબ. ક. કાવઈકાકે; ઇં નાઇટુએડ.. લા. Solanum-nigrum.

ગુણ—એ પીલુડી ખાટા રસવાળી છે, પાકમાં તુરી છે, ઠંડી છે, હલકી છે અને પાકાઅતિસાર, પિત્ત, રૂધિરનાં દરદ, કફ તથા કંઠના રોગ એઓને મટાડનાર છે.

## તેજબલ.

तेजस्विनी तेजवती तेजोह्वा तेजनी तथा । तेजस्विनी कफश्वासकासास्यामयवातहृत् । पाचन्युष्णा कटुस्तिक्ता रुचिवह्निप्रदीपिनी ॥

નામ—તેજસ્વિની, તેજવતી, તેજોહ્વા, અને તેજની એટલાં તેજબલનાં સંસ્કૃત નામ છે. હિં. જલધરી; મ. તેજબલ, તીર્પાની; ઇં. Toothache tree લા. Zauthoxylon Hostile.

ગુણ—તેજબલ પાચન છે, ગરમ છે, કડવી છે, તીખી છે, રૂચિ ઉપજાવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને કફ, શ્વાસ, ઉધરસ, મોહોડાનાં દરદ તથા વાયુ એઓને મટાડનાર છે.

## *માલકાંકણી.

ज्योतिष्मती स्यात्कटभी ज्योतिष्का कङ्गनीति च । पारावतपदी पण्या लता

* મુસલમાની વૈદક ગ્રંથકારો માલકાંકણીનાં બીજ ઉષ્ણ, વમન કરનાર અને મેદેવત વધારનાર ગણે છે. અને તે સંધીવા, લકવો, કોઢ અને બીજા શરદીથી પેદા થતાં દરદોમાં ખવરાવવામાં તેમજ બહાર ચોપડવામાં વાપરેછે. ઉપર લખેલાં

भोक्ता ककुन्दनी ॥ ज्योतिष्मती कटु-स्तिक्ता सरा कफसमीरजित्। अत्युष्णा वामनी तीक्ष्णा वह्निबुद्धिस्मृतिप्रदा ॥

નામ—જ્યોતિષ્મતી, કટભી, જ્યોતિષ્કા, કંગની, પારાવતપદી, પણ્યા, લતા, અને કકુંદની એટલાં માલકાંકણીનાં સંસ્કૃત નામ છે. હિં. માલકાંગુની; મ. માલકાંગોણી; ફા. કાલ; ક. કૌગુએરડુ તૈ. ખાવેંજી; ઇં Staff tree; લા. Celastrus paniculata.

ગુણ—માલકાંકણાં તીખાં છે, કડવાં છે, દસ્તને ગતિ આપનાર છે, કફ તથા વાયુને જીતનાર છે, બહુ ગરમ છે, તીક્ષ્ણ છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને બુદ્ધિ તથા સ્મૃતિને આપનાર છે.

### કઠ.

कुष्ठरोगाह्वयं वाप्यं पारिभाव्यं तथोत्पलम् । कुष्ठमुष्णं कटु स्वादु शुक्रलं तिक्तकं लघु । हन्ति वातास्रवीसर्पकासकुष्ठमरुत्कफान् ॥

દરરોમાં બીજ શરૂઆતમાં ૧ થી દરરોજ એકેક વધારીને ૫૦ સુધી વધારીને એકલાં અગર બીજી ગરમ દવા સાથે મીશ્ર કરી ખાવા ભલામણ કરેછે.

સુશ્રુત સંહિતામાં તેને વ્રણશોધન, કુષ્ટ પ્રશમન ગણેલ છે.

ચરક સંહિતામાં તેને શિરો વિરેચન, વર્ણવેલ છે. તેનાં પાંદડાંના રસથી દાબતું જાડપણું અટકે છે અને તેનાથી પીશાબ વધારે આવે છે ને જલંદરના વ્યાધીમાં આપવાથી સોજા કમતી થાયછે. તેના સુળીયાંથી ઉલટી થાય છે તેમજ જુલાબ લાગેછે. પાંદડાંનો રસ આપવાથી સ્ત્રીઓને ગએલો ઋતુ ફરીથી શરૂ થાયછે.

નામ—વાપ્ય, પારિભાવ્ય અને ઉત્પલ એટલાં કઠનાં સંસ્કૃત નામ છે. હિં. કુઠ, મ. કોષ્ટ; ફા. કોશ્ટ; અ. કુસ્તબેહેરી, ક. કોષ્ટ; તૈ. ચંગલકુષ્ટ; ઇં. Costusroot લા. Saussurea lappa. જે કોઢ નામના રોગનાં નામ છે તેપણ કઠનાં નામ છે.

ગુણ—કઠ ગરમ છે, તીખો છે, મધુર છે, વીર્યને વધારનાર છે, કડવો છે, હલકો છે અને વાયુ, લોહીનાં દરદ, રતવા, ઉધરસ, કોઢ તથા કફ એઓને મટાડનાર છે.

### *પુષ્કરમૂલ.

उक्तं पुष्करमूलं तु पौष्करं पुष्करं च तत्। पद्मपत्रं च काश्मीरं कुष्ठभेदमिमं

* ચક્રદત્ત અને સારંગધરમાં આ મૂળીઆંને ખુશબોદાર અને બાગ્રત કરનાર વર્ણવેલાં છે. અને તેમને ઉધરસ, દમ, તાવ, અદહજમી અને ક્ષયરોગમાં વાપરવા ભલામણ કરેલી છે.

થીઓફ્રેસ્ટસ નામના પુસ્તકમાં લખેછે કે બેબીલોનમાં સૂર્યના દેવળમાં ઈ. સ. પૂર્વે ૨૪૩ ની સાલમાં—સીરીઆના રાજા સેલ્યુકસ અને તેના ભાઈ એન્ટીઓકસ હીરેકસ એ બનેએ પુષ્કરમૂળનો હોમ કર્યો હતો.

હાયોસ કોરાઈડીસ લખેછે કે અરબસ્તાનમાંથી આવતાં સુળીઆં સૌથી વખણાય છે. તે સફેદ રંગનાં અને હલકાં હોય છે, અને તેની મીઠી ખુશબોદાર વાસ આવેછે.

તેહફ્તુલ-ઉલ-મુઆમીનમાં લખેછે કે આ સુળીઆં હિંદુસ્થાનના કીનારાપરથી આવે છે અને જે ઝાડમાંથી તે ઉત્પન્ન થાય છે તે થડવિનાનું અને ખોડોળાં પાં-

जगुः ॥ पौष्करं कटुकं तिक्तमुष्णं वातकफज्वरान् । हन्ति शोथारुचिश्वासान्विशेषात्पार्श्वशूलनुत् ॥

**નામ**–પુષ્કરમૂળ, પૌષ્કર, પુષ્કર, પદ્મપત્ર અને કાશ્મીર એટલાં પુષ્કરમૂલનાં સંસ્કૃત નામ છે. હિં. પુહકરમૂળ; મ. પુષ્કરમૂળ; ગુ. પોકરમૂળ; ક. પુષ્કરમૂળ.

**ગુણ**–પુષ્કરમૂલ તીખું છે, કડવું છે, અને વાયુ તથા કફથી થએલા જ્વર, સોજા, અરૂચિ તથા શ્વાસ એઓને મટાડે છે. વિશેષે કરી પડખાના શૂળને મટાડે છે.

દડાવાળું હોય છે તેની ૩ જાત છે. અને તે ગરમ, ખુશ્ક, પીશાબ વધારે લાવનાર, પિત્ત કાઢી નાંખનાર, કાળજાનું દરદ મટાડનાર, પેટનો બીગાડ કાઢી નાંખનાર, પ્રાણીજ વિષ ઉતારનાર, શેહવત વધારનાર, પેટના જંતુ કાઢનાર, અને પીશાબની થેલીમાં બંધાતી પથરી પીગાળી નાંખનાર ગણાય છે.

મખજન ઉલ અદવિઆનો કર્તા મીર મહુમદ હુસેન કહેછે કે આ સુળીઆં કામોત્તેજક, કૌવત આપનાર, ખરાબ હવાથી ઉત્પન્ન થતાં દરદોમાં ઉપયોગી અને દમના રોગમાં તથા ગાંઠો પીગાળવાના કામમાં આવેછે.

ડા. ઈર્વીંગ લખેછે કે રજપુતાણામાં આફીનું ઉત્પન્ન થવા લાગ્યુ ત્યારે પહેલાં તેમને તમાકુની માફક પીતા હતા. અને તેનો મુખ્ય ઉપયોગ ખુશબો અને માલની ગાંસડીઓને જીવડાંથી થતું નુકસાન અટકાવવાનો થાયછે.

મી૦ બેડનપોવેલ કહેછે કે પંજાબમાં તેનો ભુકો કરી જુના નાસુર ઉપર, જખમમાં જીવડા પડ્યા હોય ત્યારે તેમજ દાંતના દરદનેમાટે વપરાય છે. વળી તે રાંધીવાના દરદમાં પણ વાપરેછે. તેને સુકવીને ભુકો કરીને સખત ફોલ્લાવાળી ચામડી ઉપર જલદીથી રૂઝ લાવનાર મલમ તરીકે વપરાયછે. સુકવીને ભુકો કરીને વાળ ધોવામાં વપરાયછે. કૉલેરાના દરદમાં ૧ દ્રામ એલચી અને ૩ દ્રામ ઉપલેટ એ બન્નેને ૪ ઔંસ ગરમ પાણીમાં ભીંજાવી તે પાણી ૧ ઔંસની માત્રાથી દર અરધા કલાકે આપવાથી ઘણી સારી અસર થાય છે.

ડૉ. પોર્ટરસ્મીથ કહેછે કે પુષ્કરમૂળ એ જલદ, ખુશબોદાર, જાગ્રત કરનાર પદાર્થ છે અને શૂળ અને આંચકીના દરદમાં ઉપયોગી છે. કાશ્મીરી કપડામાં જીવડા પડતાં અટકાવવાને શાલના વેપારીઓ તેનો ઉપયોગ કરેછે. સુકવેલાં સુળીઆં ખુશબોદાર હવા ઉત્પન્ન કરવા બાળેછે. ચીનમાં આ સુળીઆં બાળવાનો ઘણો શોખ છે તેનો ખુશબોદાર ધુવાડો ચીનાઓના બુદ્ધિ દેવની પાસે બાળવામાં આવેછે.

સર જ્યાર્જ બર્ડવુડ કહેછે કે તેનાથી સફેદ થતા બાળ કાળા થઈ જાય છે અને તેનામાં પેટની ચુક મટાડવાના, ખરાબ હવાની અસર અટકાવવાના, ગ્રાહી અને ઉંઘ લાવવાના ગુણ રહેલા છે.

ચરક સંહિતામાં તેને શુક્રશોધન, લેખનીય (ધાતુને પાતળી કરનાર,) શુક્રજનન (વીર્ય ઉત્પન્ન કરનાર) અને હીક્કાનીગ્રહણ વર્ણવેલ છે.

સુશ્રુત સંહિતામાં તેને યોનીદોષહર, અને સ્તન્યશોધન, વર્ણપ્રસાદન (ત્વચાનો રંગ સુધારનાર) તેમજ ખુજલી અને બીજા વિકાર દૂર કરનાર વર્ણવેલ છે.

ચક્રદત્તમાં તેને હરડે, અજમો, હીંગ અને સુંઠ સાથે મેળવી ઉદરરોગ, દમ, તાવ અને જઠરાગ્નિ મંદ હોય ત્યારે આપવા ભલામણ કરી છે.

## *દારૂડી.

कटुपर्णी हैमवती हेमक्षीरी हिमावती। हेमाह्वा पीतदुग्धा च तन्मूलं चोकमुच्यते ॥ हेमाह्वा रेचनी तिक्ता भेदिन्युत्क्लेशकारिणी । कृमिकण्डूविषानाहकफपित्तास्रकुष्ठनुत् ॥

નામ—હેમાંહ્વા, પીતદુગ્ધા, કટુપર્ણી, હૈમવતી, હેમક્ષીરી અને હિમાંવતી એટલાં દારૂડીનાં સંસ્કૃત નામ છે. દારૂડીના મૂલનું નામ ચોક કહેવાય છે. હિં. પિસોલા; મ. કાંટેધોત્રયા; બં. સીયાલકાંટા; ક. ચિકણીકે, ઇં. Gamboge Thistle; લા. Argemone-mexicana

ગુણ—દારૂડી રેચક છે, કડવી છે, દસ્ત લાવનાર છે, શરીરને ગ્લાનિ આપનાર છે અને જીવડા, ખરજ, ઝેર, આફરો, કફ, પિત્ત, રૂધિરનાં દરદ તથા કોઢ એઓને મટાડનાર છે.

* ચુનાની હકીમો કહેછે કે પાંદડાં અને થડનો રસ કાઢી આંખમાં ટીપું પાડવાથી તેમજ પેટમાં ચુંક આવતી હોય ત્યારે આ તેલનાં ૩૦ ટીપાં પતાસા ઉપર નાંખી આપવાથી જલદી આરામ થાય છે, અને દરદી તરતજ ઉંઘવા માંડે છે અને દસ્ત ખુલાસેથી આવેછે માથું દુખતું હોય ત્યારે આ તેલ માથાપર લગાવવાથી માથાનો દુખવો કમતી થાયછે. આ છોડનો રસ નહી રૂઝાતાં ચાંદાપર લગાવવાથી જલદી રૂઝ આવેછે. તેનું તાજું મુળ લઈ કચરીને વીંછીના ડંખપર લગાવવાથી વીંછી ઉતરી જાયછે.

## *કાકડાસીંગી.

शृङ्गी कर्कटशृङ्गी च स्यात्कुलीरविषाणिका । अजशृङ्गी च वक्रा च कर्कटाख्या च कीर्तिता ॥ शृङ्गी कषाया तिक्तोष्णा कफवातक्षयज्वरान् । श्वासोऽर्ध्ववाततृट्कासहिक्कारुचिवमीन् हरेत् ॥

નામ—શૃંગી, કર્કટશૃંગી, કુલીર, વિષાણિકા, અજશૃંગી, વક્રા અને કુડચલ એટલાં કાકડાશીંગીનાં સંસ્કૃત નામ છે. હિં. કકરાશીંગી; મ. કાકડશીંગી; ક. કર્કટીશૃંગી; લા. Pistacia intageirrima.

ગુણ—કાગડાશીંગી કષાય છે, કડવી છે, ગરમ છે અને કફ, વાયુ, ક્ષય, જ્વર, શ્વાસ ઉંચો વાયુ, તરસ, ઉધરસ, હિક, અરૂચિ તથા વમન એઓને મટાડનાર છે.

* પ્રાચીન હિંદુ વૈદક ગ્રંથોમાં કાકડાશીંગીને પોષ્ટિક, કફ કાઢનાર અને ઉધરસ, દમ, તાવ, અરૂચી અને પેટનાં દરદો મટાડનાર વર્ણવેછે.

મુસલમાની ગ્રંથકારો તેને ગરમ, ખુશ્ક અને મુખ્યત્વે કરીને બચ્ચાંની છાતીનાં જુનાં દરદો માટે તેમજ અજીર્ણની ઉલટી અને ઝાડાના દરદમાં ઉપયોગી ગણેછે. વળી તાવના દરદમાં તેઓ વાપરવા ભલામણ કરેછે.

ચરક સંહિતામાં તેને કાસહર (ઉધરસ મટાડનાર) તથા આંચકી બંધ કરનાર વર્ણવેછે.

સુશ્રુત સંહિતામાં તેને જીવન, પૌષ્ટિક, બૃંહણ (શરીરવર્ધક) અને પિત્ત શોણીતા નીલનાશક ગણેલ છે.

### કાયફલ.

कट्फलः सोमवल्कश्च कैटर्यः कुम्भिकाऽपि च । श्रीपर्णिका कुमुदिका भद्रा भद्रवतीति च ॥ कट्फलस्तुवरस्तिक्तः कटुर्वातकफज्वरान् । हन्ति श्वासप्रमेहार्शःकासकण्ठामयारुचीः ॥

નામ—કટ્ફલ, સોમવલ્ક, કૈટર્ય, કુંભિકા, શ્રીપર્ણિકા, કુમુદિકા, ભદ્રા અને ભદ્રવતી એટલાં કાયફળનાં સસ્કૃત નામ છે. હિ. કાયફર, મ. કુભ્યાચી સાલ, ફા. દારશીશયાના, ક. કિરૂસિવન્નિ, લા. Myrica sapida

ગુણ—કાયફલ તુરૂ છે, કડવુ છે, તીખુ છે, અને વાયુ, કફ, જ્વર, શ્વાસ, પ્રમેહ, અરશ, ઉધરસ, કંઠના રોગ તથા અરૂચિ એઓને મટાડનાર છે.

### ભારંગી.

भार्गी भृगुभवा पद्मा फञ्जी ब्राह्मणयष्टिका । भार्गी रूक्षा कटुस्तिक्ता रुच्योष्णा पाचनी लघुः ॥ दीपनी तुवरा गुल्मरक्तमुन्नाशयेद्ध्रुवम् । शोथकासकफश्वासपीनसज्वरमारुतान् ॥

નામ—ભાર્ગી, ભૃગુભવા, પદ્મા, ફંજી અને બ્રાહ્મણયષ્ટિકા એટલાં ભારંગીનાં સસ્કૃત નામ છે. હિં. વભનેટી, મ. ભારંગ, ક. કિર્ઈઉ લા. Clerodendron serratum

ગુણ—ભારંગી રૂક્ષ છે, તીખી છે, કડવી છે, રૂચિ ઉપજાવનાર છે, ગરમ છે, પાચન છે, હલકી છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તુરી છે, અને ગોળો, લોહીનાં દરદ, સોજા, ઉધરસ, કફ, શ્વાસ, સળેખમ, જ્વર તથા વાયુ એઓને મટાડનાર છે.

### પાષાણભેદ.

पाषाणभेदकोऽश्मघ्नो गिरिभिद्भिन्नयोजनी । अश्मभेदो हिमस्तिक्तः कषायो बस्तिशोधनः ॥ भेदनो हन्ति दोषार्शोगुल्मकृच्छ्राश्महृद्रुजः । योनिरोगान् प्रमेहांश्च प्लीहशूलव्रणानि च ॥

નામ—પાષાણભેદ, અશ્મઘ્ન, ગિરિભિત્, અને ભિન્નયોજની એટલાં પાષાણભેદનાં સંસ્કૃત નામ છે. હિ પાષાણભેદ, મ. પાષાણભેદ, ફા. ગોશાદ, ગુ. પાખાણભેદ, અ. જુતીઆના; ક. આલવેગયા, તૈ. તેલ્લાસુરૂપિંડી, ઇં. Trissh લા. Cocius aromaticum

ગુણ—પાષાણભેદ ઠંડો છે, કડવો છે, તુરો છે, નાભિથી નીચેના ભાગને સાફ કરનાર છે, દસ્ત લાવનાર છે અને અરશ, ગોળો, મૂત્રકૃચ્છ્ર, પથરી, હૃદયના રોગ, યોનિના રોગ, પ્રમેહ, બરલનુ દરદ, શુલ અને વ્રણ એઓને મટાડનાર છે.

### *ધાવડી.

धातकी धातुपुष्पी च ताम्रपुष्पी च कुञ्जरा । सुभिक्षा बहुपुष्पी च वह्नि

* ચક્રદત્ત અને ભાવપ્રકાશમાં ધાવડી ના ફૂલના ગુણોને લીધે તેને વાટીને મધ સાથે મેળવીને મરડાના દરદમાં આપવા લખેછે. સ્ત્રીઓને આર્તવ વધારે જતો હોય ત્યારે આ ફુલ આપવા અનુમાન કરેછે. તેમના બીજા નામે ગુણોમાટે ઘડારના ભાગપર વાળીને ચોપડવામાં આવેછે

ज्वाला च सा स्मृता ॥ धातकी कटुका शीता मृदुकृत्तुवरा लघुः । तृष्णातीसारपित्तास्रविषकृमिविसर्पजित् ॥

**નામ**–ધાતકી, ધાતુપુષ્પી, તામ્રપુષ્પી, કુંજરા, સુભિક્ષા, બહુપુષ્પી, અને વન્હિજ્વાલા, એટલાં ધાવડીનાં સંસ્કૃત નામ છે. હિં. ધાવઈ; મ. ધાયટી; ક. ધાયિફુલ; તૈ. ધાતુકીપુષ્ઠ; લા. woodfordia floribunda.

**ગુણ**–ધાવડી તીખી છે, ઠંડી છે, કોમળપણું કરનાર છે, તુરી છે, હલકી છે અને તરસ, હગણ, પિત્ત, લોહીનાં દરદ, વિષ, કૃમિ તથા રતવા એઓને મટાડનાર છે.

### મજીઠ.

मञ्जिष्ठा विकसा जिङ्गी समङ्गा कालमेषिका । मण्डूकपर्णी भण्डीरी भण्डी योजनवल्ल्यपि ॥ रसायन्यरुणा काला रक्ताङ्गी रक्तयष्टिका ॥ भण्डीतकी च गण्डीरी मञ्जूषा वस्त्ररञ्जिनी ॥ मञ्जिष्ठा मधुरा तिक्ता कषाया स्वरवर्णकृत् । गुरुरुष्णा विषश्लेष्मशोथयोन्यक्षिकर्णरुक् ॥ रक्तातीसारकुष्ठास्रवीसर्पव्रणमेहनुत् ॥

**નામ**–મંજિષ્ઠા, વિકસા, જિંગી, સમંગા, કાલમેષિકા, મંડૂકપર્ણી, ભંડીરી, ભંડી, યોજનવલ્લી, રસાયની, અરૂણા, કાળા, રક્તાંગી, રક્તયષ્ટિકા, ભંડીતકી, ગંડીરી, મંજૂષા અને વસ્ત્રરંજિની એટલાં *મજીઠનાં સંસ્કૃત નામ છે. હિં. મં-

ચરક સંહિતામાં ધાવડીના ફુલને પુરિષસંગ્રહણ (મળ ઘટ્ટ કરનાર) મુત્ર વિરજનીય (પેશાબનો રંગ બદલનાર) અને સ્ત્રીઓ ગર્ભવંતી હોય ત્યારે ગરમી આપવા માટે આ ફુલને મસામતી આપવા વર્ણવેલ છે.

સુશ્રુત સંહિતામાં તેમને પક્વાતિસાર નાશક, (જુનો અતિસાર મટાડનાર) સંધાનીય, (સાંધી અથવા સ્તંભક) વર્ણ્ય (ત્વચાની કાંતી સુધારનાર) અને પિત્ત એમાડનાર વર્ણવેલ છે.

*ચક્રદત્તમાં શરીર ઉપરની ત્વચાનો રંગ બુરો થઇને ભીંગડા ઉપડી જાય છે તે ઉપર મજીઠને મધમાં વાટીને ચોપડવા ભલામણ કરેલ છે.

મુસલમાની ગ્રંથમાં મજીઠને શરીરમાંથી બગાડ કાઢી નાંખનાર ગણે છે અને લકવો, ફમળો, પીસાબની અટકાયત અને સ્ત્રીઓને આર્તવ થોડો જતો હોય ત્યારે આપવા ભલામણ કરેલ છે. વળી તેઓ પિત્તનો ભરાવો હોય ત્યારે તેમજ મૂળીઆંને મધમાં ધસીને મોઢા ઉપરના બીજ્ઞ અને ચામડીનો રંગ ખરાબ થઈ ગયો હોય ત્યારે ચોપડેછે. આખા છોડમાં ઝેરની અસર નાબુદ કરવાનો ગુણ માનેછે.

ડૉ૦ એનસ્લી કહેછે કે યુનાની હકીમો સ્ત્રીઓને સુવાવડ થયા પછી ગર્ભ સ્થાનમાંનો પ્રવાહી બગાડ નીકળી જવામાટે મજીઠનાં મુળીઆંને પાણીમાં ભીંજાવી તે પાણી પીવા ભલામણ કરેછે.

ડૉ૦ પ્લેફેર કહેછે કે મજીઠનાં મૂળીઆં એક રૂપીઆ ભારની માત્રાથી દિવસમાં બે વાર આપવાથી જ્ઞાનતંતુ પર સારી અસર થાયછે.

ચરક સંહિતામાં મજીઠને પૂરીષ સંગ્રહણ, યૌવન સ્થાપનાર, અને જ્વરહર વર્ણવેલ છે.

સુશ્રુત સંહિતામાં તેને પક્વાતિસારનાશક, સંધાનીય, વર્ણ્ય અને પિત્ત કાઢી નાંખનાર વર્ણવેલ છે.

છ્ઠ; મ. મંજીષ્ઠ; ફા. રૂનાસ; અ. ફુબ-હતુસિબગ; ક. મંજીષ્ઠ; ઇં. Madder root; લા. Rubia-cordifolia.

ગુણ—મજીઠ મધુર છે, કડવી છે, તુરી છે, સ્વર તથા શરીરના વર્ણને સારા કરનારી છે, ભારે છે, ગરમ છે અને ઝેર, સળીખમ, સોજા, યોનિના રોગ, નેત્રના રોગ, કાનના રોગ, લોહીનો ઝાડો, કફ, લોહીનાં દરદ, રતવા, વ્રણ અને પ્રમેહ એઓને મટાડનાર છે.

*કસુંબો..

स्यात्कुसुम्भं वह्निशिखं वस्त्ररञ्जकमित्यपि । कुसुम्भं वातलं कृच्छ्ररक्तपित्तकफापहम् ॥

નામ—કુસુંભ, વન્હિશિખ અને વસ્ત્રરંજક એટલાં કસુંબાનાં સંસ્કૃત નામ છે. હિં. કુસુંભ, ખસકદાના; મ. કર્ડઈ-ફુળ; ફા. ગુલેગારફ્ર; અ. અખરીજ, હબુલઅસ્ફર; ક. કુસુંભ; ઇં Officinal carthamus; લા. Carthamus tinctorius.

ગુણ—કસુંબો વાયુ કરનાર છે અને મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત તથા કફ એઓને મટાડનાર છે.

લાખ.

लाक्षा पलङ्कषालक्तो यावो वृक्षामयो जतुः । ब्राह्मण्यङ्गारवल्ली च त्वरशाला च हञ्जिका ॥ लाक्षा वर्ण्या हिमा बल्या स्निग्धा च तुवरा लघुः । अनुष्णा कफपित्तास्रहिक्काकासज्वरप्रणुत् ॥ व्रणोरःक्षतवीसर्पकृमिकुष्ठगदापहा । अलक्तको गुणैस्तद्वद्विशेषाद्व्यङ्गनाशनः ॥

નામ—લાક્ષા, પલંકષા, અલક્ત, યાવ, વૃક્ષામય, જતુ, બ્રાહ્મણી; અંગારવલ્લી, અરશાક, અને હંજિકા એટલાં લાખનાં સંસ્કૃત નામ છે. હિં. લાખ;. મ. લાખ; ફા. લાક; અ. લુક, લુકમ કસુલ; ક. અરગુ; તૈ. લાકા; ઇં. Shell lac, લા. Coccus-lacca.

ગુણ—લાખ વર્ણને સારો કરનાર છે ઠંડી છે, બળ આપનાર છે, સ્નિગ્ધ છે તુરી છે, ગરમ નથી અને કફ, પિત્ત લોહીનાં દરદ, ઉધરસ, જ્વર, વ્રણ છાતીનો ક્ષત, રતવા, કૃમિ અને કો[illegible] એઓને મટાડનાર છે. લાખના અળ તામાં લાખના જેવાજ ગુણ છે અને [illegible] વિશેષે કરી ખીલને મટાડનાર છે.

હળદર.

हरिद्रा काञ्चनी पीता निशाख्या वरवर्णिनी । कृमिघ्ना हलदी योषित्प्रिया हट्टविलासिनी ॥ हरिद्रा कटुका तिक्ता रूक्षोष्णा कफपित्तनुत् । वर्ण्या त्वग्दोषमेहास्रशोथपाण्डुव्रणापहा ॥

નામ—હરિદ્રા, કાંચની, પીતા, વરવર્ણિની, કૃમિઘ્ના, હલદી, યોષિત્પ્રિયા અને હટ્ટવિલાસિની એટલાં હલદરનાં સંસ્કૃત નામ છે. જેટલાં રાતનાં નામ

---

* મુસલમાની વૈદ્યો કસુંબાના બીજનું તેલ સંધીવા અને લકવાની બીમારીમાં વાપરેછે. ડૉ. એનસ્લી કહેછે કે વીશીયન લોકો આ તેલ સંધીવા અને લકવો તથા ખરાબ નાસુર ઉપર ચોપડે છે. જુલાબમાટે બીજ મધ સાથે વાટીને આપેછે.

છે તેટલાં હળદરનાં પણ નામ છે. હિં હલદી; મ. હલદ; ફા. જરદચોબ; અ. ઉરૂ કુસ્સુફર; ક. અરસીન; તૈ. પાસુપુ. છું. Turmeric લા. Curcumalonga.

ગુણ—હળદર તીખી છે, કડવી છે, લુખી છે, ગરમ છે, વર્ણને સારો કરનાર છે અને કફ, પિત્ત, ચામડીના દોષ, પ્રમેહ, રૂધિરના રોગ, સોજા, પાંડુરોગ, અને વ્રણ એઓને મટાડનાર છે.

## આંબાહળદર.

दार्वी मेदास्रगन्धा च सुरभी दारुदारु च । कर्पूरा पद्मपत्रा स्यात्सुरीमत्सुरतारका ॥ आम्रगन्धा हरिद्रा या सा शीता वातला मता । पित्तहृन्मधुरा तिक्ता सर्वकण्डूविनाशिनी ॥

નામ—દાર્વી, મેદા, આમ્રગંધા, સુરભી, દારૂદારૂ, કર્પૂરા, પદ્મપત્રા, સુરીમત્ અને સુરતારકા એટલાં આંબાહળદરનાં સંસ્કૃત નામ છે. હિં. આંબાહલદી, મ. આંબે હળદ; ક. હુલી અરસીન; તૈ. કારૂપાસુપુ છું. Mango ginger લા. Curcuma aromatica.

ગુણ—આંબાહળદર ટાઢી છે, વાયુ કરનાર છે, પિત્તને હરનાર છે, મધુર છે, કડવી છે અને સઘળા પ્રકારની ચળનો નાશ કરનાર છે.

## જંગલી હળદર.

अरण्यहलदीकन्दः कुष्ठवातास्रनाशनः ॥

નામ—અરણ્યહલદીકંદ એ જંગલી હળદર કે જે કંદરૂપે થાય છે તેનું નામ છે. હિં. જંગલી હલદી; મ. રાનહલદ; ગુ. વનહલદર.

ગુણ—એ કંદ વાયુનો તથા લોહીનાં દરદોનો નાશ કરેછે.

## દારૂહળદર.

दार्वी दारुहरिद्रा च पर्जन्या पर्जनीति च । कटंकटेरी पीता च भवेत्सैव पचम्पचा ॥ सैव कालीयकः प्रोक्तस्तथा कालेयकोऽपि च । पीतद्रुश्च हरिद्रुश्च पीतदारु कपीतकम् । दार्वी निशागुणा किन्तु नेत्रकर्णास्यरोगनुत् ॥

નામ—દાર્વી, દારૂહરિદ્રા, પર્જન્યા, પર્જની, કટંકટેરી, પીતા, પચંપચા, કાલીયક, કાલેયક, પીતદ્રુ, હરિદ્રુ, પીતદારૂ અને કપોતક એટલાં દારૂહળદરનાં સંસ્કૃત નામછે. હિં. દારૂહલદી; મ. દારૂહલદ; ફા. દારચોબ; અ. દારહલદ; ક. મરન રિસિન; તૈ. પાસુપુ; લા. Berberis aristata.

ગુણ—દારૂહળદરમાં હળદરના જેવાજ ગુણો છે અને તે વિશેષેકરી નેત્રના રોગ, કાનના રોગ તથા મોઢોડાના રોગને મટાડનાર છે.

## રસવતી.

दार्वीकाथसमं क्षीरं पादं पक्त्वा यदा घनम् । तदा रसाञ्जनाख्यं तन्नेत्रयोः परमं हितम् ॥ रसाञ्जनं तार्क्ष्यशैलं रसगर्भं च तार्क्ष्यजम् । रसाञ्जनं कटु श्लेष्मविषनेत्रविकारनुत् । उष्णं रसायनं तिक्तं छेदनं व्रणदोषहृत् ॥

લક્ષણ—દારૂહળદરનો ક્વાથ કરી તેમાં તે જેટલુંજ દુધ નાખી ક્વાથનો અને દુધનો ચોથો ભાગ બાળી નાખતાં તે સઘળું ઘાટું થઈ જાય ત્યારે રસાંજન (રસવંતી) કહેવાય છે. એ રસવંતી નેત્રને બહુજ હિતકારી છે. રસાંજન, તાર્ક્ષ્યશૈલ, રસગર્ભ અને તાર્ક્ષ્યજ એટલાં રસાંજનનાં સંસ્કૃત નામ છે. હિં. રસબત, મ. રસાંજન; અ. હુજુજ; ક. રસાંજન તૈ. રસાંજનમ; ઈં. Extract of Indion Beibery; લા. Axtiactum Berberis.

ગુણ—રસાંજન તીખું છે, ગરમ છે, રસાયનરૂપ છે, કડવું છે, દોષને કાપનાર છે અને ઝેર, નેત્રના વીકાર તથા વ્રણના દોષ એઓને મટાડનાર છે.

### *બાવચી.

अवल्गुजो वाकुची स्यात्सोमराजी सुपर्णिका । शशिलेखा कृष्णफला सोमा पूतिफलीति च ॥ सोमवल्ली कालमेषी कुष्ठघ्नी च प्रकीर्तिता । वाकुची मधुरा तिक्ता कटुपाका रसायनी ॥ विष्टम्भहृद्धिमा रुच्या सरा श्लेष्मास्रपित्तनुत् । रूक्षा हृद्या श्वासकुष्ठमेहज्वरकृमिप्रणुत् ॥ तत्फलं पित्तलं कुष्ठकफानिलहरं कटु । केश्यं त्वच्यं वमिश्वासकासशोथामपाण्डुनुत् ॥

નામ—અવલ્ગુજ, બાકુચી, સોમરાજી, સુપર્ણીકા, શશિલેખા, કૃષ્ણફલા, સોમા, પૂતિફલી, સોમવલ્લી, કાલમેષી અને કુષ્ઠઘ્ની એટલાં બાવચીનાં સંસ્કૃત નામ છે હિં. બાવચી; મ. બાવચાં; ક. બાઉચિગે; ઈં. Esculent flacourtia લા. Psoralia corylifolia

ગુણ—બાવચી મધુર છે, કડવી છે,

*દેશી વૈદક ગ્રંથોમાં આ બીજ ગરમ ગણેલાં છે અને કેટલાક લોકો તેને સરદ, દસ્ત ખુલાસે લાવનાર, જાગૃત કરનાર અને શેહેવત વધારનાર પણ ગણેછે. કોઢ તેમજ લોહીના બગાડથી થતાં ત્વચારોગમાં વાપરવા લખે છે અને પિત્તવિકાર તેમજ પેટના જંતુ કાઢવામાટે પણ તેનો ઉપયોગ કરવા ફરમાવેલ છે.

ડૉ. એનસ્લી કહેછે કે આ બીજ પેટમાં ચુંક આવતી હોય ત્યારે તેમજ કોઢના દરદમાં અને બીજા હઠીલા ત્વચારોગમાં વાપરવાથી ઘણી સારી અસર થાયછે.

ડૉ. ભાઉ દાજીએ આ બીજનો કોઢના દરદમાં ઘણો ઉપયોગ કરેલો છે અને તેનાથી તેને ફત્તેહ મળી છે.

કલકત્તાના ડૉ. કનૈયાલાલ દેવ તથા મુંબઈના ડૉ. લીસ્કએ આ બીજમાંથી કાઢેલા તેલને સાદા મલમ સાથે મેળવીને કોઢના દરદમાં ઉપયોગ કરેલ છે અને તેઓ કહેછે કેઃ—"થોડા દીવસ કોઢનાં ચાઠાં ઉપર આ તેલ લગાવવાથી તેમનો રંગ ધોળો મટી જઈને રતાશ પકડેછે. કોઈ વખતે જરા દરદ માલમ પડે છે, કોઈવખતે નાની ફોડકીઓ થાય છે પણ તેમને ઈજા કર્યા વિના તેમજ રહેવા દઈએ તો થોડા દીવસમાં સુકાઈ જાય છે અને વચમાં કાળો ડાઘ રહેછે. આ ડાઘની આસપાસ બાજુ પરથી તે ડાઘ વધવા માંડેછે અને ધીમે ધીમે કોઢનો તમામ ડાઘ નીકળી જાયછે. વળી એમ પણ સિદ્ધ થયું છે કે આ તેલ લગાવવાથી કોઢનાં નવાં ચાઠાં શરીર ઉપર વધતાં અટકેછે.

પાકમાં તીખી છે, રસાયનરૂપ છે, દસ્તની શેકાતને મટાડનાર છે, ટાઢી છે, રૂચી ઉપજાવનાર છે, દસ્તને ગતિ આપનાર છે, રૂક્ષ છે, મનને ગમે એવી છે, અને કફ,રૂધિરના રોગ, પિત્ત, શ્વાસ, કોઢ, પ્રમેહ, જ્વર તથા કૃમિ એઓને મટાડનાર છે, બાવચીનું ફલ પિત્ત કરનાર છે, કફને વાસ્તે તથા ચામડીને વાસ્તે સારૂં છે, તીખું છે અને કોઢ, કફ, વાયુ, વમન, શ્વાસ, ઉધરસ, સોજા, આમ અને પાંડુરોગ એઓને મટાડનાર છે.

## કુવાડીયો.

चक्रमर्दः प्रपुन्नाटो दद्रुघ्नो मेषलोचनः । पद्माटः स्यादेडगजश्चक्रः पुन्नाट इत्यपि ॥ चक्रमर्दो लघुः स्वादू रूक्षः पित्तानिलापहः । हृद्यो हिमः कफश्वासकुष्ठदद्रुकृमीन् हरेत् ॥ हन्त्युष्णं तत्फलं कुष्ठकण्डूदद्रुविषानिलान् । गुल्मकासकृमिश्वासनाशनं कटुकं स्मृतम् ॥

નામ—ચક્રમર્દ, પ્રપુન્નાટ, દદ્રુઘ્ન, મેષલોચન, પદ્માટ, એડગજ, ચક્ર, અને પુન્નાટ એટલાં કુવાડીઆનાં સંસ્કૃત નામ છે. હિં. ચકવડ, પવાડ, હરમલ; મ. ટાંકલા; ફા. સંઝસબોયા; ક. ચગચે; તૈ તાંટયમુ; ઈં. Dralleaved Cassia; લા Cassio Tora

ગુણ—કુવાડીઓ હલકો છે, મધુર છે, રૂક્ષ છે, ગમે એવો છે, ટાઢો છે અને પિત્ત, વાયુ, કફ, શ્વાસ, કોઢ, દાદર તથા કૃમિ એઓને મટાડનાર છે. કુવાડીયાનું ફલ ગરમ તથા તીખું છે અને તે કોઢ, ચળ, દાદર, ઝેર, વાયુ, ગોળો, ઉધરસ, કૃમિ તથા શ્વાસ એઓને મટાડનાર છે.

## અતવસ.

विषा त्वतिविषा विश्वा शृङ्गी प्रतिविषारुणा । शुक्लकन्दा चोपविषा भङ्गुरा घुणवल्लभा ॥ विषा सोष्णा कटुस्तिक्ता पाचनी दीपनी हरेत् । कफपित्तातिसारामविषकासवमिकृमीन् ॥

નામ—વિષા, અતિવિષા, વિશ્વા, શૃંગી, પ્રતિવિષા, અરૂણા, શુક્લકંદા, ઉપવિષા, ભંગુરા, અને ઘુણવલ્લભા એટલાં અતવસનાં સંસ્કૃત નામ છે. હિં. અતીસ, મ. અતિવિષ, ગુ. અતવસની કળી; ક. અતીવીષા; તૈ. અત્તિવાસા. લા. Aconitum HeteroPhyllum.

ગુણ—અતવસ ગરમ, તીખી, કડવી, પાચન, અગ્નિને દીપ્ત કરનાર અને કફ, પિત્ત, બહુ ઝાડાનું દરદ, આમ (અન્નાદિકનો કાચો ભાગ) ઝેર, ઉધરસ, વમન તથા કૃમિ એઓને મટાડનાર છે.

## *લોદર અને પટીઆલોદર.

लोध्रस्तिरीटकश्चैव शावरो गालवस्तथा । द्वितीयः पट्टिकालोध्रः क्रमुकः स्थूलवल्कलः ॥ जीर्णपत्री बृहत्पत्रः पट्टी

*સંસ્કૃત વૈદક ગ્રંથોમાં લોદરને થંભો, ગ્રાહી ગણેલ છે અને આંતરડાં, આંખ અને નાસુરનાં દરદોમાં ઉપયોગી ગણેલ છે. અવાળુ નરમ પડી ગયાં હોય અથવા તેમાંથી લોહી નીકળતું હોય ત્યારે છાલનો ઉકાળો કોગળા કરવામાં વપરાય છે.

ચક્રદત્તમાં અવાળુ ચડેલાં મટાડવાને લોદર, રસાંજની અને નાગરમોથનું ચૂર્ણ વાપરવા સલાહ કરેલ છે.



लाक्षाप्रसादनः । लोध्रो ग्राही लघुः शीतश्चक्षुष्यः कफपित्तनुत् । कषायो रक्तपित्तासृग्ज्वरातीसारशोथहृत् ॥

નામ—લોધ્ર, તિરીટક, શાવર અને માલવ એટલાં લોદરનાં નામ છે. પટ્ટિકાલોધ્ર કે જે લોદરની બીજી જાત છે તેનાં ક્રમુક, સ્થલવલ્કલ, જીર્ણપત્ર, બૃહત્પત્ર, પટ્ટી અને લાક્ષાપ્રસાદન એટલાં સંસ્કૃત નામ છે. હિં. શાબરલોધ, મ. લોધ્ર, અ. મુગામ; લા. Symplocos raclmosa.

ગુણ—લોદર દસ્તને રોકનાર, હલકો, થંડો, નેત્રને હિતકારી, કષાય અને કફ, પિત્ત, રક્તપિત્ત, રૂધિરનાં દરદ, જ્વર, બહુ, ઝાડાનું દરદ તથા સોજા એઓને મટાડનાર છે.

અમૃતસાગરમાં લોદર, જેઠીમધ, ફુલાવેલ ફટકડી અને રસવંતી સરખે ભાગે લઇને પાણીમાં ઘસીને વાપરવા લખેલ છે.

ડૉ. શેકસબરો કહેછે કે કલકત્તામાં આ ઝાડની છાલ રંગરેજ લોકો લાલ રંગ રંગવામાં ઘણી વાપરેછે.

મુંબઈ ઈલાકામાં લોદર ઘણી જાતના લેપ બનાવવામાં વપરાય છે. અને તેથી ભરાઈ ગયેલું લોહી તથા ગાંઠ પીગળી જાયછે એમ મનાય છે.

ડૉ. ચાર્લસ અને કનૈયાલાલદેવ સ્ત્રીઓની ગુહેંદ્રીમાંથી નીકળતા પ્રવાહમાટે આ ઝાડની છાલ ૨૦ ગ્રેન સાકર સાથે મેળવી આપવા ભલામણ કરેછે.

ચરક સંહિતામાં છાલને રક્તશુદ્ધિકર, અને સંગ્રાહ (સ્તંભક) ગણેલ છે.

. સુશ્રુત સંહિતામાં તેને મેદહર, કફહર, યોની દોષહર, સ્તંભક, ત્વચાશોધક, પક્વાતિસાર નાશક, રક્તપિત્તહર, અને રક્તપ્રદરને મટાડનાર વર્ણવેલ છે.

## *લસણ.

लशुनस्तु रसोनः स्यादुग्रगन्धो महौ-

*હારિત સંહિતામાં લસણની ઉત્પત્તિ નિચેપ્રમાણે લખી છેઃ—

સમુદ્રમંથન કરીને જ્યારે અમૃત કાઢવામાં આવ્યું તે પ્રસંગે દેવ અને દૈત્યોનો મોટો સંગ્રામ થયોઃ તે વખતે ગરૂડ તે અમૃતના કળશને ચાંચમાં ઘાલીને સ્વર્ગમાં લઈ ગયો. ગરૂડને સંગ્રામનો શ્રમ થયો હતો તથા તે શ્રમે કરીને વેગથી દોડતો હતો અને આકાશમાં ચઢયો હતો, તેથી એ આકુળ વ્યાકુળ થઈ ગયો હતો. એ કારણથી એની પાસેના અમૃતના કળશમાંથી અમૃતના બિંદુઓ નીચે પડયા. યુદ્ધથી દૂષિત થયેલા તે દેશમાં એકવાર જે અમૃતના બિંદુ પડયા તે ત્યાંજ રહ્યા. હવે કાળે કરીને તે સ્થળમાં બાર વર્ષનો દુષ્કાળ પડયો, તેથી વનમાં સઘળાં ઝાડ, કાંટા અને વેલા વગેરે સર્વ સૂકાઈ ગયું એ કારણને લીધે સઘળા ઋષિઓ અતિ મોટા સંકટમાં પડયા. તે ઋષિઓની મધ્યે એક ઘરડો ઋષિ હતો. તેનાથી ચલાતું નહિ; તેનાં અંગ સઘળાં જીર્ણ થઈ ગયાં હતાં; તે હાથમાં લાકડી લેઇને ચાલતો હતો; રસ્તે ચાલવાથી તે હારી ગયો હતો; તેના મુખમાંથી સઘળા દાંત પડી ગયા હતા. ભૂખથી પીડાયલા તે જગોમાં રહેનારા સર્વે ઋષિઓમાં તે પ્રસિદ્ધ હતો. એ ઘરડો ઋષિ પણ ભૂખથી પીડિત થઇને પૃથ્વીમાં જે જે ફળરૂપ ભાગ હતા ત્યાં ત્યાં ભટકતો હતો. એમ ભટકતાં ભટકતાં કોઈકવાર પુણ્યયોગથી સુંદર છોડવા તેના જેવામાં આવ્યા. તે છોડ લીલા શેવાળના સરખા હતા તથા તેની આસપાસ ઘણુંક લીલું ઘાસ પૃથ્વી ઉપર ઉગ્યું

पथम् । अरिष्टो म्लेच्छकन्दश्च यवेनष्टो रसोनकः ॥ यदामृतं वैनतेयो जहार सुरसत्तमात् । तदा ततोऽपतद्बिन्दुः स रसोनोऽभवद्भुवि ॥ पञ्चभिश्च रसैर्युक्तो रसेनाम्लेन वर्जितः । तस्माद्रसोन इत्युक्तो द्रव्याणां गुणवेदिभिः ॥ कटुकश्चापि मूलेषु तिक्तः पत्रेषु संस्थितः । नाले कषाय उद्दिष्टो नालाग्रे लवणः स्मृतः ॥ बीजे तु मधुरः प्रोक्तो रसस्तद्गुणवेदिभिः । रसोनो बृंहणो वृष्यः स्निग्धोष्णः पाचनः सरः ॥ रसे पाके च कटुकस्तीक्ष्णो मधुरको मतः । भग्नसन्धानकृत्कण्ठ्यो गुरुः पित्तास्रवृद्धिदः । बलवर्णकरो मेधाहितो नेत्र्यो रसायनः॥ हृद्रोगजीर्णज्वरकुक्षिशूलविबन्धगुल्मारुचिकासशोफान् । दुर्नामकाष्ठानलसादजन्तुसमीरणश्वासकफांश्च हन्ति ॥ मद्यं

હતું. આ ઘરડા ઋષિ ભૂખથી પીડાયલા હતા તેથી તેમણે તેનાં પાંદડાં છમાસ લગી ખાધાં. છ મહિના પછી તેનાં સૂકાં ડાળાં ખાધાં. અને તે પછી એક મહિના સુધી ઋષિએ તેનાં કંદ ખાધાં. પછી જ્યારે સુકાળ થયો ત્યારે સર્વે ઋષિઓ એકઠા થયા. આ ઘરડોઋષિ પણ જુવાન થઇને જ્યાં બધા ઋષિ હતા ત્યાં ગયો. તેને જોઇને સઘળા ઋષિઓ વિસ્મય પામ્યા અને તેને પૂછવા લાગ્યા કે તમે એવો શો ઉપાય કર્યો કે જેથી ઘરડા મટીને જુવાન થયા. પણ તે ઋષિએ તેમને કાંઈ કહ્યું નહિ, ત્યારે સઘળાએ મળીને તેને શાપ દીધો કે "જે પદાર્થ તેં ખાધો હશે તે પદાર્થ બ્રાહ્મણોને અભક્ષ્ય થાઓ તથા તે દુર્ગંધવાળું અને અપવિત્ર થાઓ." એવી રીતે લસણ ઉત્પન્ન થયું છે.



मांसं तथाम्लं च हितं लशुनसेविनाम् । व्यायाममातपं रोषमतिनीरं पयो गुडम् ॥ रसोनमश्नन् पुरुषस्त्यजेदेतान्निरन्तरम् ॥

નામ—લશુન, રસોન, ઉગ્રગંધ, મહૌષધ, અરિષ્ટ, મ્લેચ્છકંદ, યવનેષ્ટ અને રસોનક એટલાં લસણનાં સંસ્કૃત નામ છે. હિં લહસુન; મ. લસૂણ; પાંઢરી; ફા. સીર; અ. સુમ, ઇસ્કુર્દીયુન; ક. બીલીયવેલ્લુલી; તૈ. તેલ્લાઉલ્લી; ઈં. Zarlic-root લા. Allium Sativam.

ઉત્પત્તિ—ગરૂડજી ઈંદ્રની પાસેથી અમૃતનું હરણ કરી જતા હતા તેમાંથી પૃથ્વીપર જે છાંટો પડ્યો હતો તે લસણ થએલ છે.

ગુણ—લસણમાં માત્ર ખાટા રસવિના બાકીના પાંચે રસ છે એટલે એક રસ ઓછો છે માટે પદાર્થોના ગુણ જાણનારાઓએ તેને 'રસોન' નામ આપેલું છે. લસણના મૂળીઆમાં તીખો, પાનડામાં કડવો, નાળવામાં કષાય, નાળવાની અણીમાં ખારો અને બીજમાં મધુર રસ રહેલ છે. લસણ પુષ્ટીકારક, વીર્યને વધારનાર, સ્નિગ્ધ, ગરમ, પાચન, દસ્ત ઉતારનાર, પાકમાં તથા રસમાં તીખું અને મધુર છે. ભાંગેલાને સાંધનાર, કંઠને સારો કરનાર, ભારે, પિત્ત તથા રૂધિરને વધારનાર તથા બળ તથા વર્ણને વાસ્તે સારૂ છે. બુદ્ધિને સારી રાખે છે, નેત્રને હિતકારી, રસાયનરૂપ છે અને છાતીના રોગ, જીર્ણ જ્વર, પેટનાં શૂલ,

દસ્તની કબજીયત, ગોટો, અરૂચિ, ઉધરસ, સોજા, અરસ, કોઢ, અગ્નિનું મંદપણું, જીવડા, વાયુ, શ્વાસ તથા કફ એઓને મટાડનાર છે. લસણુ ખાવાના અભ્યાસીઓને મદ્ય, માંસ અને ખાટા પદાર્થો હિતકારી છે. લસણ ખાનારા માણસે પરિશ્રમ, તડકો, ક્રોધ, બહુ જળ, દૂધ અને ગોળ એટલા પદાર્થોનો સર્વદા ત્યાગ કરવો.

## ડુંગરી.

पलाण्डुर्यवनेष्टश्च दुर्गन्धो मुखदूषकः।
पलाण्डुस्तु गुणैर्ज्ञेयो रसोनसदृशो गुणैः॥
स्वादुः पाके रसेऽनुष्णः कफकृन्नातिपित्तलः। हरते केवलं वातं बलवीर्यकरो गुरुः॥

**નામ**—પલાંડુ, યવનેષ્ટ, દુર્ગંધ, અને મુખદૂષક એટલાં ડુંગરીનાં સંસ્કૃત નામ છે. હિં. પ્યાજ; મ. કાંદા; ફા. પ્યાજ. અ. બસલ; ક. લોહીળીઉલ્લી તૈ. નીરઉલ્લી; ઈં. Bulb, onion; લા. Allium sepa.

**ગુણ**—ડુંગરીમાં લસણના જેવાજ ગુણો છે. ડુંગરી પાકમાં તથા રસમાં મધુર છે, ગરમ નથી, કફ કરનાર છે, બહુ પિત્ત કરનારી નથી, બળ તથા વીર્યની વૃદ્ધિ કરે છે, ભારે છે અને કેવળ વાયુને મટાડે છે.

## *ભીલામાં.

भल्लातकं त्रिषु प्रोक्तमरुष्कोऽरुष्करोऽग्निकः। तथैवाग्निमुखी भल्ली वीरवृक्षश्च शोफकृत् ॥ भल्लातकफलं पक्वं स्वादुपाकरसं लघु । कषायं पाचनं स्निग्धं तीक्ष्णोष्णं छेदि भेदनम् ॥ मेध्यं वह्निकरं हन्ति कफवातव्रणोदरम् । कुष्ठार्शोग्रहणीगुल्मशोफानाहज्वरकृमीन् ॥ तन्मज्जा मधुरो वृष्यो बृंहणो वातपित्तहा । वृंतमारुष्करं स्वादु पित्तघ्नं केश्य-

*હિંદુ વૈદક ગ્રંથોમાં આ ફળ તીખું, ગરમ, જાગૃત કરનાર, પાચક, જ્ઞાનતંતુને જોર આપનાર અને ત્વચા ઉપર ફોડા આણનાર ગણેછે, અને તેને બદહજમી, હરસ, ત્વચારોગ અને સાંધાના દરદમાં વાપરેછે.

મુસલમાન વૈદ્યો તેને ગરમ અને ખુશ્ક ગણીને તમામ જાતના ત્વચારોગ, મરગી અને સાંધાનાં બીજાં દરદોમાં ૧૨ થી ૨૪ ગ્રેનની માત્રામાં આપવાને ઉપયોગી ગણેછે. શરીરના બહાર ભાગ ઉપર સરદીના સોજા ઉપર આ રસ ચોપડવા ભલામણ કરેછે.

ગોવા તરફના પ્રદેશમાં દગના રોગઉપર ભીલામાં છાશમાં પલાળીને આપેછે તેમજ પેટમાંથી જીવડા કાઢી નાંખવામાટે પણ વાપરેછે. તે લોકો આ ફળને ઉકાળીને તેનું તેલ કાઢેછે જે ઘણું ગરમ હોવાથી સધીવા અને અચકી ગયેલી નસ ઉપર ચોળવા કામ લાગેછે. જો તેમાં બીજી દવા નાંખીને ઓછી શક્તિવાળું ન કરે તો તેનાથી ચામડીઉપર ફોલો (બ્લીસ્ટર)ઉઠી આવેછે.

સુશ્રુતસંહિતામાં આ ઝાડની છાલ સ્તંભક અને રોચક ગણેલી છે, અને ફળનું તેલ ચામડી ઉપર ફોડા આણનાર અને કૃમી ઉપર અને ઉર્ધ્વવાયુ નાશ કરનાર વર્ણવેલ છે.

ચરકસંહિતામાં આ ફળને દીપનીય, (ભુખ પ્રદીપ્ત કરનાર) ભેદનીય, (મળ પાતળો કરનાર) વીર્યદાયી (દાહ ઉત્પન્ન કરનાર) અને કુષ્ઠહર (કોઢ મટાડનાર) કહેલ છે.

ग्निकृत् ॥ भल्लातकः कषायोष्णः शुक्लो मधुरो लघुः । वातश्लेष्मोदरानाहकुष्ठार्शोग्रहणीगदान् ॥ हन्ति गुल्मज्वरश्वित्रवह्निमान्द्यकृमिव्रणान् ॥

નામ—ભલ્લાતક, અરૂષ્ક, અરૂષ્કર, અગ્નિક, અગ્નિમુખ, ભલ્લી, વીરવૃક્ષ અને શોફકૃત્ એટલાં ભીલામાનાં સંસ્કૃત નામ છે. તેઓમાં ભલ્લાતક શબ્દ ત્રણે લિંગનો છે. હિં. ભીલાવાં; મ. બિબવા, બીબા; ફા. બિલાદુર; અ. હબ્બુલકલ્બ, ક. કેરબીજ; તૈ. નાહ્લજીડી; ઇં. Marking nut; લા. Semecarpus anacardium.

ગુણ—ભીલામાનું પાકું ફળ પાકમાં અને રસમાં મધુર, હલકું, કષાય, પાચન સ્નિગ્ધ, તીક્ષ્ણ, ગરમ, મળને કાપનાર, દસ્ત લાવનાર, પવિત્ર, અગ્નિને કરનાર અને કફ, વાયુ, વ્રણ, પેટના રોગ, કોઢ, અરશ, સંગ્રહણી (એક જાતનું ઝાડાનું દરદ) ગોળો, સોજા, આફરો, જ્વર અને જીવડા એઓને મટાડનાર છે. ભીલામાનો ગર્ભ મધુર, વીર્યને વધારનાર, પુષ્ટિ આપનાર અને વાયુ તથા પિત્તને મટાડનાર છે. ભીલામાનું દીટીઉં મધુર, પિત્તને હરનાર કેશને વાસ્તે સારૂં અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે. ભીલામો કષાય, ગરમ, વીર્યને વધારનાર, મધુર, હલકો અને વાયુ, શ્લેષ્મ, પેટનો આફરો, કોઢ, અરશ, સંગ્રહણી, ગોળો, તાવ, ચીત્રી, અગ્નિનું મંદપણું, જીવડા અને વ્રણ એઓને મટાડનાર છે.

## ભાંગ.

भङ्गा गञ्जा मातुलानी मादिनी विजया जया । भङ्गा कफहरी तिक्ता ग्राहिणी पाचनी लघुः ॥ तीक्ष्णोष्णा पित्तला मोहमदवाग्वह्निवर्धिनी ॥

નામ—ભંગા, ગંજા, માતુલાની, માદિની, વિજયા અને જયા એટલાં ભાંગનાં સંસ્કૃત નામ છે. હિં. ભાંગ, ભંગ; બં. સિદ્ધિ; મ. ભાંગ; ફા. કનબ, જુનબ આજમ; લા. કપાના વીસ ઇંડીકા.

ગુણ—ભાંગ કફને હરનાર, કડવી, દસ્તને રોકનાર, પાચન, હલકી, તીક્ષ્ણ, ગરમ, પિત્ત કરનાર અને મોહ, મદ, બોલપણું તથા અગ્નિ એઓને વધારનાર છે.

## અફીણના ડોડવા.

तिलभेदः खसतिलः खाखसश्चापि स स्मृतः । स्यात्खाखसफलोद्भूतं वल्कलं शीतलं लघु ॥ ग्राहि तिक्तं कषायं च वातकृच्च कफासहृत् । धातूनां शोषकं रूक्षं मदकृद्वाग्विवर्धनम् ॥ मुहुर्मोहकरं रुच्यं सेवनात्पुंस्त्वनाशनम् ॥

નામ—તિલભેદ, ખસતિલ અને ખાખસ એ અફીણના ડોડવાનાં સંસ્કૃત નામ છે. હિં. પોસ્ત, ખસખસકા ફલ; બં. ટેરીવૃક્ષ; કા. ખસખસીચેં ઝાડાચે ફલાચે ખોંડ; ફા. કોકનાર; ઇં. પોપીસીડ; લા. પાપાવરીસકાસ્ફુલે.

ગુણ—તેની છાલ ઠંડી, હલકી, દસ્તને રોકનાર, કડવી, કષાય, વાયુને કરનાર કફ તથા લોહીને મટાડનાર, ધા-

તુઓને સુકાવનાર, રૂક્ષ, મદ કરનાર, ભાષણને વધારનાર, વારંવાર મોહ કરનાર, રૂચિ ઉપજાવનાર અને સેવન કરવાથી પુરૂષપણાનો નાશ કરનાર છે.

## અફીણ.

उक्तं खसफलक्षीरमाफूकमहिफेनकम् । तथा खसफलोद्भूतवल्कलमाययमित्यपि ॥

નામ-ખસફલક્ષીર, આફૂક, અને અહિફેનક એટલાં અફીણનાં સંસ્કૃત નામ છે. હિં. અફીમ, અમલ, આફુ; બં. અહીફેન; મ. અફુ, આફુ; ફા. અફ્યુન, તિર્યાક; અ. લબનુલકસસખાસ; લા. ઓપ્યસ, ઈં. Opium.

ગુણ-અફીણ શોષક, દસ્તને રોકનાર, કફને મટાડનાર અને વાયુ તથા પિત્તથી ભરેલું છે. ઉપર જે ડોડવાની છાલના ગુણો કહ્યા તેમાના ઘણાખરા ગુણો પણ અફીણમાં છે.

## ખસખસ.

उच्यन्ते खसबीजानि ते खाखसतिला अपि । खसबीजानि बल्यानि वृष्याणि सुगुरूणि च । जनयन्ति कफं तानि शमयन्ति समीरणम् ॥

નામ-ખસબીજ અને ખાખસતિલ એ ખસખસનાં સંસ્કૃત નામ છે. હિં. ખસખસ, ખસખસદાને; બં. પોસ્તદાના; મ. પોસ્તબીજ.

ગુણ-ખસખસ બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, બહુજ ભારે અને કફને ઉત્પન્ન કરનાર છે તથા વાયુને શાંત કરનાર છે.

## સિંધાલૂણ.

सैन्धवोऽस्त्री शीतशिवं माणिमन्थं च सिन्धुजम् । सैन्धवं लवणं स्वादु दीपनं पाचनं लघु । स्निग्धं रुच्यं हिमं वृष्यं सूक्ष्मं नेत्र्यं त्रिदोषहृत् ॥

નામ-સૈંધવ, શીતશિવ, માણિમંથ અને સિંધુક એટલાં સિંધાલૂણનાં સંસ્કૃત નામ છે. હિં. સેંધવનોન, નીમકલાહોરી; ફા. નમકસંગ; મ. સૈંધવ, સેંધેલુણ; અ. મીલહેહિંદી; ક. સૈંધવ; તૈ. સિંદઉપુ; ઈં. Chloride of Sodium; લા. Sodi-chloridum.

ગુણ-સિંધાલૂણ સ્વાદિષ્ટ, અગ્નિને દીપ્ત કરનાર, પાચન, હલકું, સ્નિગ્ધ, રૂચિ ઉપજાવનાર, થંડું, મૈથુનની શક્તિ આપનાર, સૂક્ષ્મ, નેત્રને હિતકારી અને દોષને મટાડનાર છે.

## સાંભરલૂણ.

शाकम्भरीयं कथितं गुडाख्यं रौमकं तथा ।गुडाख्यं लघु वातघ्नमत्युष्णं भेदि पित्तलम् ॥ तीक्ष्णोष्णं चापि सूक्ष्मं चाभिष्यन्दि कटुपाकि च ॥

નામ-શાકંભરીય અને રૌમક એ સાંભરલૂણનાં સંસ્કૃત નામ છે. જે ગોળનાં નામ છે તે સાંભરલૂણનાં પણ નામ છે. હિં. સાંભરનીમક.

ગુણ-સાંભરલૂણ હલકું, વાયુને હણ-

નાર, બહુ ગરમ, દસ્ત લાવનાર, પિત્ત-
ાય, તીક્ષ્ણ, સૂક્ષ્મ, દહીની પેઠે કફ ક-
.નાર અને પાકમાં તીખું છે.

### દરીયાઇલૂણ.

सामुद्रं यत्तु लवणमक्षीवं वशिरं च तत् । सामुद्रजं सागरजं लवणोदधिसम्भवम् ॥ सामुद्रं मधुरं पाके सतिक्तं मधुरं गुरु । नात्युष्णं दीपनं भेदि सक्षारमविदाहि च ॥ श्लेष्मलं वातनुत्तिक्तमरूक्षं नातिशीतलम् ॥

નામ—સામુદ્ર, અક્ષીવ, વશિર, સમુદ્રજ, સાગરજ અને લવણોદધિસંભવ એટલાં દરીયાઇ લૂણનાં સંસ્કૃત નામ છે. હિં. પાંગા, સમુદ્રનીમક; બં. કરકચલવણ; મ. મીઠ.

ગુણ—દરીયાઇલૂણ મધુર, પાકમાં તીખાશ સહિત મધુર, ભારે; બહુ ગરમ નથી, અગ્નિને દીપ્ત કરનાર, દસ્ત લાવનાર, ખારા રસવાળું અને બળતરા કરનાર નથી. કફ કરનાર, વાયુને મટાડનાર અને કડવું છે, રૂક્ષ નથી અને અત્યંત થંડું પણ નથી.

### બીડલૂણ.

बिडं पाक्यं च कृतकं तथा द्राविडमासुरम् । बिडं सक्षारमूर्ध्वाधःकफवातानुलोमनम् ॥

( ऊर्ध्वं कफमधो वातं संचारयेदित्यर्थः ) दीपनं लघु तीक्ष्णोष्णं रूक्षं रुच्यं व्यवायि च । विबन्धानाहविष्टम्भहृद्गौरवशूलनुत् ॥

નામ—બિડ, પાક્ય, કૃતક, દ્રાવિડ અને આસુર એટલાં બીડલૂણનાં સંસ્કૃત નામ છે. હિં. બિરીઆ, સંચર નીમક; બં. વીટ્લવણ; મ. બીડલોણ.

ગુણ—બીડલૂણ ખારા રસવાળું, કફને ઉંચો ચલાવનાર, વાયુને નીચો ચલાવનાર, અગ્નિને દીપ્ત કરનાર, હલકું, તીક્ષ્ણ, ગરમ, રૂક્ષ, રૂચિ ઉપજાવનાર, પ્રથમ સઘળા શરીરમાં વ્યાપીને પછી પાકનાર અને ઝાડાની કબજીયત, આફરો, ઝલાઇ રેહેવું, છાતીનાં દરદ, ભારેપણું તથા શૂલ એઓને મટાડનાર છે.

### સંચળ.

सौवर्चलं स्याद्रुचकं मन्थपाकं च तन्मतम् । रुचकं रोचनं भेदि दीपनं पाचनं परम् ॥ सुस्नेहं वातनुन्नातिपित्तलं विशदं लघु । उद्गारशुद्धिदं सूक्ष्मं विबन्धानाहशूलजित् ॥

નામ—સૌવર્ચલ, રૂચક અને મંથપાક એટલાં સંચળનાં સંસ્કૃત નામ છે. હિં. સોહારડોડા, કાલાનીમક; બં. સંચળ લવણ; મ. પાદલોણ; ફા. નિમક સીયાહ; અ. મલા અસ્વદ; ફે. સૌવર્ચલ; ઈં. Black salt લા. Unnquasodii chloredum.

ગુણ—સંચળ રૂચિ ઉપજાવનાર, દસ્ત લાવનાર, અગ્નિને દીપ્ત કરનાર, બહુજ પાચન, સ્નિગ્ધ, વાયુને મટાડનાર, બહુ પિત્ત કરનાર નથી અને ચોખ્ખો, હલકો, ઓડકારને સાફ કરનાર, સૂક્ષ્મ છે અને

आडानी कब्जीयत, आफरो तथा शूळ एओने मटाडनार छे.

### खारानुं लूण.

औद्भिदं पांशुलवणं यज्जातं भूमितः स्वयम् । क्षारं गुरु कटु स्निग्धं शीतलं वातनाशनम् ॥

जे लूण पोतानी मेळेज धरतीमांथी उत्पन्न थाय छे तेनां औद्भीद अने पांसुलवण ए बे नाम छे. ए लूण खारु, भारे तीखुं, स्निग्ध, थंडुं अने वायुनो नाश करनार छे.

### चणानो खार.

चणकाम्लकमत्युष्णं दीपनं दन्तहर्षणम् । लवणानुरसं रुच्यं शूलाजीर्णविबन्धनुत् ॥

नाम—हिं. चनाखार, चनकलोनी; म. हरभरेची आंब.

गुण—चणानो खार बहु गरम, अग्निने दीप्त करनार, दांतने प्रफुल्लित करनार, खारापणवाळो, रुचि उपजावनार अने शूल अजीर्ण तथा मलबंधने मटाडनार छे.

### जवखार अने साजीखार.

पाक्यः क्षारो यवक्षारो यावशूको यवाग्रजः । स्वर्जिकापि स्मृतः क्षारः कापोतः सुखवर्चकः ॥ कथितः स्वर्जिकाभेदो विशेषज्ञैः सुवर्चिकः । यवक्षारो लघुः स्निग्धः सुसूक्ष्मो वह्निदीपनः ॥ निहन्ति शूलवातामश्लेष्मश्वासगलामयान् । पाण्डवर्शो ग्रहणीगुल्मानाहप्लीहहृदामयान् ॥ स्वर्जिकाल्पगुणा तस्माद्विशेषाद्गुल्मशूलहृत् । सुवर्चिका स्वर्जिकावद्बोद्धव्या गुणतो जनैः ॥

नाम—पाक्य, क्षार, यवक्षार, यावशूक अने यवाग्रज एटलां जवखारनां संस्कृत नाम छे. क्षार, कापोत, सुखवर्चक अने स्वर्जिका एटलां साजीखारनां संस्कृत नाम छे, विशेष जाणनारा लोको एक जातना साजीखारने सुवर्चिका पण कहेछे. हिं. सुहागा; बं. यवक्षार, म. जवखार; अ. नुतरुन; क. यवक्षार; तै. यवखार; इं. Carbonate of Potash; ला. Potassium Carbonas

हिं. सज्जी; म. सज्जीखार; फा. संजरकलीया; अ. कलीख सब्जुल अस्फर; इं. Carbonate of soda; ला. Caroxylon bo etidum.

गुण—जवखार हलको, स्निग्ध, बहु सूक्ष्म, अग्निने दीप्त करनार अने शूल, वायु, अपक्व भाग, कफ, श्वास, तथा गळानां दरद एओने मटाडनार छे. पांडुरोग, अरश, संग्रहणी, गोळा, मलबंध, बरलनुं दरद अने छातीनां दरद एओने पण मटाडनार छे. साजीखार जवखारथी ओछा गुणवाळो छे अने विशेषेकरी गोळाने तथा शूलने मटाडेछे. सुवर्चिकामां पण साजीखारना जेवाज गुणो छे एम समजवुं.

## ટંકણખાર.

सौभाग्यं टंकणं क्षारो धातुद्रावकमुच्यते । टंकणं वह्निकृद्रूक्षं कफहृद्वातपित्तकृत् ॥

નામ—સૌભાગ્ય, ટંકણ, ક્ષાર અને ધાતુદ્રાવક એટલાં ટંકણખારનાં સંસ્કૃત નામ છે. હિં. સોહાગા; ફા. તીંગાર, સ્વાગીખાર, ટંકણખાર; ગુ. ટંકણપાટીયો, ટંકણ ફુલીયો; અ. બુરગ; ક. બીલીપટંકણ; તૈ. એલીગાર. ઈં. Borax લા. Sodas Biboras.

ગુણ—ટંકણખાર અગ્નિને ઉત્પન્ન કરનાર, રૂક્ષ, કફને હરનાર અને વાયુ તથા પિત્તને કરનાર છે.

## બે ખાર અને ત્રણ ખાર.

स्वर्जिका यावशूकं च क्षारद्वयमुदाहृतम् । टङ्कणेन युतं तत्तु क्षारत्रयमुदीरितम् । मिलितं तूष्णगुणकृद्विशेषाद्गुल्महृत्परम् ॥

સાજીખાર અને જવખાર એ બે મળે ત્યારે ક્ષારદ્વય (બે ખાર) કેહેવાય છે અને તેમાં ટંકણખારને પણ મેળવવામાં આવે ત્યારે ક્ષારત્રય (ત્રણ ખાર) કેહેવાય છે. એઓ ઉપર કહેલા સઘળા ગુણો કરે છે અને વિશેષે કરી ગોળાને તો બહુજ મટાડે છે.

## ક્ષારાષ્ટક.

पलाशवज्जिशिखरि चिञ्चार्क तिलनालजाः । यवजः स्वर्जिका चेति क्षाराष्टकमुदाहृतम् । क्षारा एतेऽग्निना तुल्या गुल्मशूलहरा भृशम् ॥

લક્ષણ—ખાખરાનો ખાર, થોરનો ખાર, અઘેડાનો ખાર, આંબલીનો ખાર, આકડાનો ખાર, તલના નાળનો ખાર, જવખાર અને સાજીખાર એ આઠ ખાર ક્ષારાષ્ટક કેહેવાય છે.

ગુણ—એ ખારો અગ્નિ જેવા છે અને ગોળાને તથા શૂળને બહુજ મટાડનારા છે.

## ચુકો.

चुक्रं सहस्रवेधि स्याद्रसाम्लं शुक्रमित्यपि । चुक्रमत्यम्लमुष्णं च दीपनं पाचनं परम् ॥ शूलगुल्मविबन्धामवातश्लेष्महरं सरम् । वमिहृत्तास्यवैरस्यहृत्पीडावह्निमान्द्यहृत् ॥

નામ—ચુકો, સહસ્રવેધિ, રસામ્લ અને શુક્ર એટલાં ચુકાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—ચુકો બહુ ખારો, ગરમ, અગ્નિને દીપ્ત કરનાર, બહુજ પાચન, દસ્ત ઉતારનાર અને શૂળ, ગોળો, મળબંધ, આમવાત, કફ, વમન, તરસ, મોઢાનું રસરહિતપણું, છાતીની પીડા અને અગ્નિનું મંદપણું એઓને મટાડનાર છે.

इति श्रीमिश्रलटकनतनयश्रीमिश्रभावविरचिते भावप्रकाशे हरीतक्यादिवर्गः ॥

# कर्पूरादिवर्गः

## *કપુર.

पुंसि क्लीबे च कर्पूरः सिताभ्रो हिमवालुकः । घनसारश्चन्द्रसंज्ञो हिमनामापि स स्मृतः ॥ कर्पूरः शीतलो वृष्यश्चक्षुष्यो लेखनो लघुः । सुरभिर्मधुरस्तिक्तः कफपित्तविषापहः ॥ दाहतृष्णास्यवैरस्यमेदोदौर्गन्ध्यनाशनः । कर्पूरो द्विविधः प्रोक्तः पक्वापक्वप्रभेदतः । पक्वात्कर्पूरतः प्राहुरपक्वं गुणवत्तरम् ॥

નામ–કર્પૂર, સિતાભ્ર, હિમવાલુક, અને ઘનસાર, એ કપૂરનાં સંસ્કૃત નામ છે. જે ચંદ્રનાં અને હિમનાં નામ છે તે કપૂરનાં નામ પણ છે. કર્પૂર શબ્દ પુલિંગ અને નપુંસક એ બન્નેમાં પ્રવર્ત્તે છે. હિં. કાપૂર; મ. કાપૂર; ગુ. બરાસકપૂર, ચીનીયો કપૂર, ભીમસેની; અ. કાફુર કૈશોરી; ક. કર્પૂર; તૈ. કર્પૂરાસુ; ઈં. Camphor; લા. Camphora officinarum.

ગુણ–કપૂર ઠંડો, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી, મળોને ઊખેડનાર, હલકો, સુગંધિ, મધુર, કડવો, અને કફ, પિત્ત, ઝેર, દાહ, તરસ, મોહાડાનું વિરસપણું, મેદ તથા દુર્ગંધપણું એઓનો નાશ કરનાર છે. પાકો અને કાચો એમ બે પ્રકારનો કપૂર છે તેમાં પાકા કરતાં કાચામાં ઘણા ઘણા ગુણ છે.

*રાજનિઘંટમાં કપૂર બે જાતનું વર્ણવેલું છે. એટલે પક્વ અને અપક્વ.

મખજન ઉલ અદવીઆનો કર્તા કપુરની બનાવટનું પૂર્ણ વર્ણન કરતાં લખે છે કેઃ–હુગલીમાં કેટલાંક ઇમારતી લાકડાં લાવ્યા હતા તેમાંના એકને ચીરતાં કપૂર નીકળ્યું હતું.

દેશી વૈદ્યો ભીમસેની કપૂરને સાધારણ કપૂર કરતાં ઘણું જલદ અને સેહેવત વધારનાર ગણેછે.

મુસલમાન ગ્રંથકારો તેને ઠંડું અને મગજ તથા હૃદયને મજબુત કરનાર ગણેછે, અને ઘણી જાતના દરદમાં તેને વાપરવાની ભલામણ કરેછે. અને આંખના દરદમાં વાપરવાની મના કરેછે.

## ચીનાઇ કપૂર.

चीनाकसंज्ञः कर्पूरः कफक्षयकरः स्मृतः । कुष्ठकण्डूवमिहरस्तथा तिक्तरसश्च सः ॥

ચીનાઈ કપૂર કડવા રસવાળો છે અને કફ, કોઢ, ચળ તથા વમન એઓને મટાડનાર છે.

## કસ્તૂરી.

मृगनाभिर्मृगमदः कथितस्तु सहस्रभित् । कस्तूरिका च कस्तूरी वेधमुख्या च सा स्मृता ॥ कामरूपोद्भवा कृष्णा नैपाली नीलवर्णयुक् । काश्मीरी कपिलच्छाया कस्तूरी त्रिविधा स्मृता ॥ कामरूपोद्भवा श्रेष्ठा नैपाली मध्यमा भवेत्। काश्मीरदेशसम्भूता कस्तूरी ह्यधमा मता॥ कस्तूरिका कटुस्तिक्ता क्षारोष्णा शुक्रला गुरुः । कफवातविषच्छर्दि शीतदौर्गन्ध्यशोषहृत् ॥

નામ—મૃગનાભિ, મૃગમદ, સહસ્રભિત, કસ્તૂરિકા, કસ્તૂરી અને વેધમુખ્યા એટલાં કસ્તૂરીનાં સંસ્કૃત નામ છે. હિં. મૃગમદ, કસ્તૂરી; મ. કસ્તુરી; ફા. મુષ્ક; અ. મીસ્કતીબતી; ક. કસ્તુરી; તૈ. કાસ્તુરી; ઈં. Musk; લા. Moscus.

લક્ષણ—કામરૂપ દેશની કસ્તૂરી કાળી હોયછે, નેપાલની કસ્તૂરી નીલા વર્ણવાળી હોયછે અને કાશ્મીરની કસ્તૂરી પિંગળવર્ણવાળી હોયછે. એ રીતે ત્રણ પ્રકારની કસ્તૂરી હોય છે તેમાં પહેલી ઉત્તમ, બીજી મધ્યમ અને ત્રીજી અધમ છે.

ગુણ—કસ્તૂરી તીખી, કડવી, ખારી, ગરમ, વીર્યને વધારનાર, ભારે અને કફ, વાયુ, ઝેર, ઉલટી, શીત, દુર્ગંધપણું અને શોષ એઓને મટાડનાર છે.

## બેદમુસક.

लता कस्तूरिका तिक्ता स्वाद्वी वृष्या हिमा लघुः । चक्षुष्या च्छेदिनी श्लेष्मतृष्णावस्त्यास्यरोगहृत् ॥

નામ—બેદમુસક લતા કસ્તૂરીકા કહેવાય છે.

ગુણ—એ બેદમુસક કડવી, મધુર, વીર્યને વધારનાર, ટાઢી, હલકી, નેત્રને હિતકારી, મળોને છેદનાર અને કફ, તરસ, મૂત્રાશયના રોગ તથા મોહોડાના રોગ એઓને મટાડનાર છે.

## જબાદીયાં કસ્તૂરી.

गन्धमार्जारवीर्यं तु वीर्यकृत्कफवातहृत् । कण्डूकुष्ठहरं नेत्र्यं सुगन्धं स्वेदगन्धनुत् ॥

નામ—જબાદીયાં કસ્તૂરી ગંધમાર્જારવીર્ય કહેવાય છે.

ગુણ—એ કસ્તૂરી વીર્યને વધારનાર અને કફ, વાયુ, ચળ, કોઢ, તથા પસીનાનો ગંધ એઓને મટાડનાર છે, સુગંધી છે તથા નેત્રને હિતકારી છે.

## સુખડ.

श्रीखण्डं चन्दनं न स्त्री भद्रश्रीस्तैलपर्णिकः । गन्धसारो मलयजस्तथा चन्द्रद्युतिश्च सः ॥ स्वादे तिक्तं कषे पीतं छेदे रक्तं तनौ सितम् । ग्रन्थिकोटरसंयुक्तं चन्दनं श्रेष्ठमुच्यते ॥ चन्दनं शीतलं रूक्षं तिक्तमाह्लादनं लघु । श्रमशोषविषश्लेष्मतृष्णापित्तास्रदाहनुत् ॥

નામ—શ્રીખંડ, ચંદન, ભદ્રશ્રી, તૈલપર્ણિક, ગંધસાર, મલયજ તથા ચંદ્રદ્યુતિ એટલાં સુખડનાં સંસ્કૃત નામ છે. હિં. સફેદ ચંદન; મ. ચંદન; ફા.સુફેદ સંદલ; અ. સંદલેઅબીયદ; ક. બેટ્ટપંચેગંધ; તૈ. ચંદન. ઈં. Sandal wood; લા. Santalum album.

લક્ષણ—જે સુખડ સ્વાદમાં કડવી હોય, ઘસતાં પીળાશવાળી દેખાતી હોય, કાપતાં રાતી દેખાતી હોય, સ્વરૂપે ધોળી હોય અને ગાંઠો તથા કોતરવાળી હોય તે સુખડ શ્રેષ્ઠ કહેવાય છે.

ગુણ—સુખડ ઠંડી, રૂક્ષ, કડવી, સુખ આપનાર, હલકી અને શ્રમ, શોષ, ઝેર,

## कर्पूरादिवर्गः

### *કપુર.

पुंसि क्लीबे च कर्पूरः सिताभ्रो हिमवालुकः । घनसारश्चन्द्रसंज्ञो हिमनामापि स स्मृतः ॥ कर्पूरः शीतलो वृष्यश्चक्षुष्यो लेखनो लघुः । सुरभिर्मधुरस्तिक्तः कफपित्तविषापहः ॥ दाहतृष्णास्यवैरस्यमेदोदौर्गन्ध्यनाशनः । कर्पूरो द्विविधः प्रोक्तः पक्कापक्कप्रभेदतः । पक्कात्कर्पूरतः प्राहुरपक्कं गुणवत्तरम् ॥

નામ—કર્પૂર, સિતાભ્ર, હિમવાલુક, અને ઘનસાર, એ કપૂરનાં સંસ્કૃત નામ છે. જે ચંદ્રનાં અને હિમનાં નામ છે તે કપૂરનાં નામ પણ છે. કર્પૂર શબ્દ પુલિંગ અને નપુંસક એ બન્નેમાં પ્રવર્તે છે. હિં. કાપૂર; મ. કાપૂર; ગુ. બરાસકપૂર, ચીનીયો કપૂર, ભીમસેની; અ. કાફુર કૈશોરી; ક. કર્પૂર; તૈ. કર્પૂરામુ; ઈં. Camphor; લા. Camphora officinarum.

ગુણ—કપૂર ઠંડો, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી, મળોને ઊખેડનાર, હલકો, સુગંધિ, મધુર, કડવો, અને કફ, પિત્ત, ઝેર, દાહ, તરસ, મોહાડાનું વિરસપણું, મેદ તથા દુર્ગંધપણું એઓનો નાશ કરનાર છે. પાકો અને કાચો એમ બે પ્રકારનો કપૂર છે તેમાં પાકા કરતાં કાચામાં ઘણા ઘણા ગુણ છે.

*રાજનિઘંટમાં કપૂર બે જાતનું વર્ણવેલું છે. એટલે પકવ અને અપકવ.

મખજન ઉલ અદવીઆનો કર્તા કપુરની બનાવટનું પૂર્ણ વર્ણન કરતાં લખે છે કે:-હુગલીમાં કેટલાંક ઇમારતી લાકડાં લાવ્યા હતા તેમાંના એકને ચીરતાં કપૂર નીકળ્યું હતું.

દેશી વૈદ્યો ભીમસેની કપૂરને સાધારણ કપૂર કરતાં ઘણું જલદ અને સેહેવત વધારનાર ગણેછે.

મુસલમાન ગ્રંથકારો તેને ઠંડું અને મગજ તથા હૃદયને જાગ્રત કરનાર ગણેછે, અને ઘણી જાતના દરદમાં તેને વાપરવાની ભલામણ કરેછે. અને આંખના દરદમાં વાપરવાની મના કરેછે.

### ચીનાઈ કપૂર.

चीनाकसंज्ञः कर्पूरः कफक्षयकरः स्मृतः । कुष्ठकण्डूवमिहरस्तथा तिक्तरसश्च सः ॥

ચીનાઈ કપૂર કડવા રસવાળો છે અને કફ, કોઢ, ચળ તથા વમન એઓને મટાડનાર છે.

### કસ્તૂરી.

मृगनाभिर्मृगमदः कथितस्तु सहस्रभित् । कस्तूरिका च कस्तूरी वेधमुख्या च सा स्मृता ॥ कामरूपोद्भवा कृष्णा नैपाली नीलवर्णयुक् । काश्मीरी कपिलच्छाया कस्तूरी त्रिविधा स्मृता ॥ कामरूपोद्भवा श्रेष्ठा नैपाली मध्यमा भवेत् । काश्मीरदेशसम्भूता कस्तूरी ह्यधमा मता ॥ कस्तूरिका कटुस्तिक्ता क्षारोष्णा शुक्रला गुरुः । कफवातविषच्छर्दिशीतदौर्गन्ध्यशोषहृत् ॥

નામ-મૃગનાભિ, મૃગમદ, સહસ્રભિત, કસ્તૂરિકા, કસ્તૂરી અને વેધમુખ્યા એટલાં કસ્તૂરીનાં સંસ્કૃત નામ છે. હિં. મૃગમદ, કસ્તુરી; મ. કસ્તુરી, ફા. મુશ્ક; અ. મીસ્કતીબતી; ક. કસ્તુરી; તૈ. કાસ્તુરી; ઈં. Musk; લા. Moscun.

લક્ષણ-કામરૂપ દેશની કસ્તૂરી કાળી હોયછે, નેપાલની કસ્તૂરી નીલા વર્ણવાળી હોયછે અને કાશ્મીરની કસ્તૂરી પિંગળવર્ણવાળી હોયછે. એ રીતે ત્રણ પ્રકારની કસ્તૂરી હોય છે તેમાં પેહેલી ઉત્તમ, બીજી મધ્યમ અને ત્રીજી અધમ છે.

ગુણ-કસ્તૂરી તીખી, કડવી, ખારી, ગરમ, વીર્યને વધારનાર, ભારે અને કફ, વાયુ, ઝેર, ઉલટી, શીત, દુર્ગંધપણું અને શોષ એઓને મટાડનાર છે.

## બેદમુસક.

लता कस्तूरिका तिक्ता स्वाद्वी वृष्या हिमा लघुः । चक्षुष्या च्छेदिनी श्लेष्मतृष्णावस्त्यास्यरोगहृत् ॥

નામ-બેદમુસક લતા કસ્તૂરીકા કહેવાય છે.

ગુણ-એ બેદમુસક કડવી, મધુર, વીર્યને વધારનાર, ટાઢી, હલકી, નેત્રને હિતકારી, મળોને છેદનાર અને કફ, તરસ, મૂત્રાશયના રોગ તથા મોહોડાના રોગ એઓને મટાડનાર છે.

## જબાદીયાં કસ્તૂરી.

गन्धमार्जारवीर्यं तु वीर्यकृत्कफवातहृत् । कण्डूकुष्ठहरं नेत्र्यं सुगन्धं स्वेदगन्धनुत् ॥

નામ-જબાદીયાં કસ્તૂરી ગંધમાર્જારવીર્ય કેહેવાય છે.

ગુણ-એ કસ્તૂરી વીર્યને વધારનાર અને કફ, વાયુ, ચળ, કોઢ, તથા પસીનાનો ગંધ એઓને મટાડનાર છે, સુગંધી છે તથા નેત્રને હિતકારી છે.

## સુખડ.

श्रीखण्डं चन्दनं न स्त्री भद्रश्रीस्तैलपर्णिकः । गन्धसारो मलयजस्तथा चन्द्रद्युतिश्च सः ॥ स्वादे तिक्तं कपे पीतं छेदे रक्तं तनौ सितम् । ग्रन्थिकोटरसंयुक्तं चन्दनं श्रेष्ठमुच्यते ॥ चन्दनं शीतलं रूक्षं तिक्तमाह्लादनं लघु । श्रमशोषविषश्लेष्मतृष्णापित्तास्रदाहनुत् ॥

નામ-શ્રીખંડ, ચંદન, ભદ્રશ્રી, તૈલપર્ણિક, ગંધસાર, મલયજ તથા ચંદ્રદ્યુતિ એટલાં સુખડનાં સંસ્કૃત નામ છે. હિં. સફેદ ચંદન; મ. ચંદન; ફા. સુફેદ સંદલ; અ. સંદલેઅબીયદ; ક. વેટપેચેગંધ; તૈ. ચંદન. ઈં. Sandal wood, લા. Santalum album.

લક્ષણ-જે સુખડ સ્વાદમાં કડવી હોય, ઘસતાં પીળાશવાળી દેખાતી હોય, કાપતાં રાતી દેખાતી હોય, સ્વરૂપે ધોળી હોય અને ગાંઠે તથા કોતરવાળી હોય તે સુખડ શ્રેષ્ઠ કેહેવાય છે.

ગુણ-સુખડ ઠંડી, રૂક્ષ, કડવી, સુખ આપનાર, હલકી અને શ્રમ, શોષ, ઝેર,

કફ, તરસ, પિત્ત, રૂધિરનાં દરદ અને દાહ એઓને મટાડનાર છે.

### પીતચંદન.

**कालीयकं तु कालीयं पीताभं हरिचन्दनम् । हरिप्रियं कालसारं तथा कालानुसार्यकम् । कालीयकं रक्तगुणं विशेषाद्व्यङ्गनाशनम् ॥**

નામ—કાલીયક, કાલીય, પીતાભ, હરિચંદન, હરિપ્રિય, કાલસાર અને કાલાનુસાર્યક એટલાં પીતચદનનાં સંસ્કૃત નામ છે. હિ. પીલાચંદન, કલમ્બક, મ. પીવળાચંદન, ફા. સંદલચ્મબીયજ; લા. Santalame Flauam

ગુણ—પીતચંદનમાં રતાંજલિના જેવાજ ગુણો છે અને તે વિશેષેકરી ખીલને મટાડનાર છે.

### *રતાંજલી.

**रक्तचन्दनमाख्यातं रक्ताङ्गं क्षुद्रचन्दनम् । तिलपर्णं रक्तसारं तत्प्रवालफलं स्मृतम् ॥ रक्तं शीतं गुरु स्वादु छर्दितृष्णास्रपित्तहृत् । तिक्तं नेत्रहितं वृष्यं ज्वरव्रणविषापहम् ॥**

નામ—રક્તચંદન, રક્તાંગ, ક્ષુદ્રચંદન, તિલપર્ણ, રક્તસાર અને પ્રવાલફલ, એટલાં રતાંજલીનાં સંસ્કૃત નામ છે. હિ. લાલચંદન મ. રક્તચદન; ફા. સંડલેસુર્ખ; અ. સંડલે અહમર; ક. રક્તચદન; ઇં Redsandal wood. લા. Pterocarpus santalum

ગુણ—રતાંજલિ ટાઢી, ભારે, મધુર, કડવી, નેત્રને હિતકારી, વીર્યને વધારનાર અને વમન, તરસ, રૂધિરના રોગ, પિત્ત, જ્વર, વ્રણ તથા ઝેર એઓને મટાડનાર છે.

### *પતંગ.

**पतङ्गं रक्तसारं च सुरङ्गं रञ्जनं तथा। पट्टरञ्जकमाख्यातं पत्तूरं च कुचन्दनम् ॥**

* દત્તકૃત મેટીરીયા મેડીકામાં ત્રણ જાતનુ ચદનનુ લાકડું વર્ણવેલુ છે એટલે શ્રીખડ (સફેદ) પીત્તચદન (પીળુ ચદન) અને રક્તચદન (લાલ ચદન) તેમા રક્તચદનનુ લાકડું ગ્રાહી અને પૌષ્ટિક ગણેલ છે. સોજા ઉપર ચડક કરવામાટે તેમજ માથુ દુખતું હોય ત્યારે ઘસીને ચોપડવા ભલામણ કરેલ છે બહાર ચોપડવાથી તે સફેદ ચદન કરતા વધારે ચડી અસર કરેછે અને અદર આપવામાં તેનાથી ઓછી કરેછે એમ ધારવામા આવેલુ છે

શફા-ઉલ-અસકમનો કર્ત્તા લખેછે કે, પીત્તનો ઝાડો થતો હોય ત્યારે સફેદ ચદનનુ લાકડુ ઘસીને આપવુ, જ્યારે ઝાડામા લોહી જતુ હોય ત્યારે લાલ ચદન આપવુ અને જ્યારે પીત્ત અને લોહી એ બન્નેનો મીશ્ર ઝાડો થતો હોય ત્યારે બન્ને લાકડા સાથે આપવા. લોહીની ઉલટી વગેરે દરદોમાં રક્તચદનને દૂધસાથે વાટીને તથા ખસના રોગમા મધસાથે વાટીને આપવા ભલામણ કરેછે.

ચરકસંહિતામાં આ લાકડાને કાંતીકર (શરીરની કાતી સુધારનાર) ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને પિત્ત, કફ તથા અરૂચીનો નાશ કરનાર, વર્ણ્ય (ચામડીનો રગ સુધારનાર) જ્વરોપશમન (તાવ ઉતારનાર) તથા છર્દી નકર (ઉલટી બધ કરનાર) વર્ણવેલ છે.

* સુશ્રુતસંહિતામાં પતગના લાકડાને વર્ણ્ય (કાતી સુધારનાર) ઉલટી બધ કરનાર, કફનાશક, રક્તપિત્તહર, દાહના-

पतङ्गं मधुरं शीतं पित्तश्लेष्मव्रणास्त्रनुत्। हरिचन्दनवद्वेद्यं विशेषाद्दाहनाशनम् ॥ चन्दनानि तु सर्वाणि सदृशानि रसादिभिः। गन्धेन तु विशेषोऽस्ति पूर्वः श्रेष्ठतमो गुणैः ॥

**નામ**—પતંગ, રક્તસાર, સુરંગ, રંજન, પટ્ટરંજક, પતૂર અને કુચંદન એટલાં પતંગના લાકડાંનાં સંસ્કૃત નામ છે. **હિં.** પતંગ; **મ.** પતંગવૃક્ષ; **ફા.** બકં; **અ.** બકં; **ક.** તંગ; **ઈં.** Sappan wood. **લા.** Caesalpinia sappan.

**ગુણ**—એ લાકડું મધુર, થંડું અને પિત્ત તથા શ્લેષ્મને મટાડનાર છે. એમાં પિતચંદનના જેવાજ ગુણો છે અને તે વિશેષેકરી ખીલને મટાડનાર છે. સઘળા પ્રકારનાં ચંદનોમાં રસ વગેરે સરખાં છે. માત્ર ગંધનો ફેરફાર છે. સઘળા ચંદનોમાં સુખડ સર્વોત્તમ ગુણવાળી છે.

## અગર.

अगुरु प्रवरं लोहं राजार्हं योगजं तथा। वंशिकं क्रमिजं चापि क्रमिजग्धमनार्यकम् ॥ अगुरूष्णं कटु त्वच्यं तिक्तं तीक्ष्णं च पित्तलम् । लघु कर्णाक्षिरोगघ्नं शीतवातकफप्रणुत् ॥ कृष्णं गुणाधिकं तत्तु लोहवद्वारि मज्जति । अगुरुप्रभवः स्नेहः कृष्णागुरुसमः स्मृतः ॥

**નામ**—અગુરુ, પ્રવર, લોહ, રાજાર્હ, યોગજ, વંશિક, કૃમિજ, કૃમિજગ્ધ અને અનાર્યક એટલાં અગરનાં સંસ્કૃત નામ છે. **હિં.** અગર, કાલીઅગર, અગરસત, **મ.** કૃષ્ણાગર, **અ. ફા.** ઉદગરકી, **ઈં.** Eaglewood **લા.** Aquilaria agallocha.

**ગુણ**—અગર ગરમ, તીખું, ચામડીને હિતકારી, કડવું, તીક્ષ્ણ, પિત્ત કરનાર, હલકું અને કાનના રોગ, નેત્રના રોગ, શીત, વાયુ, તથા કફ એઓને મટાડનાર છે. જે અગર કાળા રંગનું હોય છે તેમાં અધિક ગુણ છે અને તે અગર લોઢાની પેઠે પાણીમાં બુડી જાય છે. અગરમાંથી બનાવેલા તેલમાં કાળા અગરના જેવા ગુણ છે.

## દેવદાર.

देवदारु स्मृतं दारुभद्रं दार्विन्द्रदारु च। मस्तदारु द्रुकिलिमं क्रित्रिमं सुरभूरुहः ॥ देवदारु लघु स्निग्धं तिक्तोष्णं

રન, પિત્તજ્વરનાશક, અને સંધાનીય (ગ્રાહી) ગણેલ છે.

ડૉ. વોરીંગ ફારમો કોપીઆ ઇન્ડીકામાં લખે છે કે:—આ લાકડાના કટકા ૧૨ રતલ ૧૦ શેર પાણીમાં ઉકાળીને પાછલ રહેલો સત્વ ૫ થી ૧૫ રતીની માત્રામાં આપવાથી અતિસાર તથા પ્રદર નાશ પામેછે.

*ચરકસંહિતામાં અગરને શીતપ્રશમન (ટાઢ દૂર કરનાર) અને કાસહર (ઉધરસ મટાડનાર) ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને વાત-કફહર, વર્ણપ્રસાદકર (શરીરનો રંગ સુધારનાર) કંડુનાશક અને કુષ્ટનાશક વર્ણવેલ છે. અગરના લાકડાને પાણીમાં ઉકાળીને પાણી પાવાથી તાવની બીમારીમાં લાગતી તરસ કમી થાયછે; અને તે મરડી અથવા રેફરાના દરદમાં પણ ઉપયોગી ગણાય છે.

कटुपाकि च । विबन्धाध्मानशोथामतन्द्राहिकाज्वरास्रजित् । प्रमेहपीनसश्लेष्मकासकण्डूसमीरनुत् ॥

**નામ**—દેવદારૂ, દારૂભદ્ર, દારૂ, ઇંદ્રદારૂ, મસ્તદારૂ, દ્રુકિલિમ, કૃત્રિમ અને સુરભૂરૂહ એટલાં દેવદારનાં સંસ્કૃત નામ છે. હિં. દેવદારૂ; મ. તેલ્યાદેવદાર; ફા. દેવદાર; અ. સજરતુલજીન; તૈ. દેવદારૂ ચેક્કા; લા. Cedrus deodara.

**ગુણ**—દેવદાર હલકું, સ્નિગ્ધ, કડવું, ગરમ, પાકમાં તીખું અને મલબંધ, આફરો, સોજા, આમ, નિદ્રા જેવું આલસ્ય, હિક, જ્વર, રૂધિરનાં દરદ, પ્રમેહ, શળીખમ, કફ, ઉધરસ, ચળ તથા વાયુ એઓને મટાડનાર છે.

### પિળો બેરજો.

सरलः पीतवृक्षः स्यात्तथा सुरभिदारुकः । सरलो मधुरस्तिक्तः कटुपाकरसो लघुः ॥ स्निग्धोष्णः कर्णकण्ठाक्षिरोगरक्षोहरः स्मृतः । कफानिलस्वेददाहकासमूर्च्छाव्रणापहः ॥

**નામ**—સરલ, પીતવૃક્ષ, અને સુરભીદારૂક, એટલાં પીળા બેરજાનાં સંસ્કૃત નામ છે. હિં. ધૂપ સરલ; બં. સરલ કાષ.

**ગુણ**—પીળો બેરજો મધુર, કડવો, પાકમાં તીખો, હલકો, સ્નિગ્ધ, ગરમ, અને કાનના રોગ, ગળાના રોગ, નેત્રના રોગ, ભૂતાદિકની પીડા, કફ, વાયુ, પસીનો, દાહ, ઉધરસ, મૂર્છા તથા વ્રણ એઓને મટાડનાર છે.

### તગર.

कालानुसार्यं तगरं कुटिलं नहुषं नतम् । अपरं पिण्डतगरं दण्डहस्ती च बर्हिणम् ॥ तगरद्वयमुष्णं स्यात्स्वादु स्निग्धं लघु स्मृतम् । विषापस्मारशूलाक्षिरोगदोषत्रयापहम् ॥

**નામ**—કાલાનુસાર્ય, તગર, કુટિલ, નહુષ અને નત એટલાં તગરનાં સંસ્કૃત નામ છે. બીજી જાતનું પણ એક તગર થાયછે તેનાં પિંડતગર, દંડહસ્તી અને બર્હિણ એ નામો છે. હિં. તગર; મ. ગોડે તગર; અ. સારૂન; ક. તગર; લા. Veleriana Hardwicku.

**ગુણ**—બન્ને તગર ગરમ, મધુર, સ્નિગ્ધ, હલકાં, અને ઝેર, વાઈ, શૂળ, નેત્રના રોગ તથા ત્રણે દોષને મટાડનારછે.

### પદ્મક.

पद्मकं पद्मगन्धि स्यात्तथा पद्माह्वयं स्मृतम् । पद्मकं तुवरं तिक्तं शीतलं वातलं लघु ॥ वीसर्पदाहविस्फोटकुष्ठश्लेष्मास्रपित्तनुत् । गर्भसंस्थापनं रुच्यं वमिव्रणतृषाप्रणुत् ॥

*ચરકસંહિતામાં તગરને શીતપ્રશમન (ટાઢ મટાડનાર) ચેતના સ્થાપન (બેશુદ્ધી લાવનાર) વર્ણવેલ છે.

સુશ્રુતસંહિતામાં તગરને વાત કફહર, વિષહર, વર્ણપ્રસાદન અને કંડુકુષ્ઠનાશક વર્ણવેલ છે.

નામ—જેટલાં કમળનાં નામ છે તે સઘળાં પદ્મકનાં નામ છે, પદ્મગંધી પણ એનું નામ છે. હિં. પદ્દમકાટ; મ. પદ્મકાષ્ટ; ક. પદ્મક; તૈ. પદ્મપુચેકવા; લા. Prunus hudum

ગુણ—પદ્મક તુરૂ, કડવું, થંડું, વાયુ કરનાર, હલકું, ગર્ભને સ્થાપનાર, રૂચિ ઉપજાવનાર, અને રતવા, દાહ, વિસ્ફોટક, કોઢ, કફ, રૂધિરનાં દરદ, પિત્ત, વમન, વ્રણ તથા તરશ એઓને મટાડનાર છે.

## *ગુગળ.

ગુગ્ગુલુર્દેવધૂપશ્ચ જટાયુઃ કૌશિકઃ પુરઃ। કુસ્તાલૂખલકં ક્લીબે મહિષાક્ષઃ પલંકપઃ॥ મહિષાક્ષો મહાનીલઃ કુમુદઃ પદ્મ ઇત્યપિ। હિરણ્યઃ પઞ્ચમો જ્ઞેયો ગુગ્ગુલોઃ પઞ્ચ જાતયઃ॥ ભૃઙ્ગાઞ્જનસવર્ણસ્તુ મહિષાક્ષ ઇતિ સ્મૃતઃ। મહાનીલસ્તુ વિજ્ઞેયઃ સ્વનામસમલક્ષણઃ॥ કુમુદઃ કુમુદાભઃ સ્યાત્પદ્મો માણિક્યસન્નિભઃ। હિરણ્યાક્ષસ્તુ હેમાભઃ પઞ્ચાનાં લિઙ્ગમીરિતમ્॥ મહિષાક્ષો મહાનીલો ગજેન્દ્રાણાં હિતાવુભૌ। હયાનાં કુમુદઃ પદ્મઃ સ્વસ્ત્યારોગ્યકરૌ પરૌ॥ વિશેષેણ મનુષ્યાણાં કનકઃ પરિકીર્તિતઃ। કદાચિન્મહિષાક્ષશ્ચ સ્મૃતઃ કૈશ્ચિન્નૃણામપિ॥ ગુગ્ગુલુઃ વિશદસ્તિક્તો વીર્યોષ્ણઃ પિત્તલઃ સરઃ। કષાયઃ કટુકઃ પાકે કટુ રૂક્ષો લઘુઃ પરઃ॥ ભગ્નસન્ધાનકૃદ્વૃષ્યઃ સૂક્ષ્મઃ સ્વર્યો રસાયનઃ। દીપનઃ પિચ્છિલો બલ્યઃ કફવાતવ્રણાપચીઃ॥ મેદોમેહાશ્મવાતાંશ્ચ ક્લેદકુષ્ઠામમારુતાન્। પિડિકાગ્રન્થિશોફાર્શોગણ્ડમાલાકૃમીન્ જયેત્॥ માધુર્યાચ્છમયેદ્વાતં કષાયત્વાચ્ચ પિત્તહા। તિક્તત્વાત્કફજિત્તેન ગુગ્ગુલુઃ સર્વદોષહા॥ સ નવો બૃંહણો વૃષ્યઃ પુરાણસ્ત્વતિલેખનઃ। સ્નિગ્ધઃ કાઞ્ચનસંકાશઃ પક્વજમ્બૂફલોપમઃ॥ નૂતનો ગુગ્ગુલુઃ પ્રોક્તઃ સુગન્ધિર્યસ્તુ પિચ્છિલઃ। શુષ્કો દુર્ગન્ધકશ્ચૈવ ત્યક્તપ્રકૃતિવર્ણકઃ॥ પુરાણઃ સ તુ વિજ્ઞેયો ગુગ્ગુલુર્વીર્યવર્જિતઃ। અમ્લં તીક્ષ્ણમજીર્ણં ચ વ્યવાયં શ્રમમાતપમ્। મદ્યં રોષં ત્યજેત્સમ્યગ્ગુણાર્થી પુરસેવકઃ॥

નામ—ગુગ્ગુલુ, દેવધૂપ, જટાયુ, કૌશિક, પુર, કુંભોલૂખલક (નપુંસકલિંગ) મહિષાક્ષ, અને પલંકપ એટલાં ગુગળનાં

*હિંદુ વૈદો ગુગળને પરમીઆ અને બીજા દરદોમાં ઘી સાથે મેળવીને તેમજ ખુજલી વગેરેમાં તથા ખરાબ નાસુર અને જખમપર લગાવવામાટે તેને લીંબુના રસ અને કોપરેલ તેલ સાથે મેળવીને આપવા ભલામણ કરેછે.

મુસલમાન ગ્રંથકારો ગુગળને લોહી સુધારનાર, કૌવત આપનાર, અને દસ્ત સુધારનાર ગણેછે અને બીજી ખુશલારો લાવનાર ગણેછે અને બીજી ખુશ-

મુસલમાન ગ્રંથકારો ગુગળને લોહી સુધારનાર, કૌવત આપનાર, અને દસ્ત ખુલાસો લાવનાર ગણેછે અને બીજી ખુશબોદાર દવા સાથે મેળવીને સંધીવા અને બીજા સાંધાનાં દરદ, ત્વચારોગ અને મૂત્રસ્થાનનાં દરદોપર આપવા જણાવેછે.

ચરકસંહિતામાં ગુગળને પુરૂષ વિરજનીય (મળનો રંગ બદલનાર) સ્વર સાફ કરનાર, કફહર, અને મૂત્રસ્થાન અને ફેફસાંનાં દરદ મટાડનાર ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને મેદ કફહર, અને યોનીદોષહર ગણેલ છે.

સંસ્કૃ નામ છે. હિં. ભૈસગુગર; મ. ભસાગુગુલ; ફા. બોએજ હુદાન; અ. મુક્ષીલે અર્જક; ક. ઈડગોળ; તૈ. માહીપાંછી; ઈં. Endian dellium. લા. Balsamodendron Raxburghie.

લક્ષણ—મહિષાક્ષ, મહાનીલ, કુમુદ, પદ્મ અને હિરણ્ય એવી રીતે ગુગળની પાંચ જાતો છે. જે ગુગળ ભમરા જેવા અને આંજણ જેવા વર્ણવાળો હોય તે મહિષાક્ષ કેહેવાય છે. જે ગુગળ બહુજ નીલા વર્ણવાળો હોય તે મહાનીળ કેહેવાય છે, જે ગુગળનો રંગ કુમુદના જેવો હોય તે કુમદાભ કેહેવાય છે. જે ગુગળ માણક જેવો હોય તે પદ્મ કેહેવાય છે અને જે ગુગળ સોના જેવો હોય તે હિરણ્ય અથવા હિરણ્યાક્ષ કેહેવાય છે. એ પાંચેનાં લક્ષણ સમજવાં.

ઉપયોગ—મહિષાક્ષ અને મહાનીલ એ બે ગુગળ હાથીઓને હિતકારી છે, કુમુદ અને પદ્મ એ બે ગુગળ ઘોડાઓને હિતકારી છે અને હિરણ્યાક્ષ ગુગળ વિશેષે કરી માણસોને હિતકારી છે. કોઈ સમયે મહિષાક્ષ ગુગળ પણ માણસોને હિતકારી થાય છે એમ કેટલાએકનો મત છે.

ગુણ—ગુગળ સ્વચ્છ, કડવો, ગરમ, વીર્યવાળો, પિત્ત કરનાર, દસ્ત ઉતારનાર, કષાય, તીખો, પાકમાં પણ તીખો, રૂક્ષ, બહુજ હલકો, ભાંગાને સાંધનાર, મૈથુનની શક્તિ વધારનાર, સૂક્ષ્મ, સ્વરને વાસ્તે સારો, રસાયનરૂપ, અગ્નિને દીપ્ત કરનાર, ચિકણો, બળ આપનાર અને કફ, વાયુ, વ્રણ, ગાંઠ, મેદ, પ્રમેહ, પથરી, સડેલપણું, કોઢ, તથા આમવાત એઓને મટાડનાર છે. ગુગળ મધુર હોવાથી વાયુને શમાવે છે, કષાય હોવાથી પિત્તને મટાડે છે અને કડવો હોવાથી કફને જીતે છે એટલા માટે ગુગળ ત્રણે દોષને હરનાર છે. જો ગુગળ નવો હોય તો તે પુષ્ટિ આપે છે અને મૈથુનની શક્તિ વધારે છે. જુનો હોય તો તે મળોને બહુજ ઉખેડે છે. જે ગુગળ સ્નિગ્ધ, સોના જેવા રંગવાળો, પાકેલા જાંબુ જેવો, સુગંધી અને ચીકણો હોય તેને નવો સમજવો. જે ગુગળ દુર્ગંધ હોય અને જેમાં સ્વાભાવિક ગુણ તથા વર્ણ ન રહ્યા હોય તેને જુનો સમજવો. જુના ગુગળમાં શક્તિ હોતી નથી. ગુગળનું સેવન કરનારાને જો તેનો પુરેપુરો લાભ લેવાની ઇચ્છા હોય તો તેણે ખાટા પદાર્થ, તીક્ષ્ણ પદાર્થ, કાચા પદાર્થ, જીર્ણ પદાર્થ, મૈથુન, પરિશ્રમ, તડકો, મદ્ય અને રોષ એઓને છોડી દેવાં જોઇએ.

## દેવદારનો ગુંદરરૂપ ધૂપ.

श्रीवासः सरलस्रावः श्रीवेष्टो वृक्षधूपकः । श्रीवासो मधुरस्तिक्तः स्निग्धोष्णस्तुवरः सरः । पित्तलो वातमूर्धाक्षिस्वररोगकफापहः । रक्षोघ्नः स्वेददौर्गन्ध्ययूकाकण्डव्रणप्रणुत् ॥

નામ—શ્રીવાસ, સરલસ્રાવ, શ્રીવેષ્ટ અને વૃક્ષધૂપક એટલાં દેવદારના ગુંદરનાં સંસ્કૃત નામ છે. હિં. સરલ કાગોંદ, ગુગરી, ઇં. ટાર્પીનતેલ;

ગુણ—એ ગુંદર મધુર, કડવો, સ્નિગ્ધ, ગરમ, તુરો, દસ્ત ઉતારનાર, પિત્ત કરનાર અને વાયુ, માથાના રોગ, નેત્રના રોગ, સ્વરભંગાદિક, કફ, રાક્ષસની પીડા, પસીનો, દુર્ગંધપણું, જુ, ચળ તથા વ્રણ એઓને મટાડનાર છે.

### *રાળ.

रालस्तु शालनिर्यासस्तथा सर्जरसः स्मृतः । देवधूपो यक्षधूपस्तथा सर्वरसश्च सः ॥ रालो हिमो गुरुस्तिक्तः कषायो ग्राहको हरेत् । दोषास्रस्वेदवीसर्पज्वरव्रणविपादिकाः । ग्रहभग्नाग्निदग्धाश्रीशूलातीसारनाशनः ॥

નામ—રાળ, શાલનિર્યાસ, સર્જરસ, દેવધૂપ, યક્ષધૂપ અને સર્વરસ એટલા રાળનાં સંસ્કૃત નામ છે. હિં. રાર, રાલ; બં. ધુના; અ. ફીખર; ઈં. Yellowresin; લા. Resinaflava

*મખજન ઉલઅદવીઆનો કર્ત્તા મીર મહમદ હુસેન લખેછે કેઃ—માંદા માણસના ઓરડામાં ધુમાડો કરવામાં રાળનો ઉપયોગ કરવો ફાયદાકારક છે. રાળનું ઝાડ જેમ જેમ મોટી ઉમરનું થતું જાયછે તેમ તેમ ઘડનાં લાકડાં અને છાલની વચમાં રાળ જામતી જાયછે તેથી છાલ નીકળતી જાયછે. જુના નાસુર ઉપર રાળનો મલમ લગાડાયછે.

ગુણ—રાળ ટાઢો, ભારે, કડવો, કષાય, દસ્તને રોકનાર અને દોષ, લોહીનાં દરદ, પસીનો, રતવા, જ્વર, વ્રણ, વિપાદિકા નામનો કોઢ, પગનું દરદ, ભૂતપ્રેતથી થએલાં દુઃખ, અગ્નિદાહ, અલક્ષ્મી, શૂળ તથા વધો જતો ઝાડો એઓને મટાડનાર છે.

### કિંદરૂ.

कुन्दुरुस्तु मुकुन्दः स्यात्सुगन्धः कुन्द इत्यपि । कुन्दुरुर्मधुरस्तिक्तस्तीक्ष्णस्त्वच्यः कटुर्हरेत् । ज्वरस्वेदग्रहालक्ष्मीमुखरोगकफानिलान् ॥

નામ—કુંદુરૂ, મુકુંદ, સુગંધ, અને કુંદ એટલાં કિંદરૂનાં સંસ્કૃત નામ છે. હિં. ગુંદબરોસા; મ. અવલગુંદર, સાલઈડીક; ગુ. કિંદરૂ, ઈસેસ, શેશગુંદર; ફા. કુંદરરૂમી; અ. કુંદુરેજકર; ક. ઈડબોલ; તે. ગુગુલમુ; ઈં. Olibanum; લા. Boswelia therifera.

ગુણ—કિંદરૂ મધુર, કડવો, તીક્ષ્ણ, ચામડીને વાસ્તે સારો, તીખો અને જ્વર, પસીનો, ભૂતપ્રેત, અલક્ષ્મી, મોહોડાંના રોગ, કફ તથા વાયુ એઓને મટાડનાર છે.

### શેલારસ.

सिल्हकस्तु तुरुष्कः स्याद्यतो यवनदेशजः । कपितैलं च संख्यातस्तथा च कपिनामकः ॥ सिल्हकः कटुकः स्वादुः स्निग्धोष्णः शुक्रकान्तिकृत् । वृष्यः कण्ठ्यः स्वेदकुष्ठज्वरदाहग्रहापहः ॥

**નામ**—સિલ્હક, તુરૂષ્ક, કપિતૈલ, અને વાંદરાના નામવાળો એટલાં શેલારસનાં સંસ્કૃત નામ છે. શેલારસ યવનના દેશમાં ઉત્પન્ન થાય છે માટે તેનું 'તુરૂષ્ક' એવું નામ છે. હિં. સિલ્હાક; મ. શિલારસ; ફા. સલારસ; ક. પીંડતૈલ, ઇં. Liquid amber; લા. Liquidamber Orientatis.

ગુણ—શેલારસ તીખો, મધુર, સ્નિગ્ધ, ગરમ, વીર્યને વધારનાર; કાંતિ આપનાર, શક્તિ આપનાર, કંઠને હિતકારી અને પરસીનો, કોઢ, જ્વર, દાહ તથા ભૂતપ્રેત એઓને મટાડનાર છે.

### જાયફલ.

**जातीफलं जातिकोशं मालतीफलमित्यपि । जातीफलं रसे तिक्तं तीक्ष्णोष्णं रोचनं लघु ॥ कटुकं दीपनं ग्राहि स्वर्यं श्लेष्मानिलापहम् । निहन्ति मुखवैरस्यं मत्स्यदौर्गन्ध्यकृष्णताः । क्रिमिकासवमिश्वासशोषपीनसहृद्रुजः ॥**

નામ—જાતીફલ, જાતિકોશ અને માલતીફલ એટલાં જાયફલનાં સંસ્કૃત નામ છે. હિં—મ—ગુ—જાયફળ; ફા. જોઉંબુલા, અ.—જોઝઅલતીબ; તૈ. જાજીકાયા; ઇં. Nut meg, લા. Myristica officinalis.

ગુણ—જાયફલ રસમાં કડવું, તીક્ષ્ણ, ગરમ, રૂચિ ઉપજાવનાર, હલકું, તીખું, અગ્નિને દીપ્ત કરનાર, દસ્તને રોકનાર, સ્વરને હિતકારી અને કફ તથા પવન એઓને મટાડનાર છે. ગોહોડાનું કુસ્વાદપણું, મળ, દુર્ગંધપણું, કાળાશ, કૃમિ, ઉધરસ, વમન, શ્વાસ, શોષ, સળીખમ અને છાતીનાં દરદ એઓને પણ મટાડે છે.

### જાવંત્રી.

**जातीफलस्य त्वक्प्रोक्ता जातीपत्री भिषग्वरैः । जातिपत्री लघु स्वादुः कटूष्णा रुचिवर्णकृत् । कफकासवमिश्वासतृष्णाकृमिविषापहा ॥**

**નામ**—જાયફળની છાલ એ જાવંત્રી છે એમ વૈદ્યલોકો કહે છે. હિં. જાવીત્રી; મ. જાયપત્રી; ફા. જવત્રી; અ. બીસબાસા; ક. જાયપત્રી; તૈ. જાજીપત્રી; ઇં. Mace, લા. Myristicafiagrans;

ગુણ—જાવંત્રી હલકી, મધુર, કડવી, ગરમ, રૂચિ આપનાર, વર્ણને સારો કરનાર અને કફ, ઉધરસ, વમન, શ્વાસ, તરસ, કૃમિ તથા ઝેર એઓને મટાડનાર છે.

### *લવીંગ.

**लवङ्गं देवकुसुमं श्रीसंज्ञं श्रीमसूनकम् । लवङ्गं कटुकं तिक्तं लघु नेत्रहितं हिमम् ॥ दीपनं पाचनं रुच्यं कफपित्तास्रनाशकृत् । तृष्णां छर्दिं तथाध्मानं शूलमाशु विनाशयेत् । कासं श्वासं च हिक्कां च क्षयं क्षयपति ध्रुवम् ॥**

* હિંદુવૈદો લવીંગને ઉષ્ણ, પાચક, કફ દૂર કરનાર અને આમ બેસાડનાર ગણેછે; તેમજ પેટની ચુંક બેસાડવાને તેમજ તરસ છીપાવવાને અને ઉલટી, વાયુ વગેરેને બંધ કરવાને ઔષધ તરીકે આપેછે.

નામ—લવંગ, દેવકુસુમ, શ્રીસંજ્ઞ, અને શ્રીપ્રસૂનક એટલાં લવીંગનાં સંસ્કૃત નામ છે. હિં. લૌંગ; મ. લવંગ; ફાં. મેહક; અ. મીખકકર્નેફુલ; ક. લવંગકલિકા; ઈં. Cloves; લા. Caryophyllus aromaticus;

ગુણ—લવીંગ તીખું, કડવું, હલકું, નેત્રને હિતકારી, ટાઢું, અગ્નિને દીપ્ત કરનાર, પાચન, રૂચિ ઉપજાવનાર અને કફ, પિત્ત, રૂધિરના રોગ, તરસ, વમન, આફરો, શૂળ, ઉધરસ, શ્વાસ, હિક અને ક્ષયને અવશ્ય મટાડે છે.

## જાડી એળચી.

**एला स्थूला च बहुला पृथ्वीका त्रिपुटापि च । भद्रैला बृहदेला च चन्द्रबाला च निष्कुटिः ॥ स्थूलैला कटुका पाके रसे चानलकृल्लघुः । रूक्षोष्णा श्लेष्मपित्तास्रकण्डूश्वासतृषापहा ॥ हृल्लासविषवस्त्यास्यशिरोरुग्वमिकासजुत् ॥**

નામ—સ્થુલૈલા, બહુલા, પૃથ્વીકા, ત્રિપુટા, ભદ્રૈલા, બૃહદેલા, ચંદ્રબાલા અને નિષ્કુટિ એટલાં જાડી એળચીનાં સંસ્કૃત નામ છે. હિં. બડીલાયચી; મ. થોરવેલા, એલદોડે; ગુ. એલચા; ફા. હેલકલા; અ. કાકલેકીબાર; ઈં. Large Cardamon; લા. Amonum Suvalatum.

ગુણ—જાડી એળચી પાકમાં અને રસમાં તીખી, અગ્નિને દીપ્ત કરનાર, હલકી, રૂક્ષ, ગરમ અને કફ, પિત્ત, રૂધિરનાં દરદ, ચળ, શ્વાસ, તરસ, છાતીનું દરદ, ઝેર, મૂત્રાશયના રોગ, મોહોડાના રોગ, માથાના રોગ, વમન તથા ઉધરસને મટાડનાર છે.

## ઝીણી એળચી.

**सूक्ष्मोपकुञ्चिका तुत्था कोरङ्गी द्राविडी त्रुटिः । एला सूक्ष्मा कफश्वासकासार्शोमूत्रकृच्छ्रहृत् । रसे तु कटुका शीता लघ्वी वातहरी मता ॥**

નામ—સૂક્ષ્મૈલા, ઉપકુંચિકા, તુચ્છા, કોરંગી, દ્રાવિડી અને ત્રુટિ એટલાં ઝીણી એળચીનાં સંસ્કૃત નામ છે. હિં. ઈલાયચી; મ. લહુવેલા; ગુ. એલચી કાગદી; અ. કાકીલેસ્તગાર; તૈ. એલાકુ. ઈં. The lessr Cardamon; લા. Eleteria Cardamonum;

ગુણ—ઝીણી એળચી રસમાં તીખી, ટાઢી, હલકી અને વાયુ, કફ, શ્વાસ, ઉ-

મુસલમાનગ્રંથકારો લવીંગને ખુશ્ક અને ગરમ ગણે છે અને બહાર ચોપડવામાં અથવા ખવરાવવામાં આવે ત્યારે તેગની અસર ઝેરની અસર કમતી કરવાની તેમજ માથાનો દુખાવો બંધ કરવાની છે એમ તેઓ માને છે. વળી તેઓ એમ પણ કહેછે કે તે ખાવાથી અવાળું મજબુત થાયછે, શ્વાસ ખુશબોદાર ચાલે છે, કફ બેસી જાયછે અને પાચન શક્તિ વધે છે.

ઇંગ્રેજી ઔષધીમાં લવીંગને ગરમ, જાગ્રત કરનાર અને પેટની ચુક મટાડનાર ગણેલ છે; અને તે બદહજમી અને બીજાં દરદોમાં બીજા પદાર્થો સાથે મેળવીને આપેછે. ગર્ભવંતી સ્ત્રીઓને થતી ઉલટીમાં લવીંગને ગરમ પાણીમાં ભીંજાવીને તે પાણી પાવાની ભલામણ કરેલ છે.

ધરસ, અરસ તથા મૂત્રકૃચ્છને મટાડનાર છે.

## જાડી તજ.

त्वक्पत्रं च वराङ्गं स्याद्भृङ्गं चोदं तथोत्कटम् । त्वचं लघूष्णं कटुकं स्वादु तिक्तं च रूक्षकम् ॥ पित्तलं कफवातघ्नं कण्डूामारुचिनाशनम् । हृद्बस्तिरोगवातार्शःकृमिपीनसशुक्रहृत् ॥

નામ—ત્વક્પત્ર, વરાંગ, ભૃંગ, ચોદ, અને ઉત્કટ એટલાં જાડી તજનાં સંસ્કૃત નામ છે. હિં. દાલચીની; ફા. દાર્ચીની; અ. સાલીખા; ક. તજ. તૈ. ડાલચીની; ઇં. Cinnamon Bark; લા. C. cortex;

ગુણ—જાડી તજ હલકી, ગરમ, તીખી, મધુર, કડવી, રૂક્ષ, પિત્ત કરનાર અને કફ, વાયુ, ચળ, અપક્વ તથા અરૂચિ એઓને મટાડનાર છે. હૃદયના રોગ, મૂત્રાશયના રોગ, અરશ, કૃમિ, સળીખમ તથા વીર્યને પણ હરી લે છે.

## પાતળી તજ.

त्वक् स्वाद्वी तु तनुत्वक् स्यात्तथा दारुसिता मता । उक्ता दारुसिता स्वाद्वी तिक्ता चानिलपित्तहृत् ॥ सुरभिः शुक्रला वर्ण्या मुखशोषतृषापहा ॥

નામ—તનુત્વક અને દારૂસિતા એ પાતળી તજનાં સંસ્કૃત નામ છે.

ગુણ—પાતળી તજ મધુર, કડવી, તીખી, સુગંધી, વીર્યને વધારનાર, વર્ણને સારો કરનાર અને વાયુ, પિત્ત, મોઢાડાનો શોષ તથા તરસને મટાડનાર છે.

## તમાલપત્ર.

पत्रं तामलपत्रं च तथा स्यात्पत्रनामकम् । पत्रकं मधुरं किंचित्तीक्ष्णोष्णं पिच्छिलं लघु । निहन्ति कफवातार्शोहृल्लासारुचिपीनसान् ॥

નામ—પત્ર, તમાલપત્ર, અને પત્રનામક એટલાં તમાલપત્રનાં સંસ્કૃત નામ છે. હિં. તેજપાત; મ. સંભારપાન, તમાલપત્ર; ફા. સાદરજ. અ. સાજીજ; ક. પત્રક; તૈ. આકુપત્રી, ઇં. Folia malabath લા. Cinnamomum Tamala;

ગુણ—તમાલપત્ર મધુર, કાંઇક તીક્ષ્ણ તથા ગરમ, ચીકણું, હલકું અને કફ, વાયુ, અરસ, છાતીનું દરદ, અરૂચિ તથા સળીખમને મટાડનાર છે.

## *નાગકેસર.

नागपुष्पः स्मृतो नागः केशरो नागकेशरः । चाम्पेयो नागकिञ्जल्कः कथितः काञ्चनाह्वयः ॥

[ अयं पुष्पे तु क्लीबे ]

नागपुष्पं कषायोष्णं रूक्षं लघ्वामपाचनम् । ज्वरकण्डूतृषास्वेदच्छर्दिहृल्ला-

* હિંદુવૈદક શાસ્ત્રોમાં નાગકેશરના સુકવેલાં ફુલને વાટીને ઘી સાથે મેળવીને હુઝતા હરસ તેમજ પગનાં તળીયાંમાં થતી બળતરા મટાડવા ભલામણ કરી છે. અને આ ઝાડની છાલ અને મૂળીઆં પાણીમાં ભીંજવી તે પાણી પીવાથી પાચન શક્તિ વધે છે અને બીજમાંથી કચરીને કાઢેલું તેલ સંધીવાપર વાપરવા જણાવેછે.

समनाशनम् । दौर्गन्ध्यकुष्ठवीसर्पकफपित्तविषापहम् ॥

નામ—નાગપુષ્પ, નાગ, કેસર, નાગકેસર, ચંપેય, નાગકિંજલ્ક અને સોનાનાં નામવાળો એટલાં નાગકેસરનાં સંસ્કૃત નામ છે. એ શબ્દો જ્યારે ફૂલને લાગુ પડવામાં આવે છે ત્યારે નપુંસકલિંગમાં વાપરવામાં આવે છે. હિં. ક. મ. તૈ. નાગકેસર; અ. નારમુષ્ક; લા. Mesuaferrea;

ગુણ—નાગકેસર કષાય, ગરમ, રૂક્ષ, હલકું, અપક્વને પકાવનાર અને જ્વર, ચળ, તરસ, ઉલટી, હેડકી, દુર્ગંધપણું, કોઢ, રતવા, કફ, પિત્ત તથા ઝેરને મટાડનાર છે.

### ત્રિજાત અને ચતુર્જાત.

त्वगेला पत्रकैस्तुल्यैस्त्रिसुगन्धि त्रिजातकम् । नागकेशरसंयुक्तं चातुर्जातकमुच्यते ॥ तद्द्वयं रेचनं रूक्षं तीक्ष्णोष्णं मुखगन्धहृत् लघु पित्ताग्निकृद्वर्ण्यं कफवातविषापहम् ॥

લક્ષણ—તજ, એળચી અને તમાલપત્ર સમભાગે ભેળાં કરવામાં આવ્યાં હોય તે ત્રિસુગંધી અથવા ત્રિજાતક કહેવાય છે અને તેઓમાં નાગકેસર પણ જોડવામાં આવે તો ચતુર્જાત કહેવાય છે.

ગુણ—એ ત્રિજાતક તથા ચતુર્જાતક બંને રેચક, રૂક્ષ, તીક્ષ્ણ, ગરમ, અને મોહોડાનો દુર્ગંધ, કફ, વાયુ તથા ઝેરને મટાડનાર છે. હલકાં છે, પિત્ત કરનાર છે, અગ્નિ કરનાર છે અને વર્ણને વાસ્તે પણ સારાં છે.

### કેસર.

कुङ्कुमं घुसृणं रक्तं काश्मीरं पीतकं वरम् । संकोचं पिशुनं धीरं वाह्लीकं शोणिताभिधम् ॥ काश्मीरदेशजे क्षेत्रे कुङ्कुमं यद्भवेद्धि तत् । सूक्ष्मकेशरमारक्तं पद्मगन्धि तदुत्तमम् ॥ वाह्लीकदेशसंजातं कुङ्कुमं पाण्डुरं मतम् । केतकीगन्धयुक्तं तन्मध्यमं सूक्ष्मकेशरम् ॥ कुङ्कुमं पारसीके यन्मधुगन्धि तदीरितम् । ईषत्पाण्डुरवर्णं तदधमं स्थूलकेशरम् ॥ कुङ्कुमं कटुकं स्निग्धं शिरोरुग्व्रणजन्तुजित् । तिक्तं वमिहरं वर्ण्यं व्यङ्गदोषत्रयापहम् ॥

નામ—કુંકુમ, ઘુસૃણ, રક્ત, કાશ્મીર, પીતક, વર, સંકોચ, પિશુન, ધીર, બાહ્લિક એટલાં કેસરનાં સંસ્કૃત નામ છે. જેટલાં લોહીનાં નામ છે તે સઘળાં કેસરનાં પણ નામ છે. મ. હિં. કેસર; ફા. લરકીમાસ; અ. જાફરાન; ક. કુંકુમ; તૈ. કુંકુમપુવ્વુ; ઈં. Saffron, લા. Crocis-tigmata.

પરીક્ષા—કાશ્મીરદેશના ખેતરમાં જે ઝીણું, રાતું અને કમળ સરખા ગંધવાળું કેસર થાય છે તે ઉત્તમ છે. બાહ્લિક દેશમાં જે ઝીણું, ધોળાશવાળું અને કેતકી જેવા ગંધવાળું કેસર થાય છે તે મધ્યમ છે. ઇરાનમાં જે જાડું, જરા ધોળા રંગવાળું અને મધજેવા રંગવાળું કેસર થાય છે તે અધમ છે.

ગુણ—કેસર તીખું, સ્નિગ્ધ, કડવું, વર્ણને વાસ્તે સારૂં અને માથાનું દરદ, વ્રણ, જીવડા, વમન, ખીલ તથા ત્રણે દોષને મટાડનાર છે.

### ગોરોચન.

गोरोचना तु मङ्गल्या वन्ध्या गौरी च रोचना। गोरोचना हिमा तिक्ता वश्या मङ्गलकान्तिदा । विषालक्ष्मीग्रहोन्माद-गर्भस्रावक्षतास्रहृत् ॥

નામ—ગોરોચના, મંગલ્યા, વંધ્યા, ગૌરી અને રોચના એટલાં ગોરોચનનાં સંસ્કૃત નામ છે. ક. હિ. મ. ગોરોચન; અ. હજરૂલ બકર; તે. ગોરોચનમુ; ઈં. Gollstone, લા. Bostaurus.

ગુણ—ગોરોચન ટાઢી, કડવી, વશ્યકારક, મંગલકારક અને ઝેર, અલક્ષ્મી, ભૂતપ્રેત, ઘેલછા, ગર્ભસ્રાવ, ક્ષત તથા રૂધિરનાં દરદને મટાડનાર છે.

### નખલા તથા નખલી.

नखं व्याघ्रनखं व्याघ्रायुधं तच्चक्रकारकम् । नखं स्वल्पं नखी मोक्ता हनुर्हट्टविलासिनी ॥ नखद्वयं ग्रहश्लेष्मवातास्रज्वरकुष्ठहृत् । लघूष्णं शुक्रलं वर्ण्यं स्वादु व्रणविषापहम् । अलक्ष्मीमुखदौर्गन्ध्यहृत्पाकरसयोः कटुः ॥

નામ—નખ, વ્યાઘ્રનખ, વ્યાઘ્રયુધ અને ચક્રકારક એટલાં નખલાનાં સંસ્કૃત નામ છે. નખી, હનુ અને હટ્ટવિલાસિની એટલાં નખલીનાં, (ઝીણા નખલાનાં) નામ છે. હિં. હૌનોનેખ; મ. નખલા; ફા. નાખુનપર્યા; અ. અબ્ઝારૂતીબ; ક. નખ; ઈં. Shell; લા. Helix ashera.

ગુણ—એ બને હલકાં, ગરમ, વીર્યને વધારનાર, વર્ણને સારો કરનાર, મધુર અને ભૂતપ્રેત, કફ, વાયુ, રૂધિરનાં દરદ, જ્વર, કોઢ, વ્રણ, ઝેર, અલક્ષ્મી, તથા મુખના દુર્ગંધપણાને મટાડનાર છે અને પાક તથા રસમાં તીખાં છે.

### વાળો.

वालं ह्रीवेरबर्हिष्ठोदीच्यं केशाम्बुनाम च। वालकं शीतलं रूक्षं लघु दीपनपाचनम् । हृल्लासारुचिवीसर्पहृद्रोगामातिसारजित् ॥

નામ—વાલ, હ્રીબેર, બાર્હિષ્ઠ અને ઉદીચ્ય એટલાં વાળાનાં સંસ્કૃત નામ છે. કેશનાં અને પાણીનાં જેટલાં નામ છે તે સઘળાં સુગંધભરેલાં વાળાનાં પણ નામ છે. હિં. ખસ; મ. વાલા; ફા. ખસખાના; તે. વાટીવેલ્લુ; ક. વાલદવેરૂ; લા. Andropogon muricatus.

ગુણ—વાળો ઠંડો, રૂક્ષ, હલકો, અગ્નિને દીપ્ત કરનાર, પાચન, અને છાતીનું દરદ, અરૂચિ, રતવા, ઉબકી, અપક્વ તથા વહ્યા જતા ઝાડાને મટાડનાર છે.

### કાળો વાળો ( વીરણવાળો. )

स्याद्वीरणं वीरतरुर्वीरं च बहुमूलकम्।

वीरणं पाचनं शीतं वान्तिहृल्लघु तिक्तकम् ॥ स्तम्भनं ज्वरतुड्वान्तिमदजित्कफपित्तहृत् । तृणास्रविषवीसर्पकृच्छ्रदाहव्रणापहम् ॥

નામ—વીરણ, વીરતરૂ, વીર અને બહુમૂલક એટલાં કાળા વાળાનાં સંસ્કૃત નામ છે. મ. હિં. કાલાવાલા; તૈ. નક્ષવાટીવેરૂ.

ગુણ—કાળોવાળો પાચન, ઠંડો, વીર્યને થંભાવનાર, હલકો, કડવો અને વમન, જ્વર, મદ, કફ, પિત્ત, તરસ, રૂધિરનું દરદ, ઝેર, રતવા, મૂત્રકૃચ્છ, દાહ તથા વ્રણને મટાડનાર છે.

કાળા વાળાના ઝાડનું મૂલ.

वीरणस्य तु मूलं स्यादुशीरं नलदं च तत् । अमृणालं च सेव्यं च समगन्धिकमित्यपि ॥ उशीरं पाचनं शीतं स्तम्भनं लघु तिक्तकम् । मधुरं ज्वरहृद्वान्तिमदनुत्कफपित्तहृत् । तृणास्रविषवीसर्पदाहकृच्छ्रव्रणापहम् ॥

નામ—જે ઉપર લખેલા વીરણનું મૂળ છે તે ઉશીર, નલદ, અમૃણાલ, સેવ્ય અને સમગંધિક કહેવાય છે.

ગુણ—એ વાળો પાચન, ઠંડો, વીર્યને થંભાવનાર, હલકો, કડવો, મધુર અને જ્વર, વમન, મદ, કફ, પિત્ત, તરસ રૂધિરનાં દરદ, ઝેર, રતવા, દાહ, મૂત્રકૃચ્છ તથા વ્રણને મટાડનાર છે.

*જટામાંસી.

जटामांसी भूतजटा जटिला च तपस्विनी । मांसी तिक्ता कषाया च मेध्या कान्तिबलप्रदा । स्वाद्वी हिमा त्रिदोषास्रदाहवीसर्पकुष्ठनुत् ॥

નામ—જટામાંસી, ભૂતજટા, જટિલા અને તપસ્વિની એટલાં જટામાંસીનાં સંસ્કૃત નામ છે. તૈ. હિં. મ. જટામાંસી; ગુ. વાલછડ; ફા. સુમ્બુલ; અ. સુંબલુતીબ; ક. બહુલગંધે ઈં. Shikenara; લા. Nardostachys.

ગુણ—જટામાંસી કડવી, કષાય,

* મખજન ઉલઅદવીઆના કર્તા જટામાંસીને પેટનો બીગાડ કાઢનાર, જાગ્રત કરનાર, પીશાબ સાફ લાવનાર અને પિત્ત કાઢનાર ગણે છે, અને ફેફસાંનાં દરદોમાં તેમજ જ્ઞાનતંતુને જોર આપવામાટે અને હિસ્ટીરીયાના વ્યાધીમાં આપવા ભલામણ કરેછે. અને એમ પણ કહેછે કે તેના ઉપયોગથી માથાના વાળ કાળા અને લાંબા થાયછે.

ડૉ. એનસ્લી કહેછે કેઃ—આ પદાર્થમાંથી માથામાં નાખવાનું ખુશબોદાર તેલ નીકળે છે તેમજ લોહી સાફ કરવામાટે પેટમાં ખાવા અપાય છે.

સરવીલીયમ ઓશાંગનેસી જટામાંસીને વેલેરીઆન નામની દવાને બદલે વાપરવા ભલામણ કરેછે.

ચરકસંહિતામાં તેને વિકૃત ચેતના સ્થાપન અને ઉન્માદ અપસ્માર તથા વાયુના વિકાર ઉપર અકસીર જણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને વાતકફહર વર્ણપ્રસાદન, કંડુ દુષ્ટનાશન અને પીડાશામક વર્ણવેલ છે.

પવિત્ર કાંતિ તથા બળને આપનારી, મધુર, ટાઢી અને ત્રણે દોષ, રૂધીરનાં દરદ, દાહ, રતવા તથા કોઢને મટાડનાર છે.

## છડીલો. ( પથરફુલ )

शैलेयं तु शिलापुष्पं वृद्धं कालानुसार्यकम् । शैलेयं शीतलं हृद्यं कफपित्तहरं लघु । कण्डूकुष्ठाश्मरीदाहविषहृद्धुदरक्तहृत् ॥

નામ-શૈલેય, શિલાપુષ્પ, વૃદ્ધ અને કાલાનુસાર્યક એટલાં છડીલાનાં નામ છે.

ગુણ-છડીલો ટાઢો, હૃદયને ગમે એવો, હલકો અને કફ, પિત્ત, ચળ, કોઢ, પથરી, દાહ, ઝેર અને લોહીના ઝાડાને મટાડનાર છે.

## મોથ.

मुस्तकं न स्त्रियां मुस्तं त्रिषु वारिदनामकम् । कुरुविन्दश्च संख्यातोऽपरः क्रौडकसेरुकः ॥ भद्रमुस्तं च गुन्द्रा च तथा नागरमुस्तकः । मुस्तं कटु हिमं ग्राहि तिक्तं दीपनपाचनम् ॥ कषायं कफपित्तास्रतृड्ज्वरारुचिजन्तुहृत् । अनूपदेशे यज्जातं मुस्तकं तत्प्रशस्यते । तत्रापि मुनिभिः प्रोक्तं वरं नागरमुस्तकम् ॥

નામ-મુસ્તક, (પુલ્લિંગે તથા નપુસકલિંગે) અને મુસ્ત (ત્રણે લિંગે) એ મોથનાં સંસ્કૃત નામ છે. જેટલાં મેઘનાં નામ છે તે સઘળાં મોથનાં પણ નામ છે. કુરૂવિંદ, ક્રોડકસેરૂક, ભદ્રમુસ્ત, ગુંદ્રા અને નાગરમોથ એ સઘળી મોથની જાતો છે. હિં. મ. ગુ. નાગરમોથ; ફા. સુશ્કજમીન; અ. શાદકોફી; ક. ભદ્રમુસ્તા; તૈ. તુંગમુસ્તા. લા. Cyherus rotundous.

ગુણ-મોથ તીખી, ટાઢી, દસ્તને રોકનાર, કડવી, અગ્નિને દીપ્ત કરનાર, પાચન, કષાય અને કફ, પિત્ત, રૂધિરનાં દરદ, તરસ, જ્વર, અરૂચિ તથા જીવડાંને મટાડનાર છે. જે મોથ ઓલા પાણીવાળા પ્રદેશમાં ઉત્પન્ન થઈ હોય તે ઉત્તમ છે અને તેમાં પણ નાગરમોથ ઉત્તમ છે એમ મુનિઓએ કહ્યું છે.

## કચુરો.

कर्चूरो वेधमुख्यश्च द्राविडः कल्पकः शठी । कर्चूरो दीपनो रुच्यः कटुकस्तिक्त एव च ॥ सुगन्धिः कटुपाकः स्यात्कुष्ठार्शोव्रणकासनुत् । उष्णो लघुर्हरेच्छ्वासं गुल्मवातकफक्रमीन् ॥

નામ-કર્ચૂર, વેધમુખ્ય, દ્રાવિડ, કલ્પક અને શઠી એટલાં કચૂરાનાં સંસ્કૃત નામ છે. હિં. કચૂર; ક. મ. કચોરા; ફા. જરંબાદ; અ. એરકુલકાફુર; તૈ. કાચોરાલુ; ઈં. Long Zedoary; લા. Curcuma Zerumleet.

ગુણ-કચૂરો અગ્નિને દીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર, તીખો, કડવો, સુગંધી, પાકમાં તીખો, ગરમ, હલકો અને કોઢ, અરસ, વ્રણ, ઉધરસ, શ્વાસ, ગોળો,

વાયુ, તથા કફ તથા કૃમિને મટાડનાર છે.

## મુરામાંસી.

मुरा गन्धकटी दैत्या सुरभिः शालपर्णिका । मुरा तिक्ता हिमा स्वाद्वी लघ्वी पित्तानिलापहा । ज्वरासृग्भूतरक्षोघ्नी कुष्ठकासविनाशिनी ॥

નામ—મુરા, ગંધકટી, દૈત્યા, સુરભિ અને શાલપર્ણિકા એટલાં મુરામાંસીનાં સંસ્કૃત નામ છે. ગુ. મ. મોરમાંસી; ક. મુરે. હિં. મુરા.

ગુણ—મુરામાંસી કડવી, ટાઢી, મધુર, હલકી અને પિત્ત, વાયુ, જ્વર, રૂધિરનાં દરદ, ભૂત, રાક્ષસ, કોઢ તથા ઉધરસને મટાડનાર છે.

## ગંધપલાશી.

शठी पलाशी षड्ग्रन्था सुव्रता गन्धमूलिका । गन्धारिका गन्धवधूर्वधूः पृथुपलाशिका ॥ भवेद्गन्धपलाशी तु कषाया ग्राहिणी लघुः । तिक्ता तीक्ष्णा च कटुकानुष्णास्यमलनाशिनी । शोथकासव्रणश्वासशूलहिध्मग्रहापहा ॥

નામ—શઠી, પલાશી, ષડ્ગ્રંથા, સુવ્રતા, ગંધમૂલિકા, ગંધારિકા, ગંધવધૂ, વધૂ અને પૃથુપલાશિકા એટલાં ગંધપલાશીનાં સંસ્કૃત નામ છે. હિં. છોટા કચૂર; ગુ. કઠ; મ. કપુર કચરી; લા.કરક્યુમા આરોમાટીકા.

ગુણ—ગંધપલાશી કષાય, દસ્તને રોકનાર, હલકી, તીખી, તીક્ષ્ણ, કડવી, ગરમ નથી, મોહોડાના મેલને નાશ કરનાર છે અને સોજા, ઉધરસ, વ્રણ, શ્વાસ, શૂલ, હેડકી તથા ઝોડને મટાડનાર છે.

## કાંગ અને ઘઉંલા.

प्रियङ्गुः फलिनी कान्ता लता च महिलाह्वया । गुन्द्रा गुन्द्रफला श्यामा विष्वक्सेनाङ्गनाप्रिया॥ प्रियङ्गुः शीतला तिक्ता तुवरानिलपित्तहृत् । रक्तातियोगदौर्गन्ध्यस्वेददाहज्वरापहा ॥ गुल्मतृड्विषमोहघ्नी तद्वद्गन्धप्रियङ्गुका । तत्फलं मधुरं रूक्षं कषायं शीतलं गुरु । विबन्धाध्मानबलकृत्संग्राहि कफपित्तजित् ॥

નામ—પ્રિયંગુ, ફલિની, કાંતા, લતા, ગુંદ્રા, ગુંદ્રફલા, શ્યામા, વિષ્વક્સેના, અંગના અને પ્રિયા એટલાં કાંગનાં સંસ્કૃત નામ છે. જે સ્ત્રીનાં નામ છે તે સઘળાં કાંગનાં નામ પણ છે. હિં. ફુલફેન, મ. ગહવલા; ક. નેર્પીલગુ; બં. પ્રીયંગુ; લા. Prunus Mahaleb.

ગુણ—કાંગ શીતલ, કડવી, તુરી અને વાયુ, પિત્ત, રૂધિરનું અધિકપણું, દુર્ગંધપણું, પસીનો, દાહ, જ્વર, ગોળો, તરસ, ઝેર તથા મોહ એઓને મટાડનાર છે. જે કાંગમાં ગુણ છે તેજ ગુણ ઘઉંલામાં છે. કાંગનું ફલ મધુર, રૂક્ષ, કષાય, ઠંડું, ભારે, અને મળબંધ, આફરો તથા બળને કરનાર, દસ્તને રોકનાર અને કફ તથા પિત્તને મટાડનાર છે.

### રેણુકા.

रेणुका राजपुत्री च नन्दिनी कपिला द्विजा । भस्मगन्धा पाण्डुपुत्री स्मृता कौन्ती हरेणुका ॥ रेणुका कटुका पाके तिक्तानुष्णा कटुर्लघुः । पित्तला दीपनी मेध्या पाचिनी गर्भपातिनी । बलासवातवैकल्यतृट्कण्डूविषदाहनुत् ॥

નામ—રેણુકા, રાજપુત્રી, નંદિની, કપિલા અને તિલા એટલાં રેણુકાનાં સંસ્કૃત નામ છે. (કેટલાએક વૈદ્યલોકો રેણુકાને મેંદીનાં બીજ સમજે છે.) હિં. રેણુકા; બં. રેણુક; મ. રેણુકબીજ.

ગુણ—રેણુકા તીખી, પાકમાં કડવી, ગરમ નથી, હલકી, પિત્ત કરનાર, અગ્નિને દીપ્ત કરનાર, બુદ્ધિને હિતકારી, પાચન, ગર્ભને પાડનાર અને કફ, વાયુ, વિહ્વલપણું, તરસ, ચળ, ઝેર તથા દાહને મટાડનાર છે.

### તગરની ગાંઠ.

ग्रन्थिपर्णं ग्रन्थिकं च काकपुच्छं च गुच्छकम् । नीलपुष्पं सुगन्धं च कथितं तैलपर्णकम् ॥ ग्रन्थिपर्णं तिक्ततीक्ष्णं कटूष्णं दीपनं लघु । कफवातविषश्वासकण्डूदौर्गन्ध्यनाशनम् ॥

નામ—ગ્રંથીપર્ણ, ગ્રંથીક, કાકપુચ્છ, ગુચ્છક, નીલપુષ્પ, સુગંધ અને તૈલપર્ણક એટલાં તગરની ગાંઠનાં સંસ્કૃત નામ છે. હિં. ગઠીવન, ગાઠેના; બં. ગેઠેના; મ. ગઠોનાચા ઝાડ.

ગુણ—તગરની ગાંઠ કડવી, તીક્ષ્ણ, તીખી, ગરમ, અગ્નિને દીપ્ત કરનાર, હલકી અને કફ, વાયુ, ઝેર, શ્વાસ, ચળ, અને દુર્ગંધપણાનો નાશ કરનાર છે.

### ભટ્ઠ (તગરની ગાંઠનો ભેદ).

स्थौणेयकं बर्हिबर्हं शुकबर्हं च कुक्कुरम् । शीर्णरोमशुकं चापि शुकपुष्पं शुकच्छदम् ॥ स्थौणेयकं कटु स्वादु तिक्तं स्निग्धं त्रिदोषनुत् । मेधाशुक्रकरं रुच्यं रक्षोघ्नं ज्वरजन्तुजित् । हन्ति कुष्ठास्रदृड्दाहदौर्गन्ध्यतिलकालकान् ॥

નામ—સ્થૌણેયક, બર્હિબર્હ, શુકબર્હ, કુક્કુર, શીર્ણરોમશુક, શુકપુષ્પ અને શુકચ્છદ એટલાં ભટ્ઠનાં સંસ્કૃત નામ છે. (ભટ્ઠ મારવાડમાં પ્રસિદ્ધ છે.) હિં. શુનેર; મ. શુશેર.

ગુણ—ભટ્ઠ તીખું, મધુર, સ્નિગ્ધ, ત્રણે દોષને મટાડનાર, બુદ્ધિ આપનાર, વીર્યને વધારનાર, રૂચિ ઉપજાવનાર, ભૂતપ્રેતને હણનાર અને જ્વર, જીવડા, કોઢ, રૂધિરનાં દરદ, તરસ, દાહ, દુર્ગંધપણું અને તિલકાલક (એક જાતનો ક્ષુદ્રરોગ)ને મટાડનાર છે. (સ્થૌણેયક એટલે બોડીકલ્હાર એમ પણ કેટલાએક વૈદ્યોની કલ્પના છે)

### ભટેઉર (ગ્રંથીપર્ણની એક જાત).

निशाचरो धनहरः कितवो गणहासकः । रोचको मधुरस्तिक्तः कटुः पाके कटुर्लघुः ॥ तीक्ष्णो हृद्यो हिमो हन्ति कुष्ठकण्डूकफानिलान् । रक्षोऽश्रीस्वेदमेदोऽस्रज्वरगन्धविषव्रणान् ॥

નામ–નિશાચર, ધનહાર, કિતવ, અને ગણહાસક એટલાં ભટેઉરનાં નામ છે.

ગુણ–ભટેઉર રૂચિ ઉપજાવનાર, મધુર, કડવો, તીખો, પાકમાં પણ તીખો, હલકો, તીક્ષ્ણ, મનને ગમે એવો, ટાઢો, અને કોઢ, ચળ, કફ, વાયુ, ભૂતાદિક, અલક્ષ્મી, પસીનો, મેદ, રૂધિરનાં દરદ, તાવ, દુર્ગંધ, ઝેર તથા વ્રણ એઓને મટાડનાર છે.

### તાલીસપત્ર.

तालीसमुक्तं पत्राढ्यं धात्रीपत्रं च तत्स्मृतम् । तालीसं लघु तीक्ष्णोष्णं श्वासकासकफानिलान् । निहन्त्यरुचिगुल्माग्निमान्द्यक्षयामयान् ॥

નામ–તાલીસ, પત્રાઢય, અને ધાત્રીપત્ર એટલાં તાલીસનાં સંસ્કૃત નામ છે. હિં. મ. ગુ. તાળીસપત્ર; ફા. બરનખ; અ. તાલીસફર.

ગુણ–તાલીસ હલકું; તીક્ષ્ણ, ગરમ અને શ્વાસ, ઊધરસ, કફ, વાયુ, અરૂચિ, ગોળો, અપક્વ, અગ્નિનું મંદપણું તથા ક્ષય એઓને મટાડનાર છે.

### કંકોલ.

कङ्कोलं कोलकं प्रोक्तं तथा कोपफलं स्मृतम् । कङ्कोलं लघु तीक्ष्णोष्णं तिक्तं हृद्यं रुचिप्रदम् । आस्यदौर्गन्ध्यहृद्रोगकफवातामयान्ध्यहृत् ॥

નામ–કંકોલ, કોલક અને કોપફલ એટલાં કંકોલનાં સંસ્કૃત નામ છે. હિં. શીતલચીની; બં. કાંકલા, કવાબચીની; અ. કબાબ; હબ્બઉલરૂસ;

ગુણ–કંકોલ હલકું, તીક્ષ્ણ, ગરમ, કડવું, હૃદયને ગમે એવું, રૂચિ આપનાર, અને મુખનું દુર્ગંધપણું, છાતીનાં દરદ, કફ, વાયુ તથા આંધળાપણું એઓને મટાડનાર છે.

### ગંધકોકિલા અને ગંધમાલતી.

स्निग्धोष्णा कफहृत्तिक्ता सुगन्धा गन्धकोकिला । गन्धकोकिलया तुल्या विज्ञेया गन्धमालती ॥

ગંધકોકિલા સ્નિગ્ધ, ગરમ, કફને હરનાર અને સુગંધી છે. ગંધમાલતી પણ ગંધકોકિલા જેવીજ છે.

### લામજ્જક.

लामज्जकं सुतालं स्यादमृणालं लयं लघु । इष्टकापथकं सेव्यं नलदं चावदातकम् ॥ लामज्जकं हिमं तिक्तं लघु दोषत्रयास्रजित् । त्वगामयस्वेदकृच्छ्रदाहपित्तास्ररोगनुत् ॥

નામ–લામજ્જક, સુતાલ, અમૃણાલ, લય, લઘુ, ઈષ્ટકાપથક, સેવ્ય, નલદ અને અવદાતક એટલાં લામજ્જકનાં નામ છે.

ગુણ–લામજ્જક ટાઢું, કડવું, હલકું અને ત્રણે દોષ, લોહીનો બીગાડ, ચામડીના રોગ, પસીનો, મૂત્રકૃચ્છ, દાહ, તથા પિત્તને મટાડનાર છે.

### એલુકબાલ.

एलवालुकमैलेयं सुगन्धि हरिवालुकम् । एलवालुकमेलालु कापित्थं पत्रसी-

रितम् ॥ एलवालु कटुकं पाके कषायं शीतलं लघु । हन्ति कण्डूव्रणच्छर्दितृट्कासारुचिहृद्रुजः । वलासविषपित्तास्रकुष्ठमूत्रगदक्रमीन् ॥

નામ—એલવાલુક, ઐલેય, સુગંધી, એલાલુ, કપિત્થ, પવ અને હરિવાલુક એટલાં ચણકબાબનાં સંસ્કૃત નામ છે. હિં. ચીનીકબાબ; મ. કાપૂરચીની; ફા. કબાબહ; અ. કબાસ; ક. કંઢાલદ્રવ્ય; તે. કબાફચીની; ઇં. Cubeb hepper; લા. Cubeba officinalis.

ગુણ—ચણકબાબ તીખા, પાકમાં તુરા, ટાઢા, હલકા અને ચળ, વ્રણ, ઉલટી, તરસ, ઉધરસ, અરૂચિ, છાતીનાં દરદ, કફ, ઝેર, પિત્ત, લોહીનો બીગાડ, કોઢ, મૂત્રકૃચ્છ તથા કૃમિને મટાડનાર છે.

## કેવડીમોથ.

कुटन्नटं दासपुरं वालेयं परिपेलवम् । प्लवगोपुरगोनर्दकैवर्तीमुस्तकानि च ॥ मुस्तावत्पेलवपुटं शुक्राभं स्याद्वितुन्नकम् । वितुन्नकं हिमं तिक्तं कषायं कुटुकान्तिदम् । कफपित्तास्रवीसर्पकुष्टकण्डूविषमणुत् ॥

નામ—કુટન્નટ, દાસપુર, બાલેય, પરિપેલવ, પ્લવ, ગોપુર, ગોનર્દ,અને કૈવર્તી મુસ્તક, એટલાં કેવડી મોથનાં સંસ્કૃત નામ છે. હિં. કેવટી, ક. કોમટી, મોથા; બં. વેઉટમુથા. કેવડીમોથ મોથની પેઠે કોમલ પુટવાળી અને વીર્યજેવી થાય છે.

ગુણ—કેવડીમોથ ટાઢી, કડવી, તુરી, તીખી, કાંતિ આપનાર અને કફ, પિત્ત, લોહીનો બીગાડ, રતવા, કોઢ, ચળ તથા ઝેરને મટાડનાર છે.

## કપુરીમધુરી.

स्पृक्कास्पृक् ब्राह्मणी देवी मरुन्माला लता लघुः । समुद्रान्तावधूः कोटिवर्षालंकोपिकेत्यपि ॥ स्पृक्का स्वाद्वी हिमा वृष्या तिक्ता निखिलदोषनुत् । कुष्ठकण्डूविषस्वेददाहास्रज्वररक्तहृत् ॥

નામ—સ્પૃક્કા, સ્પૃક બ્રાહ્મણી, દેવી, મરૂન્માલા, લતા, લધુ, સમુદ્રાંતવધૂ, કોટિવર્ષા અને અલંકાપિકા એટલાં કપુરીમધુરીનાં સંસ્કૃત નામ છે. હિં. અસવરગ, બં. ગંધપીંડીમ; મ. કર્પૂરવલ્લી; તા. કારીતુંબ.

ગુણ—કપુરી-મધુરી મધુર, ટાઢી, વીર્યને વધારનાર, તીખી અને સઘળા દોષ, કોઢ, ચળ, ઝેર, પસીનો, દાહ, લોહીનો બીગાડ તથા તાવને મટાડનાર છે.

## પર્પટી (પદ્માવતી).

पर्पटीरञ्जना कृष्णा जतुका जननी जनी । जतुकृष्णाग्निसंस्पर्शा जतुकृचक्रवर्तिनी ॥ पर्पटी तुवरा तिक्ता शिशिरा वर्णकृल्लघुः । विषव्रणहरी कण्डूकफपित्तास्रकुष्ठनुत् ॥

નામ—પર્પટી, રંજના, કૃષ્ણા, જતુકા, જનની, જના, જતુકૃષ્ણા,અગ્નિસંસ્પર્શા, જતુકૃત્ અને ચક્રવર્તિની એટલાં પર્પટીનાં સંસ્કૃત નામ છે. હિં. પપરી; મ. પાપડી.

ગુણ—પર્પટી તુરી, કડવી, ટાઢી, વર્ણને સારો કરનાર, હલકી, અને ઝેર, વ્રણ, ચળ, કફ, પિત્ત, લોહીનો બીગાડ તથા દાઢને મટાડનાર છે.

નલિકા (સુગંધી બલાકૃતિ).

नलिका विद्रुमलता कपोतचरणा नटी। धमन्यञ्जनकेशी च निर्मध्या सुषिरा नली ॥ नलिका शीतला लघ्वी चक्षुष्या कफपित्तहृत्। कृच्छ्राश्मवाततृणास्रकुष्ठकृज्ज्वरापहा ॥

નામ—નલિકા, વિદ્રુલતા, કપોતચરણા, નટી, ધમની, અંજનકેશી, નિર્મધ્યા, સુષિરા અને નલી એટલાં નલિકાનાં નામ છે.

ગુણ—નલિકા ટાઢી, હલકી, નેત્રને હિતકારી, અને કફ, પિત્ત, મૂત્રકૃચ્છ, પથરી, વાયુ, તરસ, લોહીનો બીગાડ, કોઢ, ચળ તથા તાવને મટાડનાર છે.

પ્રપૌંડરીક (પુંડેરી).

प्रपौण्डरीकं पौण्डर्यं चक्षुष्यं पौण्डरीयकम्। पौण्डर्यं मधुरं तिक्तं कषायं शुक्रलं हिमम्। चक्षुष्यं मधुरं पाके वर्ण्यं पित्तकफप्रणुत् ॥

નામ—પ્રપૌંડરીક, પૌંડર્ય, ચક્ષુષ્ય અને પૌંડરીયક એટલાં પ્રપૌંડરીકનાં નામ છે.

ગુણ—પ્રપૌંડરીક મધુર, કડવું, કષાય, વીર્યને વધારનાર, ટાઢું, નેત્રને હિતકારી, પાકમાં મધુર, વર્ણને સારો કરનાર અને પિત્ત તથા કફને મટાડનાર છે.

॥ इति भावप्रकाशे कर्पूरादिवर्गः ॥

# અથ ગડૂચ્યાદિવર્ગઃ

## *ગળો.

अथ लंकेश्वरो मानी रावणो राक्षसाधिपः। रामपत्नीं बलात्सीतां जहार मदनातुरः ॥ ततस्तं बलवान् रामो रिपुं जायापहारिणम्। ततो वानरसैन्येन जघान रणमूर्द्धनि ॥ हते तस्मिन् सुरारातौ रावणे बलगर्विते। देवराजः सहस्राक्षः परितुष्टोऽतिराघवे ॥ तत्र ये वानराः केचिद्राक्षसैर्निहता रणे। तानिन्द्रो

* ડૉ. વાઇટ લખેછે કેઃ—ગળો પાચનશક્તિ ઘણી વધારે છે. આ કામમાટે શા રૂપીયાભાર ગળોને ૧ શેર ચડાપાણીમાં ૩ કલાક ભીંજવી તે પાણી ગળીને દીવસમાં ત્રણ વખત પાવું. ગળોનાં મુળીયાં ખાંડીને ૧૫–૨૦ ગ્રેનની માત્રામાં આપવાથી ઉલટી થાયછે અને સર્પે કરડેલા મનુષ્યને ઉપરની માત્રા પ્રમાણે ૨૦ મીનીટને અંતરે ત્રણ વખત આપવાથી ઝેર ઉતરી જાયછે.

હિંદુવૈદક શાસ્ત્રકારો મુદતને અંતરે આવતા તેમજ બીજી જાતના તાવ અટકાવવાને તેમજ સહેવત વધારવાને ગળોમાં તજ લવીંગ વગેરે ગરમ પદાર્થો મેળવીને આપવા ભલામણ કરેછે. કમળા તથા સંધીવાના દરદમાં પણ તેને ઉપયોગી ગણે છે. ગળોના પાંદડાંને મધ સાથે વાટીને ગુમડાપર ચોપડાય છે અને તેલમાં વાટીને માથાપર ચોપડવાથી શરદીથી દુખતું માથુ મટી જાયછે. ગળોસત્વ પીશાબના દરદમાટે અને અરસની ગાંઠમાટે ઘણુંજ અકસીર ગણાય છે. સંધીવામાં ગળો ઉકાળીને પાય છે ને તેથી પેશાબ વધારે થાયછે.

जीवयामास संसिच्यामृतवृष्टिभिः ॥ ततो येषु प्रदेशेषु कपिगात्रात्परिच्युताः । पीयूषबिन्दवः पेतुस्तेभ्यो जाता गुडूचिका ॥ गुडूची मधुपर्णी स्यादमृताऽमृतवल्लरी । छिन्ना छिन्नरुहा छिन्नोद्भवा वत्सादनीति च ॥ जीवन्ती तन्त्रिका सोमा सोमवल्ली च कुण्डली । चक्रलक्षणिका धीरा विशल्या च रसायनी ॥ चन्द्रहासी वयस्था च मण्डलीदेवनिर्मिता । गुडूची कटुका तिक्ता स्वादुपाका रसायनी ॥ संग्राहिणी कषायोष्णा लघ्वी बल्याग्निदीपनी । दोषत्रयामतृड्दाहमेहकासांश्च पाण्डुताम् ॥ कामला कुष्ठवातास्रज्वरकृमिवमीन् हरेत् । प्रमेहश्वासकासार्शःकृच्छ्रहृद्रोगवातनुत् ॥

ઉત્પત્તિ-લંકાનો રાજા, અભિમાની અને રાક્ષસોનો અધિપતિ રાવણ કામાતુર થઇને રામચંદ્રજીની સ્રી સીતાને બળાત્કારથી હરીજતાં બળવાન્ રામચંદ્રજીએ વાનરાઓના સૈન્યની સહાયતા લઈ રણભૂમિમાં સ્રીનું હરણ કરનારા એ શત્રુને માર્યો હતો. દેવતાઓનો શત્રુ અને બળથી ગર્વ પામેલો એ રાવણ મરણ પામ્યા પછી દેવતાઓના રાજા ઈંદ્રે રામચંદ્રજી ઉપર અત્યંત પ્રસન્ન થઈને, યુદ્ધમાં રાક્ષસોના હાથથી માર્યા ગએલા વાનરાઓ ઉપર અમૃતની વૃષ્ટિ કરીને તેઓને જીવતા કર્યા હતા. એપ્રમાણે અમૃતથી ભીંજાએલા વાનરાઓનાં ગાત્રોમાંથી જે જે સ્થલમાં અમૃતના છાંટા પડ્યા હતા તે તે સ્થલોમાં ગળોની પેદાશ થઈ છે.

નામ-ગડૂચી, મધુપર્ણી, અમૃતા, અમૃતવલ્લરી, છિન્ના, છિન્નરુહા, છિન્નોદ્ભવા, વત્સાદની, જીવંતી, તંત્રિકા, સોમા, સોમવલ્લી, કુંડલી, ચક્રલક્ષણિકા, વયઃસ્થા, મંડલી અને દેવનિર્મિતા એટલાં ગળોનાં સંસ્કૃત નામ છે. હિં. ગિલોય; મ. ગુળવેલ; ફા. અ. ગિલોઈ; ક. અમરદવલ્લી; તૈ. તિપ્પતિગા. લા. Cocculus cordifolious.

ગુણ-ગળો તીખી, કડવી, પાકમાં મધુર, રસાયનરૂપ, દસ્તને રોકનાર, તુરી, ગરમ, હલકી, બળ આપનાર, અગ્નિને દીપ્ત કરનાર અને ત્રણે દોષ, આમ, તરસ, દાહ, પ્રમેહ, ઉધરસ, પાંડુરોગ, કમળો, કોઢ, વાયુ, લોહીનો બીગાડ, તાવ, કૃમિ, ઉલટી, શ્વાસ, અરશ, મૂત્રકૃચ્છ, તથા છાતીનાં દરદને મટાડનાર છે.

## નાગરવેલનાં પાન.

ताम्बूलवल्ली ताम्बूली नागिनी नागवल्लरी । ताम्बूलं विशदं रुच्यं तीक्ष्णोष्णं तुवरं सरम् ॥ वश्यं तिक्तं कटु क्षारं रक्तपित्तकरं लघु । बल्यं श्लेष्मास्यदौर्गन्ध्यमलवातश्रमापहम् ॥

નામ-તાંબૂલવલ્લી, તાંબૂલી, નાગિની અને નાગવલ્લરી એટલાં નાગરવેલનાં પાનનાં સંસ્કૃત નામ છે. હિં. પાન; મ. નાગવેલ્ય; ફા. બર્ગ તંબોલ; અ. કાન; ક. નાગવલ્લી; તૈ. તામલપાકુ; ઈં. Betel leaf; લા. Piper betel.

ગુણ- નાગરવેલનું પાન સ્વચ્છ, રુચિ ઉપજાવનાર, તીક્ષ્ણ, ગરમ, તુરું

દસ્તને ખસેડનાર, વશ્ય કરનાર, તીખું, કડવું, ખારૂ, રૂધિરને તથા પિત્તને કરનાર, હલકું, બળ આપનાર અને કફ, મોહોડાનું દુર્ગંધપણું, મળ, વાયુ તથા શ્રમ એઓને મટાડનાર છે.

## *બીલી.

बिल्वः शाण्डिल्यशैलूषौ मालूरश्रीफलावपि । श्रीफलस्तुवरस्तिक्तो ग्राही रूक्षोऽग्निपित्तकृत् । वातश्लेष्महरो बल्यो लघुरुष्णश्च पाचनः ॥

નામ–બિલ્વ; શાંડિલ્ય, શૈલૂષ, માલૂર અને શ્રીફલ એટલાં બીલીનાં સંસ્કૃત નામ છે. હિં. બેલ; મ. બેળફળ; ક. બેલલુ; તૈ. મરીડી; ઇં. બેંગાલકિન્સ; લા. ઈગલમાર મેલાંસ.

નામ–બીલું તુરૂં, કડવું, દસ્તને રોકનાર, રૂક્ષ, અગ્નિ તથા પિત્તને કરનાર, વાયુ તથા કફને હરનાર, બળ આપનાર, હલકું, ગરમ અને પાચન છે.

* ડૉ. ડીમોક કહેછે કેઃ—આ ફળ પૌષ્ટિક અને લોહી સુધારનાર ગણાયછે અને તે ખાવાથી થોડો જુલાબ લાગે છે અને દસ્તની કબજીઅત દૂર થાયછે. છાલ અને મૂળીઆંનો ઉકાળો વારંવાર આવતા જવરમાં અપાયછે. અને આંખો દુખવા આવી હોય ત્યારે પાંદડાં વાટીને તેની પોટીસ આંધવાથી આરામ થાયછે. ફળ કાચાં હોય ત્યારે ઉતારી લઈ સુકાવીને તેમાંનો મગજ મરડાના દરદપર આપવાથી સારી અસર કરેછે અને પાકાં ફળનો મગજ આંબલીના રસ સાથે મેળવીને આપવાથી ચડક થાયછે. ઝાડની છાલનો ઉકાળો હૃદયનો ધબકારો નરમ પાડવામાટે વપરાયછે અને પાંદડાં દમના રોગમાં અપાયછે.

ડૉ. ગ્રીન કહેછે કેઃ—પાકાં ફળના મગજનું સરબત બનાવી દરરોજ સવારનાં પીવાથી અદ્દહજમી દૂર થાયછે અને કાચાં ફળને છ કલાક શેકીને આપવાથી ઝાડો અને મરડો બંધ થાયછે. લોઢીના વાસણમાં તેનો મગજ પાંચ રૂપીઆ ભાર લેઈ તેમાં ૫ થી ૭॥ રૂપીઆ ભાર પાણી અને જરા સાકર અને બરફ નાંખી દીવસમાં ૨ થી ૩ વખત આપવાથી સારો ફાયદો થાયછે, અને ઝાડા અને મરડામાં પણ તે મિશ્ર ઘણી સારી અસર કરેછે.

## સીવણ.

गम्भारी भद्रपर्णी च श्रीपर्णी मधुपर्णिका। काश्मीरी काश्मरी हीरा काश्मर्यः पीतरोहिणी ॥ कृष्णवृन्ता मधुरसा महाकुसुमिकापि च। काश्मरी तुवरा तिक्ता वीर्योष्णा मधुरा गुरुः ॥ दीपनी पाचनी मेध्या भेदिनी भ्रमशोषजित् । दोषतृणा-

મખજનઉલ અદવીઆનો કર્ત્તા લખે છે કેઃ–બીલીના પાંદડાંનો રસ ઝાડાની કબજીઅત અને તાવના મરજમાં મધ સાથે મેળવીને અને કમળામાં કાળાં મરી સાથે મેળવીને અપાય છે. તે બેલફળને ગ્રાહી, પાચક અને કૌવત આપનાર ગણેછે અને તે વાપરવાથી હરસ ઉત્પન્ન થાય તેમાટે હમેશા સાકર સાથે મેળવીને આપવા ભલામણ કરેછે. અરધાં પાકાં ફળ શેકી તેનો મગજ સાકર અને ગુલાબજળ સાથે મેળવીને સવારમાં ભુખ્યા પેટે આપવાથી ઝાડો બંધ થાયછે.

ચરકસંહિતામાં બેલફળને મુળવ્યાધીહર, (હરસ મટાડનાર) શૌચ ઉતારનાર અને ઝાડામાં આમ પડતી અટકાવવાને તેનો મગજ ઉપયોગી ગણ્યો છે.

સુશ્રુતસંહિતામાં તેને રક્તાતિસારનાશક, અને પિત્તનાશક ગણેલ છે.

मशूलार्शोविषदाहज्वरापहा ॥ तत्फलं बृंहणं वृष्यं गुरु केश्यं रसायनम् । वातपित्ततृषारक्तक्षयमूत्रविबन्धनुत् ॥ स्वादु पाके हिमं स्निग्धं तुवराम्लं विशुद्धिकृत् ॥ हन्याद्दाहतृषावातरक्तपित्तक्षतक्षयान् ॥

**નામ**—ગંભારી, ભદ્રપર્ણી, શ્રીપર્ણી, મધુપર્ણીકા, કાશ્મીરી, હીરા, કાશ્મર્ય, પીતરોહિણી, કૃષ્ણવૃંતા, મધુરસા, અને મહાકુસુમિકા એટલાં સીવણનાં સંસ્કૃત નામ છે. હિં. કંભારી, ખુમેર; બં. ગાંભારી; મ. ગુ. સીવણ;

**ગુણ**—સીવણ તુરી, કડવી, ગરમ વીર્યવાળી, મધુર, ભારે, અગ્નિને દીપ્ત કરનાર, પાચન, બુદ્ધિને હિતકારી, દસ્ત લગાડનાર અને ભ્રમ, શોષ, દોષ, તરશ, આમ, શૂળ, અરશ, ઝેર, દાહ તથા તાવને મટાડનાર છે. સીવણનું ફૂલ પુષ્ટિકારક, વીર્યને વધારનાર, ભારે, કેશને હિતકારી, પાકમાં મધુર, ટાઢું, સ્નિગ્ધ, તુરૂં, ખાટું, કોઠાને સાફ કરનાર અને વાયુ, પિત્ત, તરશ, લોહીનો બીગાડ, ક્ષય, મૂત્રકૃચ્છ, દાહ, રક્તપિત્ત તથા ક્ષતને મટાડનાર છે.

### કાકચ.

पाटलिः पाटला मोघा मधुदूती फलेरुहा । कृष्णवृन्ता कुवेराक्षी कालस्थाल्यलिवल्लभा ॥ ताम्रपुष्पी च कथिता परा स्यात्पाटला सिता। मुष्ककौ मोक्षको घण्टापाटलिः काष्ठपाटला ॥

कालस्थालीत्यत्र काचस्थालीत्येके ॥

पाटला तुवरा तिक्तानुष्णा दोषत्रयापहा । अरुचिश्वासशोथास्रछर्दिहिक्कातृषाहरी ॥ पुष्पं कषायं मधुरं हिमं हृद्यं कफास्रनुत् । पित्तातिसारहृत्कण्ठ्यं फलं हिक्कास्रपित्तहृत् ॥

**નામ**—પાટલિ, પાટલા, મોઘા, મધુદૂતી, ફલેરૂહા, કૃષ્ણવૃંતા, કુબેરાક્ષી, કાલસ્થાલી, કાંચસ્થાલી, અલિવલ્લભા અને તામ્રપુષ્પી એ એક જાતની કાકચનાં સંસ્કૃત નામ છે. પાટલા, સિતા, મુષ્કક, મોક્ષક, ઘંટા, પાટલિ અને કાષ્ઠપાટલા એ ધોળી કાકચનાં નામ છે. હિં. પાડર, કઠપાડર; કટુકરંજવા; બં. પારૂલ; મ. શ્વેતપાડલ; સાગરગોટા; ફા. ખાયઈબ્લીસ; અ. અક્તમક્ત; ક. કરંજભેદ; તૈ. કચકાઈ; ઈં. Bonducnut લૅ. Cocsalpinia Bonducella.

**ગુણ**—કાકચ તુરી, કડવી, ગરમ નથી, ત્રણે દોષને હણનાર, અને અરૂચિ, શ્વાસ, સોજા, લોહીનો બીગાડ, ઉલટી, હિક તથા તરશને મટાડનાર છે. કાકચનું ફુલ તુરૂં, મધુર, ટાઢું, હૃદયને ગમે એવું અને કફ તથા લોહીના બીગાડને મટાડનાર છે. કાકચનું ફળ (કાકચીઓ) કંઠને હિતકારી છે અને પિત્ત,ઝાડાનું દરદ,હીંક,લોહીનો બીગાડ તથા પિત્તને મટાડનાર છે.

### અરણી.

अग्निमन्थो जयः स स्याच्छ्रीपर्णी गणिकारिका । जया जयन्ती तर्कारी नादेयी वैजयन्तिका ॥ अग्निमन्थः श्वयथु-

सुदीर्योष्णः कफवातहृत् । पाण्डुनुत् कटुकस्तिक्तस्तुवरो मधुरोऽग्निदः ॥

નામ–અગ્નિમંથ, જય, શ્રીપર્ણી, ગણિકારિકા, જયા, જયંતી, તર્કારી, નાદેયી અને વૈજયંતિકા એટલાં અરણીનાં સંસ્કૃત નામ છે. હિં. અરની, અગેથ; મ. થોરઅરેણ; ક. નરૂવલ; તૈ. નેલીચેટ્ટુ; લા. Clerodendron phlomoides

ગુણ–અરણી ગરમવીર્ય વાળી, તીખી, કડવી, તુરી, મધુર, અગ્નિ કરનાર અને સોજા, કફ, વાયુ અને પાંડુને મટાડનાર છે.

## અરલૂ.

स्योनाकः शोपणश्च स्यान्नटकट्वङ्गटुण्टुकाः ।मण्डूकपर्णपत्रोर्णशुकनासकुटन्नटाः॥दीर्घवृन्तोऽरलुश्चापि पृथुशिम्बः कटम्भरः । स्योनाको दीपनः पाके कटुकस्तुवरो हिमः॥ग्राही तिक्तोऽनिलश्लेष्मपित्तकासप्रणाशनः। टुण्टुकस्य फलं बालं रूक्षं वातकफापहम् ॥ हृद्यं कषायं मधुरं रोचनं लघु दीपनम् । गुल्मार्शःकृमिहृत्यौष्णं गुरुवातप्रकोपनम् ॥

નામ–સ્યોનાક, શોપણ, નટ, કટ્વંગ, ટુંટુક, મંડુકવર્ણ, પત્રોર્ણ, શુકનાસ, કુટન્નટ, દીર્ઘવૃંત, અરલુ, પૃથુશિંબ, અને કટંભર એટલાં અરલૂનાં સંસ્કૃત નામ છે.

ગુણ–અરલૂ અગ્નિને દીપ્ત કરનાર, પાકમાં તીખો, તુરો, ટાઢો, દસ્તને રોકનાર, કડવો અને વાયુ, કફ, પિત્ત તથા ઉધરસ, એઓનો નાશ કરનાર છે. અરલૂનું નાહાનું ફલ રૂક્ષ, હૃદયને ગમે એવું, તુરૂં, મધુર, રૂચિ ઉપજાવનાર, હલકું, અગ્નિને દીપ્ત કરનાર, અને વાયુ તથા કફને હરનાર છે. અરલૂનું મોટું ફલ ગોળા, અરશ તથા કૃમિને હરનાર, ભારે અને વાયુનો પ્રકોપ કરનાર છે.

## બૃહત્ પંચમૂલ.

श्रीफलः सर्वतोभद्रा पाटला गणिकारिका । स्योनाकः पञ्चभिश्चैतैः पञ्चमूलं महन्मतम् ॥ पञ्चमूलं महत्तिक्तं कषायं कफवातनुत् । मधुरं श्वासकासघ्नमुष्णं लघ्वग्निदीपनम् ॥

લક્ષણ–બીલી, શીવણ, કાકચ, અરણી અને અરલૂ એઓ પાંચ ભેળાં કરવામાં આવે ત્યારે તે બૃહત્ પંચમૂલ કહેવાય છે.

ગુણ–એ બૃહત્પંચમૂલ કડવું, તુરૂં, મધુર, ગરમ, અગ્નિને દીપ્ત કરનાર અને કફ, વાયુ, શ્વાસ તથા ઉધરસને મટાડનાર છે.

## સમેરવો.

शालिपर्णी स्थिरा सौम्या त्रिपर्णी पीवरी गुहा । विदारिगन्धा दीर्घाङ्गी दीर्घपत्रांशुमत्यपि॥शालिपर्णी गुरुश्छर्दिज्वरश्वासातिसारजित्। शोषदोपत्रयहरी बृंहण्युक्ता रसायनी ॥ तिक्ता विषहरी स्वादुः क्षतकासकृमिप्रणुत् ॥

નામ–શાલિપર્ણી, સ્થિરા, સૌમ્યા, ત્રિપર્ણી, પીવરી, ગુહા, વીદારિગંધા, દીર્ઘાંગી, દીર્ઘપત્રા અને અંશુમતી એટલાં સમેરવાનાં નામ છે.

ગુણ—સમેરવો ભારે, પુષ્ટિકારક, રસાયનરૂપ, કડવો, મધુર અને જ્વર, શ્વાસ, ઝાડાનું દરદ, શોષ, ત્રણે દોષ, ઉલટી, ઝેર, ક્ષત, ઉધરસ, તથા કૃમિને મટાડનાર છે.

### નાહાનો સમેરવો (ગધી સમેરવો)

**पृष्टिपर्णी पृथक्पर्णी चित्रपर्ण्यहिपर्ण्यपि। क्रोष्टुविन्ना सिंहपुच्छी कलशी धावनिर्गुहा॥ पृष्टिपर्णी त्रिदोषघ्नी वृष्योष्णा मधुरा सरा। हन्ति दाहज्वरश्वासरक्तातीसारतृड्वमीः॥**

**નામ**—પૃષ્ટિપર્ણી, પૃથક્પર્ણી, ચિત્રપર્ણી, અહિપર્ણી, ક્રોષ્ટુવિન્ના, સિંહપુચ્છી, કલશી, ધાવની અને ગુહા એટલાં નાહાના સમેરવાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—નાહાનો સમેરવો ત્રણે દોષને હરનાર, વીર્યને વધારનાર, ગરમ, મધુર, મળને ખસેડનાર અને દાહ, જ્વર, શ્વાસ, લોહીનો ઝાડો, તરસ, તથા વમનને મટાડનાર છે.

### ઉભી ભોરીંગણી.

**वार्ताकी क्षुद्रभण्टाकी महती बृहती कुली। हिङ्गुली राष्ट्रिका सिंही महोट्टी दुःप्रधर्षिणी॥ बृहती ग्राहिणी हृद्या पाचनी कफवातहृत्। कटुतिक्तास्यवैरस्यमलारोचकनाशिनी। उष्णा कुष्ठज्वरश्वासशूलकासाग्निमान्द्यजित्॥**

**નામ**—વાર્તાકિ, ક્ષુદ્રભંટાકી, મહતી, બૃહતી, કુલી, હિંગુલી, રાષ્ટ્રિકા, સિંહી, મહોટ્ટી અને દુઃપ્રધર્ષિણી એટલાં ઉભી ભોરીંગણીનાં સંસ્કૃત નામ છે. હિં. વડીકટાઈ; મ. થોર ડોરલી; ફા. બાદંજાન; અ. બાલુંહિંદું જંગલી; ક. હેગ્ગુળ્ળુલ; તૈ. પેદ્દામુલંગા; લો. Solanum Jequinii.

ગુણ—ઉભી ભોરીંગણી દસ્તને રોકનાર, મનને ગમે એવી, પાચન, ગરમ, તીખી, કડવી, અને કફ, વાયુ, મોહોડાનું વિરસપણું, મળ, અરૂચિ, કોઢ, જ્વર, શ્વાસ, શૂળ, ઉધરસ તથા અગ્નિનું મંદપણું એઓને મટાડનાર છે.

### બેઠી ભોરીંગણી.

**कण्टकारी तु दुःस्पर्शा क्षुद्रा व्याघ्री निदिग्धिका। कण्टालिका कण्टकिनी धावनी बृहती तथा॥**

उभे च बृहत्यौ। यत आह शाश्वतः।

**क्षुद्रायां क्षुद्रभण्टायां बृहतीति निगद्यते। श्वेता क्षुद्रा चन्द्रहासा लक्ष्मणा क्षेत्रदूतिका॥ गर्भदा चन्द्रभा चन्द्री चन्द्रपुष्पा प्रियङ्करी। कण्टकारी सरा तिक्ता कटुका दीपनी लघुः॥ रूक्षोष्णा पाचनी कासश्वासज्वरकफानिलान्। निहन्ति पीनसं श्वासपार्श्वपीडाहृद्दामयान्॥ तयोः फलं कटु रसे पाके च कटुकं भवेत्। शुक्रस्य रेचनं भेदि तिक्तं पित्ताग्निकृल्लघु॥ हन्यात्कफमरुत्कण्डूकासमेदकृमिज्वरान्। तद्वत्प्रोक्ता सिता क्षुद्रा विशेषाद्गर्भकारिणी॥**

**નામ**—કંટકારી, દુઃસ્પર્શા, ક્ષુદ્રા, વ્યાઘ્રી, નિદિગ્ધિકા, કંટાલિકા, કંટકિની,

ધાવનિ, અને બૃહતી, એટલાં બેઠી ભોરીંગણીનાં સંસ્કૃત નામ છે. ઉભી ભોરીંગણી બન્ને 'બૃહતી' એવા નામથી ઓળખાય છે. શાશ્વતકોશમાં કહ્યું છે કે— (બેઠી ભોરીંગણી અને ઉભી ભોરીંગણી એ બન્ને બૃહતી કહેવાય છે.) શ્વેતા, ક્ષુદ્રા, ચંદ્રહાસા, લક્ષ્મણા, ક્ષેત્ર, દૂતિકા, ગર્ભદા, ચંદ્રભા, ચંદ્રી, ચંદ્રપુષ્પા અને પ્રિયંકરી એટલાં ધોળાં ફુલવાળી ભોરીંગણીનાં નામ છે. હિં. લઘુકટાઈ; મ. લઘુરીંગણી; ક. નેલ્લગુલ્લ; તૈ. શ્વટીસુલંગા; લા. Solnum xadthocarpum.

ગુણ–બેઠી ભોરીંગણી મળને ખસેડનાર, કડવિ; તીખી, અગ્નિને દીપ્ત કરનાર, હલકી, રૂક્ષ, ગરમ, પાચન અને સસીખમ, શ્વાસ, પડખાની પીડા તથા છાતીનાં દરદનેમટાડનાર છે, બંને ભોરીંગણીના ડેડવા તીખા, પાકમાં પણ તીખા, વીર્યમાં રેચક, દસ્ત લગાડનાર, કડવા, પિત્ત તથા અગ્નિને કરનાર, હલકા અને કફ, વાયુ, ચળ, ઉધરસ, મેદ, કૃમિ અને જ્વરને મટાડનાર છે. ધોળાં ફુલવાળી ભોરીંગણી કે જે બેઠી ભોરીંગણીની જાત છે તેમાંપણ બેઠી ભોરીંગણી જેવા ગુણ છે પણ એ ધોળાં ફુલવાળી ભોરીંગણી વિશેષે કરી સ્ત્રીઓને ગર્ભ રાખનારી છે.

## *ગોખરૂ.

गोक्षुरः क्षुरकोऽपि स्यात्त्रिकण्टः स्वादुकण्टकः। गोकण्टको गोक्षुरको वनशृङ्गाट इत्यपि ॥ पंलकषा श्वदंष्ट्रा च तथा स्यादिक्षुगन्धिका। गोक्षुरः शीतलः स्वादुर्बलकृद्बस्तिशोधनः॥ मधुरो दीपनो वृष्यः पुष्टिदश्चाश्मरीहरः। प्रमेहश्वासकासार्शःकृच्छ्रहृद्रोगवातनुत् ॥

નામ–ગોક્ષુર, ક્ષુરક, ત્રિકંટ, સ્વાદુકંટક, ગોકંટક, ગોક્ષુરક, વનશૃંગાટ, પલંકષા, શ્વાદંષ્ટ્રા અને ઈક્ષુગંધિકા, એટલાં ગોખરૂનાં સંસ્કૃત નામ છે. હિં. ગુખરૂ; મ. સરાટે, લહાન ગોખરૂ; ફા. તુખ્મેખાર; અ. બજરૂલીખસક, તૈ. પાલેરૂ; ક. વીડીતીસરાંતી; લા. pedalium-murex;

ગુણ–ટાઢો, મધુર, બલ આપનાર, મૂત્રાશયને સાફ કરનાર, સ્વાદિષ્ટ, અગ્નિને દીપ્ત કરનાર, વીર્યને વધારનાર, પુષ્ટિ આપનાર અને પથરી, પ્રમેહ, શ્વાસ, ઉધરસ, અરશ, મૂત્રકૃચ્છ્ર છાતીનાં દરદ તથા વાયુને મટાડનાર છે.

* ચરકસંહિતામાં ગોખરૂને મૂત્રવિરેચનીય, શુક્રદોષહર, અને શોફહર ગણેલ છે. સુશ્રુતસંહિતામાં તેને શ્લેષ્મ સંસમન, પિત્તશમન અને મૂત્રદોષ નિવારણ ગણેલ છે. મુસલમાન ગ્રંથકારો પાંદડાં અને મૂળનો ઉકાળો પીશાબ વધારવાને આપેછે અને તેનાં બીજ પણ તે દરદમાં તેમજ જલંદર અને પરમીયાના દરદમાં આપવા લખેછે. તેઓ ગોખરૂ તેમજ તેનો છોડ ઘંડા, પીશાબ વધારનાર, પૌષ્ટીક અને શેહેવત વધારનાર ગણેછે.

સુશ્રુતસંહિતામાં આ છાલ અને પાંદડાંને કફહર, દીપન, ગુલ્મ શૂલનાશક અને કૃમીહર વર્ણવેલ છે.

### લઘુપંચમૂલ.

शालिपर्णी पृष्ठपर्णी वार्ताकी कण्टकारिका । गोक्षुरः पञ्चभिश्चैतैः कनिष्ठं पञ्चमूलकम् ॥ पञ्चमूलं लघु स्वादु बल्यं पित्तानिलापहम् । नात्युष्णं बृंहकं ग्राहि ज्वरश्वासाश्मरीप्रणुत् ॥

લક્ષણ—સમેરવો, ગધીસમેરવો, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી અને ગોખરૂ એ પાંચ ભેળાં કરવામાં આવે ત્યારે લઘુપંચમૂલ કહેવાય છે.

ગુણ—લઘુપંચમૂલ હલકું, મધુર, બહુ ગરમ નથી, પુષ્ટિ આપનાર, દસ્તને રોકનાર, બળ આપનાર અને પિત્ત, વાયુ, જ્વર, શ્વાસ તથા પથરીને મટાડનાર છે.

### દશમૂલ.

उभाभ्यां पञ्चमूलाभ्यां दशमूलमुदाहृतम् । दशमूलं त्रिदोषघ्नं श्वासकासशिरोरुजः । तन्द्राशोथज्वरानाहपार्श्वपीडारुचीर्हरेत् ॥

લક્ષણ—લઘુપંચમૂલ અને બૃહત્પંચમૂલ એ સઘળાં મળીને દશમૂલ કહેવાય છે.

ગુણ—દશમૂલ ત્રણે દોષને હરે છે અને શ્વાસ, ઉધરસ, માથાનું દરદ, નિદ્રા જેવું આલસ્ય, સોજા, તાવ, આફરો, પડખાની પીડા અને અરૂચિને મટાડનાર છે.

### મીઠી ખરખોડી.

जीवन्ती जीवनी जीवा जीवनीया मधुस्रवा । मङ्गल्यनामधेया च शाकश्रेष्ठा पयस्विनी ॥ जीवन्ती शीतला स्वादुः स्निग्धा दोषत्रयापहा । रसायनी बलकरी चक्षुष्या ग्राहिणी लघुः ॥

નામ—જીવંતી, જીવની, જીવા, જીવનીયા, મધુસ્રવા, મંગલ્યનામધેયા, શાકશ્રેષ્ઠા અને પયસ્વિની એટલાં મીઠી ખરખોડીનાં સંસ્કૃત નામ છે. મ. હરણવેલી; ક. હોણહાલે; લા. Dregia volubilis.

ગુણ—મીઠી ખરખોડી ટાઢી, મધુર, સ્નિગ્ધ, ત્રણે દોષને હણનાર, રસાયનરૂપ, બળ આપનાર, નેત્રને હિતકારી, દસ્તને રોકનાર અને હલકી છે.

### જંગલી મગ.

मुद्गपर्णी काकपर्णी सूर्यपर्ण्यल्पिका सहा । काकमुद्गा च सा प्रोक्ता तथा मार्जारगन्धिका ॥ मुद्गपर्णी हिमा रूक्षा तिक्ता स्वादुश्च शुक्रला ॥ चक्षुष्या क्षतशोथघ्नी ग्राहिणी ज्वरदाहनुत् । दोषत्रयहरी लघ्वी ग्रहण्यर्शोऽतिसारजित् ॥

નામ—મુદ્રપર્ણી, કાકપર્ણી, સૂર્યપર્ણી, અલ્પિકા, સહા, કાકમુદ્રા અને માર્જારગંધિકા એટલાં જંગલી મગનાં નામ છે.

ગુણ—જંગલી મગનું ઝાડ ટાઢું, રૂક્ષ, કડવું, મધુર, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી, દસ્તને રોકનાર ત્રણે દોષને હરનાર, હલકું અને ક્ષત, સોજા, જ્વર, દાહ, ઝાડાનું દરદ, અર્શ અને સંગ્રહણીને મટાડનાર છે.

## જંગલી અડદ.

माषपर्णी सूर्यपर्णी काम्बोजी हयपुच्छिका । पाण्डुर्लोमशपर्णी च कृष्णवृन्ता महासहा ॥ माषपर्णी हिमा तिक्ता रूक्षा शुक्रबलास्रकृत् । मधुरा ग्राहिणी शोथवातपित्तज्वरास्रजित् ॥

નામ—માષપર્ણી, સૂર્યપર્ણી, કાંબોજી, હયપુચ્છિકા, પાંડુ, લોમશપર્ણી, કૃષ્ણવતા અને મહાસહા એટલાં જંગલી અડદના ઝાડનાં નામ છે.

ગુણ—એ ઝાડ ટાઢુ, કડવુ, રૂક્ષ, વીર્ય, બળ તથા રૂધિરને કરનાર, મધુર, ઝાડાને રોકનાર અને સોજા, વાયુ, પિત્ત, જ્વર તથા લોહીના બીગાડને મટાડનાર છે

## જીવનીયગણ.

अष्टवर्गः सयष्टीको जीवन्ती मुद्गपर्णिका । माषपर्णिगणोऽयं तु जीवनीयगणः स्मृतः ॥ जीवनो मधुरश्चापि नाम्ना स परिकीर्तितः । जीवनीयगणः प्रोक्तः शुक्रकृद् बृंहणो हिमः ॥ गुरुर्गर्भप्रदः स्तन्यकफकृत्पित्तरक्तहृत् । तृष्णां शोषं ज्वरं दाहं रक्तपित्तं व्यपोहति ॥

લક્ષણ—આગળ જે અષ્ટવર્ગ કહેવાયો છે તે, જેઠીમધ, ખરખોડી, જંગલી મગ અને જંગલી અડદ એઓ સર્વ મળીને જીવનીયગણ કહેવાય છે.

નામ—જીવન અને મધુર એ પણ એનાંજ નામો છે.

ગુણ—એ જીવનીયગણ વીર્યને વધારનાર; પુષ્ટિ આપનાર, ટાઢો, ભારે, ગર્ભ રાખનાર, ધાવણ તથા કફને કરનાર અને પિત્ત, તરસ, શોષ, જ્વર, દાહ તથા લોહીના દરદને હરનાર છે.

## ધોળો તથા રાતો એરંડો.

शुक्ल एरण्ड आमण्डश्चित्रो गन्धर्वहस्तकः । पञ्चांगुलो वर्द्धमानो दीर्घदण्डोऽप्यदण्डकः ॥ वातारिस्तरुणश्चापि रुबूकश्च निगद्यते । रक्तोऽपरो रुबुकः स्यादुरुबूको रुबूस्तथा ॥ व्याघ्रपुच्छश्च वातारिश्चञ्चुरुत्तानपत्रकः ॥ एरण्डयुग्मं मधुरमुष्णं गुरु विनाशयेत् ॥ शूलशोथकटीबस्तिशिरःपीडोदरज्वरान् । वर्ध्मश्वासकफानाहकासकुष्ठाममारुतान् ॥ एरण्डपत्रं वातघ्नं कफकृमिविनाशनम् । मूत्रकृच्छ्रहरं चापि पित्तरक्तप्रकोपनम् ॥ वातार्यग्रदलं गुल्मं बस्तिशूलहरं परम् । कफवातकृमीन् हन्ति वृद्धिं सप्तविधामपि ॥ एरण्डफलमत्युष्णं गुल्मशूलानिलापहम् । यकृत्प्लीहोदरार्शोघ्नं कटुकं दीपनं परम् । तद्वन्मज्जा च विड्भेदी वातश्लेष्मोदरापहा ॥

નામ—શુક્લૈરંડ, આમંડ, ચિત્ર, ગંધર્વહસ્તક, પંચાંગુલ, વર્દ્ધમાન, દીર્ઘદંડક, વાતારિ, તરૂણ અને રૂબૂક એટલાં ધોળા એરંડાનાં સંસ્કૃત નામ છે. રક્તૈરંડ, ઉરંડ, રૂબૂક, ઉરૂબૂક, રૂબૂ, વ્યાઘ્રપુચ્છ, વાતારિ, ચચૂ અને ઉત્તાનપત્રક એટલાં રાતા એરંડાનાં નામ છે. હિ. અરંડ, ફા. બેદંજીર, મ. એરંડ, અ ખી-

રવા; ક. એરડુઆંડકળે; તૈ. આમુડામુ; ઇં. Castor oil; plant લા. Ricinus communis.

ગુણ—બન્ને એરડા મધુર, ગરમ, ભારે અને શૂળ, સોજા, કેડનાં દરદ, મૂત્રાશયની પીડા, માથાનું દરદ, પેટનું દરદ, વ્રણ, બ્રધ્મ[1] નામનો રોગ, શ્વાસ, કફ, આફરો, ઉધરસ, કોઢ અને આમવાતને મટાડનાર છે. એરડાનું પાનડું વાયુને, કફને, કૃમિને અને મૂત્રકૃચ્છને મટાડનાર છે અને પિત્ત તથા રૂધિરનો પ્રકોપ કરનાર છે. એરડાના પાનનું અગ્ર ગોટાને, મૂત્રાશયના શૂળને, કફને, વાયુને, કૃમિને અને સાતે પ્રકારની વધરાવળને મટાડનાર છે.

## ધોળો તથા રાતો આકડો.

अलर्को गुणरूपः स्यान्मन्दारो वसुकोऽपि च । श्वेतपुष्पः सदापुष्पः सबालार्कः प्रतीयसः ॥ रक्तो परोऽर्कनामा स्यादर्कपर्णो विकीरणः । रक्तपुष्पः शुक्लफलस्तथा स्फोटः प्रकीर्तितः ॥ अर्कद्वयं सरं वातकुष्ठकण्डूविषव्रणान् । निहन्ति प्लीहगुल्मार्शःश्लेष्मोदरशकृत्कृमीन् ॥

अलर्ककुसुमं वृष्यं लघु दीपनपाचनम् । अरोचकप्रसेकार्शःकासश्वासनिवारणम् ॥ रक्तार्कपुष्पं मधुरं सतिक्तं कुष्ठकृमिघ्नं कफनाशनं च । अर्शो विषं हन्ति च रक्तपित्तं संग्राहि गुल्मे श्वयथौ हितं तत् ॥ क्षीरमर्कस्य तिक्तोष्णं स्निग्धं सलवणं लघु । कुष्ठगुल्मोदरहरं श्रेष्ठमेतद् विरेचनम् ॥

**નામ**—અલર્ક, ગુણરૂપ, મંદાર, વસુક, શ્વેતપુષ્પ, સદાપુષ્પ, સબાલાર્ક અને પ્રતીયસ એટલાં ધોળા આકડાનાં સંસ્કૃત નામ છે. સૂર્યનાં સઘળાં નામવાળો, અર્કપર્ણ, વિકીરણ, રક્તપુષ્પ, શુક્લફલ

[1] આનું લક્ષણ રોગોના પ્રકરણમાં કેહેવાશે.

ચક્રદત્તમાં લખેછે કે:—મૂળીઆંની છાલ આપવાથી શરીરની અંદરના પ્રવાહી વધારે જથામાં નિકળે છે, ત્વચારોગમાં તેમજ પેટની અંદરના અવયવો મોટા થઈ ગયા હોય ત્યારે અને પેટના છુવડા, ઉધરસ, જલદર વગેરે દરદમાં ઘણી સારી અસર કરેછે. આકડાનું દુધ આપવાથી સખત જુલાબ લાગેછે અને ચોપડવાથી ચામડી લાલ થઈ જાયછે. તેનાં ફૂલ પાચનશક્તિ વધારનાર, કૌવત આપનાર, પેટની ચુક મટાડનાર ગણાયછે અને ઉધરસ, દમ, સલેખમ અને અરૂચીમાં અપાયછે. તેનાં મૂળીયાંની છાલ આકડાના દુધમાં પલાળી રાખીને સુકવવી. આ છાલને દેવતામાં નાંખી તેનો ધુમાડો શ્વાસમાં લેવાથી ઉધરસ મટી જાયછે. શ્લીપદ (રાફા) અને અંડવૃદ્ધિના રોગમાં મુળીયાંની છાલ છાશમાં વાટીને ચોપડવાથી આરામ થાયછે.

મીરમહુમદ હુસેન કહેછે કે:—આકડાનું દુધ ત્વચા લાલ કરી બ્લીસ્ટર ઉપાડનાર, બલગમ કાઢી નાંખનાર, વાળનો નાશ કરનાર અને તમામ જાતનાં દુધ જેવા રસમાં સૌથી વધારે જલદ ગણાયછે. ઔષધી તરીકે તે દાદર મટાડવામાં, હરસ નાબુદ કરવામાં અને દાંત પોલા હોય અને દરદ થતું હોય ત્યારે તેનું દુધ મધ સાથે મેળવી તેમાં પોહું રૂ ભીંજાવી દાંતમાં રાખવા કામ લાગેછે.

અને સ્ફેટ એટલાં રાતાં ફુલવાળા આકડાનાં નામ છે. હિં. હોનોઆક; મ. રૂઈ; ફા. ખુર્ક; અ. ઉષર; ક. યક્કે; તૈ. તેલ્લાજલ્લીડે; ઈં. Gigantic Swallow wort લા. Calotropis gigantea.

ગુણ—બન્ને આકડા મળને ખસેડનાર અને વાયુ, કોઢ, ચળ, ઝેર, વ્રણ, બરલનું દરદ, ગોટો, અરશ, કફ, પેટનું દરદ, ઝાડાનું દરદ અને કૃમિને મટાડનાર છે. ધોળા આકડાનું ફુલ વીર્યને વધારનાર, હલકું, અગ્નિને દીપ્ત કરનાર, પાચન અને અરૂચિ, કફ રોગ, અરશ, ઉધરસ તથા શ્વાસને અટકાવનાર છે. રાતા આકડાનું ફુલ મધુર, કડવું અને કૃમિ, કફ, અરશ, ઝેર, રક્તપિત્ત, સંગ્રહણી, ગોટો, તથા સોજાને મટાડનાર છે. આકડાનું છીર કડવું, ગરમ, સ્નિગ્ધ, ખારાશવાળું, હલકું અને કોઢ, ગોટો તથા પેટના દરદને મટાડનાર છે. રેચ દેવામાં એ ઘણું ઉત્તમ છે.

## ખુરાસાની થોર.

सेहुण्डः सिंहतुण्डः स्याद्वज्री वज्रद्रुमोऽपि च । सुधा समन्तदुग्धा च स्नुक् स्त्रियां स्यात् स्नुही गुडा ॥ सेहुण्डो रेचनस्तीक्ष्णो दीपनः कटुको गुरुः। शूलमष्ठीलिकाध्मानकफगुल्मोदरानिलान् ॥ उन्मादमोहकुष्ठार्शःशोथमेदोऽश्मपाण्डुताः। व्रणशोथज्वरप्लीहविषदूषीविषं हरेत् ॥ उष्णवीर्यं स्नुहीक्षीरं स्निग्धं च कटुकं लघु । गुल्मिनां कुष्ठिनां चापि तथैवो-

---

મીર અબ્દુલ હમીદ આકડાના દૂધને કોઢના મરજમાં તેમજ કાળજું અને બરલ મોટી થઇ હોય ત્યારે આપવા ભલામણ કરેછે. તે આપવાની રીત એવી છે કે અનાજના દાણા તેમાં ભીંજવી રાખી તે દાણા ખાવા આપવા. સાંધાનું દરદ અને સોજા ઉપર લગાડવામાટે દૂધ સાધારણ ઈલાજ તરીકે વપરાય છે અને પાંદડાં પણ જરા શેકીને તેજ કામમાટે વપરાય છે. શરીરના જે ભાગમાં લકવો થએલો હોય તે ભાગ ઉપર પાંદડાં તેલમાં તળીને તે તેલ ચોપડાયછે. જખમમાં રૂઝ ન આવતી હોય ત્યારે સુકાં પાંદડાંનો ભૂકો છાંટવાથી જલદીથી અંગુર ભરાઈ આવેછે.

ડૉ. એનસ્લી કહેછે કે:—આકડાનાં પાંદડાં અને થડમાંથી જે દૂધ જેવો રસ નીકળે છે તે સુકાવ્યા બાદ જલદ જુલાબ લાવનાર અને શરીર સુધારનાર ગણાયછે. અને તામીલ વૈદો તેને સદ્દિદ કોઢમાં અકસીર ગણે છે.

મિ. પીઈર લખેછે કે:—ડાલમાં શરીર સુધારવાના, જાગૃત કરવાના અને શરીરમાંથી બગાડ કાઢવાના ગુણ રહેલા છે.

ડૉ. ડીમોક કહેછે કે:—છાલ કરતાં દૂધ જેવો રસ સુકવીને આપવાથી વધારે સારી અસર કરેછે.

ડૉ. ઢંકનના મત પ્રમાણે તેમાં ઉલટી લાવવાના ગુણ રહેલા છે.

ચરકસંહિતામાં તેને ભેદનીય, સ્વેદોપગ (પરસેવો લાવનાર) વમનોપગ (ઉલટી લાવનાર) કફહર, યોનીદોષહર, આસ્થાનોપગ (પીચકારીનું ઔષધ) અને તેનાં બીજ મૂત્ર વિરેચનીય ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને કૃમી દુષ્પ્રશમન, વ્રણશોધન, અને વાલવિકારનાશન વર્ણવેલ છે.

दररोगिणाम्। हितमेतद्विरेकार्थे ये चान्ये दीर्घरोगिणः ॥

નામ—સેહુંડ, સિંહતુંડ, વજ્રી, વજ્રદ્રુમ, સુધા, સમંતદુગ્ધા, સ્નુક્, સ્નુહી અને ગુડા એટલાં ખુરાસાની થોરનાં સંસ્કૃત નામ છે. તેઓમાં છેલ્લાં પાંચ સ્ત્રિપુંલ્લિંગે છે. હિં. થુહર, સેહુડ; મ. નીવડુંગ; ફા. લાદનાં; અ. જકુમ; ક. નિવડીંગુ; તૈ. ચેંમુડુ; ઇં. Milks hedge લા. Euphorbia trigona;

ગુણ—થોર રેચક, તીક્ષ્ણ, અગ્નિને દીપ્ત કરનાર, તીખો, ભારે અને શૂલ, અષ્ઠીલિકા (એક જાતનો શિશ્નનો રોગ) આફરો, કફ, ગોળો, પેટનું દરદ, વાયુ, ઉન્માદ, મોહ, કોઢ, અરસ, સોજા, મેદ, પથરી, પાંડુપણું, વ્રણ, જ્વર, બરલનું દરદ અને ઝેરી પ્રાણીના ઝેરને મટાડનાર છે. થોરનું છીર ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, તીખું. હલકું અને ગોળાના દરદી, કોઢના દરદી, પેટના દરદી તથા બીજા પણ જે કોઈ લાંબા દરદવાળા હોય તેઓને રેચ લેવાના કામમાં બહુ સારૂં છે.

## શાતલા (થોરની બીજી જાત.)

शातला सप्तला सारा विमला विदुला च सा । तथा निगदिता भूरिफेना चर्मकषेत्यपि ॥ शातला कटुका पाके वातला शीतला लघुः । तिक्ता शोथकफानाहपित्तोदावर्तरक्तजित् ॥

નામ—શાતલા, સપ્તલા, સારા, વિમલા, વિદુલા, ભૂરિફેના, અને ચર્મકષા એટલાં શાતલાનાં સંસ્કૃત નામ છે. હિં. શાતલા, ફા. એશન; ગુ. સાથેર, ચીકાખાઈ; મ. શિકેકાઈ; અ. સાતર ક. ત. ડીલસોનુલી; લા. Origanum valgaris

ગુણ—શાતલા પાકમાં તીખી, વાયુ કરનાર, ટાઢી, હલકી, કડવી અને સોજા, કફ, આફરો, પિત્ત, ઉદાવર્ત્ત નામનો રોગ અને લોહીના બીગાડને મટાડનાર છે.

## કલગારી.

कलिहारी तु हलिनी लांगली शक्रपुष्प्यपि । विशल्याग्निशिखानन्ता वह्निवक्त्रा च गर्भनुत् ॥ कलिहारी सरा कुष्ठशोफार्शोव्रणशूलजित् । सक्षारा श्लेष्मजित्तिक्ता कटुका तुवरापि च । तीक्ष्णोष्णा कृमिहृल्लघ्वी पित्तला गर्भपातिनी ॥

નામ—કલીહારી, હલિની, લાંગલી, શક્રપુષ્પી, વિશલ્યા, અગ્નિશિખા, અનંતા, વન્હિવક્ત્રા, અને ગર્ભનુત્ એટલાં કલગારીનાં સંસ્કૃત નામ છે. હિં. કલીયારી; કરિહારી, કલહીંસ; બં. ઈશલાંગલા; મ. કલલાવી; દે. કલાવી, કોં. ખડીયા નાગ; કા. લાંગુલી.

ગુણ—કલગારી મળોને ખરોડનાર, ખારાશવાળી, કડવી, તીખી, તુરી, તીક્ષ્ણ, ગરમ, હલકી, પિત્ત કરનાર, ગર્ભને પાડનાર અને કોઢ, સોજા, અરશ, કૃમી, વ્રણ, શૂલ તથા કફને મટાડનાર છે.

## ધોળી તથા રાતી કણેર.

करवीरः श्वेतपुष्पः शतकुम्भोऽश्वमारकः । द्वितीयो रक्तपुष्पश्च चण्डातो लगुडस्तथा ॥ करवीरद्वयं तिक्तं कपायं कटुकं च तत् । व्रणलाघवकृन्नेत्रकोपकुष्ठव्रणापहम् । वीर्योष्णं कृमिकण्डूघ्नं भक्षितं विषवन्मतम् ॥

**નામ**–કરવીર, શતકુંભ, અને અશ્વમારક એટલાં ધોળી કણેરનાં સંસ્કૃત નામ છે. રક્તપુષ્પ, ચંડાત અને લગુડ એટલાં રાતી કણેરનાં નામ છે. ગુ. સફેદ કનેર; મ. શ્વેત કણેર; બં. શ્વેત કરવી; ક. બાકણ લીગે; ઈં. Olender; લો. Nerium odorum.

**ગુણ**–બન્ને કણેર કડવી, તુરી, તીખી, ઉષ્ણવીર્ય, ખાવામાં આવે તો ઝેરસમાન, વ્રણ કરનાર, હલકાઇ કરનાર અને નેત્રનું ઊઠવું, કોઢ, વ્રણ, કૃમિ તથા ચળને મટાડનાર છે.

## ધંતુરો.

धत्तूरधूर्तधुत्तूरा उन्मत्तः कनकाह्वयः । देवता कितवस्तूरी महामोही शिवप्रियः ॥ मातुलो मदनश्चास्य फले मातुलपुत्रकः । धत्तूरो मदवर्णाग्निवातकृज्ज्वरकुष्ठनुत् ॥ कषायो मधुरस्तिक्तो यूकालिक्षाविनाशकः । उष्णोगुरुर्व्रणश्लेष्मकण्डूकृमिविषापहः ॥

**નામ**–ધંતૂર, ધૂર્ત્ત, ધુત્તર, ઉન્મત્ત, સુવર્ણનાં નામોવાળો, દેવતાકિતવ, તૂરી, મહામોહી, શિવપ્રિય, માતુલ અને મદન એટલાં ધંતુરાનાં સંસ્કૃત નામ છે. ધંતુરાનો ડોડવો માતુલપુત્રક કેહેવાય છે. હિં. ધત્તુરા; મ. ધોત્રા; ફા. તાતૂરા; અ. જોજમાસીલ; ક. મદકુણીકે; તૈ. નાલ્લાઉમ્મીતે; ઈં. Thorn Apple લો. Datura Stramonium.

**ગુણ**–ધંતુરો મદ કરનાર, વર્ણને સારો કરનાર, અગ્નિ તથા વાયુને કરનાર, ગરમ, ભારે, તુરો, મધુર, કડવો, જુ તથા લીખનો નાશ કરનાર અને જ્વર, કોઢ, વ્રણ, સળીખમ, ચળ, કૃમિ તથા ઝેરને મટાડનાર છે.

## *અરડૂસો.

वासको वाशिका वासा भिषङ्माता च सिंहिका । सिंहास्यो वाजिदन्तास्यादाटरूपोऽटरूपकः ॥ आटरूपो वृषस्त्वाम्रः सिंहपर्णश्च स स्मृतः । वासको वातकृत् स्वर्यः कफपित्तास्रनाशनः ॥ तिक्तस्तुवरको हृद्यो लघुः शीतस्तृडर्त्तिहृत् । श्वासकासज्वरच्छर्दिमेहकुष्ठक्षयापहः ॥

* રાજનિઘંટમાં લખેછે કેઃ—અરડૂસાના ઝાડની છાલમાં કડવાપણું રહેલું છે. અને છાલ પાંદડાંને દીપન, રોચક અને આમનાશક વર્ણવેલાં છે. અને આ ગુણોને લીધે તે જુની સંગ્રહણી અને કફ ઉપર વપરાયછે. છાલનો ઉકાળો બેથી ત્રણ ઔંસની માત્રામાં આપવાથી બદહજમી દૂર થાયછે.

દેશી વૈદ્ય આ છાલને તાવની બીમારીમાં અને નાતાકતીમાં પૌષ્ટિક તરીકે વાપરેછે અને પ્રસવ થયા પછી સ્ત્રીઓને આ ઝાડની છાલ તથા પાંદડાંનો ઉકાળો કરીને પાવાની ભલામણ કરેછે.

નામ—વાસક, વાશિકા, વાસા, સિંહ માતા, સિંહિકા, સિંહાસ્ય, વાજિદંતા, આટરૂષ, અટરૂષ, વૃષ, તામ્ર અને સિંહપર્ણ એટલાં અરડૂસાનાં સંસ્કૃત નામ છે. મ. ટેહુ અડુલસા, ક. શોણાશીડીલમર; તૈ. પૈદામાનુ; હિં. અડુસા, રૂસા, વાંસા; બં. વાસક, લા. Orocylum indicum.

ગુણ—અરડૂસો વાયુ કરનાર, સ્વરને વાસ્તે સારો, કડવો, તુરો, હૃદયને હિતકારી, હલકો, થંડો, અને કફ, પિત્ત, લોહીનો બીગાડ, તરસની પીડા, શ્વાસ, ઊધરસ, જ્વર, ઊલટી, પ્રમેહ, કોઢ તથા ક્ષયને મટાડનાર છે.

### ખડસલીયો.

**पर्पटो वरतिक्तश्च स्मृतः पर्पटकश्च सः । कथितः पांशुपर्यायस्तथा कवचनामकः ॥ पर्पटो हन्ति पित्तास्रभ्रमतृष्णाकफज्वरान् । संग्राही शीतलस्तिक्तो दाहनुद्वातलो लघुः ॥**

નામ—પર્પટ, વરતિક્ત, પર્પટક એ ખડસલીયાનાં સંસ્કૃત નામ છે. રજનાં નામોથી કેહેવાય છે, અને બખતરનાં નામોથી પણ એજ કેહેવાયછે. હિં. પીત્તપાપડો, દવનપાપડા; બં. શ્વેતપાપડા; ફા. શાતરા; અ. બક્લલતલ; ક. પપાટક; તૈ. પાર્પાટકમ, ઈં. Rungia Repense લા. Fumeria Parviflora.

ગુણ—ખડસલીયો દસ્તને રોકનાર, ટાઢો, કડવો, વાયુ કરનાર, હલકો અને પિત્ત, લોહીનો બીગાડ, ભ્રમ, તરસ, કફ, જ્વર તથા દાહને મટાડનાર છે.

### *લીંબડો.

**निम्बः स्यात्पिचुमर्दश्च पिचुमन्दश्च तिक्तकः । अरिष्टः पारिभद्रश्च हिङ्गुनिर्यास इत्यपि ॥ निम्बः शीतो लघुर्ग्राही कटुपाकोऽग्निवातनुत् । अहृद्यः श्रमतृट्कासज्वरारुचिकृमिप्रणुत् ॥ व्रणपित्तकफच्छर्दिकुष्ठहृल्लासमेहनुत् निम्बपत्रं स्मृतं**

---

*આયુર્વેદમાં લીંબડાનું વર્ણન નીચેપ્રમાણે છેઃ—તેની છાલ પાચક, કડવી અને ગ્રાહી છે. તેનાં પાંદડાં ઘઉંના લોટની પોટીસ બનાવવામાં વાપરવાથી ગુમડાની ગાંઠ વેરાઈ જાયછે. પાંદડાં વાટીને શીતલાના ફોડલાઉપર લગાવવાથી સારો ફાયદો થાયછે. પાંદડાંનો રસ પાવાથી પેટમાંના જીવડા નીકળી જાયછે અને કમળો તથા શરીરપર નીકળતા ગુમડાના મરજપર અપાયછે.

ચક્રદત્તમાં ખરાબ નાસુર ઉપર લીંબડાનાં પાંદડાં અને તલ વાટીને તેની પોટીસ બાંધવા ભલામણ કરેલ છે. અને લીંબડાનાં ફળ (લીંબોળી)ને જુલાબ અને પેટના જીવડા કાઢી નાખવામાટે વાપરવા લખેલ છે. બીજનું તેલ ગાંઠવાળાં ગુમડાં અને કોઢ ઉપર ઘણી સારી અસર કરેછે.

ઇંગ્રેજી ઔષધીમાં લીંબડાની છાલ તાવનાશક અને પાંદડાં ત્વચારોગહર ગણાયછે. વળી જખમપર લીંબડાનાં પાંદડાં ઉકાળી તે પાણીથી શેક કરવા કરમાવેછે; અને તેથી ગોળે ન આવતાં જલદીથી પાકીને અંગુર આવી જાયછે. ક્વીનાઇનને બદલે તાવઉપર તથા સંધીવાઉપર લીંબડાની છાલને પાણીમાં ઊંજવીને પાવાની તેઓ ભલામણ કરેછે.

नेत्र्यं कृमिपित्तविषप्रणुत् ॥ वातलं कटुपाकं च सर्वारोचककुष्ठनुत् । निम्बफलं रसे तिक्तं पाके तु कटु भेदनम् । स्निग्धं लघूष्णं कुष्ठघ्नं गुल्मार्शःकृमि मेहनुत् ॥

નામ—નિંબ, પિચુમર્દ, પિચુમંદ, તિક્તક, અરિષ્ટ, પારિભદ્ર, અને હિંગુનિર્યાસ એટલાં લીંબડાનાં સંસ્કૃત નામ છે. હિં. નીવ, નીમ; મ. કડુનીંબ; ફા. તેનબૂનીમ; ક. બેઉ; તૈ. વેપા; ઈં. Nimbtree લા. Axadiracta indica.

ગુણ—લીંબડો ટાઢો, હલકો, દસ્તને રોકનાર, પાકમાં તીખો, મનને ગમે એવો નથી અને અગ્નિ, વાયુ, શ્રમ, તરસ, જ્વર, અરૂચિ, કૃમિ, વ્રણ, પિત્ત, કફ, ઉલટી, કોઢ, છાતીનાં દરદ તથા પ્રમેહને મટાડનાર છે. લીંબડાનું પાનડું નેત્રને હિતકારી, વાયુ કરનાર, પાકમાં તીખું, અને સઘળી અરૂચિ, કોઢ, કૃમિ, પિત્ત તથા ઝેરને મટાડનાર છે. લીંબડાનું ફલ કડવું, પાકમાં તીખું, દસ્ત લગાડનાર, સ્નિગ્ધ, હલકું, ગરમ અને કોઢ, ગોટા, અરશ, કૃમિ તથા પ્રમેહને મટાડનાર છે.

## બકાન.

महानिम्बः स्मृतोद्रेका रम्यको विषमुष्टिकः । केशा मुष्टिर्निम्बकश्च कार्मुको जीव इत्यपि ॥ महानिम्बो हिमो रूक्षस्तिक्तो ग्राही कषायकः । कफपित्तभ्रमच्छर्दिकुष्ठहृल्लासरक्तजित् । प्रमेहश्वासगुल्मार्शोमूषिकाविषनाशनः ॥

નામ—મહાનિંબ, ઉદ્રેકા, રમ્યક, વિષમુષ્ટિક, કેશા, મુષ્ટિનિંબ, કાર્મુક અને જીવ એટલાં બકાનનાં સંસ્કૃત નામ છે. હિં. બકાઈન; ફા. આજાદરખત; મ. બકાણી નીંબ; અ. બાન; ક. મહાબેઉ; તૈ. પેદ્દવેપા; ફી. તુજનકુનાર્ય; લા. Melia azedarach.

ગુણ—બકાન ટાઢી, રૂક્ષ, કડવી- દસ્તને રોકનાર, તુરી અને કફ, પિત્ત, ભ્રમ, ઉલટી, કોઢ, છાતીનાં દરદ, લોહીનો બીગાડ, પ્રમેહ, શ્વાસ, ગોટા, અરશ, તથા ઉંદરના ઝેરને મટાડનાર છે.

## *કરંજ. ( કૂરહદ )

पारिभद्रो निम्बतरुर्मन्दारः पारिजातकः ।

---

* મેજર લોથર લખેછે કેઃ—લીંબડાના ઝાડમાંથી કોઈ વખતે પોતાની મેળે રસ ઝરવા માંડેછે અને તે જુના જખમઉપર તેમજ નાસુરઉપર ઘણી સારી અસર કરેછે. તેનાં પાંદડાંનો ઘાટો ઉકાળો કરીને પાવાથી યુરોપીઅન સોલજરોને કોલેરાના દરદમાં ફાયદો થયો હતો. પાંદડાંનો રસ તરીઓતાવ, બદહજમી અને સાંધાના દરદમાં વપરાયછે.

ચરકસંહિતામાં લીંબડાને દીપનીય અને કફનાશક ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને કફ વાત હનન, અને શરીરના કોઈ પણ ભાગપર સોજો આવી બળતરા થતી હોય તેને મટાડનાર લખેલ છે. કુમળાં ફળને પરમાના દરદમાં ઉપયોગી અને તાવની ગરમી બેસાડનાર લખેલ છે.

* ડૉ૦ એનસ્લી કહેછે કેઃ—આ ઝાડનાં મૂળીઆનો રસ જુનાં નાસુર તથા પાંદ-

पारिभद्रोऽनिलश्लेष्मशोथमेदःकृमिप्रणुत्
तत्पत्रं पित्तरोगघ्नं कर्णव्याधिविनाशनम्॥

નામ–પારિભદ્ર, નિંબતરૂ, મંદાર અને પારિજાત એટલાં એ કરંજની જાતનાં સંસ્કૃત નામ છે.

ગુણ–એ જાત વાયુને, કફને, સોજાને, મેદને તથા કૃમિને મટાડે છે. એનાં પાંદડાં પિત્તરોગને તથા કાનના રોગને મટાડે છે.

### કંચનાર.

काञ्चनारः काञ्चनको गण्डारिः शोणपुष्पकः ।

अथ कचनारभेदः ।

कोविदारश्चमरिकः कुद्दालो युगपत्रकः॥ कुण्डली ताम्रपुष्पश्चाश्मन्तकः स्वल्पकेशरी। कांचनारो हिमो ग्राही तुवरः श्लेष्मपित्तनुत्॥ कृमिकुष्ठगुदभ्रंशगण्डमालाव्रणापहः । कोविदारोऽपि तद्वत्स्यात्तयोः पुष्पं लघु स्मृतम् । रूक्षं संग्राहि पित्तास्रप्रदरक्षयकासनुत् ॥

નામ–કાંચનાર, કાંચનક, ગંડારિ અને શોણપુષ્પક એટલાં કંચનારનાં સંસ્કૃત નામ છે. કોવિદાર, ચમરિક, કુદ્દાલ, યુગપત્રક, કુંડલી, તામ્રપુષ્પ, સ્મંતક અને સ્વલ્પકેસરી એટલાં કોવિદાર નામની કંચનારનીજ એક જાતનાં નામ છે. હિં. કચનાર; મ. કોરલ, કાંચનવૃક્ષ; ક. કોચાલે; લા. Bauhenia Variegate.

ગુણ–કાંચનાર ટાઢો, દસ્તને રોકનાર, તુરો, અને કફ, પિત્ત, કૃમિ, કોઢ, આમણ, ગંડમાલ અને વ્રણને મટાડનાર છે. કોવિદારના પણ એજ ગુણો છે. એ બન્નેનાં પુષ્પ હલકાં, રૂક્ષ, દસ્તને રોકનાર અને પિત્ત, લોહીનો બિગાડ, પ્રદર, ક્ષય તથા ઉધરસને મટાડનાર છે.

### *સરગવો (કાળો, ધોળો તથા રાતો.)

शोभाञ्जनः शिग्रुतीक्ष्णगन्धकाक्षीवमोचकाः । तद्बीजं श्वेतमरिचं मधुशिग्रुः

ડાંની પોટીસ તેમજ ત્વચારોગના ફોડા બંધ કરવા વપરાયછે.

ડૉ. ગીબસન બીજમાંથી નીકળતા તેલને ત્વચારોગ અને સંધીવાનાં દરદમાં વાપરવા ભલામણ કરેછે.

ચરકસંહિતામાં કરંજના તેલને લેખનીય (ધાતુ પાતળી કરનાર) ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને કફવાત પ્રશમન, રક્તશોધન, કુષ્ઠઘ્ન તથા કફ મેદો નિવારણ ગણેલ છે.

*હિંદુ વૈદો સરગવાને ગરમ, તીખા, પીશાબ વધારનાર અને ચામડીપર લગાવવાથી ચામડીને લાલ કરનાર ગણેછે. બીજને પણ ગરમ ગણે છે અને તેને શ્વેત મરીચના નામથી ઓળખેછે.

હારિતસંહિતામાં સરગવાની બે જાત વર્ણવી છે. લાલ અને સફેદ; ચામડી લાલ કરવામાં લાલ કરતાં સફેદ વધારે ગુણ બતાવેછે, તોપણ અંદર ખવરાવવાના ઉપયોગમાટે લાલ જાત વધારે પસંદ કરાયછે અને તે કાળજું અને બરલની ગાંઠ મોટી થઈ હોય ત્યારે અપાયછે. શરીરના અંદરના ભાગમાં ઉંડો સોજો હોય ત્યારે, મુળીયાંની છાલનો ઉકાળો કરી સોજાઉપર શેક કરવા વપરાયછે. તેમજ પીશાબની થેલીમાં પથરીમાટે પણ ઉપયોગી જણેલ છે. આ ઝાડનો ગુંદ તલના તેલ સાથે મે·

सलोहितः ॥ शिग्रुः कटुः कटुः पाके तीक्ष्णोष्णो मधुरो लघुः । दीपनो रोचनो रूक्षः क्षारस्तिक्तो विदाहकृत् ॥ संग्राही शुक्रलो हृद्यः पित्तरक्तप्रकोपनः । चक्षुष्यः कफवातघ्नो विद्रधिश्वयथुकृमीन् ॥ मेदोपचीविषप्लीहगुल्मगण्डव्रणान् हरेत् । श्वेतः मोक्तगुणो ज्ञेयो विशेषाद्दाहकृद्भवेत् ॥ प्लीहानं विद्रधिं हन्ति व्रणघ्नः पित्तरक्तहृत् । मधुशिग्रुः मोक्तगुणो विशेषाद्दीपनः सरः ॥ शिग्रुवल्कलपत्राणां स्वरसः परमार्त्तिहृत् । चक्षुष्यं शिग्रुजं बीजं तीक्ष्णोष्णं विषनाशनम् । अवृष्यं कफवातघ्नं तन्नस्येन शिरोर्त्तिनुत् ॥

નામ—શોભાંજન, શિગ્રુ, તીક્ષ્ણગંધક, અક્ષીવ અને મોચક એટલાં સરગવાનાં સંસ્કૃત નામ છે. સરગવાનું બીજ શ્વેતમરિચ કહેવાય છે. રતાશવાળો સરગવો મધુશિગ્રુ કહેવાય છે. હિં. સહિજના; મ. સેગટ; ક. બીલીયનુગી: તૈ. મુસંગા; ઈં. Horse radish tree લા. Moringaptery gosherma.

ગુણ—સરગવો તીખો, પાકમાં તીખો, તીક્ષ્ણ, ગરમ, મધુર, હલકો, અગ્નિને

---

બળીને કાનમાં ચસકા આવતા હોય ત્યારે રેડવાથી આરામ થાયછે.

મુસલમાનગ્રંથકારો કહેછે કેઃ-સરગવાનાં ફુલ ગરમ છે અને તે આપવાથી શરદી મટી જાયછે, સોજો ઉતરી જાયછે, પાચનશક્તિ વધે છે, પીશાબ વધારે આવેછે, તથા પેશાબની થેલીમાં પથરી બનતી અટકે છે, અને દમના રોગમાં સારો ફાયદો કરેછે. મૂળીયાંની બનાવેલી પોટીસ બાંધવાથી સોજા ઉતરી જાયછે પણ ચામડીપર ખરજ આવી દરદ પેદા કરેછે. શીંગો શાકમાં તથા કઢીમાં નાંખીને ખવાયછે. અને તે ખાવાથી પેટમાં જીવડાં પડતાં નથી.

ડૉ. એનસ્લી કહેછે કે સરગવાના ઝાડનાં મૂળીયાં ૨૦ ગ્રેનની માત્રાથી લકવામાં તેમજ વારેવાર આવતા તાવમાં વપરાય છે, તેમજ મરગી અને સ્ત્રીઓને પતા મીસ્ટીરીયાના દરદમાં પણ ઘણી સારી અસર કરેછે. બીજમાંથી કાઢેલું તેલ સંધીવાના દરદમાં સાંધાઉપર ચોળવામાં વપરાયછે, તાણ અથવા શૂળ આવતી હોય ત્યારે મૂળીઆંની છાલનો ઉકાળો શેક કરવામાં વપરાયછે. જાવાતરફ આ મૂળીઆં જલદરના દરદપર આપાયછે.

ડૉ. શીડ કહેછે કેઃ—સરગવાનાં પાંદડાં છાલ અને મૂળીઆંમાં તાણ અટકાવવાનો ગુણ રહેલો છે. પાંદડાંનો રસ કાળાં મરી સાથે વાટીને મરગી આવી હોય તે માણસની આંખે ચોપડાયછે, અને મીઠા સાથે મેળવીને નાના બચ્ચાના પેટના આફરાઉપર અપાયછે. ગુમડાપર પાંદડાં વાટીને બાંધવાથી તે જલદી પાકેછે. છાલ અને છોડે ચોખાના પાણીમાં વાટીને મોઢાંમાં રાખવાથી અવાળુનું ફુલવું અને દાંતની કળતર હલકી પડેછે. પાંદડાં ગરમ કરીને નાસુર અને વાળાપર બંધાયછે. માથાના દુખાવાપર આ ઝાડનો ગુંદ લમણાપર તેમજ બદ અને ગુલ્ફ ઈદ્રિયના દરદમાં તે ચોપડાય છે.

ચરકસંહિતામાં આ ઝાડની છાલ ને મૂળીઆં શીરો વિરેચન અને સ્વેદોપગ (પસીનો લાવનાર) ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેમને કફ મેદો નિવારક, શીરઃ સુદ્ધનાશક, અને ગુલ્મ વિદ્રધીનાશક ગણેલ છે.

દીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર, રૂક્ષ, ખારો, કડવો, દાહ કરનાર, દસ્તને રોકનાર, વીર્યને વધારનાર, ગમે એવો, પિત્ત તથા લોહીનો પ્રકોપ કરનાર, નેત્રને હિતકારી અને કફ, વાયુ, અંદરનું ગુમડું, સોજા, કૃમિ, મેદ, ગળાની ગાંઠ, ઝેર, બરલનું દરદ, ગોળો, ગડ તથા વ્રણને મટાડનાર છે. ધોળો સરગવો પણ ઉપર કહેલા ગુણવાળો છે. પરંતુ તે વિશેષે કરી દાહ કરે છે અને બરલનું દરદ, અંદરનું ગુમડું, વ્રણ, પિત્ત તથા લોહીના બીગાડને મટાડનાર છે. રાતો સરગવો પણ એ ગુણોવાળો છે અને તે વિશેષે કરી અગ્નિને દીપ્ત કરનાર છે. સરગવાની છાલ અને પાંદડાંનો રસ ભારે પીડાને મટાડનાર છે. સરગવાનું બીજ નેત્રને હિતકારી, તીક્ષ્ણ, ગરમ, વીર્યને વધારનાર નથી અને ઝેર, કફ તથા વાયુને નાશ કરનાર છે. એ બીજનું નસ્ય દેવામાં આવે તો તેથી માથાનું દરદ મટે છે.

### ગરણી (ધોળાં તથા કાળાં ફુલવાળી).

आस्फोता गिरिकर्णी स्याद्विष्णुक्रान्तापराजिता । अपराजिते कटू मेध्ये शीते कंठ्ये सुदृष्टिदे ॥ कुष्ठमूत्रत्रिदोषामशोथव्रणविषापहे । कषाये कटुके पाके तिक्ते च स्मृतिबुद्धिदे ॥

નામ—આસ્ફોતા, ગિરિકર્ણી, વિષ્ણુક્રાંતા અને અપરાજિતા એટલાં ગરણીનાં સંસ્કૃત નામ છે. હિં. સફેદ ગોકર્ણી, કાલી ઝેર, હરીમલ; મ. ગોકર્ણી કાલી, પાંઢરી સુપલી; અ. મજીરયુન એ હિંદી; ક. બીલીય; તૈ. નીલગંટુના; ઈં. Megerin; લા. Clitorea ternatea.

ગુણ—બન્ને ગરણી તીખી, પવિત્ર, ટાઢી, કંઠને હિતકારી, દૃષ્ટિને સારી કરનાર, તુરી, પાકમાં તીખી, સ્મૃતિ તથા બુદ્ધિને આપનાર અને કોઢ, મૂત્રનું દરદ, ત્રણે દોષ, આમ, સોજા, વ્રણ તથા ઝેરને મટાડનારછે.

### નગોડ (ધોળાં તથા કાળાં ફુલવાળી).

सिन्दुवारः श्वेतपुष्पः सिन्दुकः सिन्दुवारकः । नीलपुष्पी तु निर्गुण्डी शेफाली सुवहा च सा ॥ सिन्दुकः स्मृतिदस्तिक्तः कषायः कटुको लघुः । केश्यो नेत्रहितो हन्ति शूलशोथाममारुतान् ॥ कृमिकुष्ठारुचिश्लेष्मज्वरान्नीलापि तद्विधा । सिन्दुवारदलं जन्तुवातश्लेष्महरं लघु ॥

નામ—સિંદુવાર, શ્વેતપુષ્પ, સિંદુક અને સિંદુવારક એટલાં ધોળાં ફુલવાળી નગોડનાં સંસ્કૃત નામ છે. નીલપુષ્પી, નિર્ગુંડી, શેફાલી અને સુવહા એટલાં કાળાં ફુલવાળી નગોડનાં નામ છે. હિં. સંભાલુ; મ. નીર્ગુડી પાંઢરાં ફુલાંચી, કાળી નીર્ગુડી; ફા. પંઝંગુશ્ત; અ. અસલુક; ક. કરીયલ્લો; તૈ. તેલાવાવીલી; ઈં. Fiveleaved Chaste tree લા. Vitex negundo.

ગુણ—બન્ને નગોડ સ્મૃતિ આપનાર, કડવી, તુરી, તીખી, હલકી, કેશને વાસ્તે સારી, નેત્રને હિતકારી, અને શૂળ, સોજા, આમવાયુ, કૃમિ, કોઢ, અરૂચિ, કફ તથા જ્વર એઓને મટાડનાર છે. નગોડનું ફુલ હલકું અને ઉજવડા, વાયુ તથા કફને હરનાર છે.

### ઇંદ્રજવનું ઝાડ.

कुटजः कूटजः कौटो वत्सको गिरिमल्लिका । कालिङ्गः शक्रशाखी च मल्लिकापुष्प इत्यपि ॥ इन्द्रो यवफलः प्रोक्तो वृक्षकः पाण्डुरद्रुमः । कुटजः कटुको रूक्षो दीपनस्तुवरो हिमः । अर्शोऽतिसारपित्तास्रकफतृष्णामकुष्ठनुत् ॥

નામ—કુટજ, કુટજ, કૌટ, વત્સક, ગિરિમલ્લિકા, કાલિંગ, શક્રશાખી, મલ્લિપુષ્પ, ઇંદ્ર, યવફલ, વૃક્ષક અને પાંડુરદ્રુમ એટલાં ઈંદ્રજવના ઝાડનાં સંસ્કૃત નામ છે. હિં. કુડા, કોરૈ; બં. કુડચી; મ. શ્વેતકુડા; લા. Pongamia glabra.

ગુણ—ઈંદ્રજવનું ઝાડ તીખું, રૂક્ષ, અગ્નિને દીપ્ત કરનાર, તુરૂં, ટાઢું અને અરશ, અતિસાર, પિત્ત, લોહીનો બીગાડ, કફ, તરશ, આમ તથા કોઢને મટાડનાર છે.

### કરંજ.

करञ्जो नक्तमालश्च करजश्चिरबिल्वकः । घृतपूर्णकरञ्जोऽन्यः प्रकीर्यः पूतिकोऽपि च ॥ स चोक्तः पूतिकरजः सोमवल्कश्च स स्मृतः । करञ्जः कटुकस्तीक्ष्णो वीर्योष्णो योनिदोषहृत् ॥ कुष्ठोदावर्तगुल्मार्शोव्रणक्रिमिकफापहः । तत्पत्रं कफवातार्शःक्रिमिशोथहरं परम् ॥ भेदनं कटुकं पाके वीर्योष्णं पित्तलं लघु । तत्फलं कफवातघ्नं मेहार्शःक्रिमिकुष्ठजित् । घृतपूर्णकरञ्जोऽपि करञ्जसदृशो गुणैः ॥

નામ—કરંજ, નક્તમાલ, કરજ અને ચિરબિલ્વક એટલાં કરંજનાં સંસ્કૃત નામ છે. ઘૃતપૂર્ણ કરંજ, પ્રકીર્ય, પૂતિક, પૂતિ કરંજ અને સોમવલ્ક એટલાં કરંજની બીજી જાતનાં નામ છે. હિં. કરંજ; મ. ચોપડા કરંજ; ક. તાપસીયમરનુ; તૈ. કંજ; ઈં. Smooth leaved. લા. Pongamia glabra.

ગુણ—કરંજ તીખી, તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય, યોનિના દોષને હરનાર અને કોઢ, ઉદાવર્ત્ત, ગોળો, અરશ, કૃમિ, વ્રણ તથા કફને મટાડનાર છે. કરંજનાં પાનડાં દસ્ત લગાડનાર, પાકમાં તીખાં, ઉષ્ણવીર્ય, પિત્ત કરનાર, હલકાં અને કફ, વાયુ, અરશ, કૃમિ તથા સોજાને અત્યંત મટાડનાર છે. કરંજનું ફલ કફ, વાયુ, પ્રમેહ, અરશ, કૃમિ તથા કોઢને મટાડનાર છે. ઘૃતપૂર્ણ કરંજમાં પણ કરંજના જેવાજ ગુણો છે.

### ઉદકીર્ય નામની કરંજ.

उदकीर्यस्तृतीयोऽन्यः षड्ग्रन्था हस्तिवारुणी । मर्कटी वायसी चापि करञ्जी करभञ्जिका ॥ करञ्जी स्तम्भनी तिक्ता तुवरा कटुपाकिनी । वीर्योष्णा वमिपित्तार्शःक्रिमिकुष्ठप्रमेहजित् ॥

નામ—ઉદકીર્ય ષડ્ગ્રંથા, હસ્તિવારુ-

ણી, મર્કટી, વાયસી, કરંજી અને કરભંજિકા એટલાં ઉદકીર્ય નામની કરંજની જાતનાં સંસ્કૃત નામ છે.

**ગુણ**—એ જાત વીર્યને સ્તંભાવનાર, કડવી, તુરી, પાકમાં તીખી, ઉષ્ણવીર્ય અને વમન, પિત્ત, અરશ, કૃમિ, કોઢ, તથા પ્રમેહને મટાડનાર છે.

### *ચણોઠી ( ધોળી તથા રાતી.)

**श्वेता रक्तोच्चटा प्रोक्ता कृष्णला चापि सा स्मृता । रक्ता सा काकचिञ्ची स्यात्काकानन्ती च रक्तिका ॥ काकादनी काकपीलुः सा स्मृता काकवल्लरी । गुञ्जाद्वयं तु केश्यं स्याद्वातपित्तज्वरापहम् ॥ मुखशोपभ्रमश्वासतृणामदविनाशनम् । नेत्रामयहरं वृष्यं बल्यं कण्डूव्रणं हरेत् । कृमीन्द्रलुप्तकुष्ठानि रक्ता च धवलापि च ॥**

**નામ**—ધોળી અને રાતી એમ બે પ્રકારની ચણોઠી છે તેમાં ઉચ્ચટા અને કૃષ્ણલા એ ધોળી ચણોઠીનાં નામ છે. અને કાકચિંચી, કાકાનંતી, રક્તિકા, કાકાદની, કાકપીલુ તથા કાકવલ્લરી એટલાં રાતી ચણોઠીનાં નામ છે. હિં. ઘુઘુચી, ચીરમીટી; મ. ગુંજા; ફા. ચશ્મેખરૂશ; બં. કુંચગુલા; અ. હબસુર્ખ; ક. ગુલગુંજે; તૈ. ગુલુવીંદે; ઈં. Bead tree લા. Abrus precatorius.

**ગુણ**—બન્ને ચણોઠી કેશને હિતકારી, વીર્યને વધારનાર, બળ આપનાર અને વાત, પિત્ત, જ્વર, મુખનો શોષ, ભ્રમ, શ્વાસ, તરસ, મદ, નેત્રના રોગ, ચળ, વ્રણ, કૃમિ, ઉંદરી તથા કોઢને મટાડનાર છે.

*ચક્રદત્તમાં ચણોઠી બે જાતની વર્ણવેલી છે, લાલ અને સફેદ, ચણોઠીનાં બીજ ઝેરી ગણાયછે, અને જ્ઞાનતંતુના દરદોમાં તે ખવરાવાયછે. તેમજ ત્વચારોગ અને નાસુરો ઉપર ચોપડવામાં પણ વપરાયછે. ચણોઠીનાં મૂળીઆં ઉલટી લાવનાર ગણે છે.

મુસલમાન ગ્રંથકર્ત્તા ચણોઠીને ગરમ, પૌષ્ટિક અને કામોત્તેજક ગણેછે.

યુરોપના વૈદકશાસ્ત્રીઓ ચણોઠીનાં મૂળીઆંનો ઉપયોગ જેઠીમધના લાકડાને બદલે કરેછે.

ડૉ. એનસ્લી કહેછે કેઃ—ચણોઠીનું મૂળીયું જેઠીમધને એટલું બધું મળતું આવેછે કે બંગાળામાં તે તેને બદલે વેચાયછે.

મી. મોહીદીન સરીફ લખેછે કેઃ—ચણોઠીના છોડમાં પાંદડાં સૌથી વધારે મીઠાં હોયછે અને તેમાંથી સત્વ કાઢવો હોય તો નીકળી શકે એમ છે.

મી. વેકર કહેછે કેઃ—ચણોઠીનું પાણી આંખમાં નાંખવાથી આંખનો કંનજંકટાઈવા પડદો સુજીને તેમાંથી પરૂ વહેવા માંડે છે માટે આંખના દરદોમાં તેનો ઉપયોગ કરવો. સફેદ ચણોઠીનાં મૂળીઆં મીઠાં હોયછે અને તે ઉપરસના દરદમાં ઉપયોગી થઈ પડેછે.

મી. ઇયુનન કહેછે કેઃ—પાંદડાં ગધસાથે વાટીને સોજાઉપર ચોપડાયછે, તેમજ વાટીને સાકર સાથે ખાવાથી ઉપરસ કમતી થાયછે. સફેદ ચણોઠી ઝેરી છે અને તે ખાવાથી ઉલટી અને તાણ આવેછે અને કદાચ મોત પણ થાયછે.

ચરકસંહિતામાં સફેદ ચણોઠી દાહશામક, પિત્તશામક ગણેલ છે.

### *કૌચાં.

कपिकच्छूरात्मगुप्ता वृष्या मोक्ता च मर्कटी । अजरा कण्डुरा व्यङ्गा दुःस्पर्शा प्रावृषायणी ॥ लाङ्गली शूकशिम्बी च सैव मोक्ता महर्षिभिः । कपिकच्छूर्भृशं वृष्या मधुरा बृंहणी गुरुः ॥ तिक्ता वातहरी बल्या कफपित्तास्रनाशिनी । तद्बीजं वातशमनं स्मृतं वाजीकरं परम् ॥

નામ—કપિકચ્છૂ, આત્મગુપ્તા, વૃષ્યા, મર્કટી, અજરા, કંડુરા, વ્યંગા, દુસ્પર્શા, પ્રાવૃષાયણી, લાંગલી અને શૂકશિંબી એટલાં કૌચાંના ઝાડનાં સંસ્કૃત નામ છે. હિં. કિવાછ; મ. કુહિલીચેબીજ; ક. નસુકુગુરી; ઈં. Cowhage લા. Mucuna pruciens.

ગુણ—એ ઝાડ બહુજ વીર્યને વધારનાર, મધુર, પુષ્ટિકારક, ભારે, કડવું, વાયુને હરનાર, બળ આપનાર અને કફ, પિત્ત તથા લોહીના બીગાડનો નાશ કરનાર છે.

*યુરોપિઅન વૈદો કૌચાંનાં મુળીઆં જ્ઞાનતંતુને પુષ્ટિ આપનાર ગણેછે અને લકવાની બીમારીમાં તથા પેટમાંના જીવડા કાઢી નાખવામાટે શીંગની ઉપરના વાળ સરબતમાં મેળવીને માપમાફક ઘટ્ટ કરીને વાપરેછે. પરંતુ દેશી લોકો શીંગઉપરના વાળનો ઉપયોગ કરતા નથી.

વેસ્ટઇંડીયન ટાપુઓમાં આ ઝાડનાં મૂળીઆંનો ઉકાળો પીશાબ વધારે લાવનાર અને ગુરદા સાફ કરનાર ગણાય છે અને તેનો મલમ બનાવીને શ્લીપદ (રાફા) પર ચોપડેછે. પાંદડાં નાસુરપર પણ લગાડે છે અને બીજ કામોત્તેજક ગણાયછે. આ ઝાડનું બીજ વીંછીનું ઝેર ઉતારેછે.

### રોહિણી.

मांसरोहिण्यतिरुहा वृत्ता चर्मकरी कृशा । प्रहारवल्ली विकशा वीरवत्यपि कथ्यते । स्यान्मांसरोहिणी वृष्या सरा दोषत्रयापहा ॥

નામ—માંસરોહિણી, અતિરૂહા, વૃંતા, ચર્મકરી, કૃશા, પ્રહારવલ્લી, વિકશા અને વીરવતી એટલાં રોહિણીનાં સંસ્કૃત નામ છે.

ગુણ—રોહિણી વીર્યને વધારનાર, મળને ખસેડનાર અને ત્રણે દોષને મટાડનાર છે.

### ચિલ્હક.

चिल्हको वातनिर्हारी श्लेष्मघ्नो धातुपुष्टिकृत् । आग्नेयो विषवचास्य फलं मत्स्यनिषूदनम् ॥

ચિલ્હક વાયુને હરનાર, કફને મટાડનાર, ધાતુની પુષ્ટિ કરનાર અને ગરમ છે. ચિલ્હકનું ફળ ઝેરની પેઠે માછલીઓને મારી નાખનાર છે.

### ટંકારી.

टङ्कारी वातजित्तिक्ता श्लेष्मघ्नी दीपनी लघुः । शोथोदरव्यथाहन्त्री हिता पीठविसर्पिणाम् ॥

ટંકારી વાયુને જીતનાર, કડવી, કફને મટાડનાર, અગ્નિને દીપ્ત કરનાર અને હલકી, લાકડાંની ઘોડી લઈ ચાલનારાઓને વાસ્તે સારી છે અને સોજા તથા પેટની પીડાને હણનાર છે.

### નેતર.

वेतसो नम्रकः मोक्तो वानीरो वञ्जु-

लस्तथा । अभ्रपुष्पश्च विदुलो रथशीतश्च कीर्तितः ॥ वेतसः शीतलो दाहशोथार्शोयोनिरुक्प्रणुत् । हन्ति वीसर्पकृच्छ्रास्रपित्ताश्मरिकफानिलान् ॥

નામ—વેતસ, નમ્રક, વાનીર, વંજુલ, અભ્રપુષ્પ, વિદુલ અને રથશીત એટલાં નેતરનાં સંસ્કૃત નામ છે. હિં. બેત, મ. જલબેત; ફા. બેત; અ. ખલાફ; ક. બેડીસુ. તૈ. પીપાડ્વા; ઈ. Cane લા. Calamus.

ગુણ—નેતર ટાઢો, અને દાહ, સોજા, અરશ, યોનિના રોગ, રતવા, મૂત્રકૃચ્છ, લોહીનો બીગાડ, પિત્ત, પથરી, કફ તથા વાયુને મટાડનાર છે.

### જલજાંબવો.

निकुञ्जकः परिव्याधो नादेयो जलवेतसः । जलजो वेतसः शीतः कुष्ठहृद्वातकोपनः ॥

નામ—નિકુંજક, પરિવ્યાધ, નાદેય અને જલવેતસ એટલાં જલજાંબવાનાં સંસ્કૃત નામ છે. હિં. જલકરેણુ; મ. પરેલ લા. Elatine Vertine verticellata.

ગુણ—જલજાંબવો ટાઢો, કોઢને મટાડનાર અને વાયુનો પ્રકોપ કરનાર છે.

### સમુદરશોપ.

इज्जलो हिज्जलश्चापि निचुलश्चाम्बुजस्तथा । जलवेतसवद्वेद्यो हिज्जलोऽयं विषापहः ॥

નામ—ઇજ્જલ, હિજ્જલ, નિચુલ અને અંબુજ એટલાં સમુદરશોપનાં નામ છે.

ગુણ—એમાં જલજાંબવાના જેવા ગુણો છે અને વિશેષે કરી ઝેરને મટાડનાર છે.

### *અંકોલ.

अङ्कोटो दीर्घकोलः स्यादङ्कोलश्च निकोचकः । अङ्कोटकः कटुस्तीक्ष्णः स्निग्धोष्णस्तुवरो लघुः ॥ रेचनः कृमिशूलामशोफग्रहविषापहः । विसर्पकफपित्तास्रमूषकाहिविषापहः ॥ तत्फलं शीतलं स्वादु श्लेष्मघ्नं बृंहणं गुरु । बल्यं विरेचनं वातपित्तदाहक्षयास्रजित् ॥

નામ—અંકોટ, દીર્ઘકોલ, અંકોલ અને નિકોચક એટલાં અંકોલનાં સંસ્કૃત નામ છે. હિં. ઢેરા; મ. અંકોલી વૃક્ષ; ક. અંકલે; તૈ. ઉડીકે; ઈ. ટ્રલીબીડ એલ્યુ રીટીસ; લા. એલેનજીય લેમાર્કીઆઈ.

ગુણ—અંકોલ તીખો, તીક્ષ્ણ, સ્નિગ્ધ,

---

*મિસ્તર મોહીદીન સરીફ કહેછે કેઃ—અંકોલના ઝાડનાં મુળીઆંની છાલ ૫૦ ગ્રેનની માત્રામાં આપવાથી ઉલટી આવેછે તેથી નાની માત્રામાં આપવાથી તાવ ઉતરી જાયછે. છાલ ઘણી કડવી છે અને ત્વચા ઉપર ઘણી સારી અસર કરેછે. મૂળીઆંનો રસ જુલાબ લાવેછે અને પેટમાંનાં જીવડાં કાઢી નાંખેછે. જલંદરના વ્યાધીમાં પણ તે વપરાયછે અને મૂળીઆં ખાંડીને સાપનું ઝેર ઉતારવા કામ લાગેછે.

ડૉ. સખારામ અર્જુન કહેછે કેઃ—સંધીવાનું દરદ ઓછું કરવાનેમાટે પાંદડાં પોટીસ કરવા વપરાયછે.

સુશ્રુતસંહિતામાં તેને સારક, દુષ્ટ દાહહર, વિષનાશક અને વણુરૂપક ગણેલ છે.

ગરમ, તુરો, હલકો, રેચક અને કૃમિ, શૂલ, આમ, સોજા, ઝાડાઇ જવું, ઝેર, કૃતવા, કફ, પિત્ત, લોહીનો બીગાડ તથા ઉંદર કે સર્પનું ઝેર એઓને મટાડનાર છે. અંકોલનું ફળ ટાઢું, સ્વાદિષ્ટ, કફને તોડનાર, પુષ્ટિ આપનાર, ભારે, બળ આપનાર, રેચક અને વાયુ, પિત્ત, દાહ, ક્ષય તથા લોહીના બીગાડને મટાડનાર છે.

## ખપાટ.

बला वाटयालिका वाटया सैव वाट्यालकाऽपि च । महाबलापीतपुष्पा सहदेवी च सा स्मृता॥ ततोऽन्यातिबला ऋष्यप्रोक्ता कङ्कतिका च सा । गाङ्गेरुकी नागबला क्षेपा ह्रस्वा गवेधुका ॥ बलाचतुष्टयं शीतं मधुरं बलकान्तिकृत् । स्निग्धं ग्राहि समीरास्रपित्तास्रक्षतनाशनम् ॥ बलामूलत्वचश्चूर्णं पीतं सक्षीरशर्करम् । मूत्रातिसारं हरति दृष्टमेतन्न संशयः ॥ हरेन्महाबला कृच्छ्रं भवेद्वातानुलोमनी । हन्यादतिबला मेहं पयसा सितया समम् ॥

નામ—ખલા, વાટયાલિકા, વાધા અને વાધાલક એ ખપાટની એક જાતનાં સંસ્કૃત નામ છે. મહાબળા, પીતપુષ્પા અને સહદેવી એ ખપાટની બીજી જાતનાં નામ છે. અતિબળા, ઋષ્યપ્રોક્તા, કંકતિકા, ગાંગેરૂકી અને નાગબળા એ ખપાટની ત્રીજી જાતનાં નામ છે. નાહાની ખપાટ કે જે ગવેધુકા કહેવાય છે ને ખપાટની ચોથી જાત છે. હિં. વરિઆલા, ખિરેટી; બં. શ્વેતવેડેલા; મ. ચિકણા, ચિકકન, કા. ચેણ્ણેગરગ; ગુ. બલદાણા, ખપાટ; લા. અબુટીલન ઈંડીકમ.

ગુણ—ચારે ખપાટ ટાઢી, મધુર, બળ તથા કાંતિ આપનાર, સ્નિગ્ધ, દસ્તને રોકનાર અને વાયુ, લોહીનો બીગાડ, પિત્ત તથા ક્ષત એઓનો નાશ કરનાર છે. ખપાટનાં મૂલની છાલનું ચૂર્ણ જો દૂધ અને સાકરની સાથે પીવામાં આવે તો તે બહુમૂત્રપણાના રોગને મટાડે છે એ અમે નજરે જોયેલું છે. એમાં કાંઈ સંશય નથી. મહાબલા નામની ખપાટ મૂત્રકૃચ્છને મટાડે છે અને વાયુને સવળો ચલાવે છે. અતિબલા નામની ખપાટ જો દૂધ અને સાકરની સાથે પીવામાં આવે તો તેથી પ્રમેહ મરે છે.

## હનમાનવેલો.

पुत्रकाकाररक्ताल्पबिन्दुभिर्लाञ्छिता सदा । लक्ष्मणा पुत्रजननी बस्तगन्धाकृतिर्भवेत् । कथिता पुत्रदाऽवश्यं लक्ष्मणा मुनिपुङ्गवैः ॥

લક્ષણ—હનમાનવેલો સર્વદા પુતળીઓ જેવાં રાતાં અને નાહાનાં છાંટણાંવાળો હોય છે અને તેનો ગંધ તથા આકાર બકરાનાં જેવાં થાય છે.

નામ—લક્ષ્મણા અને પુત્રજનની એ બે હનમાનવેલાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—એ વેલો અવશ્ય પુત્રને આપનાર છે એમ મોટા મુનિઓએ કહ્યું છે.

### સ્વર્ણવલ્લી.

स्वर्णवल्ली रक्तफला काकायुः काकवल्लरी । स्वर्णवल्ली शिरःपीडां त्रिदोषान् हन्ति दुग्धदा ॥

નામ-સ્વર્ણવલ્લી, રક્તફલા, કાકાયુ, અને કાકવલ્લરી એટલાં સ્વર્ણવલ્લીનાં સંસ્કૃત નામ છે. મ. સોનવેલી, સોનુલી.

ગુણ-સ્વર્ણવલ્લી માથાની પીડાને અને ત્રણે દોષને મટાડે છે તથા ધાવણનો વધારો કરે છે.

### વણ.

कार्पासी तुण्डकेरी च समुद्रान्ता च कथ्यते । कार्पासकी लघुः कोष्णा मधुरा वातनाशिनी ॥ तत्पलाशं समीरघ्नं रक्तकृन्मूत्रवर्धनम् । क्षुत्कर्णपीडकानादपूयस्रावविनाशनम् । तद्बीजं स्तन्यदं वृष्यं स्निग्धं कफकरं गुरु ॥

નામ-કાર્પાસી, તુંડકેરી અને સમુદ્રાંતા એ વણનાં સંસ્કૃત નામ છે. હિં. કપાસ; ગુ. વણ, કપાસ, રૂઈ; બં. કાર્પાસ; મ. કાપસી; કા. હત્તી.

ગુણ-વણ હલકું, જરા ગરમ, મધુર અને વાયુનો નાશ કરનાર છે. વણનું પાનડું વાયુને હણે છે, મૂત્રને તથા લોહીને વધારે છે, અને કાનની કોડરી, કાનનો ગણગણાટ તથા કાનમાંથી પરૂ નીકળવું તેને મટાડનાર છે. વણનું ફલ ધાવણને વધારે, વીર્યને વધારે. સ્નિગ્ધ, કફ કરનાર અને ભારે છે.

### વાંસ.

वंशस्त्वक्सारकर्मारत्वचिसारस्तृणध्वजः । शतपर्वा शतफली वेणुमस्करतेजनाः ॥ वंशः सरो हिमः स्वादुः कषायो बस्तिशोधनः । छेदनः कफपित्तघ्नः कुष्ठास्रव्रणशोथजित् ॥ तत्करीरः कटुः पाके रसे रूक्षो गुरुः सरः । कषायः कफकृत्स्वादुर्विदाही वातपित्तलः ॥ तद्यवास्तु सरा रूक्षाः कषायाः कटुपाकिनः । वातपित्तकरा उष्णा बद्धमूत्राः कफापहाः ॥

નામ-વંશ, ત્વક્સાર, કર્મીર, ત્વચિસાર, તૃણધ્વજ, શતપર્વા, શતફલ, વેણું મસ્કર અને તેજન એટલાં વાંસનાં સંસ્કૃત નામ છે. હિં. બાસ; ફા. કસબ મ. વેલુ; ક. યરડુબિદીરુ; તૈ. કીચકઈ ઇં. Bamboo cane, લા. Bambus vulgaris;

ગુણ-વાંસ મળને ખસેડનાર, ટાઢો મધુર, તુરો, મૂત્રાશયને સાફ કરનાર મળોના ગાંઠાને કાપનાર, અને કફ, પિત્ત, કોઢ, લોહીનો બીગાડ, વ્રણ તથ સોજાને મટાડનાર છે. વાંસનો કુણે ભાગ પાકમાં તથા રસમાં તીખો, રૂક્ષ ભારે, મળને ખસેડનાર, તુરો, કફ કરનાર, સ્વાદિષ્ટ, દાહ કરનાર તથા વાયુને અને પિત્તને વધારનાર છે. વાંસના જવ મળને ખસેડનાર, રૂક્ષ, તુરા, પાકમાં તીખા, વાયુ તથા પિત્તને કરનાર ગરમ, મૂત્રને રોકનારા, અને કફને તોડનાર છે.

### નડસલ-બરૂ.

नलः पोटगलः शून्यमध्यश्च धमन

स्तथा। नलस्तु मधुरस्तिक्तः कषायः कफरक्तजित्। उष्णो हृद्वस्तियोन्यर्तिदाहपित्तविसर्पहृत्॥

નામ—નલ, પોટગલ, શૂન્યમધ્યઅને ધમન એટલાં બરૂનાં સંસ્કૃત નામ છે. હિં. નરસલ; બં. નલ; મ. દેવનલ.

ગુણ—બરૂ મધુર, કડવો, તુરો, ગરમ અને કફ, લોહીનો બીગાડ, હૃદયની પીડા, મૂત્રાશયની પીડા, યોનિની પીડા, દાહ, પિત્ત, તથા રતવાને મટાડનાર છે.

પાનબાજરીયાં તથા મુંજ.

भद्रमुञ्जः शरो बाणस्तेजनश्चक्षुवेष्टनः। मुञ्जो मुञ्जातको बाणः स्थूलदर्भः सुमेखलः॥ मुञ्जद्वयं तु मधुरं तुवरं शिशिरं तथा। दाहतृष्णाविसर्पास्रमूत्रकृच्छ्राक्षिरोगजित्।दोषत्रयहरं वृष्यं मेखलासूपयुज्यते॥

— નામ—ભદ્રમુંજ, શર, બાણ, તેજન અને ચક્ષુવેષ્ટન એટલાં પાનબાજરીયાંનાં સંસ્કૃત નામ છે. મુંજ, મુંજાતક, બાણ, સ્થૂલદર્ભ અને સુમેખલ એટલાં મુંજનાં નામ છે. હિં. રામશર, સરપતા; મ. થોરમુંજતૃણ; કા. રામસપુ.

ગુણ—એ બન્ને મધુર, તુરાં, ટાઢાં, વીર્યને વધારનાર અને દાહ, તરસ, રતવા, આમ, મૂત્રકૃચ્છ્ર, નેત્રના રોગ તથા ત્રણે દોષને હરનાર છે. મુંજ મેખલ કરવામાં ઉપયોગી થાયછે.

કાંસેડો.

काशः काशेक्षुरुद्दिष्टः स स्यादिक्षुरसस्तथा। इक्ष्वालिकेक्षुगन्धा च तथा पोटगलः स्मृतः॥ काशः स्यान्मधुरस्तिक्तः स्वादुपाको हिमः सरः। मूत्रकृच्छ्राश्मदाहास्रक्षयपित्तजरोगजित्॥

નામ—કાશ, કાશેક્ષુ, ઇક્ષુરસ, ઇક્ષ્વાલિકા, ઇક્ષુગંધા અને પોટગલ એટલાં કાંસડાનાં સંસ્કૃત નામ છે. હિં. કાંસ; બં. કેસે; મ. કસઈ; કા. કસાડ; દે. કૌસ.

ગુણ—કાંસડો મધુર, કડવો, પાકમાં મીઠો, ટાઢો, મળોને ખસેડનાર અને મૂત્રકૃચ્છ્ર, પથરી, દાહ, લોહીનો બીગાડ, ક્ષય તથા પિત્તસંબંધી રોગને મટાડે છે.

ગુંદ્રખડ.

गुन्द्रः पटेरको रूच्छः श्रृङ्गवेराभमूलकः। गुन्द्रः कषायो मधुरः शिशिरः पित्तरक्तजित्। स्तन्यः शुक्ररजोमूत्रशोधनो मूत्रकृच्छ्रहृत्॥

નામ—ગુંદ્ર, પટેરક, રચ્છ, અને શૃંગવેરાભમૂલક એટલાં ગુંદ્રનાં સંસ્કૃત નામ છે. હિં. પટેરે; કા. આપુ; મ. ગુંદ્રપટેર.

ગુણ—ગુંદ્ર તુરૂં, મધુર, ટાઢું, ધાવણને વધારનાર અને પિત્ત, લોહીનો બીગાડ, તથા મૂત્રકૃચ્છ્રને મટાડનાર છે તેમજ વીર્ય, રજ અને મૂત્રને સાફ કરેછે.

એરકા.

एरका गुन्द्रमूला च शिबिर्गुन्द्रा शरीति च। एरका शिशिरा वृष्या चक्षुष्या वातकोपिनी। मूत्रकृच्छ्राश्मरीदाहपित्तशोणितनाशिनी॥

નામ—એરકા. ગુંદ્રમૂલા, શિબિ, ગું-

દ્રા અને શરી એટલાં એરકા (એક જાતનાં ખડ) નાં સંસ્કૃત નામ છે. હિં. મોથીતૃણ; બં. હોગલા; મ. એરકા; પાલનહ્હાલા.

ગુણ—એરકા ટાઢી, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી, વાયુનો પ્રકોપ કરનાર અને મૂત્રકૃચ્છ્ર, પથરી, દાહ, પિત્ત તથા રુધિરને નાશ કરનારી છે.

### કુશ તથા દાભડો.

**कुशो दर्भस्तथा बर्हिः सूच्यग्रो यज्ञभूषणः । ततोऽन्यो दीर्घपत्रः स्यात्क्षुरपत्रस्तथैव च ॥ दर्भद्वयं त्रिदोषघ्नं मधुरं तुवरं हिमम् । मूत्रकृच्छ्राश्मरीतृष्णावस्तिरुक्प्रदरास्रजित् ॥**

નામ—કુશ, દર્ભ, બર્હિ, સૂચ્યગ્ર અને યજ્ઞભૂષણ એટલાં કુશનાં સંસ્કૃત નામ છે. જે લાંબાં પત્રવાળો દાભડો કહેવાય છે તેનું નામ ક્ષુરપત્ર છે. હિં. કુસા; મ. પાંઢરી કુશી; ફા. બીલીય બુદૃશરી.

ગુણ—એ બન્ને જાતના દર્ભ ત્રણે દોષને હરનાર, મધુર, તુરા, ટાઢા અને મૂત્રકૃચ્છ, પથરી, તરશ, મૂત્રાશયની પીડા, પ્રદર તથા લોહીના બીગાડને મટાડનાર છે.

### રોહિસ.

**कत्तृणं रौहिषं देवजग्धं सौगन्धिकं तथा । भूतीकं व्यामपौरं च श्यामकं धूमगन्धिकम् ॥ रौहिषं तुवरं तिक्तं कटुपाकं व्यपोहति । हृत्कण्ठव्याधिपित्तास्र-शूलकासकफज्वरान् ॥**

નામ—કતૃણ, રૌહિષ, દેવજગ્ધ, સૌગંધિક, ભૂતીક, વ્યામપૌર, શ્યામક અને ધૂમગંધિક એટલાં રોહિષનાં સંસ્કૃત નામ છે. હિં. રોહીસ સૌંધિઆ, ગંધેજઘાસ બં. રામકર્પૂર; મ. સુગંધ રોહિષતૃણ ફા. કિરૂગંજણી; અ. અજખર; ફા ખલાલમામૂન.

ગુણ—રોહિસ તુરૂં, કડવું, પાકમ તીખું અને છાતીનાં દરદ, કંઠનાં દરદ પિત્ત, લોહીનો બીગાડ, શૂળ, ઉધરસ કફ તથા જ્વરને મટાડનાર છે.

### ભૂતૃણ.

**गुह्यबीजं तु भूतीकं सुगन्धं जम्बुकप्रियम् । भूतृणं तु भवेच्छत्रा मालातृणकमित्यपि ॥ भूतृणं कटुकं तिक्तं तीक्ष्णोष्णं रेचनं लघु । विदाहि दीपनं रूक्षमनेत्र्यं मुखशोधनम् । अवृष्यं बहुविट्कं च पित्तरक्तप्रदूषणम् ॥**

નામ—ગુહ્યબીજ, ભૂતીક, સુગંધ, જંબુકપ્રિય, ભૂતૃણ, છત્રા અને માળાતૃણક એટલાં ભૂતૃણનાં સંસ્કૃત નામ છે. હિં. સરવાળુ; મ. પાણ્યાતીલવાળા તથા ખસ.

ગુણ—ભૂતૃણ તીખું, કડવું, તીક્ષ્ણ, ગરમ, રેચક, હલકું, દાહ ઉપજાવનાર, અગ્નિને દીપ્ત કરનાર, રૂક્ષ છે, અને નેત્રને વાસ્તે સારૂં નથી, મોહોડાને સારૂં કરનાર છે, વીર્યને વાસ્તે સારૂં નથી, વિષ્ઠાને ઘણી કરનાર છે અને પિત્ત તથા રુધિરનો પ્રકોપ કરનાર છે.

### ધ્રો (નીલી.)

नीलदूर्वा रुहानन्ता भार्गवी शतप-

र्विका । शष्पं सहस्रवीर्या च शतवल्ली च कीर्तिता ॥ नीलदूर्वा हिमा तिक्ता मधुरा तुवरा हरा । कफपित्तास्रवीसर्पतृष्णादाहत्वगामयान् ॥

**નામ**—નીલદૂર્વા, રૂહા, અનંતા, ભાર્ગવી, શતપર્વિકા, શષ્પ, સહસ્રવીર્યા અને શતવલ્લી એટલાં નીલી ધ્રોનાં સંસ્કૃત નામ છે. હિં. નીલીદુવ; કોં. નીલી હરીઆલી; કા. હસુગરકે.

**ગુણ**—નીલી ધ્રો ટાઢી, કડવી, મધુર, તુરી અને કફ, પિત્ત, લોહીનો બીગાડ, રતવા, તરસ, દાહ તથા ચામડીના રોગને મટાડનાર છે.

## ધ્રો ( ધોળી. )

दूर्वा शुक्ला तु गोलोमी शतवीर्या च कथ्यते । श्वेता दूर्वा कषाया स्यात्स्वाद्वी व्रण्या च जीवनी । तिक्ता हिमा विसर्पास्रतृट्पित्तकफदाहहृत् ॥

**નામ**—શુક્લદૂર્વા, ગોલોમી અને શતવીર્યા એટલાં ધોળી ધ્રોનાં સંસ્કૃત નામ છે. હિં. સફેદ દુવ; મ. પાંઢરી હરીઆલી; કા. બીલીયકરકે.

**ગુણ**—ધોળી ધ્રો તુરી, મધુર, વ્રણને ટાળનારી, જીવાડનારી, કડવી, ટાઢી અને રતવા લોહીનો બીગાડ, તરશ, પિત્ત, કફ તથા દાહને મટાડનાર છે.

## ધ્રો ( ગાંઠાવાળી. )

गण्डदूर्वा तु गण्डाली मत्स्याक्षी शकुलाक्षकः । गण्डदूर्वा हिमा लोहद्राविणी ग्राहिणी लघुः ॥ तिक्ता कषाया मधुरा वातकृत्कटुपाकिनी । दाहतृष्णाबलासास्रकुष्ठपित्तज्वरापहा ॥

**નામ**—ગંડદૂર્વા, ગંડાળી, મત્સ્યાક્ષી અને શકુલાક્ષક, એટલાં ગાંઠાવાળી ધ્રોનાં સંસ્કૃત નામ છે. હિં. ગાંડરદુવ; મ. ગંડરદુર્વા; કા. મીનગત્તે.

**ગુણ**—ગાંઠાવાળી ધ્રો ટાઢી, લોઢાને દ્રવ કરનારી, દસ્તને રોકનારી, હલકી, કડવી, તુરી, મધુર, વાયુ કરનારી, પાકમાં તીખી અને દાહ, તરશ, કફ, લોહીનો બીગાડ, કોઢ, પિત્ત તથા જ્વરને મટાડનારી છે.

## વિદારીકંદ.

वाराहीकन्द एवान्यैश्चर्मकारालुको मतः । अनूपसम्भवे देशे वाराह इव लोमवान् ॥ विदारी स्वादुकन्दा च सा तु क्रोष्ट्री सिता स्मृता । इक्षुगन्धा क्षीरवल्ली क्षीरशुक्ला पयस्विनी ॥ वाराहवदना गृष्टिर्वदरेत्यपि कथ्यते । विदारी मधुरा स्निग्धा बृंहणी स्तन्यशुक्रदा ॥ शीता स्वर्या मूत्रला च जीवनी बलवर्णदा । गुरुः पित्तास्रपवनदाहान् हन्ति रसायनी ॥

**લક્ષણ**—જ્યાં ઘણું પાણી હોય છે એવા દેશમાં સૂવર જેવી રૂંછાડવાળો જે વારાહીકંદ થાય છે તેજ વિદારીકંદ કેહેવાય છે. બીજા લોકો એ કંદને ચર્મકારાલુક પણ કેહેછે.

**નામ**—વિદારી, સ્વાદુકંદા, સાતુક્રોષ્ટ્રી, સિતા, ઈક્ષુગંધા, ક્ષીરવલ્લી, ક્ષીરશુક્લા,

પયસ્વિની, વારાહવદના, ગૃષ્ટિ અને બ-દરા એટલાં વિદારીકંદનાં સંસ્કૃત નામ છે. હિં. વિદારીકંદ, બીલારીકંદ; મ. ભુંયકોહલે; ક. નેલકુંબલ; તૈ. નેલગુંમુડુ; લા. Pueraria tuberosa.

ગુણ–વિદારીકંદ મધુર, સ્નિગ્ધ, પુષ્ટિ આપનાર, ધાવણ વધારનાર, વીર્યને વ-ધારનાર, ટાઢો, સ્વરને વાસ્તે સારો, મૂ-ત્રને વધારનાર, જીવન દેનાર, બળ તથા સારા વર્ણને આપનાર, ભારે, રસાયન-રૂપ અને પિત્ત, લોહીનો બીગાડ, વાયુ તથા દાહ એઓને મટાડનાર છે.

## મુસલી.

तालमूली तु विद्वद्भिर्मुशली परिकीर्तिता । मुशली मधुरा वृष्या वीर्योष्णा बृंहणी गुरुः । तिक्ता रसायनी हन्ति गुदजान्यनिलं तथा ॥

નામ–તાલમૂલી અને મુસલી એ બે મુસલીનાં સંસ્કૃત નામ છે. હિં. મુશલી સ્યા, મુશલી સુફેદ; મ. મુસલી કાલી-પાંઢરી; ક. નેલતાડી; લા. Hypoxis orchioides.

ગુણ–મુસલી મધુર, વીર્યને વધાર-નાર, ઉષ્ણ વીર્યવાળી, પુષ્ટિકારક, ભારે, કડવી, રસાયનરૂપ અને ગુદનાં દરદ તથા વાયુને મટાડનાર છે.

## શતાવરી અને મહાશતાવરી.

शतावरी बहुसुता भीरुरिन्दीवरी वरी । नारायणी शतपदी शतवीर्या च पीवरी ॥ महाशतावरी चान्या शतमूल्यर्द्धकण्टिका । सहस्रवीर्या हेतुश्च ऋष्यप्रोक्ता महोदरी ॥ शतावरी गुरुः शीत तिक्ता स्वाद्वी रसायनी । मेधाग्निपुष्टिदा स्निग्धा नेत्र्या गुल्मातिसारजित् । शुक्रास्तन्यकरी वल्या वातपित्तास्रशोथजित् । महाशतावरी मेध्या हृद्या वृष्या रसायनी । शीतवीर्या निहन्त्यर्शोग्रहणी नयनामयान् ॥

નામ–શતાવરી, બહુસુતા, ભીરુ ઇંદીવરી, વરી, નારાયણી, શતપદી, શ તવીર્યા અને પીવરી એટલાં શતાવરીનાં સંસ્કૃત નામ છે. મહાશતાવરી, શત મૂલી, અર્દ્ધકંટિકા, સહસ્રવીર્યા, હેતુ ઋષ્યા અને મહોદરી એટલાં મહાશત વરીનાં સંસ્કૃત નામ છે. હિં. શતાવર બડીશતાવર; મ. શતમૂલી, સહસ્રમૂલી ફા. શુર્જદસ્તી; ગુ. એકલકંટો; અ. કાકુલ મિસ્રી; ક. કિરીયઆસડી; તૈ એદુમટ્ટીટેંડા; ઈં. A. racemosus લા A. adscendens.

ગુણ–શતાવરી ભારે, ટાઢી, કડવી મધુર, રસાયનરૂપ, બુદ્ધિનેવાસ્તે સારી અગ્નિને વધારનાર, સ્નિગ્ધ, નેત્રને હિત કારી, વીર્યને વધારનારી, ધાવણને વ ધારનારી, બળ આપનારી અને ગોટ અતિસાર, વાયુ, પિત્ત, રુધિરનાં દરદ તથા સોજા એઓને મટાડનાર છે. મ હાશતાવરી બુદ્ધિને વાસ્તે સારી, ગ એવી, વીર્યને વધારનાર, રસાયનરૂ શીતવીર્યવાળી અને અરશ, સંગ્રહણ તથા નેત્રના રોગને મટાડનાર છે.

## આસોંદ.

गन्धान्ता वाजिनामादिरश्वगन्धा हयाह्वया । वराहकर्णी वरदा वरदा कुष्टगन्धिनी ॥ अश्वगन्धानिलश्लेष्मश्वित्रशोथक्षयापहा । वल्या रसायनी तिक्ता कषायोष्णातिशुक्रला ॥

નામ—ગંધાંતા, વાજિનામાદિ, અશ્વગંધા, હયાહ્વયા, વરાહકર્ણી, વરદા અને દુષ્ટગંધિની એટલાં આસોંદનાં સંસ્કૃત નામ છે. (ઘોડાનો ગમે તે પર્યાયશબ્દ આગળ મુકી છેડે ગંધશબ્દ મુકીએ એટલે આસોંદનું નામ થાય છે.) હિં. અસગંધ; મ. આસંધ; ક. આસાદુ; તૈ. પિલ્લીઆંદ્રા; ઈં. Winter cherry; લા. Phys-ali- somnifera.

ગુણ—આસોંદ બળ આપનારી, રસાયનરૂપ, કડવી, તુરી, ગરમ, વીર્યને અત્યંત વધારનાર અને વાયુ, કફ, ચીતરી, સોજા તથા ક્ષય એઓને મટાડનાર છે.

## કાળી પાટ.

पाठांवष्ठांवष्ठकी च प्राचीना पापचेलिका । एकाष्ठीला रसा प्रोक्ता पाठिका वरतिक्तिका ॥ पाठोष्णा कटुका तीक्ष्णा वातश्लेष्महरी लघुः । हन्ति शूलज्वरच्छर्दिकुष्ठातीसारहृद्रुजः । दाहकण्डूविषश्वासकृमिगुल्मगरव्रणान् ॥

નામ—પાઠા, અંબષ્ઠા, અંબષ્ઠકી, પ્રાચીના, પાપચેલિકા. એકાષ્ઠીલા, રસા, પાઠિકા અને વરતિક્તિકા એટલાં કાળી પાટનાં સંસ્કૃત નામ છે. હિં. પાઢ; મ. પાહાડમૂલ; ગુ. કાલીપાટ, કરંઢીયું; ક. પાઠા; ઈં. પરેરાઇટ; લા. Cissampelos pareira.

ગુણ—કાળી પાટ ગરમ, તીખી, તીક્ષ્ણ, હલકી, અને વાયુ, કફ, શૂળ, જ્વર, ઉલટી, કોઢ, વહ્યો જતો ઝાડો, છાતીનાં દરદ, દાહ, ચળ, ઝેર, શ્વાસ, કૃમિ, ગોટા અને ઝેરીવ્રણને મટાડનાર છે.

## નસોતર (ધોળી.)

श्वेता त्रिवृत्ता भण्डी स्यात्त्रिवृता त्रिपुटापि च । सर्वानुभूतिः सरला निशोता रेचनीति च ॥ श्वेता त्रिवृद्रेचनी स्यात्स्वादुरुष्णा समीरहृत् । रूक्षा पित्तज्वरश्लेष्मपित्तशोथोदरापहा ॥

નામ—શ્વેત ત્રિવૃતા, ભંડી, ત્રિવૃતા, ત્રિપુટા, સર્વાનુભૂતિ, સરલા, નિશોતા અને રેચની એટલાં ધોળી નસોતરનાં સંસ્કૃત નામ છે.

ગુણ—ધોળી નસોતર રેચક, મધુર, ગરમ, રૂક્ષ અને વાયુ, પિત્ત, જ્વર, કફ, શોજા તથા પેટના રોગને મટાડનાર છે.

## નસોતર (કાળી.)

त्रिवृत् श्यामार्धचन्द्रा च पालिन्दी च सुपेणिका । मसूरविदला कालकेशिका काल्मेपिका ॥ श्यामा त्रिवृत्ततो हीनगुणा तीव्रविरेचनी । मूर्च्छादाहमदभ्रान्तिकण्ठोत्कर्षणकारिणी ॥

નામ—શ્યામત્રિવૃતા, અર્ધચંદ્રા, પાલિંદી, સુષેણિકા, મસૂરવિદલા, કાલ-

કૈશિકા, અને કાલમેષિકા એટલાં કાળી નસોતરનાં સંસ્કૃત નામ છે. હિં. નસોદર સફેદ તથા કાલા; મ. નિસોતરતેડ; ફા. નિસોત; અ. તુરબુદ; ક. તિગડે; તૈ. તેલાતેગડા; ઈં. Turbith root લા. Ipomoea turpethum.

ગુણ—કાળી નસોતર ધોળી નસોતર કરતાં ઓછા ગુણવાળી છે, બહુ રેચક છે અને મૂર્છા, દાહ, મદ, ભ્રમ તથા કંઠનું ઘસાવું એઓને કરનારી છે.

## નેપાળો (નાહાનો તથા મોટો.)

लघुदन्ती विशल्या च स्यादुदुम्बरपर्ण्यपि । तथैरण्डफला शीघ्रा श्येनघण्टा घुणप्रिया । वाराहाङ्गी च कथिता निकुम्भश्च मकूलकः ॥

[ अथ बृहद्दन्ती । ] एरण्डपत्रविटपा । ]

द्रवन्ती शाम्बरी चित्रा प्रत्यक्कर्ण्याखुकर्ण्यपि । चित्रोपचित्रा न्यग्रोधी सुतश्रेण्याखुपर्ण्यपि ॥ दन्तीद्वयं सरं पाके रसे च कटु दीपनम् । गुदाङ्कुराश्मशूलार्शःकण्डूकुष्ठविदाहनुत् । तीक्ष्णोष्णं हन्ति पित्तास्रकफशोथोदरक्रमीन् ॥

નામ—લઘુદંતી, વિશલ્યા, ઉદુંબરપર્ણી, એરંડફલા, શીઘ્રા, શ્યેનઘંટા, ઘુણપ્રિયા, વારાહાંગી, નિકુંભ અને મકૂલક એટલાં નાહાના નેપાળાનાં સંસ્કૃત નામ છે. દ્રવંતી, શાંબરી, ચિત્રા, પ્રત્યક્કર્ણી, આખુકર્ણી, ચિત્રોપચિત્રા, ન્યગ્રોધી, સુતશ્રેણી અને આખુપર્ણી એટલાં મોટી નસોતરનાં નામ છે.

ગુણ—બંને નસોતર રેચક, પાકમાં તથા રસમાં તીખી, અગ્નિને દીપ્ત કરનાર, તીક્ષ્ણ, ગરમ અને ગુદનો રોગ, પથરી, શૂળ, અરશ, ચળ, કોઢ, દાહ, પિત્ત, લોહીનો બીગાડ, કફ, સોજા, પેટના રોગ તથા કૃમિને મટાડનાર છે

## નેપાળાનું બીજ.

क्षुद्रदन्तीफलं तु स्यान्मधुरं रसपाकयोः । शीतलं सृष्टविण्मूत्रं गरशोथकफापहम् ॥ जयपालो दन्तिबीजं विख्यातं तिंतिलीफलम् । जयपालो गुरुः स्निग्धो रेचिपित्तकफापहः ॥

નામ—નાહાના નેપાળાનું બીજ ક્ષુદ્રદંતી ફળ કેહેવાય છે.

ગુણ—એ બીજ રસ તથા પાકે મધુર, ટાઢું, વિષ્ઠા તથા મૂત્રને કાહાડનાર અને ઝેર, સોજા તથા કફને મટાડનાર છે. જયપાલ, દંતિબીજ અને તિંતિલીફલ એટલાં મોટા નેપાળના બીજનાં નામ છે. એ બીજ ભારે, સ્નિગ્ધ રેચક અને પિત્ત તથા કફને મટાડનાર છે

## *ઇંદ્રામણાં.

ऐन्द्रीन्द्रवारुणी चित्रा गवाक्षी गवादिनी । वारुणी च परापुस्का ...

*સંસ્કૃત વૈદક ગ્રંથોમાં ઇંદ્રામણું કડવું, તીખું, અને ઘણો જુલાબ લાવનાર વર્ણવેલ છે, અને પિત્તવિકાર, દસ્તની કબજીઅત, તાવ અને પેટના ટબકાની બીમારીમાં અપાય છે. તેનાં મૂળીઆંથી જુલાબ લાગે છે અને કમળો, કાળજતમાં પાણીનો ભરાવો, જલંદર, મૂત્રસ્થાનના વ્યાધી અને સંધીવાપર સારી અસર કરે છે.

મુસલમાની ગ્રંથકારો આ ફળને સખત

विशाला महाफला ॥ श्वेतपुष्पा मृगाक्षी च मृगेर्वारुर्मृगादनी। गवादिनीद्वयं तिक्तं पाके कटु सरं लघु ॥ वीर्योष्णं कामलापित्तकफप्लीहोदरापहम् । श्वासकासापहं कुष्ठगुल्मग्रन्थिव्रणप्रणुत् ॥ प्रमेहमूढगर्भामगण्डामयविषापहम् ॥

નામ—ઐંદ્રી, ઇંદ્રવારૂણી, ચિત્રા, ગવાક્ષી અને ગવાદિની એટલાં ઇંદ્રવારૂણીનાં સંસ્કૃત નામ છે. વારૂણી વિશાલા, મહાફલા, શ્વેતપુષ્પા, મૃગાક્ષી, મૃગેર્વારૂ અને મૃગાદિની એટલાં ધોળાં ફુલવાળાં ઇંદ્રવારૂણીનાં નામ છે. હિં. ઇંદ્રાયન, કારીથ; મ. લધુ ઇંદ્રવણ, કાવડલ; ફા. ખુર્પેજાતલ્ખ; અ. હંજલ; ક. હામેક્રે; તૈ. એતીપુછા; ઈં. Colo-cynth; લા. Citrullus colocynlis.

ગુણ—બન્ને ઇંદ્રવારૂણી કડવી, પાકમાં તીખી, દસ્તને ખસેડનાર, હલકી, ઉષ્ણવીર્ય અને કમળો, પિત્ત, કફ, બરલનું દરદ, પેટના રોગ, શ્વાસ, ઉધરસ, કોઢ, ગોટો, ગાંઠ, વ્રણ, પ્રમેહ, ગર્ભસંબંધી રોગ, ગુમડું તથા ઝેરને મટાડનાર છે.

## *ગળી.

नीली तु नीलिनी तूली काली दोला च नीलिका । रञ्जनी श्रीफली तुत्था ग्रामीणा मधुपर्णिका ॥ क्लीतका कालकेशी च नीलपुष्पा च सा स्मृता । नीलिनी रेचनी तिक्ता केश्या मोहभ्रमापहा ॥ उष्णा हन्त्युदरप्लीहवातरक्तकफानिलान्। आमवातमुदावर्तं मदं च विषमुद्धतम् ॥

જુલાબ લાવનાર, બલગમ કાઢનાર, જલંદર, કમળો, પેટની ચુંક, અને શ્લીપદ મટાડનાર ગણે છે. ગર્ભાશય ઉપર તેની અસર થાય છે અને તેનો ધુમાડો જલદ આપવાથી સ્ત્રીઓને ગએલો આર્તવ ફરીથી શરૂ થાયછે. તેના બીજથી પણ જુલાબ લાગેછે અને તે વાપરવાથી બુઢાપામાં વાળ ધોળા થતા અટકે છે. આફ્રીકાના લોકો આ બીજને ઘણું પૌષ્ટીક ગણે છે અને કેપ ઑફ ગુડહોપના વતની આ તાજા ફળનો રસ સાકર સાથે મેળવીને જલંદરના વ્યાધીમાં પીએ છે તેમજ ચામડીનો રંગ બદલવામાં ચોપડે છે.

ચરકસંહિતા તથા સુશ્રુતસંહિતામાં આ ફળને વિકારનાશક, સંશોધન અને પીચકારી આપવામાં ઉપયોગી ગણેલાં છે.

*ડૉ. એનસ્લી કહેછે કે:—ગળીનાં મૂળીઆંમાં ઝેરની અસર નાબુદ કરવાનો અને પાંદડામાં નબળાઈ મટાડવાના ગુણો રહેલા છે. કાળજાના સોજાઉપર ગળીનાં પાંદડાં એકલાં અગર મધ સાથે વાટીને અપાયછે. મૂળીયાંને પાણીમાં ઉકાળીને પથરીઉપર અપાયછે. અને પાંદડાં વાટીને પેડુપર ચોપડવાથી પીશાબ છુટથી આવેછે. કોલેરાના દરદઉપર ગળીનો ભુકો વપરાય છે અને તે ભુકાને ખરાબ નાસુર ઉપર છાંટવાથી તેમને જલદીથી અંકુર આવેછે. કુમળી ડાળીઓનો રસ મધમાં મેળવીને નાનાં બચ્ચાંઓનાં મોઢામાં થતી ગરમી મટાડવા કામ લાગેછે.

મુસલમાની ગ્રંથકારો પારાની કોઈ પણ બનાવટ ખાવાથી મોઢામાં થએલી ગરમી મટાડવામાટે આ ઝાડના થડના ઉકાળાના પાણીના કોગળા કરવા ભલામણ કરેછે. અને તેઓ આ છોડને મોટી ઉધરસ, ફેફ્સાં અને મુરદાંનાં દરદો, હૃદયનું ધબકવું, બરલની ગાંઠ અને કાળજાના કદનું વધવું અને જલંદરના વ્યાધીમાં ઘણો ઉપયોગી ગણે છે.

નામ—નીળી, નીલિની, તૂલી, કાલદોલા, નીલિકા, રંજની, શ્રીફલી, તુચ્છા, ગ્રામીણા, મધુપર્ણીકા, કલીતકા, કાલકેશી અને નીલપુષ્પા એટલાં ગળીનાં સંસ્કૃત નામ છે. હિં. નીલ, લીલ; મ. લઘુ નીલી, થોર નીલી; ક. હીરીયનીલી; તૈ. નીલીચેટ્ટુ; ઈં. Indigo લા. Indogofera cordifolia.

ગુણ—ગળી રેચક, કડવી, કેશને વાસ્તે સારી, ગરમ અને મોહ, ભ્રમ, ઉદરના રોગ, બરલનું દરદ, વાયુ, લોહીનો બીગાડ, કફ, આમવાયુ, ઉદાવર્ત, મદ અને ભારે ઝેરને મટાડનાર છે.

## *શરપંખો.

शरपुङ्खः प्लीहशत्रुर्नीलीवृक्षाकृतिश्च सः । शरपुङ्खो यकृत्प्लीहगुल्मव्रणविषापहः । तिक्तः कषायः कासास्रश्वासज्वरहरो लघुः ॥

નામ—શરપુંખ, પ્લીહશત્રુ, અને નીલીવૃક્ષાકૃતિ એટલાં શરપંખાનાં સંસ્કૃત નામ છે. હિં. સરફોકા; મ. ઉન્હાલી; ક. ચેરફુંદાગ્ગી તૈ. યાપાશેચેટ્ટુ. ઈં. Purple lephrosia; લા. Tephrosia purpurea.

ગુણ—શરપંખો કડવો, તુરો, હલકો અને જમણા પડખાની ગાંઠ, બરલ, ગોટો, વ્રણ, ઝેર, ઉધરસ, લોહીનો બીગાડ, શ્વાસ તથા જ્વરને મટાડનાર છે.

## *જવાસો તથા ધમાસો.

यासो यवासो दुःस्पर्शो धन्वयासः

*મીરમહુમદ હુસેન કહેછે કેઃ—શરપંખો ૧ ભાગ અને ભાંગનાં પાંદડાં ૨ ભાગ મીશ્ર કરીને આપવાથી દુઝતા હરસ મટી જાયછે અને કાળાં મરી સાથે મેળવીને આપવાથી પીશાબ વધારે આવેછે તથા મુખ્યત્વે કરીને પરમો મટે છે.

* સંસ્કૃત વૈદકગ્રંથોમાં જવાસાને દસ્ત ખુલાસે લાવનાર, પેશાબ વધારનાર અને કફનો નાશ કરનાર ગણેલ છે. એનું જે સત્વ નીકળે છે તે ઉધરસઉપર અપાયછે.

મુસલમાનીગ્રંથકારો લખેછે કેઃ—છોડની પોટીસ બાંધવાથી અથવા તેનો ધુમાડો દેવાથી હરસ મટી જાયછે, તેનો રસ આંખની ઝાંખ મટાડે છે અને તેનો ભુકો વાઈના દરદમાં નાકમાં સુંઘાડવામાં આવેછે. પાંદડાંમાંથી જે તેલ બને છે તે સધીવા ઉપર લગાવાયછે અને ફુલ વાટીને ચોપડવાથી હરસ નીકળી જાયછે.

મીરમહુમદ હુસેન કહેછે કેઃ—ખોરાસાન, મવારૂનહેર, કુરજીસ્તાન અને હમદનના મુલકોમાં છોડને કાપીને કપડામાં ખંખેરવાથી તુરંગબીજ નામનો સાકર જેવો પદાર્થ નીકળે છે. આ પદાર્થ જવના પાણીમાં આપવાથી દસ્ત ખુલાસે આવેછે પિત્ત કાઢી નાંખેછે, કફ બેસાડે છે અને લોહી સાફ કરેછે. દુધ સાથે આપવાથી શરીરને પુષ્ટિ મળે છે અને કામ ઉત્પન્ન કરેછે.

ચક્રદત્તમાં જવાસાને ગળ શુદ્ધ કરનાર મૂત્રલ, અને કફોત્સર્જક ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં જવાસાને ઉષ્ટ્રભક્ષીકા નામથી વર્ણવતાં તેને કફ મેદહર, મૂત્રકૃચ્છ્રહર, અને ગુલ્મનાશક ગણેલ છે વળી તેજ પુસ્તકમાં તેને ગિરિકર્ણિકાના નામથી લખતાં તેને વાતપિત્ત સંશમન વર્ણવેલ છે.

ચરકસંહિતામાં તેને સારક ગણેલ છે અને નાનાં બચ્ચાંની ઉધરસ ઉપર હરડે પીપર અને દાક્ષના ચૂર્ણમાં મધ અને માંખણ સાથે આપવાની ભલામણ કરેલ છે.

कुनाशकः । दुरालभा दुरालम्भा समुद्रान्ता च रोदिनी ॥ गान्धारी कच्छुरानन्ता कषाया हरविग्रहा । यासः स्वादुः सरस्तिक्तस्तुवरः शीतलो लघुः॥ कफमेदोमदभ्रान्तिपित्तासृक्कुष्ठकासजित् तृष्णाविसर्पवातास्त्रवमिज्वरहरः स्मृतः । यवासस्य गुणैस्तुल्या बुधैरुक्ता दुरालभा॥

નામ–યાસ, યવાસ, દુઃસ્પર્શ, ધન્વયાસ અને કુનાશક એટલાં જવાસાનાં સંસ્કૃત નામ છે. હિં. દુલાહ; ફા. ફરાક્યુશન; મ. કાંટેચુબુક; અ. અલગુલ; ક. તોરેઇંગુલુ; લો. Alhagimaurohum. દુરાલભા, દુરાલંભા, સમુદ્રાંતા, રોદિની, ગાંધારી, કચ્છુરા, અનંતા, કષાયા અને હરવિગ્રહા એટલાં ધમાસાનાં સંસ્કૃત નામ છે. હિં. ધહમાહા; મ. ધમાસા; ફા. બાદાવર્દ; અ. શુકાઈ; ક. વલ્લીદુરુપે, લો. Fagonia-arabica.

ગુણ–જવાસો મધુર, મળને ખસેડનાર, કડવો, તુરો, ટાઢો, હલકો અને કફ, મેદ, મદ, ભ્રમ, પિત્ત, લોહીનો બીગાડ, કોઢ, ઉધરસ, તરસ, રતવા, વાયુ, લોહીનું વમન, તથા જ્વરને મટાડનાર છે. જે જવાસામાં ગુણ છે તેજ ધમાસામાં છે એમ વિદ્વાનોએ કહ્યું છે.

### ગોરખમુંડી.

मुण्डी भिक्षुरपि प्रोक्ता श्रावणी च तपोधना । श्रवणाह्वा मुण्डतिका तथा श्रवणशीर्षका ॥ महाश्रावणिकान्या तु सा स्मृता भूकदम्बिका। कदम्बपुष्पिका च स्यादव्ययातितपस्विनी ॥ मुण्डी तिक्ता कटुः पाके वीर्योष्णा मधुरा लघुः । मेध्या गण्डापचीकृच्छ्रकृमियोन्यर्तिपाण्डुनुत् ॥ श्लीपदारुच्यपस्मारप्लीहमेदोगुदार्तिहृत् । महामुण्डी च तत्तुल्या गुणैरुक्ता महर्षिभिः ॥

નામ–મુંડી, ભિક્ષુ, શ્રાવણી, તપોધના, શ્રવણાહ્વા, મુંડતિકા, અને શ્રવણશીર્ષકા એટલાં ગોરખમુંડીનાં સંસ્કૃત નામ છે. મહાશ્રાવણિકા, ભૂકદંબિકા, કદંબપુષ્પિકા, અવ્યથા અને અતિતપસ્વિની એટલાં મોટી ગોરખમુંડીનાં નામ છે. હિં. છોટી-વડી, ગોરખમુંડી; બં. સુદુરી, ભુંઈકદમ; કા. કીયેવોલતર.

ગુણ–ગોરખમુંડી પાકમાં તીખી, ઉષ્ણવીર્ય, મધુર, હલકી, પવિત્ર, અને ગુમડાં, ગાંઠ, કૃચ્છ, કૃમિ, યોનિની પીડા, પાંડુરોગ, ધણાં કાણાંવાળી ગાંઠ, અરૂચિ, વાઈ, બરલનું દરદ, મેદ, તથા ગુદની પીડાને મટાડનાર છે. મોટી ગોરખમુંડીમાં પણ એવાજ ગુણો છે એમ મોટા ઋષિઓએ કહ્યું છે.

### અઘેડો તથા રાતો અઘેડો.

अपामार्गस्तु शिखरी ह्यधःशल्यो मयूरकः । मर्कटी दुर्ग्रहा चापि किणिही खरमञ्जरी ॥ अपामार्गः सरस्तीक्ष्णो दीपनस्तिक्तकः कटुः । पाचनो रोचनश्छर्दिकफमेदोऽनिलापहः । निहन्ति हृद्रुजाध्मार्शःकण्डूशूलोदरापचीः ॥

[ अथ रक्तचिरचिरा । ]

रक्तोऽन्योऽवसिरो वृत्तफलो धामार्गवोऽपि च । मत्स्यरूपर्णी केशपर्णी क-

थिता कपिपिप्पली ॥ अपामार्गोऽरुणो वातविष्टम्भी कफकृद्धिमः । रूक्षः पूर्वगुणैर्न्यूनः कथितो गुणवेदिभिः ॥ अपामार्गफलं स्वादु रसे पाके च दुर्जरम्। विष्टम्भि वातलं रूक्षं रक्तपित्तप्रसादनम्

**નામ**–અપામાર્ગ, શિખરી, અધઃશલ્ય, મયૂરક, મર્કટી, દુર્ગહા, કિણિહી અને ખરમંજરી એટલાં અઘેડાનાં સંસ્કૃત નામ છે.

**ગુણ**–અઘેડો મળને ખસેડનાર, તીક્ષ્ણ, અગ્નિને દીપ્ત કરનાર, કડવો, તીખો, પાચક, રૂચી ઉપજાવનાર, અને કફ, મેદ, વાયુ, છાતીનાં દરદ, આફરો, અરશ, ચળ, શૂળ, પેટના રોગ તથા એક જાતની અપચી નામની ગાંઠ એઓને મટાડનાર છે. વશિર, વૃંતફલ, ધામાર્ગવ, પ્રત્યક્પર્ણી, કેશપર્ણી અને કપિપિપ્પલી એટલાં રાતા અઘેડાનાં સંસ્કૃત નામ છે. હિં. લટઝીરા, લાલઓગા; મ. આઘાડા, રક્ત આઘાડા; ફા. ખારવાસગોના; અ. અત્કમ; ક. ઉત્તરણે, કેંપી ઉત્તરણે; તૈ. દુચ્ચીણ્ડિ, ઉત્તરાયણી; ઈં. Rough chaff tree; લા. Achiranthes.

**ગુણ**–રાતો અઘેડો વાયુને રોકનાર, કફ કરનાર, ટાઢો, રૂક્ષ અને પેલા અઘેડાથી ઓછા ગુણવાળો છે એમ ગુણ જાણનારાઓએ કહ્યું છે. અઘેડાનું બીજ રસમાં મધુર, પાકમાં માંડ પચે એવું, દસ્તને રોકનાર, વાયુ કરનાર, રૂક્ષ અને લોહી તથા પિત્તને સાફ કરનાર છે.

## એખરો.

कोकिलाक्षस्तु काकेक्षुरिक्षुरः क्षुरकः क्षुरः । भिक्षुः काण्डेक्षुरप्युक्त इक्षुगन्धेक्षुवालिका ॥ क्षुरकः शीतलो वृष्यः स्वाद्वम्लः पित्तलस्तथा । तिक्तो वाताम शोथाश्मतृष्णादृष्टचनिलास्रजित् ॥

**નામ**–કોકિલાક્ષ, કાકેક્ષુઇક્ષુર, ક્ષુરક ક્ષુર, ભિક્ષુ, કાંડેક્ષુ, ઈક્ષુગંધા અને ઈક્ષુબાલિકા એટલાં એખરાનાં સંસ્કૃત ના[illegible] છે. હિં. તાલમખાના; મ. વીખરા; તૈ[illegible] ગોબી; ઈં. Longleaved barlaria; લા[illegible] Asteracantha longifolia.

**ગુણ**–એખરો ટાઢો, વીર્યને વધ[illegible]રનાર, મધુર, ખાટો, પિત્તકર્તા, કડ[illegible] અને વાયુસંબંધી આમ, સોજા, પથર[illegible] તરશ, નેત્રના રોગ, વાયુ તથા લોહીન[illegible] બિગાડ એઓને મટાડનાર છે.

## હાડસાંકલ (હારસીંગાર).

ग्रन्थिमानस्थिसंहारी वज्राङ्गी च[illegible] स्थिशृङ्खला । अस्थिसंहारकः प्रोक्त[illegible] तापश्लेष्महरोऽस्थियुक् ॥ उष्णः सर[illegible] कृमिघ्नश्च दुर्नामघ्नोऽक्षिरोगजित् । रूक्ष[illegible] स्वादुर्लघुर्वृष्यः पाचनः पित्तलः स्मृतः[illegible] काण्डत्वग्विरहितमस्थिशृङ्खलाया माप[illegible] र्धद्विदलजकञ्चुकं तदर्धम् । सम्पिष्टं तद[illegible] ततस्तिलस्य तैले सम्पक्वं वटकमतो[illegible] वातहारि ॥

**નામ**–ગ્રંથિમાન, અસ્થિસંહારી, [illegible] જાંગી અને અસ્થિશૃંખલા એટલાં હ[illegible] ડસાંકલનાં સંસ્કૃત નામ છે. હિં. હ[illegible]

જોર, હાડસંહારી; મ. કાંડવેલ્ય; તૈ. નલ્લેરૂ; લા. Vitisquadran gularis.

ગુણ–હાડસાંકલ હાડકાને જોડનાર, ગરમ, મળને ખસેડનાર, રૂક્ષ, મધુર, હલકી, વીર્યને વધારનાર, પાચન, પિત્ત કરનાર, અને વાયુ, કફ, કૃમિ અરશ તથા નેત્રના રોગને, મટાડનાર છે.

પ્રયોગ–હાડસાંકળની ડાંડલી તથા છાલ કાઢી નાખી બાકીના ભાગને અડદની પલાળેલી ફોતરાં વગરની ભીની દાળમાં મેળવી એને અરધી વાટી તેનાં વડાં કરી તલના તેલમાં પકાવીને ખાવામાં આવે તો તેથી વાયુનું દરદ તમામ જતું રહે છે.

## કુંવાર.

*कुमारी गृहकन्या च कन्या घृतकुमारिका । कुमारी भेदिनी शीता तिक्ता नेत्र्या रसायनी ॥ मधुरा बृंहणी बल्या वृष्या वातविषप्रणुत् । गुल्मप्लीहयकृद्वृद्धिकफज्वरहरी हरेत् । ग्रन्थ्यग्निदग्धविस्फोटपित्तरक्तत्वगामयान् ॥*

નામ–કુમારી, ગૃહકન્યા, કન્યા, અને ઘૃતકુમારિકા એટલાં કુવારનાં સંસ્કૃત નામ છે. હિં. ધિકુમારી, કુવારપાઠા, મ. કોરફડ, કોરકાંટા; ફા. દરખતે રીન; અ. મુસબર; ઈં. Barbadolsaloes લા. Aloe barbadense.

ગુણ–કુંવાર દસ્ત લગાડનાર, ટાઢી, કડવી, નેત્રને હિતકારી, રસાયનરૂપ, મધુર, પુષ્ટિ આપનાર, બળ આપનાર અને વાયુ, ઝેર, ગોળો, બરલનું દરદ, જમણા પડખાની ગાંઠનું દરદ, વધરાળ, કફજ્વર, ગાંઠ, અગ્નિદાહ, વિસ્ફોટક, પિત્ત, લોહીનો બીગાડ તથા ચામડીના રોગને મટાડનાર છે.

## સાટોડી. ( ધોળી )

*पुनर्नवा श्वेतमूला शोथघ्नी दीर्घपत्रिका । कटुः कषायानुरसा पाण्डुघ्नी दीपनी परा । शोफानिलगरश्लेष्महरी व्रध्नोदरप्रणुत् ॥*

નામ–પુનર્નવા, શ્વેતમૂલા, શોથઘ્ની અને દીર્ઘપત્રિકા એટલાં ધોળી સાટોડીનાં સંસ્કૃત નામ છે. હિં. ગદહપૂર્ણા; મ. ઘેંટુલીપાંઢરી; અ. હંદકૂકી; ક. કપીનવેલ્લડ કિલું, તૈ. ગાલ્જેરૂ; ઈં. Spreading Hogveed લા. Boerkavia diffusa.

ગુણ–ધોળી સાટોડી તીખી, તુરી, બહુજ અગ્નિને પ્રદિપ્ત કરનાર અને પાંડુરોગ, સોજા, વાયુ, ઝેર, કફ, વ્રણ અને પેટના રોગને મટાડનાર છે.

## સાટોડી. ( રાતાં ફુલવાળી )

*पुनर्नवापरा रक्ता रक्तपुष्पा शिलाटिका । शोथघ्नः क्षुद्रवर्षाभूर्वर्षकेतुः कपिल्लकः ॥ पुनर्नवारुणा तिक्ता कटुपाका हिमा लघुः । वातला ग्राहिणी श्लेष्मपित्तरक्तविनाशिनी ॥*

નામ–પુનર્નવા, રક્તપુષ્પા, શિલાટિકા, શોથઘ્ન, ક્ષુદ્રવર્ષાભૂ, વૃર્ષકેતુ અને કપિલ્લક એટલાં રાતી સાટોડીનાં સંસ્કૃત નામ છે.

ગુણ–રાતી સાટોડી કડવી, પાકમાં

તીખી, ટાઢી, હલકી, વાયુ કરનાર, હસ્તને રોકનાર અને પિત્ત તથા લોહીના બીગાડનો નાશ કરનાર છે.

### ગંધપ્રસારણી.

**प्रसारणी राजवला भद्रपर्णी प्रतापनी । सरणी सारणी भद्रा वला चापि कटम्भरा ॥ प्रसारिणी गुरुर्दृष्या वलसन्धानकृत्सरा । वीर्योष्णा वातहृत्तिक्ता वातरक्तकफापहा ॥**

**નામ**–પ્રસારણી, રાજબલા, ભદ્રપર્ણી, પ્રતાપની, સરણી, સારણી, ભદ્રા, બલા અને કટંભરા એટલાં ગંધપ્રસારણીનાં સંસ્કૃત નામ છે. હિં. પ્રસરન, પ્રસારની; બં. ગંધભાદુલ્યા; મ. ચાંદવેલ; ક. હેસરણે; ગુ. નારી; તે. રાજવલા.

**ગુણ**–ગંધપ્રસારણી ભારે, વીર્યને વધારનાર, બળ આપનાર, સાંધનાર, મળને ખસેડનાર, ઉષ્ણવીર્ય, કડવી અને વાયુ, લોહીનો બીગાડ તથા કફને મટાડનાર છે.

### ૯ *ઉપલસરી.

इन्द्रयववत्पत्रा सुगन्धा कलवण्टिकेति प्रसिद्धा

**कृष्णा तु शारिवा श्यामा गोपी गोपवधूश्च सा ॥**

*હિંદુ વૈદો આ ઉપલસરીને લોહી સુધારનાર, પાચક અને ચીકાશવાળાં ગણે છે, અને બદહજમી, ત્વચારોગ અને વિસ્ફોટકના રોગમાં વાપરવા ભલામણ કરેછે.

ડૉ. ઓશીંગનેસી કહેછે કે:—તે આપવાથી પીશાબ વધારે આવેછે અને પરસેવો વધારે આવી પાચનશક્તિ વધે છે અને તેનાથી ભુખ એટલી વધારે લાગેછે કે તે પોતાની હાસ્પીટલમાં જથાબંધ વાપરતો, અને દરદીઓ પોતે પણ તે ઔષધનેમાટે માગણી કરતા. આ મૂળીયાં સારસાપરીલાનાં મૂળીઆંને બદલે વપરાઈ શકે છે અને તેમને સુકવીને ખાંડીને મધ સાથે મેળવીને આપવાથી સંધીવાનાં દરદ અને ગુમડાં મટી જાયછે.

ડૉ. એનસ્લી કહેછે કે:—મૂળીઆં જરા ચીકણાં અને કડવાં હોયછે અને તામીલ વૈદો તેમને પથરી તથા પેશાબના વ્યાધીમાં ગાયના દુધ સાથે વાટીને આપેછે. વળી તેઓ લોહી સુધારવાને તેમજ તેલનો બિગાડ કાઢી નાંખવા માટે જીરા સાથે આપેછે.

યુરોપીઅન ડૉક્ટરો ત્વચારોગ, ખુજલી અને જનનેંદ્રિયોના રોગમાં તેનો ઉકાળો પીવા ભલામણ કરેછે. અને અમેરિકાની સારસાપરીલાની દવા કરતાં વધારે ગુણ છે એમ કહેછે.

ઇંગ્રેજી ઔષધીમાં આ મૂળીઆં પાચક, પીશાબ વધારનાર પરસેવો લાવનાર, અગ્નના, વિસ્ફોટક, લુનો ગંધીવા અને ત્વચારોગમાં ફાયદો કરનાર ગણે છે.

[ गोरिआसांउ ]

इयमपि जम्बूवत्पत्रा दुग्धगर्भा प्रततिर्भवति।

**धवला शारिवा गोपी गोपकन्या कृशोदरी ॥ स्फोटा श्यामा गोपवल्ली लतास्फोता च चन्दना ।**

गोपी गोपस्य स्त्री । पुंयोगादीप् गोपा । गां पातीति गोपा गोपकन्या ।

श्यामापदेन कृष्णा श्वेतापि सारिवा कथ्यते । सा श्वेतेन सारिवापदस्य प्रयुक्तत्वात् । [ तद्यथा ] सारिवायां निशि श्यामा श्यामौ च हरितासिताविति ।

**सारिवायुगलं स्वादु स्निग्धं शुक्रकरं**

गुरु । अग्निमान्द्यारुचिश्वासकासामविपनाशनम् । दोपत्रयास्रमदरज्वरातीसारनाशनम् ॥

નામ—શારિવા, શ્યામા, ગોપી અને ગોપવધૂ એટલાં સંસ્કૃત નામ કાળાં ફૂલવાળી ઉપલસરી કે જેનાં પાનડાં ઇંદ્રજવ જેવાં થાયછે તેનાં છે. ધવળા, શારિવા, ગોપી, ગોપા, ગોપકન્યા અને કૃશોદરી એટલાં સંસ્કૃત નામ ધોળાં ફુલવાળી ઉપલસરી કે જે જાંબુજેવાં પાનડાંવાળી અને છીરવાળી લતારૂપે થાય છે તેનાં છે. 'શ્યામા' એ શબ્દ બન્ને ઉપલસરીને લાગુ પડે છે. કારણ કે શાશ્વતકોશમાં 'ઉપલસરી અને રાત્રી એ બન્ને શ્યામા કહેવાય અને હરિત તથા કૃષ્ણ એ બન્ને વર્ણ શ્યામ કહેવાય, એમ લખ્યું છે' હિ. સરીવન, કાલીસર; બં. શ્યામાલતા, અનંતમૂલ; મ. ઉપરસાલ, ઉપલસરી; ક. ઉપટસુલી, ઈં. Indian Sarsaparilla. લા. હેમીડેસમથ, ઇંડીકસ.

ગુણ—બન્ને ઉપલસરી મધુર, સ્નિગ્ધ, વીર્ય કરનાર, ભારે અને અગ્નિની મંદતા, અરૂચિ, શ્વાસ, ઉધરસ, આમ, ઝેર, ત્રણે દોષ, લોહીનો બીગાડ, પ્રદર, જ્વર, તથા અતિસારનો નાશ કરનાર છે.

### *ભાંગરો.

भृङ्गराजो भृङ्गरजो मार्कवो भृङ्ग एव च । अङ्गारकः केशराजो भृङ्गारः केशरञ्जनः ॥ भृङ्गारः कटुकस्तीक्ष्णो रूक्षोष्णः कफवातनुत् । केश्यस्त्वच्यः कृमिश्वासकासशोथामपाण्डुनुत् ॥ दन्त्यो रसायनो बल्यः कुष्ठनेत्रशिरोर्तिनुत् ॥

નામ—ભૃંગરાજ, ભૃંગરજ, માર્કવ, ભૃંગ, અંગારક, કેશરાજ, ભૃંગા અને કેશરંજન એટલાં ભાંગરાનાં સંસ્કૃત નામ છે. હિં. ભંગરા; મ. માંકા; ક. ગરગસુરૂ; તૈ. ભૃંગરાજ પુચેટ્ટુ; ઈં. Traling Eclipta લા. Eclipta prostrata.

ગુણ—ભાંગરો તીખો, તીક્ષ્ણ, રૂક્ષ, ગરમ, કેશને સારા કરનાર, ચાંમડીને વાસ્તે સારો, દાંતને સારો, રસાયનરૂપ, બળ આપનાર, અને કફ, વાયુ, કૃમિ, શ્વાસ, ઉધરસ, સોજા, આમ, પાંડુરોગ,

* મખજન ઉલ અદવીઆનો કર્ત્તા ભાંગરાને કૌવત આપનાર, બરલ મટાડનાર અને વાળ કાળા કરનાર ગણે છે.

ડૉ. રોકસબરો કહે છે કે પેટમાંથી બીગાડ કાઢી નાંખવા ભાંગરાને ઉકાળીને અરધા પ્યાલાની માત્રાથી દીવસમાં બે વખત અપાય છે અને છુંદણાં પાડતી વખતે દેશી લોકો ચામડીને સોયથી ટોચીને તે ઉપર ભાંગરાનો રસ ઘસે છે જેથી ઘેરા આશમાની રંગનો ડાઘ પડી જાય છે.

મી૦ ડુકના મત પ્રમાણે આ છોડ કાળજાના દરદમાં વપરાય છે અને દેશી લોકો પેટમાંથી બગાડ કાઢી નાખવાને તેમજ પાચનશક્તિ વધારવાને માટે ભાંગરાના રસને અજમા જેવા બીજા ખુશબોદાર પદાર્થો સાથે મેળવીને આપે છે. પાંદડાને કચરીને જખમ તેમજ ફોડા ઉપર ચોપડાય છે. મૂળીઆમાં જુલાબ લાવવાના ગુણ રહેલા છે અને તેથી તેને કાળજા અને બરોળના રોગમાં તેમજ જળદરમાં વાપરે છે.

સુશ્રુતસંહિતામાં તેને કફશોધક એ તકુષ્ઠહરણ અને કેશરંજન વર્ણવેલ છે.

દાહ, નેત્રની પીડા, તથા માથાંની પીડાને મટાડનાર છે.

### શણપુષ્પી.

शणपुष्पी स्मृता घण्टा शणपुष्पसमाकृतिः । शणपुष्पी कटुस्तिक्ता वामिनी कफपित्तजित् ॥

નામ—શણપુષ્પી, ઘંટા અને શણપુષ્પ સમાકૃતિ એટલાં શણપુષ્પીનાં સંસ્કૃત નામ છે. હિં. શણહુલી; બં. વાણસણુઈ; મ. શણતાગ; ક. શ્વેતખુલખુલા.

ગુણ—શતપુષ્પી તીખી, કડવી, ઊલટી કરાવનાર અને કફ તથા પિત્તને મટાડનાર છે.

### ત્રાયમાણ.

वलभद्रा त्रायमाणा त्रायन्ती गिरिसानुजा । त्रायन्ती तुवरा तिक्ता सरा पित्तकफापहा । ज्वरहृद्रोगगुल्मार्शोभ्रमशूलविषप्रणुत् ॥

નામ—બલભદ્રા, ત્રાયમાણા, ત્રાયંતી, અને ગિરિસાંનુજા એટલાં ત્રાયમાણનાં સંસ્કૃત નામ છે. મ. હિં. ત્રાયમાણ; ફા. અસ્પ્રેક; ક. ત્રાયમાણા; લા. Thalictrum folio Cosum.

ગુણ—ત્રાયમણ તુરી, કડવી, મળને ખસેડનાર અને પિત્ત, કફ, જ્વર, છાતીનાં દરદ, ગોળો, અરશ, ભ્રમ, શૂળ, તથા ઝેરને મટાડનાર છે.

### મોરવેલ.

मूर्वा मधुरसा देवी मोरटा तेजनी स्रुवा । मधूलिका मधुश्रेणी गोकर्णी पीलुपर्ण्यपि ॥ मूर्वा सरा गुरुः स्वादुस्तिक्ता पित्तास्रमेहनुत् । त्रिदोषतृष्णाहृद्रोगकण्डूकुष्ठज्वरापहा ॥

નામ—મૂર્વા, મધુરસા, દેવી, મોરટા, તેજની, સ્રુવા, મધુલિકા, મધુશ્રેણી, ગોકર્ણી અને પીલુપત્રિકા એટલાં મોરવેલનાં સંસ્કૃત નામ છે. હિં. ચુરનહાર; બં. મૂર્વા; મ. ગોનસપત્રા, મોરવેલ. કો. લઘુમોરવેલ; ગુ. ભુઈપીલુડી.

ગુણ—મોરવેલ મળને ખસેડનાર, ભારે, મધુર, કડવી, અને પિત્ત, લોહીનો બીગાડ, પ્રમેહ, ત્રણે દોષ, તરસ, છાતીનાં દરદ, ચળ, કોઢ તથા જ્વરને મટાડનાર છે. (આને બદલે નાહાની પીલુડી વાપરવામાં આવે છે.)

### કાકમાચી. (પીલુડીની જાત)

काकमाची ध्वाङ्क्षमाची काकाह्वा चैव वायसी । काकमाची त्रिदोषघ्नी स्निग्धोष्णा स्वरशुक्रदा ॥ तिक्ता रसायनी शोथकुष्ठार्शोज्वरमेहजित् । कटुर्नेत्रहिता हिक्काच्छर्दिहृद्रोगनाशिनी ॥

નામ—કાકમાચી, ધ્વાંક્ષમાચી, કાકાહ્વા અને વાયસી એટલાં એક જાતની પીલુડીનાં સંસ્કૃત નામ છે. હિં. મકોય, કવૈયા; બં. કાકમાંચી, ગુડકાગાઈ; મ. લઘુકાવલી; કા. કાકિ, કામોણી.

ગુણ—કાકમાચી સ્નિગ્ધ, ગરમ, સ્વરને સારો કરનાર, વીર્યને વધારનાર, કડવી, રસાયનરૂપ, તીખી, નેત્રને હિતકારી અને ત્રણે દોષ, સોજા, કોઢ, અ-

રશ, જ્વર, પ્રમેહ, હિક, ઉલટી તથા છાતીનાં દરદને મટાડનાર છે.

### કાકનાસા.

काकनासा तु काकाङ्गी काकतुण्डफला च सा । काकनासा कषायोष्णा कटुका रसपाकयोः ॥ कफघ्नी वामनी तिक्ता शोथार्शःश्वित्रकुष्ठहृत् ॥

**નામ**–કાકનાસા, કાકાંગી અને કાકતુંડફલા એટલાં કાકનાસાનાં સંસ્કૃત નામ છે. હિં. કૌઆઠોડી, બં. કાકઠૂટી; મ. થોર શ્વેતકાવલી; કા. વર્ડીલ કહુડલી.

**ગુણ**–કાકનાસા તુરી, ગરમ, રસ તથા પાકમાં તીખી, વમન કરાવનાર, કડવી અને કફ તથા ચીતરીને મટાડે છે.

### અઘેડી.

काकजङ्घा नदीकान्ता काकतिक्ता सुलोमशा । पारावतपदी दासी काका चापि प्रकीर्त्तिता ॥ काकजङ्घा हिमा तिक्ता कषाया कफपित्तजित् । निहन्ति ज्वरपित्तास्रज्वरकण्डुविषक्रमीन् ॥

**નામ**–કાકજંઘા, નદીકાંતા, કાકતિક્તા, સુલોમશા, પારાવતપદી, દાસી અને કાકા એટલાં અઘેડીનાં સંસ્કૃત નામ છે. હિં. મસી; બં. કાકજંઘા; મ. કાંગાચે ઝાડ, જીરી.

**ગુણ**–અઘેડી ટાઢી, કડવી, તુરી અને કફ, પિત્ત, જ્વર, લોહીનો બીગાડ, ચળ, ઝેર તથા કૃમિને મટાડનાર છે.

### નાગપુષ્પી.

नागपुष्पी श्वेतपुष्पा नागिनी रामदूतिका । नागिनी रोचनी तिक्ता तीक्ष्णोष्णा कफपित्तनुत् ॥ विनिहन्ति विषं शूलं योनिदोषवमिक्रमीन् ॥

**નામ**–નાગપુષ્પી, શ્વેતપુષ્પા, નાગિની અને રામદૂતિકા એટલાં નાગપુષ્પીનાં સંસ્કૃત નામ છે.

**ગુણ**–નાગપુષ્પી રેચક, કડવી, તીક્ષ્ણ, ગરમ અને કફ, પિત્ત, ઝેર, શૂળ, યોનીના રોગ, વમન અને કૃમિને મટાડનાર છે.

### મરડાશીંગી.

मेषशृङ्गी विषाणी स्यान्मेषवल्ल्यजशृङ्गिका । मेषशृङ्गी रसे तिक्ता वातला श्वासकासहृत् ॥ रूक्षा पाके कटुस्तिक्तव्रणश्लेष्माक्षिशूलनुत् । मेषशृङ्गी फलं तिक्तं कुष्ठमेहकफप्रणुत् ॥ दीपनं स्रंसनं कासक्रिमिव्रणविषापहम् ॥

**નામ**–મેષશૃંગી, વિષાણી, મેષવલ્લી, અને અજશૃંગિકા એટલાં મરડાશીંગીનાં સંસ્કૃત નામ છે. હિં. કાવન; ફા. કિસ્ત; મ. મરોડફલી, કેવણીચાં શેંગા; અ. બર્કીસ્ત; ક. ઉરીયમર; ઈં. Screwtree લા. Helictores Isora.

**ગુણ**–મરડાશીંગી કડવી, વાયુ કરનાર, રૂક્ષ, પાકમાં તીખી, અને શ્વાસ, ઉધરસ, વ્રણ, કફ તથા નેત્રનાં શૂળને

---

* હિંદુ વૈદકશાસ્ત્રના મત પ્રમાણે આ શીંગ કાનની અંદરની ફોલ્લીઓ મટાડવા વપરાય છે, તેમજ બચ્ચાંના પેટમાં આવતી ચુંક, આંતરડાનાં દરદ અને પેટના ફુલાવામાં વપરાય છે.

સુશ્રુતસંહિતામાં તેને વાતપિત્ત શામક અને સ્તંભક ગણેલી છે.

મટાડનાર છે. મરડાશીંગીનું ફલ કડવું, અગ્નિને દીપ્ત કરનાર, મળને પોચા પાડનાર અને કોઢ, પ્રમેહ, કફ, ઉધરસ, કૃમિ, વ્રણ તથા ઝેરને મટાડનાર છે.

### હંસરાજ.

हंसपादी हंसपदी कीटमाता त्रिपादिका । हंसपादी गुरुः शीता हन्ति रक्तविषव्रणान् । विसर्पदाहातीसारलूताभूतादिरोहिणी ॥

નામ—હંસપાદી, હંસપદી, કીટમાતા અને ત્રિપાદિકા એટલાં હંસરાજનાં સંસ્કૃત નામ છે. હિં. હંસપગી, કાલી ઝીપ, ગોબારખા; મ. લાલ લાજાળુ; ફા. ફા. પરસ્યાઉશાન; અ. શારૂલજીન; ક. નવિલડી; તૈ. હંસપાદમુ; ઇં. Maiden hair લા. Adiantum lunulatum.

ગુણ—હંસરાજ ભારે, થંડો, રૂઝ લાવનાર અને લોહીનો બીગાડ, ઝેર, વ્રણ, રતવા, દાહ, અતિસાર, લૂતા નામનો રોગ તથા ભૂતાદિકને મટાડનાર છે.

### સોમવલ્લી.

सोमवल्ली सोमलता सोमक्षीरी द्विजप्रिया । सोमवल्ली त्रिदोषघ्नी कटुस्तिक्ता रसायनी ॥

નામ—સોમવલ્લી, સોમલતા, સોમક્ષીરી, અને દ્વિજપ્રિય એટલાં સોમવલ્લીનાં સંસ્કૃત નામ છે. મ. હિં. ક. સોમવલ્લી; ગુ. સોમલતા; તૈ. પહ્લટીજ્; લા. Sarcostemma brevistigmao.

ગુણ—સોમવલ્લી ત્રણે દોષને મટાડનાર, તીખી, કડવી અને રસાયનરૂપ છે.

### અમરવેલ.

आकाशवल्ली तु बुधैः कथितामरवल्लरी । खवल्ली ग्राहिणी तिक्ता पिच्छिलाक्ष्यामयापहा ॥ तुवराग्निकरी हृद्या पित्तश्लेष्मामनाशिनी ॥

નામ—આકાશવલ્લી, અમરવલ્લરી, અને ખવલ્લી એટલાં અમરવેલનાં સંસ્કૃત નામ છે. હિં. આકાશવવરી; મ. આકાશવેલ્ય, અંતરવેલ્ય; અ. અફ્તીમુન; તૈ. ઇંદ્રજાલ; લા. Cuscuta reflexa.

ગુણ—અમરવેલ દસ્તને રોકનાર, કડવી, ચીકણી, નેત્રના રોગને હરનારી, તુરી, અગ્નિ કરનારી, પ્રીય લાગે એવી અને પિત્ત, કફ તથા આમને મટાડે છે.

### પાતાલગરૂડી.

छिलिहिण्टो महामूलः पातालगरुडाह्वयः । छिलिहिण्टः परं वृष्यः कफघ्नः पवनापहः ॥

નામ—છિલિહિંટ, મહામૂલ, અને પાતાલગરૂડ એટલાં પાતાલગરૂડીનાં સંસ્કૃત નામ છે. હિં. છિરેટા; ફા. ફરીદબુટી; મ. તાની ચાવેલ, ભુયપાડ, વેવડી, ઓલપ; લા. Cocculusvillosus.

ગુણ—પાતાલગરૂડી વીર્યને બહુ વધારનાર છે, અને કફ તથા વાયુને મટાડનાર છે.

### વૃક્ષ ઉપર અન્યવૃક્ષ.

वन्दा वृक्षादनी वृक्षमस्या वृक्षरुहापि च । वन्दाकः स्वादुर्मिस्तिक्त

कषायो मधुरो रसे ॥ माङ्गल्यः कफवातास्त्ररक्षोत्रणविषापहः ॥

નામ—વંદા, વૃક્ષાદની, વૃક્ષભક્ષ્યા, અને વૃક્ષરૂહા, એટલાં અન્યવૃક્ષનાં સંસ્કૃત નામ છે. હિં. વાંદા; બં. પરગાછા વાંદરા; મ. બાદાંગુલ; કોં. વાંદે; ગુ. ગુંદી; દે. વધક, વાંદગુડ.

ગુણ—અન્યવૃક્ષ ટાઢું, કડવું, તુરું, મધુર, મંગલકારી અને કફ, વાયુ, લોહીનો બીગાડ, ઝોડ, વ્રણ તથા ઝેરને મટાડનાર છે. ( આ વૃક્ષ વિહારના તળાવના રસ્તા ઉપર છે. )

## વટપત્રી ( પાશાણભેદની જાત ).

वटपत्री तु कथिता मोहिनी रेचनी बुधैः । वटपत्री कषायोष्णा योनिमूत्रगदापहा ॥

નામ—વટપત્રી, મોહિની, અને રેચની એટલાં વટપત્રીનાં સંસ્કૃત નામ છે. હિં. વટપત્રી; બં. પાતારકુચા; ઈં. લૈકોપેડીયમ.

ગુણ—વટપત્રી તુરી, ગરમ અને યોનિના તથા મૂત્રના રોગને મટાડનાર છે.

## બહુફળી.

हिङ्गुपत्री तु कवरी पृथ्विका पृथुका पृथुः । हिङ्गुपत्री भवेद्रुच्या तीक्ष्णोष्णा पाचनी कटुः ॥ हृद्बस्तिरुग्विबन्धार्शःश्लेष्मगुल्मानिलापहा ॥

નામ—હિંગુપત્રી, કવરી, પૃથ્વિકા, પૃથુકા અને પૃથુ એટલાં બહુફળીનાં સંસ્કૃત નામ છે. હિં. હિંગપત્રી; બં. રાંધુની; મ. વાફલી, બહુફલી.

ગુણ—બહુફળી રૂચિ ઉપજાવનાર, તીક્ષ્ણ, ગરમ, પાચન, તીખી અને છાતીના રોગ, મૂત્રાશયના રોગ, દસ્તની કબજીયત, અરશ, કફ, ગોળો તથા વાયુને મટાડનાર છે.

## *ડીકામારી.

वंशपत्री वेणुपत्री पिण्डा हिङ्गशिवाटिका । हिङ्गपत्री गुणा विज्ञैर्वंशपत्री च कीर्त्तिता ॥

નામ—વંશપત્રી, વેણુપત્રી, પિંડા અને હિંગશિવાટિકા એટલાં ડીકામારીનાં સંસ્કૃત નામ છે. હિં. ડીકામાળી; મ. ડીકેમાલી; અ. કનખાભ; ક. કલહસ્તી; તૈ. ચીભ હીંગવા; ઈં. Dekamallegum; Gardinia lucida.

ગુણ—ઉપર જેવા બહુફળીમાં ગુણ કહ્યા તેવાજ ડીકામારીમાં ગુણ છે.

---

*મુસલમાન ગ્રંથકારો ડીકામારીને વાયુનો ગોળો તથા બદહજમી મટાડનાર ગણે છે અને જાનવરોની દવામાં ઢોરોને માંખી બેસતી અટકાવવા તે વાપરવા લખે છે.

ડૉ૦ રોકસબરો પેટમાં ચુંક આવતી હોય ત્યારે અને ઉલટી બંધ કરવા ડીકામારી વાપરવા ભલામણ કરે છે.

તામીલ વૈદો આ ઝાડનાં ફળ ઉલટી લાવનાર, શરીરને ઉત્તેજન આપનાર, પેશાબ વધારે લાવનાર અને જઠરાગ્નીની મંદતા ઉપર ઉપયોગી ગણે છે.

ડૉ૦ પાંડુરંગ ગોપાળ કહે છે કેઃ—૭ થી ૧૦ વર્ષની વયનાં બચ્ચાંને પેટના કરમ કાઢી નાખવા ત્રણ ચણોઠી જેટલી માત્રામાં ડીકામારી આપવાથી કાંઈ પણ ઈજા સિવાય પેટના કરમ નીકલી જતા હતા.

## મત્સ્યાક્ષી.

मत्स्याक्षी वाल्हिका मत्स्यगन्धा मत्स्यादनीति च । मत्स्याक्षी ग्राहिणी शीता कुष्ठपित्तकफास्रजित् ॥ लघुस्तिक्ता कषाया च स्वाद्वी कटुविपाकिनी ॥

નામ-મત્સ્યાક્ષી, બાલ્હિકા, મત્સ્યગંધા અને મત્સ્યાદની એટલાં મત્સ્યાક્ષીનાં સંસ્કૃત નામ છે. હિં. મછેછી.

ગુણ-મત્સ્યાક્ષી દસ્તને રોકનાર, ટાઢી, હલકી, કડવી, તુરી, મધુર, પાકમાં તીખી અને કોઢ, પિત્ત, કફ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

## સર્પાક્ષી.

सर्पाक्षी स्यात्तु गण्डाली तथा नाडी कपालकः । सर्पाक्षी कटुका तिक्ता सोष्णा कृमिनिकृन्तनी ॥ वृश्चिकोन्दुरसर्पाणां विषघ्नी व्रणरोपिणी ॥

નામ-સર્પાક્ષી, ગંડાલી અને નાડીકપાલક એટલાં સર્પાક્ષીનાં સંસ્કૃત નામ છે. હિં. સેરફોકા, સરહરી.

ગુણ-સર્પાક્ષી તીખી, કડવી, ગરમ, વ્રણને રૂઝાવનાર અને કૃમિ, વીછીનું ઝેર, ઉંદરનું ઝેર તથા સર્પના ઝેરને મટાડનાર છે.

## શંખાવલી.

शङ्खपुष्पी तु शङ्खाह्वा माङ्गल्यकुसुमापि च । शङ्खपुष्पी सरा मेध्या वृष्या मानसरोगहृत् ॥ रसायनी कषायोष्णा स्मृतिकान्तिबलाग्निदा । दोषापस्मारभूताश्रीकुष्ठकृमिविषप्रणुत् ॥

નામ-શંખપુષ્પી, શંખાહ્વા, અને માંગલ્યકુસુમા એટલાં શંખાવલીનાં સંસ્કૃત નામ છે. હિં. કોડીઆલા; મ. સંખાહુલી, સંખોલી; ક. સંખપુષ્પી; લા Evolvulus crecta

ગુણ-શંખાવલી મળને ખસેડનાર પવિત્ર, વીર્યને વધારનાર, મનના રોગને મટાડનાર, રસાયનરૂપ, તુરી, ગરમ સ્મૃતિ, કાંતિ, બળ તથા અગ્નિને આપનાર છે અને દોષ, વાઈ, ભૂત, અલક્ષ્મી કોઢ, કૃમિ તથા ઝેરને મટાડનાર છે.

## સુરજમુખી.

अर्कपुष्पीक्रूरकर्मा पयस्या जलकामुका । अर्कपुष्पी कृमिश्लेष्ममेहपित्तविकारजित् ॥

નામ-અર્કપુષ્પી, ક્રૂરકર્મા, પયસ્યા અને જલકામુકા એટલાં સુરજમુખીનાં સંસ્કૃત નામ છે. હિં. અર્કપુષ્પી; બ વડક્ષીરૂઈ; મ. સૂર્યફુલવલ્લી.

ગુણ-સુરજમુખી કૃમિ, કફ, પ્રમેહ તથા પિત્તના વિકારને મટાડનાર છે.

## રીસામણી.

लज्जालुः स्याच्छमीपत्रा समङ्गा जलकारिका । रक्तपादी नमस्कारी नाम्ना खदिरकेत्यपि ॥ लज्जालुः शीतला तिक्ता कषाया कफपित्तजित् । रक्तपित्तमतीसारं योनीरोगान्विनाशयेत् ॥

નામ-લજ્જાલુ, શમીપત્રા, સમંગા, જલકારિકા, રક્તપાદી, નમસ્કારી અને ખદિરકા એટલાં રીસામણીનાં સંસ્કૃત

નામ છે. હિં. શર્માની, છુઈમુઈ; મ. લાજાળુ, લાજરી, સંકોરણી; ક. મુદીદરે મુરૂટવ; લા. Mimosa sensitiva.

ગુણ—રીસામણી ટાઢી, તીખી, તુરી અને કફ, પિત્ત, રક્તપિત્ત, અતિસાર તથા યોનીના રોગને મટાડનાર છે.

## અલંબુષા (રીસામણીની જાત).

अलम्बुषा खरत्वक् च तथा मेदोगला स्मृता । अलम्बुषा लघुः स्वादुः क्रिमिपित्तकफापहा ॥

નામ—અલંબુષા, ખરત્વક્ અને મેદોગળા એટલાં રીસામણીની બીજી જાતનાં નામ છે.

ગુણ—એ જાત હલકી, મધુર, અને કૃમિ, પિત્ત તથા કફને મટાડનાર છે.

## નાગાર્જુની દુધેલી.

दुग्धिका स्वादुपर्णी स्यात्क्षीरा विक्षीरिणी तथा । दुग्धिकोष्णा गुरू रूक्षा वातला गर्भकारिणी ॥ स्वादुक्षीरा कटुस्तिक्ता सृष्टमूत्रा मलापहा । स्वादुर्विष्टम्भनी वृष्या कफकुष्ठक्रिमिप्रणुत् ॥

નામ—દુગ્ધિકા, સ્વાદુપર્ણી, ક્ષીરા, અને વિક્ષીરિણી એટલાં નાગાર્જુની દુધેલીનાં સંસ્કૃત નામ છે. હિં. દુદ્ધી, બં. શ્વેતકેરૂઇ; મ. દુધી, ખીલકુલા; કો. દુધની.

ગુણ—એ દુધેલી ગરમ, ભારે, રૂક્ષ, વાયુ કરનાર, ગર્ભ રાખનાર, મીઠા દૂધવાળી, તીખી. કડવી, મૂત્ર લાવનાર, મધુર, વીર્યને વધારનાર, મળને રોકનાર અને મળ, કફ, વાયુ તથા કૃમિને મટાડનાર છે.

## ભોંઆંમલી.

भूम्यामलकिका प्रोक्ता शिवातामलकीति च । बहुपत्रा बहुफला बहुवीर्या जटापि च ॥ भूधात्री वातकृत्तिक्ता कषाया मधुरा हिमा । पिपासाकासपित्तास्रकफकण्डूक्षतापहा ॥

નામ—ભૂમ્યામલકિકા, શિવા, તામલકી, બહુપત્રા, બહુફલા, બહુવીર્યા, અને જટા એટલાં ભોંઆંમલીનાં સંસ્કૃત નામ છે. હિં. પતાકઆંવરા, ભોમીઆંવરા; મ. ભૂયઆંવલી; ક. આઈનેલ્લી; તૈ. નેલાઉસીરીક; લા. Phyllanthus-niruri.

ગુણ—ભોંઆંમલી વાયુ કરનાર, કડવી, તુરી, મધુર, ટાઢી, અને તરશ, પિત્ત, લોહીનો બીગાડ, કફ, મળ તથા ક્ષતને મટાડનાર છે.

## બ્રાહ્મી.

ब्राह्मी कपोतवङ्का च सोमवल्ली सरस्वती ।

[ब्रह्ममाण्डूकी]

मण्डूकपर्णी माण्डूकी त्वाष्ट्री दिव्या महौषधी ॥ ब्राह्मी हिमा सरा तिक्ता लघुर्मेध्या च शीतला । कषाया मधुरा स्वादुपाकायुष्या रसायनी ॥ स्वर्या स्मृतिप्रदा कुष्ठपाण्डुमेहास्रकासजित् । विषशोथज्वरहरी तद्वन्मण्डूकपर्णिनी ॥

નામ—બ્રાહ્મી, કપોતવંકા, સોમવલ્લી અને સરસ્વતી એટલાં બ્રાહ્મીનાં સંસ્કૃત નામ છે. મંડૂકપર્ણી, માંડુકી, ત્વાષ્ટ્રી, દિવ્યા અને મહૌષધી એટલાં બ્રાહ્મીની

બીજી જાત કે જેનાં પાનડાં વળી જાય છે તેનાં નામ છે. હિં. ચરેલી, વરંભી; મ. બ્રાહ્મી; ક. ઔંદેલગ; ઈં. Indian pennywort; લા. Hydrocotyle Asiatica.

ગુણ—બન્ને બ્રાહ્મી ટાઢી, મળને ખસેડનાર, કડવી, હલકી, બુદ્ધિને હિતકારી, તુરી, મધુર, પાકમાં મધુર, આયુષ્યનેવાસ્તે સારી, રસાયનરૂપ, સ્વરને સારો કરનાર, સ્મૃતિ આપનાર, અને કોઢ, પાંડુરોગ, પ્રમેહ, લોહીનો બીગાડ, ઉધરસ, ઝેર, સોજા તથા જ્વરને મટાડનાર છે.

## કુબો.

**द्रोणा च द्रोणपुष्पी च फले पुष्पा च कीर्तिता । द्रोणपुष्पी गुरुः स्वादू रूक्षोष्णा वातपित्तकृत् ॥ सतीक्ष्णलवणा स्वादुपाका कट्वी च भेदिनी । कफामकामलाशोथतमकश्वासजन्तुजित् ॥**

**નામ**—દ્રોણા, દ્રોણપુષ્પી અને ફલેપુષ્પા એટલાં કુબાનાં સંસ્કૃત નામ છે. હિં. ગુમા, દણહલી; મ. કુંભા, દેવકુંભા, શેતવડ; ક. કુંબીવૃક્ષ; તૈ. ગયસચેટુ; લા. Leucas cephalotus.

ગુણ—કુબો ભારે, મધુર, રૂક્ષ, ગરમ, તીક્ષ્ણતા તથા ખારાશવાળો, પાકમાં મધુર, તીખો, દસ્ત લાવનાર અને વાયુ, પિત્ત, કફ, આમ, કમળો, સોજા, તમકરોગ, શ્વાસ, તથા જીવડાને મટાડનાર છે.

## તલવણી.

**सुवर्चला सूर्यभक्ता वरदा बदरापि च । सूर्यावर्चा रविप्रीताऽपरा ब्रह्मसुवर्चला ॥ सुवर्चला हिमा रूक्षा स्वादुपाका सरा गुरुः । अपित्तला कटुः क्षारा विष्टम्भकफवातजित् ॥ अन्या तिक्ता कषायोष्णा सरा रूक्षा लघुः कटुः । निहन्ति कफपित्तास्रश्वासकासारुचिज्वरान् ॥ विस्फोटकुष्ठमेहास्रयोनिरुक्कृमिपाण्डुताः ॥**

**નામ**—સુવર્ચલા, સૂર્યભક્તા, વરદા, બદરા, સૂર્યાવર્ત્તી અને રવિપ્રીતા એટલાં તલવણીનાં સંસ્કૃત નામ છે. હિં. હુરહુર; મ. કાનફોડી; ક. નીલવણી; લા. Gynandropsis pentaphylla.

ગુણ—તલવણી ટાઢી, રૂક્ષ, પાકમાં મધુર, મળને ખસેડનાર, ભારે, ગરમી કરનાર નથી, તીખી, ખારી, અને મળબંધ, કફ તથા વાયુ એઓને મટાડનાર છે. તલવણીની બીજી જાત કે જે બ્રહ્મસુવર્ચલા કહેવાય છે તે કડવી, તુરી, ગરમ, મળને ખસેડનાર, રૂક્ષ, હલકી, તીખી અને કફ, પિત્ત, લોહીનો બીગાડ, શ્વાસ, ઉધરસ, અરૂચિ, જ્વર, વિસ્ફોટક, કોઢ, પ્રમેહ, યોનિના રોગ, કૃમિ તથા પાંડુપણું એઓને મટાડનાર છે.

## ફલવગરના કંટોલા.

**वन्ध्या कर्कोटकी देवी कन्या योगीश्वरीति च । नागारिर्नकदमनी विषकण्टकिनी तथा ॥ वन्ध्या कर्कोटकी लघ्वी**

कफव्रणशोधिनी । सर्पदर्पहरी तीक्ष्णा विसर्पविषहारिणी ॥

નામ—વંધ્યા, કર્કોટકી, દેવી, કન્યા, યોગેશ્વરી, નાગારિ, નકદમની અને વિષકંટકિની એટલાં ફ્લવગરના કંટોલાનાં સંસ્કૃત નામ છે. હિં. વાંઝખખસા, વાંઝુખખસા; મ. વાંઝકર્ટોલી; ફા. વંજેમડ વાગલ્લુ.

ગુણ—એ કંટોલો હલકો, કફનો નાશ કરનાર, વ્રણને સાફ કરનાર, તીક્ષ્ણ, સર્પના અભિમાનને હરતાર, અને રતવા તથા ઝેરને મટાડનાર છે. (આથી જેને સર્પ કરડ્યો હોય તે જીવે છે એ પ્રત્યક્ષ જોયેલું છે.)

### *ધોળી મીઢીઆવર.

मार्कण्डिका भूमिवल्ली मार्कण्डी मृदुरेचनी । मार्कण्डिका कुष्ठहरी ऊर्ध्वाधःकायशोधिनी ॥ विषदुर्गन्धकासघ्नी गुल्मोदरविनाशिनी ॥

નામ—માર્કંડિકા, ભૂમિવલ્લી, માર્કંડી અને મૃદુરેચની એટલાં ધોળી મીઢીઆવરનાં સંસ્કૃત નામ છે. હિં. ભુંઇખખસા, મ. ભુંઈ તરવડ, કૌ. સોનમુખી; દે. આહુલી, તગડવલ્લી.

ગુણ—ધોળી મીઢીઆવર ઉપર તથા નીચે કાયાને સાફ કરનાર છે અને કોઢ, ઝેર, દુર્ગંધ, ઉધરસ, ગોટા તથા પેટના રોગને મટાડનાર છે.

### *કુકડવેલ્ય.

देवदालीं तु वेणी स्यात्कर्कटी च गरा गरी । देवताण्डी वृत्तकोशस्तथा-जीमूत इत्यपि ॥ पीता परा खरस्पर्शी विषघ्नी गरनाशिनी । देवदाली रसे तिक्ता कफार्शःशोफपाण्डुताः ॥ नाश येद्वामनी तिक्ता क्षयहिक्काकृमिज्वरान् । देवदालीफलं तिक्तं कृमिश्लेष्मविनाशनम् ॥ स्रंसनं गुल्मशूलघ्नमर्शोघ्नं वातजित्परम् ॥

નામ—દેવદાલી, વેણી, કર્કટી, ગરા, ગરી, દેવતાંડી, વૃત્તકોશ તથા જીમૂત એટલાં કુકડવેલ્યનાં સંસ્કૃત નામ છે. ખરસ્પર્શી, દેવદાલી, વિષઘ્ની અને જ્વરનાશિની એટલાં પીળી કુકડવેલ્યનાં નામ છે. હિં. બીંદાલી, સોનૈયા; મ. દેવદાલી, દેવડંગરીફળ; સુ. બંદાલ; ક. દેવડગર; ઇં. Bristly luffa લા. Luffa echinata.

ગુણ—કુકડવેલ્ય રસમાં કડવી, વમન કરાવનાર, અને કફ, અરશ, સોજા, પાંડુપણું, ક્ષય, હીંક, કૃમિ, તથા જ્વ-

*સંસ્કૃત વૈદકગ્રંથોમાં મીંઢીઆવરને કફ અને અટકી રહેલું પિત્ત કાઢી નાંખનાર, મગજ સ્વચ્છ કરનાર અને સાધારણ રીતે શરીર સાફ કરનાર ગણેલ છે. સંધીવાપર તે ઘણાં અકસીર જણાય છે અને તેનાથી ખીલ અને દાડા મટી જાયછે. પેટના ઉપદ્રા નીકળી જાયછે અને હરસ થવાનો સંભવ દૂર થાયછે.

*હિંદુલોકો આ ફળ ઘણું કડવું હોવાથી તેને કેટલાક ઔષધી ઉકાળામાં મેળવે છે. ઘોડાના પેટમાં ઉદરા થયા હોય ત્યારે પણ આ ફળ મસાલા ભેગે ખવરાવવામાં આવેછે.

રને મટાડનાર છે. કુકડવેલ્યનું ફૂલ કડવું, મળને સ્થાનથી દૂર કરનાર, વાયુને બહુજ મટાડનાર અને કૃમિ, કફ, ગોટા, શૂળ તથા અરસનો નાશ કરનાર છે.

### રતવેલીયો.

**जलपिप्पल्यभिहिता शारदी शकलादनी । मत्स्यादनी मत्स्यगन्धा लाङ्गलीत्यपि कीर्तिता ॥ जलपिप्पलिका हृद्या चक्षुष्या शुक्रला लघुः । संग्राहिणी हिमा रूक्षा रक्तदाहव्रणापहा ॥ कटुपाकरसा रुच्या कषाया वह्निवर्द्धिनी ॥**

નામ—જલપિપ્પલી, શારદી, શકલાદની, મત્સ્યાદની, મત્સ્યગંધા અને લાંગલિશ્રી એટલાં રતવેલીયાનાં સંસ્કૃત નામ છે. હિં. જલપિપ્પલી; મ. જલપીંપલી; ફા. પીપલઆવી; અ. ફીલફીલમાય; ઈં. Purpee Lippia લા. Lippia nodiflora.

ગુણ—રતવેલીયો પ્રિય લાગનાર, નેત્રને હિતકારી, વીર્યને વધારનાર, હલકો, દસ્તને રોકનાર, ટાઢો, રૂક્ષ, તુરો, પાકમાં તિખો, રૂચિ ઉપજાવનાર, અગ્નિ વધારનાર અને લોહીનો બીગાડ, દાહ, તથા વ્રણને મટાડનાર છે.

### ગળજીભી.

**गोजिह्वा गोजिका गोभी दार्विका खरपर्णिनी । गोजिह्वा वातला शीता ग्राहिणी कफपित्तनुत् ॥ हृद्या प्रमेहकासास्रव्रणज्वरहरी लघुः । कोमला तुवरा तिक्ता स्वादुपाकरसा स्मृता ॥**

નામ—ગોજીહ્વા, ગોજિકા, ગોભી, દાર્વિકા અને ખરપર્ણિની એટલાં ગળજીભીનાં સંસ્કૃત નામ છે. હિં. ગોભી; બં. ગોજીઆ; મ. પાથરી; કોં. ઘાઉતા; કા. યતુનાલગે; ગુ. ભોંપાથરી, ગળજીભી.

ગુણ—ગળજીભી વાયુ કરનાર, ટાઢી, દસ્તને રોકનાર, કફ તથા પિત્તને મટાનાર, ગમે એવી, હલકી, કુણી, તુરી, કડવી, પાકમાં મધુર અને પ્રમેહ, ઉધરસ, લોહીનો બીગાડ, વ્રણ, તથા જ્વરને મટાડનાર છે.

### ઝીપટો.

**विज्ञेया नागदमनी बलामोटा विषापहा । नागपुष्पी नागपत्रा महायोगेश्वरीति च ॥ बलामोटा कटुस्तिक्ता लघु पित्तकफापहा । मूत्रकृच्छ्रव्रणान् रक्षो नाशयेज्जालगर्दभम् ॥ सर्वग्रहप्रशमनं निःशेषविषनाशिनी । जयं सर्वत्र कुरुते धनदा सुमतिप्रदा ॥**

નામ—નાગદમની, બલામોટા, વિષાપહા, નાગપુષ્પી, નાગપત્રા અને મહાયોગીશ્વરી એટલાં ઝીપટાનાં સંસ્કૃત નામ છે. હિં. બીરયારા; મ. ઝીઝીરડા લા. Trumphetta angulafa.

ગુણ—ઝીપટો તીખો, કડવો, હલકો સર્વ સ્થલમાં જય આપનાર, ધન આપનાર, સારી બુદ્ધી આપનાર અને પિત્ત કફ, મૂત્રકૃચ્છ્ર, વ્રણ, ઝોડ, આંખને પરવાળાં સર્વ ગ્રહસંબંધી પીડા અને સર્વપ્રકારનાં ઝેરને મટાડનાર છે.

### ગલતોરો.

**वेलन्तरो जगति वीरतरुः प्रसिद्ध**

श्वेतासितारुणविलोहितनीलपुष्पः। स्याज्जातितुल्यकुसुमः शमिसूक्ष्मपत्रः स्यात्कण्टकी विजलदेशज एष वृक्षः ॥ वेलन्तरो रसे पाके तिक्तस्तृणाकफापहः । मूत्राघाताश्मजिद्ग्राही योनिमूत्रानिलार्तिजित् ॥

નામ—વેલંતર, વીરતરૂ, જાતિતુલ્ય, કુસુમ, શમિસૂક્ષ્મપત્ર, કટકી અને વિજલદેશજ એટલાં ગલતોરાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—ગલતોરાનાં ફૂલ ધોળાં, કાળાં, થોડાં રાતાં, રાતાં અને નિલા રંગનાં થાયછે. ગલતોરો રસમાં તથા પાકમાં કડવો, દસ્તને રોકનાર અને તરસ, કફ, મૂત્રની અડચણ, પથરી, યોનિની પીડા તથા વાયુની પીડાને હરનાર છે.

## નાકછીંકણી.

छिक्कनी क्षवकृत्तीक्ष्णा छिक्किका घ्राणदुःखदा । छिक्कनी कटुका रुच्या तीक्ष्णोष्णा वह्निपित्तकृत् ॥ वातरक्तहरी कुष्ठकृमिवातकफापहा ॥

નામ—છિક્કની, ક્ષવકૃત, તીક્ષ્ણા, છિક્કિકા અને ઘ્રાણદુઃખદા એટલાં છીંકણીનાં સંસ્કૃત નામ છે. હિં. મ. ગુ. નાકછીંકની; ફ઼ા. બેખગાઉજ઼ખાં અ. ઉફ઼રકકુદ્રહ; લા. Centipeda orbicularis.

ગુણ—છીંકણી તીખી, રૂચિ ઉપજાવનાર, તીક્ષ્ણ, ગરમ, અગ્નિ તથા પિત્તને કરનાર અને વાયુ, લોહીનો બીગાડ, કોઢ, કૃમિ તથા કફને મટાડનાર છે.

## બોડીયો કલાર.

कुकुन्दरस्ताम्रचूडः सूक्ष्मपत्रो मृदुच्छदः । कुकुन्दरः कटुस्तिक्तो ज्वररक्तकफापहः ॥ तन्मूलमार्द्रं निःक्षिप्तं वदने मुखशोषहृत् ॥

નામ—કકુંદર, તામ્રચૂડ, સૂક્ષ્મપત્ર અને મૃદુચ્છ એટલાં બોડીયા કલારનાં સંસ્કૃત નામ છે. હિં. કકુરબંદા; બં. કુકુસિમા; મ. કુકુરરંદા.

ગુણ—બોડીયો કલાર તીખો, કડવો, અને જ્વર, લોહીનો બીગાડ તથા કફને મટાડનાર છે. બોડીયા કલારનું લીલું મૂળ મોહોડામાં રાખ્યું હોય તો તેથી મુખનો શોષ મટે છે.

## સુદર્શન.

सुदर्शना सोमवल्ली चक्राङ्का मधुपर्णिका। सुदर्शना स्वादुरुष्णा कफशोफास्रवातजित् ॥

નામ—સુદર્શના, સોમવલ્લી, ચક્રાઙ્કા, અને મધુપર્ણિકા એટલાં સુદર્શનનાં સંસ્કૃત નામ છે. ( આ વૃક્ષની નીચે કંદ થાય છે. )

ગુણ—સુદર્શન મધુર, ગરમ, અને કફ, સોજા, લોહીનો બીગાડ તથા વાયુને મટાડનાર છે.

## ઉંદરકની.

आखुकर्णी त्वाखुकर्णपर्णिका भूदरीभवा । आखुकर्णी कटुस्तिक्ता कषाया शीतला लघुः ॥ विपाके कटुका मूत्रकफामयकृमिप्रणुत् ॥

નામ—આખુકર્ણિકા, ભૂદરી અને ભ-

રને મટાડનાર છે. કુકડવેલ્યનું ફલ કડવું, મળને સ્થાનથી દૂર કરનાર, વાયુને બહુજ મટાડનાર અને કૃમિ, કફ, ગોળા, શૂળ તથા અરસનો નાશ કરનાર છે.

### રતવેલીયો.

**जलपिप्पल्यभिहिता शारदी शकलादनी । मत्स्यादनी मत्स्यगन्धा लाङ्गलीत्यपि कीर्तिता ॥ जलपिप्पलिका हृद्या चक्षुष्या शुक्रला लघुः । संग्राहिणी हिमा रूक्षा रक्तदाहव्रणापहा ॥ कटुपाकरसा रुच्या कपाया वह्निवर्द्धिनी ॥**

**નામ**—જલપિપ્પલી, શારદી, શકલાદની, મત્સ્યાદની, મત્સ્યગંધા અને લાંગલિકી એટલાં રતવેલીયાનાં સંસ્કૃત નામ છે. હિં. જલપિપ્પલી; મ. જલપીંપલી; ફા. પીપલઆવી; અ. ફીલફીલમાય; ઈં. Purpee Lippia લા. Lippia nodiflora.

**ગુણ**—રતવેલીયો પ્રિય લાગનાર, નેત્રને હિતકારી, વીર્યને વધારનાર, હલકો, દસ્તને રોકનાર, ટાઢો, રૂક્ષ, તુરો, પાકમાં તિખો, રૂચિ ઉપજાવનાર, અગ્નિ વધારનાર અને લોહીનો બીગાડ, દાહ, તથા વ્રણને મટાડનાર છે.

### ગળજીભી.

**गोजिह्वा गोजिका गोभी दार्विका खरपर्णिनी । गोजिह्वा वातला शीता ग्राहिणी कफपित्तनुत् ॥ हृद्या प्रमेहकासास्रव्रणज्वरहरी लघुः । कोमला तुवरा तिक्ता स्वादुपाकरसा स्मृता ॥**

**નામ**—ગોજીહ્વા, ગોજિકા, ગોભી, દાર્વિકા અને ખરપર્ણિની એટલાં ગળજીભીનાં સંસ્કૃત નામ છે. હિં. ગોભી; બં. ગોજીઆ; મ. પાથરી; કોં. ધાઉના; કા. યનુનાલગે; ગુ. લોંપાથરી, ગળજીભી.

**ગુણ**—ગળજીભી વાયુ કરનાર, ટાઢી, દસ્તને રોકનાર, કફ તથા પિત્તને મટાનાર, ગમે એવી, હલકી, કુણી, તુરી, કડવી, પાકમાં મધુર અને પ્રમેહ, ઉધરસ, લોહીનો બીગાડ, વ્રણ, તથા જ્વરને મટાડનાર છે.

### ઝીપટો.

**विज्ञेया नागदमनी बलामोटा विषापहा । नागपुष्पी नागपत्रा महायोगेश्वरीति च ॥ बलामोटा कटुस्तिक्ता लघुः पित्तकफापहा । मूत्रकृच्छ्रव्रणान् रक्षो नाशयेज्जालगर्दभम् ॥ सर्वग्रहप्रशमनी निःशेपविषनाशिनी । जयं सर्वत्र कुरुते धनदा सुमतिप्रदा ॥**

**નામ**—નાગદમની, બલામોટા, વિષાપહા, નાગપુષ્પી, નાગપત્રા અને મહાયોગીશ્વરી એટલાં ઝીપટાનાં સંસ્કૃત નામ છે. હિં. બીરયારા; મ. ઝીઝીરડા; લા. Trumphetta angulata.

**ગુણ**—ઝીપટો તીખો, કડવો, હલકો, સર્વ સ્થલમાં જય આપનાર, ધન આપનાર, સારી બુદ્ધી આપનાર અને પિત્ત, કફ, મૂત્રકૃચ્છ્ર, વ્રણ, ઝોડ, આંખનાં પરવાળાં સર્વ ગ્રહસંબંધી પીડા અને સર્વપ્રકારનાં ઝેરને મટાડનાર છે.

### ગલતેરો.

**वेलन्तरो जगति वीरतरुः प्रसिद्धः**

श्वेतासितारुणविलोहितनीलपुष्पः। स्याजातितुल्यकुसुमः शमिसूक्ष्मपत्रः स्यात्कण्टकी विजलदेशज एष वृक्षः ॥ वेलन्तरो रसे पाके तिक्तस्तृष्णाकफापहः। मूत्राघाताश्मजिद्ग्राही योनिमूत्रानिलार्तिजित् ॥

નામ—વેલંતર, વીરતરૂ, જાતિતુલ્ય, કુસુમ, શમિસૂક્ષ્મપત્ર, કટકી અને વિજલદેશજ એટલાં ગલતોરાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—ગલતોરાનાં ફૂલ ધોળાં, કાળાં, થોડાં રાતાં, રાતાં અને નિલા રંગનાં થાયછે. ગલતોરો રસમાં તથા પાકમાં કડવો, દસ્તને રોકનાર અને તરસ, કફ, મૂત્રની અડચણ, પથરી, યોનિની પીડા યા વાયુની પીડાને હરનાર છે.

### નાકછીંકણી.

छिक्कनी क्षवकृत्तीक्ष्णा छिक्किका घ्राणदुःखदा। छिक्कनी कटुका रुच्या तीक्ष्णोष्णा वह्निपित्तकृत् ॥ वातरक्तहरी कुष्ठकृमिवातकफापहा ॥

નામ—છિક્કની, ક્ષવકૃત, તીક્ષ્ણા, છિક્કિકા અને ઘ્રાણદુઃખદા એટલાં છીંકણીનાં સંસ્કૃત નામ છે. હિં. મ. ગુ. નાકછીંકની; ફા. બેખગાઉજબાં અ. ઉક્રકકુહા; લા. Centipeda orbicularis.

ગુણ—છીંકણી તીખી, રૂચિ ઉપજાવનાર, તીક્ષ્ણ, ગરમ, અગ્નિ તથા પિત્તને કરનાર અને વાયુ, લોહીનો બીગાડ, કોઢ, કૃમિ તથા કફને મટાડનાર છે.

### બોડીયો કલાર.

कुकुन्दरस्ताम्रचूडः सूक्ष्मपत्रो मृदुच्छदः। कुकुन्दरः कटुस्तिक्तो ज्वररक्तकफापहः ॥ तन्मूलमार्द्रं निःक्षिप्तं वदने मुखशोषहृत् ॥

નામ—કકુંદર, તામ્રચૂડ, સૂક્ષ્મપત્ર અને મૃદુચ્છ એટલાં બોડીયા કલારનાં સંસ્કૃત નામ છે. હિં. કકુરબંદા; બં. કુકુસિમા; મ. કુકુરંદા.

ગુણ—બોડીયો કલાર તીખો, કડવો, અને જ્વર, લોહીનો બીગાડ તથા કફને મટાડનાર છે. બોડીયા કલારનું લીલું મૂળ મોહોડામાં રાખ્યું હોય તો તેથી મુખનો શોષ મટે છે.

### સુદર્શન.

सुदर्शना सोमवल्ली चक्राह्वा मधुपर्णिका। सुदर्शना स्वादुरुष्णा कफशोफास्रवातजित् ॥

નામ—સુદર્શના, સોમવલ્લી, ચક્રાહ્વા, અને મધુપર્ણિકા એટલાં સુદર્શનનાં સંસ્કૃત નામ છે. ( આ વૃક્ષની નીચે કંદ થાય છે. )

ગુણ—સુદર્શન મધુર, ગરમ, અને કફ, સોજા, લોહીનો બીગાડ તથા વાયુને મટાડનાર છે.

### ઊંદરકની.

आखुकर्णी त्वाखुकर्णपर्णिका भूदरीभवा। आखुकर्णी कटुस्तिक्ता कषाया शीतला लघुः ॥ विपाके कटुका मूत्रकफामयकृमिप्रणुत् ॥

નામ—આખુકર્ણિકા, ભૂદરી અને ભ-

વા એટલાં ઊંદરકનીનાં સંસ્કૃત નામ છે. હિં. મુસાકની, ચુવાકાની; મ. ઉંદીરકાની, ભોપની; ફા. ગોશેમુષ; અ. આજાનુલ્ફાર; ક. વદ્રીહુલ્લે; લા. Ihomoea reniformis.

ગુણ–ઊંદરકની તીખી, કડવી, તુરી, ટાઢી, હલકી, પાકમાં તીખી અને મૂત્રના રોગ, કફસંબંધી રોગ તથા કૃમિને મટાડનાર છે.

## મોરશિખા.

मयूराह्वशिखा प्रोक्ता सहस्राहिर्मधुच्छदा । नीलकण्ठशिखा लघ्वी पित्तश्लेष्मातिसारजित् ॥

નામ–મયૂરશિખા, સહસ્રાહિ, મધુચ્છદા અને નીલકંઠશિખા એટલાં મોરશિખાનાં સંસ્કૃત નામ છે. ( મોરનો પર્યાય શબ્દ આગળ મુકીને પછી શિખા મુકવામાં આવે એટલે મોરશિખાનુંનામ થાયછે.) હિં. લાલ મુર્ગા; મ. મયુરશીખા; ક. હોરેયેસુવુવ; લા. Celosia cristata.

ગુણ–મોરશિખા હલકી છે અને પિત્ત, કફ તથા અતિસારને મટાડનારછે.

इति भावप्रकाशे गुडूच्यादिवर्गः ।

---

# અથ પુષ્પવર્ગ આરંભઃ

## કમળ.

वा पुंसि पद्मं नलिनमरविन्दं महोत्पलम् । सहस्रपत्रं कमलं शतपत्रं कुशेशयम् ॥ पङ्केरुहं तामरसं सारसं सरसीरुहम् । विसप्रसूनराजीवपुष्कराम्भोरुहाणि च ॥ कमलं शीतलं वर्ण्यं मधुरं कफपित्तजित् । तृष्णादाहास्रविस्फोटविषवीसर्पनाशनम् ॥ विशेषतः सितं पद्मं पुण्डरीकमिति स्मृतम् । रक्तं कोकनदं ज्ञेयं नीलमिन्दीवरं स्मृतम् ॥ धवलं शीतलं शीतं मधुरं कफपित्तजित् । तस्मादल्पगुणं किञ्चिदन्यद्रक्तोत्पलादिकम् ॥

નામ–પદ્મ ( પુંલ્લિંગ તથા નપુંસક ) નલિન, અરવિંદ, મહોત્પલ, સહસ્રપત્ર શતપત્ર, કુશેશય, પંકેરૂહ, તામરસ, સારસ, સરસીરૂહ, બિસપ્રસૂન, રાજીવ પુષ્કર અને અંભોરૂહ એટલાં કમળના સંસ્કૃત નામ છે. હિં. કમલસફેદ; મ પાંઢરે કમલ; ફા. નીલુફર; અ. કરંબુલમા; ક. બીલીયતાવરે; તૈ. કાલાંવા; ઈં Lotus; લા. Nelumbium speciosum

ગુણ–કમળ ટાઢું, વર્ણને સારો કરનાર, મધુર અને કફ, પિત્ત, તરશ, દાહ લોહીનો બીગાડ, વિસ્ફોટક, ઝેર તથા રતવા એઓનો નાશ કરનાર છે. વિશેષ કરી ધોળું કમળ પુંડરીક કહેવાયછે, રાતું કમળ કોકનદ કહેવાય છે અને શ્યામ કમળ ઈંદિવર કહેવાય છે. ધોળું કમળ ટાઢું, મધુર અને કફ તથા પિત્તને મટાડનાર છે. રાતાં કમળ વગેરે બીજાં કમળો એથી કાંઈક ઓછા ગુણવાળાં છે.

## પદ્મિની.

मूलनालदलोत्फुल्लफलैः समुदितः पुनः । पद्मिनी प्रोच्यते प्राज्ञैर्बिसिन्यादि च सा स्मृता ॥

आदिशब्दान्नलिनी कमलिनीत्यादि ।

पद्मिनी शीतला गुर्वी मधुरा लवणा च सा ॥ पित्तासृक्कफनुद्रूक्षा वातविष्टम्भकारिणी ॥

**નામ**–મૂળ, પત્ર અને પ્રફુલ્લિત ફળ એ સઘળા અવયવો મળીને જે કમળનું ઝાડ તે પદ્મિની, બિસીની, નલિની, અને કમળિની ઇત્યાદિ નામોથી કેહેવાય છે.

**ગુણ**–પદ્મિની થંડી, ભારે, મધુર, ખારી, રૂક્ષ, વાયુ તથા મળબંધને કરનાર અને પિત્ત, લોહીનો બીગાડ તથા કફને મટાડનાર છે.

### પદ્મિનીનાં અવયવો.

संवर्तिका नवदलं बीजकोशस्तु कर्णिका । किञ्जल्कः केसरः प्रोक्तो मकरन्दो रसः स्मृतः ॥ पद्मनालं मृणालं स्यात्तथा विसमिति स्मृतम् । सम्वर्तिका हिमा तिक्ता कषाया दाहतृड्स्रणुत् ॥ मूत्रकृच्छ्रगुदव्याधिरक्तपित्तविनाशिनी । पद्मस्य कर्णिका तिक्ता कषाया मधुरा हिमा ॥ मुखवैशद्यकृल्लघ्वी तृष्णास्रकफपित्तनुत् । किञ्जल्कः शीतलो वृष्यः कषायो ग्राहकोऽपि सः ॥ कफपित्ततृपादाहरक्तार्शोविषशोथजित् । मृणालं शीतलं वृष्यं पित्तदाहास्रजिद्गुरु ॥ दुर्जरं स्वादुपाकं च स्तन्यानिलकफप्रदम् । संग्राहि मधुरं रूक्षं शालूकमपि तद्गुणम् ॥

**નામ**–પદ્મિનીનાં નવાં પાંદડાંનું નામ સંવર્તિકા છે. જેમાં કમળકાકડીયો થાયછે તે ભાગ કર્ણિકા (ડોડી) કેહેવાય છે. પદ્મિનીનું કેસર કિંજલ્ક કેહેવાયછે અને રસ મકરંદ કેહેવાયછે. પદ્મિનીનું નાળ મૃણાલ અથવા બિસ કેહેવાયછે.

**ગુણ**–સંવર્તિકા ટાઢી, કડવી, તુરી, અને દાહ, તરશ, મૂત્રકૃચ્છ્ર, ગુદના રોગ તથા રક્તપિત્તને મટાડનાર. કમળની ડોડી કડવી, તુરી, મધુર, ટાઢી, મોહોડાને સ્વચ્છ કરનાર, હલકી અને તરસ, લોહીનો બીગાડ, કફ તથા પિત્તને મટાડનાર છે. પદ્મિનીનું કેસર થંડું, વીર્યને વધારનાર, તુરૂ, દસ્તને રોકનાર અને કફ, પિત્ત, તરસ, દાહ, લોહીનો બીગાડ, અરશ, ઝેર તથા સોજાને મટાડનાર છે. પદ્મિનીનું નાળ થંડું, વીર્યને વધારનાર, ભારે, માંડ પચે એવું, પાકમાં મધુર, ધાવણ વધારનાર, વાયુ તથા કફને કરનાર, દસ્તને રોકનાર, મધુર, રૂક્ષ અને પિત્ત, દાહ તથા લોહીના બીગાડને મટાડનાર છે. કમળના કંદમાં પણ નાળના જેવાજ ગુણો છે.

### સ્થલકમળ.

पद्मचारिण्यतिचराव्यथा पद्मा च शारदा । पद्मागुणा कटुस्तिक्ता कषाया कफवातजित् ॥ मूत्रकृच्छ्राश्मशूलघ्नी श्वासकासविषापहा ॥

**નામ**–પદ્મચારિણી, અતિચરા, અવ્યથા, પદ્મા, અને શારદા એટલાં સ્થલકમળનાં સંસ્કૃત નામ છે. હિં. ગેંદાકા ફુલ; ક. કલુદાવરે; લા. Ionidiumsu ffruticosum.

**ગુણ**–સ્થલકમળ ગરમ નથી, તીખું, કડવું, તુરૂં અને કફ, વાયુ, મૂત્રકૃચ્છ્ર,

પથરી, શૂળ, શ્વાસ, ઉધરસ, તથા એ-રને મટાડનાર છે,

## પોયણાં.

श्वेतं कुवलयं प्रोक्तं कुमुदं कैरवं तथा। कुमुदं पिच्छिलं स्निग्धं मधुरं ह्रादि-शीतलम् ॥

નામ—ધોળું પોયણું કુમુદ, કુવલય, તથા કૈરવ એ નામોથી કહેવાય છે. હિં. કમોદની; બં. સુંદીપુષ્પ; ફા. નીલોફર.

ગુણ—એ પોયણું ચીકણું છે, સ્નિગ્ધ છે, મધુર છે, સુખ આપનાર છે અને ઠંડુ છે.

## કુમુદિની.

कुमुद्वती कैरविका तथा कुमुदिनीति च। सा तु मूलादिसर्वाङ्गैरुक्ता समुदिता बुधैः ॥ पद्मिन्या ये गुणाः प्रोक्ताः कुमुदिन्याश्च ते स्मृताः ॥

લક્ષણ—મૂળ આદિ સઘળા અવયવોથી સંયુક્ત જે પોયણાનું ઝાડ તે કુમુદ્વતી, કૈરવિકા તથા કુમુદિની કહેવાયછે.

ગુણ—ઉપર જે પદ્મીનીમાં ગુણો કહ્યા તે ગુણો કુમુદિનીમાં પણ છે.

## જળઉપરનાં વેલા તથા શેવાળ.

वारिपर्णी कुम्भिका स्याच्छैवालं शैवलं च तत्। वारिपर्णी हिमा तिक्ता लघ्वी स्वाद्वी सरा कटुः ॥ दोषत्रयहरी रूक्षा शोणितज्वरशोषकृत्। शैवालं तुवरं तिक्तं मधुरं शीतलं लघु ॥ स्निग्धं दाहतृषापित्तरक्तज्वरहरं परम् ॥

નામ—વારિપર્ણી તથા કુંભિકા એ જળઉપર પાંદડાંના વેલા થાયછે તેનાં સંસ્કૃત નામ છે. શૈવાલ અને શૈવલ એ શેવાળનાં નામ છે. હિં. જલકુંભી; બં. પાના; ફા. તુહીલ, જંબાલ.

ગુણ—કુંભિકા ટાઢી, કડવી, હલકી, મધુર, મળને ખસેડનાર, તીખી, ત્રણે દોષને હરનાર, રૂક્ષ અને રૂધિર, જ્વર તથા શોષને કરનાર છે. શેવાળ તુરી, કડવી, મધુર, ઠંડી, હલકી, સ્નિગ્ધ અને દાહ, તરશ, પિત્ત, લોહીનો બીગાડ તથા જ્વરને અત્યંત મટાડનાર છે.

## *મોસમી ગુલાબ.

शतपत्री तरुण्युक्ता कर्णिका चारुकेशरा। महाकुमारी गन्धाढ्या लाक्षाकृष्णातिमञ्जुला ॥ शतपत्री हिमा हृद्या ग्राहिणी शुक्रला लघुः। दोषत्रयास्रजिद्वर्ण्या तिक्ता कट्वी च पाचनी ॥

નામ—શતપત્રી, તરૂણી, કર્ણિકા, ચારૂકેસરા, મહાકુમારી, ગંધાઢ્યા, લાક્ષાકૃષ્ણા અને અતિમંજુલા એ ગુલા-

* અરબી અને ફારસી પુસ્તકોમાં ગુલાબ ઘણી જાતનાં વર્ણવેલાં છે જેવાં કે, સફેદ, જંગલી ગુલાબ, લાલ જંગલી ગુલાબ, લાલ વાવેલો ગુલાબ, પીળો જંગલી ગુલાબ, પીળો વાવેલો ગુલાબ, ડાલીક, સફેદ ગુચ્છાદાર ગુલાબ અને વર્દેઉલ હમાક નામનો ગુલાબ. આ બધી જાતમાંથી લાલ વાવેલા ગુલાબમાંથી ગુલાબનું અત્તર કઢાયછે. ગુલાબની કળીઓ ફુલેલાં ફુલ કરતાં વધારે ગ્રાહી હોવાથી દવા તરીકે આપણા દેશમાં વપરાયછે. તે ઠંડી, પુષ્ટ, પૌષ્ટિક, દસ્ત લાવનાર અને પિત્તશામક ગણાય છે. તેમાંનું પુંકેસર ગરમ અને ગ્રાહી ગણાય છે.

બનાં સંસ્કૃત નામ છે. હિં. સેવતી ગુલાબ; મ. ગુલાબ; ફા. ગુલેસુર્ખ; અ. બર્દેઅહમર; ક. ચેબડે; ઈં. Cabbage rose Rosa centifolia.

ગુણ—ગુલાબ ટાઢું, હૃદયને ગમે એવું, દસ્તને રોકનાર, વીર્યને વધારનાર, હલકું, વર્ણને સારો કરનાર, કડવું; તિખું, પાચન અને ત્રણે દોષ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

### *વટમોગરો.

नेपाली कथिता तज्ज्ञैः सप्तला नवमालिका। वासन्ती शीतला लघ्वी तिक्ता दोषत्रयास्रजित् ॥

નામ—નેપાલી, સપ્તલા, નવમાલિકા અને વાસંતી એટલાં વટમોગરાનાં સંસ્કૃત નામ છે. હિં. નેવારી; ક. વીરવંતી.

ગુણ—વટમોગરો ટાઢો, હલકો, કડવો અને ત્રણે દોષ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

### લવારો.

श्रीपदी पट्पदानन्दा वार्षिकी मुक्तबन्धना। वार्षिकी शीतला लघ्वी तिक्ता दोषत्रयापहा ॥ कर्णाक्षिमुखरोगघ्नी तत्तैलं तद्गुणं स्मृतम् ॥

નામ—શ્રીપદી, ષટ્પદા, આનંદા, વાર્ષિકી અને મુક્તબંધના એટલાં લવારાનાં સંસ્કૃત નામ છે. હિં. વેલ; મ. સાટહીમોગરાચા ભેદ.

ગુણ—લવારો ટાઢો, હલકો, કડવો અને ત્રણેદોષ, કાનના રોગ, નેત્રના રોગ તથા મુખના રોગને મટાડનાર છે. લવારાના તેલમાં પણ એવાજ ગુણો છે.

### ચંબેલી.

जातिर्जाती च सुमना मालती राजपुत्रिका । चेतिका हृद्यगन्धा च सा पीता स्वर्णजातिका ॥ जातीयुगं तिक्तमुष्णं तुवरं लघु दोषजित् । शिरोक्षिमुखदन्तार्तिविषकुष्ठानिलास्रजित् ॥

નામ—જાતિ, જાતી, સુમના, માલતી, રાજપુત્રીકા, ચેતિકા, અને હૃદ્યગંધા એટલાં ચંબેલીનાં સંસ્કૃત નામ છે. સ્વર્ણજાતિકા એ પીળાં ફુલવાળી ચંબેલીનું નામ છે. હિં. ચમેલી; મ. ચંબેલી; ફા. યાસમીન; અ. યાસમન; ક. મોગરાચા

* મીઠ ધુડના મત પ્રમાણે આ ફુલમાં સ્તનમાંનું દૂધ વીખેરી નાંખવાનો ગુણ પણે દરજ્જે રહેલો છે. જ્યારે સ્તનમાં ગાંઠ થતી હોય અથવા પાકતાં હોય ત્યારે એ નણુ મુઠી ભરીને ફુલ વાટી સ્તનઉપર બાંધવાં અને દિવસમાં બે વખત બદલવાં. આમ કરવાથી ૨૪ કલાકમાં સ્તનમાંનું દૂધ વીખરાઇ જાય છે. જંગલી મોગરાનાં મૂળીઆં પીત્ત કાઢી નાંખવા વપરાય છે અને તેનું તેલ માથાપર લગાવવાથી આંખની જોવાની શક્તિ વધે છે.

ચક્રદત્તમાં તાજાં પાંદડાંનો રસ નરમ મસ ઉપર ચોપડવા તથા મોઢામાં ફોલ્લા પડ્યા હોય ત્યારે પાંદડાં વાપરવા ભલામણ કરી છે.

મુસલમાનગ્રંથકારો વટમોગરાના છોડને પેટમાંથી બીગાડ કાઢી નાંખનાર, પેટના ઉંવડાનો નાશ કરનાર, પીશાબ વધારે લાવનાર અને પિત્તનો બારાબો કાઢી નાંખનાર અને ફુલ વાટીને જાંગ અને પુષ્પનુની નીચેના ભાગમાં લગાવવાથી શહેવત વધારનાર લખે છે.

ભેદ; ઈં. Spanish jasmine લા. Jasminum grandi florum.

ગુણ—બન્ને ચંબેલી કડવી, ગરમ, તુરી, હલકી, દોષને જીતનાર અને માથાના રોગ, નેત્રના રોગ, મુખના રોગ, ઝેર, કોઢ, વાયુ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

## જુઇ.

**यूथिका गणिकाम्बष्ठा सा पीता हेमपुष्पिका । यूथीयुगं हिमं तिक्तं कटुपाकरसं लघु ॥ मधुरं तुवरं हृद्यं पित्तघ्नं कफवातलम् । व्रणास्रमुखदन्ताक्षिशिरोरोगविषापहम् ॥**

નામ—યૂથિકા, ગણિકા, અને અંબષ્ઠા એટલાં જુઈનાં સંસ્કૃત નામ છે. હેમપુષ્પિકા એ પીળા ફુલવાળી જુઇનું નામ છે. હિં. જુહી; મ. પાંઢરી—પીવલી જુઇ; ક. યરડુ મોહી; તૈ. જુઇ પુષ્પાલુ; લા. Jasminum auriculatum.

ગુણ—બન્ને જુઇ ટાઢી, કડવી, પાકમાં તીખી, હલકી, મધુર, તુરી, મનને ગમે એવી, કફ તથા વાયુને કરનાર અને વ્રણ, લોહીનું દરદ, મુખના રોગ, દાંતના રોગ, નેત્રના રોગ, માથાના રોગ તથા ઝેરને મટાડનાર છે.

## ચંપો.

**चाम्पेयश्चम्पकः प्रोक्तो हेमपुष्पश्च स स्मृतः । एतस्य कलिका गन्धफलीति कथिता बुधैः ॥ चम्पकः कटुकस्तिक्तः कषायो मधुरो हिमः । विषक्रिमिहरः कृच्छ्रकफवातास्रपित्तजित् ॥**

નામ—ચાંપેય, ચંપક અને હેમપુષ્પ એટલાં ચંપાનાં સંસ્કૃત નામ છે. ગંધફળી એ ચંપાની કળીનું નામ છે. મ. પુરચાંપા; હિં. ચંપા; ક. નાગચંપગે; તૈ. ગણ્ણેરચેટ્ટુ, લા. Plumeria acutifolia

ગુણ—ચંપો તીખો, કડવો, તુરો, મધુર, ટાઢો અને વિષ, કૃમિ, મૂત્રકૃચ્છ્ર, કફ, વાયુ, લોહીનો બીગાડ તથા પિત્તને મટાડનાર છે.

## બોલસરી.

**वकुलो मधुगन्धश्च सिंहकेसरकस्तथा । वकुलस्तुवरोऽनुष्णः कटुपाकरसो गुरुः ॥ कफपित्तविषश्वित्रक्रिमिदन्तगदापहः ॥**

નામ—બકુલ, મધુગંધ, અને સિંહકેસરક એટલાં બોલસરીનાં સંસ્કૃત નામ છે. હિં. મૌલસરી, બનહુલા; મ. બકુલી બગોલે; ક. કરક; તૈ. પાધડા; ઈં. Surnam Medlar લા. Mimusopsleng;

ગુણ—બોલસરી તુરી, ગરમ નથી પાકમાં તીખી, ભારે અને કફ, પિત્ત, ઝેર, શ્વિત્ર નાંમનો કોઢ, કૃમિ તથા દાંતના રોગને મટાડનાર છે.

## મોટી બોલસરી.

**शिवमल्ली पाशुपत एकाष्ठीलो बुको वसुः । बुकोगुणः कटुस्तिक्तः कफपित्तविषापहः ॥ योनिशूलत्वपादाहदुष्टशोधासनाशनः ॥**

નામ—શિવમલ્લી, પાશુપત, એકાષ્ઠીલ, બુક અને વસુ એટલાં મોટી બોલસરીનાં સંસ્કૃત નામ છે.

ગુણ—મોટી બોલસરી ગરમ નથી,

તીખી, કડવી, અને કફ, પિત્ત, યોનીનાં શૂળ, તરશ, દાહ, કોઢ, સોજા તથા લોહીના બીગાડને મટાડનાર છે.

કદંબ.

कदम्बः प्रियको नीपो वृत्तपुष्पो हलिप्रियः । कदम्बो मधुरः शीतः कषायो लवणो गुरुः ॥ सरो विष्टम्भकृद्रूक्षः कफस्तन्यानिलप्रदः ॥

નામ–કદંમ, પ્રિયક, નીપ, વૃત્તપુષ્પ અને હલિપ્રિય એટલાં કદંબનાં સંસ્કૃત નામ છે. હિં. કદમ; મ. રાજકદંબ; અ. કદબ; ક. કડઉ; તૈ. કદંબચેટ્ટુ; લા. Authocephalus Cadmaba;

ગુણ–કદંબ મધુર, ટાઢો, તુરો, ખારો, હલકો, મળને ખસેડનાર, અંગોને ઝાલી રાખનાર, રૂક્ષ, અને કફ, ધાવણ તથા વાયુને વધારનાર છે.

કુંજડો.

कुब्जको भद्रतरणिर्बृहत्पुष्पोऽतिकेसरः । महासहा कण्टकाढ्या नीलालिकुलसङ्कुला ॥ कुब्जकः सुरभिः स्वादुः कषायानुरसः सरः । त्रिदोषशमनो वृष्यः शीतहर्ता च स स्मृतः ॥

નામ–કુબ્જક, ભદ્રતરણિ, બૃહત્પુષ્પ, અતિકેસર, મહા, સહા, કંટકાઢ્યા અને નીલાલિક, લસંકુલા એટલાં કુંજડાનાં સંસ્કૃત નામ છે. હિં. કુબ્જ.

ગુણ–કુંજડો સુગંધિ, મધુર, તુરો, દસ્ત લાવનાર, ત્રણે દોષને શમાવનાર, વીર્યને વધારનાર અને ટાઢને હરનાર છે.

મોગરો.

मल्लिका मदयन्ती च शीतभीरुश्च भूपदी । मल्लिकोष्णा लघुर्वृष्या तिक्ता च कटुका हरेत् ॥ वातपित्तास्यदृग्व्याधिकुष्ठारुचिविषव्रणान् ॥

નામ–મલ્લિકા, દમયંતી, શીતભીરૂ અને ભૂપદી એટલાં મોગરાનાં સંસ્કૃત નામ છે.

ગુણ–મોગરો ગરમ, હલકો, વીર્યને વધારનાર, કડવો, તીખો અને વાત, પિત્ત, મુખના રોગ, નેત્રના રોગ, કોઢ, અરૂચિ, તથા વ્રણને મટાડનાર છે,

મધુ માધવી.

माधवी स्यात्तु वासन्ती पुण्ड्रको मण्डकोऽपि च । अतिमुक्तो विमुक्तश्च कामुको भ्रमरोत्सवः ॥ माधवी मधुरा शीता लघ्वी दोषत्रयापहा ॥

નામ–માધવી, વાસંતી, પુંડ્રક, મંડક, અતિમુક્ત, વિમુક્ત, કામુક અને ભ્રમરોત્સવ એટલાં મધુ માધવીનાં સંસ્કૃત નામ છે.

ગુણ–મધુમાધવી મધુર, ટાઢી, હલકી અને ત્રણે દોષને મટાડનાર છે.

કેવડો.

केतकः सूचिकापुष्पो जम्बुकः क्रकचच्छदः । सुवर्णकेतकी तन्वा लघुपुष्पा सुगन्धिनी ॥ केतकः कटुकः स्वादुर्लघुस्तिक्तः कफापहः । उष्णा तिक्तरसा ज्ञेया चक्षुष्या हेमकेतकी ॥

નામ–કેતક, સુચિકાપુષ્પ, જંબુક અને ક્રકચચ્છદ એટલાં કેવડાનાં સં-

સ્કૃત નામ છે. સુવર્ણકેતકી, લઘુપુષ્પા અને સુગંધિની એટલાં પીળાં ફુલવાળા કેવડાનાં નામ છે.

ગુણ–કેવડો તીખો, મધુર, હલકો, કડવો, અને કફને મટાડનાર છે. પીળો કેવડો ગરમ, કડવો અને નેત્રને હિતકારી છે.

## રામબાવળ.

किङ्किरातो हेमगौरः पीतकः पीतभद्रकः । किंकिरातो हिमस्तिक्तः कषायश्च हरेदसौ ॥ कफपित्तपिपासास्रदाहशोषवमिक्रमीन् ॥

નામ–કિંકિરાત, હેમગૌર, પીતક અને પીતભદ્રક એટલાં રામબાવળનાં સંસ્કૃત નામ છે.

ગુણ–રામબાવળ ટાઢો, કડવો, તુરો અને કફ, પિત્ત, તરસ, લોહીનો બીગાડ, દાહ, શોષ, ઊલટી તથા કૃમિને મટાડનાર છે.

## પીળી કણેર.

कर्णिकारः परिव्याधः पादपोत्पल इत्यपि । कर्णिकारः कटुस्तिक्तस्तुवरः शोधनो लघुः ॥ रञ्जनः सुखदः शोथ श्लेष्मास्रव्रणकुष्ठजित् ॥

નામ–કર્ણિકાર, પરિવ્યાધ અને પાદપોત્પલ એટલાં પીળી કણેરનાં સંસ્કૃત નામ છે. હિ. કનેર, ફા. ખરજેહરા, મ. કણેર; અ. સુમુલહિમાર; ક. વાકણલીગે; તૈ. કાનેરચેટ્ટુ, ઈં. Sweet scented ઘા. Nerium odorum

ગુણ–પીળી કણેર તીખી, કડવી, તુરી, કોઠાને સાફ કરનાર, હલકી, રંગ આપનાર, સુખદાયી અને સોજા, કફ લોહીનો બીગાડ, વ્રણ તથા કોઢને મટાડનાર છે.

## આસોપાલવ.

अशोको हेमपुष्पश्च वञ्जुलस्ताम्रपल्लवः । कङ्केलिः पिण्डपुष्पश्च गन्धपुष्पो नटस्तथा ॥ अशोकः शीतलस्तिक्तो ग्राही वर्ण्यः कषायकः । दोषापचीतृषादाहकृमिशोषविषास्रजित् ॥

નામ–અશોક, હેમપુષ્પ, વંજુલ તામ્રપલ્લવ, કંકેલી, પિંડપુષ્પ, ગંધપુષ્પ અને નટ એટલાં આસોપાલવનાં સંસ્કૃત નામ છે. મ. અશુપાલ; ઈં. Guattorea longifolia

---

* મદ્રાસના ડૉ૦ બીડી અને ડૉ૦ રોઈટે આ ઝાડની કડવી અને જુલાબ લાવનાર છાલની વારવાર આવતા તાવઉપર ઘણી અજમાએશ કરી હતી અને તેના પરીણામ સંતોષકારક આવેલા છે. તેઓ તાજી સુકવેલી છાલ રા રૂપીયા ભાર લઇને ૧૫ા રૂપીયાભાર દારૂમા ૮ દીવસ ભીંજવી રાખીને ગળી લીધેલો અર્ક ૧૦–૧૫ ટીપાની માત્રાથી દીવસમા ૩ વખત આપતા. અર્ક ૩૦–૬૦ ટીપાની મોટી માત્રામાં આપવાથી જુલાબ અને ઉલટી થાય છે અને તેથી વધારે પ્રમાણમાં આપવાથી ઝેરી અસર થાય છે.

ડૉ૦ શોર્ટ કહે છે કે બીજની મીંજ તેલ આપવાથી ઉલટી આવે છે અને લાભ લાગે છે. ઝાડમાથી નીકળતું દૂધ ઝેરી ગણાય છે. બીજની મીંજ ઘણી કડવી હોય છે અને તેને ચાવવાથી જીભ ગરમી માલમ પડે છે.

ગુણ—આસોપાલવ ટાઢો, તીખો, ૨-
ક્તને રોકનાર, વર્ણને સારો કરનાર,
તુરો, અને દોષ, અપચી નામની ગાંઠ,
તરષ, દાહ, કૃમિ, શોષ, ઝેર તથા લો-
હીના બીગાડને મટાડનાર છે.

## બાણપુષ્પ.

अम्लातोऽम्लाटनः प्रोक्तस्तथाम्लातक इत्यपि । कुरण्टको वर्णपुष्पः स एवोक्तो महासहः । अम्लाटनः कषायोष्णः स्निग्धः स्वादुश्च तिक्तकः ॥

નામ—અમ્લાત, અમ્લાટન, આમ્રાતક, કુરંટક, વર્ણપુષ્પ અને મહાસહ એટલાં બાણપુષ્પનાં સંસ્કૃત નામ છે.

ગુણ—બાણપુષ્પ તુરો, ગરમ, સ્નિગ્ધ, મધુર અને કડવો છે.

## *કાંટાઅશેળીયો.

सैरेयकः श्वेतपुष्पः सैरेयः कटसारिका । सहाचरः सहचरः स च भिन्त्यपि कथ्यते ॥ कुरण्टकोऽत्र पीते स्याद्रक्ते कुरबकः स्मृतः । नीले बाणा द्वयोरुक्तो दास आर्तगलश्च सः ॥ सैरेयः कुष्ठवातास्रकफकण्डूविषापहः॥ तिक्तोष्णो मधुरोऽनम्लः सुस्निग्धः केशरञ्जनः ॥

નામ—સૈરેયક, શ્વેતપુષ્પ, સૈરેય, કટસારિકા, સહાચર, સહચર અને ભીંદી એટલાં કાંટાઅશેળીયાનાં સંસ્કૃત નામ છે. પીળો કાંટાઅશેળીયો કુરંટક કેહેવાયછે, રાતો કાંટાઅશેળીયો કુરબક કેહેવાયછે અને કાળો કાંટાઅશેળીયો બાણા, દાસ તથા આર્તગલ કેહેવાયછે. એઓમાં બાણાશબ્દ સ્ત્રીલિંગ છે તથા પુલિંગ પણ છે. હિં. કટસરૈયા; મ. કોરાંટા; ક. ગોરેટે; તૈ. ગોરેંડુ; લા. Barleria Prionitis;

ગુણ—કાંટાઅશેળીયો કડવો, ગરમ, મધુર, ખાટો નથી, સારીપેઠે સ્નિગ્ધ, કેશને રંગનાર અને કોઢ, વાયુ, લોહીનો બીગાડ, કફ, ચળ તથા ઝેરને મટાડનારછે.

## ડોલર.

कुन्दं तु कथितं माध्यं सदापुष्पं च तत्स्मृतम् । कुन्दं शीतं लघु श्लेष्मशिरोरुग्विषपित्तहृत् ॥

નામ—કુંદ, માધ્ય, અને સદાપુષ્પ એટલાં ડોલરનાં સંસ્કૃત નામ છે.

ગુણ—ડોલર ટાઢું, હલકું અને કફ, માથાનું દરદ, ઝેર તથા પિત્તને મટાડનાર છે. (સદાપુષ્પ એ સદા સ્વાગણનું નામ પણ કહી શકાય છે.)

## *મુચકુંદ.

मुचुकुन्दः क्षत्रवृक्षश्चित्रकः प्रतिवि-

* સંસ્કૃત વૈદક ગ્રંથોમાં અશાલીયાને કૌવત આપનાર, પાચન શક્તિ સુધારનાર અને તેના બીજને પાણીમાં પલાળી તે ચીકાસવાળું પાણી ઉધરસ મટાડનાર જણેછે. મુસલમાની ગ્રંથકારોઃ—આ બીજને ઘણાં ગરમ, પેશાબ વધારનાર અને પુરૂષાર્થ વધારનાર ગણેછે અને બરલની ગાંઠને સમાવી દેવા ને તેમજ સરદીથી ઉત્પન્ન થએલાં દરદો ઉપર આપવા ભલામણ કરેછે.

* ચક્રદત્તમાં લખેછે કે આ ઝાડનાં ફુલની કળીઓ ચોખાની કાંજીમાં વાટીને માથાઉપર ચોપડવાથી આધાશીશી મટી જાયછે.

ष्णुकः । मुचुकुन्दः शिरःपीडापित्तास्रविषनाशनः ॥

નામ—મુચકંદ, ક્ષત્રવૃક્ષ, ચિત્રક અને પ્રતિવિષ્ણુક એટલાં મુચકુંદનાં સંસ્કૃત નામ છે.

ગુણ—મુચકુંદ માથાના દરદને, પિત્તને, લોહીના બીગાડને તથા ઝેરને મટાડનાર છે.

### તિલક.

तिलकः क्षुरकः श्रीमान् पुरुषश्छिन्नपुष्पकः । तिलकः कटुकः पाके रसे चोष्णो रसायनः ॥ कफकुष्ठकृमीन् बस्तिमुखदन्तगदान् हरेत् ॥

નામ—તિલક, ક્ષુરક, શ્રીમાન, પુરૂષ, અને છિન્નમસ્તક એટલાં તિલકનાં સંસ્કૃત નામ છે. (તલખાવરડી હોય તો હોય.)

ગુણ—તિલક પાકમાં તથા રસમાં તીખો, ગરમ, રસાયન, અને કફ, કોઢ, કૃમિ, મૂત્રાશયનાં દરદ, મુખના રોગ, તથા દાંતના રોગને મટાડનાર છે.

### બપોરિયો.

बन्धूको बन्धुजीवश्च रक्तो माध्याह्निकोऽपि च । बन्धूकः कफकृद्ग्राही वातपित्तहरो लघुः ॥

નામ—બંધૂક, બંધુજીવ, રક્ત અને માધ્યાન્હિક એટલાં બપોરીયાનાં સંસ્કૃત નામ છે. હિં. ગેજુનિયાં, દુપહરિયા; મ. દુપરી.

ગુણ—બપોરીયો કફ કરનાર, દસ્તને રોકનાર, હલકો અને વાયુ તથા પિત્તને મટાડનાર છે.

### જાસુદ.

ओण्ड्रपुष्पं जपा चाथ त्रिसन्ध्या सारुणा सिता । जपा संग्राहिणी केश्या त्रिसन्ध्या कफवातजित् ॥

નામ—ઔડ્રપુષ્પ અને જપા, એ જાસુદનાં સંસ્કૃત નામ છે. મ. જાસવંદ; હિં. સાંઝી.

ગુણ—જાસુદ દસ્તને રોકનાર, અને કેશને વાસ્તે સારી છે. જે જાસુદ રાતાં અને કાળાં ફુલવાળી થાયછે તે ત્રિસંધ્યા કહેવાયછે. એ જાસુદ કફ તથા વાયુને મટાડનાર છે.

### રાતાં ફુલવાળી જાસુદ.

सिन्दूरी रक्तबीजा च रक्तपुष्पा सुकोमला । सिन्दूरी विषपित्तास्रतृष्णावान्तिहरी हिमा ॥

નામ—સિંદૂરી, રક્તબીજ, રક્તપુષ્પા અને સુકોમલા એટલાં કેવળ રાતાં ફુલવાળી જાસુદનાં સંસ્કૃત નામ છે.

ગુણ—એ જાસુદ ટાઢી અને ઝેર, પિત્ત, લોહીનો બીગાડ, તરશ, તથા વમનને મટાડનાર છે.

### *અગથીઓ.

अथागस्त्यो वङ्गसेनो मुनिपुष्पो मुनिद्रुमः । अगस्तिः पित्तकफजिच्चातुर्थ-

* મીર મહમદ હુસેન કહે છે કે અગેથો અથવા આધું દુખતું હોય ત્યારે પાંદડાંના રસનાં ટીપાં નાકમાં પાડવાથી છીંક આવી નાકમાંથી પુષ્કળ પાણી નીકળી જાય છે અને માથાનો બોજો કમી થાય છે. ફુલનું શાક કરીને ખવાય છે. છાલ પાચનશક્તિ વધારવાને અપાય છે અને પાં-

कहरो हिमः । रूक्षो वातकरस्तिक्तः प्रतिश्यायनिवारणः ॥

નામ–અગસ્ત્ય, વંગસેન, મુનિપુષ્પ અને મુનિદ્રૂમ એટલાં અગથિઆનાં સંસ્કૃત નામ છે. હિં. અગસ્તીયા, હથીયા; બં. વક; ક. અગસેયમર; મ. અગસ્તા; ઈં. Large flowered Agati; લા. Agati glandi flora.

ગુણ–અગથીઓ ટાઢો, રૂક્ષ, વાયુ કરનાર, કડવો અને પિત્ત, કફ, ચોથીયોતાવ તથા સળીખમને મટાડનાર છે.

## કાળી તથા ધોળી તુલસી.

तुलसी सुरसा ग्राम्या सुलभा बहुमञ्जरी । अपेतराक्षसी गौरी शूलघ्नी देवदुन्दुभिः ॥ तुलसी कटुका तिक्ता हृद्योष्णा दाहपित्तकृत् । दीपनी कुष्ठकृच्छ्रास्रपार्श्वरुक्कफवातजित् ॥ शुक्ला कृष्णा च तुलसी गुणैस्तुल्या प्रकीर्तिता॥

નામ–તુલસી, સુરસા, ગ્રામ્યા, સુલભા, બહુમંજરી, અપેતરાક્ષસી, ગૌરી, શૂલઘ્ની અને દેવદુંદુભિ એટલાં તુલસીનાં સંસ્કૃત નામ છે. મ. તુલસ; હિં. તૈ. તુલસી; ફા. રેહાન; ક. એરેડતુલસી; ઈં. WhiteBasil લા. Ocimum album.

ગુણ–તુલસી તીખી, કડવી, અગ્નિને દીપ્ત કરનાર, મનને ગમે એવી, અને દાહ, પિત્ત, કોઢ, મૂત્રકૃચ્છ્ર, લોહીનો બીગાડ, પડખાની પીડા, કફ તથા વાયુને મટાડનાર છે. ધોળી તથા રાતી તુલસીમાં ગુણો સરખા છે.

## મરવો.

मारुतोऽस्रौ मरुबको मरुन्मरुरपि स्मृतः॥ फणी फणिज्जकश्चापि प्रस्थपुष्पः समीरणः ॥ मरुदग्निमदो हृद्यस्तीक्ष्णोष्णः पित्तलो लघुः । वृश्चिकादिविषश्लेष्मवातकुष्ठकृमिप्रणुत् । कटुपाकरसो रुच्यस्तिक्तो रूक्षः सुगन्धिकः ॥

નામ–મારુત, મરુવક, મરુત, મરુ, ફણી, ફણિજ્જક, પ્રસ્થપુષ્પ અને સમીરણ એટલાં મરવાનાં સંસ્કૃત નામ છે. ક. હિં. મરૂવા; ફા. મર્જંગુશ; મ. સબ્જા, મર્વા; અ. મર્જંગુસ; તૈ. રૂદ્રજડ; ઈં. Sweet Marj oran લા. Origanum marjorana

ગુણ–મરવો અગ્નિ કરનાર, મનને ગમે એવો, તીક્ષ્ણ, ગરમ, પિત્ત કરનાર, હલકો, પાકમાં તીખો, રૂચિ ઉપજાવનાર, કડવો, રૂક્ષ અને સુગંધી છે.

## ડમરો.

उक्तो दमनको दान्तो मुनिपुत्रस्तपोधनः । गन्धोत्कटो ब्रह्मजटो विनीतः कलपत्रकः ॥ दमनस्तुवरस्तिक्तो हृद्यो वृष्यः सुगन्धिकः । ग्रहणीविषकुष्ठास्रक्लेदकण्डूत्रिदोषजित् ॥

નામ–દમનક, દાંત, મુનિપુત્ર, તપોધન, ગંધોત્કટ, બ્રહ્મજટ, વિનીત અને કલપત્રક એટલાં ડમરાનાં સંસ્કૃત નામ

ફડાંને ગરમ પાણીમાં ભીંજાવી તે પાણી આપવાથી જુલાબ લાગે છે. આંખમાં ઝાંખ પડતી હોય ત્યારે અગથીયાનાં ફૂલનો રસ આંખમાં નાંખવાથી ફાયદો થાય છે.

છે. હિં. દૌના; ફા. બરંજસીફ; મ. દવણા; અ. કુશસૂરૂમી; ક. ચિત્તરદે; તૈ. સાવીત્રેચટ્ટુ; ઈં. Worm wood; લા. Artemesia indica.

ગુણ–ડમરો તુરો, કડવો, મનને ગમે એવો, વીર્યને વધારનાર, સુગંધી, અને ભૂતપ્રેત, ઝેર, કોઢ, લોહીનો બીગાડ, કોઢ, ચળ તથા ત્રણે દોષને મટાડનાર છે.

બરબરી. (તુલસીની જાત)

वर्बरी तुवरी तुङ्गी खरपुष्पाजगन्धिका । पर्णाशस्तत्र कृष्णे तु कठिल्लककुठेरकौ ॥ तत्र शुक्लेऽर्जकः प्रोक्तो वटपत्रस्ततोऽपरः । वर्बरीत्रितयं रूक्षं शीतं कटु विदाहि च ॥ तीक्ष्णं रुचिकरं हृद्यं दीपनं लघुपाकि च । पित्तलं कफवातास्रकण्डूकृमिविषापहम् ॥

નામ–બર્બરી, તુવરી, તુંગી, ખરપુષ્પા, અજગંધિકા અને પર્ણાશ એટલાં બરબરીનાં સંસ્કૃત નામ છે. હિં. વર્વરી; મ. આજબલા.

લક્ષણ–કાળી બરબરી કઠિલ્લક અને કુઠેરક કહેવાયછે. ધોળી બરબરી અર્જક કહેવાયછે. ત્રીજી જાતની બરબરી વટપત્ર કહેવાયછે.

ગુણ–ત્રણે બરબરી રૂક્ષ, ટાઢી, તીખી, દાહ કરનાર, તીક્ષ્ણ, રૂચિ ઉપજાવનાર, મનને ગમે એવી, અગ્નિને દીપ્ત કરનાર, પાકમાં હલકી, પિત્ત કરનાર અને કફ, વાયુ લોહીનો બીગાડ, ચળ, કૃમિ તથા ઝેરને મટાડનાર છે.

इति श्रीभावप्रकाशे पुष्पादिवर्गः ॥

## વટાદિ વર્ગ.

### વડ.

वटो रक्तफलः शृङ्गी न्यग्रोधः स्कन्धजो ध्रुवः । क्षीरी वैश्रवणावासो बहुपादो वनस्पतिः ॥ वटः शीतो गुरुर्ग्राही कफपित्तव्रणापहः । वर्ण्यो विसर्पदाहघ्नः कषायो योनिदोषहृत् ॥

નામ–વટ, રક્તફલ, શૃંગી, ન્યગ્રોધ, સ્કંધજ, ધ્રુવ, ક્ષીરી, વૈશ્રવણાવાસ, બહુપાદ અને વનસ્પતિ એટલાં વડનાં સંસ્કૃત નામ છે. હિં. વડ; બં. વટ; ક. આલ; ફા. દરખીતરેસા; અ. આબ તૈ. મરીચેટ્ટુ; ઈં. Banyan tree, લા. Ficus indicus.

ગુણ–વડ ટાઢો, ભારે, દસ્તને રોકનાર, વર્ણને સારો કરનાર, તુરો અને કફ, પિત્ત, વ્રણ, રતવા, દાહ, તથા યોનિના દોષને મટાડનાર છે.

### પીપળો.

बोधिद्रुः पिप्पलोऽश्वत्थश्चलपत्रो गजाशनः । पिप्पलो दुर्जरः शीतः पित्तश्लेष्मव्रणास्रजित् ॥ गुरुस्तुवरको रूक्षो वर्ण्यो योनिविशोधनः ॥

નામ–બોધિદ્રુ, પિપ્પલ, અશ્વત્થ ચલપત્ર અને ગજાશન એટલાં પીપળાનાં સંસ્કૃત નામ છે. હિં. પીપલ; મ. પિંપળ; ક. અરલી; મ. અશ્વત્થી; ફા. દરખત કરંનં; ઈં. Poplarleavd લા. Ficus religiosa.

ગુણ–પીપળો ગાંડ પચે એવો, ટાઢો અને પિત્ત, કફ, વ્રણ તથા લોહીન

બીગાડને મટાડનાર, ભારે, તુરો, રૂક્ષ, વર્ણને સારો કરનાર અને યોનિને સાફ કરનાર છે.

### પારશપીપળો.

पारीपोऽन्यः पलाशश्च कपिचूतः कमण्डलुः । गर्दभाण्डः कन्दरालः कपीतनसुपार्श्वकौ ॥ पारीपो दुर्जरः स्निग्धः कृमिशुक्रकफप्रदः । फलेऽम्लो मधुरो मूले कषायः स्वादुमज्जकः ॥

નામ—પારીષ, પલાશ, કપિચૂત, કમંડલુ, ગર્દભાંડ, કંદરાલ, કપીતન અને સુપાર્શ્વક એટલાં પારશપીપળાનાં સંસ્કૃત નામ છે. હિં. પારસપીપળ; ક. બસુરી; મ. પીપરીવૃક્ષ; લા. Ficus virance.

ગુણ—પારશપીપળો માંડ પચે એવો, સ્નિગ્ધ, ફળમાં ખાટો, મૂળમાં મધુર, તુરો, મીઠા ગર્ભવાળો અને કૃમિ, વીર્ય તથા કફને વધારનારો છે.

### *વેલીયોપીપળો.

नन्दिवृक्षोऽश्वत्थभेदः प्ररोही गजपादपः । स्थालीवृक्षः क्षयतरुः क्षीरी च स्याद्वनस्पतिः ॥ नन्दिवृक्षो लघुः स्वादुस्तिक्तस्तुवर उष्णकः । कटुपाकरसो ग्राही विषपित्तकफास्रजित् ॥

નામ—નંદીવૃક્ષ, અશ્વત્થભેદ, પ્રરોહી, ગજપાદપ, સ્થાલીવૃક્ષ, ક્ષયતરૂ, ક્ષીરી અને વનસ્પતિ એટલાં વેલીયાપીપળાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—વેલીયોપીપળો હલકો, મધુર, કડવો, તુરો, ગરમ, પાકમાં તીખો, દસ્તને રોકનાર અને ઝેર, પિત્ત, કફ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

### ઊંબરો.

उदुम्बरो जन्तुफलो यज्ञाङ्गो हेमदुग्धकः । उदुम्बरो हिमो रूक्षो गुरुः पित्तकफास्रजित् ॥ मधुरस्तुवरो वर्ण्यो व्रणशोधनरोपणः ॥

નામ—ઊદુંબર, જંતુફલ, યજ્ઞાંગ અને હેમદુગ્ધક એટલાં ઊંબરાનાં સંસ્કૃત નામ છે. હિં. ગુલર; બં. યજ્ઞડુમુર; મ. ઉંબર; ક. અત્તી; અ. જમીઝ; ફા. અંજીરેઆદમ; ઈ. ફીગટ્રી; લા. Ficus glomurata

ગુણ—ઊંબરો ટાઢો, રૂક્ષ, ભારે, મધુર, તુરો, વર્ણને સારો કરનાર, વ્રણને સાફ કરનાર, રૂઝાવનાર અને પિત્ત, કફ તથા લોહીના બીગાડને મટાડનારછે.

### કાળો ઊંબરો.

काकोदुम्बरिका फल्गुर्मलयूर्जघनेफला । मलयूस्तम्भकृत्तिक्ता शीतला तुवरा जयेत् ॥ कफपित्तव्रणश्वित्रकुष्ठपाण्ड्वर्शकामलाः ॥

નામ—કાકોદુંબરિકા, ફલ્ગુ, મલયૂ અને જઘનેફલા એટલા કાળા ઊંબરાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—કાળો ઊંબરો મળ બંધ કરનાર,

* આ ઝાડનું લાકડું ઘણું ચીકટ અને ઝીણા દાણાવાળું હોવાથી ગાડી બનાવવામાં તેમજ સઘાડાપર ઉતારી રમકડાં બનાવવામાં ઘણું ઉપયોગી ગણાયછે. ઝુડવાંમાંથી ચીકણો પાળાસઉપર પડતો રેગ નીકળેછે તેને દેશી વૈદો ત્વચારોગ, ખુજલી વગેરેઉપર લગાવેછે. મિ. મુડ.

કડવો, ટાઢો, તુરો અને કફ, પિત્ત, વ્રણ, ચિતરી, દાહ, પાંડુ, અરશ તથા કમળાને મટાડનાર છે.

## પીપર.

**प्लक्षो जटी पर्करी च पर्कटी च स्त्रियामपि । प्लक्षः कषायः शिशिरो व्रणयोनिगदापहः ॥ दाहपित्तकफास्रघ्नः शोथहा रक्तपित्तहृत् ॥**

**નામ**—પ્લક્ષ, જટી પર્કરી અને પર્કટી એટલાં પીપરનાં સંસ્કૃત નામ છે છેલ્લાં બે નામ સ્ત્રીલિંગે પણ છે. હિં. પાક; બં. પાકુડ; ક. બસુરી.

**ગુણ**—પીપર તુરી છે, ટાઢી છે, અને વ્રણ, યોનિના રોગ, દાહ, પિત્ત, કફ, લોહીનો બીગાડ, સોજા તથા રક્તપિત્તને મટાડનાર છે.

## સરસડીઓ.

**शिरीषो भण्डिलो भण्डी भण्डीरश्च कपीतनः । शुकपुष्पः शुकतरुर्मृदुपुष्पः शुकप्रियः ॥ शिरीषो मधुरोऽनुष्णस्तिक्तश्च तुवरो लघुः । दोषशोथविसर्पघ्नः कासव्रणविषापहः ॥**

**નામ**—શિરીષ, ભંડીક, ભંડ, ભંડીર, કપીત, શુકપુષ્પ; શુકતરૂ, મૃદુપુષ્પઅને શુકપ્રિય એટલાં સરસડીયાનાં સંસ્કૃત નામ છે. હિં. સિરસ; બં. સિરિષ; મ. શિરસી; ફા. દરખ્તેજકરીઆ; અ. સુલતાનુલઅસજ્જાર; ક. શિરસુ; લા. A. amara.

**ગુણ**—સરસડીયો મધુર, ગરમ નથી, કડવો, તુરો, હલકો અને દોષ, સોજા, રતવા, ઊધરસ, વ્રણ તથા ઝેરને મટાડેછે.

## ક્ષીરવૃક્ષો અને પંચવલ્કલ.

**न्यग्रोधोदुम्बराश्वत्थपारीषप्लक्षपादपाः । पञ्चैते क्षीरिणो वृक्षास्तेषां त्वक् पञ्चवल्कलम् ॥**

केचित्तु पारीषस्थाने शिरीषं वेतसं वा वदन्तीति शेषः ।

**क्षीरवृक्षा हिमा वर्ण्या योनिरोगव्रणापहाः । रूक्षाः कषाया मेदोघ्ना विसर्पशयनाशनाः ॥ शोथपित्तकफास्रघ्नाः स्तन्या भग्नास्थियोजकाः । त्वक्पञ्चकं हिमं ग्राहि व्रणशोथविसर्पजित् ॥ तेषां पत्रं हिमं ग्राहि कफवातास्रनुल्लघु । विष्टम्भाध्मानजित् तिक्तं कषायं लघु लेखनम् ॥**

**લક્ષણ**—વડ, ઊંબરો, પીપળો, પારસપીપળો અને પીપર એ પાંચ વૃક્ષો ક્ષીરિવૃક્ષ ( છીરવાળાં વૃક્ષ ) કેહેવાય છે અને એ પાંચ વૃક્ષોની છાલ પંચવલ્કલ કેહેવાય છે. કેટલાએક કેહેછે કે પારસપીપળાને બદલે સરસડીયાને અથવા જાંબુને ક્ષીરવૃક્ષોમાં ગણવાં.

**ગુણ**—ક્ષીરવૃક્ષો ટાઢાં, વર્ણને સારો કરનારાં, યોનિના રોગને તથા વ્રણને મટાડનારાં, રૂક્ષ, તુરાં, મેદને તોડનારાં, રતવાની જાતના રોગોને ટાળનારાં, ધાવણ વધારનારાં, ભાંગેલા હાડને જોડી દેનારાં અને સોજા, પિત્ત, કફ, તથા લોહીના બીગાડને મટાડનારાં છે. પાંચેની છાલ ટાઢી, દસ્તને રોકનાર, અને વ્રણ, સોજા તથા રતવાને મટાડનાર, પાંચેનાં પાનડાં ટાઢાં, દસ્તને રોકનાર,

હલકાં કડવાં, તુરાં, મળને ઉખેડનાર અને કફ, વાયુ, લોહીનો બીગાડ, મલબંધ તથા આફરાને મટાડનાર છે.

મોટા ગજનાં ઝાડ.

शालस्तु सर्जकार्श्याश्वकर्णिकाः शस्यसंवरः । अश्वकर्णः कषायः स्याद्व्रणस्वेदकफक्रमीन् ॥ व्रध्नविद्रधिवाधिर्ययोनिकर्णगदान्हरेत् ॥

નામ–શાલ, સર્જ, કાર્શ્ય, અશ્વ કર્ણક અને સસ્યસવર એટલાં મોટાં ગજના ઝાડનાં સંસ્કૃત નામ છે.

ગુણ–એ ઝાડ કષાય છે અને ત્રણ, પસીનો, કફ, કૃમિ, બ્રધ્ન નામનો રોગ, અંદરનું ગુમડું, બેહેરાપણું, યોનિના રોગ તથા કાનના રોગને મટાડનાર છે.

સર્જ ( ગજની જાત. )

सर्जकोऽजकर्णः स्याच्छालो मरिचपत्रकः । अजकर्णः कटुस्तिक्तः कषायोष्णो व्यपोहति ॥ कफपाण्डुश्रुतिगदान् मेहकुष्ठविषव्रणान् ॥

નામ–સર્જક,અજકર્ણ,શાલ અને મરિચપત્રક એટલાં સર્જનાં સંસ્કૃત નામ છે.

ગુણ–સર્જ તીખો, કડવો, તુરો, ગરમ અને કફ, પાંડુરોગ, કાનના રોગ, પ્રમેહ,કોઢ, ઝેર, તથા વ્રણને મટાડનાર છે.

શરૂ.

शल्लकी गजभक्ष्या च सुवहा सुरभी रसा । महेरुणा कुन्दुरुकी वल्लकी च बहुस्रवा ॥ शल्लकी तुवरा शीता पित्तश्लेष्मातिसारजित् । रक्तपित्तव्रणहरी पुष्टिकृत्समुदीरिता ॥

નામ–શલ્લકી, ગજભક્ષ્યા, સુવહા, સુરભિ, રસા, મહેરૂણા, કુંદુરૂકી, વલ્લકી અને બહુસ્રવા એટલાં શરૂનાં સંસ્કૃત નામ છે.

ગુણ–શરૂ તુરૂં, ટાઢું, પુષ્ટિ કરનાર અને પિત્ત, કફ, અતિસાર, રક્તપિત્ત, તથા વ્રણને મટાડનાર છે.

શીશમ.

शिंशिपा पिच्छिला श्यामा कृष्णसारा च सा गुरुः । कपिला सैव मुनिभिर्भस्मगर्भेति कीर्तिता ॥ शिंशिपा कटुका तिक्ता कषाया शोफहारिणी । उष्णवीर्या हरेन्मेदःकुष्ठश्वित्रवमिकृमीन् ॥वस्तिरुग्व्रणदाहास्रबलासान् गर्भपातिनी ॥

નામ–શિંશિપા, પિચ્છિલા, શ્યામા, કૃષ્ણસારા અને સાગુરૂ એટલાં શીશમનાં સંસ્કૃત નામ છે. જે શીશમ પીંગળા વર્ણવાળી હોય તે ભસ્મગર્ભા કેહેવાય છે. હિં. સીસવ; મ. કાળાસિસવ; તૈ. ચેટ્ટ; ઈં. Black wood લા. Dalbergia latifolia.

ગુણ–શીશમ તીખી, કડવી, શોષને હરનારી, ઉષ્ણવીર્ય, ગર્ભને પાડનાર અને મેદ, કોઢ, ચીતરી, વમન, કૃમિ, મૂત્રાશયના રોગ, વ્રણ, દાહ, લોહીના બીગાડ તથા કફને મટાડનાર છે.

આસોંદરો.

ककुभोऽर्जुननामाख्यो नदीसर्जश्च कीर्तितः । इन्द्रद्रुर्वीरवृक्षश्च वीरश्च धवलः स्मृतः ॥ ककुभः शीतलो हृद्यः क्षतक्षयविषास्रजित् । मेदोमेहव्रणान् हन्ति तुवरः कफपित्तहृत् ॥

**નામ**—કકુભ, નદીસર્જ, ઇંદ્રદ્રુ, નીરવૃક્ષ, વીર અને ધવલ એટલાં આસોંદરાનાં સંસ્કૃત નામ છે. જે અર્જુન પાંડવનાં નામ છે તે સઘળાં આસોંદરાનાં પણ નામ છે. હિં. સિરહટા; મ. આપટા; ક. અરમર; લા. Bauhenia tomentosa.

**ગુણ**—આસોંદરો ટાઢો, મનને ગમે એવો, તુરો અને ક્ષત, ક્ષય, ઝેર, લોહીનો બીગાડ, મેદ, પ્રમેહ, વ્રણ, કફ તથા પિત્તને મટાડનાર છે.

### હીરાદખણ.

**वीजकः पीतसारश्च पीतशालक इत्यपि । वन्धूकपुष्पः प्रियकः सर्जकश्चासनः स्मृतः ॥ वीजकः कुष्ठवीसर्पश्वित्रमेहगुदक्रमीन् ॥ हन्ति श्लेष्मास्रपित्तं च त्वच्यः केश्यो रसायनः ॥**

**નામ**—બંધૂકપુષ્પ, પ્રિયક, સર્જક અને અસન એટલાં હીરાદખણનાં સંસ્કૃત નામ છે. હિં. બિજયસાર; ગુ. બીયો; મ. બીબલા; ફા. કમરકસ; ઈં. Indian kino tree; લા. Pterocarpus marsupium.

**ગુણ**—હીરાદખણ ચામડીને વાસ્તે સારો, કેશને સારા કરનાર, રસાયનરૂપ અને કોઢ, રતવા, ચીતરી, પ્રમેહ, ગુદાના રોગ, કૃમિ, કફ, લોહીનો બીગાડ તથા પિત્તને મટાડનાર છે.

### *ખેર.

**खदिरो रक्तसारश्च गायत्रीदन्तधावनः । कण्टकी बालपत्रश्च बहुशल्यश्च यज्ञियः ॥ खदिरः शीतलो दन्त्यः कण्डूकासारुचिप्रणुत् । तिक्तः कषायो मेदोघ्नः क्रमिमेहज्वरव्रणान् ॥ श्वित्रशोथामपित्तास्रपाण्डुकुष्ठकफान् हरेत् ॥**

* મદનપાલનિઘંટમાં લખે છે કેઃ—આ ઝાડના ઘેરા રગનાં લાકડાં અને કાચી શાંગોમાંથી ઉકાળીને સત્વ કાઢેછે તેને કાથો કહેછે. કરીઆતાને પાણીમાં ભીંજાવી તે પાણીમાં ૧૦–૧૨ ગ્રેન કાથો નાંખી મુદતને અંતરે આવતા તાવની બીમારીમાં આપવાથી ઘણી સારી અસર થાયછે. લોહીના બીગાડનેલીધે અવાળુમાંથી લોહી નીકળતું હોય ત્યારે કાથો અવાળુઉપર ઘસવાથી તેમજ ખવરાવવાથી ઘણો ફાયદો થાયછે.

ડા૦ એ. રોસના અનુભવ પ્રમાણે ઘણાં હઠીલાં નાસુર અને કોડ જેવા ચાઠાં ઉપર કાથાને બારીક વાટીને બીજા પદાર્થો સાથે મલમ સાથે મેળવીને ચોપડવાથી જલદીથી રૂઝ આવેછે.

ચરક પુસ્તકમાં ખેરની છાલને કુષ્ટનાશક (કોઢ મટાડનાર) વર્ણવેલછે અને સુશ્રુતમાં તેને મેદહર, કુષ્ઠનાશક અને મેદ શોષ ગણેલ છે. તે પુસ્તકોમાં કાથાને સ્તંભ ગણેલ છે, પાંદડાંનો ઉકાળો કરીને આપવાથી પીશાબસ્થાનનાં દરદ મટી જાયછે અને લોહી સાફ થાયછે. હિંદુ લોકો કાથાને ચેડો ગ્રાહી અને પાચક ગણેછે અને ગળાની અંદરનાં દરદ, મોઢાની ગરમી, ફુલેલાં અવાળુ, ઉધરસ, ઝાડો અને મરડાના મરજમા ઉપયોગી ગણેછે. જુનાં નાસુર, ગુમડાં અને ફોડાઉપર તેને વાટીને ચોપડે છે. કાથાને બીજી દવાઓ સાથે મેળવીને આપવા માટે સારંગધર, ચક્રદત્ત અને ભૈસજ્યરત્નાવળી પુસ્તકોમાં ઘણાં મીશ્રો વર્ણવેલાં છે.

મુસલમાની પુસ્તકોમાં પણ ઉપર કહેલા ગુણો કાથામાં રહેલા છે એમ માનવામાં આવેલું છે. ખેરનાં લાકડાંન

નામ—ખદિર, રક્તસાર, ગાયત્રી, દંતધાવન, કંટકી, બાલપત્ર, બહુશલ્ય અને યજ્ઞિય એટલાં ખેરનાં સંસ્કૃત નામ છે. હિં. ખદીર; મ. ખૈર; ક. કૅગીન ખૈર; લા. Acacia catechu.

ગુણ—ખેર ટાઢો, દાંતને હિતકારી, કડવો, તુરો અને ચળ, ઉધરસ, અરૂચી, મેદ, કૃમિ, પ્રમેહ, જ્વર, વ્રણ, ચીતરી, સોજા, આમપિત્ત, લોહીનો બીગાડ, પાંડુરોગ, કોઢ તથા કફને મટાડનાર છે.

## ખેર ધોળા સારવાળો.

खदिरः श्वेतसारोऽन्यः कदरः सोमवल्कलः । कदरो विशदो वर्ण्यो मुखरोगकफास्रजित् ॥

નામ—શ્વેતસાર, કદર અને સોમવલ્કલ એટલાં ધોળા સારવાળા ખેરનાં સંસ્કૃત નામ છે.

ગુણ—એ ખેર સ્વચ્છ, વર્ણને સારો કરનાર, અને મુખના રોગ, કફ, તથા લોહીના બીગાડને મટાડનાર છે.

## દુર્ગંધ ખેર.

इरिमेदो विट्खदिरः कालस्कन्धोऽरिमेदकः । इरिमेदः कषायोष्णो मुखदन्तगदास्रजित् ॥ हन्ति कण्डूविषश्लेष्मक्रिमिकुष्ठग्रहव्रणान् ॥

નામ—ઇરિમેદ, વિટ્ખદિર, કાલસ્કંધ, અને અરિમેદક એટલાં દુર્ગંધ ખેરનાં સંસ્કૃત નામ છે.

ગુણ—એ ખેર તુરો, ગરમ, અને મુખના રોગ, દાંતના રોગ, લોહીનો બીગાડ, ચળ, ઝેર, કફ, કૃમિ, કોઢ, ભૂતાદિક, તથા વ્રણને મટાડનાર છે.

## રગતરોહીડો.

रोहीतको रोहितको रोही दाडिमपुष्पकः । रोहीतकः प्लीहघाती रुच्यो रक्तप्रसादनः ॥

નામ—રોહીતક, રોહિતક, રોહી અને દાડિમપુષ્પક એટલાં રગતરોહીડાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—રગતરોહીડો રૂચિ ઉપજાવનાર, લોહીને સાફ કરનાર અને બરલના દરદને મટાડનાર છે.

## *બાવળ.

बब्बूलः किङ्किरातः स्यात् किङ्किराटः सपीतकः । स एव कथितस्तज्ज्ञैराभा पट्पदमोदिनी ॥ बब्बूलः कफनुद् ग्राही कुष्ठक्रिमिविषापहः ॥

જુના થડમાંથી નાના કટકા અને લાકડાના લાલ કટકા મળી આવેછે તેને ખેરસાલના નામથી ઓળખેછે. તેનો સ્વાદ મીઠો અને તુરાશઉપર હોયછે અને દેશી દવામાં તેને છાતીનાં દરદમાં ઘણો કીમતી ગણાયછે અને તેનાથી કફ જુદો પડેછે. કાથો અને હીરાબોળ એ બેના મીશ્રને કાથબોળ કહેછે અને તે સુવાવડ થયાબાદ સ્ત્રીઓને શક્તિ આપવા માટે તેમજ સ્તનમાં વધારે દૂધ ઉત્પન્ન થવા માટે આપેછે.

*રાજનિઘંટમાં લખેછેકે:—બાવળની શીંગોમાંથી કાળો રંગ નીકળેછે. ઔષધી તરીકે છાલનો રસ્ત્વ ચીકણો અને ગ્રાહી તરીકે વપરાયછે. ઝાડામાં આમ પડતી હોય ત્યારે પાંદડાં અપાયછે; શીંગો ઉ-

**નામ**—બબૂલ, કિંકિરાત, કિંકિરાટ, સપીતક, આભા અને પટ્પદ મોદિની એટલાં બાવળનાં સંસ્કૃત નામ છે. **હિં.** બબુર; **ક.** પુલઈ; **મ.** બાભૂલ; **ફા.** મુગીલાં; **ઈં.** Acaia tree **લા.** Acacia arabica

---

ઘરસના મરજમાં વપરાયછે ગુંદ પણ ઘણા ઉપયોગમા લઈ શકાય તેવો છે અને નાજુક ડાળીઓની છાલ ઘણી રેસાવાળી છે અને કાગળ બનાવવામાં વપરાઈ શકે તેવી છે

મખજન ઉલ આદવીયરનો કર્તા લખેછે કે આ ગુંદ જેને ફારસીમાં અગુઘીલાન અથવા મુઘીલાન કહેછે તે પીળાશપર પડતા સફેદ રંગનો, ચળકતો અને પાણીમા તમામ પીગળી જઈ સ્વચ્છ ચીકણુ મીશ્ર બનાવે તેવો હોવો જોઈએ.

**મુસલમાન વૈદ્યો** આ ગુંદનો દવા તરીકે ઉપયોગ કરેછે અને તેને છાતીના દરદ મટાડનાર, કૌવત આપનાર અને સુંવાળાશ આપનાર ગણેછે.

**ઇંગ્રેજી** દવામાં જે મત છે તેને મળતા આવતા નથી. બાવળના પરડીઆનો રસ કાઢીને તેનો સત્વ કાઢેછે તેને ફારસી અને અરબી ભાષામાં આકાકીઆ કહેછે. આ પદાર્થ ભારે કઠણ અને ખુશકારક વાસવાળો હોવો જોઇએ. તેનો નાનો કટકો અજવાળામાં જોઈએ તો જરા લીલાશ પડતા રંગનો દેખાવો જોઈએ મોટા જથામા હોય તો તેનો રંગ કાળો દેખાયછે. તે ચરો, આટી અને પાચક ગણાયછે આંખમાથી ઘણા ચીપડા અથવા પરૂ નીકળતું હોય ત્યારે તેને આંજવામા વાપરેછે તેને પાણીમા પીગાળીને ચેહેરાપર લગાવવાથી ચામડીનો રંગ સુધરે છે. તેને ઈંડાની સફેદી સાથે

**ગુણ**—બાવળ દસ્તને રોકનાર, અને કફ, કોઢ કૃમિ તથા ઝેરને મટાડનાર છે

## અરીઠા.

**अरिष्टकस्तु माङ्गल्यः कृष्णवर्णोऽर्थसाधनः । रक्तबीजः पीतफेनः फेनिलो गर्भपातनः ॥ अरिष्टकस्त्रिदोषघ्नो ग्रहभिद्गर्भपातनः ॥**

**નામ**—અરિષ્ટક, માંગલ્ય, કૃષ્ણવર્ણ, અર્થસાધન, રક્તબીજ, પીતફેન, ફેનિલ અને અર્થસાધન એટલાં અરીઠાનાં સંસ્કૃત નામ છે. **મ. હિં.** રિઠા, **ફા.** ફીંદકહિંદી; **અ.** બુદક; **તૈ.** કુંકુડુ, **ઈં.** Soapberri **લા.** Sapindus emargi

**ગુણ**—અરીઠા ત્રણે દોષને મટાડ-

---

મેળવીને દાઝેલી ચામડીઉપર ચોપડવાથી સારી અસર થાયછે તેનો ભુકો છાંટવાથી જખમ વાગવાથી કપાએલી નસોમાથી વહેતુ લોહી બંધ થાયછે

**ધન્વંતરી નિઘંટમાં લખેછેકે**—બાવળની છાલ ઘણી ગ્રાહી છે અને પાચનશક્તિ વધારવા માટે આપવામા આવેછે, તેમજ ઇંગ્રેજી દવામા ઓકની છાલને બદલે વપરાય છે. તેનો ઉકાળો જખમ ધોવામાં વાપરવાથી જલદીથી રૂઝ આવેછે બાવળના ગુંદમા લાલ જાતનો ગુંદ વધારે ગુણકારી જણાય છે તે ઉધરસ અને સધીવા જેવા દરદમા વપરાય છે અને પીશાબમા સાકર જેવો પદાર્થ જતો હોય ત્યારે ખવરાવાય છે. જે નાસુરોમાથી પીળા રંગનું પાણી વહેતું હોય તેમાટે કુમળાં પાંદડાંની પોટીસ ઘણી ફાયદામંદ ગણાયછે. શીંગો પણ ઉઘરસના મરજમા ઉપયોગી છે દેશીવૈદ્યો બાવળનો ગુંદતવ સાથે મેળવીને આપેછે.

નાર છે, ભૂતાદિકને ટાળનાર છે, અને ગર્ભને પાડી નાખનાર છે.

જીયા=પોતો.

पुत्रजीवो गर्भकरो यष्टिपुष्पोऽर्थसाधकः । पुत्रजीवो गुरुर्वृष्यो गर्भदः श्लेष्मवातहृत् ॥ सृष्टमूत्रमलो रुक्षो हिमः स्वादुः पटुः कटुः ॥

નામ–પુત્રજીવ, ગર્ભકર, યષ્ટિપુષ્પ અને અર્થસાધક એટલાં જીયાપોતાનાં સંસ્કૃત નામ છે.

ગુણ–જીયાપોતો ભારે, વીર્યને વધારનાર, ગર્ભ રાખનાર, વિષ્ટા તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર, રૂક્ષ, ટાઢો, મધુર, ખારો, તીખો, અને કફ તથા વાયુને મટાડે છે.

*ઇંગોરિયો.

इङ्गुदोऽङ्गारवृक्षश्च तिक्तकस्तापसद्रुमः । इङ्गुदः कुष्ठभूतादि ग्रहव्रणविषक्रमीन् ॥ हन्त्युष्णः श्वित्रशूलघ्नस्तिक्तकः कटुपाकवान् ॥

નામ–ઈંગુદ, અંગારવૃક્ષ, તિક્તક અને તાપસદ્રુમ એટલાં ઇંગોરીયાનાં સંસ્કૃત નામ છે. હિં. હિંગોટ; મ. હિંગણબેટ; અ. હિલેલજે; તૈ. ગરા; ઈં. Delil; લા. anites Roxburghii.

ગુણ–ઈંગોરીયો ગરમ, કડવો, પાકમાં તીખો અને કોઢ, ભૂતાદિક, વ્રણ, ઝેર, કૃમિ, ચીતરી તથા શૂલને મટાડેછે.

*સુશ્રુતમાં ઇંગોરીઆના ફળનો મગજ મેદહર, યોનીદોષહર અને ગુલ્મનાશક ગણેલછે.

ચરકમાં તેને કફશમન, વ્રણશોધન અને કુષ્ટપ્રશમન વર્ણવેલછે.

ઝિંગિની.

जिङ्गिनी झिङ्गिनी झिङ्गी सुनिर्यासा प्रमोदनी । जिङ्गिनी मधुरा सोष्णा कषाया योनिशोधिनी ॥ कटुका व्रणहृद्रोगवातातीसारहृत्पटुः ।

નામ–જિંગિની, ઝિંગિની, ઝિંગી, સુનિર્યાસા અને પ્રમોદિની એટલાં જિંગિનીનાં સંસ્કૃત નામ છે.

ગુણ–જિંગિની મધુર, ગરમ, તુરી, ખારી, યોનિને સાફ કરનાર, તીખી, અને છાતીનાં દરદ, વાયુ તથા અતિસારને હરનાર છે.

તમાલ.

तमालः शालवद्वेद्यो दाहविस्फोटहृत् पुनः ॥

ઉપર જે મોટા ગજના ઝાડના ગુણો કહ્યા તે તમાલના પણ ગુણો છે. વિશેષે કરી તમાલ દાહને તથા વિસ્ફોટકને મટાડનાર છે.

તૂણી.

तूणिस्तुन्नक आपीनस्तुणिकः कच्छकस्तथा । कुठेरकः कान्तलको नन्दिवृक्षश्च नन्दकः ॥ तूणिरुक्तः कटुः पाके कषायो मधुरो लघुः । तिक्तो ग्राही हिमो हृष्यो व्रणकुष्ठास्रपित्तजित् ॥

નામ–તૂણિ, તુન્નક, આપીન, તુણિક, કચ્છક, કુઠેરક, કાંતલક, નંદીવૃક્ષ

અને નંદક એટલાં તૂણી (એક જાતનો પીપળો) નાં સંસ્કૃત નામ છે.

ગુણ–તૂણી તીખો, પાકમાં તુરો, મધુર, હલકો, તીખો, દસ્તને રોકનાર, ટાઢો, વીર્યને વધારનાર અને વ્રણ, કોઠ, લોહીનો બીગાડ તથા પિત્તને મટાડનાર છે.

### ભોજપત્ર.

**भूर्जपत्रः स्मृतो भूर्जचर्मी बहुलवल्कलः । भूर्जो भूतग्रहश्लेष्मकर्णरुक्पित्तरक्तजित् ॥ कषायो राक्षसघ्नश्च मेदोविषहरः परः ॥**

**નામ**–ભૂર્જપત્ર, ભૂર્જચર્મી અને બહુલવલ્કલ એટલાં ભોજપત્રનાં સંસ્કૃત નામ છે. **હિં.** ભોજપત્ર; **મ.** ભૂજપત્ર; **ક.** ભૂર્જપત્ર; **ઇં.** Gacque montii, **લા.** Betula

ગુણ–એ ઝાડ તુરૂં છે, અને ભૂત, ઝોડ, કફ, કાનનાં દરદ, પિત્ત, લોહીનો બીગાડ, રાક્ષસ, મેદ તથા ઝેરને ટાળનાર છે.

### *ખાખરો.

**पलाशः किंशुकः पर्णो यज्ञियो रक्तपुष्पकः । क्षारः श्रेष्ठो वातहरो ब्रह्मवृक्षः समिद्वरः ॥ पलाशो दीपनो वृष्यः सरोष्णो व्रणगुल्मजित् । कषायः कटुकस्तिक्तः स्निग्धो गुदजरोगजित् ॥ भग्नसन्धानकृद्दोषग्रहण्यर्शःकृमीन् हरेत् । तत्पुष्पं स्वादु पाके तु कटु तिक्तं कषायकम् ॥ वातलं कफपित्तास्रकृच्छ्रजिद्**

* **ચક્રદત્ત** પુસ્તકમાં ખાખરાને ગ્રાહી તરીકે લગાડવા લખેલછે. અને વાપરવા-માટે બીજા ગ્રાહી પદાર્થો અને સીંધવ સાથે મેળવેછે. આ મીશ્ર આંખમાં ઝાંખ પડી હોય ત્યારે વપરાયછે.

મખજન ઉલ અદવીઆનો કર્ત્તા પલાસનાં પાંદડાંને ગ્રાહી, પૌષ્ટીક અને શહેવત વધારનાર વર્ણવેછે, અને કહેછે કે તેમને ગુમડાં, ખીલ, વિગેરે વીખેરી નાંખવા લગાડેછે; તેમજ પેટમાં વાયુનેલીધે આવતી ચુંક, જીવડા અને હરસના દરદમાં ખવરાવવા ભલામણ કરેછે. સફેદ જાતનાં ફુલ ગ્રાહી, પીશાબ વધારનાર અને કામ ઉત્પન્ન કરનાર ગણાયછે. અને પોટીસ તરીકે બાંધવાથી સોજા ઉતારે છે અને પીશાબ અને અડકાવ વધારે લાવેછે.

ડાક્ટર **એનસ્લી** કહેછે કે મદ્રાસ ઇલાકામાં તામીલ વૈદો પેટમાંના ગોળ તેમજ ચપટા જીવડા કાઢી નાંખવાને પીતપાપડાનો ભુકો આઢી રૂપીઆભારની માત્રામાં દીવસમાં બે વખત આપેછે.

**હોરટસ–મલબારીકસ** નામના પુસ્તકમાં લખે છે કે ખાખરાની છાલ સુંઠ સાથે મેળવીને સાપ કરડ્યો હોય તેને આપેછે.

ડાક્ટર શેરવુડ કહેછે કે બીજને સુરાખાર સાથે ઉકાળીને દેશી વઇદો પીશાબની થેલીમાં થયેલી પથરીને માટે આપે છે. હાલમાં આ ઝાડનો ગુંદ ઇંગ્રેજી દવામાં વપરાતા ગમકીનોને બદલે દેશી તેમજ ઇંગ્રેજી ડાક્ટરો વાપરેછે. પીતપાપડાને લીંબુના રસમાં વાટીને શરીરપર ચોપડવાથી ચામડી લાલ થાયછે; અને ખસ મટી જાયછે.

ડાક્ટર રોક્સબરો કહેછે કે ફુલનો રંગ ગરમીથી ઘાટો કરીને તેમાં જરા ફટકડી મેળવવાથી ફનગામાટે રેવચીના શીરકરતાં વધારે ચળકતો રંગ આપેછે. વળી

ग्राहि शीतलम् । तृड्दाहशमकं वातरक्तकुष्ठहरं परम् ॥ फलं लघूष्णं मेहार्शःक्रिमिवातकफापहम् । विपाके कटुकं रूक्षं कुष्ठगुल्मोदरप्रणुत् ॥

**નામ**—પલાશ, કિંશુક, પર્ણ, યજ્ઞિય, રક્તપુષ્પક. ક્ષારશ્રેષ્ઠ, વાતહર, બ્રહ્મવૃક્ષ અને સમિદ્વર એટલાં ખાખરાનાં સંસ્કૃત નામ છે. હિં.ઢાંક; મ. પલશ; ફા. બર્ગેપલા; ક. મુતલુ; તૈ. માતુકાચેટ્ટુ; ઇં. Downy branch Butea; લા. Butea frondoza.

ગુણ—ખાખરે અગ્નિને દીપ્ત કરનાર, વીર્યને વધારનાર, દસ્તને ખસેડનાર, ગરમ, તુરો, તીખો, કડવો, સ્નિગ્ધ, ભાંગાને સાંધનાર અને વ્રણ, ગોટો, ગુદના રોગ, દોષ, સંગ્રહણી, અરશ તથા કૃમિને મટાડનાર છે. ખાખરાનાં ફૂલ, (કેસુડાં) મધુર, પાકમાં તીખાં, કડવાં, તુરાં, વાયુ કરનાર, દસ્તને રોકનાર, થંડાં અને કફ, પિત્ત, લોહીનો બીગાડ, મૂત્રકૃચ્છ્ર, તરસ, દાહ તથા રક્તકોઢને મટાડનાર છે. ખાખરાનું ફલ (પીતપાપડો) હલકો, ગરમ, પાકમાં તીખો, રૂક્ષ અને પ્રમેહ, અરશ, કૃમિ, વાયુ, કફ, કોઢ, ગોટો તથા પેટનાં દરદને મટાડનાર છે.

## શેમળો.

शाल्मलिस्तु भवेन्मोचा पिच्छिला पूरणीति च । रक्तपुष्पा स्थिरायुश्च कण्टकाढ्या च तूलिनी ॥ शाल्मली शीतला स्वाद्वी रसे पाके रसायनी । श्लेष्मला पित्तवातास्रहारिणी रक्तपित्तजित् ॥

**નામ**—શાલ્મલિ, મોચા, પિચ્છિલા, પૂરણી, રક્તપુષ્પા, સ્થિરાયુ, કંટકાઢ્યા અને તૂલિની એટલાં શેમળાનાં સંસ્કૃત નામ છે. હિં. સેંવર; મ. સાંવરી; ક.

કહેછે કે સુકાં ફુલમાંથી કાઢેલો સત્વ તાજાં ફુલ જેવો સારો નીકળતો નથી. આ સત્વ ઘણા દીવસ રાખવાથી બગડતો નથી.

ચરક પુસ્તકમાં ફુલ તથા ગુણ ગ્રાહી, પુરીષસંગ્રહણ (મળ ઘટ કરનાર) શોણિત સ્થાપન (લોહીનો પ્રવાહ બંધ કરનાર) ગણેલછે.

સુશ્રુત પુસ્તકમાં તેમને રક્તપિત્તહર (લોહીમાંનું પીત્ત કાઢી નાંખનાર) તથા યોનીદોષહર (યોનીના રોગ મટાડનાર) ગણેલછે. ગુંદ એકથી બે રતીની માત્રામાં આપવાથી અતીસાર અને પીળા લોહીનો ઝાડો બંધ થાયછે. બીજ વાટીને ચોપડવાથી દાદર મટી જાયછે. પીશાબ મુશ્કેલીથી ઉતરતો હોય તેવે વખતે ફુલને પાણીમાં ઉકાળી શેક કરવાથી આરામ થાયછે. આ ઝાડની ઉપર લાખ પણ ઘણી વખતે મળી આવેછે. આ ઝાડના લાકડાના કોયલા બંદુકનો દારૂ બનાવવામાં ઘણા વપરાયછે. મૂળીઆંની છાલ કાઢી નાંખ્યા પછી તેમનાં ઘણાં મજબુત દોરડાં બનાવેછે. હોળી વીગેરેના તેહેવારમાં કેસુડાના ફુલનો રંગ ઘણો વપરાય છે.

ચરક પુસ્તકમાં પીતપાપડાને સંધાનીય (ગ્રાહી) પુરીષસંગ્રહણ (મળ ઘટ કરનાર) તથા વેદનાસ્થાપન (પીડા શમાવનાર) ગણેલછે. તથા સુશ્રુતમાં તેને યોનીદોષહર તથા શુક્રશુદ્ધિકર (વીર્યશુદ્ધિ કરનાર) ગણેલછે.

ચત્રલદમર; તૈ. રૂગચેટ્ટુ; ઈં. Silk cotton tree; લા. Bombax malabaricum.

ગુણ–શેમળો ટાઢો, મધુર, પાકમાં મધુર, રસાયનરૂપ, કફ કરનાર અને પિત્ત, વાયુ, લોહીનો બીગાડ તથા રક્તપિત્તને મટાડનાર છે.

## શેમળાનો ગુંદ.

**निर्यासः शाल्मलेः पिच्छा शाल्मलीवेष्टकोऽपि च । मोचास्रावो मोचरसो मोचनिर्यास इत्यपि ॥ मोचास्रावो हिमो ग्राही स्निग्धो वृष्यः कषायकः । प्रवाहिकातिसारामकफपित्तास्रदाहनुत् ॥**

નામ–શાલ્મલી નિર્યાસ, પિચ્છા, શાલ્મલી વેષ્ટક, મોચાસ્રાવ, મોચરસ અને મોચનિર્યાસ એટલાં શેમળાનાં ગુંદનાં સંસ્કૃત નામ છે.

ગુણ–એ ગુંદ ટાઢો, દસ્તને રોકનાર, સ્નિગ્ધ, વીર્યને વધારનાર, તુરો અને વધ્રોજતો ઝાડો, આમ, કફ, પિત્ત, લોહીનો બીગાડ તથા દાહને મટાડનાર છે.

કૂટશાલ્મલિ ( હલકી જાતનો શેમળો )

**कुत्सितः शाल्मलिः प्रोक्तो रोचनः कूटशाल्मलिः । कूटशाल्मलिकस्तिक्तः कटुकः कफवातनुत् ॥ भेदुष्णः प्लीहजठरयकृद्गुल्मविषापहः । भूतानाहविषन्यास्रमेदःशूलकफापहः ॥**

નામ–રોચન અને કૂટશાલ્મલિ એ હલકી જાતના શેમળાનાં સંસ્કૃત નામ છે.

ગુણ–એ શેમળો કડવો છે, તીખો છે, દસ્ત લગાડનાર છે, ગરમ છે અને કફ, વાયુ, બરલનું દરદ, પેટના રોગ, જમણા પડખાની ગાંઠનું દરદ, ગોળો, ઝેર, ભૂત, આફ્રો, ગળબંધ, લોહીનો બીગાડ, મેદ તથા શૂળને મટાડનાર છે.

## ધાવડો.

**धवो धटो नन्दितरुः स्थिरो गौरो धुरन्धरः । धवः शीतः प्रमेहार्शःपाण्डुपित्तकफापहः ॥ मधुरस्तुवरस्तस्य फलं च मधुरं मनाक् ॥**

નામ–ધવ, ધટ, નંદિતરૂ, સ્થિર, ગૌર, અને ધુરંધર એટલાં ધાવડાનાં સંસ્કૃત નામ છે. ( આનું લાકડું ઈમારતી છે ). હિં. ધાવા; લા. Anogissus latifolia

ગુણ–ધાવડો ટાઢો, મધુર, તુરો અને પ્રમેહ, અરશ, પાંડુ, પિત્ત તથા કફને મટાડનાર છે. ધાવડાનું ફલ જરાક મધુર હોયછે.

## ધ્રામણ.

**धन्वङ्गस्तु धनुर्वृक्षो गोत्रवृक्षः सुतेजनः । धन्वङ्गः कफपित्तास्रकासहृत्तुवरो लघुः ॥ बृंहणो बलकृद्रूक्षः सन्धिकृत् व्रणरोपणः ॥**

નામ–ધન્વંગ, ધનુર્વૃક્ષ, ગોત્રવૃક્ષ અને સુતેજન એટલાં ધ્રામણનાં સંસ્કૃત નામ છે. હિં. ધરૂપા; મ. ફાલસા; ફા. પાલસા; ક. બેટદાદાગલી; ઈં. Asiatic grewia. લા. Grewia Asiatica.

ગુણ—ધામણ તુરી, હલકી, પુષ્ટિ આપનાર, બલ દેનાર, રૂક્ષ, સાંધનાર, વ્રણને રૂઝાવનાર અને કફ, પિત્ત, લોહીનો બીગાડ તથા ઉધરસને મટાડનાર છે. ( આ ઝાડની લાકડીઓ થાયછે ).

### કેરડો.

करीरः क्रकरोऽपत्रो ग्रन्थिलो मरुभूरुहः । करीरः कटुकस्तिक्तः स्वेद्युष्णो भेदनः स्मृतः ॥ दुर्नाम कफवातामगरशोथव्रणप्रणुत् ॥

નામ—કરીર, ક્રકર, અપત્ર, ગ્રંથિલ, અને મરૂભૂરૂહ એટલાં કેરડાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—કેરડો તીખો, કડવો, પસીનો વાળનાર, ગરમ, દસ્ત લગાડનાર અને અરશ, કફ, વાયુ, આમ, ઝેર, સોજા તથા વ્રણને મટાડનાર છે.

### શાખોટ. ( હલકો શાગ )

शाखोटः पीतमुलको भूतावासः खरच्छदः । शाखोटो रक्तपित्तार्शोवातश्लेष्मातिसारजित् ॥

નામ—શાખોટ, પીતફલક, ભૂતાવાસ, અને ખરચ્છદ એટલાં શાખોટનાં સંસ્કૃત નામ છે.

ગુણ—શાખોટ રક્તપિત્ત, અરશ, વાયુ, કફ, તથા અતિસારને મટાડનાર છે.

### વાયવરણો.

वरुणो वरणः सेतुस्तिक्तशाकः कुमारकः । वरणः पित्तलो भेदी श्लेष्मकृच्छ्राश्ममारुतान् ॥ निहन्ति गुल्मवातास्रकृमींश्चोष्णोऽग्निदीपनः । कषायो मधुरस्तिक्तः कटुको रूक्षको लघुः ॥

નામ—વરૂણ, વરણ, સેતુ, તિક્તશાક અને કુમારક એટલાં વાયવરણાનાં સંસ્કૃત નામ છે. હિં. બરણા; મ. વાટવરણા; ક. મદવસલ; લા. C. Religiosa

ગુણ—વાયવરણો પિત્ત કરનાર, દસ્ત લગાડનાર, તુરો, મધુર, કડવો, તીખો, રૂક્ષ, હલકો, ગરમ, અગ્નિને દીપ્ત કરનાર અને કફ, મૂત્રકૃચ્છ્ર, પથરી, વાયુ, ગોળો, લોહીનો બીગાડ તથા કૃમિને મટાડનાર છે.

### કટભી.

कटभी स्वादुपुष्पश्च मधुरेणुः कटम्भरः । कटभी तु प्रमेहार्शो नाडीव्रणविषकृमीन् ॥ हन्त्युष्णा कफकुष्ठघ्नी कटू रूक्षा च कीर्तिता । तत्फलं तुवरं ज्ञेयं विशेषात्कफशुक्रहृत् ॥

નામ—કટભી, સ્વાદુપુષ્પ, મધુરેણુ અને કટંભર એટલાં એક જાતના ટીંબરૂનાં સંસ્કૃત નામ છે.

ગુણ—એ ટીંબરૂ ગરમ, તીખું, રૂક્ષ અને પ્રમેહ, અરશ, નાડીવ્રણ, ઝેર, કૃમિ, કફ તથા કોઢને મટાડનાર છે. એ ટીંબરૂનું ફળ તુરૂ અને વિશેષે કરી કફ તથા વીર્યને હરનાર છે.

### જ્વરીયો ખાખરો.

मोक्षस्तु मोक्षकोऽपि स्याद्गोलीढो गोलिहस्तथा । क्षारश्रेष्ठः क्षारवृक्षो द्विविधः श्वेतकृष्णकः ॥ मोक्षकः कटुरू-

स्तिक्तो ग्राहुणः कफवातहृत् । विषमेदो गुल्मकण्डू वस्तिरुक्कृमिशुक्रनुत् ॥

નામ—મોક્ષ, મોક્ષક, ગોલીટ, ગોલિહ, ક્ષારશ્રેષ્ઠ અને ક્ષારવૃક્ષ એટલાં જધરીયા ખાખરાનાં નામ છે.

જધરીયો ખાખરો ધોળો અને કાળો એમ બે પ્રકારનો થાયછે.

ગુણ—જધરીયો ખાખરો તીખો, કડવો, દસ્તને રોકનાર, ગરમ અને કફ, વાયુ, ઝેર, મેદ, ગોટો, ચળ, મૂત્રાશયનું દરદ, કૃમિ અને વીર્યનો નાશ કરનાર છે.

## જલસરસડીઓ.

शिरीपिका टिण्टिणिका दुर्वलाम्बुशिरीपिका । त्रिदोपविषकुष्ठार्शो हरी वारिशिरीपिका ॥

નામ—શિરીષિકા, ટિંટિણિકા, દુર્બલા અને અંબુશિરીષિકા એટલાં જલસરસડીયાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—એ સરસડીયો ત્રણે દોષ, ઝેર, કોઢ તથા અરશને મટાડનાર છે.

## ખીજડી.

शमी सक्तुफला तुङ्गा केशहन्त्रफला शिवा । मङ्गल्या च तथा लक्ष्मी शमीरः सात्पिका स्मृता ॥ शमी तिक्ता कटुः शीता कषाया रेचनी लघुः । कफकासभ्रमश्वासकुष्ठार्शःकृमिजित्स्मृता ॥

નામ—શમી, સકતુફલા, તુંગા, કેશહંતૃફલા, શિવા, મંગલ્યા અને લક્ષ્મી એટલાં ખીજડીનાં સંસ્કૃત નામ છે. નાહાની ખીજડી શમીર કહેવાયછે. હિં. સમી; મ. થોરસમી; ક. બની; તૈ. સમી; ઇં. Shung tree; લા. Prosopis shicigera.

ગુણ—ખીજડી કડવી, તીખી, ટાઢી, તુરી, રેચક, હલકી અને કફ, ઉધરસ, ભ્રમ, શ્વાસ, કોઢ, અરશ તથા કૃમિને મટાડનાર છે.

## *સાતિવન.

सप्तपर्णो विशालत्वक् शारदो विषमच्छदः । सप्तपर्णो व्रणश्लेष्मवातकुष्ठासृजन्तुजित् ॥ दीपनः श्वासगुल्मघ्नः स्निग्धोष्णस्तुवरः सरः ॥

નામ—સપ્તપર્ણ, વિશાલત્વક, શારદ

---

*સુશ્રુત પુસ્તકમાં સરદીના તાવ માટે નીચે મુજબ ઇલાજ વર્ણવેલો છેઃ-સાતવીણની છાલ, ગળો, લીમડાની અંતરછાલ અને ભોજપત્રની છાલ સરખે ભાગે એટલે બે બે તોલા લઈને એકઠી ઉકાળવી અને તે પાણી પીવામાં વાપરવું. ત્વચારોગમાટે ઘણાં મીશ્રોમાં આ છાલ વપરાયછે. આ ઝાડ માટે દેશી લોકોમાં એવો વેહેમ છે કે જંગલનાં તમામ ઝાડ વરસમાં એક વખતે તેને માન આપવા અને મળવા આવેછે. ઈ. સ. ૧૬૭૮ માં મી. રીડ અને ઈ. સ. ૧૭૪૧ માં રમ્પીઅસે આ ઝાડનું ચિત્ર જાહેરમાં આણી દેશી લોકો તેને ઔષધી તરીકે વાપરેછે એમ બતાવી આપ્યું હતું. ત્યારબાદ ઈ. સ. ૧૮૩૯ માં મી. નીમીએ તેના પાચનશક્તિ વધારવા અને તાવનાશક ગુણો પ્રસિદ્ધીમાં આણ્યા હતા. ડા. ગીબ્સને ઈ. સ. ૧૮૫૩ માં તેના ગુણોનું વર્ણન ફારમેક્યુટીકલ જનરલમાં છપાવ્યું હતું. ઇંગ્રેજી ઔષધીમાં તેને આલ્ટી, પાચનશક્તિ વધારનાર, પેટમાંના જીવડા કાઢી નાંખનાર અને તાવ મટાડનાર ગણેલછે.

અને વિષમચ્છદ એટલાં સાત્વિનનાં નામ છે.

૬ ગુણ—સાત્વિન અગ્નિને દીપ્ત કરનાર, સ્નિગ્ધ, ગરમ, તુરો, મળને ખસેડનાર અને વ્રણ, કફ, વાયુ, કોઢ, લોહીનો બીગાડ તથા જીવડાને મટાડનાર છે.

## તિનિશ.

तिनिशः स्यन्दनो नेमी रथद्रुर्वञ्जु-

---

**મનીલાના એક રૂપ નામના વૈદે તેની** છાલમાંથી ડીએટીન નામનો સ્ફાટીક નહીં બંધાય તેવો સત્વ શોધી કાઢયો.

અમેરીકાના ફારમેકયુટીકલ એસોશિએશના ઈ. સ. ૧૮૭૭ ના રીપોર્ટમાં લખેછે કે આ ઝાડ લ્યુઝોનના ટાપુમાં જંગલી ઉગેછે અને ત્યાંના વતની લોકો તેને ડીટા નામથી ઓળખેછે. તે પ્રદેશમાં તેને પાચનશક્તિ વધારનાર અને તાવ મટાડનાર ગણેછે. વારંવાર આવતા તેમજ મુદ્દતને અંતરે અને ભેજવાળી હવામાં ઉત્પન્ન થતા તાવમાં અસલના વખતથી આ ઔષધી વાપરેછે અને તેનાં પરીણામ ઘણાંજ સંતાષકારક આવેલાં છે. આ રીપોર્ટઉપરથી મોટા વિદ્વાન ઇંગ્રેજી તબીબોનું ધ્યાન આ ઝાડતરફ ખેંચાયું અને હાલમાં ઉપર કહેલો સત્વ ઉંચામાં ઉંચા ક્વીનાઈનની બરાબરી કરે તેવો ગણાયછે અને જથાબંધ મંગાવાય છે. ક્વીનાઈન અને ડીએટીન સત્વ બન્ને સરખી માત્રામાં આપવાથી એકસરખું પરીણામ લાવેછે, અને વળી તેનાથી બીજો વધારે ફાયદો એ થાયછે કે ક્વીનાઈન ઘણું આપવાથી બેહેરાશ ઉત્પન્ન થાયછે, ઉંઘ આવતી નથી, વિગેરે પરીણામ આ પદાર્થથી ન આવતાં તેની અંદર ઝડપથી, ખાત્રીથી અને ફરી નીકળી નહીં જાય તેવી થાયછે. નાનાં બચ્ચાંને માટે આ સત્વની માત્રા અરધો ડ્રામ અને મોટાનેમાટે ૧ ડ્રામ આખા દીવસને માટે છે. આ માત્રા આપતી વખતે અવશ્ય કરીને વય, જાત, પ્રકૃતિ વિગેરેઉપર ધ્યાન આપવું. ગોટીના આકારમાં પણ આ પદાર્થ વાપરવાથી ફાયદાકારક અસર થાયછે, અને તે બનાવવામાટે સાતવીણની છાલ અને ક્રોનેક્લોર અથવા લોટ એ બન્ને દરેક ના શેર ગરમ પાણીમાં મેળવીને લાહી જેવું કરવું અને કપડાપર પાથરીને બગલમાં હાથનાં કાંડાં અને ઘુંટીઉપર લગાડીને સારી પેઠે સુકાયા પછી બદલતા રહેવું. આ પ્રમાણે અસર થાય ત્યાંસુધી કર્યા કરવું. લશ્કરી ઈસ્પીતાલોમાં ડીટેઈન ક્વીનાઈનને બદલે વપરાયછે. લાંબા વખતના ઝાડા અને મરડાની બીમારીમાં પણ આ છાલ સારી અસર કરેછે અને તાવ આવ્યા પછી પેટની ઓછી થએલી પાચનશક્તિ સુધારેછે.

ચરક પુસ્તકમાં રસ, બીજ અને છાલને વાતપિત્તપ્રશમન (વાયુ અને પિત્તનો નાશ કરનાર) કુષ્ઠહર (કોઢ અને ત્વચારોગ મટાડનાર) ઉદર્દપ્રશમન (રક્તપીત્ત બંધ કરનાર) અને શીતનિવારણ (ટાઢ મટાડનાર) વર્ણવેલછે.

સુશ્રુત પુસ્તકમાં તેમને કફવાતપ્રશન (કફ અને વાયુ બેસાડનાર) અરૂચિહર (અરૂચિનો નાશ કરનાર) ગુલ્મશૂલનાશક (ગોળા અને શુળ મટાડનાર) આમપાચક (આમ બેસાડનાર) અને ઉદર્દવાતપ્રશમન (રક્તપિત્તઅને વાયુ બેસાડનાર) વર્ણવેલ છે. છાલ જરા સુગંધિ, ગરમ, તુરી અને કડવી હોયછે અને પેટમાં ખાવા આપવાથી જરા જુલાબ લાગેછે, ભુખ લાગેછે, તાવ મટી જાયછે અને સોજો અને શુળ મટી જાય છે. ઉપર લખેલા ડીટેઈન સત્વશીવાય છાલમાંથી ઈકાયટીમીન અને ઈકાટીનીન નામનાં બે બીજાં સત્વ નીકળેછે.

लस्तथा । तिनिशः श्लेष्मपित्तास्रमेदःकुष्ठमेहजित् ॥ तुवरः श्वित्रदाहघ्नो व्रणपाण्डुकृमिप्रणुत् ॥

નામ–તિનિશ, સ્યંદન, નેમિ, રથદ્રુ અને વંજુલ, એટલાં તિનિશનાં નામ છે.

ગુણ–તિનિશ તુરો છે, અને કફ, પિત્ત, લોહીનો બીગાડ, મેદ, કોઢ, પ્રમેહ, ચીતરી, દાહ, વ્રણ, પાંડુ અને કૃમીને મટાડનાર છે.

### સાગ.

भूमीसहो द्वारदारुर्नरिदारुः खरच्छदः । भूमीसहस्तु शिशिरो रक्तपित्तप्रसादनः ॥

નામ–ભૂમીસહ, દ્વારદારૂ, વરદારૂ, અને ખરચ્છદ એટલાં સાગનાં સંસ્કૃત નામ છે. હિ. સાગવન; ફા. ફીલગોસ; ક. નૈગુ; ઈં. Indian teak tree લા. Tectona Grandis

ગુણ–સાગ ટાઢો છે અને રક્તપિત્તને સાફ કરનાર છે.

इति श्रीभावप्रकाशे वटादिवर्गः ।

---

## અથ આમ્રાદિ ફલવર્ગઃ

### *આંબો.

आम्रः प्रोक्तो रसालश्च सहकारोऽतिसौरभः । कामाङ्गो मधुदूतश्च माकन्दः पिकवल्लभः ॥ आम्रपुष्पमतीसारकफपित्तप्रमेहनुत् । असृग्दुष्टिहरं शीतं र

---

*હિંદુ અને મુસલમાની વૈદક ગ્રંથોમાં કાચી તેમજ પાકી કેરીના ગુણવિષે ઘણા લંબાણથી લખાયલું છે ટુંકમાં કહીયે તો તેઓ પાકા ફળને જોર આપનાર, ચરબી વધારનાર, ખુશકારક અને જરા ઝાડો ખુલાસે લાવનાર, અને પીશાબ વધારે લાવનાર ગણેછે, પણ તેની છાલ અ[ને] કાચા ફળના રેસા ગ્રાહી અને ખાટા ગ[ણા]ણાયછે. કાચા ફળનું અથાણું કર્યા બાદ પેટને શાંત પમાડનાર અને ભૂખ પ્રદીપ્ત કરતા ગણેલ છે. કાચી કેરી તે છોલીને ગોઠલી કાઢી સુકાવેછે તેને આંમચુર અથવા આમ્બોરી કહેછે, અને તે ખાવામાં ઘણાં વપરાયછે. તેમનામાં જે ખટાસ રહેલી છે તે સાઈટીકએસીડના લીધે છે, અને તે કીમતી લોહી સુધારનાર ગણાય છે. હિંદુસ્તાનમાં તેને આમખુશ્કના નામથી ઓળખેછે. ફુલ, ગોઠલી, અને છાલ થડાં અને ગ્રાહી ગણાય છે, અને ઝાડા વિગેરે દરદમાં વપરાયછે. પાંદડાંને બાળીને તેનો ધુમાડો ગળામાં લેવાથી ગળાની અદરના કેટલાંક દરદને ફાયદો આપેછે.

**મખજન ઉલ અદવીયાનો** કર્તા કહેછે કે હિંદુ લોકો કાચા ફળનો ગરબ સેકીને ખાંડ સાથે મેળવી રાખી મુકેછે અને તે મરકી અથવા કોલેરાના દરદમાં ખાયછે તેમજ શરીરે ચોપડેછે. વળી એમ પણ કહેલું છે કે, પાંદડાંની નસો બાળીને આંખનાં પોપચામાં થયેલા ખીલ કહાડી નાંખવામાં વપરાયછે. ગોઠલીને વાટીને વીશથી ત્રીશ ગ્રેઈનની માત્રામાં આપવાથી પેટના જીવડા નીકળી જાયછે; તેમજ હુંઝતા હરસ મટી જાયછે. ફળ પાકેછે તે વખતે તેમાંથી એક જાતનો ચીકણો પદાર્થ નીકળેછે જેની વાસ ટરપેનટાઈન તેલના જેવી હોયછે. છાલમાંથી ગુંદ નીકળેછે તે થડા પાણીમાં પીગળી જાયછે.

**ડાક્તર એનસ્લી** કહેછે કે ઉપરના જ પદાર્થો લીંબુનો રસ અથવા તેલ સાથે

चिकृद्‌ ग्राहि वातलम्‌ ॥ आम्रं वालं कपायाम्लं रुच्यं मारुतपित्तकृत्‌ । तरुणं तु तदत्यम्लं रूक्षं दोपत्रयास्रकृत्‌ ॥ आम्रमामं त्वचाहीनमातपेऽति विशोपितम्‌ । अम्लं स्वादु कपायं स्याद्भेदनं कफवातजित्‌ ॥ पक्कं तु मधुरं वृष्यं स्निग्धं वलसुखप्रदम्‌ । गुरुवातरं हृद्यं वर्ण्यं शीतमपित्तलम्‌ ॥ कपायानुरसं वह्निश्लेष्मशुक्रविवर्धनम्‌ । तदेव वृक्षसंपक्कं गुरुवातहरं परम्‌ ॥ मधुराम्लरसं किंचिद्भवेत्पित्तप्रकोपनम्‌ । आम्रं कृत्रिमपक्कं च तद्भवेत्पित्तनाशनम्‌ ॥ रसस्याम्लस्य हानेस्तु माधुर्याच्च विशेपतः । चूपितं तत्परं रुच्यं वल्यं वीर्यकरं लघु ॥ शीतलं शीघ्रपाकि स्याद्वातपित्तहरं सरम्‌ । तद्रसो गालितो वल्यो वातपित्तहरः सरः ॥ अहृद्यस्तर्पणोऽतीव बृंहणः कफवर्धनः । तस्य खण्डं गुरु परं रोचनं चिरपाकि च ॥ मधुरं बृंहणं वल्यं शीतलं वातनाशनम्‌ । वात्तपित्तहरं रुच्यं बृंहणं वलवर्धनम्‌ ॥ वृष्यं वर्णकरं स्वादु दुग्धाम्रं गुरु शीतलम्‌ । मंदानलत्वं विपमज्वरं च रक्तामयं वद्धगुदोदरं च ॥ आम्रातियोगो नयनामयं वा करोति तस्मादति तानि नाद्यात्‌ । एतदम्लाम्रविपयं मधुराम्लपरं ननु । मधुरस्य परं नेत्रहितत्वाद्या गुणा यतः ॥ शुण्ठ्यम्भसोऽनुपानं स्यादाम्राणामतिभक्षणे । जीरकं वा पयोत्तव्यं सह सौवर्चलेन च ॥

મેળવીને ખરજ અને બીજા ત્વચારોગમાં વપરાય છે પાકી કેરીના રસને સુકાવી તેને પાતળી રોટલી માફક બનાવેછે; તેને આંમરસ, આમોત અથવા આંબાપોળી કહેછે અને તે સ્વાદીષ્ટ ચીજ તરીકે તેમજ લોહી સુધારવામાટે ખવાયછે. આંબાની છાલને પાણીમાં ભીંજાવી રાખીને પાણી અડકાવમાં જતી ધાત બંધ કરવાને વપરાય છે. કાચા ફળ ઉપરથી નીકળતો ચીકણો પદાર્થ ઇંડાની સફેદી તથા જરા અફીણ સાથે મેળવીને મલબાર કીનારાતરફ ઝાડો અને મરડાના દરદમાં અકસીર ઈલાજ તરીકે વાપરેછે.

હિંદુસ્તાનના સઘળાં ફળોમાં સ્વાદિષ્ટફળ કેરી છે. અને જયારે કાચી હોય તો અથાણું, મુરબ્બો, વિગેરે કરવામાં વપરાયછે ગોઠલીમાં પણ ઘણા પોષ્ટીક પદાર્થો રહેલાછે, પણ તે હમેશાં ઉપયોગમાં લેવાતા નથી. દુકાળના વખતમાં ગરીબ લોકોએ તેને ઉકાળી તે ઉપર પોતાનો નિર્વાહ કર્યો હતો. ફળના માવામાં ખાંડ, ગુંદ અને સાઇટ્રીક એસીડ એ ત્રણ પદાર્થો રહેલા છે અને બીજમાંથી ગોલીક એસીડ નીકળેછે. આ લાકડું સુખડની સાથે મુડદાં બાળવામાં પવિત્ર ગણાયછે. પાંદડાંની દાંડીઓ બાળીને રસ કહાડી નાંખવામાં વપરાયછે.

નામ—આમ્ર, રસાલ, સહકાર, અતિ સૌરભ, કામાંગ, મધુદૂત, માકંદ અને પિકવલ્લભ એટલાં આંબાનાં સંસ્કૃત નામ છે. હિં. આંબ; મ. અંબજ; ક. માવીનફલ; તૈ. મામીડીચેટુ; ઇં. Mango,લા. Mangifera Indica.

ગુણ—આંબાનું ફૂલ ( મોર ) ટાઢું, રૂચી ઉપજાવનાર, દસ્ત રોકનાર, લોહીના બીગાડને મટાડનાર, વાયુ કરનાર અને કફ, પિત્ત તથા પ્રમેહને મટાડનાર છે. આંબાની નાહાની ખાખટી તુરી, ખાટી, રૂચિ ઉપજાવનાર

અને વાયુ તથા પિત્તને કરનાર છે. જુવાન એટલે મોટી થએલી કાચી કેરી બહુ ખાટી, રૂક્ષ અને ત્રણે દોષ તથા લોહીના બીગાડને કરનાર છે. કાચી કેરીને તેની છાલ છોલી નાંખી તડકામાં બહુજ સુકાવેલ હોય તો તે સુકવણી ખાટી, મધુર, તુરી, દસ્ત લગાડનાર અને કફ તથા વાયુને મટાડનાર છે. પાકી કેરી મધુર, વીર્યને વધારનાર, સ્નિગ્ધ, બલ તથા સુખને આપનાર, ભારે, વાયુને હરનાર, મનને ગમે એવી, વર્ણને સારો કરનાર, ટાઢી, ગરમી કરનાર નથી, છેડે જતાં તુરી, અને અગ્નિ, કફ, તથા વીર્યને વધારનાર છે. કેરી ઝાડમાંજ પાકેલ હોય તો તે ભારે, વાયુને બહુજ હરનાર, ખટ મધુરી અને પિત્તનો કાંઈક પ્રકોપ કરનાર છે. કેરીને ઝાડમાંથી ઉતાર્યા પછી ક્રિયાથી પકાવી હોય તો તેમાંથી ખાટો રસ જતો રહેછે અને મધુરસ વિશેષ થાયછે તેથી તે કેરી પિત્તનો નાશ કરેછે. કેરી ચૂસવામાં આવે તો તે બહુ રૂચિકારક, બળ આપનાર, વિર્યને વધારનાર, હલકી, ટાઢી, તુરત પચનાર, વાયુ તથા પિત્તને હરનાર, અને મળને ખસેડનાર છે. આંબાનો ગાળેલો રસ બળ આપનાર, ભારે, વાયુને હરનાર, મળને ખસેડનાર, મનને બહુ ગમતો નથી, તૃપ્તિ આપનાર, પુષ્ટિ કરનાર અને કફને વધારનાર છે. કેરીની ચીર બહુ ભારે, રૂચિ ઉપજાવનાર, ધણી વારે પચનાર, મધુર, પુષ્ટિ કરનાર, બળ આપનાર, ટાઢી, અને વાયુનો નાશ કરનાર છે. દુધની સાથે કેરી ખાવામાં આવે તો તે વીર્યને વધારે, વર્ણને સારો કરે, વાયુ તથા પિત્તને હરે, રૂચિ ઉપજાવે, પુષ્ટિ આપે, અને બળને વધારે છે. વળી મધુર, ભારે અને શીતળ છે. બહુ કેરીયો ખાવાથી અગ્નિ મંદ થાય, વિષમજ્વર ઉત્પન્ન થાય, લોહીનું દરદ થાય, મલબદ્ધ થાય, પેટમાં રોગ થાય અને નેત્રના રોગ પણ થાય છે; માટે બહુ કેરીયો ખાવી નહીં. આ જે ખાવાની મનાઇ છે તે ખાટી કેરીને વાસ્તે છે, મીઠી કેરીને વાસ્તે નથી. કારણ કે મીઠી કેરીમાં તો નેત્રને હિતકારકપણા વગેરે ઘણા ગુણો રહ્યા છે. કેરીયો ઘણી ખાવી હોય તો સુંઠના પાણીના અનુપાનથી ખાવી અથવા સંચળસહિત જીરાનો ઉપયોગ કરવો.

## આમ્રાવર્ત.

पक्वस्य सहकारस्य पटे विस्तारितो रसः । घर्मशुष्को मुहुर्दत्त आम्रावर्त इति स्मृतः ॥

अम्बट इति लोके ।

आम्रावर्तस्तृपाच्छर्दिवातपित्तहरः सरः । रुच्यः सूर्यांशुभिः पाकाल्लघुश्च रा हि कीर्तितः ॥

લક્ષણ—પાકી કેરીનો રસ લુગડાપર વિસ્તારી નાંખવો અને તે તડકાથી સુકાઈ ગયા પછી વળી તેની ઉપર બીજો રસ નાંખવો. એવી રીતે વારંવાર નાખીને

જે તેનાં પતરાં કરવામાં આવે તે આમ્રાવર્ત્ત કેહેવાય છે.

ગુણ—આમ્રાવર્ત્ત રૂચી ઉપજાવનાર, મળને ખસેડનાર, સૂર્યની કિરણોથી પાકેલો હોવાનેલીધે હલકો અને તરશ, ઉલટી, વાયુ તથા પિત્તને મટાડે છે.

આંબાની ગોઠલી.

आम्रबीजं कषायं स्याच्छर्द्यतीसारनाशनम् । ईषदम्लं च मधुरं तथा हृदयदाहनुत् ॥

આંબાની ગોઠલી તુરી, કાંઈક ખાટી, મધુર અને ઉલટી, અતિસાર તથા હૃદયના દાહને મટાડનાર છે.

આંબાનો નવપલ્લવ.

आम्रस्य पल्लवं रुच्यं कफपित्तविनाशनम् ॥

આંબાનું નવું પલ્લવ રૂચિ ઉપજાવનાર છે અને કફ તથા પિત્તનો નાશ કરનાર છે.

જંગલી આંબો.

आम्रातकः पीतनश्च मर्कटाम्रः कपीतनः । आम्रातमम्लं वातघ्नं गुरूष्णं रुचिकृत्सरम् ॥ पक्वं तु तुवरं स्वादु रसे पाके हिमं स्मृतम् । तर्पणं श्लेष्मलं स्निग्धं वृष्यं विष्टम्भि बृंहणम् ॥ गुरु बल्यं मरुत्पित्तक्षतदाहक्षयास्रजित् ॥

નામ—આમ્રાતક, પીતન, મર્કટામ્ર અને કપીતન એટલાં જંગલી આંબાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—જંગલી આંબાનું ફલ ખાટું, વાયુને હરનાર, ભારે, ગરમ, રૂચિ ઉપજાવનાર અને મળને ખસેડનાર છે. એ આંબાનું પાકું ફલ મધુર, તુરૂં, પાકમાં પણ એવુંજ, ટાઢું, તૃપ્તિ આપનાર, કફ કરનાર, સ્નિગ્ધ, વીર્યને વધારનાર, ઝાડાને રોકનાર, પુષ્ટિ આપનાર, ભારે, બળ આપનાર અને વાયુ, પિત્ત, ક્ષત, દાહ, ક્ષય તથા લોહીના બીગાડને મટાડનાર છે.

હાફુસ આંબો.

राजाम्रष्टङ्क आम्रातः कामाङ्गो राजपुत्रकः । राजाम्रं तुवरं स्वादु विशदं शीतलं गुरु ॥ ग्राहि रूक्षं विबन्धाध्मवातकृत्कफपित्तनुत् ॥

નામ—રાજામ્ર, ટંક, આંમ્રાત, કામાંગ, અને રાજપુત્રક એટલાં હાફુસ આંબાનાં સંસ્કૃત નામ છે. હાફુસ આંબાનું ફલ મધુર, તુરૂં, સ્વચ્છ, ટાઢું, ભારે, દસ્તને રોકનાર, રૂક્ષ, મળબંધ, આફરો તથા વાયુને કરનાર છે અને કફ તથા પિત્તને મટાડનાર છે.

હલકી જાતનો આંબો.

कोशाम्र उक्तः क्षुद्राम्रः कृमिवृक्षः सुकोशकः । कोशाम्रः कुष्ठशोथास्रपित्तव्रणकफापहः ॥ तत्फलं ग्राहि वातघ्नमम्लोष्णं गुरु पित्तलम् । पक्वं तु दीपनं रुच्यं लघूष्णं कफवातनुत् ॥

નામ—કોશામ્ર, ક્ષુદ્રામ્ર, કૃમિવૃક્ષ અને સુકોશક એટલાં હલકી જાતના આંબાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—એ આંબાનું ફલ દસ્તને રોકનાર, વાયુને હણનાર, ખાટું, ગરમ,

ભારે અને પિત્ત કરનાર છે. એ આંબાનું પાકું ફલ અગ્નિને દીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર, હલકું, ગરમ અને કફ તથા વાયુને મટાડનાર છે.

### ફ્નસ.

पनसः कण्टकिफलः पणसोऽतिबृहत्फलः । पनसं शीतलं पक्वं स्निग्धं पित्तानिलापहम् ॥ तर्पणं बृंहणं स्वादु मांसलं श्लेष्मलं भृशम् । बल्यं शुक्रप्रदं हन्ति रक्तपित्तक्षतव्रणान् ॥ आमं तदेव विष्टम्भि वातलं तुवरं गुरु । दाहकृन्मधुरं बल्यं कफमेदोविवर्धनम् ॥ पनसोद्भवबीजानि वृष्याणि मधुराणि च । गुरूणि बद्धविट्कानि सृष्टमूत्राणि संवदेत् ॥ अन्यच्च । मज्जा पनसजो वृष्यो वातपित्तकफापहः । विशेषात्पनसो वर्ज्यो गुल्मिभिर्मन्दवह्निभिः ॥

નામ–પનસ, કંટકિફલ, પણસ અને અતિબૃહત્ફલ એટલાં ફ્નસનાં સંસ્કૃત નામ છે. હિં. કટહળ; ક. હળસીનહણ્ણુ; તૈ. પનસકાયા; લા. Artocarpus Lucoocha.

ગુણ–ફ્નસનું પાકું ફલ ટાઢું, સ્નિગ્ધ, પિત્ત તથા વાયુને મટાડનાર, તૃપ્તિ આપનાર, પુષ્ટિ કરનાર, મધુર, માંસને વધારનાર, કફને બહુ વધારનાર, બળ આપનાર, વીર્યને વધારનાર અને રક્તપિત્ત, ક્ષત તથા વ્રણ એઓનો નાશ કરનાર છે. ફ્નસનું કાચું ફલ ઝાડાને રોકનાર, વાયુ કરનાર, તુરૂં, ભારે, દાહ કરનાર, મધુર, બળ આપનાર અને કફ તથા મેદને વધારનાર છે. ફ્નસનાં બીજ વીર્યને વધારનાર, મધુર, ભારે, ઝાડાને રોકનાર અને મૂત્રને વધારનાર છે. ફ્નસનો ગર્ભ વીર્યને વધારનાર અને વાત, પિત્ત તથા કફને મટાડનાર છે. ગોટાનાં દરદવાળાઓએ તથા મંદઅગ્નિવાળાઓએ ફ્નસનો અત્યંત ત્યાગ કરવો જોઇએ.

### ક્ષુદ્રફ્નસ.

लकुचः क्षुद्रपनसो लकुचे डहुरित्यपि । आमं लकुचमुष्णं च गुरु विष्टम्भकृत्तथा ॥ मधुरं च तथाम्लं च दोषत्रितयरक्तकृत् । शुक्राग्निनाशनं वापि नेत्रयोरहितं स्मृतम् ॥ सुपक्वं तत्तु मधुरमम्लं चानिलपित्तहृत् । कफवह्निकरं रुच्यं वृष्यं विष्टम्भकं च तत् ॥

નામ–લકુચ, ક્ષુદ્રપણસ, અને ડહુ એટલાં ક્ષુદ્રફ્નસનાં સંસ્કૃત નામ છે.

ગુણ–ક્ષુદ્રફ્નસનું કાચું ફલ ગરમ, ભારે, ઝાડાને રોકનાર, મધુર, ખાટું, ત્રણે દોષને તથા રૂધિરને કરનાર, વીર્ય તથા અગ્નિનો નાશ કરનાર અને નેત્રને વાસ્તે સારૂં નથી. ક્ષુદ્રફ્નસનું પાકું ફલ મધુર, ખાટું, વાયુ તથા પિત્તને હરનાર કફ તથા અગ્નિને કરનાર, રૂચિ ઉપજાવનાર, વીર્યને વધારનાર અને ઝાડાને રોકનાર છે.

### કેળું.

कदली वारणबुसा रम्भा मोचांशुमत्फला । मोचाफलं स्वादु शीतं विष्टम्भि कफनुद् गुरु ॥ स्निग्धं पित्तास

तृड्दाहक्षतक्षयसमीरजित् । पक्वं स्वादु हिमं पाके स्वादु तृष्यं च बृंहणम् ॥ क्षुत्तृष्णा नेत्रगदहृन्मेहघ्नं रुचिमांसकृत् ॥ माणिक्यमर्त्यामृतचम्पकाद्या भेदाः कदल्या बहवोऽपि सन्ति । उक्ता गुणास्तेष्वधिका भवन्ति निर्दोषता स्याल्लघुता च तेषाम् ॥

નામ–કદલી, વારણબુસા, રંભા, મોચા અને અંશુમત્ફલા એટલાં કેળનાં સંસ્કૃત નામ છે. મ. કેલ; ફા. મોઝ; અ. તના; કા. કદલી; તૈ. ચક્રાકેલી; ઈં. Plantain લા. Musas-apientum.

ગુણ–કેળું મધુર, ટાઢું, ઝાડાને રોકનાર, ભારે, સ્નિગ્ધ અને કફ, પિત્ત, લોહીનો બીગાડ, દાહ, ક્ષત, ક્ષય તથા વાયુ એઓને મટાડનાર છે. પાકું કેળું મધુર, ટાઢું, પાકમાં મધુર, વીર્યને વધારનાર, પુષ્ટિ આપનાર, રૂચિ ઉપજાવનાર, માંસને વધારનાર અને ક્ષુધા, તરશ, નેત્રના રોગ તથા પ્રમેહને મટાડનાર છે. માણિક્યકદલી, મર્ત્યકદલી, અંમૃતકદલી અને ચંપકકદલી ઇત્યાદિક કેળની અનેક જાતો છે એ સઘળી જાતો નિર્દોષ, હલકી અને તેઓમાં ઉપર કહેલા ગુણો અધિક છે.

## ચીભડું.

चिर्भिटं धेनुदुग्धं च तथा गोरक्षकर्कटी । चिर्भिटं मधुरं रूक्षं गुरु पित्तकफापहम् ॥ अनुष्णं ग्राहि विष्टम्भि पक्वं तृष्णं च पित्तलम् ॥

નામ–ચિર્ભિટ, ધેનુદુગ્ધ, અને ગોરક્ષકર્કટી એટલાં ચીભડાનાં સંસ્કૃત નામ છે.

ગુણ–ચીભડું મધુર, રૂક્ષ, ભારે, પિત્ત તથા કફને મટાડનાર, ગરમ નથી અને ઝાડાને રોકનાર છે. પાકું ચિભડું ગરમ અને પિત્ત કરનાર છે.

## નાળીએર.

नारिकेरी दृढफलो लाङ्गली कूर्चशीर्षकः । तुङ्गस्कन्धफलश्चैव तृणराजः सदाफलः ॥ नारिकेरफलं शीतं दुर्जरं वस्तिशोधनत् । विष्टम्भि बृंहणं बल्यं वातपित्तास्रदाहनुत् ॥ विशेषतः कोमलनारिकेरं निहन्ति पित्तज्वरपित्तदोषान् । तदेव जीर्णं गुरु पित्तकारि विदाहि विष्टम्भि मतं भिषग्भिः ॥ तस्याम्भः शीतलं हृद्यं दीपनं शुक्रलं लघु । पिपासा पित्तजित् स्वादु वस्तिशुद्धिकरं परम् ॥ नालिकेरस्य तालस्य खर्जूरस्य शिरांसि तु । कषायस्निग्धमधुरबृंहणानि गुरूणि च ॥

નામ–નાલિકેર, દૃઢફલ, લાંગલી, કૂર્ચશીર્ષક, તુંગ, સ્કંધફલ, તૃણરાજ અને સદાફલ એટલાં નાળીએરીનાં સંસ્કૃત નામ છે. હિ. નારીયર, ખોપરા; મ. નારલી, નારલફલ; ફા. નારગીલ; અ. નારજીલ; ક. રસુ; તૈ. ટેંકાયા; લા. Cocos ઈં. Cocoonut Palm nucifera.

ગુણ–નાળીએરીનું ફળ ટાઢું, માંડ પચે એવું, મૂત્રાશયને સાફ કરનાર, ઝાડાને રોકનાર, પુષ્ટિ આપનાર, બળ આપનાર અને વાયુ, પિત્ત, લોહીનો બી-

ગાડ તથા દાહ એઓને મટાડનાર છે. કુણું નાળીએર વિશેષે કરી પિત્તજ્વરને અને પિત્તના દોષોને મટાડે છે. જુનું નાળીએર ભારે, પિત્ત કરનાર, દાહ ઉપજાવનાર અને ઝાડાને રોકનાર છે એમ વૈદ્યોએ માનેલું છે. નાળીએરનું પાણી ટાઢું, પ્રિય લાગે એવું, અગ્નિને દીપ્ત કરનાર, વીર્યને વધારનાર, હલકું, તરસ તથા પિત્તને મટાડનાર, મધુર, અને મૂત્રાશયને બહુજ સાફ કરેછે. નાળીએર તાડ અને ખજુરીના ઉપલા ભાગો તુરા, સ્નિગ્ધ, મધુર, પુષ્ટિ કરનાર અને ભારેછે.

### તરબૂચ.

कालिन्दं कृष्णबीजं स्यात्कालिन्दं च सुवर्चलम् । कालिन्दं ग्राहि दृक्पित्तशुक्रघ्नं शीतलं गुरु ॥ पक्वं तु सोष्णं सक्षारं पित्तलं कफवातजित् ॥

નામ—કાલિંદ, કૃષ્ણબીજ, કાલિંદ અને સુવર્ચલ એટલાં તરબૂચનાં નામ છે.

ગુણ—તરબૂચ દસ્તને રોકનાર, ટાઢું, ભારે અને દૃષ્ટિની શક્તિ, પિત્ત તથા વીર્યને હરનાર છે, પાકું તરબૂચ ગરમ, ખારાશવાળું, પિત્ત કરનાર અને કફ તથા વાયુને મટાડનાર છે.

### ખરબુજ ( તળીઆં ચીભડાં ).

दशांगुलं तु खर्बूजं कथ्यते तद्गुणा अथ । खर्बूजं मूत्रलं बल्यं कोष्ठशुद्धिकरं गुरु ॥ स्निग्धं स्वादुतरं शीतं वृष्यं पित्तानिलापहम् । तेषु यच्चाम्लमधुरं सक्षारं च रसाद्भवेत् ॥ रक्तपित्तकरं तत्तु मूत्रकृच्छ्रकरं परम् ॥

નામ—દશાંગુલ અને ખર્બુજ એ તળીઆં ચીભડાંનાં નામ છે.

ગુણ—તળીયું ચીભડું મૂત્ર વધારનાર, બળ આપનાર, કોઠાને સાફ કરનાર, ભારે, સ્નિગ્ધ, બહુ મીઠું, ટાઢું, વીર્યને વધારનાર અને પિત્ત તથા વાયુને મટાડનાર છે. એઓમાં જે તળીયું ખટાશ, મીઠાશ અને ખારાશવાળું હોય છે તે રક્તપિત્ત કરનાર અને બહુજ મૂત્રકૃચ્છ્ર કરનાર છે.

### ત્રપુસ.

त्रपुसं कण्टकिफलं सुधावासः सुशीतलम् । त्रपुसं लघु नीलं च नवं तृट् क्लमदाहजित् ॥ स्वादु पित्तापहं शीतं रक्तपित्तहरं परम् । तत्पक्वमम्लमुष्णं स्यात् पित्तलं कफवातनुत् ॥ तद्बीजं मूत्रलं शीतं रूक्षं पित्तास्रकृच्छ्रजित् ॥

નામ—ત્રપુસ, કંટકિફલ, સુધાવાસ અને સુશીતલ એટલાં ત્રપુસ ( એક જાતની કાકડી )નાં સંસ્કૃત નામ છે.

ગુણ—નાહની, નીલી અને નવી ત્રપુસ મધુર, તરસ, ગ્લાની તથા દાહને મટાડનાર, પિત્તને તોડનાર, ટાઢી અને રક્તપિત્તને બહુજ મટાડનાર છે. પાકી ત્રપુસ ખાટી, ગરમ, પિત્ત કરનાર અને કફ તથા વાયુને મટાડનાર છે. એ કાકડીનું બીજ મૂત્રને વધારનાર, ટાઢું, રૂક્ષ અને પિત્ત, લોહીનો બીગાડ તથા મૂત્રકૃચ્છ્રને મટાડનાર છે.

### સોપારી.

घोण्टा पूगी च पूगश्च गुवाकः क्रमुको-

ऽस्य तु । फलं पूगीफलं प्रोक्तमुद्वेगं च तदीरितम् ॥ पूगं गुरु हिमं रूक्षं कषायं कफपित्तजित् । मोहनं दीपनं रुच्यमास्यवैरस्यनाशनम् ॥ आर्द्रं तद्गुर्वभिष्यन्दि वह्निदृष्टिहरं स्मृतम् । स्विन्नं दोषत्रयच्छेदि दृढमध्यं तदुत्तमम् ॥

નામ—ઘોંટ, પૂગી, પૂગ, ગુવાક અને ક્રમુક એટલાં સોપારીના ઝાડનાં સંસ્કૃત નામ છે. એનું ફલ પૂગીફલ અને ઉદ્વેગ કહેવાય છે. હિં. સુપ્પારી; ફા. પોપિલ; મ. સુપારી; અ. ફોફીલ; ક. અડકેયહેસરૂ; તે. પોકાકાયા; ઈં. Betel nut; લા. Areca.

ગુણ—સોપારી (ફલ) ભારે, ટાઢું, રૂક્ષ, તુરું, કફ તથા પિત્તને મટાડનાર, મીણો ચડાવનાર, અગ્નિને દીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર અને મોહોડાના વિરસપણાને મટાડનાર છે. લીલું સોપારી ભારે, દહીની પેઠે કફ કરનાર અને અગ્નિને તથા નેત્રની શક્તિને હરનાર છે. શેકેલું સોપારી ત્રણે દોષને મટાડનાર છે. જે સોપારીનો મધ્યભાગ કઠણ હોય તે (શેકી) ઉત્તમ છે.

### તાડ.

तालस्तु लेखपत्रः स्यात् तृणराजो महोन्नतः । पक्वं तालफलं पित्तरक्तश्लेष्मविवर्धनम् ॥ दुर्जरं बहुमूत्रं च तन्द्राभिष्यन्दि शुक्रदम् । तालमज्जा तु तरुणः किञ्चिन्मदकरो लघुः ॥ श्लेष्मलो वातपित्तघ्नः सस्नेहो मधुरः सरः ॥

નામ—તાલ, લેખપત્ર, તૃણરાજ અને મહોન્નત એટલાં તાડનાં સંસ્કૃત નામ છે. ફા. હિં. તાલ; અ. તાર; ઈં. Palmyra Palm લા. Borassus.

ગુણ—તાડનું પાકું ફલ પિત્તને, રૂધિરને તથા કફને વધારનાર, માંડ પચે એવું, મૂત્રને બહુ વધારનાર, આલસ્ય આપનાર, દહીની પેઠે કફ કરનાર અને વીર્ય આપનાર છે. તાડના બીજનો તાજો ગર્ભ કાંઇક મદ ઉપજાવનાર, હલકો, કફ કરનાર, વાયુ તથા પિત્તને મટાડનાર, સ્નિગ્ધ, મધુર અને મળને ખસેડનાર છે.

### તાડી.

तालजं तरुणं तोयमतीव मादकृन्मतम् । अम्लीभूतं तदा तु स्यात् पित्तकृद्वातदोषहृत् ॥

તાડનું તાજુ પાણી અત્યંત મદ કરનાર છે. તે જો ખાટું થયું હોય તો પિત્ત કરનાર અને વાયુને મટાડનાર છે.

### બીલી.

बिल्वः शाण्डिल्यशैलूषौ मालूरश्रीफलावपि । बालं बिल्वफलं बिल्वकर्कटी बिल्वपेशिका ॥ ग्राहिणी कफवातामशूलघ्नी बिल्वपेपिका । बालं बिल्वफलं ग्राहि दीपनं पाचनं कटु । कषायोष्णं लघु स्निग्धं तिक्तं वातकफापहम् ॥ पक्वं गुरु त्रिदोषं स्यात् दुर्जरं पूतिमारुतम् । विदाहि विष्टम्भकरं मधुरं वह्निमान्द्यकृत् ॥ फलेषु परिपक्वं यद्गुणवत्तदुदाहृतम् । बिल्वादन्यत्र विज्ञेयमामं तद्धि गुणाधिकम् ॥ द्राक्षाबिल्वशिवादीनां फलं शुष्कं गुणाधिकम् ॥

**નામ**–બિલ્વ, શાંડિલ્ય, શૈલૂષ, માલૂર, અને શ્રીફલ એટલાં બીલીના ઝાડનાં સંસ્કૃત નામ છે. તેનું નાહાનું ફલ બિલ્વકર્કટી અને બિલ્વપેશિકા કહેવાય છે. હિ. બેલ; મ. બેલફલ; ક. બેલલુ; તૈ. મારેડી; ઇં. બેંગાલક્વીન્સ; લા. Aeaglemarmelos

**ગુણ**–બીલું દસ્તને રોકનાર, અને કફ, વાયુ, આમ તથા શૂળને મટાડનાર છે. બીજા ગ્રંથમાં કહ્યું છે કે નાહાનું બીલુ દસ્તને રોકનાર, અગ્નિને દીપ્ત કરનાર, પાચક, તીખું, તુરૂં, ગરમ, હલકું, સ્નિગ્ધ, કડવું અને વાયુ તથા કફને મટાડનાર છે. પાકું બીલુ ભારે, ત્રણે દોષવાળું, માંડ પચે એવું, દુર્ગંધવાળું, દાહ કરનાર, ઝાડાને રોકનાર, મધુર અને અગ્નિને મંદ કરનાર છે. બીલાં શિવાય બાકીનાં સઘળાં ફલોમાં જે પાકેલુ હોય તે ગુણવાળું કહેવાય છે પણ બીલુ તો કાચું હોય તો બમણા ગુણવાળુ છે. દ્રાક્ષ, બીલી અને હરડે વગેરેનાં ફલ જો સુકાએલાં હોય તો તેઓમાં વધારે ગુણ છે.

## કોઠ.*

कपित्थस्तु दधित्थः स्यात्तथा पुष्पफलः स्मृतः । कपिप्रियो दधिफलस्तथा दन्तशठोऽपि च ॥ कपित्थमामं संग्राहि कषायं लघु लेखनम् । पक्वं गुरु तृषाहिक्काशमनं वातपित्तजित् ॥ स्यादम्लं तुवरं कण्ठशोधनं ग्राहि दुर्जरम् ॥

**નામ**–કપિત્થ, દધિત્થ, પુષ્પફલ, કપિપ્રિય, દધિફલ અને દંતશઠ એટલાં કોઠના ઝાડનાં સંસ્કૃત નામ છે. હિં. કૈથફળ; મ. કવિઠ; ક. બેલલુ; તૈ. એલાગાકાયા; ઇં. Wood apple લા. Feronia

**ગુણ**–કોઠનું કાચું ફલ દસ્તને રોકનાર, તુરૂં, હલકું, અને મળને ઉખેડનાર છે. કોઠનુ પાકેલું ફલ ભારે, વાયુ તથા પિત્તને મટાડનાર અને તરશ તથા હીંકને શમાવનાર છે. બહુજ નાહાનું, કોઠનું ફલ તુરૂ, કંઠને સાફ કરનાર, દસ્તને રોકનાર અને માંડ પચે એવું છે.

## *નારંગી.

नारङ्गो नागरङ्गः स्यात्त्वक्सुगन्धो मुख-

* હિંદુ વૈદો કોઠના ફળને ગ્રાહી ગણેછે ને કાચુ ફળ ઝાડા અને મરડાના દરદમા અને પાકા ફળ અવાળુ અને જળાના સોજાપર આપવા ભલામણ કરેછે.

મીરમહુમદ હુસેન કહેછે કે કોઠના પાદડા ચકા છે અને ફળ થડુ, પાચક અને મુક આવતુ અટકાવવાને તેમજ ગળાનો સોજો ઉતારવાને અને દાતનાં પેઢા મજબુત કરવાને વપરાયછે. ફળના મગજનું સરબત પીવાથી ખાવાની રૂચી વધેછે. ઝેરી જીવડાના ડખઉપર ફળનો મગજ અથવા છાલ બાધેછે કોઠના ઝાડના ગુંદને વાટી મધમા મેળવી આપવાથી ઝાડો તથા મરડો મટેછે.

ચરકસહિતામાં કોઠને આમ્લ અને ગ્રાહી ગણેલછે અને પાદડાનો રસ અગ્નિદીપક અને પાચક ગણેલછે

* લીંબુ, નારગી વિગેરે અથાણામા, ખાવામાં તેમજ તેનો રસ દવામાં અને તેની છાલમાથી નીકળતું તેલ ખુશબો માટે વપરાયછે ઘણુ ખાવાથી અથવા પાચન ન થાય તેવો ખોરાક ખાવાથી

मिय: । नारङ्गो मधुराम्लः स्वादीपनो वातनाशनः ॥ अपरं सम्लमत्युष्णं दुर्जरं वातहृत्सरम् ॥

થએલા અજીર્ણમાં લીંબુને મીઠામાં ઘણા દીવસ રાખી મુકીને આપવાથી આરામ થાયછે. લીંબુનો રસ થંડો, દાહશામક અને પાચક ગણાયછે અને તે અજીર્ણ અને તાવમાં લાગતી તરસ છીપાવવાને અપાયછે. લીંબુનો રસ સાંજે ખાવાથી સવારમાં થતી અજીર્ણની ઉલટી બંધ થાયછે. બીજી ઘણી પાચનશક્તિ વધારનારી દવાઓ જેવી કે હિંગાષ્ટક બનાવવામાં પણ લીંબુનો રસ ઘણો વપરાયછે. વૈદ્ય હરિશ્ચંદ્ર.

સારંગધર નામના વૈદક ગ્રંથમાં સંધીવા જેવાં દરદોમાં લીંબુનો રસ જવખાર (યવક્ષાર) અને મધ સાથે મેળવીને આપવા ભલામણ કરેછે.

મુસલમાની વૈદક મતપ્રમાણે લીંબુ, નારંગી વિગેરેની છાલ ગરમ ગણાયછે, તેમાંનો રસ જો ખાટો હોયતો થંડો ગણાય છે પણ જો મીઠો હોય તો શરદી ઉત્પન્ન કરનારો ગણાયછે. રસ થંડો અને ગ્રાહી ગણેલોછે અને તે પિત્તની ઉલટી બંધ કરેવાને તેમજ પાચનશક્તિ વધારવામાં આપેછે. અને તે રસ આપવામાટે તેને પ્રથમ સાકર અથવા મધ સાથે મેળવીને થોડો વખત રાખી મૂકેછે.

મખજનુલ અદ્વીઆનો કર્ત્તા લખેછે કે જો લીંબુની છાલ દારૂમાં ભીંજાવી રાખીએ તો તે દારૂનો સીરકો બની જાયછે.

મુસલમાની હદીસમાં લખેલું છે કે જે ઠેકાણે લીંબુ હોય ત્યાં સેતાન આવી શકતો નથી. સંતરાં અને લીંબુની છાલને સુકવીને ભુકો કરી તેને મીઠા તેલમાં ભીંજાવી નીચોવી લીધેલું તેલ ગરમ અને સુકું ગણાયછે. અને સરદીના સોજાઉપર મસળવામાં વપરાય છે. ફુલ અને પાંદડાંમાંથી પણ તેવીજ રીતે તેલ કાઢેછે અને તેના

નામ—નારંગ, નાગરંગ, ત્વક્‌સુગંધ અને મુખપ્રિય એટલાં નારંગીનાં સંસ્કૃત નામ છે. મ. નારીંગ; ફા. નારંજ; ક.

ગુણ પણ ઉપરના તેલ જેવાજ ગણાયછે.

મુસલમાની ગ્રંથકારોના મતપ્રમાણે સારી નારંગી મોટા કદની પાતળી છાલવાળી અને સુંવાળી હોવી જોઈએ. નારંગીની છાલ ખાવાથી પેટમાંના જીવડા નીકળી જાયછે. અને નારંગીનું મધસંદાન કરેલું પાણી જાગૃત કરનાર ગણાયછે. પીત્તના વધારાનેલીધે દુખતું માથું અને ઉલટી માટે લીંબુનો રસ સારો ફાયદો કરેછે અને તે લોહી સુધારેછે. મધ અથવા સાકરમાં રાખી મુકેલાં લીંબુ ગળાની અંદરના સોજામાં આપવા ભલામણ કરેછે, તેમજ જુલાબ લેવા અગાઉ પેટને તૈયાર કરવામાટે તમજ જુલાબ લીધા પછી ઝાડો બંધ કરવામાટે પણ અપાય છે.

યુનાની હકીમો કહેછે કેઃ—નારંગીના ફુલનું પાણી ખુશબો તરીકે તેમજ દવામાં ઘણું વપરાયછે. લોહીના બીગાડમાં નારંગી ઘણી અસર કરેછે. સંધીવા અને બદહજમીમાં નારંગીની છાલનો ભુકો, મેગનીસીઆ અને રેવંચીનો શીરો એ ત્રણેનું મિશ્ર ઘણી સારી અસર કરેછે. જુનાં નાસુર ઉપર નારંગીનો ગરભ શેકીને બાંધવાથી જલદીથી રૂઝ આવેછે. લીંબુ અને નારંગીની છાલમાંથી મધસંદાન કરવાથી ઘણું ખુશબોદાર તેલ નીકળેછે. લીંબુના રસમાંથી નીકળતું સાઇટ્રીક આસીડ ઉલટી બંધ કરવામાટે કારબોનેટ ઓફ પોટાશ સાથે મેળવીને અપાય છે. લીંબુનો રસ સરબત બનાવવામાં ઘણો વપરાયછે. પિત્તવિકારથી તેમજ મુદતને અંતરે આવતા તાવમાં લીંબુનો રસ પોર્ટવાઇન નામના દારૂ અને સીંકોનાની છાલ સાથે મેળવીને આપવાથી ઘણો ફાયદો થાયછે.

ડૉ. ગ્રીન કહેછે કેઃ—કપડામાં ઝોક

માધવળા; તૈ. દયાકાયા; ઇં. Orange લા. Citrus amantium.

ગુણ—નારંગી ખટમધુરી, અગ્નિને દીપ્ત કરનાર અને વાયુનો નાશ કરનાર છે. બીજી જાતની નારંગી ખાટી, બહુ ગરમ, માંડ પચે એવી, વાયુને હરનાર અને મળને ખસેડનાર છે.

### *ટીંબરૂ.

तिन्दुकः स्फूर्जकः कालस्कन्धश्चासितकारकः । स्यादामं तिन्दुकं ग्राहि

સંતરૂં મૂકયું હોયતો તેને જીવડાં લાગતાં નથી. વળી ખાધેલા ઝેરઉપર તે ઘણી સારી અસર કરેછે, કારણ કે જ્યારે દારૂ સાથે મેળવીને તેનો રસ પાયછે ત્યારે આંતરડાંપર અસર કરી ઝેર ખેંચી કાઢેછે. સંતરાંની છાલમાં એટલી બધી ખુશબો હોયછે કે ચીના લોકો ઓરડામાંની હવા ખુશબોદાર કરવામાટે તે ફળ રકાબીમાં મુકી છાંડેછે. નારંગી અને લીંબુની માફક તેની છાલમાંથી પણ સુવાસિક તેલ નીકળેછે.

ચરકસંહીતામાં મીઠાં લીંબુ, કફ, વાતઘ્ન, કૃમિહર, ભુક્તપાચન, ત્રિદોષઘ્ન ગણાયછે અને તેનાં મૂળીઆં કફ વાતજિત ગણાયેલાં છે. મહાળુંગ અથવા જેને બીજોરાં કહેછે તેને તેજ પુસ્તકમાં ઉલટી બંધ કરવામાટે આપવા ભલામણ કરેલી છે. ફળની છાલ યાહુદી લોકો કટુ, ઉષ્ણ, પાચક, રોચક અને વાતારિ ગણેછે.

દેશી વૈદક ગ્રંથોમાં નારંગીના મગજને પિત્તનાશક અને લોહી સુધારનાર ગણેછે. નારંગીના ફુલમાંથી નીકળતા અતિ સુવાસિક અત્તરને ઇંગ્રેજીમાં ઓલીઅમનીરોલી અથવા નીરોલીનું તેલ કહેછે અને તે ઘણું મોંઘું વેચાયછે.

* હિંદુલોકો ટીંબરૂનાં ફળનો રસ તાજા જખમઉપર લગાડેછે. ગરીબ લોકો આ ફળ ખાયછે અને તેનાં બીજ રાખી મૂકીને ઝાડાની બીમારીમાં દેશી લોકો તેના ગ્રાહી ગુણોનેલીધે વાપરેછે.

ઇંગ્રેજી ઓષધીમાં ટીંબરૂને ઘણુંજ ગ્રાહી વર્ણવેલું છે. તેનો સત્વ બનાવવામાટે ફળને કચરીને દાબીને તેનો રસ કાઢી લેછે અને પછી તેને ઉકાળીને ઘાડો કરી નાંખે છે. આ સત્વનો રંગ રતાશપર પડતા ભુરા રંગનો હોયછે અને તે પાણીમાં જલદીથી પીગળી જાયછે. ઝાડા અને ઘણા દિવસના મરડાની બીમારીમાં તે ઘણો ઉપયોગી છે. પડી જવાથી નસ અચકાઈ હોય અથવા ચામડી છોલાઈ હોય ત્યારે ફળનો રસ ચોપડવાથી સોજો ચડતો નથી. ઉપર કહેલો સત્વ ૧૦ આનીભાર લઇને તેને સવાશેર પાણીમાં પીગાળીને તે પાણીની પીચકારી મારવાથી સ્ત્રીઓની જનનેન્દ્રીયમાંથી નીકળતો સફેદ પ્રવાહ બંધ થાયછે. આ સત્વ બનાવતી વખતે પોલાદ અથવા લોઢાનાં હથીઆર વાપરવાં નહીં. કારણ કે તેમ કરવાથી રસ કાળો થઈ જાયછે. સારી રીતે બનાવેલા સત્વનો રંગ લાખ જેવો હોયછે. બીજમાંથી ઓષધીમાં વપરાય તેવું તેલ બનાવાય છે. કુમળાં પાંદડાંનું કેટલેક ઠેકાણે શાક થાયછે. છાલને બારીક વાટીને જખમ અને નાસુરઉપર લગાડેછે તેમજ કાળાં મરી સાથે મેળવીને મરડાના ગરજમાં આપેછે.

ચરક પુસ્તકમાં કાચા ફળના રસને વાયુ અને પિત્ત બેસાડનાર વર્ણવેલ છે.

સુશ્રુત પુસ્તકમાં તેને રક્તપિત્તહર (લોહીમાંનુ પિત્ત કાઢી નાખનાર) દાહનાશક (બળતરા કમી કરનાર) યોનીદોષહર (યોનીના રોગ મટાડનાર) વર્ણ્ય (શરીરનો રંગ સુધારનાર) અને સંગ્રાહી (સ્તંભક અથવા ગ્રાહી) ગણેલછે. ફળના રસમાંથી કાઢેલો સત્વ જુની સંગ્રહણીઉપર સારી અસર કરેછે.

वातलं शीतलं लघु ॥ पक्वं पित्तमेहा-
स्रश्लेष्मघ्नं मधुरं गुरु ॥

નામ—તિંદુક, સ્ફૂર્જક, કાલસ્કંધ અને અસિતકારક એટલાં ટીંબરૂનાં સંસ્કૃત નામ છે. હિં. તેંદુગવય; મં. ટેંમ્બુણી; ક. દુખરૂ; ઈં. Ebomy લા. Dioshyros embryopteris.

ગુણ—ટીંબરૂનું કાચું ફલ દસ્તને રોકનાર, વાયુ કરનાર, ટાઢું, અને હલકું છે. ટીંબરૂનું પાકું ફલ મધુર, ભારે, અને પિત્ત, પ્રમેહ, લોહીનો બીગાડ તથા કફને મટાડનાર છે.

## ઝેરકોચલું.

तिन्दुकोऽन्यस्तु कथितो जलदो दीर्घपत्रकः । कुपीलुः कुलकः कालतिन्दुकः कालपीलुकः ॥ काकेन्दुर्विषतिन्दुश्च तथा मर्कटतिन्दुकः । कुपीलु शीतलं तिक्तं वातलं मदकृल्लघु ॥ पादव्यथाहरं ग्राहि कफपित्तास्रनाशनम् ॥

નામ—જલદ, દીર્ઘપત્રક, કપીલુ, કુલક, કાલતિંદુક, કાલપીલુક, કાકેંદુ, વિષતિંદુ, અને મર્કટતિંદુક એટલાં ઝેરકોચલાનાં સંસ્કૃત નામ છે. હિં. કચૂર; મ. કચોરા; ફા. જરંબાદ; અ. એરકુલ કાફુર; તૈ. કાચોરાલુ; ઈં. Long Zedoary લા. Curcuma Zerumbet.

ગુણ—ઝેરકોચલું ટાઢું, કડવું, વાયુ કરનાર, કેફ ચઢાવનાર, હલકું, પગની વ્યથાને હરનાર અને કફ, પિત્ત તથા લોહીના બીગાડને મટાડનાર છે.

## *જાંબુ.

फलेन्द्रा कथिता नन्दी राजजम्बूर्महाफला । तथा सुरभिपत्रा च महाज-

---

* હિંદુ વૈદ્યો જાંબુના રસને સડાવીને તેનો સીરકો બનાવેછે જે પેટની ચુંક મટાડનાર અને પીશાબ વધારે લાવનાર ગણાયછે. વળી તે રસનુ મધસંદાન કરીને અર્વાચીન સંસ્કૃત પુસ્તકોમાં લખેલો જાબઆવ નામનો મદ્ય બનાવેછે. તેની છાલ ઘણી તુરી અને સ્તંભક હોવાનેલીધે બીજી ઔષધીઓ સાથે મેળવીને કોગળા કરવાની દવા, જખમ ધોવાના મીશ્ર વિગેરે બનાવવામાં વપરાયછે. નાનાં બચ્ચાંને ઝાડો થયો હોય ત્યારે છાલનો તાજો રસ બકરીના દૂધ સાથે મેળવીને આપેછે.

મખજન ઉલ અદવીઆનો કર્તા કહેછે કે પિત્તના ઝાડામાં જાંબુ ખાવાથી ઘણો ફાયદો થાયછે તેમજ ગળામાં સોજો આવ્યો હોય ત્યારે પણ તે ફળ સારી અસર કરેછે. માથામાં ઉંદરી થઈ હોય ત્યારે પણ તેમનો રસ આરામ કરેછે. તેજ લખનાર કહેછે કે મૂળીઆં બીજ અને પાંદડાં સારાં ગ્રાહી છે. પાકાં જાંબુનો રસ કાઢીને તેનું સરબત બનાવ્યું હોય તો તેનાથી પેટની ચુંક મટી જાયછે અને લાંબા વખતનો ઝાડો બંધ થાયછે.

ચરક પુસ્તકમાં જાંબુ અને તેની છાલને મૂત્રસંગ્રહણ ( પિશાબનું વજન કમી કરનાર ) અને પુરૂષ વિરજનીય ( મળને રંગ આપનાર અથવા રંગ બદલનાર ) ગણેલછે.

સુશ્રુત પુસ્તકમાં તેમને રક્તપિત્તહર-( લોહીમાંનું પિત્ત કાઢી નાંખનાર ) દાહનાશક, ( બળતરા કમી કરનાર, ) યોનીદોષહર, ( યોનીના રોગ મટાડનાર ) વર્ણ્ય, ( શરીરની કાંતી સુધારનાર ) અને સંગ્રાહી ( સ્તંભક ) વર્ણવેલ છે.

म्बूरपि स्मृता ॥ राजजम्बूफलं स्वादु विष्टम्भि गुरु रोचनम् ॥

નામ—ફ્લેંદ્રા, નંદ, રાજજાંબૂ, મહાફલા, સુરભિપત્રા, અને મહાજાંબૂ એટલાં જાંબૂના ઝાડનાં સંસ્કૃત નામ છે. હિં. ફરેંદ; મ. થોરજાંબુળ, રાજલે; ક. નીરલ; તૈ. પેદ્દાનેરડી; ઈં. Jambvl tree લા. Eugenia Jambolana.

ગુણ—જાંબૂનું મોટું ફલ મધુર, ઝાડાને રોકનાર, ભારે, અને રૂચિ ઉપજાવનાર છે.

## ક્ષુદ્રજાંબુ.

क्षुद्रो जम्बुः सूक्ष्मपत्रा नादेयी जलजम्बुका । जम्बूः संग्राहिणी रूक्षा कफपित्तास्रदाहजित् ॥

નામ—સૂક્ષ્મપત્રા, નાદેયી અને જલજાંબુકા એટલાં ક્ષુદ્રજાંબુનાં સંસ્કૃત નામ છે.

ગુણ—જાંબુ દસ્તને રોકનાર, રૂક્ષ અને કફ, પિત્ત, લોહીનો બીગાડ તથા દાહને મટાડનાર છે.

## *બોરડી.

पुंसि स्त्रियां च कर्कन्धूर्वदरी कोलिरित्यपि । अजप्रिया कुहा कोली विषमी भयकण्टका ॥ फेनिलं वदरं घोंटा सौवीरं कुवलं तथा । पच्यमानं सुमधुरं सौवीरं वदरं महत् ॥ सौवीरं वदरं शीतं भेदनं गुरु शुक्रलम् । बृंहणं पित्तदाहास्रक्षयतृष्णानिवारणम् ॥ सौवीरं लघु सम्पक्कं मधुरं कोलमुच्यते । कोलं तु वदरं ग्राहि रुच्यमुष्णं च वातलम् ॥ कफपित्तकरं चापि गुरु सारकमीरितम् । कर्कन्धुः क्षुद्रवदरं कथितं पूर्वसूरिभिः ॥ अम्लं स्यात्क्षुद्रवदरं कषायं मधुरं मनाक् । स्निग्धं गुरु च विक्तं च वातपित्तापहं स्मृतम् ॥ शुष्कं भेद्यग्निकृत्सर्वं लघुतृणाक्लमास्रजित् ॥

નામ—કર્કંધૂ (સ્ત્રીલિંગે તથા પુલિંગે) બદરી, કોલી, અજપ્રિયા, કુહા, કોલી, વિષમા અને ઉભયકંટકા એટલાં બોરડીનાં સંસ્કૃત નામ છે. ફેનિલ, બદર, ઘોંટા, સૌવીર અને કુવલ એટલાં બોરનાં નામ છે. પાકેલું અને બહુજ મીઠું જે મોટું બોર હોય તે સૌવીર કહેવાય છે. હિં. બેરી; મ. રાયબોર; ફા. કુનાર; અ. કબીરા; ઈં. Jujub; લા. Jujuba.

ગુણ—એ સૌવીર ટાઢું, દસ્ત લગાડ-

---

* ડૉ. મીરમહુમદ હુસેન કહેછે કે:—બોરથી કફ ઓછો થાયછે અને લોહી સુધરેછે. ઝાડની છાલનો ઉકાળો જખમ અને ગોળ ધોવામાં અને તેનો ગુંદ આંખના દરદમાં વપરાયછે. કોઈ પણ ખરાબ સ્વાદવાળી દવા પીવી હોય ત્યારે બોરડીનાં પાંદડાં આગળથી ચાવીને પછી દવા પીવાથી જીભને ખરાબ સ્વાદ લાગતો નથી.

ડૉ. એનસ્લી કહેછે કે:—બોરડીનાં સુળીયાં બીજા કેટલાક ગરમ પદાર્થો સાથે ઉકાળીને દેવાં. કેટલાક જાતના તાવમાં સારી અસર કરેછે.

સુશ્રુતમાં બોર રક્તપિત્તહર, વાતસંશમન, શુક્રદોષનાશક, અને શોકનાશક લખેલછે.

ચરકમાં તેમને સ્નેહોપગ, વિરેચનોપગ, છર્દીનિગ્રહણ, શ્રમહારક અને વાતપિત્તશમન લખેલછે.

નાર, ભારે, વીર્યને વધારનાર, પુષ્ટિકારક અને પિત્ત, દાહ, લોહીનો બીગાડ, ક્ષય તથા તરશ એઓને મટાડનાર છે. જે પાકેલું અને મીઠું નાહાનું બોર હોય તે કોલ કેહેવાય છે. એ કોલ દસ્તને રોકનાર, રૂચિ ઉપજાવનાર, ગરમ, વાયુ કરનાર, કફ તથા પિત્તને કરનાર, ભારે, અને મળને ખસેડનાર છે. ક્ષુદ્રબોર (ચણીબોર) કર્કંધુ કેહેવાય છે. એ ચણીબોર તુરૂં, જરાક મીઠું, ખાટું, સ્નિગ્ધ, ભારે, કડવું, અને વાયુ તથા પિત્તને મટાડનાર છે. સઘળાં પ્રકારનાં બોર જે સુકાએલાં હોય તો દસ્ત લાવનાર, અગ્નિ કરનાર, હલકાં અને તરશ, ગ્લાનિ તથા લોહીના બીગાડને મટાડનારાં છે.

### આંમળાનું ઝાડ.

प्राचीनामलकं लोके पानीयामलकं स्मृतम् । प्राचीनामलकं दोषत्रयजिद् ज्वरघाति च ॥

નામ—પ્રાચીનામલક અને પાનીયામલક એ બે પાણીમાં ઉગેલાં આમળાનાં ઝાડનાં નામ છે.

ગુણ—એ ઝાડ ત્રણે દોષને તથા જ્વરને મટાડનાર છે.

### હરફારેવડી.

सुगन्धमूला लवली पाण्डुः कोमलवल्कला । लवलीफलमत्रार्शःकफपित्तहरं गुरु ॥ विशदं रोचनं रूक्षं स्वादम्लं तुवरं रसे ॥

નામ—સુગંધમૂલા, લવલી, પાંડુ અને કોમલવલ્કલા એટલાં હરફારેવડીનાં સંસ્કૃત નામ છે. ગુ. ખાટી આંબલી; મ. કાથ આમલા; લા. Ciccadistieha.

ગુણ—હરફારેવડીનું ફળ ભારે, ચોખું, રૂચિ ઉપજાવનાર, રૂક્ષ, મધુર, ખાટું, તુરૂં અને પથરી, અરશ, કફ તથા પિત્તને મટાડનાર છે.

### *કરમદાં.

करमर्दः सुषेणः स्यात् कृष्णपाकफलस्तथा । तस्माल्लघुफला या तु सा ज्ञेया करमर्दिका ॥ करमर्दद्वयं त्वाममम्लं गुरु तृषापहम् । उष्णं रुचिकरं प्रोक्तं रक्तपित्तकफप्रदम् ॥ तत्पक्वं मधुरं रुच्यं लघु पित्तसमीरजित् ॥

નામ—કરમર્દ, સુષેણ અને કૃષ્ણપાકફલ એટલાં કરમદાંનાં સંસ્કૃત નામ છે. જેમાં નાહાનાં ફલ થાયછે તે કરમર્દિકા કેહેવાય છે. હિં. કરૌંદી; મ. કરવંદી; ક. કરીજીગે; તૈ. વાકા; ઈં. Jasmine flowered carisa. લા. Carissa corandas.

ગુણ—બન્નેનાં કાચાંફલ ખાટાં, ભારે, તરશને મટાડનાર, ગરમ, રૂચિ ઉપજાવનાર અને રક્તપિત્ત તથા કફને કરનાર છે. એઓનાં પાકાં ફલ મધુર, રૂચિ ઉ-

* હિંદુ ઔષધીમાં કરમદાં કાચાં, આદી અને પાકાં થંડાં ગણાયછે અને પિત્ત નરમ પાડવા આપાયછે. તેના મૂળીઆથી પેટની ચુંક, અગ્નીમાંદ્ય જ્વર, મરેછે અને પેટના છવડા તથા ઝેરનો નાશ થાયછે.
સુશ્રુતમાં તેને રક્તપિત્તહર, શુક્રદોષનાશક, સર્વ મેહહર અને મોહહર ગણાયછે.

પજાવનાર, હલકાં અને પિત્ત તથા વાયુને મટાડનાર છે.

### ચારોલી.

**पियालस्तु खरस्कन्धश्चारो बहुलवल्कलः । राजादनस्तापसेष्टः सन्नकद्रुर्धनुष्पटः ॥ चारः पित्तकफास्रघ्नस्तत्फलं मधुरं गुरु । स्निग्धं सरं मरुत्पित्तदाहज्वरतृषापहम् ॥ पियालमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः । हृद्योऽतिदुर्जरः स्निग्धो विष्टम्भी चामवर्धनः॥**

નામ—પિયાલ, ખરસ્કંધ, ચાર, બહુલવલ્કલ, રાજાદન, તાપસેષ્ટ, સન્નકદ્રુ અને ધનુ:પટ એટલાં ચારોળીનાં સંસ્કૃત નામ છે. હિં. ચિરોજી; ફા. નુકલેખાજ; અ. હબ્બુસ્સમાના; ક. ચારબીજ; તૈ. સારૂપપુ; લા. Buchanania latifolia.

ગુણ—ચારોળી પિત્ત, કફ તથા લોહીના બીગાડને મટાડનાર છે. ચારોલીનું ફલ મધુર, ભારે, સ્નિગ્ધ, મળને ખસેડનાર અને દાહ, જ્વર તથા તરશને મટાડનાર છે. ચારોળીનો ગર્ભ મધુર, વીર્યને વધારનાર, પિત્ત તથા પવનને મટાડનાર, પ્રિય લાગે એવો, ઘણી મુશ્કેલીથી પચે એવો, સ્નિગ્ધ, દસ્તને રોકનાર અને આમને વધારનાર છે.

### રાણ.

राजादनः फलाध्यक्षो राजन्या क्षीरिकापि च । क्षीरिकायाः फलं वृष्यं बल्यं स्निग्धं हिमं गुरु ॥ तृष्णामूर्च्छामदभ्रान्तिक्षयदोषत्रयास्रजित् ॥

નામ—રાજાદન, ફલાધ્યક્ષ, રાજન્યા અને ક્ષીરિકા એટલાં રાણનાં સંસ્કૃત નામ છે. હિં. ખીરની; ક. રેવણે; મ. રાજણી; ઈં. Obtuseleaved mimusops લા. mimusops hexandra.

ગુણ—રાણનું ફળ વીર્યને વધારનાર, બળ આપનાર, સ્નિગ્ધ, ટાઢું, ભારે અને તરશ, મૂર્છા, મદ, ભ્રાંતિ, ક્ષય, ત્રણે દોષ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

### વીકલો.

विकङ्कतः स्रुवावृक्षो ग्रन्थिलः स्वादुकण्टकः । स एव यज्ञवृक्षश्च कण्टकी व्याघ्रपादपि ॥ विकङ्कतफलं पक्वं मधुरं सर्वदोषजित् ॥

નામ—વીકંકત, સ્રુવાવૃક્ષ, ગ્રંથિલ, સ્વાદુકંટક, યજ્ઞવૃક્ષ, કંટકી અને વ્યાઘ્રપાત્ એટલાં વીકલાંનાં નામ છે.

ગુણ—વીકલાનું પાકું ફળ મધુર અને સઘળા દોષોને મટાડનાર છે.

### કમળકાકડી.

पद्मबीजं तु पद्माक्षं गालोड्यं पद्मकर्कटी पद्मबीजं हिमं स्वादु कषायं तिक्तकं गुरु ॥ विष्टम्भि वृष्यं रूक्षं च गर्भसंस्थापकं परम् । कफवातकरं बल्यं ग्राहि पित्तास्रदाहनुत् ॥

નામ—પદ્મબીજ, પદ્માક્ષ, ગાલોડ્ય અને પદ્મકર્કટી એટલાં કમળકાકડીનાં નામ છે.

ગુણ—કમળકાકડી ટાઢી, મીઠી, તુરી, કડવી, ભારે, ઝાડાને રોકનાર, વીર્યને વધારનાર, રૂક્ષ, ગર્ભનું સ્થાપન કરનાર, બળ આપનાર, કફ તથા વાયુને

કરનાર, મળનું શોષણ કરનાર અને પિત્ત, લોહીનો બીગાડ તથા દાહને મટાડનાર છે.

### મખાના.

माखान्नं पद्मबीजाभं पानीयफलमित्यपि । माखान्नं पद्मबीजस्य गुणैस्तुल्यं विनिर्दिशेत् ॥

નામ—માખાન્ન, પદ્મબીજાભ અને પાનીયફલ એટલાં મખાનાનાં નામ છે.

ગુણ—મખાનામાં કમળકાકડીના જેવા ગુણો છે.

### સીંગોડાં.

शृङ्गाटकं जलफलं त्रिकोणफलमित्यपि । शृङ्गाटकं हिमं स्वादु गुरु वृष्यं कषायकम् ॥ ग्राहि शुक्रानिलश्लेष्मप्रदं पित्तास्रदाहनुत् ॥

નામ—શૃંગાટક, જલફલ અને ત્રિકોણફલ એટલાં સીંગોડાંનાં સંસ્કૃત નામ છે.

ગુણ—સીંગોડું ટાઢું, મીઠું, ભારે, વીર્યને વધારનાર, તુરૂ, મળનું શોષણ કરનાર, વીર્ય, વાયુ તથા કફને વધારનાર અને પિત્ત, લોહીનો બીગાડ તથા દાહને મટાડનાર છે.

### પોયણાનાં બીજ.

उक्तं कुमुदवीजं तु बुधैः कैरविणीफलम् । भवेत्कुमुद्वतीवीजं स्वादु रूक्षं हिमं गुरु ॥

નામ—કુમુદબીજ, કૈરવિણીફલ અને કુમુદ્વતીબીજ એટલાં રાતે ઉઘડનાર કમળ કે જે પોયણાં કહેવાય છે તેના બીજનાં નામ છે.

ગુણ—એ બીજ મધુર, રૂક્ષ, ટાઢું તથા ભારેછે.

### *મહુડા.

मधूको गुडपुष्पः स्यान्मधुपुष्पो मधुस्रवः । वानप्रस्थो मधुष्ठीलो जलजेऽत्र मधूलकः ॥ मधूकपुष्पं मधुरं शीतलं गुरु बृंहणम् । बलशुक्रकरं प्रोक्तं वातपित्तविनाशनम् ॥ फलं शीतं गुरु स्वादु शुक्लं वातपित्तनुत् । अहृद्यं हन्ति तृष्णास्रदाहश्वासक्षतक्षयान् ॥

નામ—મધૂક, ગુડપુષ્પ, મધુપુષ્પ, મધુસ્રવ, વાનપ્રસ્થ અને મધુષ્ઠીલ એટલાં મહુડાનાં સંસ્કૃત નામ છે. જળમાં થએલા મહુડાનું નામ મધુલક છે. હિં. મહુવા; ફા. ચકાં; મ. મોહોવૃક્ષ; તૈ. ઇપ્પા; ઈં. Ellooha tree; લા. Bassia latifolia.

ગુણ—મહુડાનું ફૂલ મધુર, ટાઢું, ભારે, પુષ્ટિ આપનાર, બળ તથા વીર્યને વધારનાર અને વાયુ તથા પિત્તનો નાશ

* સુશ્રુતમાં મહુડાના ફુલમાંથી કાઢેલો દારૂ ગરમ, ગ્રાહી, કૌવત આપનાર અને ભુખ પ્રદીપ્ત કરનાર ગણેલ છે. ને તેનાં બીજમાંથી કાઢેલું તેલ મગજના દરદમાં માથાપર ઘસવા ભલામણ કરેલછે. અને ઝાડની છાલ પાચક, પિત્તવાયુ નાશક, મૂત્રકૃચ્છ્રહર, તૃષાનાશક, રક્તપિત્તહર, પક્વાતિસારનાશક, પિત્તજ્વરનાશક, દાહનાશક, અને શ્વાસહર વર્ણવેલછે.

ચરકમાં મહુડાના ફુલને શોણીતસ્થાપન, રક્તશુદ્ધીકર, ગ્રાહી અને સ્તંભકગણેલ છે.

કરનાર છે. મહુડાનું ફૂલ ટાઢું, ભારે, મધુર, વીર્યને વધારનાર, મનને પ્રિય લાગે એવું નથી અને વાયુ, પિત્ત, તરશ, લોહીનો બીગાડ, દાહ, શ્વાસ, ક્ષત તથા ક્ષયને મટાડનાર છે.

### ફાલસા.

परूपकं तु परुपमल्पास्थि च परापरम् । परूपकं कषायाम्लमामं पित्तकरं लघु ॥ तत्पक्कं मधुरं पाके शीतं विष्टम्भि बृंहणम् । हृद्यं तु पित्तदाहास्रज्वरक्षयसमीरहृत् ॥

નામ—પરૂપક, પરૂપ, અલ્પાસ્થિ અને પરાપર એટલાં ફાલસાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—એ કાચું ફળ તુરૂં, ખાટું, પિત્ત કરનાર અને હલકું છે. એ પાકું ફલ પાકમાં મધુર, ટાઢું, ઝાડાને રોકનાર, પુષ્ટિ કરનાર, મનને પ્રિય લાગે એવું અને પિત્ત, દાહ, લોહીનો બીગાડ, જ્વર, ક્ષય તથા વાયુને મટાડનાર છે.

### શેતૂત.

तूतः स्थूलश्च पूगश्च क्रमुको ब्रह्मदारु च । तूतं पक्कं गुरु स्वादु हिमं पित्तानिलापहम् ॥ तदेवामं गुरु सरमम्लोष्णं रक्तपित्तकृत् ॥

નામ—તૂત, સ્થૂલ, પૂગ, ક્રમુક અને બ્રહ્મદારૂ એટલાં શેતૂતનાં સંસ્કૃત નામ છે. હિં. તૂત; મ. તૂતે; ફા. તૂતસારી; અ. તૂત શામીજ; ઈં. Mulberries; લા. Morus indica.

ગુણ—પાકું શેતૂત ભારે, મધુર, ટાઢું અને પિત્ત તથા વાયુને મટાડનાર છે. કાચું શેતૂત ભારે, મળને ખસેડનાર, ખાટું, ગરમ અને રક્તપિત્ત કરનાર છે.

### *દાડિમ.

दाडिमः करको दन्तबीजो लोहित-

* હિંદુ વૈદ્યો દાડમનો રસ કેસર સાથે મેળવીને ઠંડક તરીકે આપવા ભલામણ કરેછે. આંતરડાંનાં દરદ (ઝાડાની કબજીઆત ન હોય ત્યારેજ) માટે ફળની છાલ અને ફુલ, લવીંગ, તજ, ધાણા મરી વીગેરે ખુશબોદાર પદાર્થો સાથે મેળવીને આપેછે. હિંદુ વૈદક પુસ્તકોમાં મૂળીઆંની છાલમાટે કાંઈ વર્ણન જોવામાં આવતું નથી.

મુસલમાન ગ્રંથકારો મીઠાં, ખાટાં અને ખટમીઠાં એવાં ત્રણ જાતનાં દાડમ વર્ણવે છે. તેઓ ફળની છાલ તથા ફૂલ તેમના ગ્રાહી ગુણોનેમાટે ઘણી જાતનાં દરદોમાં વાપરેછે, અને કહેછે કે મૂળીઆંની છાલ ઝાડના બીજા તમામ ભાગ કરતાં વધારે ગ્રાહી છે અને પેટની અંદર થતા ચપટા લાંબા કીડા (tape worm) માટે ઘણી અકસીર ગણાયછે. અને તે દરદમાં આપવામાટે પાંચ તોલા તાજી છાલ બશેર પાણીમાં નાંખીને એક શેર પાણી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને તે ઉકાળો ઠંડો થયા પછી તમામ ખપી જાય ત્યાંસુધી એક એક પ્યાલો દર અરધી કલાકે પીવામાટે આપેછે. ઘણી વખતે આ ઉકાળાથી પેટમાં ઉલટી આવવા જેવું લાગેછે પરંતુ થોડી વારમાં પેટમાંના તમામ કીડા નીકળી જાયછે. દાડમનાં બીજ અને તેનો રસ પેટની ચુંક મટાડનાર ગણાયછે. ઝાડાની બીમારીમાં છાલના ઉકાળામાં અફીણ મેળવીને આપવાથી ઘણી સારી અસર થાયછે.

ડા. કર્કપેટ્રીક કહેછે કે ફળની છાલ પાચનશક્તિ વધારનાર અને ગ્રાહી છે અને

पुष्पकः । तत्फलं त्रिविधं स्वादु स्वाद्वम्लं केवलाम्लकम् ॥ तत्तु स्वादु त्रिदोषघ्नं तृड्दाहज्वरनाशनम् । हृत्कण्ठमुखगन्धघ्नं तर्पणं शुक्रलं लघु ॥ कषायानुरसं ग्राहि स्निग्धं मेधाबलावहम् । स्वाद्वम्लं दीपनं रुच्यं किञ्चित्पित्तकरं लघु ॥ अम्लं तु पित्तजनकमम्लं वातकफापहम् ॥

નામ—દાડિમ, કરક, દંતબીજ અને લોહિતપુષ્પક એટલાં દાડિમનાં સંસ્કૃત નામ છે. હિ અનાર, ફા. અનારશીરી, મ ડાળીંબ, અ રૂમાન હમીજ, ક. દાળીંબ, તૈ દાનિમ્મકાયા, ઈ. Pomgranate લા. Punica granatum

ગુણ—દાડિમનુ ફલ મીઠુ, ખટમધુરૂ અને કેવલ ખાટુ એવી રીતે ત્રણ પ્રકારનુજ થાય છે. એઓમાં મીઠુ ફલ ત્રણે દોષને હરનાર, તૃપ્તિ આપનાર, વીર્યને વધારનાર, હલકુ, કષાયરસવાળુ, મળનુ શોષણ કરનાર, સ્નિગ્ધ, બુદ્ધિ તથા બળને આપનાર અને દાહ, જ્વર, છાતીનો દુર્ગંધ તથા કંઠનો દુર્ગંધ તથા મોઢાના દુર્ગંધને મટાડનાર છે ખટ-

જુના મરડાના આજારમા તેને લવીંગ સાથે ઉકાળીને આપવાથી બીજા બધા ઉપચાર કરતા વધારે ગુણ કર્યો હતો

ચરક પુસ્તકમા દાડમને ઉકતી અને કરનાર, હૃદ્ય (રુચ ઉત્પન્ન કરી શરીરને ઉત્તેજન આપનાર) વર્ણવેલછે

સુશ્રુત પુસ્તકમા તેને વાતનાશક (વાયુ બેસાડનાર) મૂત્રદોષહર (પિશાબસ્થાનના રોગ મટાડનાર) તૃષાનાશક (તરસ છીપાવનાર) અને રૂચિકારક (રુચિ ઉત્પન્ન કરનાર) ગણેલછે

મધુરૂ ફલ અગ્નિને દીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર, કાંઇક પિત્ત કરનાર, અને હલકુ છે કેવલ ખાટુ ફલ પિત્તને ઉત્પન્ન કરનાર, ખાટુ અને વાયુ તથા કફને મટાડનાર છે.

## ગુંદી.

बहुवारस्तु शीतः स्यादुद्दालो बहुवारकः । शेलुः श्लेष्मातकश्चापि पिच्छिलो भूतवृक्षकः ॥ बहुवारो विषस्फोटव्रणवीसर्पकुष्ठनुत् । मधुरस्तुवरस्तिक्तः केश्यश्च कफपित्तहृत् ॥ फलमामं तु विष्टम्भि रूक्षं पित्तकफास्रजित् । तत्पक्वं मधुरं स्निग्धं श्लेष्मलं शीतलं गुरु ॥

નામ—બહુવાર, શીત, ઉદ્દાલ, બહુવારક, શેલુ, શ્લેષ્માતક, પિચ્છિલ અને ભૂતવૃક્ષક એટલાં ગુંદીનાં સંસ્કૃત નામ છે. હિ. ગુંદની, મ. ભોંકરી ગોંધણી, અ. દબક, ક. ગોંદીણી, તૈ નુકકેરૂ, ઈ. Narrow leaved લા. Cordia myxa

ગુણ—ગુંદી મધુર છે, તુરી છે, કડવી છે, કેશનેવાસ્તે સારી છે, અને ઝેર વિસ્ફોટક, વ્રણ, રતના, કોઢ, કફ તથા પિત્ત એઓને મટાડનાર છે. ગુંદીનુ કાચુ ફલ ઝાડાને રોકનાર, રૂક્ષ અને પિત્ત, કફ તથા લોહીના બીગાડને મટાડનાર છે. ગુંદિનુ પાકુ ફલ મધુર, સ્નિગ્ધ, કફ કરનાર, ટાઢુ અને ભારે છે.

## નિર્મળી.

पयःप्रसादि कतकं कतकं तत्फलं च तत् । कतकस्य फलं नेत्र्यं जलनिर्मलताकरम् ॥ वातश्लेष्महरं शीतं मधुरं तुवरं गुरु ॥

નામ—પયઃપ્રસાદિ અને કતક એ બે નિર્મળીનાં સંસ્કૃત નામ છે. નિર્મળીનું ફલ પણ કતક કેહેવાય છે. હિં. પાયપસારી; ગુ. કતકફલ; મ. ચીલ્હાર, ગજરા; ક. ચીલ્લીકાયી; લા. Strychnos potatarum.

ગુણ—નિર્મળીનું ફલ નેત્રને હિતકારી, જળને નિર્મળ કરનાર, વાયુ તથા કફને મટાડનાર, ટાઢું, મધુર, તુરૂં અને ભારે છે.

## દ્રાક્ષ.

**द्राक्षा स्वादुफला प्रोक्ता तथा मधुरसापि च । मृद्वीका हारहूरा च गोस्तनी चापि कीर्तिता ॥ द्राक्षा पक्का सरा शीता चक्षुष्या बृंहणी गुरुः । स्वादुपाकरसा स्वर्या तुवरा सृष्टमूत्रविद् ॥ कोष्ठमारुतकृद् वृष्या कफपुष्टिरुचिप्रदा । हन्ति तृष्णाज्वरश्वासवातवातास्रकामलाः ॥ कृच्छ्रास्रपित्तसंमोहदाहशोषमदात्ययान् । आमा स्वल्पगुणा गुर्वी सैवाम्ला रक्तपित्तकृत् ॥ वृष्या स्याद् गोस्तनी द्राक्षा गुर्वी च कफपित्तनुत् ॥**

[ गोस्तनी मुनक्का इति लोके । ]

**अबीजान्या स्वल्पतरा गोस्तनीसदृशी गुणैः । द्राक्षा पर्वतजा लघ्वी साम्ला श्लेष्माम्लपित्तकृत् ॥ द्राक्षा पर्वतजा यादृक् तादृशी करमर्दिका ॥**

अबीजा । ईषद्दीर्घा । किसिमिस इति लोके । पर्वतजा यहारी इति लोके । करमर्दिका करौंदी इति लोके ।

નામ—દ્રાક્ષા, સ્વાદુફલા, મધુરસા, મૃદ્વીકા, હારહૂરા, અને ગોસ્તની એટલાં દ્રાખનાં સંસ્કૃત નામ છે. હિં. દાખ; ફા. અંગુર; મ. કાળેદ્રાક્ષ; ક. ચિકુદ્રાક્ષે; તૈ. દ્રાક્ષા; ઇં. Grape લા. Vitis Vinifera.

ગુણ—પાકી દ્રાખ મળને ખસેડનાર, ટાઢી, નેત્રને હિતકારી, પુષ્ટિ કરનાર, ભારે, પાકમાં તથા રસમાં મધુર, સ્વરને સારો કરનારી, તુરી, વિષ્ઠા તથા મૂત્રની પ્રવૃત્તિ કરનારી, કોઠામાં વાયુ કરનારી, વીર્યને વધારનાર, કફ તથા રૂચિને ઉત્પન્ન કરનાર અને તરશ, જ્વર, શ્વાસ, વાયુ, વાયુથી થએલો લોહીનો બીગાડ, કમળો, મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત, મોહ, દાહ, શોષ, તથા મદાત્યય નામના રોગને મટાડનાર છે. કાચી દ્રાખ ઓછા ગુણવાળી છે અને ભારે છે. ખાટી દ્રાખ રક્તપિત્તને મટાડે છે. જે દ્રાખ ગાયના આંચળ જેવી થાય છે તે વીર્યને વધારનાર, ભારે અને કફ તથા પિત્તને મટાડે છે. ખિસમસી દ્રાખ કે જે બીજવગરની અને બહુ નાહાની થાય છે તેમાં ગાયના આંચળ જેવી દ્રાખના જેવા ગુણ છે. પર્વતમાં થએલી દ્રાખ હલકી, ખટાશવાળી અને કફ તથા અમ્લપિત્તને કરનારી છે. પર્વતમાં થએલી દ્રાખમાં જેવા ગુણો છે તેવાજ ગુણો કરમદીમાં છે.

## ખજુરી.

**भूमिखर्जूरिका स्वाद्वी दुरारोहा मृदुच्छदा । तथा स्कन्धफला काकक-**

र्कटी स्वादुमस्तका पिण्डखर्जूरिका स्तन्या सा देशे पश्चिमे भवेत् । खर्जूरी गोस्तनाकारा परद्वीपादिहागता ॥ जायते पश्चिमे देशे साच्छोहरेति कीर्त्यते खर्जूरीत्रितयं शीतं मधुरं रसपाकयोः । स्निग्धं रुचिकरं हृद्यं क्षतक्षयहरं गुरु ॥ तर्पणं रक्तपित्तघ्नं पुष्टिविष्टम्भशुक्रदम् । कोष्ठमारुतहृद्बल्यं वान्तिवातकफापहम् ॥ ज्वरातिसारक्षुत्तृष्णाकासश्वासनिवारकम् । मदमूर्च्छामरुत्पित्तमद्योद्भूतगदान्तकृत् ॥ महतीभ्यां गुणैरल्पा स्वल्पखर्जूरिका स्मृता । खर्जूरीतरुतोयं तु मदपित्तकरं भवेत् ॥ वातश्लेष्महरं रुच्यं दीपनं बलशुक्रकृत् ॥

નામ—ભૂમિખર્જુરિકા, સ્વાદ્વી, દુરારોહા, મૃદુચ્છદા, સ્કંધફલા, કાકકર્કટી અને સ્વાદુમસ્તકા એટલાં ખારેકડી (ખલેલાં) ના ઝાડનાં સંસ્કૃત નામ છે. બીજી સુકી ખારેકની ખજુરી થાય છે તે પિંડ ખર્જુરિકા કેહેવાય છે અને તે પશ્ચિમ દેશમાં થાય છે. ગાયના આંચળ જેવી જે ખજુરી બીજા દ્વીપમાંથી અહિં આવેલી છે અને પશ્ચિમ દેશમાં થાય છે તે છોહારા (છુવારી ખારેક) કેહેવાય છે. હિં. પિંડખજુર; ફા. ખુર્માતર; મ. ખજૂરી; ક. ઈચીલુ; તૈ. ઈટાચેટ્ટ; ઈં. Date palm. લા. Phœnix montana.

ગુણ—ત્રણે ખજુરીઓ ટાઢી, રસમાં તથા પાકમાં મધુર, સ્નિગ્ધ, રૂચિ કરનાર, પ્રિય લાગે એવી, ભારે, તૃપ્તિ આપનાર, પુષ્ટિ કરનાર, ઝાડાને રોકનાર, વીર્યને વધારનાર, બળ દેનાર, અને ક્ષત, ક્ષય, રક્તપિત્ત, કોઠાનો વાયુ, ઉલટી, વાયુ, કફ, જ્વર, અતીસાર, ભૂખ, તરશ, ઉધરસ, શ્વાસ, મદ, મૂર્છા, વાતપિત્ત, અને મદ્યથી થએલા રોગને મટાડનાર છે. એ મોટી ખજુરીઓ કરતાં નાહાની ખજુરીમાં (ખલેલાંની ખજુરીમાં) ઓછા ગુણ છે. ખજુરીના ઝાડનું પાણી મદ તથા પિત્તને કરનાર છે, વાયુ તથા કફને હરનાર છે, રૂચિ ઉપજાવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને બળ તથા વીર્યને વધારનાર છે.

## સુલેમાની સુકી ખારેક.

सुलेमानी तु मृदुला दलहीनफला च सा । सुलेमानी श्रमभ्रान्तिदाहमूर्च्छास्रपित्तहृत् ॥

નામ—સુલેમાની, મૃદુલા અને દલહીનફલા એટલાં સુલેમાની સુકી ખારેકનાં સંસ્કૃત નામ છે.

ગુણ—એ ખારેક શ્રમ, ભ્રમ, દાહ, મૂર્છા, લોહીનો બીગાડ તથા પિત્તને મટાડનાર છે.

## *બદામ.

वातादो वातवैरी स्यान्नेत्रोपमफल-

* મુસલમાન લખનારાઓ કડવી બદામને સોજા ઉતારનાર ગણેછે અને સાંધાનાં દરદમાં તેમને સીરકા સાથે વાટીને ચોપડેછે. વળી આંખની જોવાની શક્તિ મજબુત કરવામાટે આંજેછે, પેપરમીટ અને મેદા સાથે મેળવીને આપવાથી ઉધરસ મટી જાયછે. વળી એમ પણ કહેવાયછે કે તે ખાવાથી પીશાબની થેલીમાં

स्तथा । वाताद उष्णः सुस्निग्धो वातघ्नः शुक्रकृद् गुरुः ॥ वातादमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः । स्निग्धोष्णः कफकृन्नेष्टो रक्तपित्तविकारिणाम् ॥

**નામ**—વાતાદી, વાતવૈરી, અને નેત્રોપમફલ એટલાં બદામનાં સંસ્કૃત નામ છે. **અ.** લોજલસુર; **ઈં.** Almond; **લા.** Amyg-dalus communis.

ગુણ—બદામ ગરમ, સારી પેઠે સ્નિગ્ધ, વાયુને હરનાર, વીર્યને વધારનાર અને ભારે છે. બદામનો ગર્ભ મધુર, વીર્યને વધારનાર, પિત્ત, તથા વાયુને મટાડનાર, ગરમ, કફ કરનાર અને રક્તપિત્તના વિકારવાળાઓને વાસ્તે સારો નથી.

## સેવફળ.

मुष्टिप्रमाणं बदरं सेवं सिवितिकाफलम् । सेवं समीरपित्तघ्नं बृंहणं कफकृद् गुरु । रसे पाके च मधुरं शिशिरं रुचिशुक्रकृत् ॥

**નામ**—મુષ્ટિપ્રમાણ, બદર, સેવ અને સિવિતિકાફલ એટલાં સેવફળનાં સંસ્કૃત નામ છે. **હિં.** સેબવીહી; **ફા.** સેબ; **અ.** તુફાહ; **ઈં.** Apple; **લા.** Pyrus malus.

ગુણ—સેવફળ વાયુ તથા પિત્તને મટાડનાર, પુષ્ટિ આપનાર, કફ કરનાર ભારે, પાકમાં તથા રસમાં મધુર, ટાઢું,

પથરી બંધાતી અટકે છે. પીશાબ વધારે આવેછે અને કાળજા અને બરલની બીમારી દૂર થાયછે. વાટીને માથામાં ચોપડવાથી જુઓ મરી જાયછે. ગુમડાં અને ત્વચારોગમાં તેની પોટીસ બનાવીને બાંધેછે. બદામનાં મૂળીઆં શક્તિ વધારનાર ગણાયછે, બદામના ઝાડનો ગુંદ જેને બદામી ગુંદના નામથી ઓળખેછે તેને યુરોપીઅન બજારમાં હોગ ગમ અથવા ગમ બસોરા નામથી ઓળખેછે અને તે બીજા સાધારણ ગુંદ તરીકે વપરાયછે.

ઇંગ્રેજી દવામાં બદામ પૌષ્ટિક ગણાય છે. બદામનું તેલ સુવાળાશ આપનાર અને દસ્ત ખુલાસે લાવનાર ગણાયછે અને તે વાસરહિત તેમજ લગભગ રંગવિનાનું હોવાથી કેટલીક જાતના મલમ બનાવવામાં વપરાયછે.

**મી. મરે પોતાની સિંધની ઔષધીય વનસ્પતી** એ ગ્રંથમાં બદામમાટે લખેછે કે હિંદુસ્તાનમાં બદામ ઔષધી તરીકે ઘણી વપરાતી નથી.

**ડાક્તર એનસ્લી**ના લખવા પ્રમાણે ફારસી અને અરબી વૈદો મીઠી બદામને કામોત્તેજક પદાર્થોમાંનો અંક ગણેછે અને કડવી બદામને પીશાબની થેલીમાં થયેલી પથરી પીગાળનાર ગણેછે. બદામ બરાબર ચાવીને ન ખાય તો સેહેલાઇથી પાચન થતી નથી. તમામ જાતની મીઠાઇમાં બદામ ઘણી વપરાયછે. બદામની મીંજમાં સેંકડે ૫૪ ટકા તેલ રહેલું છે. કડવી બદામ ઝેરી છે અને ઘણી વખતે તેનાથી માણસ, નાનાં બચ્ચાં અને નાનાં જાનવરોનાં મોત નીપજેલાં છે. તેમનામાં મીઠી બદામ જેટલું તેલ નીકળતું નથી, તેલમાં પ્રુસીક અથવા હાઈડ્રોસાયનીક આસીડ રહેલું છે અને તેને લીધેજ તેનામાં કેટલાક ગુણો રહેલાછે. કેટલીક વખતે તાવની બીમારીમાં આ તેલ વપરાયછે પરન્તુ તે ઘણું ઝેરી છે અને તેને હાઈડ્રોસાયાનીક આસીડ જે અતિ ઝેરી પદાર્થ છે તેની માફક વપરાયછે. દેશી વૈદો બદામનું તેલ પૌષ્ટિક દવામાં વાપરેછે અને તેને મરગી અથવા ફેફરૂં, અને બીજી મગજની બીમારીમાં માથાઉપર ચોળવામાં વાપરેછે.

રૂચિ કરનાર અને વીર્યને વધારનાર છે.

### નાસપાત.

अमृतफलं लघु वृष्यं सुस्वादु त्रीन् हरेद्दोषान् । देशेषु मुद्गलानां बहुलं तल्लभ्यते लोकैः ॥

નામ—નાસપાત કે જે બદકસાન અને કાબૂલ વગેરે દેશમાં પ્રસિદ્ધ છે તે અમૃતફલ કહેવાય છે.

ગુણ—નાસપાત હલકું, વીર્યને વધારનાર, બહુ મીઠું, ત્રણે દોષને મટાડનાર અને તે મુગલોના દેશમાં બહુ મળે છે.

### પીલુ.

पीलुर्गुलफलः स्रंसि तथा शीतफलोऽपि च । पीलुः श्लेष्मसमीरघ्नं पित्तलं भेदि गुल्मनुत् ॥ स्वादु तिक्तं च यत् पीलु तन्नात्युष्णं त्रिदोषहृत्

નામ—પીલુ, ગુલફલ, સ્રંસી તથા શીતફલ એટલાં પીલુનાં સંસ્કૃત નામ છે.

ગુણ—પીલુ પિત્ત કરનાર, દસ્ત લગાડનાર અને કફ, વાયુ તથા ગોળા એઓને મટાડનાર છે. જે પીલુ મીઠું અને કડવું હોય છે તે બહુ ગરમ નથી અને ત્રણે દોષને મટાડનાર છે.

### પાહાડી પીલુ.

पीलुः शैलभवोऽक्षोटः कर्परालश्च कीर्तितः । अक्षोटकोऽपि वातादसदृशः कफपित्तकृत् ॥

નામ—પાહાડી પીલુ અક્ષોટ અને કર્પરાલ કહેવાય છે.

ગુણ—એ પીલુ બદામસમાન છે અને કફ તથા પિત્તને કરનાર છે.

### બીજોરૂં.

बीजपूरो मातुलुङ्गो रुचकः फलपूरकः । बीजपूरफलं स्वादु रसेऽम्लं दीपनं लघु ॥ रक्तपित्तहरं कण्ठजिह्वाहृदयशोधनम् । श्वासकासारुचिहरं हृद्यं तृष्णाहरं स्मृतम् ॥ बीजपूरोऽपरः प्रोक्तो मधुरो मधुकर्कटी । मधुकर्कटिका स्वाद्वी रोचनी शीतला गुरुः ॥ रक्तपित्तक्षयश्वासकासहिक्काभ्रमापहा ॥

નામ—બીજપુર, માતુલુંગ, રૂચક, અને ફલપૂરક એટલાં બીજોરાનાં સંસ્કૃત નામ છે. હિં. મધુકકરી; મ. મહાલુંગ; ફા. તુરંજ; અ. ઉતરંજ; ક. માધલલા; તૈ. દવાકાયા; ઈં. Citrus, લા. *Citrus acida.*

ગુણ—બીજોરાનું ફલ મધુર, રસમાં ખાટું, અગ્નિને દીપ્ત કરનાર, હલકું, રક્તપિત્તને મટાડનાર, કંઠ, જીભ તથા હૃદયને સાફ કરનાર, પ્રિયલાગે એવું, અને શ્વાસ, ઉધરસ, અરૂચિ તથા તરશને હરનાર છે. જે બીજી જાતનું બીજોરૂં થાય છે તે મધુર અને મધુકર્કટી કહેવાય છે. એ બીજોરૂ મધુર, રૂચિ ઉપજાવનાર, ટાઢું, ભારે અને રક્તપિત્ત, ક્ષય, શ્વાસ, ઉધરસ, હીંક તથા ભ્રમને મટાડનાર છે.

### લાંબાં લીંબુ.

स्याज्जम्बीरो दन्तशठो जम्भजम्भीरजम्भलाः । जम्बीरमुष्णं गुर्वम्लं वातश्लेष्मविबन्धनुत् ॥ शूलकासकफो-

त्क्लेशच्छर्दितृष्णामदोषजित् । आस्यवैरस्यहृत्पीडावह्निमान्द्यकृमीन् हरेत्॥स्वल्पजम्बीरिका तद्वत् तृष्णाच्छर्दिनिवारिणी

નામ–જંબીર, દંતશઠ, જંભ, જંભીર અને જંભલ એટલાં લાંબાં લીંબુનાં સંસ્કૃત નામ છે.

ગુણ–એ લીંબુ ગરમ, ભારે, ખાટું, અને વાયુ, કફ, મલબંધ, શૂળ, ઉધરસ, કફથી થતી મુંઝવણ, ઉલટી, તરશ, આમસંબંધી દોષ, મુખનું વિરસપણું, છાતીની પીડા, અગ્નિનું મંદપણું અને કૃમિને મટાડનાર છે. એ લીંબુની નાહાની જાત તરશને અને ઉલટીને મટાડે છે.

## ખાટાં ગોળ લીંબુ.

निम्बू स्त्रीनिम्बुकं क्लीबे निम्बूकमपि कीर्तितम् । निम्बूकमम्लं वातघ्नं दीपनं पाचनं लघु ॥ निम्बुकं कृमिसमूहनाशनं तीक्ष्णमम्लमुदरग्रहापहम् । वातपित्तकफशूलिने हितं कष्टनष्टरुचिरोचनं परम् ॥ त्रिदोषवह्निक्षयवातरोगनिपीडितानां विषविह्वलानाम् । मन्दानले वद्धगुदे प्रदेयं विषूचिकायां मुनयो वदन्ति ॥

નામ–નિંબુ (સ્ત્રીલિંગે) નિંબુક અને નિંબૂક (નપુંસકે) એ ખાટાં ગોળ લીંબુનાં સંસ્કૃત નામ છે. હિં. નિંબુ; ફા. લીમુને તુર્શ; મ. લઘુ ઈડનીંબુ; અ. લીમુને હામીજ; ક. કચીલે; તૈ. નીમ્મપેંડુ છે. Lemons; લા. Lemonum acidum.

ગુણ–એ લીંબુ ખાટું, વાયુને હરનાર, અગ્નિને દીપ્ત કરનાર, પાચક અને હલકું છે. બીજા ગ્રંથમાં કહ્યું છે કે એ લીંબુ જીવડાઓને મટાડનાર, તીક્ષ્ણ, ખાટું, પેટની પીડાને મટાડનાર, ભૂતાદિકને ખસેડનાર, બહુજ રૂચિ ઉપજાવનાર અને વાત, પિત્ત, કફ તથા શૂળવાળાને પરમહિતકારી છે. એ લીંબુના ઉપરથી રૂચિ માંડ મટે છે. ત્રણે દોષ, અગ્નિ, ક્ષય તથા વાયુસંબંધી રોગથી પીડાએલાઓને, ઝેરથી વિહ્વલ થએલાઓને, મંદ અગ્નિવાળાઓને, દસ્તની કબજીયતવાળાઓને તથા કોલેરાવાળાઓને એ લીંબુ દેવું જોઇએ એમ મુનિઓએ કહ્યું છે.

## મીઠાં લીંબુ.

मिष्टनिम्बूफलं स्वादु गुरु मारुतपित्तनुत् । गरोरगविषध्वंसि कफोत्क्लेशि च रक्तहृत् ॥ शोषारुचितृषाछर्दिहरं वल्यं च बृंहणम् ॥

મીઠું લીંબુ મધુર, ભારે અને વાયુ, પિત્ત, ઝેર, સર્પનું ઝેર, લોહીનો બીગાડ, શોષ, અરૂચિ, તરશ તથા ઉલટી એઓને હરનાર, કફસંબંધી પીડાને કરનાર, બળ આપનાર અને પુષ્ટિકારક છે.

## કર્મરંગ.

कर्मरङ्गं हिमं ग्राहि स्वाद्वम्लं कफवातहृत् ॥

કર્મરંગ (એક જાતનું લીંબુ) ટાઢું, મળને સુકાવનાર, મધુર, ખાટું, અને કફ તથા વાયુને હરનાર છે.

## *આંબલી.

अम्लिका चुक्रिकाम्ली च चुक्रा दन्तशठापि च । अम्ला च चिंचिका चिंचा तिन्तिडीका च तिन्तिडी ॥ अ-

*હિંદુ વૈદો તેને ટાઢી, પાચક, દસ્ત ખુલાસો લાવનાર અને ઝાડાની કબજીઆત અને તાવમાં ઘણી ઉપયોગી ગણેછે. આમલીની શીંગની ઉપરની છાલની રાખ ખારતરીકે દવામાં વપરાયછે. અને પાંદડાં સોજાઉપર બાંધવાથી સોજા ઉતરી જાયછે.

મખજન ઉલ અદવીઆનો કર્તા બે જાતની આંમલી વર્ણવેછે,-લાલ અને ભુરા રંગની. આ બે જાતમાં લાલ વધારે ઉત્તમ ગણાયછે. આંમલીના ગરભને મુસલમાન વૈદો ગ્રાહી, દસ્ત ખુલાસે લાવનાર, પિત્તની ઉલટી બંધ કરનાર અને જુલાબ વાટે પિત્ત કાઢી નાંખનાર ગણેછે. જુલાબ લાવવાને આપવી હોય ત્યારે તેની સાથે જેમ અને તેમ બીજા પ્રવાહી ઘણા થોડા આપવા. ગળાની અંદરના સોજા માટે આંમલીના પાણીના કોગળાથી સારો આરામ થાયછે. બીજમાં પણ ગ્રાહી ગુણ રહેલો છે અને તેમને બાફીને પોટીસ બનાવી ગુમડાંઉપર બાંધેછે. પાંદડાંને પાણીમાં વાટીને પાણી નીચોવી કાઢીને તે પાણી પિત્તના જોરથી આવતો તાવ અને પીશાબની ગરમીમાટે અપાયછે; અને તેમને વાટીને પોટીસ બનાવીને બાંધવાથી સોજા ઉતરી જાયછે અને દરદ કમી થાયછે. આંખના પડદાના સોજામાટે ફુલની પોટીસ બાંધેછે, અને ફુલનો રસ દુઝતા હરસમાં સારો ફાયદો કરેછે. ઝાડની છાલ પણ ગ્રાહી અને પાચક છે. આંમલીના ઝાડનો પવન દેશીલોકો તંદુરસ્તીને હાનિકર્તા ગણેછે અને એમ પણ કહેછે કે આમલીના ઝાડ નીચે તંબુ લાંબો વખત રહેવા દેવાથી તેમનું કપડું સડી જાયછે, તેમ આંમલીના ઝાડ નીચે બીજા છોડ પણ ક્વચિતજ જોવામાં આવેછે. મદ્રાસ ઇલાકાના લોકો આંમલીનું પાણી અને બીજી કેટલીક રીતે તૈયાર કરેલું મીશ્ર ખોરાકમાં ઘણું વાપરેછે. તેનાં બીજને પણ શેકીને અથવા બાફીને ખાયછે.

ચરકસંહિતામાં આમલીને આમ્લ, (ખાટી) પિત્તશામક (પિત્ત બેસાડનાર) અને સારક (થોડો જુલાબ લાવનાર) વર્ણવેલ છે.

ચક્રદત્તમાં ધંતુરા વિગેરેનું ઝેર ઉતારવામાટે ખજુર, દ્રાક્ષ, આંમલીનો ગર્ભ, દાડમનાં બીજ, ફાલસાં અને આમળાં સરખે ભાગે લઈને તેમને બારીક કરી તેમાં પાંચગણું પાણી મેળવીને ઉકાળીને ઘાટું કરી આપવા લખેલ છે. દવા તરીકે આંમલીનો ગરભ ૧ રૂપીઆભાર અથવા તેથી વધારે ખાવાથી થોડો જુલાબ લાગેછે, પાચનશક્તિ વધેછે અને તરસ થોડી લાગેછે. સાથે આંમલીનો ગરભ મેળવીને આપવાથી પહેલાની અસર વધારે સારી થાયછે, પરંતુ રેવંચીના શીરા જેવા જુલાબ સાથે મેળવવાથી તેની અસર થોડી કરેછે.

વીશીઅન લોકો મરડાના દરદમાં તેમજ પાચનશક્તિ વધારવામાટે આંમલીનાં બીજ બીજી દવાઓ સાથે મેળવીને વાપરેછે. સીલોનમાં કાળજા અને બરલની ગાંઠની બીમારીમાં ફુલની એક જાતની મીઠાઈ બનાવીને દરદીને આપેછે. પાંદડાંને બાફીને તેમને શેક કરવામાં વાપરેછે. આંમલીના ઝાડ નીચે સુવાથી રોગ થાયછે એમ આપણા લોકો માનેછે. આંમલીના ઠુંદનો ભુકો કરીને નાસુરઉપર ચોપડવાથી જલદી રૂઝ આવવા માંડેછે; અને પાંદડાંને થંડા પાણીમાં ભીંજવીને આંખો દુખવા આવી હોય ત્યારે તેમજ નાસુરઉપર બાંધેછે. બીજને વાટીને પાણી સાથે મેળવીને ગુમડાં ઉપર ચોપડવાથી અંદર જલદીથી પરૂ થઇ ગુમડું ફુટી જાયછે.

म्लिकाम्ला गुर्वातहरी पित्तकफास्रकृत् । पक्का तु दीपनी रूक्षा सरोष्णा कफवातनुत् ॥

નામ—અમ્લિકા, ચુક્રિકા, અમ્લી, ચુક્રા, દંતશઠા, અમ્લા, ચિંચિકા, ચિંચા, તિંતિડી અને ક્ષાર્યતિંતિડી એટલાં આંબલીનાં સંસ્કૃત નામ છે. હિં. અમીલી મ. ચીચ; અ. તમરહિંદી; ક. હુણીસે; તૈ. ચીંતાચેટ્ટુ; ઈં. Tamarind tree, લા. Tamarindus indicus.

ગુણ—આંબલી ( આંબલીનું કાચું ફ્લ ) ખાટી, ભારે, વાયુને હરનાર, અને પિત્ત, કફ તથા રૂધિરને કરનાર છે. આંબલીનું પાકું ફ્લ અગ્નિને દીપ્ત કરનાર, રૂક્ષ, મળને ખસેડનાર અને કફ તથા વાયુને મટાડનાર છે.

## અમ્લબેદ.

स्यादम्लवेतसश्चुक्रं शतवेधि सहस्रनुत् । अम्लवेतसमत्यम्लं भेदनं लघु दीपनम् ॥ हृद्रोगशूलगुल्मघ्नं पित्तलं लोमहर्षणम् । रूक्षं विण्मूत्रदोषघ्नं प्लीहोदावर्तनाशनम् ॥ हिक्कानाहारुचिश्वासकासाजीर्णवमिप्रणुत् । कफवातामयध्वंसि छागमांसद्रवत्वकृत् ॥ चणकाम्लगुणं ज्ञेयं लोहसूचीद्रवत्वकृत् ॥

નામ—અમ્લવેતસ, ચુક્ર, શતવેધિ અને સહસ્રનુત્ એટલાં અમલબેદનાં સંસ્કૃત નામ છે. હિં અમ્લબેત; ફા. તુર્ષક; મ. ચુકા; ઈં. Common soral; લા. Acido Zeyfolia

ગુણ—અમલબેદ બહુ ખાટું, દસ્ત લગાડનાર, હલકું, અગ્નિને દીપ્ત કરનાર, પિત્ત કરનાર, રૂવાડાંને ઉભાં કરનાર, રૂક્ષ, લોઢાની સોઇને પીગળાવી નાખનાર, ચણાની ખટાશ જેવા ગુણવાળું અને છાતીનાં દરદ, શૂળ, ગોળો, વિષ્ઠા તથા મૂત્રના દોષ, બરલનું દરદ, ઉદાવર્ત્ત નામનો રોગ, હીંક, આફરો, અરૂચિ, શ્વાસ, ઉધરસ, અજીર્ણ, વમન, કફસંબંધી રોગ, તથા વાયુસંબંધી રોગ મટાડનાર છે. અમલબેદથી બકરાનું માંસ પીગળી જાય છે.

## ૮ કોકમ.

वृक्षाम्लं तिन्तिडीकं च चुक्रं स्यादम्लवृक्षकम् । वृक्षाम्लमाममम्लोष्णं वातघ्नं कफपित्तलम् ॥ पक्वं तु गुरु संग्राहि कटुकं तुवरं लघु । अम्लोष्णं रोचनं रूक्षं दीपनं कफवातकृत् ॥ तृष्णार्शोग्रहणीगुल्मशूलहृद्रोगजन्तुजित् ॥

નામ—વૃક્ષામ્લ, તિંતિડીક, ચુક્ર અને અમ્લવૃક્ષક એટલાં કોકમનાં સંસ્કૃત નામ છે. હિં. વિષાંબીલ; મ. આમસોલ; ક. તીતીડીક; ઇં. Kokum butter tree; લા. Zarcinia purpuria.

ગુણ—કાચું કોકમ ખાટું, ગરમ, વાયુને હણનાર અને કફ તથા પિત્તને કરનાર. પાકું કોકમ ભારે, મળને સુકાવનાર, તીખું, તુરૂં, હલકું, ખાટું, ગરમ, રૂચિ ઉપજાવનાર, રૂક્ષ, અગ્નિને દીપ્ત કરનાર, કફ, તથા વાયુને કરનાર અને તરશ, અરશ, સંગ્રહણી, ગોળો, શળ, છાતીનાં દરદ તથા જીવડાંને મટાડનાર છે.

### ચતુરમ્લ અને પંચામ્લ.

[ अथ चतुरम्लपञ्चाम्लयोर्लक्षणम् ]

अम्लवेतसवृक्षाम्लबृहज्जम्बीरनिम्बुकैः । चतुरम्लं हि पञ्चाम्लं बीजपूरयुतैर्मतम् ॥

લક્ષણ—અમલબેદ, કોકમ, મોટું લાંબુ લીંબુ અને ગોળ ખાટું લીંબુ એ ચાર પદાર્થો ભેળા થઇને ચતુરમ્લ કહેવાય છે અને તેઓમાં બીજોરાંને ભેળવવામાં આવે ત્યારે પંચામ્લ કહેવાય છે.

### ફળોનો ઉપયોગ કરવાની રીત.

फलेषु परिपक्वं यद्गुणवत्तदुदाहृतम् । बिल्वादन्यत्र विज्ञेयमामं तद्धि गुणाधिकम् ॥ फलेषु सरसं यत्स्याद्गुणवत्तदुदाहृतम् । द्राक्षाबिल्वशिवादीनां फलं शुष्कं गुणाधिकम् ॥ फलतुल्यगुणं सर्वं मज्जानमपि निर्दिशेत् । फलं हिमाग्निदुर्वातव्यालकीटादिदूषितम् ॥ अकालजं कुभूमीजं पाकातीतं न भक्षयेत् ॥

( पाकातीतं पाकमतिक्रम्य स्थितम् )

બીલાં શિવાય બાકીનાં સઘળાં ફળોમાં પરિપક્વનેજ ગુણવાળું સમજવું. બીલું તો કાચું હોય તો બમણા ગુણવાળું છે. દ્રાખ, બીલી અને હરડે વગેરેનું જે ફળ સુકાએલું હોય તેમાં અધિક ગુણ છે. જેવા ફળમાં ગુણો કહ્યા છે તેવાજ ગુણો તેઓના ગર્ભમાં છે એમ સમજવું. જે ફળ હિમથી, અગ્નિથી, ખરાબ પવનથી, સર્પથી કે કીડા વગેરેથી બગડી ગયું હોય, સમય વગર થએલું હોય, ખરાબ પૃથ્વીમાં ઉત્પન્ન થયું હોય અથવા પાકીને બગડી ગયું હોય તે ફળને ખાવું નહિ.

इति श्रीभावप्रकाशे आम्रादिफलवर्गः ।

---

## अथ धातूपधातुरसोपरसरत्नोपरत्नविषोपविषवर्गः

### ધાતુનાં લક્ષણ તથા ગુણ.

स्वर्णं रूप्यं च ताम्रं च रङ्गं यसदमेव च । सीसं लोहं च सप्तैते धातवो गिरिसम्भवाः ॥ वलीपलितखालित्यकार्श्यावल्यजरामयान् । निवार्य देहं दधति नृणां तद्धातवो मताः ॥

સોનું, રૂપું, ત્રાંબું, કથીર, જસત, સીસું તથા લોઢું એ સાત ધાતુઓ પર્વતોમાં થાય છે. એઓ વળીયાં, સફેત કેશ, માથાનું કેશરહીતપણું, દુબળાપણું, નિર્બલપણું, ઘડપણ તથા રોગો એઓનું નિવારણ કરીને માણસોના શરીરને ધારી રાખે છે એટલામાટે ધાતુઓ કહેવાય છે.

### સોનું.

पुरा निजाश्रमस्थानां सप्तर्षीणां जितात्मनाम् । मरीचिरङ्गिरा अत्रिः पुलस्त्यः पुलहः क्रतुः ॥ वसिष्ठश्चेति सप्तैते कीर्तिताः परमर्षयः । पत्नीर्विलोक्य लावण्यलक्ष्मीसम्पन्नयौवनाः ॥ कन्दर्पदर्पविध्वस्तचेतसो जातवेदसः । प-

तितं यद्धरापृष्ठे रेतस्तद्धेमतामगात् ॥ कृत्रिमं चापि भवति तद्रसेन्द्रस्य वेधतः। स्वर्णं सुवर्णं कनकं हिरण्यं हेम हाटकम् ॥ तपनीयं च गाङ्गेयं कलधौतं च काञ्चनम् । चामीकरं शातकुम्भं तथा कार्तस्वरं च तत् ॥ जाम्बूनदं जातरूपं महारजतमित्यपि । दाहे रक्तं सितं छेदे निघषे कुङ्कुमप्रभम् ॥ क्षारं शुल्वोजितं स्निग्धं कोमलं गुरु हेम सत् ।

( सत्तमम् । )

तच्छ्वेतं कठिनं रूक्षं विवर्णं समलं दलम् ॥ दाहे छेदे सितं श्वेतं कषेत्याज्यं लघु स्फुटम् ।

( दलजोर इति लोके । स्फुटं यद्घनाहतं स्फुटति । )

सुवर्णं शीतलं वृष्यं बल्यं गुरु रसायनम् ॥ स्वादु तिक्तं च तुवरं पाके च स्वादु पिच्छिलम् । पवित्रं बृंहणं नेत्र्यं मेधास्मृतिमतिप्रदम् ॥ हृद्यमायुःकरं कान्तिवाग्विशुद्धिस्थिरत्वकृत् । विषद्वयक्षयोन्मादत्रिदोषज्वरशोषजित् ॥ बलं सवीर्यं हरते नराणां रोगव्रजान्पोषयतीह काये। असौख्यकर्ता च सदा सुवर्णमशुद्धमेतन्मरणं च कुर्यात् ॥ असम्यक्मारितं स्वर्णं बलं वीर्यं च नाशयेत् । करोति रोगान् मृत्युं च तद्धन्याद्यत्नतस्ततः ॥

ઉત્પત્તિ—મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સાત મુનિઓ સમર્ષિ કહેવાય છે. અંતઃકરણને તથા ઇંદ્રિયોને જીતનારા એ સમર્ષિઓ પોતાના આશ્રમમાં રહેતા હતા ત્યાં રૂપાળી અને પૂર્ણ જુવાનીવાળી એઓની સ્ત્રીઓને જોઈ કામાતુર થએલા અગ્નિદેવનું જે વીર્ય ધરતીપર પડ્યું તે સોનું થયું છે. પારદના વેધથી નવું બનાવટનું સોનું પણ થાય છે.

નામ—સ્વર્ણ, સુવર્ણ, કનક, હિરણ્ય, હેમ, હાટક, તપનિય, ગાંગેય, કુલધૌત, કાંચન, ચામીકર, શતકુંભ, કાર્તસ્વર, જાંબૂનદ, જાતરૂપ અને મહારજત એટલાં સોનાનાં સંસ્કૃત નામ છે. હિ. સોના; મ. સોને; ફા. તિલા; અ. જહબ; ક. સ્વર્ણ; તૈ. બગારં; ઈં. Gold; લા. Aurum

પરીક્ષા—જે સોનું તપાવતાં રાતું, કાપતાં ધોળું, રેડતાં કેસર જેવું દેખાય, રૂપા તથા ત્રાંબા વગરનું, સ્નિગ્ધ, કુણું, નિર્મલ અને ભારે હોય તે સોનું ઘણું ઉત્તમ છે એમ સમજવું. જે સોનું ધોળું, કઠણ, રૂક્ષ, ખરાબ વર્ણવાળું, મેલવાળું, ગાંઠા જેવું, તપાવતાં તથા કાપતાં ધોળાશવાળું, કસોટીમાં ધોળું, હલકું અને ઘણ મારતાં ફાટી જાય એવું હોય તે સોનું ત્યાગ કરવા યોગ્ય છે.

ગુણ—સોનું ટાઢું, ધાતુને પુષ્ટ કરનાર, બળ આપનાર, ભારે, રસાયન, મધુર, કડવું, તુરૂં, પાકમાં મધુર, ચીકાશવાળું, પવિત્ર, શરીરને વૃદ્ધિ આપનાર, નેત્રને હિતકારી, બુદ્ધિ સ્મરણ શક્તિ તથા વિચાર શક્તિને આપનાર, પ્રિય લાગે એવું, આયુષ્યને વધારનાર,

કાંતિને તથા વાણીને સ્વચ્છ કરનાર, સ્થિરતા આપનાર અને બે પ્રકારનાં વિષ, ક્ષય, ઉન્માદ, ત્રિદોષ, જ્વર તથા શોષ એઓને હરનાર છે. જો સોનું સંસ્કારથી બરાબર શોધાએલું ન હોય તો મનુષ્યોના બળને તથા વીર્યને હરી લે છે, અનેક રોગો ઉત્પન્ન કરીને કાયાને સુકાવી નાખે છે, સર્વદા અસુખ કરે છે અને મારી પણ દે છે. બરાબર નહી મરાએલું સોનું બળનો તથા વીર્યનો નાશ કરે છે, રોગોને ઉત્પન્ન કરે છે અને મરણ પણ કરે છે માટે પ્રયત્નપૂર્વક તેને મારવું જોઇએ.

## રૂપું.

त्रिपुरस्य वधार्थाय निर्निमेषैर्विलोचनैः । निरीक्षयामास शिवः क्रोधेन परिपूरितः ॥ अग्निस्तत्कालमपतत्तस्यैकस्माद्विलोचनात् । ततो रुद्रः समभवद्वैश्वानर इव ज्वलन् ॥ द्वितीयादपतन्नेत्रादश्रुविन्दुस्तु वामकात् । तस्माद्रजतमुत्पन्नमुक्तकर्मसु योजयेत् ॥ कृत्रिमं च भवेत्तद्धि वङ्गादिरसयोगतः । रूप्यं तु रजतं तारं चन्द्रकान्ति सितप्रभम् ॥ गुरु स्निग्धं मृदु श्वेतं दाहे छेदे घनक्षमम् । वर्णाढ्यं चन्द्रवत्स्वच्छं रूप्यं नवगुणं शुभम् ॥ कठिनं कृत्रिमं रूक्षं रक्तं पीतदलं लघु । दाहच्छेदघनैर्नष्टं रूप्यं दुष्टं प्रकीर्तितम् ॥ रूप्यं शीतं कपायाम्लं स्वादुपाकरसं सरम् । वयसः स्थापनं स्निग्धं लेखनं वातपित्तजित् ॥ प्रमेहादिकरोगांश्च नाशयत्यचिराद्ध्रुवम् ॥ तारं शरीरस्य करोति तापं विद्धं घनं यच्छति शुक्रनाशम् । वीर्यं वलं हन्ति तनोश्च पुष्टिं महागदाञ्शोषयति ह्यशुद्धम् ॥

**ઉત્પત્તિ**–ત્રિપુરાસુરનો વધ કરવાસારૂ ક્રોધથી ભરપૂર થએલા સદાશિવ નિમેષ ( મટકાં મારવાં ) વગરનાં નેત્રોથી જોઇ રહ્યા હતા તે સમયે તેમના એક નેત્રમાંથી તુરત અગ્નિ પડ્યો અને તે અગ્નિમાંથી અગ્નિ જેવો તેજસ્વી રૂદ્ર ઉત્પન્ન થયો. બીજા ડાબા નેત્રમાંથી આંસુનું ટીપું પડ્યું અને તે ટીપામાંથી રૂપું ઉત્પન્ન થયું. રૂપાનો શાસ્ત્રોમાં કહેલાં કામોમાં ઉપયોગ કરવો. કથીર આદિ રસોના યોગથી રૂપું બનાવટનું પણ થાયછે.

**નામ**–રૂપ્ય, રજત, તાર, ચંદ્રકાંતિ અને સિતપ્રભ એટલાં રૂપાનાં સંસ્કૃત નામ છે. હિં. રૂપા, ચાંદી; ફા. નુકરા; મ. રૂપે; અ. ફિદ્દ; ક. બેલ્લી; તૈ. વેંડી; ઈં. Silver; લા. Argentum.

**પરીક્ષા**–જે રૂપું સારા વર્ણવાળું, ચંદ્ર જેવું સ્વચ્છ, ભારે, સ્નિગ્ધ, કોમળ, તપાવતાં તથા કાપતાં ધોળાશવાળું અને ઘણના મારને ખમી શકે એવું હોય તેને ઉત્તમ સમજવું. ઉપર કહેલા નવ ગુણોથી રૂપાની પરીક્ષા કરવી. જે રૂપું કઠણ, બનાવેલું, રૂક્ષ, રાતું, પીળાં પતરાંવાળું, હલકું, તપાવતાં કે કાપતાં વીખાઇ જાય એવું કે ઘણ મારતાં ટુકડા થઈ જાય એવું હોય તેને દુષ્ટ સમજવું.

**ગુણ**–રૂપું ટાઢું, તુરૂં, ખાટું, પાકમાં તથા રસમાં મધુર, દસ્ત ઉતારનાર,

યૌવનને સ્થિર રાખનાર, સ્નિગ્ધ, મળોને ઉખેડનાર, વાયુ તથા પિત્તને મટાડનાર અને થોડા દિવસમાં અવશ્ય પ્રમેહ આદિ રોગોનો નાશ કરે છે. નહિ શોધાએલું લેળસેળવાળું રૂપું શરીરમાં તાપ ઉત્પન્ન કરે, વીર્યનો નાશ કરે, વીર્યને તથા બળને હણી નાખે, શરીરની પુષ્ટિને મટાડે અને મોટા રોગો ઉત્પન્ન કરીને શરીરને સુકાવી નાખે છે.

### ત્રાંબું.

शुक्रं यत्कार्तिकेयस्य पतितं धरणीतले । तस्मात्ताम्रं समुत्पन्नमिदमाहुः पुराविदः ॥ ताम्रमौदुम्बरं शुल्बमुदुंबरमितिस्मृतम् । रविप्रियं म्लेच्छमुखं सूर्यपर्यायनामकम् ॥ जपाकुसुमसङ्काशं स्निग्धं मृदु घनक्षमम् । लोहनागोज्झितं ताम्रं मारणाय प्रशस्यते ॥ कृष्णं रूक्षमतिस्तब्धं श्वेतं चापि घनासहम् । लोहनागयुतं चेति शुल्बं दुष्टं प्रकीर्तितम् ॥ ताम्रं कषायं मधुरं च तिक्तमम्लं च पाके कटुसारकं च । पित्तापहं श्लेष्महरं च शीतं तद्रोपणं स्याल्लघु लेखनं च ॥ पाण्डूदरार्शोज्वरकुष्ठकासश्वासक्षयान् पीनसमम्लपित्तम् । शोथं कृमिं शूलमपाकरोति प्राहुः परे बृंहणमल्पमेतत् ॥ एको दोषो विषे ताम्रे त्वसम्यङ्मारितेऽष्ट ते । दाहः स्वेदोऽरुचिर्मूर्च्छाक्लेदो रेको वमिभ्रमः ॥

( रेकः विरेकः )

ઉત્પત્તિ.–કાર્તિકેય સ્વામીનું જે વીર્ય પૃથ્વીપર પડ્યું હતું તેમાંથી ત્રાંબું ઉત્પન્ન થયું છે એમ ઇતિહાસવેત્તાઓ કહે છે.

નામ–તામ્ર, ઔદુંબર, શુલ્બ, ઉદુંબર, રવિપ્રિય અને મ્લેચ્છમુખ એટલાં ત્રાંબાનાં સંસ્કૃત નામ છે. જે સૂર્યનાં નામો છે તે સઘળાં ત્રાંબાનાં પણ નામો છે. હિ. તાંબા; મ. તાંબે; ફા. મીસ; ક. તામ્ર; અ. નુહાસ; તૈ. રાગી; ઈં. Copper; લા. Cuprun.

પરીક્ષા.–જે ત્રાંબું જાસુદના ફુલ જેવું; સ્નિગ્ધ, કોમળ, ઘણના મારને ખમી શકે એવું અને લોઢોડા તથા સીસાની ભેળ વગરનું હોય તે ત્રાંબું મારવાના કામમાં વપરાય છે. જે ત્રાંબું કાળું, રૂક્ષ, બહુ અક્કડ, ધોળું, ઘણને ન ખમે એવું અને લોઢોડા કે સીસાવાળું હોય તે દુષ્ટ કહેવાય.

ગુણ–ત્રાંબું તુરૂં, મધુર, કડવું; ખાટું; પાકમાં તીખું, દસ્ત ઉતારનાર, પિત્ત તથા કફને મટાડનાર, ટાઢું, વ્રણને રૂઝાવનાર, હલકું, મળોને ઉખેડનાર, અને પાંડુ, ઉદરરોગ, અરશ, જ્વર, કોઢ, ઉધરસ, શ્વાસ, ક્ષય, સળેખમ, અમ્લપિત્ત, સોજા, કૃમિ તથા શૂળને મટાડનાર છે. કેટલાએક કહેછે કે "ત્રાંબું શરીરને વધારવાના ગુણમાં કમતી છે." ઝેરમાં તો એક દોષ છે પણ બરાબર રીતે નહિ મરાએલા ત્રાંબામાં દાહ, પરસીનો, અરૂચિ, મૂર્છા, ગ્લાનિ, રેચ, વમન અને ભ્રમ એ આઠ દોષ રહે છે.

### કથીર.

रङ्गं वङ्गं त्रपु प्रोक्तं तथा पिच्चटमि-

त्यपि। खुरकं मिश्रकं चापि द्विविधं वङ्गमुच्यते॥ उत्तमं खुरकं तत्र मिश्रकं त्ववरं मतम्। रङ्गं लघु सरं रूक्षमुष्णं मेहकफकृमीन्॥ निहन्ति पाण्डुं सश्वासं चक्षुष्यं पित्तलं मनाक्॥ सिंहो यथा हस्तिगणं निहन्ति तथैव वङ्गोऽखिलमेहवर्गम्। देहस्य सौख्यं प्रबलेन्द्रियत्वं नरस्य पुष्टिं विदधाति नूनम्॥

નામ—રંગ, વંગ, ત્રપુ અને પિચ્ચટ એટલાં કથીરનાં સંસ્કૃત નામ છે. કથીરના ખુરક અને મિશ્રક એ ભેદ છે. ખુરક (રૂપાજેવું ચકચકીત) ઉત્તમ છે અને મિશ્રક અધમ છે. હિં. રાંગા; મ. કથીલ; ફા. અરજીજ; અ. રૂસાસ; ક. તવર; તૈ. તાગારામુ; ઈં. Tin લા. Stannum.

ગુણ—કથીર હલકું, દસ્ત ઉતારનાર, રૂક્ષ, નેત્રને હિતકારી, જરાક પિત્ત ઉત્પન્ન કરનાર અને પ્રમેહ, કફ, કૃમિ, પાંડુ તથા શ્વાસને મટાડનાર છે. જેમ સિંહ હાથીઓના સમૂહને મારી નાખે છે તેમ કથીર સઘળા પ્રમેહના સમૂહનો નાશ કરે, દેહમાં સુખ ઉપજાવે, ઈંદ્રિયોની પ્રબલતા કરે અને અવશ્ય શરીરમાં પુષ્ટિ આપે છે.

## જસત.

यसदं रङ्गसदृशं रीतिहेतुश्च तन्मतम्। यसदं तुवरं तिक्तं शीतलं कफपित्तहृत्॥ चक्षुष्यं परमं मेहान् पाण्डुं श्वासं च नाशयेत्॥

નામ—યસદ, રંગસદૃશ અને રીતિહેતુ એટલાં જસતનાં સંસ્કૃત નામ છે. હિં. જસ્તા; મ. જસ્ત; ફા. રૂએ તુતીઆ; અ. શબૂહા; તૈ. ખર્પર; ઈં. Zinc લા. Zincum.

ગુણ—જસત તુરૂં, કડવું, ટાઢું, કફ તથા પિત્તને હરનાર, નેત્રને બહુજ હિતકારી અને પ્રમેહ, પાંડુ તથા શ્વાસ એઓનો નાશ કરનાર છે.

## સીસું.

दृष्ट्वा भोगिसुतां रम्यां वासुकिस्तु मुमोच यत्। वीर्यं जातस्ततो नागः सर्वरोगापहो नृणाम्॥ सीसं ब्रध्नं च वप्रं च योगेष्टं नागनामकम्॥

( नागनामकम्। नागः भुजङ्ग इत्यादि। )

सीसं रङ्गगुणं ज्ञेयं विशेषान्मेहनाशनम्। नागस्तु नागशततुल्यबलं ददाति व्याधिं विनाशयति जीवनमातनोति। वह्निं प्रदीपयति कामबलं करोति मृत्युं च नाशयति सन्ततसेवितः सः॥ पाकेन हीनौ किल वङ्गनागौ कुष्ठानि गुल्मांश्च तथातिकष्टान्। कण्डूं प्रमेहानिलसादशोथभगन्दरादीन् कुरुतः प्रयुक्तौ॥

ઉત્પત્તિ—કોઈ રમણીય નાગકન્યાને જોવાથી વાસુકિ નાગનું જે વીર્ય પડ્યું હતું તેમાંથી સીસું ઉત્પન્ન થયું છે અને તે માણસોના સઘળા રોગોને મટાડે છે.

નામ—સીસ, બ્રધ્ન, વપ્ર, યોગેષ્ટ અને નાગ એટલાં સીસાનાં સંસ્કૃત નામ છે. નાગ અને ભુજંગ આદિ જેટલાં સાપનાં નામ છે તે સઘળાં સીસાનાં પણ નામ છે. હિં. સીસા; મ. શીસે; ફા. સુર્બ; અ.

અરવદ; ક. સીસા; તૈ. શીશ; ઈં. Lead, લા. Plumbum.

ગુણ—સીસામાં કથીરના જેવા ગુણો છે અને તે વિશેષે કરી પ્રમેહનો નાશ કરે છે. જો સીસાનું નિરંતર સેવન કરવામાં આવે તો તેથી સો હાથીઓના જેટલું બળ પ્રાપ્ત થાય, વ્યાધિઓનો નાશ થાય, જીવનનો વિસ્તાર થાય, અગ્નિ પ્રદીપ્ત થાય, કામદેવનું બળ વધે અને મૃત્યુ દૂર થાય છે. કથીર અને સીસું યોગ્ય રીતે પકાવ્યા વગર ખાવામાંઆવે તો તેથી કોઢ, અત્યંત દુ ખદાયી ગોટા, શૂળ, પ્રમેહ, વાયુની પીડા, સોજા અને ભગંદર આદિ રોગો ઉત્પન્ન થાય છે.

## લોઢું.

पुरा लोमिनदैत्यानां निहतानां सुरैर्युधि । उत्पन्नानि शरीरेभ्यो लोहानि विविधानि च ॥ लोहोऽस्त्री शस्त्रकं तीक्ष्णं पिण्डं कालायसायसी । गुरुता दृढतोत्क्लेदः कश्मलं दाहकारिता ॥ अश्मदोषः सुदुर्गन्धो दोषाः सप्तायसस्य तु । लोहं तिक्तं सरं शीतं मधुरं तुवरं गुरु ॥ रूक्षं वयस्यं चक्षुष्यं लेखनं वातलं जयेत् । कफं पित्तं गरं शूलं शोफार्शःप्लीहपाण्डुताः मेदो मेहकृमीन् कुष्ठं तत्किट्टं तद्वदेव हि ॥ पाण्डुत्वकुष्ठामयमृत्युदं भवेद्धृद्रोगशूलौ कुरुतेऽश्मरीं च । नानारुजानां च तथा प्रकोपं करोति हृल्लासमशुद्धलोहम् ॥ जीवहारि मदकारि चायसं देहशुद्धिहृदसंस्कृतं ध्रुवम् । पाटवं न तनुते शरीरके दारुणां हृदि रुजं च यच्छति ॥ कूष्माण्डं तिलतैलं च माषान्नं राजिकां तथा । मद्यमम्लरसं चापि त्यजेल्लोहस्य सेवकः ॥

ઉત્પત્તિ—પૂર્વે દેવતાઓએ યુદ્ધમાં મારેલા લોમિન નામના દૈત્યોનાં શરીરોમાંથી અનેક પ્રકારનાં લોઢાં ઉત્પન્ન થયાં છે.

નામ—લોહ (પુંલ્લિંગ તથા નપુંસકલિંગ) શસ્ત્રક, તીક્ષ્ણ, પિંડ, કાલાયસ અને અયસ્ એટલાં લોઢાંનાં નામ છે હિ. લોહા; મ. લોખંડ; ફા. આહન, અ. હદીદ; ક. અયસ્કાંત; તૈ. ઇનુમુ, ઈં. Iron, લા. Ferrum

ગુણ—લોઢામાં ભારેપણું, દૃઢપણું, ગ્લાનિ કરનારપણું, મૂર્છા આપનારપણું, દાહ કરનારપણું, પથરા સંબંધી દોષ અને બહુજ દુર્ગંધ એ સાત દોષ છે. લોઢું કડવું, દસ્ત ઉતારનાર, ટાઢું, મધુર, તુરું, ભારે, રૂક્ષ, યૌવન આપનાર, નેત્રને હિતકારી, મળોને ઉખેડનાર, વાયુ કરનાર અને કફ, પિત્ત, ઝેર શૂળ, સોજા, અર્શ, બરલ, પાંડુ, મેદ, પ્રમેહ, કૃમિ તથા કોઢને મટાડનાર છે. લોઢાની કીટીમાં પણ લોઢાના જેવાજ ગુણો છે. જો અશુદ્ધ લોઢું ખાવામાં આવે તો પાંડુરોગ, કોઢ, મરણ, હૃદયના રોગ, શૂળ, પથરી, હૃલ્લાસ અને બીજા પણ અનેક પ્રકારના રોગોનો પ્રકોપ થાય છે. જેને યોગ્ય સંસ્કાર નહીં અપાયા હોય એવું લોઢું જીવનને હરનાર, મદ કરનાર, દેહની અ

અછતાને મટાડનાર, શરીરમાં સામર્થ્ય રેહેવા દેતું નથી અને હૃદયમાં દારૂણ પીડા ઉત્પન્ન કરે છે.

પથ્ય—લોઢાનું સેવન કરનારાએ કોળું, તલનું તેલ, અડદનું અન્ન, રાઈ, મધ અને ખાટા રસ એઓનો ત્યાગ કરવો.

## સારલોહ.

क्षमाभृच्छिखराकाराण्यङ्गान्यम्लेन लेपयेत् । लोहैस्तुर्यत्र सूक्ष्माणि तत्सारमभिधीयते ॥ लोहं साराह्वयं हन्त्यारूहणीमतिसारकम् । अर्धं सर्वाङ्गजं वातं शूलं च परिणामजम् ॥ छर्दिं च पीनसं पित्तं श्वासं कासं व्यपोहति ॥

લક્ષણ—જે લોઢાના મોટા મોટા કઠણ ગાંઠાઓને ખાટા રસથી લેપન કરતાં તે ગાંઠાઓ પાતળા પડી જાય તે લોઢું સારલોહ કેહેવાય છે.

ગુણ—એ લોઢું સંગ્રહણી, અતિસાર, અર્દ્ધાંગવાયુ, સર્વાંગવાયુ, અન્ન પચ્યા પછી નીકળતાં શૂળ, વમન, સળીખમ, પિત્ત, શ્વાસ અને ઉધરસને મટાડે છે.

## કાંતલોહ.

यत्पात्रे न प्रसरति जले तैलबिन्दुः प्रतप्ते हिङ्गुर्गन्धं त्यजति च निजं तिक्ततां निम्बवल्कः ॥ तप्तं दुग्धं भवति शिखराकारकं नैति भूमिं । कृष्णाङ्गः स्यात्सजलचणकः कान्तलोहं तदुक्तम् ॥ गुल्मोदरार्शःशूलाममामवातं भगन्दरम् । कामलाशोथकुष्ठानि क्षयं कान्तमयो हरेत् ॥ प्लीहानमम्लपित्तं च यकृच्चापि शिरोरुजम् । सर्वान्रोगान् विजयते कान्तलोहं न संशयः ॥ बलं वीर्यं वपुःपुष्टिं कुरुतेऽग्निं विवर्धयेत् ॥

પરીક્ષા—જે લોઢાના પાત્રમાં ઊના કરેલા પાણીમાં તેલનો છાંટો પસરી શકે નહિ, તથા જેના પાત્રમાં હિંગ નાખતાં હીંગનો પોતાનો ગંધ જતો રહે તેમજ લીંબડાની છાલ નાખતાં તેની કડવાશ જતી રેહે અને જેની કડાઇમાં ઊનું કરેલું દૂધ ઉભરાઇને શિખર જેવું થતાં પણ ધરતી પર પડે નહિ તથા જેના પાત્રમાં નાખેલો ભીજવેલો ચણો કાળો થઇ જાય તે કાંતલોહ કેહેવાય છે.

ગુણ—એ લોઢું ગોળા, ઉદરરોગ, અરશ, આમ, આમવાયુ, ભગંદર, કમળો, સોજા, કોઢ, ક્ષયરોગ, બરલ, અમ્લપિત્ત, જમણા પડખાની ગાંઠની પીડા અને માથાની પીડા તથા સઘળા રોગ એઓને મટાડે છે એમાં સંશય નથી. એ લોઢું બળ, વીર્ય તથા શરીરની પુષ્ટિને આપનાર અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે.

## લોઢાની કીટી.

ध्मायमानस्य लोहस्य मलं मण्डूरमुच्यते । लोहसिंहानिका किट्टी सिंहानं च निगद्यते ॥ यल्लोहं यद्गुणं प्रोक्तं तत्किट्टमपि तद्गुणम् ॥

લોઢાને અગ્નિમાં નાખીને ધમતાં જે તેનો મેલ (કીટી) નીકળે છે તે મંડૂર, લોહસિંહાનિકા, કીટી, અને સિંહાન કેહેવાય છે. જે લોઢામાં જેવા ગુણ છે તે લોઢાની કીટીમાં પણ તેવાજ ગુણો છે.

## ઉપધાતુઓ.

सप्तोपधातवः स्वर्णमाक्षिकं तारमाक्षिकम् । तुत्थं कांस्यं च रीतिश्च सिन्दूरं च शिलाजतु ॥

[ उपधातवः गौणा धातवः । ]

उपधातुषु सर्वेषु तत्तद्धातुगुणा अपि। सन्ति किं तेषु तेऽन्त्योनास्तत्तदंशाल्पभावतः ॥

સોનામખી, રૂપામખી, મોરથુથુ, કાંસું, પીતળ, સિંદૂર અને શિલાજિત એ સાત ઉપધાતુઓ (ગૌણધાતુઓ) કહેવાય છે. સઘળા ઉપધાતુઓમાં તે તે ધાતુઓના ગુણ રહ્યા છે પરંતુ તે ગુણો તે તે ધાતુઓના અંશ ઓછા હોવાને-લીધે ઓછા હોય છે.

## સોનામખી.

स्वर्णमाक्षिकमाख्यातं तापीजं मधुमाक्षिकम् ॥ ताप्यं माक्षिकधातुश्च मधुधातुश्च सस्मृतः। किंचित्सुवर्णसाहित्यात् स्वर्णमाक्षिकमीरितम्॥उपधातुः सुवर्णस्य किंचित्स्वर्णगुणान्वितम्। तथा च काञ्चनाभावे दीयते स्वर्णमाक्षिकम् ॥ किंतु तत्तानुकल्पत्वात्किंचिदूना गुणास्ततः ॥ न केवलं स्वर्णगुणा वर्तन्ते स्वर्णमाक्षिके ॥ द्रव्यान्तरस्य संसर्गात्सन्त्यन्येऽपि गुणा यतः॥ सुवर्णमाक्षिकं स्वादु तिक्तं वृष्यं रसायनम् ॥ चक्षुष्यं वस्तिरुक्कुष्ठपाण्डुमेहविषोदरान्। अर्शः शोथं विषं कण्डूं त्रिदोषमपि नाशयेत् ॥ मन्दानलत्वं बलहानिमुग्रां विष्टम्भितां नेत्रगदान्सकुष्ठान् । तथैव मालां व्रणपूर्विकां च करोति तापीजमशुद्धमेतत् ॥

નામ–સ્વર્ણમાક્ષિક, તાપીજ, મધુમાક્ષિક, તાપ્ય, માક્ષિક ધાતુ અને મધુધાતુ એટલાં સોનામખીનાં સંસ્કૃત નામ છે. હિં. સોનામખી; મ. દગડી સોનામખી; અ. સુર્કશીશા જહબી; ક. ધાતુમાક્ષીક; તે. સ્વર્ણમાખી; ઇં. Iron pyrites; લા. Ferri sulphuretum.

ગુણ–એ ઉપધાતુમાં કાંઈક સુવર્ણ ભેળું હોય છે તેથી સ્વર્ણમાક્ષિક કહેવાય છે. સોનામખી સોનાનો ઉપધાતુ છે તેથી તેમાં સોનાનો કાંઈક ગુણ રહ્યો છે અને એટલા માટેજ સોનાને અભાવે સોનામખી દેવામાં આવે છે. પણ એ સોનાને અભાવે દેવાય છે માટે તેમાં સોના કરતાં કાંઈક ઓછા ગુણ છે એમ સમજવું. સોનામખીમાં માત્ર સોનાના ગુણ રહ્યા છે એમ નથી પણ તેમાં બીજા પદાર્થોનો સંસર્ગ હોવાથી બીજા ગુણો પણ રહ્યા છે. સોનામખી મધુર, કડવી, વીર્યને વધારનાર, રસાયન, નેત્રને હિતકારી અને નાભિથી નીચેના ભાગનાં દરદ, કોઢ, પાંડુ, પ્રમેહ, વિષ, ઊદરરોગ, અરશ, સોજા, ચળ અને ત્રિદોષ એઓનો નાશ કરનાર છે. જો અશુદ્ધ સોનામખીનો ઉપયોગ કરવામાં આવે તો તેથી અગ્નિનું મંદપણું, બળની બહુજ હાનિ, દસ્તની કબજીયત, નેત્રના રોગ, કોઢ અને વ્રણોની પંક્તિ ઉત્પન્ન થાય છે.

## રૂપામખી.

तारमाक्षिकमन्यत्तु तद्भवेद्रजतोपमम् । किंचिद्रजतसाहित्यात्तारमाक्षिकमीरितम् ॥ अनुकल्पतया तस्य ततो हीना गुणाः स्मृताः । न केवलं रूप्यगुणा यतः स्यात्तारमाक्षिकम् ॥ स्वादुपाके रसे किंचित्तिक्तं वृष्यं रसायनम् । चक्षुष्यं बस्तिरुक्कुष्ठपाण्डुमेहविषोदरम् ॥ अर्शः शोथं क्षयं कण्डूं त्रिदोषमपि नाशयेत् ॥ मन्दानलत्वं बलहानिमुग्रां विष्टम्भितां नेत्रगदान्सकुष्ठान् । तथैव मालां व्रणपूर्विकां च करोति तापीजमिदं च तद्वत् ॥

નામ–રૂપામખી રૂપાજેવી થાય છે અને તેમાં કાંઈક રૂપું રહેલું છે તેથી રૂપામખી કેહેવાય છે. હિં. તારામુખી મ. રૌપ્યમાક્ષી; ક. ચરડુમાક્ષીક; અ. મુર્દેશીશાક્રીદા. રૂપાને અભાવે રૂપામખી દેવામાં આવે છે માટે તેમાં રૂપા કરતાં ઓછા ગુણો છે એમ સમજવું.

ગુણ–રૂપામખીમાં રૂપાનાજ ગુણો છે એમ નથી પણ બીજા ગુણો પણ રહ્યા છે. રૂપામખી પાકમાં મધુર, રસમાં કાંઇક કડવી, વીર્યને વધારનાર, રસાયન, નેત્રને હિતકારી અને નાભિથી નીચેના ભાગના રોગ, કોઢ, પાંડુ, પ્રમેહ, વિષ, ઉદરરોગ, અરશ, સોજા, ક્ષય, ચળ તથા ત્રિદોષનો નાશ કરનાર છે. જો અશુદ્ધ રૂપામખીનો ઉપયોગ કરવામાં આવે તો તેથી અગ્નિનું મંદપણું, બળની બહુજ હાની, દસ્તની કબજીયત, નેત્રના રોગ, કોઢ અને વ્રણોની પંક્તિ ઉત્પન્ન થાય છે.

## મોરથુથુ.

तुत्थं वितुन्नकं चापि शिखिग्रीवं मयूरकम् । तुत्थं ताम्रोपधातुर्हि किंचित्ताम्रेण तद्भवेत् ॥ किंचित्ताम्रगुणं तस्माद्वक्ष्यमाणगुणं च तत् । तुत्थकं कटुकं क्षारं कषायं वामकं लघु ॥ लेखनं भेदनं शीतं चक्षुष्यं कफपित्तहृत् । विषाश्मकुष्ठकण्डूघ्नं खर्परं चापि तद्गुणम् ॥

નામ–તુત્થ, વિતુન્નક, શિખિગ્રીવ અને મયૂરક એટલાં મોરથુથુનાં સંસ્કૃત નામ છે. હિં. નીલાથોથા; મ. મોરચુક; ફા. તૂદીયા; અ. તુતીયા અકજર; ક. મયુરતુત્થ; તૈ. મેલતુતુ; ઇં. Sulphate of copper લા. Cuprea Sulphas.

ગુણ–મોરથુથુ એ ત્રાંબાનો ઉપધાતુ છે. તેમાં કાંઇક ત્રાંબાનો યોગ છે તેથી થોડાક ત્રાંબાના ગુણ રહ્યા છે અને બીજા નીચેપ્રમાણે પણ ગુણો છે. મોરથુથુ તીખું, ખારૂં, તુરૂં, વમન કરાવનાર, હલકું, મળોને ઉખેડનાર, દસ્ત લગાડનાર, ટાઢું, નેત્રને હિતકારી અને કફ, પિત્ત, વિષ, પથરી, કોઢ, તથા ચળને મટાડનાર છે. જે મોરથુથુમાં ગુણો છે તેજ કલખાપરીયામાં પણ ગુણો છે.

## કાંસું.

ताम्रत्रपुजमाख्यातं कांस्यं घोषं च कंसकम् । उपधातुर्भवेत् कांस्यं द्वयोस्तरणिरङ्गयोः ॥ कांस्यस्य तु गुणा ज्ञेयाः स्वयोनिसदृशा जनैः । संयोगज-

प्रभावेण तस्यान्येऽपि गुणाः स्मृताः ॥ कांस्यं कषायं तिक्तोष्णं लेखनं विशदं सरम् । गुरु नेत्रहितं रूक्षं कफपित्तहरं परम् ॥

નામ–તામ્રત્રપુજ, કાંસ્ય, ઘોષ અને કંસક એટલાં કાંસાનાં સંસ્કૃત નામ છે. હિં. કાંસા; મ. કાંસે; ફા. રોઇન; અ. તાલિકુન; ક. કુંચુ; ઇં. Brinze.

ગુણ–કાંસું એ ત્રાંબાનો અને કથીરનો ઉપધાતુ છે અને એઓમાંથી ઉત્પન્ન થએલ છે. ત્રાંબાના અને કથીરના ગુણો છે તે ગુણો કાંસામાં છે. સંયોગના પ્રભાવને લીધે તેમાં બીજા પણ કેટલાએક ગુણો છે. કાંસું તુરૂં, કડવું, ગરમ, મળને ઉખેડનાર, સ્વચ્છ, દસ્ત ઉતારનાર, ભારે, નેત્રને હિતકારી, રૂક્ષ છે અને કફ તથા પિત્તને બહુજ હરનાર છે.

## પીતળ.

पित्तलं स्वारकूटं स्यादारो रीतिश्च कथ्यते । राजरीतिर्ब्रह्मरीतिः कपिला पिङ्गलापि च ॥ रीतिरप्युपधातुः स्यात्ताम्रस्य यसदस्य च । पित्तलस्य गुणा ज्ञेयाः स्वयोनिसदृशा जनैः॥ संयोगजप्रभावेण तस्याप्यन्ये गुणाः स्मृताः॥ रीतिकायुगलं रूक्षं तिक्तं च लवणं रसे॥ शोधनं पाण्डुरोगघ्नं कृमिघ्नं नातिलेखनम् ॥

નામ–પિત્તલ, આરકૂટ, આર અને રીતિ એટલાં પીતળનાં સંસ્કૃત નામ છે. હિં. પીતલ; ફા. બિરંજ; તે. ઇતટી; ક. પિત્તાલેપરડુ. ઈં. Brass

ગુણ–તપાવીને કાંજીમાં બોળતાં જેમાં રતાસ દેખાય તે પીતળ રાજરીતિ અને જેમાં પીંગળાપણું દેખાય તે પીતળ બ્રહ્મરીતિ કહેવાય છે. પીતળ એ ત્રાંબાનો અને જસતનો ઉપધાતુ છે એટલા માટે પીતળમાં ત્રાંબાના અને જસતના જેવા ગુણો છે. સંયોગના પ્રભાવને લીધે તેમાં બીજા પણ ગુણો છે. બન્ને જાતનું પીતળ રૂક્ષ, કડવું, રસમાં ખારૂં, સાફ કરનાર, મળોને બહુ ઉખેડનાર નથી અને પાંડુરોગ તથા કૃમિનો નાશ કરનાર છે.

## સિંદૂર.

सिन्दूरं रक्तरेणुश्च नागगर्भश्च सीसजम् । सीसोपधातुः सिन्दूरं गुणैस्तत्सीसवन्मतम् ॥ संयोगजप्रभावेण तस्याप्यन्ये गुणाः स्मृताः। सिन्दूरमुष्णं वीसर्पकुष्ठकण्डूविषापहम् ॥ भग्नसन्धानजननं व्रणशोधनरोपणम् ॥

નામ–સિંદૂર, રક્તરેણુ, નાગગર્ભ, અને સીસજ એટલાં સિંદૂરનાં સંસ્કૃત નામ છે. હિં. જાફર; મ. શેંદ્રી; ક. સીંદૂરી; ઈં. Ornotto; લા. Briza Orimana;

ગુણ–સિંદૂર એ સીસાનો ઉપધાતુ છે માટે તેમાં સીસાના ગુણો છે અને સંયોગના પ્રભાવને લીધે બીજા પણ ગુણો છે. સિંદૂર ગરમ, ભાંગાને સાંધનાર, વ્રણને સાફ કરનાર, વ્રણમાં ધરતી લાવનાર અને રતવા, ચાઠ, ચળ તથા વિષને મટાડનાર છે.

### શિલાજિત.

निदाघे घर्मसन्तप्ता धातुसारं धराधराः । निर्यासवत्प्रमुञ्चन्ति तच्छिलाजतु कीर्तितम् ॥ सौवर्णं राजतं ताम्रमायसं तच्चतुर्विधम् । शिलाजत्वद्रिजतु च शैलनिर्यास इत्यपि ॥ गैरेयमश्मजं चापि गिरिजं शैलधातुजम् । शिलाजं कटु तिक्तोष्णं कटुपाकं रसायनम् ॥ छेदि योगवहं हन्ति कफमेदाश्मशर्कराः । मूत्रकृच्छ्रं क्षयं श्वासं वातार्शांसि च पाण्डुताम् ॥ अपस्मारं तथोन्मादं शोथकुष्ठोदरकृमीन् । सौवर्णं तु जपापुष्पवर्णं भवति तद्रसात् ॥ मधुरं कटु तिक्तं च शीतलं कटुपाकि च । राजतं पाण्डुरं शीतं कटुकं स्वादुपाकि च ॥ ताम्रं मयूरकण्ठाभं तीक्ष्णमुष्णं च जायते । लौहं जटायुपक्षाभं तत्तिक्तं लवणं भवेत् ॥ विपाके कटुकं शीतं सर्वश्रेष्ठमुदाहृतम् ॥

ઉત્પત્તિ—ઉનાળામાં ગરમીથી તપેલા પર્વતો ગુંદરજેવા ધાતુઓના સારને સ્રવે છે તે શિલાજિત કહેવાય છે. સોનાનું, રૂપાનું, ત્રાંબાનું અને લોઢાનું એમ ચાર પ્રકારનું શિલાજીત થાય છે.

નામ—શિલાજતુ, અદ્રિજતુ, શૈલનિર્યાસ, ગૈરેય, અશ્મજ, ગિરિજ અને શૈલધાતુજ એટલાં શિલાજિતનાં સંસ્કૃત નામ છે. હિં. શિલાજીત; ક. કલુબેચરૂ; ઇં. Asphalt લા. Asphaltum punjabinum.

ગુણ—શિલાજિત તીખું, કડવું, ગરમ, પાકમાં તીખું, રસાયન, મળનું છેદન કરનાર, અનુપાન સાથે મેળવતાં તેના ગુણ વધારીને અમૃતતુલ્ય થાય એવું અને કફ, મેદ, પથરી, શર્કરા, મૂત્રકૃચ્છ્ર, ક્ષય, શ્વાસ, વાયુસંબંધી અર્શ, પાંડુ, વાઇ, ઉન્માદ, સોજા, ઉદરરોગ તથા કૃમિ એઓને મટાડનાર છે. સોનાનું શિલાજિત જાસુદના ફુલ જેવા રંગવાળું થાય છે અને તે રસમાં મધુર, તીખું, કડવું, ટાઢું, તથા પાકમાં તીખું. રૂપાનું શિલાજિત સફેદ થાય છે તે ટાઢું, તીખું અને પાકમાં મધુર છે. ત્રાંબાનું શિલાજિત મોરના ગળાના જેવા રંગવાળું થાય છે તે તીક્ષ્ણ અને ગરમ છે. લોઢાનું શિલાજિત ગીધની પાંખોના જેવા રંગવાળું થાય છે અને તે કડવું, ખારૂં, પાકમાં તીખું, ટાઢું તથા સર્વ કરતાં શ્રેષ્ઠ છે.

### પારદ.

रसायनार्थिभिर्लोकैः पारदो रस्यते यतः । ततो रस इति प्रोक्तः स च धातुरपि स्मृतः ॥ शिवाङ्गात्प्रच्युतं रेतः पतितं धरणीतले । तद्देहसारजातत्वाच्छुक्लमच्छमभूच्च तत् ॥ क्षेत्रभेदेन विज्ञेयं शिववीर्यं चतुर्विधम् । श्वेतं रक्तं तथा पीतं कृष्णं तत्तु भवेत्क्रमात् ॥ ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रश्च खलु जातितः । श्वेतं शस्तं रुजां नाशे रक्तं किल रसायनम् ॥ धातुवादे तु तत्पीतं खे गतौ कृष्णमेव च । पारदो रसधातुश्च रसेन्द्रश्च महारसः ॥ चपलः शिववीर्यं च रसः सूतः शिवाह्वयः । पारदः षड्रसः

स्निग्धस्त्रिदोषघ्नो रसायनः ॥ योगवाही महावृष्यः सदा दृष्टिबलप्रदः । सर्वामयहरः प्रोक्तो विशेषात्सर्वकुष्ठनुत् ॥ स्वस्थो रसो भवेद् ब्रह्मा बद्धो ज्ञेयो जनार्दनः । रञ्जितः क्रामितश्चापि साक्षाद्देवो महेश्वरः ॥ मूर्छितो हरति रुजं बन्धनमनुभूय खे गतिं कुरुते । अजरीकरोति हि मृतः कोऽन्यः करुणाकरः सूतात् ॥ असाध्यो यो भवेद्रोगो यस्य नास्ति चिकित्सितम् । रसेन्द्रो हन्ति तं रोगं नरकुञ्जरवाजिनाम् ॥ मलं विषं वह्निगिरित्वचापले नैसर्गिकं दोषमुशन्ति पारदे । उपाधिजौ द्वौ त्रपुनागयोगजौ दोषौ रसेन्द्रे कथितौ मुनीश्वरैः ॥ मलेन मूर्छा मरणं विषेण दाहोऽग्निना कष्टतरः शरीरे । देहस्य जाड्यं गिरिणा सदा स्याचाञ्चल्यतो वीर्यहृतिश्च पुंसाम् । वङ्गेन कुष्टं भुजगेन पण्डो भवेदतोऽसौ परिशोधनीयः ॥ वह्निर्विषं मलं चेति मुख्या दोषास्त्रयो रसे । एते कुर्वन्ति सन्तापं मृतिं मूर्छां नृणां क्रमात् ॥ अन्येऽपि कथिता दोषा भिषग्भिः पारदे यदि । तथाप्येते त्रयो दोषा हरणीया विशेषतः ॥ संस्कारहीनं खलु सूतराजं यः सेवते तस्य करोति बाधाम् । देहस्य नाशं विदधाति नूनं कष्टांश्च रोगान् जनयेन्नराणाम् ॥

ઉત્પત્તિ–રસાયનને ઇચ્છનારા લોકો પારાનો સ્વાદ લે છે તેથી પારો રસ કહેવાય છે અને તે ધાતુ પણ કહેવાય છે. સદાશિવનાં અંગમાંથી સ્ખલિત થએલું વીર્ય ધરતીપર પડતાં સદાશિવના શરીરના સારથી ઉત્પન્ન થએલું હોવાને લીધે ધોળું અને સ્વચ્છ થયું છે તે પારદ કહેવાય છે.

લક્ષણ–ક્ષેત્રોના ભેદને લીધે એ સદાશિવનું વીર્ય ધોળું, રાતું, પીળું અને કાળું એમ ચાર પ્રકારનું થએલું છે. ધોળો પારદ બ્રાહ્મણ જાતનો છે, રાતો ક્ષત્રિય જાતનો છે, પીળો વૈશ્ય જાતનો અને કાળો શૂદ્ર જાતનો છે. ધોળો પારદ રોગોનો નાશ કરવામાં ઉત્તમ છે, રાતો પારદ રસાયન છે, પીળો પારદ કીમીયા કરવામાં ઉત્તમ છે અને કાળો પારદ આકાશમાં ચાલવાની ગતિ આપવામાં વખણાય છે.

નામ–પારદ, રસધાતુ, રસેંદ્ર, મહારસ, ચપલ, શિવવીર્ય, રસ અને સૂત એટલાં પારદનાં સંસ્કૃત નામ છે. જે સદાશિવનાં નામો છે તે સઘળાં પારદનાં પણ નામો છે. હિં. મ. પારા; ફા. સિમાબ; અ. ઝીબક; ક. પારદરસ; તૈ. પારદરસ; ઇં. Mercury; લા. Hydrargyrum.

ગુણ–પારદ છ રસવાળો, સ્નિગ્ધ, ત્રણે દોષને હણનાર, રસાયન, અનુપાનની સાથે મેળવતાં તેના ગુણ વધારીને અમૃતતુલ્ય થાય એવો, વીર્યને બહુજ વધારનાર, સર્વદા નેત્રના બળને આપનાર, સઘળા રોગોને હરનાર અને વિશેષે કરી સઘળા પ્રકારના કોઢને મટાડનાર છે. સ્વસ્થ પારદ બ્રહ્મારૂપ, બંધાએલો પારદ વિષ્ણુરૂપ, અને જેને રંજન

તથા કામન સંસ્કાર આપાયા હોય તે પારદ સાક્ષાત્ સદાશિવરૂપ છે. પારદ પોતે મૂર્છિત થઇને પરાયા રોગને મટાડે છે, પોતે બંધન પામીને આકાશમાં ગતિ આપે છે અને પોતે મરીને માણસને અજરામર કરે છે. માટે પારદ જેવો બીજો કોણ દયાળુ છે? કોઈ નથી. માણસો, હાથીઓ કે ઘોડાઓનો જે રોગ અસાધ્ય હોય અને જેની ચિકિત્સા પણ ન હોય તે રોગને પણ પારદ હણી નાખે છે. મળ, વિષ, અગ્નિ, ગિરિપણું અને ચપલપણું, એ ચાર દોષ પારદમાં સ્વાભાવિક છે. એ ઉપરાંત કથીરના યોગથી તથા સીસાના યોગથી બીજા બે આગંતુક દોષ પણ છે એમ મોટા મુનિઓએ કહ્યું છે. મળથી મૂર્છા થાયછે, વિષથી મરણ થાયછે, અગ્નિથી શરીરમાં મહાભયંકર દાહ થાયછે, ગિરિપણાથી સર્વદા દેહમાં જડપણું થાય છે, ચપલપણાથી પુરૂષોનું વીર્ય હરાઈ જાય છે, કથીરના યોગથી કોઢ થાય છે અને સીસાના યોગથી નપુંસકપણું થાય છે એટલા માટે પારદને શુદ્ધ કરવો જોઇએ. અગ્નિ, વિષ અને મળ એ ત્રણ દોષો પારદમાં મુખ્ય છે અને એ દોષો અનુક્રમે માણસોને સંતાપ, મરણ તથા મૂર્છા આપે છે. જો કે વૈદ્યોએ પારદમાં બીજા પણ કેટલાએક દોષો કહેલા છે તોપણ વિશેષે કરી એ ત્રણ દોષોને તો મટાડવાજ જોઇએ. જો સંસ્કારો આપ્યાવગરના પારદનું સેવન કરવામાં આવે તો તેથી ઘણી અડચણ થાય છે, દેહનો નાશ થાયછે અને અવશ્ય મહાભયંકર રોગો ઉત્પન્ન થાય છે.

## ઉપરસો.

गन्धो हिङ्गुलमभ्रतालकशिलाः स्रोतोऽञ्जनं टङ्कणं राजावर्तकचुम्बकौ स्फटिकिका शङ्खः खटी गैरिकम् । कासीसं रसकंकपर्दसिकता वोलाश्च कङ्कुष्ठकं सौराष्ट्री च मता अमी उपरसाः सूतस्य किञ्चिद्गुणैः ॥

उपरसा गौणा रसाः

ગંધક, હીંગળો, અભ્રક, હરતાળ, મણશીલ, સુરમો, ટંકણખાર, રાજાવર્ત્ત, (એક જાતનો મણિ તથા સોના જેવો ચકચકીત પથરો,) ચળક, ફટકડી, શંખ, ખડી, ગેરૂ, હીરાકસી, ખાપરીયો, કોડી, રેતી, હીરાબોળ, પીળીઓ, (જેનો રેચ લાગે છે તે) અને સોરઠી માટી એટલા ઉપરસ કહેવાય છે. કારણ કે તેઓમાં પારદના કાંઇક ગુણો રહેલા છે. ઉપરસ એટલે ગૌણરસ.

## હીંગળો.

हिङ्गुलं दरदं म्लेच्छमिङ्गुलं चूर्णपारदम् । दरदस्त्रिविधः प्रोक्तश्चर्मारः शुकतुण्डकः ॥ हंसपादस्तृतीयः स्याद्गुणवानुत्तरोत्तरम् । चर्मारः शुक्लवर्णः स्यात्सपीतः शुकतुण्डकः ॥ जपाकुसुमसङ्काशो हंसपादो महोत्तमः ॥ तिक्तं कषायं कटु हिङ्गुलं स्यान्नेत्रामयघ्नं कफपित्तहारि । हृल्लासकुष्ठज्वरकामलांश्च प्लीहामवातौ च गरं निहन्ति ॥ ऊर्ध्व-

पातनयुक्त्या तु डमरुयन्त्रपाचितम् । हिङ्गुलं तस्य सूतं तु शुद्धमेवं न शोधयेत् ॥

**નામ**–હિંગુલ, દરદ, મ્લેચ્છ, હિંગુલ અને ચૂર્ણપારદ એટલાં હીંગળાનાં સંસ્કૃત નામ છે. હિં. સિંગરફ; મ. હિંગૂલ; અ. જંજરફ; ક. ઇંગુલી; તૈ. હંગીલા; ઈં. Sulphuret of mercury; લા. Hydrargyri Sulphuretum.

**પરીક્ષા**–ચર્માર, શુકતુંડક અને હંસપાદ એમ હીંગળો ત્રણ પ્રકારનો છે. ધોળા રંગવાળો હીંગળો ચર્માર કેહેવાય છે, પીળાશવાળો હીંગળો શુકતુંડક કેહેવાય છે અને જાસુદનાં ફુલ જેવો રાતો હીંગળો હંસપાદ કેહેવાય છે. એઓમાં પેહેલાથી બીજો અને બીજાથી ત્રીજો હીંગળો ગુણવાન છે એટલે હંસપાદ હીંગળો બહુ ઉત્તમ છે.

**ગુણ**–હીંગળો કડવો, તુરો, તીખો અને નેત્રના રોગ, કફ, પિત્ત, હલ્લાસ, કોઢ, જ્વર, કમળો, બરલ, આમવાયુ તથા વિષ એઓને મટાડનાર છે. ઉપલા પાત્રમાં ચડાવી દેવાની યુક્તિથી હીંગળો ડમરૂયંત્રમાં પકાવેલો હોય છે માટે હીંગળાનો પારો શુદ્ધ છે એમ સમજવું. અને એવી રીતે શુદ્ધ કરવાની જરૂર નથી.

## ગંધક.

श्वेतद्वीपे पुरा देव्याः क्रीडन्त्या रजसाप्लुतम् । दुकूलं तेन वस्त्रेण स्नातायाः क्षीरनीरधौ ॥ प्रसृतं यद्रजस्तस्माद्गन्धकः समभूत्ततः । गन्धको गन्धिकश्चापि गन्धपाषाण इत्यपि ॥ सौगन्धिकश्च कथितो बलिर्बलरसोऽपि च । चतुर्धा गन्धकः प्रोक्तो रक्तः पीतः सितोऽसितः रक्तो हेमक्रियासूक्तः पीतः श्वेतो रसायने । व्रणादिलेपने श्वेतः कृष्णः श्रेष्ठः सुदुर्लभः ॥

श्रेष्ठः हेमक्रियादिषु सर्वत्र प्रशस्ततरः

गन्धकः कटुकस्तिक्तो वीर्योष्णस्तुवरः सरः । पित्तलः कटुकः पाके कण्डूवीसर्पजन्तुजित् ॥ हन्ति कुष्ठक्षयप्लीहकफवातान्रसायनः ॥ अशोधितो गन्धक एव कुष्ठं करोति तापं विषमं शरीरे । शोषं च रूपं च बलं तथौजः शुक्रं निहन्त्येव करोति चास्रम् ॥

**ઉત્પત્તિ**–પૂર્વે શ્વેતદ્વીપમાં જગદંબા ક્રીડા કરતાં હતાં ત્યાં તેમનું વસ્ત્ર રજના રૂધિરથી ભીંજાઈ જતાં તે વસ્ત્રથી જગદંબા ક્ષીરસાગરમાં નાહ્યાં હતાં. તે સમયે તે વસ્ત્રમાંથી જે રજ પસર્યું હતું તેમાંથી ગંધક ઉત્પન્ન થયો છે.

**નામ**–ગંધક, ગંધિક, ગંધપાષાણ, સૌગંધિક, બલિ અને બલિરસ એટલાં ગંધકનાં સંસ્કૃત નામ છે. ક. હિં. મ. ગંધક; ફા. ગોગીર્દ; અ. કીબ્રીત; તૈ. ગંધકમુ; લા. ઈં. Sulphur.

**લક્ષણ**–રાતો, પીળો, ધોળો અને કાળો એમ ગંધક ચાર પ્રકારનો કેહેવાય છે તેઓમાં સોનું બનાવવાના કામમાં રાતો ઉપયોગી છે, રસાયનના કામમાં ધોળો તથા પીળો ઉપયોગી છે. વ્રણ આદિ ઉપર ચોપડવાના કામમાં ધોળો ઉપ

યોગી છે અને કાળો ગંધક તો સોનું બનાવવા આદિ સઘળી ક્રિયાઓમાં બહુજ વખણાએલો છે તથા તે હાથ લાગવો પણ કઠણ છે.

ગુણ—ગંધક તીખો, કડવો, ઉષ્ણવીર્ય, તુરો, દસ્ત ઉતારનાર, પિત્તવાળો, પાકમાં તીખો, રસાયન અને ચળ, રતવા, ક્રમિ, કોઢ, ક્ષય, બરલ, કફ, તથા વાયુ એઓનો નાશ કરનાર છે. નહી શોધેલો ગંધક શરીરમાં કોઢ, વિષમજ્વર તથા સોજાને ઉત્પન્ન કરે છે, રૂપ, બળ, ઓજ તથા વીર્યનો નાશ કરે છે અને રૂધિર ઉત્પન્ન કરે છે.

## અભ્રક.

पुरा वधाय वृत्रस्य वज्रिणा वज्रमुद्धृतम् । विस्फुलिङ्गास्ततस्तस्य गगने परिसर्पिताः ॥ ते निपेतुर्घनध्वानाच्छिखरेषु महीभृताम् । तेभ्य एव समुत्पन्नं तत्तद्गिरिषु चाभ्रकम् ॥ तद्वज्रं वज्रजातत्वादभ्रमभ्ररवोद्भवात् । गगनात्स्खलितं यस्माद्गगनं च ततो मतम्॥ विप्रक्षत्रियविट्शूद्रभेदात्तस्याच्चतुर्विधम् । क्रमेणैव सितं रक्तं पीतं कृष्णं च वर्णतः ॥ प्रशस्यते सितं तारे रक्तं तत्तु रसायने । पीतं हेमनि कृष्णं तु गदेषु द्रुतयेऽपि च ॥ पिनाकं दर्दुरं नागं वज्रं चेति चतुर्विधम् । मुञ्चत्यग्नौ विनिक्षिप्तं पिनाकं दलसंचयम् ॥ अज्ञानाद्भक्षणं तस्य महाकुष्ठप्रदायकम् । दर्दुरं त्वग्निनिःक्षिप्तं कुरुते दर्दुरध्वनिम् ॥ गोलकान्बहुशः कृत्वा तत्स्यान्मृत्युप्रदायकम् । नागं तु नागवद्वह्नौ फूत्कारं परिमुञ्चति ॥ तद्भक्षितमवश्यं तु विदधाति भगन्दरम् । वज्रं तु वज्रवत्तिष्ठेत्तन्नाग्नौ विकृतिं व्रजेत् ॥ सर्वाभ्रेषु वरं वज्रं व्याधिवार्धक्यमृत्युहृत् । अभ्रमुत्तरशैलोत्थं बहुसत्त्वं गुणाधिकम् ॥ दक्षिणाद्रिभवं स्वल्पसत्त्वमल्पगुणप्रदम् ॥ अभ्रं कषायं मधुरं सुशीतमायुष्करं धातुविवर्धनं च । हन्त्यात्रिदोषं व्रणमेहकुष्ठप्लीहोदरग्रन्थिविषकृमींश्च ॥ रोगान् हन्ति द्रढयति वपुर्वीर्यवृद्धिं विधत्ते । तारुण्याढ्यं रमयति शतं योषितां नित्यमेव ॥ दीर्घायुष्कान् जनयति सुतान् विक्रमैः सिंहतुल्यान्मृत्योर्भीतिं हरति सततं सेव्यमानं मृताभ्रम् ॥ पीडां विधत्ते विविधां नराणां कुष्ठं क्षयं पाण्डुगदं च शोथम् ।हृत्पार्श्वपीडां च करोत्यशुद्धमभ्रं त्वसिद्धं गुरु तापदं स्यात् ॥

ઉત્પત્તિ—પૂર્વે વૃત્રાસુરને મારવા સારૂ ઇંદ્રે વજ્ર ઉપાડ્યું હતું તેમાંથી તેના જે તણખાઓ આકાશમાં ફેલાયા હતા અને પછી મેઘનો શબ્દ થતાં પર્વતોનાં શિખરોમાં પડ્યા હતા તેઓમાંથી તે તે પર્વતોમાં અભ્રક ઉત્પન્ન થયું છે.

લક્ષણ—એ અભ્રક વજ્રમાંથી થયું છે તેથી વજ્ર કહેવાય છે, વાદળાંનો શબ્દ થવાથી થયું છે તેથી અભ્ર કહેવાય છે અને આકાશમાંથી પડ્યું છે તેથી ગગન કહેવાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ભેદથી અભ્રક ચાર પ્રકારનું છે. ધોળું અભ્રક બ્રાહ્મણ છે, રાતું ક્ષત્રિય છે, પીળું વૈશ્ય છે અને કાળું

શુદ્ર છે એમ સમજવું. રૂપું કરવાના કામમાં ધોળું, રસાયનના કામમાં રાતું, સુવર્ણ કરવાના કામમાં પીળું અને રોગ મટાડવામાં તથા રસ કરવાના કામમાં કાળું અભ્રક વખણાય છે. પિનાક, દર્દુર, નાગ અને વજ્ર એવા નામની અભ્રકની ચાર જાતો છે. જે અભ્રકને અગ્નિમાં નાખતાં તેનાં પતરાં છુટાં છુટાં થઈ જાય તેને પિનાક સમજવું. એ પિનાક જો અજાણતાં ખાવામાં આવે તો તેમાંથી મોટા કોઢ ઉત્પન્ન થાયછે. જે અભ્રક અગ્નિમાં નાખતાં દેડકાના જેવો અવાજ કરે તેને દર્દુર સમજવું એ દર્દુર ઘણા ગોળા ઉત્પન્ન કરીને અંતે મરણ આપે છે. જે અભ્રક અગ્નિમાં નાખતાં સર્પની પેઠે ફુંફાડા મારે તેને નાગ સમજવું. એ નાગ જો ખાવામાં આવે તો તેથી અવશ્ય ભગંદર નામનો રોગ ઉત્પન્ન થાય છે. જે અભ્રક વજ્રની પેઠે કાંઈ જાતનો વિકાર નહિ પામતાં અગ્નિમાં સ્થિર રહે તેને વજ્ર સમજવું. સઘળી જાતનાં અભ્રકોમાં વજ્ર ઉત્તમ છે અને તે વ્યાધિ, વૃદ્ધપણું તથા મરણ એઓને મટાડનાર છે. ઉત્તર દિશાના પર્વતોમાં ઉત્પન્ન થએલું અભ્રક ઘણા સામર્થ્યવાળું અને બહુ ગુણકારી છે. દક્ષિણ દિશાના પર્વતોમાં ઉત્પન્ન થએલું અભ્રક ઓછા સામર્થ્યવાળું છે અને થોડું ગુણકારી છે.

નામ—સં. અભ્રકં, ગગનં; હિં. અવરખ; મ. ક. અભ્રક, ફા. સીનારાજ; અ. તલ્ક; ઈં. Talc, Glimmer; લો. Mica.

ગુણ—અભ્રક તુરૂં, મધુર, બહુ ટાઢું, આયુષ્ય તથા ધાતુને વધારનાર અને ત્રિદોષ, વ્રણ, પ્રમેહ, કોઢ, બરલ, પેટની ગાંઠ, વિષ તથા કૃમિ એઓને મટાડનાર છે. જો મારેલું અભ્રક નિરંતર સેવવામાં આવે તો રોગો ટળે, શરીર દૃઢ થાય, વીર્યની વૃદ્ધિ થાય, નિત્ય જુવાનીથી ભરપૂર સો સ્ત્રીઓની સાથે રમણ થઇ શકે, લાંબી આયુષ્યવાળા તથા સિંહ જેવા પરાક્રમી દીકરા આવે અને મૃત્યુનો ભય મટે છે, નહિ શોધાએલું અને નહિ સિદ્ધ થએલું અભ્રક મનુષ્યોને અનેક પ્રકારની પીડા આપે છે, બહુ તાપ ઉપજાવે છે, હૃદયમાં તથા પડખામાં વ્યથા ઉત્પન્ન કરે છે અને કોઢ, ક્ષય, પાંડુ, તથા સોજા એઓની ઉત્પત્તિ કરેછે.

## હરતાલ.

हरितालं तु तालं स्यादालं तालकमित्यपि । हरितालं द्विधा प्रोक्तं पत्राख्यं पिण्डसंज्ञकम् ॥ तयोराद्यं गुणैः श्रेष्ठं ततो हीनगुणं परम् । स्वर्णवर्णं गुरु स्निग्धं सपत्रं चाभ्रपत्रवत् ॥ पत्राख्यं तालकं विद्याद् गुणाढ्यं तद्रसायनम् । निष्पत्रं पिण्डसदृशं स्वल्पसत्वं तथा गुरु ॥ स्त्रीपुष्पहारकं स्वल्पगुणं तत्पिण्डतालकम् । हरितालं कटु स्निग्धं कषायोष्णं हरेद्विषम् ॥ कण्डूकुष्ठास्यरोगास्रकफपित्तकचव्रणान् ॥ हरति च हरितालं चारुतां देहजातां सृजति च बहुतापा-

मन्नसङ्कोचपीडाम् ॥ वितरति कफवातौ कुष्ठरोगं विदध्यादिदमशितमशुद्धं मारितं चाप्यसम्यक् ॥

નામ—હરિતાલ, તાલ, આલ, અને તાલક એટલાં હરતાલનાં સંસ્કૃત નામ છે. હિં. મ. હરતાલ; અ. જરનીખુઅસ્ફર; ક. હરીદાલ; તૈ. હરીતાલામુ; ઈં. Orpiment; લા. Yellow Arsenicum Sulphidum.

લક્ષણ—હરતાલ બે પ્રકારની છે તેમાં જેમાંથી પતરીઓ નીકળે તે પત્રાખ્ય અને જે પિંડાજેવું હોય તે પિંડ કેહેવાય છે. એઓમાં પેહેલામાં ઘણા શ્રેષ્ઠ ગુણો છે અને બીજામાં ઓછા ગુણો છે. સોના જેવા રંગવાળું, ભારે, સ્નિગ્ધ અને અભ્રકના જેવી પતરીયોવાળું પત્રાખ્ય અભ્રક ગુણોથી ભરપૂર છે અને રસાયન માટે પતરીયો વગરનું જે પિંડા જેવું અભ્રક હોય તે થોડા સામર્થ્યવાળું,ભારે, સ્ત્રીઓના રજને હરનાર અને થોડા ગુણવાળું છે.

ગુણ—હરતાલ તીખું, સ્નિગ્ધ, તુરૂં, ગરમ અને વિષ, ચળ, કોઢ, મુખના રોગ, રૂધિર, કફ, પિત્ત, કેશ તથા વ્રણ એઓને હરનાર છે. અશુદ્ધ અને સારી રીતે નહિ મરાએલું હરતાલ ખાવામાં આવે તો દેહની શોભા મટી જાય છે, ઘણા તાપવાળી અંગોના સંકોચની પીડા થાય છે. અને કફ, વાયુ તથા કોઢનો રોગ ઉત્પન્ન થાય છે.

## મણશીલ.

मनःशिला मनोगुप्ता मनोह्वा नागजिह्विका । नैपाली कुनटी गोला शिला दिव्यौषधिः स्मृता ॥ मनःशिला गुरुर्वर्ण्या सरोष्णा लेखनी कटुः । तिक्ता स्निग्धा विषश्वासकासभूतकफास्रनुत् ॥ मनःशिला मन्दबलं करोति जन्तुं ध्रुवं शोधनमन्तरेण । मलानुबन्धं किल मूत्ररोधं सशर्करं कृच्छ्रगदं च कुर्यात् ॥

નામ—મનઃશિલા, મનોગુપ્તા, મનોહ્વા, નાગજિહ્વિકા, નૈપાલી, કુનટી, ગોલા, શિલા અને દિવ્યૌષધિ એટલાં મણશીલનાં સંસ્કૃત નામ છે. હિં. મૈનસીલ; મ. મનસીલ; અ. જરનીખ અહેમર; ક. મનશીલે; તૈ. માનુશીલા; ઈં. Real gar; લા. Arsenicum Sulphidum.

ગુણ—મણશીલ ભારે, વર્ણને સારો કરનાર, દસ્ત ઉતારનાર, ગરમ, મળોને ઉખેડનાર, તીખી, કડવી, સ્નિગ્ધ અને વિષ, શ્વાસ, ઉધરસ, ભૂત, કફ તથા લોહીનો બીગાડ એઓને મટાડનાર છે. શુદ્ધ કર્યા વગર મણશીલ ખાવામાં આવે તો તેથી માણસોનું બળ અવશ્ય મંદ થઈ જાયછે, દસ્તની કબજીયત થાય છે, મૂત્ર રોકાય છે, અને કાંકરીઓવાળો મૂત્રકૃચ્છ્ર રોગ ઉત્પન્ન થાય છે.

## સુરમો.

अञ्जनं यामुनं चापि कापोताञ्जनमित्यपि । तत्तु स्रोतोऽञ्जनं कृष्णं सौवीरं श्वेतमीरितम् ॥ वल्मीकशिखराकारं भि-

त्समञ्जनसन्निभम् । घृष्टं तु गैरिकाकारमेतत्स्रोतोऽञ्जनं स्मृतम् ॥ स्रोतोऽञ्जनसमं ज्ञेयं सौवीरं तत्तु पाण्डुरम् । स्रोतोऽञ्जनं स्मृतं स्वादु चक्षुष्यं कफपित्तनुत् ॥ कषायं लेखनं स्निग्धं ग्राहि छर्दिविषापहम् । सिध्मक्षयास्रहृच्छीतं सेवनीयं सदा बुधैः॥ स्रोतोऽञ्जनगुणाः सर्वे सौवीरेऽपि मता बुधैः । किन्तु द्वयोरञ्जनयोः श्रेष्ठं स्रोतोऽञ्जनं स्मृतम्॥

**નામ**—અંજન, યામુન અને કાપોતાંજન એટલાં સુરમાનાં સંસ્કૃત નામ છે. હિં. સુરમા અંજન; મ. કાલા સુરમા; ફા. સૂર્મેઅસ્ફહાની; અ. કુહલ ઈસિમુદ; ક. સોતાંજન; તૈ. સૌવીરાંજન; ઈં. Sulphuret of antimony. લા. Antimonii sulphuretum

**પરીક્ષા**—કાળો સુરમો સ્રોતોંજન કહેવાય છે. અને ધોળો સુરમો, સૌવીર કહેવાય છે. જે રાફડાના શિખર જેવો, ભેદતાં આંજણ જેવો અને ઘસતાં ગેરૂ જેવો દેખાય એવો જે સુરમો હોય તે સ્રોતોંજન કહેવાય છે. સોવીર સુરમો પણ સ્રોતોંજન જેવોજ હોય છે પરંતુ ધોળા રંગવાળો હોય છે.

**ગુણ**—સ્રોતોંજન મધુર, નેત્રને હિતકારી, તુરો, મળને ઉખેડનાર, સ્નિગ્ધ, દસ્તને રોકનાર, સમજુઓએ સર્વદા સેવવા યોગ્ય, ટાઢો અને કફ, પિત્ત, ઉલટી, વિષ, ધોળો કોઢ, ક્ષય, તથા લોહીનો બીગાડ એઓને મટાડનાર છે. જે સ્રોતોંજનમાં ગુણ છે તેઓ સઘળા સૌવીરમાં પણ છે એમ વિદ્વાનોએ સ્વીકારેલું છે પરંતુ એ બે સુરમાઓમાં સ્રોતોંજન શ્રેષ્ઠ માનેલું છે.

## ટંકણખાર.

टङ्कणोऽग्निकरो रूक्षः कफघ्नो वातपित्तकृत् ॥

[ अयमुपरसत्वात् पुनरुक्तः । ]

**નામ**—હિં. સોહાગા; મ. ટવાગીખાર; ફા. તીંગાર; અ. બુરગ; ક. બીલીયટંકણુ; તૈ. એલીગાર; ઈં. Borax. લા. Sodas Biboras.

**ગુણ**—ટંકણખાર અગ્નિ કરનાર, રૂક્ષ, કફને હણનાર, અને વાયુ તથા પિત્તને કરનાર છે. ટંકણખારના ગુણદોષ જો કે આગળ કહેવાયા છે તો પણ તે ઉપરસ હોવાથી તેવિષે અહીં ફરીવાર પણ લખ્યું છે.

## ફટકડી.

स्फटी च स्फटिका प्रोक्ता श्वेता शुभ्रा च रङ्गदा । दृढरङ्गा रङ्गदा च दृढारङ्गापि कथ्यते ॥ स्फटिका तु कषायोष्णा वातपित्तकफव्रणान् ॥ निहन्ति श्वित्रवीसर्पान्योनिसंकोचकारिणी ॥

**નામ**—સ્ફટી, સ્ફટિકા, શ્વેતા, શુભ્રા, રંગદા, દૃઢરંગા, રંગદા, અને દૃઢારંગા એટલાં ફટકડીનાં સંસ્કૃત નામ છે. હિં. ફીટકરી; ફા. જાકસફેત; મ.તુરટી; અ. શબ્જ; ક. સ્ફટીકી; તૈ. ફાટીક; ઈં. Alum લા. Aluminum sulphas.

**ગુણ**—ફટકડી તુરી, ગરમ, યોનિનો

સંકોચ કરનાર અને વાયુ, પિત્ત, કફ, વ્રણ, કોઢ તથા રતવાને મટાડનાર છે.

### રાજાવર્ત્ત.

राजावर्तः कटुस्तिक्तः शिशिरः पित्तनाशनः । राजावर्तं प्रमेहघ्नः छर्दिहिक्कानिवारणः ॥

ગુણ—રાજાવર્ત્ત તીખો, કડવો, ટાઢો અને પિત્ત, પ્રમેહ, ઉલટી તથા હીંકને મટાડનાર છે.

### ચુંબક (ચમક.)

चुम्बकः कान्तपाषाणो यः कान्तो लोहकर्षकः । चुम्बको लेखनः शीतो मेदो विषगरापहः ॥

નામ—ચુંબક, કાંતપાષાણ, અયઃકાંત અને લોહકર્ષક એટલાં ચમકનાં સંસ્કૃત નામ છે.

ગુણ—ચમક, મળોને ઉખેડનાર, ટાઢો, અને મેદ, વિષ તથા ઝેરને મટાડનાર છે.

### ગેરૂ તથા સોના ગેરૂ.

गैरिकं रक्तधातुश्च गैरेयं गिरिजं तथा । सुवर्णगैरिकं त्वन्यत्ततो रक्ततरं हि तत् ॥ गैरिकद्वितयं स्निग्धं मधुरं तुवरं हिमम् । चक्षुष्यं दाहपित्तास्त्रकफहिक्काविषापहम् ॥

નામ—ગૈરિક, રક્તધાતુ, ગૈરેય અને ગિરિજ એટલાં ગેરૂનાં સંસ્કૃત નામ છે. બીજો સોનાગેરૂ થાય છે તે ગેરૂ કરતાં વધારે રાતો હોય છે. હિં. સુવર્ણગેરૂ; ફા. ગિલેસુર્ખ; મ. સોનગેરૂ; અ. તીનેમગરેબી; ક. જાજુહોજાજુ; ઈં. Oker; લા. Bole rubre.

ગુણ—બન્ને ગેરૂ સ્નિગ્ધ, મધુર, તુરા, ટાઢા, નેત્રને હિતકારી અને દાહ, પિત્ત, લોહીનો બીગાડ, કફ, હીંક તથા ઝેરને મટાડનાર છે.

### ખડી તથા ચાક.

खटिका कठिनी चापि लेखनी च निगद्यते । खटिका दाहजिच्छीता मधुरा विषशोथजित् ॥ लेपादेतद्गुणा प्रोक्ता भक्षिता मृत्तिकासमा । खटी गौरखटी द्वे च गुणैस्तुल्ये प्रकीर्तिते ॥

નામ—ખટિકા, કઠિની અને લેખની એટલાં ખડી તથા ચાકનાં સંસ્કૃત નામ છે.

ગુણ—ખડી બળતરાને મટાડનાર, ટાઢી, મધુર અને વિષ તથા સોજાને હરનાર છે. ખડી ચોપડવાથી ઉપર કહેલા ગુણો થાય છે પણ ખાવામાં તો તે માટી જેવીજ છે. ખડી અને ચાક એ બન્નેમાં ગુણો સરખાજ છે.

### રેતી.

वालुका सिकता प्रोक्ता शर्करा रेतजापि च । वालुका लेखनी शीता व्रणोरःक्षतनाशिनी ॥

નામ—વાલુકા, સિકતા, શર્કરા અને રેતજા એટલાં રેતીનાં સંસ્કૃત નામ છે. હિં. બાલુરેત; મ. વાળુ; ફા. રેગ; અ. રમલ; ક. હાહુલુ; તૈ. પીસીકા; ઈં. Sand; લા. Silica.

ગુણ—રેતી મળોને ઉખેડનાર, ટાઢી,

અને વ્રણ તથા છાતીના ક્ષતને મટાડનાર છે.

### ખાપરીયો.

खर्परी तुत्थकं तुत्थादन्यत्तद्रसकं स्मृतम् । ये गुणास्तुत्थके प्रोक्तास्ते गुणा रसके स्मृताः ॥

**નામ**—હિં. ખાપરીઆ; મ. કલખાપરી; ફા. સંગબસરી, ક. ખર્પરી; તૈ. ખર્પરં; ઈં. Black jack; લા. Zinci Sulphidum.

ગુણ—ખાપરીયો એ એક જાતનું મોરથુથુ છે પણ મોરથુથુથી જુદો છે અને તે રસક એવા નામથી ઓળખાય છે. આગળ મોરથુથુના જે ગુણો કહેવાયા છે તેજ ગુણો ખાપરીયામાં છે.

### હીરાકસી.

काशीसं धातुकाशीसं पांशुकाशीसमित्यपि । तदेव किञ्चित्पीतं तु पुष्पकाशीसमुच्यते ॥ काशीसमम्लमुष्णं च तिक्तं च तुवरं तथा । वातश्लेष्महरं केश्यं नेत्रकण्डूविषमणुत् ॥ मूत्रकृच्छ्राश्मरीश्वित्रनाशनं परिकीर्तितम् ॥

નામ—કાશીશ, ધાતુકાશીશ અને પાંશુકાશીશ એટલાં હીરાકસીનાં સંસ્કૃત નામ છે. કાંઇક પીળી હીરાકસી હોય તો તે પુષ્પકાશીશ એવા નામથી ઓળખાય છે. હિં. હુનીકાસીસ; ફા. જહેસબ્જ; મ. શ્વેતનીલ; અ. જાજેઅખદર; ક. કાસીસ; ઈં. Sulphate of Iron; લા. Ferry sulphas.

ગુણ—હીરાકસી ખાટી, ગરમ, કડવી, તુરી, વાયુ તથા કફને હરનાર, કેશને હિતકારી અને નેત્રની ચળ, ઝેર, મૂત્રકૃચ્છ્ર, પથરી તથા ચિત્ર નામના કોઢને મટાડનાર છે.

### સોરઠી માટી.

सौराष्ट्री तुवरी काक्षी मृत्तालकसुराष्ट्रजे । आढकी चापि सा ख्याता मृत्स्ना च सुरमृत्तिका ॥ स्फटिकाया गुणाः सर्वे सौराष्ट्या अपि कीर्तिताः ॥

**નામ**—સૌરાષ્ટ્રી, તુવરી, કાંક્ષી, મૃતાલક, સુરાષ્ટ્રજા, આઢકી, મૃત્સ્ના અને સુરમૃત્તિકા એટલાં સોરઠી માટીનાં નામ છે. જે ગુણો ફટકડીમાં છે તે ગુણો સોરઠી માટીમાં પણ છે.

### કાળી માટી.

कृष्णमृत् क्षतदाहास्रप्रदरश्लेष्मपित्तनुत् ॥

કાળી માટી ક્ષત, દાહ, રૂધિર, પ્રદર નામનો સ્ત્રીનો રોગ, શ્લેષ્મ તથા પિત્ત એઓને મટાડનાર છે.

### કાદવ.

कर्दमो दाहपित्तार्तिशोथघ्नः शीतलः सरः ॥

કાદવ ટાઢો છે, દસ્ત ઉતારનાર છે અને દાહ, પિત્તની પીડા તથા સોજાને મટાડનાર છે.

### હીરાબોલ.

बोलगंधरसमाणपिण्डगोपरसाः समाः । बोलं रक्तहरं शीतं मेध्यं दीपनपाचनम् ॥ मधुरं कटु तिक्तं च दाह

स्वेदत्रिदोषजित् । ज्वरापस्मारकुष्ठघ्नं गर्भाशयविशुद्धिकृत् ॥

નામ–બોલ, ગંધરસ, પ્રાણ, પિંડ અને ગોપરસ એટલાં હીરાબોળનાં સંસ્કૃત નામ છે.

ગુણ–હીરાબોળ રૂધિરને મટાડનાર, ટાઢી, પવિત્ર, અગ્નિને દીપ્ત કરનાર, પાચન કરનાર, મધુર, તીખું, કડવું, દાહને મટાડનાર, પસીનાને ટાળે, ત્રણે દોષને હરે અને જ્વર, વાઇ તથા કોઢને મટાડનાર છે તેમજ ગર્ભાશયને શુદ્ધ કરનાર છે.

## પીળીયો.

हिमवत्पादशिखरे कंकुष्ठमुपजायते । तत्रैकं रक्तकालं स्यात्तदन्यद्दण्डकं स्मृतम् ॥ पीतप्रभं गुरु स्निग्धं श्रेष्ठं कंकुष्ठमादिशेत् । श्यामं पीतं लघु त्यक्तसत्वं नेष्टं तथाण्डकम् ॥ कंकुष्ठं काककुष्ठं च वरांगं कोलकाकुलम् । कंकुष्ठं रेचनं तिक्तं कटूष्णं वर्णकारकम् ॥ कृमिशोथोदराध्मानगुल्मानाहकफापहम् ॥

ઉત્પત્તિ–હિમાલયના પાદમાં તથા શિખરમાં પીળીયો ઉત્પન્ન થાય છે.

લક્ષણ–રક્તકાલ અને અંડક, એવા નામની તેની બે જાત છે. જે પીળીઓ ભારે, સ્નિગ્ધ અને પીળી કાંતિવાળો હોય તેને શ્રેષ્ઠ સમજવો. જે શ્યામ, પીળો અને હલકો હોય તેને અંડક સમજવો. અંડકમાં સામર્થ્ય નથી હોતું તેથી તેને નેષ્ટ જાણવો.

નામ–કંકુષ્ઠ, કાકકુષ્ઠ, વરાંગ અને કોલકાકુલ એટલાં પીળીયાનાં નામ છે.

ગુણ–પીળીયો રેચક, કડવો, તીખો, ગરમ, વર્ણને સારો કરનાર અને કૃમિ, સોજા, પેટનો આફરો, ગોળો, પેડુનો આફરો તથા કફને મટાડનાર છે.

## રત્નો.

धनार्थिनो जनाः सर्वे रमन्तेऽस्मिन्नतीव यत् । ततो रत्नमिति प्रोक्तं शब्दशास्त्रविशारदैः ॥

[ *अथ रत्नस्य नामानि स्वरूपनिरूपणं च* । ]

रत्नं क्लीबे मणिः पुंसि स्त्रियामपि निगद्यते । तत्तु पाषाणभेदोऽस्ति मुक्तादि च तदुच्यते। तथा चामरसिंहः । रत्नं मणिर्द्वयोरश्मजातीमुक्तादिकेऽपि च।

[ *अथ रत्नानां निरूपणम्* ]

रत्नं गारुत्मतं पुष्परागो माणिक्यमेव च । इन्द्रनीलश्च गोमेदस्तथा वैदूर्यमित्यपि ॥ मौक्तिकं विद्रुमश्चेति रत्नान्युक्तानि वै नव ॥

रत्नं हीरा । गारुत्मतं पन्ना । माणिक्यं पद्मरागः । इन्द्रनीलः लीला । विष्णुधर्मोत्तरेपि नव रत्न निरूपणम् । मुक्ताफलं हीरकं च वैदूर्यं पद्मरागकम् ॥ पुष्परागं च गोमेदं नीलं गारुत्मतं तथा । प्रवालयुक्तान्येतानि महारत्नानि वै नव ॥

ધનને ઇચ્છનારા લોકો જેમાં અત્યંત રાજી થાય છે તે રત્ન એમ વ્યાકરણમાં પ્રવીણતા ધરાવનારા લોકોએ રત્નશબ્દની વ્યુત્પત્તિ કરી છે. રત્નશબ્દ નપુંસકલિંગે છે અને તેનો પર્યાય મણિ-

શબ્દ પુલ્લિંગે છે તથા સ્ત્રીલિંગે પણ છે. રત્ન એ પથરાની જાત છે અને મોતી વગેરે પણ રત્નમાં લેખાય છે. અમરકોશમાં કહ્યું છે કે રત્ન અને બે લિંગવાળો મણિશબ્દ પથરાની જાતમાં અને મોતી વગેરેમાં પણ પ્રવર્તે છે. હીરો, પાનું, પુખરાજ, માણક, નીલવી, ગોમેદ, લસણીયો, મોતી અને પરવાળું એ નવ રત્ન કહેવાય છે. વિષ્ણુધર્મોત્તર નામના પુરાણ ગ્રંથમાં કહ્યું છે કે "મોતી, હીરો, લસણીયો, માણક, પુખરાજ, ગોમેદ, નીલવી, પાનું અને પરવાળું એ નવ રત્ન સમજવાં."

## હીરા.

हीरकः पुंसि वज्रोऽस्त्री चन्द्रो मणिवरश्च सः । स तु श्वेतः स्मृतो विप्रो लोहितः क्षत्रियः स्मृतः ॥ पीतो वैश्योऽसितः शूद्रश्चतुर्वर्णात्मकश्च सः । रसायने मतो विप्रः सर्वसिद्धिप्रदायकः ॥ क्षत्रियो व्याधिविध्वंसी जरामृत्युहरः स्मृतः । शूद्रो नाशयति व्याधीन् वयस्तम्भं करोति च । वैश्यो धनप्रदः प्रोक्तस्तथा देहस्य दार्ढ्यकृत् ॥ शूद्रो नाशयति व्याधीन् वयःस्तम्भं करोति च । पुंस्त्रीनपुंसकानीह लक्षणीयानि लक्षणैः ॥ सुवृत्ताः फलसम्पूर्णास्तेजोयुक्ता बृहत्तराः । पुरुषास्ते समाख्याता रेखाबिन्दुविवर्जिताः । रेखाबिन्दुसमायुक्ताः षडस्रास्ते स्त्रियः स्मृताः ॥

षडस्राः षट्कोणाः ।

त्रिकोणाश्च सुदीर्घास्ते विज्ञेयाश्च नपुंसकाः । तेषु स्युः पुरुषाः श्रेष्ठा रसबन्धनकारिणः ॥ स्त्रियः कुर्वन्ति कायस्य कान्तिं स्त्रीणां सुखप्रदाः । नपुंसकास्त्ववीर्याः स्युरकामाः सत्त्ववर्जिताः ॥ स्त्रियः स्त्रीभ्यः प्रदातव्याः क्लीबं क्लीबे प्रयोजयेत् । सर्वेभ्यः सर्वदा देयाः पुरुषा वीर्यवर्धनाः ॥ अशुद्धं कुरुते वज्रं कुष्ठं पार्श्वव्यथां तथा । पाण्डुतां पङ्गुलत्वं च तस्मात् संशोध्य मारयेत् ॥

[ मारितस्य वज्रस्य गुणाः । ]

आयुः पुष्टिं बलं वीर्यं वर्ण्यं सौख्यं करोति च । सेवितं सर्वरोगघ्नं मृतं वज्रं न संशयः ॥

નામ—હીરક (પુલ્લિંગે) વજ્ર (પુલ્લિંગ તથા નપુંસકલિંગે) ચંદ્ર અને મણિવર એટલાં હીરાનાં સંસ્કૃત નામ છે. ક. તૈ. વજ્ર; ફા. ઈલિમાસ; ઈં. Diamond લા. Adams

લક્ષણ—હીરો ચાર જાત (વર્ણ) નો છે તેમાં ધોળો હોય તો બ્રાહ્મણ, રાતો હોય તો ક્ષત્રિય, પીળો હોય તો વૈશ્ય અને કાળો હોય શૂદ્ર સમજવો.

ગુણ—બ્રાહ્મણ હીરો રસાયનના કામમાં સઘળી સિદ્ધિ આપે છે, ક્ષત્રિય હીરો વ્યાધિને મટાડે છે તથા અજરામર કરનાર છે, વૈશ્ય હીરો ધન આપનાર છે તથા દેહની દૃઢતા કરે છે અને શૂદ્ર હીરો વ્યાધિઓનો નાશ કરે છે તથા જુવાનીને સ્થિર રાખે છે. હીરામાં લક્ષણો ઉપર પુરૂષ, સ્ત્રી તથા નપુંસક જાતિ પણ સમજવાની છે.

પરીક્ષા—જે-હીરા સારી પેઠે ગોળ, પુરી હાંસોવાળા, તેજસ્વી, બહુ મોટા અને રેખા તથા છાંટાઓ વગરના હોય તે પુરૂષ કેહેવાય છે. જે હીરા રેખા તથા છાંટાવાળા અને છ હાંસોવાળા હોય તે સ્ત્રીઓ કેહેવાય છે અને જે હીરા ત્રણ ખુણાવાળા તથા બહુજ લાંબા હોય તેઓ નપુંસક કેહેવાય છે. તેઓમાં પૂરૂષ હીરા શ્રેષ્ઠ છે અને તેઓથી પારદનું બંધન થાય છે. સ્ત્રી જાતના હીરા શરીરની કાંતિ વધારે છે અને સ્ત્રીઓને સુખ આપે છે અને નપુંસક હીરા વીર્ય રહિત છે, સુખ આપનાર નથી અને શક્તિવગરના છે. સ્ત્રીજાતના હીરા સ્ત્રીઓને દેવા અને નપુંસકજાતના હીરા નપુંસકોને દેવા. પુરૂષ જાતના હીરા કે જેઓ વીર્યને વધારનારા છે તે સર્વેના સઘળાઓને દેવા. અશુદ્ધ હીરો કોઢ, પડખાની પીડા, પાંડુરોગ તથા પાંગળાપણું કરે છે માટે હીરાને શુદ્ધ કરીને મારવો જોઇએ. મારેલો હીરો આયુષ્યને વધારે, બળ આપે, વીર્યની વૃદ્ધિ કરે, વર્ણને સારો કરે સુખ આપે અને સેવન કરવાથી સઘળા રોગોને મટાડે છે એમાં સંશય નથી.

## પાનાં.

गारुत्मतं मरकतमश्मगर्भो हरिन्मणिः॥

નામ—ગારૂત્મત, મરકત, અશ્મગર્ભ તથા હરિન્મણિ એટલાં પાનાનાં નામ છે. હિં. પેના; ફા. જુમુરઈદ; મ. પાચરત્ન; તૈ. નીલ; ક. પાચીપચ્ચે; અ. જુમુઈદ; ઈં. Emerold; લા. Smaragdus.

## માણિક્ય.

माणिक्यं पद्मरागः स्याच्छोणरत्नं च लोहितम् ॥

નામ—માણિક્ય, પદ્મરાગ, શોણરત્ન અને લોહિત એટલાં માણિકનાં સંસ્કૃત નામ છે. હિં. માનીકલાલ; ફા. લાલબદખ્શાની; મ. માણિક; ક. માણક; તૈ. માણિક્ય; અ. લાલ; ઈં. Ruby, લા. Rubinus.

## પુખરાજ.

पुष्परागो मञ्जुमणिः स्याद्वाचस्पति वल्लभः ॥

નામ—પુષ્પરાગ, મંજુમણિ અને વાચસ્પતિ વલ્લભ એટલાં પુખરાજનાં સંસ્કૃત નામ છે. હિં. પુખરાજ; મ. પુષ્કરાજ; ક. તૈ. પુષ્પરાગ; ઇં. Topaz લા. Topagio.

## નિલમ તથા ગોમેદ.

नीलं तथेन्द्रनीलं च गोमेदः पीतरक्तम् ॥

*નીલ અને ઇંદ્રનીલ એ બે નીલમનાં* સંસ્કૃત નામ છે. હિં. નિલમમણી; મ. નીલમણી; ક. નીલ; તૈ. નીલ; ઈં. Saffire; લા. Saffirus. ગોમેદ અને પીતરક્ત એ બે ગોમેદનાં સંસ્કૃત નામ છે. તૈ. હિં. મ. ક. ગોમેદ; ઈં. Onyz.

## લસણીયો.

वैदूर्यं दूरजं रत्नं स्यात्केतुग्रहवल्लभम्

વૈદૂર્ય, દૂરજ, રત્ન અને કેતુગ્રહ વ-

ક્ષભ એટલાં લસણીયાનાં સંસ્કૃત નામ છે. હિં. મ. ક. તૈ. વૈડુર્ય; ઈં. Catseye.

### મોતી.

मौक्तिकं शौक्तिकं मुक्ता तथा मुक्ताफलं च तत् । शुक्तिः शङ्खो गजः क्रोडः फणी मत्स्यश्च दर्दुरः ॥ वेणुरेते समाख्यातास्तज्ज्ञैर्मौक्तिकयोनयः । मौक्तिकं शीतलं वृष्यं चक्षुष्यं बलपुष्टिदम्॥

નામ—મૌક્તિક, શૌક્તિક, મુક્તા અને મુક્તાફલ એ મોતીનાં સંસ્કૃત નામ છે. ફા. મરવારીદ; અ. લોલાં; ક. મૌક્તિક; તૈ. મોત્યાલુ; ઈં. Pearl. લા. Margarita.

ઉત્પત્તિ—છીપ, શંખ, હાથી, સૂવર, સર્પ, મત્સ્ય, દેડકા અને વાંસ એ આઠમાંથી મોતી ઉત્પન્ન થાય છે એમ તે વિષયને જાણનારાઓએ કહ્યું છે.

ગુણ—મોતી ટાઢું છે, વીર્યને વધારનાર છે, નેત્રને હિતકારી છે અને બળ તથા પુષ્ટિને આપનાર છે.

### પરવાળું.

पुंसि क्लीबे प्रवालः स्यात्पुमानेव तु विद्रुमः ॥

પ્રવાલ (પુંલ્લિંગે તથા નપુંસકલિંગે) અને વિદ્રુમ (પુંલ્લિંગે) એ બે પરવાળાનાં નામ છે.

### રત્નો.

रत्नानि भसितानि सुसुर्मधुराणि सराणि च । चक्षुष्याणि च शीतानि विषघ्नानि धृतानि च । मङ्गल्यानि मनोज्ञानि ग्रहदोषहराणि च ॥

किं रत्नं कस्य ग्रहस्य प्रीतिकारित्वेन दोषहरं भवतीति प्रश्ने तदुत्तरमाह रत्नमालायाम् ।

माणिक्यं तरणेः सुजातममलं मुक्ताफलं शीतगोर्माहेयस्य तु विद्रुमो निगदितः सौम्यस्य गारुत्मतम् । देवेज्यस्य च पुष्परागमसुराचार्यस्य वज्रं शनेर्नीलं निर्मलमन्ययोर्निगदिते गोमेदवैदूर्यके ॥

રત્નો ખાવામાં આવે તો તેઓ મધુર છે, દસ્ત ઉતારનાર છે, નેત્રને હિતકારી છે અને ટાઢાં છે. શરીરમાં ધારણ કરેલાં રત્નો વિષને હણે છે, મંગળ કરે છે, મનને ગમે છે અને ગ્રહોના દોષને મટાડે છે. કયા કયા ગ્રહને વાસ્તે કયું કયું રત્ન ધરવું એમ કોઇ પૂછે તો તેવિષે રત્નમાળા નામના ગ્રંથમાં કહ્યું છે કે "સૂર્યનેવાસ્તે માણક, ચંદ્રને નિર્મળ સુંદર મોતી, ભૌમને વાસ્તે પરવાળું, બુધનેવાસ્તે પાનું, બૃહસ્પતિનેવાસ્તે પુખરાજ, શુક્રનેવાસ્તે હીરો, શનિનેવાસ્તે નીલવી, રાહુનેવાસ્તે ગોમેદ અને કેતુનેવાસ્તે લસણીયો ધરવો."

### ઉપરત્નો.

उपरत्नानि काचश्च कर्पूराश्मा तथैव च । मुक्ता शुक्तिस्तथा शङ्ख इत्यादीनि बहून्यपि ॥

उपरत्नानि गौणरत्नानि । कर्पूराश्मा वर्पनीया । कपुर्निआ । मुक्ताशुक्तिः सीप ।

गुणा ये चैव रत्नानामुपरत्नेषु ते तथा । किंतु किञ्चित्ततो हीना विशेषोऽयमुदाहृतः ॥

કાચ, ચીરોડી નામનો અગઅગતો

પથરો, મોતીની છીપ તથા શંખ ઇત્યાદિ ઉપરત્નો એટલે ગૌણ રત્નો ઘણાં ઘણાં છે. જેવા રત્નોમાં ગુણ છે તેવાજ ઉપરત્નોમાં પણ ગુણ છે; પરંતુ રત્નો કરતાં કાંઈક ઓછા છે એટલો અંતર છે.

## विष.

विषं तु गरलः क्ष्वेडस्तस्य भेदानुदाहरे। वत्सनाभः सहारिद्रः सक्तुकश्च प्रदीपनः॥ सौराष्ट्रिकः शृङ्गिकश्च कालकूटस्तथैव च। हालाहलो ब्रह्मपुत्रो विषभेदा अमी नव॥

[तत्र वत्सनाभस्य स्वरूपनिरूपणम्।]

सिन्दुवारसदृक्पत्रो वत्सनाभ्याकृतिस्तथा। यत्पार्श्वे न तरोर्वृद्धिर्वत्सनाभः स भाषितः॥

[अथ हारिद्रस्य स्वरूपनिरूपणम्।]

हरिद्रातुल्यमूलो यो हारिद्रः स उदाहृतः।

[अथ शक्तुकस्य स्वरूपम्।]

यद्ग्रन्थिः सक्तुकेनेव पूर्णमध्यः स सक्तुकः॥

[प्रदीपनस्य स्वरूपम्।]

वर्णतो लोहितो यः स्याद्दीप्तिमान्दहनप्रभः। महादाहकरः पूर्वैः कथितः स प्रदीपनः॥

[अथ सौराष्ट्रिकस्य स्वरूपम्।]

सुराष्ट्रविषये यः स्यात्स सौराष्ट्रिक उच्यते॥

[अथ शृङ्गिकस्य स्वरूपम्।]

यस्मिन् गोशृङ्गके बद्धे दुग्धं भवति लोहितम्। स शृङ्गिक इति प्रोक्तो द्रव्यतत्त्वविशारदैः॥

[अथ कालकूटस्य स्वरूपम्।]

देवासुररणे देवैर्हतस्य पृथुमालिनः। दैत्यस्य रुधिराज्जातस्तरुरश्वत्थसन्निभः। निर्यासः कालकूटोऽस्य मुनिभिः परिकीर्तितः। सो हि क्षेत्रे शृङ्गवेरे कोङ्कणे मलये भवेत्॥

[अथ हालाहलस्य स्वरूपम्।]

गोस्तनाभफलो गुच्छस्तालपत्रच्छदस्तथा। तेजसा यस्य दह्यन्ते समीपस्था द्रुमादयः॥ असौ हालाहलो ज्ञेयः किष्किन्धायां हिमालये। दक्षिणाब्धितटे देशे कोङ्कणेऽपि च जायते॥

[अथ ब्रह्मपुत्रस्य स्वरूपम्।]

वर्णतः कपिलो यः स्यात्तथा भवति सारतः। ब्रह्मपुत्रः स विज्ञेयो जायते मलयाचले॥ ब्राह्मणः पाण्डुरस्तेषु क्षत्रियो लोहितप्रभः। वैश्यः पीतः सितः शूद्रो विष उक्तश्चतुर्विधः॥ रसायने विप्रं विषं क्षत्रियं देहपुष्टये। वैश्यं कुष्ठविनाशाय शूद्रं व्याद्वधाय हि॥ विषं प्राणहरं प्रोक्तं व्यवायि च विकाशि च। आग्नेयं वातकफहृद्योगवाहि मदावहम्॥

व्यवायि सकलकायगुणव्यापनपूर्वकं पाकगमनशीलम्। विकाशि ओजःशोषणपूर्वकं सन्धिबन्धशिथिलीकरणशीलम्। आग्नेयम् अधिकाग्न्यंशं योगवाहि संनिगुणग्राहकम्। मदावहम्। तमोगुणाधिक्येन बुद्धिविभ्रमकरम्।

तदेव युक्तियुक्तं तु प्राणदायि रसायनम्। योगवाहि त्रिदोषघ्नं बृंहणं वीर्यवर्द्धनम्॥ ये दुर्गुणा विषेऽशुद्धे ते

स्युर्हीना विशोधनात् । तस्माद्विषं प्रयोगेषु शोधयित्वा प्रयोजयेत् ॥

નામ-વિષ, ગરલ અને અને ક્ષ્વેડ એ વિષ (ઝેર) નાં સંસ્કૃત નામ છે. હિં. વચનાગ; મ. બચનાગ; ફા. ઝેર; અ. વિષ; ક. વશનવી; તૈ. નાભી; ઈં. Aconite લા. Aconitum ferox.

ભેદ-વત્સનાભ, હારિદ્ર, સક્તુક, પ્રદીપન, સૌરાષ્ટ્રિક, શૃંગિક, કાલકૂટ, હાલાહલ અને બ્રહ્મપુત્ર એવી રીતે વિષના નવ ભેદ છે.

પરીક્ષા-જેનાં પાનડાં નગડનાં જેવાં હોય, જેની આકૃતિ વાછડાની નાભિજેવી હોય તથા જેના પડખામાં બીજાં ઝાડની વૃદ્ધિ થાય નહિ તે વત્સનાભ કહેવાય છે. જેનું મૂલ હળદરના જેવું હોય તે હારિદ્ર કહેવાય છે. જેની ગાંઠમાં સાથવાજેવો ભુકો ભરેલો હોય છે તે સક્તુક કહેવાય છે. જે વિષ રાતા વર્ણવાળું, દીપતું, અગ્નિજેવી પ્રભાવાળું અને બહુજ દાહ કરનાર હોય છે તે પ્રદીપન કહેવાય છે. જે વિષ સોરઠદેશમાં થાય છે તે સૌરાષ્ટ્રિક કહેવાય છે. ગાયનાં શીંગડાં ઉપર જે વિષને બાંધતાં ગાયનું દુધ રાતું થઈ જાય તેને પદાર્થોના તત્વ જાણનારા વિદ્વાનો શૃંગિક કહે છે. દેવતાઓ અને અસુરોના સંગ્રામમાં દેવતાઓએ મારેલા એક પૃથુમાલિ નામના દૈત્યના રુધિરમાંથી પીપળા જેવું ઝાડ પેદા થયું છે અને તે ઝાડમાંથી જે ગુંદર નીકળે છે તેને મુનિઓ કાલકૂટ કહે છે. એ કાલકૂટ અહિક્ષેત્રમાં, શૃંગવેરપુરમાં, કોકણમાં અને મલયાચલમાં થાય છે. જેનાં ફલ ગાયના આંચળ જેવાં તથા પાનડાં તાલપત્ર જેવાં થાય છે અને જેના તેજથી પાસે રહેલાં ઝાડ આદિ બળી જાય છે એવા ગુચ્છાકૃતિ ઝેરને હાલાહલ કહે છે. એ હાલાહલ હિમાલયમાં દક્ષિણ સમુદ્રના કાંઠાપરના દેશોમાં, કોંકણમાં તથા કિષ્કિંધામાં થાય છે. જેનો રંગ પીંગળો હોય અને અંદરનો સાર પણ પીંગળો હોય તેને બ્રહ્મપુત્ર કહેછે. એ બ્રહ્મપુત્ર મલયાચલમાં થાય છે.

લક્ષણ-જે ઝેર ધોળા રંગવાળું હોય તે બ્રાહ્મણ જાતિ, જે રાતિ કાંતિવાળું હોય તે ક્ષત્રિય જાતિ, પીળા રંગવાળું હોય તે વૈશ્ય જાતિ અને કાળા રંગવાળું હોય તે શૂદ્રજાતિ સમજવું એટલે એવી રીતે ઝેર ચાર પ્રકારનું કહેવાય છે.

પ્રયોગ-રસાયનના કામમાં બ્રાહ્મણ જાતિના ઝેરનો, દેહની પુષ્ટિના કામમાં ક્ષત્રિય જાતિના ઝેરનો, કોઢનો વિનાશ કરવાના કામમાં વૈશ્યજાતિના ઝેરનો અને વધ કરવાના કામમાં શૂદ્રજાતિના ઝેરનો ઉપયોગ કરવો.

ગુણ-ઝેર પ્રાણને હરનાર, સઘળી કાયામાં વ્યાપીને પછી પાક પામનાર, ઓજને સુકાવીને સાંધાઓને શિથિલ કરનાર, અગ્નિના અધિક અંશવાળું, પોતાના સંગીના ગુણને લેનાર, તમોગુણના અધિકપણાને લીધે બુદ્ધિનો વિધ્વંસ

કરનાર અને વાયુ તથા કફને હરનાર છે. એજ ઝેર જે યુક્તિથી ઉપયોગમાં લેવામાં આવે તો પ્રાણ દેનાર, રસાયનરૂપ, સંગીના ગુણને વધારીને અમૃત સમાન થાય એવું, ત્રણે દોષને હણનાર-શરીરને પુષ્ટ કરનાર અને વીર્યને વધારનાર છે. શુદ્ધ નહીં કરેલા ઝેરમાં જે દુર્ગુણો રહ્યા છે તેઓ શુદ્ધ કરવાથી જતા રેહે છે એટલામાટે ઔષધોના પ્રયોગોમાં ઝેરને શુદ્ધ કરીને ઉપયોગમાં લેવું.

### ઉપવિષો.

अर्कक्षीरं स्नुहीक्षीरं लाङ्गली करवीरकः । गुञ्जाहिफेनो धत्तूरः सप्तोपविषजातयः

उपविषाः गौणविषाः । एषां गुणास्तत्र द्रष्टव्याः ।

આકડાનું છીર, થોરનું છીર, લાંગલી ( દેશી વછનાગ ) કણેર, ચણોઠી, અફીણ, અને ધતૂરો એ સાત ઉપવિષ એટલે ગૌણ વિષની જાતિઓ છે. એઓના ગુણ તે તે સ્થલોમાંથી જોઇ લેવા.

इति श्रीभावप्रकाशे धातूपधातुरसोपरसरत्नोपरत्नविषोपविषवर्गः ।

---

## धान्यवर्गः

### ધાન્યોના ભેદ.

शालिधान्यं व्रीहिधान्यं शूकधान्यं तृतीयकम् । शिम्बीधान्यं क्षुद्रधान्यमित्युक्तं धान्यपञ्चकम् ॥ शाल्यो रक्तशाल्याद्या व्रीहयः षष्टिकादयः । यवादिकं शूकधान्यं मुद्गाद्यं शिम्बिधान्यकम् । कंग्वादिकं क्षुद्रधान्यं तृणधान्यं च तत्स्मृतम् ॥

શાલિધાન્ય, વ્રીહિધાન્ય, શૂકધાન્ય, શિંબીધાન્ય અને ક્ષુદ્રધાન્ય એવી રીતે ધાન્યોના પાંચ ભેદ છે. રક્તશાલિ ( હાઉદખાની ચોખા ) વગેરે ચોખાઓ શાલિધાન્ય ગણાય છે, ષષ્ટિક વગેરે વ્રીહિધાન્ય ગણાય છે, યવ આદિ શૂકધાન્ય ગણાય છે, મગ આદિ શિંબીધાન્ય ગણાય છે અને કાંગ આદિ ક્ષુદ્રધાન્ય ગણવામાં આવે છે. ક્ષુદ્રધાન્ય અને તૃણધાન્ય એ બે પર્યાય શબ્દો છે.

### શાલિધાન્ય.

कण्डनेन विना शुक्ला हैमन्ताः शालयः स्मृताः ॥

જે ચોખા શીયાળામાં પાકે છે અને ખાંડ્યા વિના ધોળા થાય છે તે શાલિ કેહેવાય છે.

### શાલિ ચોખા.

रक्तशालिः सकलमः पाण्डुकः शकुनाहृतः । सुगन्धकः कर्दमको महाशालिश्च दूषकः ॥ पुष्पाण्डकः पुण्डरीकस्तथा महिषमस्तकः । दीर्घशूकः काञ्चनको हायनो लोध्रपुष्पकः ॥ इत्याद्याः शालयः सन्ति बहवो बहुदेशजाः । ग्रन्थविस्तरभीतेस्ते समस्ता नात्र भाषिताः ॥ शालयो मधुराः स्निग्धा बल्या बद्धाल्पवर्चसः । कषाया लघवो रुच्याः स्वर्या वृष्याश्च बृंहणाः ॥ अल्पानिलकफाः शीताः पित्तघ्ना मूत्रलास्तथा ।

शालयो दग्धमृज्जाताः कषाया लघुपाकिनः ॥ सृष्टमूत्रपुरीषाश्च रूक्षाः श्लेष्मापकर्षणाः ॥ कैदारा वातपित्तघ्ना गुरवः कफशुक्रलाः । कषाया अल्पवर्चस्का मेध्याश्चैव बलावहाः ॥

कैदाराः कृष्टक्षेत्रजाः उप्ताः ।

स्थलजाः स्वादवः पित्तकफघ्ना वातवह्निदाः । किंचित्तिक्ताः कषायाश्च विपाके कटुका अपि ॥

स्थलजा अकृष्टभूमिजाताः । स्वयं जाताः ।

वापिता मधुरा वृष्या वल्याः पित्तप्रणाशनाः । श्लेष्मलाश्चाल्पवर्चस्काः कषाया गुरवो हिमाः ॥

वापिताः कृष्टक्षेत्रे अकृष्टक्षेत्रे च । वापितेभ्यो गुणैः किञ्चित् हीनाः प्रोक्ता अवापिताः । कृष्टक्षेत्रे अकृष्टक्षेत्रे वा ।

रोपितास्तु नवा वृष्याः पुराणा लघवः स्मृताः । तेभ्यस्तु रोपिता भूयः शीघ्रपाका गुणाधिकाः ॥ छिन्नरूढा हिमा रूक्षा वल्याः पित्तकफापहाः । बद्धविट्काः कषायाश्च लघवश्चाल्पतिक्तकाः ॥

નામ—રક્તશાલિ, કલમ, પાંડુક, શકુનાહૃત, સુગંધક, કર્દમક, મહાશાલિ, દૂષક, પુષ્પાંડક, પુંડરીક, મહિષમસ્તક, દીર્ઘશૂક, કાંચનક, હાયન અને લોધ્રપુષ્પક, ઇત્યાદિક ઘણા પ્રકારના અને ઘણા દેશોમાં ઉત્પન્ન થતા શાલિઓ છે. ગ્રંથનો વિસ્તાર થઇજવાની બીકને લીધે સઘળા શાલિઓનાં નામ અહીં આપવામાં આવ્યાં નથી. હિં. ચાઉર; ફા. બીરંજ; મ. ભાત; અ. ઉરજ; ક. નેલુ; તૈ. ધાન્યમુ; ઈં. Rice; લા. Oryza sativa.

ગુણ—શાલિ ચોખા મધુર, સ્નિગ્ધ, બળ વધારનારા, કષાય, હલકા, રૂચિ ઉપજાવનારા, સ્વરને સારો કરનારા, વીર્યને વધારનારા, શરીરને પુષ્ટ કરનારા, વાયુ તથા કફના થોડા ભાગવાળા, ટાઢા, પિત્તને હણનારા, મૂત્રને વધારનારા અને એઓને ખાધાથી વિષ્ઠા બંધાએલી તથા થોડી ઉતરે છે. બળેલી માટીમાં થતા શાલિચોખા તુરા, તુરત પાક પામનારા, વિષ્ઠા તથા મૂત્રને વધારનારા, રૂક્ષ અને કફને કમતી કરનારા છે. ખેડેલા ખેતરમાં વાવેલા શાલિ ચોખા વાયુ તથા પિત્તને હણનારા, ભારે, કફ તથા વીર્યને વધારનારા, તુરા, પવિત્ર, બળ આપનારા અને એઓને ખાધાથી વિષ્ઠા થોડી આવે છે. ખેડ્યાવગરની ધરતીમાં પોતાની મેળે ઉત્પન્ન થએલા શાલિ ચોખા મધુર, પિત્ત તથા કફને હણનારા, વાયુ તથા અગ્નિને વધારનારા, કાંઇક કડવા, તુરા અને પાકમાં તીખા પણ છે. ખેડેલા અથવા નહિ ખેડેલા ખેતરમાં વાવેલા શાલિ ચોખા મધુર, વીર્યને વધારનારા, બળ આપનારા, પિત્તનો નાશ કરનારા, કફને વધારનારા, તુરા, ભારે, ટાઢા અને એઓને ખાવાથી વિષ્ઠા બંધાએલી તથા થોડી ઉતરે છે. વાવેલા શાલિ ચોખા કરતાં નહીં વાવેલા ગુણોમાં કાંઇક કમતી છે. વાવેલા શાલિચોખા નવા હોય તો વીર્યને વધારે અને જુના

હોય તો હલકા છે. વાવેલા અને નહીં વાવેલા શાલિ ચોખામાં વાવેલા તુરત પાકનારા અને ગુણોથી અધિક છે. કાપી નાખ્યા પછી ઉગેલા શાલિ ચોખા ટાઢા, રૂક્ષ, બળ આપનારા, પિત્ત તથા કફને હણનારા, વિષ્ટાને બાંધનારા, તુરા, હલકા અને થોડાક કડવા છે.

### દાઉદખાની ચોખા.

रक्तशालिर्वरस्तेषु बल्यो वर्ण्यस्त्रिदोषजित् । चक्षुष्यो मूत्रलः स्वर्यः शुक्रलस्तृड्ज्वरापहः ॥ विषव्रणश्वासकासदाहनुद्वह्निपुष्टिदः । तस्मादल्पान्तरगुणाः शालयो महदादयः ॥

रक्तशालिः दाउदखानी इति लोके मगधदेशे प्रसिद्धा ।

સઘળા શાલિ ચોખામાં દાઉદખાની ચોખા ઉત્તમ, બળ આપનારા, વર્ણને સારો કરનારા, ત્રણે દોષને મટાડનારા, નેત્રને હિતકારી, મૂત્રને વધારનારા, સ્વરને સારો કરનારા, વીર્યને વધારનારા, અગ્નિને પ્રદીપ્ત કરનારા, અને તૃષા, જ્વર, વિષ, વ્રણ, શ્વાસ, કાસ, તથા દાહ એઓને મટાડનારા છે. બીજા મહાશાલિ વગેરે ચોખાઓ એ કરતાં કાંઈક ઓછા ગુણવાળા છે. દાઉદખાની ચોખા મગધદેશમાં પ્રસિદ્ધ છે.

### વ્રીહિધાન્ય.

वार्षिकाः कण्डिताः शुक्रा व्रीहयश्चिरपाकिनः । कृष्णव्रीहिः पाटलश्च कुक्कुटाण्डक इत्यपि ॥ शालामुखो जतुमुख इत्याद्या व्रीहयः स्मृताः । कृष्णव्रीहिः स विज्ञेयो यःकृष्णतुषतण्डुलः ॥ पाटलः पाटलापुष्पवर्णको व्रीहिरुच्यते ॥ कुक्कुटाण्डाकृतिर्व्रीहिःकुक्कुटाण्डक उच्यते। शालामुखः कृष्णशूकः कृष्णतण्डुल उच्यते । लाक्षावर्णं मुखं यस्य ज्ञेयो जतुमुखस्तु सः । व्रीहयः कथिताः पाके मधुरा वीर्यतो हिताः ॥ अल्पाभिष्यन्दिनो बद्धवर्चस्काः षष्टिकैः समाः । कृष्णव्रीहिर्वरस्तेषां तस्मादल्पगुणाः परे॥

લક્ષણ—જે ચોખા વર્ષાઋતુમાં થાયછે, ખાંડ્યા પછી ધોળા થાયછે અને ઘણી મુદ્દતે પાકે છે તેઓ વ્રીહી કહેવાય છે.

ભેદ—કૃષ્ણવ્રીહિ, પાટલ, કુક્કુટાંડક, શાલામુખ, અને જતુમુખ ઇત્યાદિ વ્રીહિઓના ભેદ છે.

પરીક્ષા—જેનાં ફોતરાં અને ચોખા કાળા હોય તેને કૃષ્ણ વ્રીહિ સમજવા. જેઓનો પાટલાનાં ફુલ જેવો રંગ થાય છે તેઓને પાટલ સમજવા. જેઓની આકૃતિ કુકડાના ઈંડા જેવી હોય તેઓને કુક્કુટાંડક સમજવા. જેઓની અણીઓ અને ચોખા કાળા કાળા હોય તેઓને શાલામુખ સમજવા. જેઓનાં મોહોડાં લાખ જેવા રંગવાળાં હોય તેઓને જતુમુખ સમજવા.

ગુણ—વ્રીહિઓ પાકમાં મધુર, હિતકારી, વીર્યવાળા, જરા કફ કરનારા, વિષ્ટાને બાંધનારા અને ષષ્ટિક કે જેઓનું લક્ષણ નીચે કહેવાશે તેઓના જેવા છે. એઓમાં કૃષ્ણવ્રીહિ ઉત્તમ છે બીજાઓમાં એથી ઓછા ગુણો છે.

### ષષ્ઠિક.

गर्भस्था एव ये पाकं यान्ति ते षष्टिका मताः। षष्टिकः शतपुष्पश्च प्रमोदकमुकुन्दकौ ॥ महाषष्टिक इत्याद्याः षष्टिकाः समुदाहृताः। एतेऽपि व्रीहयः प्रोक्ता व्रीहिलक्षणदर्शनात् ॥ षष्टिका मधुराः शीता लघवो बद्धवर्चसः। वातपित्तप्रशमनाः शालिभिः सदृशा गुणैः ॥

ભેદ—જે ચોખા ગર્ભમાંજ પાકી જાય છે તેઓ ષષ્ઠિક કહેવાય છે. ષષ્ઠિક, શતપુષ્પ, પ્રમોદક, મુકુંદક અને મહાષષ્ઠિક ઇત્યાદિ ષષ્ઠિકાના ભેદ છે. એઓમાં વ્રીહિનાં લક્ષણ જોવામાં આવે છે. તેથી એઓ પણ વ્રીહિ કહેવાય છે.

ગુણ—ષષ્ઠિકા મધુર, ટાઢા, હલકા વિષ્ઠાને બાંધનારા, વાયુ તથા પિત્તને શમાવનારા છે અને શાલિઓના જેવા ગુણવાળા છે.

### સાઠી ચોખા.

षष्टिका प्रवरा तेषां लघ्वी स्निग्धा त्रिदोषजित्। स्वाद्वी मृद्वी ग्राहिणी च बलदा ज्वरहारिणी। रक्तशालिगुर्णैस्तुल्या ततः स्वल्पगुणाः परे ॥

એઓમાં સાઠી ચોખા ઉત્તમ, હલકા, સ્નિગ્ધ, ત્રણે દોષને મટાડનારા, મધુર, કોમળ, દસ્તને રોકનાર, બળ આપનાર, જ્વરને હરનાર અને દાઉદખાનીના જેવા ગુણવાળા છે એઓના કરતાં બીજી જાતના ચોખાઓમાં ગુણ ઓછા છે.

### જવ.

तेषु यवः प्रसिद्धः। अतियवोऽतिशूकः कृष्णारुणवर्णो यवतोक्या हरितोऽतिशूकः स्वल्पो यवः।

यवस्तु शितशूकः स्यान्निःशूकोऽतियवः स्मृतः। तोक्यस्तद्वत्सहरितस्ततः स्वल्पश्च कीर्तितः॥ यवः कषायो मधुरः शीतलो लेखनो मृदुः। व्रणेषु तिलवत्पथ्यो रूक्षो मेधाविवर्धनः॥ कटुपाकोऽनभिष्यन्दी स्वर्यो बलकरो गुरुः। बहुवातमलो वर्णस्थैर्यकारी च पिच्छिलः॥ कण्ठत्वगामयश्लेष्मपित्तमेदप्रणाशनः ॥ पीनसश्वासकासोरुस्तम्भलोहिततृड्प्रणुत्। अस्मादतियवो न्यूनस्तोक्यो न्यूनतरस्ततः॥

નામ—હિં. જૌ; ફા. જવ; મ. જવસાતુ; અ. શઇર; ક. મુંડજવલ; તે. યવધાન્ય; ઈં. Bitter Barley; Hordeum Hexasticum.

લક્ષણ—જવ અને ઘઉં એઓ શૂક ધાન્યમાં ગણાય છે. યવ, અતિયવ અને તોક્ય એ ત્રણ જવની જાતો છે. તીણી અણીવાળો જવ યવ કહેવાય છે. જે જવ અણીવગરનો અને કાળા તથા રાતા રંગવાળો હોય તે અતિયવ કહેવાય છે. જે જવ હરિત રંગવાળો, અણીવગરનો અને ઝીણો હોય તે તોક્ય કહેવાય છે.

ગુણ—જવ તુરો, મધુર, ટાઢો, મળને ઉખેડનાર, કોમળ, વ્રણ ઉપર તિલની પેઠે પથ્યરૂપ, રૂક્ષ, બુદ્ધિ તથા અગ્નિને વધારનાર, પાકમાં કડવો, કફકારી નથી, સ્વરને વાસ્તે સારો, બળ

આપનાર, ભારે, વાયુ તથા મળને બહુ કરનાર, વર્ણની સ્થિરતા કરનાર, ચીકણો અને કંઠના રોગ, ચામડીના રોગ, કફ, પિત્ત, મેદ, સળીખમ, શ્વાસ, ઉધરસ, સાથળનો સ્તંભ, રૂધિર અને તૃષા એઓને મટાડનાર છે. જવ કરતાં અતિયવમાં ઓછા ગુણ છે અને અતિયવ કરતાં તોક્યમાં ઓછા ગુણ છે.

### ઘઉં.

गोधूमः सुमनोऽपि स्यात्त्रिविधः स च कीर्तितः । महागोधूम इत्याख्यः पश्चाद्देशात्समागतः ॥

महागोधूमः वडगोधूमा इति लोके ।

मधूली तु ततः किञ्चिदल्पा सा मध्यदेशजा । निःशूको दीर्घगोधूमः क्वचिन्नन्दीमुखाभिधः ॥ गोधूमो मधुरः शीतो वातपित्तहरो गुरुः । कफशुक्रप्रदो वल्यः स्निग्धः सन्धानकृत्सरः ॥ जीवनो बृंहणो वर्ण्यो व्रण्यो रुच्यः स्थिरत्वकृत् ॥

कफप्रदो नवीनो न तु पुराणः । पुराणयवगोधूमक्षौद्रजाङ्गलशूल्यभुगिति वाग्भटेन वसन्ते गृहीतत्वात् ।

मधूली शीतला स्निग्धा पित्तघ्नी मधुरा लघुः । शुक्रला बृंहणी पथ्या तद्वन्नन्दीमुखः स्मृतः ॥

નામ–ગોધૂમ અને સુમન એ ઘઉંનાં સંસ્કૃત નામ છે. હિં. ગેહુ; મ. ગહુ; ફા. ગદુમ; અ. હિંતા; ક. ગોધી; ઈં. Wheat; લા. Triticum Vulgarae.

ભેદ–ઘઉંના ત્રણ ભેદ છે. જે ઘઉં પશ્ચિમ દેશમાંથી આવે છે તે મહાગોધૂમ કેહેવાયછે. મહાગોધૂમથી કાંઈક નાહાના કદવાળા ઘઉં મધૂલી કેહેવાય છે અને તે મધ્ય દેશમાં થાય છે. જે ઘઉં અણીવગરનો હોય છે તે દીર્ઘગોધૂમ કેહેવાય છે અને કોઈ સ્થલમાં નંદીમૂખ પણ કેહેવાય છે.

ગુણ–ઘઉં મધુર, ટાઢા, વાયુ તથા પિત્તને હરનાર, ભારે, કફ કરનાર, વીર્યને વધારનાર, બળ આપનાર, સ્નિગ્ધ, સાંધનાર, દસ્ત ઉતારનાર, જીવનરૂપ, પુષ્ટિ આપનાર, વર્ણને સારો કરનાર, વ્રણને હિતકારી, રૂચિ આપનાર અને સ્થિરતા કરનાર છે. નવા ઘઉં કફ કરનાર છે પણ જુના ઘઉં કફ કરનાર નથી. કારણ કે વાગ્ભટે વસંતમાં જુના ઘઉં ખાવાનું કહ્યું છે. વાગ્ભટ કેહે છે કે "(વસંતમાં) જુના જવ, જુના ઘઉં, મધુ, જંગલી જાનવરોનાં માંસ અને કાંટાથી પકાવેલાં માંસ ખાવાં" મધૂલી નામના ઘઉં ટાઢા, સ્નિગ્ધ, પિત્તને હણનાર, મધુર, હલકા, વીર્યને વધારનારા, પુષ્ટિ આપનારા અને પથ્ય છે. નંદીમુખ નામના ઉપર કહેલા ઘઉંમાં પણ એવાજ ગુણો છે.

### શિંબી ધાન્યો.

शमीजाः शिम्बिजाः शिम्बीभवाः सूर्याश्च वैदलाः ॥ वैदला मधुरा रूक्षाः कषायाः कटुपाकिनः ॥ वातलाः कफपित्तघ्ना बद्धमूत्रमला हिमाः ॥ ऋते मुद्गमसूराभ्यामन्ये त्वाध्मानकारिणः ॥

मुद्गमसूरयोरनाध्मानकारित्वमन्यवैदला-

पेक्षया ननु सर्वथा । एतयोरपि किञ्चिदाध्मानकारित्वात् ।

**નામ**—શમીજ, શિંબીજ, શિંબીભવ, સૂર્પ અને વૈદલ એટલાં શિંબીધાન્યનાં નામ છે.

**ગુણ**—શિંબીધાન્યો એટલે શીંગમાંથી ઉત્પન્ન થતાં ધાન્યો મધુર, રૂક્ષ, તુરાં, પાકમાં તીખાં, વાયુ કરનારાં, કફ તથા પિત્તને હણનારાં, મૂત્ર તથા મળને બાંધનારાં, ટાઢાં અને મગ તથા મસૂરવિના બાકી સઘળાં આફરો કરનારાં છે. મગ અને મસૂર બીજાં શિંબીધાન્યો કરતાં ઓછો આફરો કરનારાં છે પણ સર્વથા આફરો નથીજ કરતાં એમ નથી. કાંઈક આફરો તો કરે ખરાં.

## મગ.

मुद्गो रूक्षो लघुर्ग्राही कफपित्तहरो हिमः । स्वादुरल्पानिलो नेत्र्यो ज्वरघ्नो वनजस्तथा ॥ मुद्गो बहुविधः श्यामो हरितः पीतकस्तथा । श्वेतो रक्तश्च तेषां तु पूर्वः पूर्वो लघुः स्मृतः ॥ सुश्रुतेन पुनः प्रोक्तो हरितः प्रवरो गुणैः।चरकादिभिरप्युक्त एष एव गुणाधिकः ॥

**નામ**—હિં. મ. મુંગ; ફા. બુનુમાષ; ઈં. Green grain; લા. Phaseolus mungo.

**ગુણ**—મગ રૂક્ષ, હલકા, દસ્તને રોકનાર, કફ તથા પિત્તને હરનાર, ટાઢા, મધુર, ઓછા પવનવાળા, નેત્રને હિતકારી અને જ્વરને મટાડનાર છે. મઠમાં પણ એવાજ ગુણો છે. કાળા, લીલા, પીળા, ધોળા અને રાતા એમ મગ ઘણા પ્રકારના છે તેઓમાં પછી પછીના કરતાં પહેલા પહેલામાં વધારે હલકાપણું છે. સુશ્રુતે તો 'લીલા મગમાંજ સર્વોત્તમ ગુણો છે,' એમ કહ્યું છે અને ચરક આદિ વિદ્વાનો પણ લીલા મગનેજ ગુણોમાં અધિક કહે છે.

## અડદ.

माषो गुरुः स्वादुपाकः स्निग्धो रुच्योऽनिलापहः । स्रंसनस्तर्पणो बल्यः शुक्रलो बृंहणः परः ॥ भिन्नमूत्रमलः स्तन्यो मेदःपित्तकफप्रदः । गुदकीलार्दितः श्वासपक्तिशूलानि नाशयेत् ॥ कफपित्तकरा माषाः कफपित्तकरं दधि। कफपित्तकरा मत्स्या वृन्ताकं कफपित्तकृत् ॥

**નામ**—હિં. ઉરદ; મ. ઉડીદ; અ. ફા. માષ; ક. ઉદ્દુ; તૈ. મીનુઉલુ; ઈં. Kidney bean; લા. Phaseolus radiatus.

**ગુણ**—અડદ ભારે, પાકમાં મધુર, સ્નિગ્ધ, રૂચિ ઉપજાવનાર, વાયુને તોડનાર, મળને શિથિલ કરનાર, તૃપ્તિ આપનાર, બળ આપનાર, વીર્યને વધારનાર, બહુજ પુષ્ટિ આપનાર, મળ તથા મૂત્રની વધારે પ્રવૃત્તિ કરનાર, ધાવણ વધારનાર, મેદ કરનાર, પિત્ત તથા કફને વધારનાર, અને ગુદકીલ, અરદીતો વાયુ, શ્વાસ અને પંક્તિશૂલ એ રોગોનો નાશ કરનાર છે. અડદ, દહીં, માછલાં, અને રીંગણાં એઓ કફ તથા પિત્તને કરનારાં છે.

## ચોળા.

**राजमाषो महामाषश्चपलश्चवलः स्मृतः राजमाषो गुरुः स्वादुस्तुवरस्तर्पणः सरः॥ रूक्षो वातकरो रुच्यः स्तन्यभूरिबलप्रदः । श्वेतो रक्तस्तथा कृष्णस्त्रिविधः स प्रकीर्तितः । यो महांस्तेषु भवति स एवोक्तो गुणाधिकः ॥**

નામ—રાજમાષ, મહામાષ, ચપલ અને ચવલ એટલાં ચોળાનાં સંસ્કૃત નામ છે. હિં. ખેસારી; ફા. લોબીઆ; મ. ચવલ્યા; અ. ફ઼રીકા; ક. વરવટા; ઈં. Chinese dolicos; લા. Vigna catiang.

ગુણ—ચોળા ભારે, મધુર, તુરા, તૃપ્તિ આપનાર, દસ્ત ઉતારનાર, રૂક્ષ, વાયુ કરનાર, રૂચિ કરનાર, ધાવણ વધારનાર, અને ઘણું બળ આપનાર છે. ધોળા, રાતા અને કાળા એમ ચોળાના ત્રણ પ્રકાર છે તેઓમાં જે ચોળા કદમાં મોટા હોય તેઓમાં અધિક ગુણો છે.

## વાલ.

स तु राजसिम्बीबीजं भेटवासु इति लोके ।

**निष्पावो राजशिम्बिः स्याद्वल्लकः श्वेतशिम्बिकः । निष्पावो मधुरो रूक्षो विपाकेऽम्लो गुरुः सरः ॥ कषायस्तन्यपित्तास्रमूत्रवातविवन्धकृत् । विदाह्युष्णो विषश्लेष्मशोथहृच्छुक्रनाशनः ॥**

નામ—નિષ્પાવ, રાજશિંબિ, વલ્લક અને શ્વેતશિંબિક એટલાં વાલનાં સંસ્કૃત નામ છે. હિં. નિષ્પાવ; મ. પાવટે; ગુ. આબીઆ; ક. આવરે; લા. Lab lab-vul garis.

ગુણ—વાલ મધુર, રૂક્ષ, પાકમાં ખાટા, ભારે, દસ્ત ઉતારનાર, તુરા, ધાવણ વધારનાર, અને પિત્ત, રૂધિર, મૂત્ર, વાયુ તથા આફરો એઓને કરનાર છે, દાહ કરનાર છે, ગરમ છે, વીર્યનો નાશ કરનાર છે, તથા વિષ, કફ, સોજાને હરનાર છે.

## મઠ.

**मकुष्ठो वनमुद्गः स्यान्मकुष्ठकमुकुष्ठकौ । मकुष्ठो वातलो ग्राही कफपित्तहरो लघुः ॥ वह्निजिन्मधुरः पाके कृमिकृज्ज्वरनाशनः ॥**

નામ—મકુષ્ઠ, વનમુદ્ગ, મકુષ્ઠક, અને મુકુષ્ઠક એટલાં મઠનાં સંસ્કૃત નામ છે. હિં. મોઠ; મ. મઠક્યા; ફા. માષહિંદી; ક. મુગહેસરૂભેદ; તૈ. કંકપેસાલુ; ઈં. Aconiteleaved લા. Phaseolus aconitifolus.

ગુણ—મઠ વાયુ કરનાર, દસ્તને રોકનાર, કફ, તથા પિત્તને હરનાર, હલકા, અગ્નિને જીતનાર, પાકમાં મધુર, કૃમિ કરનાર અને જ્વરનો નાશ કરનારછે.

## મસુર.

**मङ्गल्यको मसूरः स्यान्मङ्गल्या च मसूरिका । मसूरो मधुरः पाके संग्राही शीतलो लघुः ॥ कफपित्तास्रजिद्रूक्षो वातलो ज्वरनाशनः ॥**

નામ—મંગલ્યક, મસૂર, મંગલ્યા, મસુરિકા એટલાં મસૂરનાં સંસ્કૃત નામછે

ગુણ—મસૂર પાકમાં મધૂર, દસ્તને રોકનાર, શીતળ, હલકી, પિત્ત તથા રૂધિરને મટાડનાર, રૂક્ષ, વાયુ કરનાર અને જ્વરનો નાશ કરનાર છે.

## તુવરની દાળ.

आढकी तुवरी चापि सा प्रोक्ता शणपुष्पिका। आढकी तुवरा रूक्षा मधुरा शीतला लघुः॥ ग्राहिणी वातजननी वर्ण्या पित्तकफास्रजित्॥

નામ—આઢકિ, તુવરી અને શણપુષ્પિકા એટલાં તુવરની દાળનાં સંસ્કૃત નામ છે. હિં. અરહર; ફા. શાખુલ; મ. તુરી; ક. તોગરી; તૈ. કાદુલુ; ઈં. Pigeon pea; લા. Cajanus indicus.

ગુણ—તુવરની દાળ તુરી, રૂક્ષ, મધુર, ટાઢી, હલકી, દસ્તને રોકનાર, વાયુને ઉત્પન્ન કરનાર, વર્ણને સારો કરનાર અને પિત્ત, કફ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

## ચણા.

चणको हरिमन्थः स्यात्सकलप्रिय इत्यपि। चणकः शीतलो रूक्षः पित्तरक्तकफापहः॥ लघुः कषायो विष्टम्भी वातलो ज्वरनाशनः। स चाङ्गारेण संभ्रष्टस्तैलभ्रष्टश्च तद्गुणः॥ आर्द्रभ्रष्टो बलकरो रोचनश्च प्रकीर्तितः। शुष्कभ्रष्टोऽतिरूक्षश्च वातकुष्ठप्रकोपनः॥ स्विन्नः पित्तकफं हन्यात् सूपः क्षोभकरो मतः। आर्द्रोऽतिकोमलो रुच्यः पित्तशुक्रहरो हिमः॥ कषायो वातलो ग्राही कफपित्तहरो लघुः॥

નામ—ચણક, હરિમંથ અને સકલપ્રિય એટલાં ચણાનાં સંસ્કૃત નામ છે. હિં. ચના; મ. હરભરે; ફા. નખુદ; અ. હુમસ; ક. કડલે; તૈ. શલંગાલુ; ઈં. Gram; લા. Cicer arietinum.

ગુણ—ચણા ટાઢા, રૂક્ષ, હલકા, તુરા, દસ્તને રોકનાર, વાયુ કરનાર અને પિત્ત, રૂધિર, કફ તથા જ્વરને મટાડનાર છે. અંગારાથી અથવા તેલથી ભુંજેલા (શેકેલા) ચણામાં પણ એજ ગુણો છે. લીલા શેકેલા ચણા બળ આપનાર અને રૂચિ ઉપજાવનાર છે. સુકા શેકેલા ચણા અત્યંત રૂક્ષ અને વાયુ તથા કુષ્ઠની વૃદ્ધિ કરનાર છે. શેકેલા ચણા પિત્ત તથા કફને મટાડે છે. ચણાની રાંધેલી દાળ પેટમાં ગડબડ કરનાર છે. લીલા ચણા કોમળ, રૂચિ ઉપજાવનાર, પિત્ત તથા વીર્યને હરનાર, ટાઢા, તુરા, વાયુ કરનાર, દસ્તને રોકનાર, હલકા અને કફ તથા પિત્તને હરનાર છે.

## વટાણા.

कलायो वर्तुलः प्रोक्तः सतिलश्च हरेणुकः। कलायो मधुरः स्वादुः पाके रूक्षश्च शीतलः॥

નામ—કલાય, વર્તુલ, સતિલ અને હરેણુક એટલાં વટાણાનાં સંસ્કૃત નામ છે. હિં. કેરાવ; મ. વાટાણે; ક. વટકડલે; ઈં. Field pea; લા. Pisum sativum.

ગુણ—વટાણા મધુર, પાકમાં પણ મધુર, રૂક્ષ અને ટાઢા છે.

### મકાઈ.

त्रिपुटः खण्डिकोऽपि स्यात्कथ्यन्ते तद्गुणा अथ । त्रिपुटो मधुरस्तिक्तस्तुवरो रूक्षणो भृशम् ॥ कफपित्तहरो रुच्यो ग्राहकः शीतलस्तथा । किन्तु खञ्जत्वपङ्गुत्वकारी वातातिकोपनः ॥

નામ—ત્રિપુટ અને ખંડિક એ મકાઈનાં સંસ્કૃત નામ છે. હિં. ભુટ્ટા; મ. મુક્કા; ફા. બાજરી; તૈ. જનપટલુ; ઈં. Maize; લા. Ziamaize.

ગુણ—મકાઇ મધુર, કડવી, તુરી, બહુજ રૂક્ષપણું કરનાર, કફ તથા પિત્તને હરનાર, રૂચિ ઉપજાવનાર, દસ્તને રોકનાર, અને ટાઢી છે, પરંતુ લુલાપણું તથા પાંગળાપણું કરનાર છે અને વાયુનો અત્યંત પ્રકોપ કરનાર છે.

### કળથી.

कुलत्थिका कुलत्थश्च कथ्यन्ते तद्गुणा अथ । कुलत्थः कटुकः पाके कषायः पित्तरक्तकृत् ॥ लघुर्विदाही वीर्योष्णः श्वासकासकफानिलान् । हन्ति हिक्काश्मरीशुक्रदगानाहान्सपीनसान् ॥ स्वेदसंग्राहको मेदोज्वरकृमिहरः परः ॥

નામ—કુલત્થિકા અને કુલત્થ એ બે કળથીનાં સંસ્કૃત નામ છે. હિં. કુલથી; ફા. ઠિલ્લત; મ. લાલકુલથી; અ. હબુલાકિલત; ક. તીરી; તૈ. ઉલાવલુ; ઈં. Dolicos; લા. Dolichos biflorus.

ગુણ—કળથી પાકમાં તીખી, તુરી, પિત્ત તથા રૂધિરને કરનાર, હલકી, દાહ કરનાર, ઉષ્ણવીર્ય, પસીનાને રોકનાર અને શ્વાસ, ઉધરસ, કફ, વાયુ, હેડકી, પથરી, વીર્ય, આંખનું ઉકસવું, સળેખમ, મેદ, જ્વર તથા કૃમિને મટાડનાર છે.

### તલ.

तिलः कृष्णः सितो रक्तः स वन्योऽल्पतिलः स्मृतः । तिलो रसे कटुस्तिक्तो मधुरस्तुवरो गुरुः ॥ विपाके कटुकः स्वादुः स्निग्धोष्णः कफपित्तनुत् । बल्यः केश्यो हिमस्पर्शस्त्वच्यः स्तन्यो व्रणे हितः ॥ दन्त्योऽल्पमूत्रकृद् ग्राही वातघ्नोऽग्निमतिप्रदः। कृष्णः श्रेष्ठतमस्तेषु शुक्लो मध्यमः सितः ॥ अन्ये हीनतराः प्रोक्तास्तज्ज्ञै रक्तादयस्तिलाः ॥

નામ—હિં. મ. તિલ; ફા. કુંજદ; અ. સીમસીમ; ક. એલ્લુ; તૈ. નોવુલુ; ઈં. Niger seed; લા. Sesamus Indicum.

ભેદ—કાળા, ધોળા અને રાતા એમ ત્રણ પ્રકારના તલ થાય છે. જે તલ વગડામાં થાય છે તે અલ્પતિલ કહેવાય છે.

ગુણ—તલ રસમાં તીખા, કડવા, મધુર, તુરા, ભારે, પાકમાં તીખા, સ્વાદિષ્ટ, સ્નિગ્ધ, કફ તથા પિત્તને મટાડનાર, બળ આપનાર, કેશને સારા કરનાર, ટાઢા સ્પર્શવાળા, ચામડીને હિતકારી, ધાવણ વધારનાર, વ્રણ મટાડવામાં ઉપયોગી, દાંતને સારા કરનાર, મૂત્રને થોડું કરનાર, દસ્તને રોકનાર, વાયુને હણનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને મતિ આપનાર છે. તલની જાતોમાં

કાળા તલ સર્વોત્તમ, અને વીર્યને વધારનાર છે. ધોળા તલ મધ્યમ ગુણવાળા અને બીજા રાતા વગેરે તલો બહુજ ઓછા ગુણવાળા છે એમ તે વિષયના વિદ્વાનો કહે છે.

## અલસી.

**अतसी नीलपुष्पी च पार्वती स्यादुमा क्षुमा । अतसी मधुरा तिक्ता स्निग्धा पाके कटुर्गुरुः ॥ उष्णा दृक्शुक्रवातघ्नी कफपित्तविनाशिनी ॥**

**નામ**—અલસી, નીલપુષ્પી, પાર્વતી, ઉમા અને ક્ષમા એટલાં અલસીનાં સંસ્કૃત નામ છે. હિં. તૈ. અલસી; ફા. તુખ્મેકતાન; અ. બજરૂ; ક. અસમે; ઈં. Lin seed; લા. Lini semina.

**ગુણ**—અલસી મધુર, કડવી, સ્નિગ્ધ, પાકમાં તીખી, ભારે, ગરમ, દૃષ્ટિ, વીર્ય તથા વાયુને હણનારી અને કફ તથા પિત્તનો નાશ કરનારી છે.

## રાતાં પુઠાંવાળી તુવરની દાળ.

**तुवरी ग्राहिणी मोक्ता लघ्वी कफविषास्रजित् । तीक्ष्णोष्णा वह्निदा कण्डूकुष्ठकोष्ठकृमिप्रणुत् ॥**

**ગુણ**—રાતાં પુંઠાંવાળી તુવરની દાળ દસ્તને રોકનાર, હલકી, તીક્ષ્ણ, ગરમ, અગ્નિ કરનાર અને કફ; વિષ, રૂધિર, ચળ, કોઢ તથા કોઠાના કૃમિ એઓને મટાડનાર છે.

## સરશવ.

सर्षपः कटुकः स्नेहस्तुन्तुभश्च कदम्बकः । गौरस्तु सर्षपः प्राज्ञैः सिद्धार्थ इति कथ्यते ॥ **सर्षपस्तु रसे पाके कटुः स्निग्धः सतिक्तकः । तीक्ष्णोष्णः कफवातघ्नो रक्तपित्ताग्निवर्धनः ॥ रक्षोहरो जयेत्कण्डूं कुष्ठकोष्ठकृमिग्रहान् । यथा रक्तस्तथा गौरः किन्तु गौरो वरो मतः ॥**

**નામ**—સર્ષપ, કટુકસ્નેહ, તુંતુભ અને કદંબક એટલાં સરશવનાં સંસ્કૃત નામ છે. ધોળા સરશવને વિદ્વાનલોકો 'સિદ્ધાર્થ' કહે છે. હિં. સરસો; ફા. સર્પફ; અ. ઉર્ફ્રઅબીયદ; કા. સાસવે; તૈ. પાચ્ચાઅવાલુ; ઈં. Sinapisalba; લા. Brassica-campestris.

**ગુણ**—સરશવ રસમાં અને પાકમાં તીખો, સ્નિગ્ધ, કડવાસવાળો, તીક્ષ્ણ, ગરમ, કફ તથા વાયુને હણનાર, રૂધિર પિત્ત તથા અગ્નિને વધારનાર, રાક્ષસોને કાહાડી મુકનાર અને ચળ, કોઢ, કોઠાના કૃમિ તથા ગ્રોડને મટાડનાર છે. જેવા રાતા સર્ષપમાં ગુણ છે તેવાજ ધોળામાં પણ છે પરંતુ ધોળા સર્ષપ ઉત્તમ ગણવામાં આવે છે.

## રાઈ તથા કાળી રાઇ.

**राजी तु राजिका तीक्ष्णगन्धा क्षुजनिका सुरी । क्षवः क्षुताभिजनकः कृमिकृत्कृष्णसर्षपः ॥ राजिका कफपित्तघ्नी तीक्ष्णोष्णा रक्तपित्तकृत् । किञ्चिद्रूक्षाग्निदा कण्डूकुष्ठकोष्ठकृमीन्हरेत् ॥ अतितीक्ष्णा विशेषेण तद्वत् कृष्णापि राजिका ॥**

**નામ**—રાજી, રાજિકા, તીક્ષ્ણગંધા, ક્ષુજનિકા અને આસુરી એટલાં રાઇનાં

સંસ્કૃત નામ છે. ક્ષવ, ક્ષુતાભિજનક, કૃમિકા અને કૃષ્ણસર્ષપ એટલા કાળી રાઇનાં નામ છે. હિં. કાલીસરસ્યુ; મ. મોહરીરાયા; અ. ખરદલ; ક. સાસિરાઇ; તૈ. ખર્ણાલુ; સિં. સુરેબીજ; ઈં. Mustard seeds; લા. Sinapis nigra.

ગુણ–રાઇ કફ તથા પિત્તને હણનારી, તીક્ષ્ણ, ગરમ, રક્તપિત્ત કરનારી, કાંઈક રૂક્ષ, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને ચળ, કોઢ તથા કોઠાના કૃમિઓને મટાડનાર તથા વિશેષે કરી અત્યંત તીક્ષ્ણ છે. કાળી રાઇમાં પણ એજ ગુણો છે.

### ક્ષુદ્ર ધાન્ય.

क्षुद्रधान्यं कुधान्यं च तृणधान्यमिति स्मृतम् । क्षुद्रधान्यमनुष्णं स्यात्कषायं लघु लेखनम् ॥ मधुरं कटुकं पाके रूक्षं च क्लेदशोषकम् । वातकृद्बद्धविट्कं च पित्तरक्तकफापहम् ॥

નામ–ક્ષુદ્રધાન્ય, કુધાન્ય અને તૃણધાન્ય એટલાં ક્ષુદ્રધાન્ય ( ખડધાન )નાં નામ છે.

ગુણ–ખડધાન ગરમ નથી, તુરું, હલકું, મળને ઉખેડનાર, મધુર, પાકમાં તીખું, રૂક્ષ, ભીનાશને સુકાવનાર, વાયુ કરનાર, વિષ્ઠાને કઠણ કરનાર અને પિત્ત, રૂધિર તથા કફને મટાડનાર છે.

### કાંગ.

स्त्रियां कंगुप्रियंगू द्वे कृष्णा रक्ता सिता तथा । पीता चतुर्विधा कङ्गुस्तासां पीता वरा स्मृता ॥ कङ्गुस्तु भग्नसन्धानवातकृद्बृंहणी गुरुः । रूक्षा श्लेष्महरातीव वाजिनां गुणकृद्भृशम् ॥

નામ–કંગુ, અને પ્રિયંગુ ( સ્ત્રી લિંગે ) એ બે કાંગનાં સંસ્કૃત નામ છે. હિં. કંગની; ફા. ગલ; ક. નવણે; લા. Panicum miliaceum.

ભેદ–કાળી, રાતી, ધોળી અને પીળી એમ કાંગ ચાર પ્રકારની થાયછે તેઓમાં પીળી શ્રેષ્ઠ માનવામાં આવી છે.

ગુણ–કાંગ ભાંગાને સાંધનારી, વાયુ કરનાર, પુષ્ટિ આપનાર, ભારે, રૂક્ષ, કફને બહુજ હરનારી અને ઘોડાઓને બહુ ગુણકારી છે.

### ચીણો.

चीनाकः कङ्गुभेदोऽस्ति स ज्ञेयः कङ्गुवद्गुणैः ॥

નામ–હિં. ચીના; મ. રાલે; ફા. ઉરેઝન; અ. બારેગા; ક. ચીનક; ઈં. Millet લા. Panicum miliari.

ચીણો એ કાંગની જાત છે અને તેમાં કાંગના જેવાજ ગુણો જાણવા.

### સામો.

श्यामाकः शोषणो रूक्षो वातलः कफपित्तहृत् ॥

નામ–હિં. સાંવા; મ. સાંવે; ફા. શામાખ; ક. સંપે; લા. Panicum frumentaceum.

સામો શોષણ કરનાર, રૂક્ષ, વાયુ કરનાર અને કફ તથા પિત્તને હરનાર છે.

### કોદરો.

कोद्रवः कोरदूषः स्यादुद्दालो वन-

ગુણ—નાનવી ટાઢી, દસ્તને રોકનારી, પિત્તને હરનારી અને કફ તથા વાયુને કરનારી છે.

યાવનાલ.

यावनालो हिमः स्वादुर्लोहितश्लेष्मपित्तजित् । अवृष्यस्तुवरो रूक्षः क्लेदकृत् कथितो लघुः ॥

યાવનાલ ટાઢો, અને લોહીનો બીગાડ કફ તથા પિત્તને મટાડનાર છે. વીર્યને વાસ્તે સારો નથી, તુરો, રૂક્ષ, ગ્લાની કરનાર અને હલકો છે.

ધાન્યોની સામાન્ય પરિભાષા.

धान्यं सर्वं नवं स्वादु गुरु श्लेष्मकरं स्मृतम् । तत्तु वर्षोषितं पथ्यं यतो लघुतरं हितम् ॥ वर्षोषितं सर्वधान्यं गौरवं परिमुञ्चति । न तु त्यजति वीर्यं स्वं क्रमान्मुञ्चत्यतः परम् ॥ एतेषु यवगोधूमतिलमाषा नवा हिताः । पुराणा विरसा रूक्षा न तथा गुणकारिणः ॥

पुराणा वर्षद्वयादुपरि स्थिताः । यवादयो नवाः शस्तान्प्रति हिताः । पथ्याशिनां तु पुराणा हिताः । पुराणा यवगोधूमक्षौद्रजाङ्गलशूल्यभुगिति वसन्ते वाग्भटेनोक्तत्वात् ।

સઘળા પ્રકારનાં ધાન્ય નવાં હોય ત્યાંસુધી મધુર, ભારે અને કફ કરનાર હોય છે. એક વર્ષનું જુનું ધાન્ય હોય તો બહુજ હલકું હોવાથી હિતકારી છે અને પથ્યરૂપ છે. એક વર્ષનું જુનું થએલું ધાન્ય ભારેપણું મુકી દે છે પણ પોતાની શક્તિને છોડતું નથી. એક વર્ષ થયા પછી અનુક્રમે પોતાની શક્તિને મુકી દેતું જાય છે. ધાન્યોમાં જવ, ઘઉં, તલ અને અડદ એટલાં નવાં સારાં છે. જુનાં હોય તો રસરહિત અને રૂક્ષ થઈ જવાથી તેનો ગુણ કરી શકતાં નથી. આ સ્થલમાં 'જુનાં' એટલે બે વર્ષ કરતાં વધારે રહેલાં સમજવાં. નવાં જવ આદિ ધાન્યો સ્વસ્થ શરીરવાળાઓને હિતકારી છે પણ પથ્ય ખાનારાઓને જુનાંજ હિતકારી છે. કારણ કે 'વસંતઋતુમાં જુના જવ, જુના ઘઉં, જંગલી પશુઓનું માંસ અને લોઢાના કાંટાથી પકાવેલું માંસ ખાવાં.' એમ વાગ્ભટે કહ્યું છે.

इति श्रीभावप्रकाशे धान्यवर्गः ।

---

# અથ શાકવર્ગઃ

શાકનું સામાન્ય નિરૂપણ.

पत्रं पुष्पं फलं नालं कन्दं संस्वेदजं तथा । शाकं षड्विधमुद्दिष्टं गुरु विद्याद्यथोत्तरम् ॥

પાંનડાં, ફુલ, ફલ, ડાંડલી, કંદ અને સંસ્વેદજ (ચોમાસામાં થતા બીંદડાના ટોપ વગેરે) એમ છ પ્રકારનાં શાક કહેવાય છે તેઓમાં પહેલા પહેલાનાં કરતાં પછી પછીનું ભારે છે એમ સમજવું.

શાકોના સામાન્ય ગુણદોષ.

प्रायः शाकानि सर्वाणि विष्टम्भीनि गुरूणि च । रूक्षाणि बहुवर्चांसि सृष्टविण्मारुतानि च । शाकं भिनत्ति वपुरस्थि निहन्ति नेत्रं वर्णं विनाशयति रक्तम-

थापि शुक्रम् । प्रज्ञाक्षयं च कुरुते पलितं च नूनं हन्ति स्मृतिं गतिमिति प्रवदन्ति तज्ज्ञाः ॥ शाकेषु सर्वेषु वसन्ति रोगास्ते हेतवो देहविनाशनाय । तस्मात् बुधः शाकविवर्जनं तु कुर्यात्तथाम्लेषु स एव दोषः ॥

एतानि शाकनिन्दकानि वचनानि सामान्यानि । अथ शाकेषु विशिष्टानि वचनानि ।

ઘણુ કરીને સઘળાં શાકો દસ્તને રોકનારા, ભારે, રૂક્ષ, વિષ્ટાને ઘણી કરે એવા, દસ્તને તથા પવનને વધારે કરે એવાં છે શાક શરીરનાં અસ્થિઓને ભેદી નાખે, નેત્રને હણે, વર્ણ, રૂધિર તથા વીર્યનો નાશ કરે, બુદ્ધિનો ક્ષય કરે, કેશને ધોળા કરી નાખે અને સ્મૃતિને તથા ગતિને હણે છે એમ તે વિષયને જાણનારા વિદ્વાનો કહે છે સઘળા શાકોમા રોગ રહે છે અને તે રોગો દેહનો વિનાશ થવામા કારણરૂપ થાય છે, એટલામાટે સમજુએ સર્વદા શાકોને છોડીજ દેવા જોઈએ જે શાકમા દોષો છે તેજ દોષો ખાટા પદાર્થોમા પણ છે આ પ્રમાણે શાકની નિંદા કરનારાં જે જે વચનો છે તેઓને સામાન્ય વચન સમજવા એઓના વિષયમા જે વિશેષ વચનો છે તે નીચેપ્રમાણે સમજના

## पत्र (પાનડા)रूप शाकोनुं प्रकरण

### બે જાતની ચીલી (બથવો)

वास्तूकं वास्तुकं च स्यात्क्षारपत्रं च शाकराट् । तदेव तु बृहत्पत्रं रक्तं स्याद्गौडवास्तुकम् ॥ प्रायशो यवमध्ये स्याद्यवशाकमतः स्मृतम् । वास्तूकद्वितयं स्वादु क्षारं पाके कटूदितम् ॥ दीपनं पाचनं रुच्यं लघु शुक्रबलप्रदम् । सरं प्लीहास्रपित्तार्शःकृमिदोषत्रयापहम् ॥

**નામ**—વાસ્તૂક, વાસ્તુક, ક્ષારપત્ર અને શાકરાટ્ એટલા ચીલીનાં સસ્કૃત નામ છે હિ. બથુવા, ચીલી, મ ચાકવત, ચિવિલ, ગુ ટાંડો, ચીલ, ફા મુસેલેસા, સરમક, ક. ચકવતી, ચિક્ષીકે, અ રોકબતુલ, બજમેલ, ઇ White goose foot, લો Chenopodiumalbum

**ભેદ**—મોટાં પાંદડાવાળી જે રાતી ચીલી થાય છે તે ગૌડવાસ્તુક કહેવાય છે ઘણુકરીને ચીલી જવની ખેતરમાં થાય છે તેથી યવશાક પણ કહેવાય છે

**ગુણ**—બન્ને જાતની ચીલી મધુર, ખારી, પાકમા તીખી, અગ્નિને દીપ્ત કરનાર, પાચક, રૂચી ઉપજાવનાર, હલકી, વીર્ય તથા બળ આપનારી, દસ્ત ઉતારનાર, અને બરલ, રૂધિરનો બીગાડ, પિત્ત, અરસ, કૃમિ અને ત્રણ દોષને મટાડનાર છે (કેટલાએક વૈદ્યો કહે છે કે વાસ્તૂક એટલે ટાંડો.)

### પોથી

पीतस्युपोदिका सा तु मालवास्तृतवल्लरी । पोतकी शीतला स्निग्धा श्लेष्मला वातपित्तनुत् ॥ अकण्ठ्या पिच्छिला निद्रा शुक्रदा रक्तपित्तजित् । बलदा रुचिकृत्पथ्या बृंहणी तृप्तिकारिणी ॥

નામ—પોતકી, ઉપોદિકા, માલવા અને અમૃતવલ્લરી એટલાં પોથીનાં સંસ્કૃત નામ છે. હિં. પોઈ; મ. મયાલ; ઇં. Red Malabar nightshade લા. Bassela rubra.

ગુણ—પોથી ટાઢી, સ્નિગ્ધ, કફ કરનારી, વાયુ તથા પિત્તને મટાડનાર, કંઠને વાસ્તે સારી નથી, ચીકણી, નિદ્રા આપનારી, વીર્યને વધારનારી, રક્તપિત્તને મટાડનારી, બળ આપનારી, રૂચિ કરનારી, પથ્ય, પુષ્ટિ આપનારી અને તૃપ્ત કરનારી છે.

ડાંભો.

मारिषो वाष्पको मार्षः श्वेतो रक्तश्च स स्मृतः । मारिषो मधुरः शीतो विष्टम्भी पित्तनुद्गुरुः ॥ वातश्लेष्मकरो रक्तपित्तनुद्विषमाग्निजित् । रक्तमार्षो गुरुर्नातिसक्षारो मधुरः सरः ॥ श्लेष्मलः कटुकः पाके स्वल्पदोष उदीरितः ॥

નામ—મારિષ, બાષ્પક, અને માર્ષ એટલાં ડાંભાનાં સંસ્કૃત નામ છે. ધોળો અને રાતો એમ બે પ્રકારનો ડાંભો થાય છે. હિં. લાલમરસા; મ. માઠ; તે. તુગલકુરા; લા. Amaranthus tricolor.

ગુણ—ડાંભો મધુર, ટાઢો, દસ્તને રોકનાર, પિત્તને મટાડનાર, ભારે, વાયુ તથા કફને કરનાર, રક્તપિત્તને મટાડનાર, અને અગ્નિની વિષમતાને મટાડનાર છે. રાતો ડાંભો બહુ ભારે નથી, ખારાશવાળો, મધુર, દસ્ત ઉતારનાર, કફ કરનાર, પાકમાં તીખો અને થોડા દોષવાળો છે.

તાંદળજાની ભાજી.

तण्डुलीयो मेघनादः काण्डेरस्तण्डुलेरकः । भण्डीरस्तण्डुलीबीजो विषघ्नश्चाल्पमारिषः ॥ तण्डुलीयो लघुः शीतो रूक्षः पित्तकफास्रजित् । सृष्टमूत्रमलो रुच्यो दीपनो विषहारकः ॥

નામ—તંડુલીય, મેઘનાદ, કાંડેર, તંડુલેરક, ભંડીર, તંડુલીબીજ, વિષઘ્ન અને અલ્પમારિષ એટલાં તાંદળજાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—તાંદળજો હલકો, ટાઢો, રૂક્ષ, મળ તથા મૂત્રની પ્રવૃત્તિ કરાવનાર, રૂચિ ઉપજાવનાર, અગ્નિને દીપ્ત કરનાર, વિષને હરનાર અને પિત્ત, કફ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

પાણીનો તાંદળજો.

पानीयं तण्डुलीयं तु कच्चटं समुदाहृतम् ॥ कच्चटं तिक्तकं रक्तपित्तानिलहरं लघु ॥

ભેદ—પાનીય તંડુલ અને કચ્ચટ એ બે પાણીમાં થતા તાંદળજાનાં નામ છે.

ગુણ—પાણીનો તાંદળજો કડવો, હલકો અને લોહીનો બીગાડ, પિત્ત તથા પવનને મટાડનાર છે.

ટાંકો.

पल्लवया वास्तुकाकारा छुरिका चीरितच्छदा । पल्लवया यावन्ना शीता श्लेष्मला भेदिनी गुरुः ॥ विष्टम्भिनी मदश्वासपित्तरक्तकफापहा ॥

નામ—પાલંકયા, વાસ્તુકાકારા, છુરિકા અને ચીરિતછદા એટલાં ટાંકાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—ટાંકા વાયુ કરનાર, ટાઢા, કફ કરનાર, દસ્ત લગાડનાર, ભારે, મળને રોકનાર અને મદ, શ્વાસ, પિત્ત, લોહીનો બીગાડ તથા કફને મટાડનાર છે. કેટલાએકનો મત છે કે પાલંકયા એટલે ચીલી. (બથવો)

## કરલી.

नाडिकं कालशाकं च श्राद्धशाकं च कालकम् । कालशाकं सरं रुच्यं वातकफशोथहृत् ॥ बल्यं रुचिकरं मेध्यं रक्तपित्तहरं हिमम् ॥

નામ—નાડિક, કાલશાક, શ્રાદ્ધશાક, અને કાલક એટલાં કરલીનાં સંસ્કૃત નામ છે. હિં. કરલી; મ. કુલીચી ભાજી; લા. Phalangium tuberosum.

ગુણ—કરલી દસ્ત ઉતારનાર, રૂચિ ઉપજાવનાર, વાયુ કરનાર, કફ તથા સોજાને હરનાર, બળ આપનાર, ગમે એવી, પવિત્ર, લોહીના બીગાડ તથા પિત્તને મટાડનાર છે અને ટાઢી છે.

## અળવી.

पट्टशाकस्तु नाडीको नाडीशाकश्च स स्मृतः । नाडीको रक्तपित्तघ्नो विष्टम्भी वातकोपनः ॥

નામ—પટશાક, નાડીક અને નાડીશાક એટલાં અળવીનાં સંસ્કૃત નામ છે. હિં. આલુ; મ. અલવ્યા; અ. કુર્યા; તૈ. સારકંદા; ઈં. Great leaved caledium; લા. Erum indicum.

ગુણ—અળવી રક્તપિત્તને મટાડનાર છે, મળને રોકનાર છે અને વાયુનો પ્રકોપ કરનાર છે.

## કોબી.

कलम्बी शतपर्वी च कथ्यन्ते तद्गुणा अथ । कलम्बी स्तन्यदा प्रोक्ता मधुरा शुक्रकारिणी ॥

નામ—કલંબી અને શતપર્વી એ બે કોબીનાં સંસ્કૃત નામ છે. હિં. કીઉ; મ. કેલુટ પેંચા; ફા. કલામ; અ. કંદકલબ; ઈં. Cabbage; લા. Costus speciosus.

ગુણ—કોબી ધાવણ વધારનાર, મધુર, અને વીર્યની વૃદ્ધિ કરનાર છે.

## લુણી તથા મોટી લુણી.

लोणा लोणी च कथिता बृहल्लोणी तु घोटिका । लोणी रूक्षा स्मृता गुर्वी वातश्लेष्महरी पटुः ॥ अर्शोघ्नी दीपनी चाम्ला मन्दाग्निविषनाशिनी । घोटिकाम्ला सरा चोष्णा वातकफपित्तहृत् ॥ वाग्दोषव्रणगुल्मघ्नी श्वासकासप्रमेहनुत् । शोथलोचनरोगे च हिता तज्ज्ञैरुदाहृता ॥

નામ—લોણા અને લોણી એ બે લુણીનાં સંસ્કૃત નામ છે. મોટી લુણી ઘોટિકા કહેવાય છે. હિં. લોની; ફા. ખુરફા; મ. ઘોલ; અ. હુમકા; ક. ગોલી; તૈ. અઇલકુરા; ઈં. Purslane, લા. Portula caoleracea.

ગુણ–લુણી રૂક્ષ, ભારે, વાયુ તથા કફને હરનાર, ખારી, અરશને મટાડનાર, અગ્નિને દીપ્ત કરનાર, ખાટી, અને મંદ અગ્નિને તથા ઝેરને મટાડનાર છે. મોટી લુણી ખાટી, મળને ખસેડનાર, ગરમ, વાયુ કરનાર, કફ તથા પિત્તને હરનાર, સોજા તથા નેત્રના રોગમાં હિતકારી અને તોતડાપણું આદિ વાણીના દોષ, વ્રણ, ગોળો, શ્વાસ, ઉધરસ, તથા પ્રમેહને મટાડનાર છે એમ વિદ્વાનો કહે છે.

## બહુ ખાટી લુણી.

चाङ्गेरी चुक्रिका दन्तशठाम्बष्ठाम्ललोणिका । अश्मन्तकस्तु शफरी पिसली चाम्लपत्रकः ॥ चाङ्गेरी दीपनी रुच्या रूक्षोष्णा कफवातनुत् । पित्तलाम्ला ग्रहण्यर्शःकुष्ठातीसारनाशिनी ॥

નામ–ચાંગેરી, ચુક્રિકા, દંતશઠા, અંબષ્ઠા, અમ્લલોણિકા, અશ્મંતક, શફરી, પિસલી અને અમ્લપત્રક એટલાં બહુ ખાટી લુણીનાં સંસ્કૃત નામ છે.

ગુણ–બહુ ખાટી લુણી અગ્નિને દીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર, રૂક્ષ, ગરમ, કફ તથા વાયુને મટાડનાર, પિત્તવાળી, બહુ ખાટી, અને સંગ્રહણી, અરશ, કોઢ, તથા અતિસાર એઓનો નાશ કરનારી છે.

## ચુકો.

चुक्रिका स्वात्तु पत्राम्ला रोचिनी शतवेधिनी । चुक्रा सम्लतरा स्वाद्वी वातघ्नी कफपित्तकृत् ॥ रुच्या लघुतरा पाके वृन्ताके नातिरोचनी ॥

નામ–ચુક્રિકા, પત્રામ્લા, રોચિની અને શતવેધિની એટલાં ચુકાનાં સંસ્કૃત નામ છે. મ. આંબટી ચુકા; ફા. તુરશક; અ. હામેજા; ક. હુલીચકોત; ઇં. Bladder dock; લા. Rumex vesicarius.

ગુણ–ચુકો બહુ ખાટો, મધુર, વાયુને હણનાર, કફ તથા પિત્તને કરનાર, રૂચિ ઉપજાવનાર, પાકમાં બહુજ હલકો અને રીંગણાની સાથે ખાવાથી બહુ પ્રિય લાગે એવો છે.

## છુંછ.

चिञ्चा चञ्चुश्चञ्चुकी च दीर्घपत्रा सतिक्तका । चुञ्चुः शीता सरा रुच्या स्वाद्वी दोषत्रयापहा ॥ धातुपुष्टिकरी बल्या मेध्या पिच्छिलका स्मृता ॥

નામ–ચિંચા, ચંચુ, ચંચુકી, દીર્ઘપત્રા, અને સતિક્તકા એટલાં છુંછનાં સંસ્કૃત નામ છે. હિં. મ. ચંચુ; લા. Corchorus acutangularis.

ગુણ–છુંછ ટાઢી, મળને ખસેડનાર, રૂચિ ઉપજાવનાર, મીઠી, ત્રણે દોષને મટાડનાર, ધાતુને પુષ્ટ કરનાર, બળ આપનાર, બુદ્ધિને સારી કરનાર અને ચીકણી છે.

## હિલમોચિકા.

ब्राह्मी शङ्खधरा चारी ग्राम्यी च हिलमोचिका । शोथं कुष्ठं कफं पित्तं हरते हिलमोचिका ॥

નામ–બ્રાહ્મી, શંખધરા, ચારી, બ્રાહ્મી અને હિલમોચિકા એટલાં હિલમોચિકાનાં સંસ્કૃત નામ છે.

ગુણ–હિલમોચિકા સોજાને, દાહને, કફને અને પિત્તને હરનારી છે.

## સુનિસરણક.

शितिवारः शितिवरः स्वस्तिकः सुनिषण्णकः । श्रीवारकः सूचिपत्रः पर्णकः कुक्कुटः शिखी ॥ चाङ्गेरीसदृशः पत्रश्चतुर्दल इतीरितः । शाको जलान्विते देशे चतुःपत्रीति चोच्यते ॥ सुनिषण्णो हिमो ग्राही मोहदोषत्रयापहः । अविदाही लघुः स्वादुः कषायो रूक्षदीपनः । वृष्यो रुच्यो ज्वरश्वासमेहकुष्ठभ्रमप्रणुत्॥

નામ–શિતિવાર, શિતિવર, સ્વસ્તિક, સુનિષણ્ણક, શ્રીવારક, સૂચિપત્ર, પર્ણક, કુક્કુટ અને શિખી એટલાં સુનિસરણકનાં સંસ્કૃત નામ છે.

લક્ષણ–સુનિસરણક બહુ ખાટો, લુણી જેવો, પાનડામય અને ચાર ચાર પાંનડાવાલો હોય છે. એ શાક પાણીવાળા પ્રદેશમાં થાય છે અને ચતુઃપત્રી કહેવાય છે.

ગુણ–સુનિસરણક ટાઢો, દસ્તને રોકનાર, મોહને તથા ત્રણ દોષને મટાડનાર, બળતરા કરતો નથી, હલકો, મધુર, તુરો, રૂક્ષ, અગ્નિને દીપ્ત કરનાર, વીર્યને વધારનાર, રૂચિ ઉપજાવનાર અને જ્વર, શ્વાસ, પ્રમેહ, કોઢ, તથા શ્રમને મટાડનાર છે.

## મુળાનાં પાંદડાં.

पाचनं लघु रुच्योष्णं पत्रं मूलकजं नवम् । स्नेहसिद्धं त्रिदोषघ्नमसिद्धं कफपित्तकृत् ॥

મુળાનું તાજું પાનડું પાચન, હલકું, રૂચિ ઉપજાવનાર અને ગરમ છે. તેલમાં પકાવેલું મુળાનું પાનડું ત્રણે દોષને મટાડનાર છે અને નહીં પકાવેલું કફ તથા પિત્તને કરનાર છે.

## કુબાનાં પાંદડાં.

द्रोणपुष्पीदलं स्वादु रूक्षं गुरु च पित्तकृत् । भेदनं कामलाशोथमेहज्वरहरं कटु ॥

નામ–હિં. ગુમા; મ. શેતવડ, કુંબા; ક. કુંભીવૃક્ષ; તે. ગયસૂચેટ્ટુ; લા. Leucas cephalotus.

ગુણ–કુબાનાં પાંદડાં મધુર, રૂક્ષ, ભારે, પિત્ત કરનાર, દસ્ત લગાડનાર, તીખાં અને કમળો, સોજા, પ્રમેહ, તથા જ્વરને મટાડનાર છે.

## અજમાનાં પાંદડાં.

यवानी शाकमाग्नेयं रुच्यं वातकफप्रणुत् । उष्णं कटु च तिक्तं च पित्तलं लघु शूलकृत् ॥

અજમાનાં પાંદડાં અગ્નિમય, રૂચિ ઉપજાવનાર, વાયુ તથા કફને મટાડનાર, ગરમ, તીખાં, કડવાં, પિત્ત કરનાર, હલકાં અને શૂળ કરનાર છે.

## કુવાડીઆનાં પાંદડાં.

दद्रुघ्नपत्रं दोषघ्नमम्लं वातकफापहम्।कण्डूकासकृमिश्वासदद्रुकुष्ठप्रणुल्लघु॥

નામ—હિં. પવાડ; મ. ટાંકલા; ફા. સંઝ્સબોયા; ક. ચગચે; તૈ. તાંટયમુ; ઈં. Oval leaved Cassia; લા. Cassia Tora.

ગુણ—કુવાડીયાનાં પાંદડાં દોષને મટાડનાર, ખાટાં, હલકાં અને વાયુ, કફ, ચળ, શ્વાસ, ઉધરસ, કૃમિ, દાદર તથા કોઢને મટાડનાર છે.

## ખુરસાણી થોરનાં પાંદડાં.

सेहुण्डस्य दलं तीक्ष्णं दीपनं रोचनं हरेत् । आध्मानाष्ठीलिकागुल्मसूलशोथोदराणि च ॥

ખુરસાણી થોરનાં પાંદડાં તીક્ષ્ણ, અગ્નિને દીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર અને આફરો, શૂલરોગ, ગોટો, શૂળ, સોજા તથા ઉદરરોગને મટાડનાર છે.

## ખડસલીયાનાં પાંદડાં.

पर्पटो हन्ति पित्तास्रज्वरतृष्णाकफभ्रमान् । संग्राही शीतलस्तिक्तो दाहनुद्वातलो लघुः ॥

ખડસલીયાનું પાંદડું દસ્તને રોકનાર, શીતલ, કડવું, દાહને મટાડનાર, વાયુ કરનાર, હલકું, અને પિત્ત, લોહીનો બીગાડ, જ્વર, તરશ, કફ તથા ભ્રમને મટાડનાર છે.

## ગળજીભીનાં પાંદડાં.

गोजिह्वा कुष्ठमेहास्रकृच्छ्रज्वरहरी लघुः ।

ગળજીભીનાં પાંદડાં કોઢ, પ્રમેહ, લોહીનો બીગાડ, મૂત્રકૃચ્છ્ર તથા જ્વરને મટાડનાર છે અને હલકાં છે.

## પરવલનાં પાંદડાં.

पटोलपत्रं पित्तघ्नं दीपनं पाचनं लघु । स्निग्धं वृष्यं तथोष्णं च ज्वरकासकृमिप्रणुत् ॥

પરવલનું પાંદડું પિત્તને મટાડનાર, અગ્નિને દીપ્ત કરનાર, પાચન, હલકું સ્નિગ્ધ, વીર્યને વધારનાર, ગરમ અને જ્વર, ઉધરસ તથા કૃમિને મટાડનાર છે.

## ગળોનાં પાંદડાં.

गुडूचीपत्रमाग्नेयं सर्वज्वरहरं लघु । कषायं कटु तिक्तं च स्वादुपाकं रसायनम् ॥ बल्यमुष्णं च संग्राहि हन्यादोषत्रयं तृषाम् । दाहप्रमेहवातासृक्कामलाकुष्ठपाण्डुताम् ॥

ગળોનાં પાંદડાં અગ્નિના અધિક અંશવાળાં, સર્વ પ્રકારના જ્વરોને હરનારાં, હલકાં, તુરાં, તીખાં, કડવાં, પાકમાં મધુર, રસાયનરૂપ, બળઆપનાર, ગરમ, દસ્તને રોકનાર, અને ત્રણ દોષ, તરશ, દાહ, પ્રમેહ, વાયુ, લોહીનો બીગાડ, કમળો, કોઢ તથા પાંડુરોગને મટાડનાર છે.

## કાસુંદરાનાં પાંદડાં.

कासमर्दोऽरिमर्दश्च कासारिः कर्कशस्तथा । कासमर्ददलं रुच्यं वृष्यं कासविषास्रनुत् ॥ मधुरं कफवातघ्नं पाचनं कण्ठशोधनम् । विशेषतः कासहरं पित्तघ्नं ग्राहकं लघु ॥

નામ—કાસમર્દ, અરિમર્દ, કાસારિ અને કર્કશ એટલાં કાસુંદરાનાં સંસ્કૃત નામ છે.

ગુણ—કાસુંદરાનાં પાંદડાં રૂચિકારક, વીર્યને વધારનાર, ઝેર, ઉધરસ તથા લોહીના બીગાડને હરનાર, મધુર, કફ વાયુ તથા પિત્તને હણનાર, પાચન, કંઠને સાફ કરનાર, દરતને રોકનાર, હલકાં અને વિશેષે કરી ઉધરસને મટાડનારાં છે.

ચણેચી (ચણાનાં પાંદડાં).

रुच्यं चणकशाकं स्याद्दुर्जरं कफवातकृत् । अम्लं विष्टम्भजनकं पित्तनुद्दन्तशोथहृत् ॥

ચણેચીનું શાક રૂચિકારક, માંડ પચે એવું, દાંતના સોજાને હરનાર, ખાટું, મળને રોકનાર, પિત્તને મટાડનાર અને કફ તથા વાયુને કરનાર છે.

વટાણાનાં પાંદડાં.

कलापशाकं मेदि स्याल्लघु तिक्तं त्रिदोषजित्

વટાણાનાં પાંદડાંનું શાક દરત લગાડનાર, હલકું, કડવું, અને ત્રણે દોષને મટાડનાર છે.

સરસપનાં પાંદડાં.

कटुकं सार्षपं शाकं बहुमूत्रमलं गुरु ॥ अम्लपाकं विदाहि स्यादुष्णं रूक्षं त्रिदोषजित् । सक्षारं लवणं तीक्ष्णं स्वादु शाकेषु निन्दितम् ॥

સરસપનાં પાંદડાંનું શાક તીખું, મૂત્રને તથા મળને બહુ કરનાર, ભારે, પાકમાં ખાટું, બળતરા કરનાર, ગરમ, રૂક્ષ, ત્રણે દોષને મટાડનાર, ખારાશવાળું, ક્ષારવાળું, તીક્ષ્ણ, મધુર અને શાકોમાં નિંદિત છે.

## ફુલના શાકોનું પ્રકરણ.

અગથીયાનાં ફુલ.

अगस्तिकुसुमं शीतं चातुर्थकनिवारणम् । नक्तान्ध्यनाशनं तिक्तं कषायं कटुपाकि च ॥ पीनसश्लेष्मपित्तघ्नं वातघ्नं मुनिभिर्मतम् ॥

અગથીઆનાં ફુલ ટાઢાં, ચોથીઆ તાવને મટાડનાર, રાતના આંધળાપણાને મટાડનાર, કડવાં, તુરાં, પાકે તીખાં અને સળેખમ, કફ, પિત્ત તથા વાયુને મટાડનાર છે એમ મુનિઓએ માન્યું છે.

કેળનાં ફુલ.

कदल्याः कुसुमं स्निग्धं मधुरं तुवरं गुरु । वातपित्तहरं शीतं रक्तपित्तक्षयप्रणुत् ॥

કેળનાં ફુલ સ્નિગ્ધ, મધુર, તુરાં, ભારે, ટાઢાં, અને વાયુ, પિત્ત, રક્તપિત્ત તથા ક્ષયને મટાડનાર છે.

સરગવાનાં ફુલ.

शिग्रोः पुष्पं तु कटुकं तीक्ष्णोष्णं स्नायुशोथहृत् । कृमिहृत्कफवातघ्नं विद्रधिप्लीहगुल्मजित् ॥ मधुशिग्रोस्तथा ख्यातं रक्तपित्तप्रसादनम् ॥

સરગવાનાં ફુલ તીખાં, તીક્ષ્ણ, ગરમ, નસોના સોજાને મટાડનારાં, કૃમિને હરનારાં, અને કફ, વાયુ, અંદરનાં ગુમડાં, બરલ તથા ગોળાને મટાડનારાં છે.

સરગવાનું મધ નેત્રને હિતકારી, અને રક્તપિત્તને સાફ કરનાર છે.

### શેમળાનાં ફૂલ.

शाल्मलीपुष्पशाकं तु घृतसैन्धवसाधितम् । प्रदरं नाशयत्येव दुःसाध्यं च न संशयः ॥ रसे पाके च मधुरं कषायं शीतलं गुरु । कफपित्तास्रजिद्ग्राहि वातलं च प्रकीर्तितम् ॥

શેમળાનાં ફૂલનું શાક જો ઘી અને સૈંધવમાં પકાવીને ખાવામાં આવે તો તે અવશ્ય કષ્ટસાધ્ય પ્રદરનો પણ નાશ કરે છે એમાં સંશય નથી. એ શાક રસમાં તથા પાકમાં મધુર, તુરૂ, ટાઢું, ભારે, દસ્તને રોકનાર, વાયુ કરનાર અને કફ, પિત્ત, તથા લોહીના બીગાડને મટાડનાર છે.

## फलमां शाकोनुं प्रकरण.

### પદકોળું.

कूष्माण्डं स्यात्पुष्पफलं पीतपुष्पं बृहत्फलम् । कूष्माण्डं बृंहणं वृष्यं गुरु-पित्तास्रवातनुत् । बालं पित्तापहं शीतं मध्यमं कफकारकम् ॥ वृद्धं नातिहिमं स्वादु सक्षारं दीपनं लघु । वस्तिशुद्धिकरं चेतोरोगहृत्सर्वदोषजित् ॥

નામ—કૂષ્માંડ, પુષ્પફલ, પીતપુષ્પ અને બૃહત્ફલ એટલાં પદકોળાનાં સંસ્કૃત નામ છે. હિ. સફરીકુમરા; મ. તાંબડા ભોપલા; ફા. બાદરંગ; ક. કુંગર; તૈ. તીયાગુમડીકાયા; ઈં. The gourd; લા. Cucurbita maxima.

ગુણ—પદકોળું પુષ્ટિ કરનાર, વીર્યને વધારનાર, ભારે, અને પિત્ત, લોહીનો બીગાડ તથા વાયુને મટાડનાર છે. નાહાનું પદકોળું પિત્ત મટાડનાર અને ટાઢું છે. મધ્યમ પદકોળું કફ કરનાર છે. મોટું પદકોળું બહુ ટાઢું નથી, મધુર, ક્ષારવાળું, અગ્નિને દીપ્ત કરનાર, હલકું, મૂત્રાશયને સાફ કરનાર, ચિત્તના રોગને હરનાર અને સઘળા દોષને મટાડનાર છે.

### કોળું.

कूष्माण्डी तु भृशं लघ्वी कर्कारुरपि कीर्तितम् । कर्कारुर्ग्राहिणी शीता रक्तपित्तहरा गुरुः ॥ पक्वा तिक्ताग्निजननी सक्षारा कफवातनुत् ॥

નામ—બહુજ નાહાનું કોળું કર્કારૂ કેહેવાય છે. હિં. નીલપેઠા; મ. કોહોલા; ફા. ભુરાદુદ; અ. મહદેવા; તૈ. પુલ્લાહા; ઈં. Pumpkin લા. Benincasa cerifera.

ગુણ—નાહાનું કોળું દસ્તને રોકનાર, ટાઢું, રક્તપિત્તને હરનાર અને ભારે છે. પાકું કોળું કડવું, અગ્નિને ઉત્પન્ન કરનાર, ખારાશવાળું, તથા વાયુને મટાડનાર છે.

### મીઠી તુંબડી.

अलाबूः कथिता तुम्बी द्विधा दीर्घा च वर्तुला । मिष्टतुम्बी फलं हृद्यं पित्तश्लेष्मापहं गुरु ॥ वृष्यं रुचिकरं प्रोक्तं धातुपुष्टिविवर्धनम् ॥

નામ—અલાબૂ અને તુંબી એ બે મીઠી તુંબડીનાં સંસ્કૃત નામ છે.

ગુણ—એનાં લાંબાં અને ગોળ એમ

બે પ્રકારનાં ફળ થાય છે. મીઠી તુંબડીનું ફળ પ્રિય લાગે એવું, પિત્ત થતા કફને હરનાર, ભારે, કામનાને વધારનાર, રૂચિ ઉપજાવનાર અને ધાતુઓની પુષ્ટિને વધારનાર છે.

### કડવી તુંબડી.

इक्ष्वाकुः कटुतुम्बी स्यात्सा तुम्बी च महाफला । कटुतुम्बी हिमा हृद्या पित्तकासविषापहा ॥ तिक्तं कटुर्विपाके च वातपित्तज्वरान्तकृत् ॥

નામ–ઇક્ષ્વાકુ, કટુતુંબી, તુંબી અને મહાફલા એટલાં કડવી તુંબડીનાં સંસ્કૃત નામ છે.

ગુણ–કડવી તુંબડીનું ફળ ટાઢું, રૂચિ કરનાર, કડવી, પાકમાં તીખી, અને પિત્ત, ઉધરસ, વિષ, વાતપિત્ત તથા જ્વરને મટાડનાર છે.

### કાકડી.

एर्वारुः कर्कटी प्रोक्ता कथ्यन्ते तद्गुणा अथ । कर्कटी शीतला रूक्षा ग्राहिणी मधुरा गुरुः ॥ रुच्या पित्तहरा सामा पक्वा तृष्णाग्निपित्तकृत् ॥

નામ–એર્વારૂ અને કર્કટી એ બે કાકડીનાં સંસ્કૃત નામ છે. હિં. કકડી; મ. કાંકડી; ફા. ખ્યાટઝાબ; અ. કીસ્સાકદસ; ક. ક્યેપસૌત. તૈ. દોસકાયા; ઈં. Cucumber; લા. Cucumis sativus.

ગુણ–કાચી કાકડી ટાઢી, રૂક્ષ, દસ્તને રોકનાર, મધુર, ભારે, રૂચિ કરનાર, અને પિત્તને હરનાર છે. પાકી કાકડી તરશ, અગ્નિ તથા પિત્તને કરનારી છે.

### પંડોળું.

चिचिण्डा श्वेतराजिः स्यात्सुदीर्घो गृहकूलकः । चिचिण्डो वातपित्तघ्नो बल्यः पथ्यो रुचिप्रदः ॥ शोषणोऽतिहितः किञ्चिद्गुणैर्न्यूनः पटोलतः ॥

નામ–ચિચિંડા, શ્વેતરાજિ, સુદીર્ઘ અને ગૃહકૂલક એટલાં પંડોળાનાં સંસ્કૃત નામ છે. હિં. ચિચિંડા; મ. ટરકાંકડી; તૈ. પોટલાકાયા; ઈં. Snake gourd, લા. Trichosanthis anguina.

ગુણ–પંડોળું વાયુ તથા પિત્તને હણનાર, બળ આપનાર, પથ્ય, રૂચિ ઉપજાવનાર, શોષણ કરનાર, બહુ હિતકારી અને પરવળ કરતાં કાંઈક ઓછા ગુણવાળું છે.

### કારેલું.

कारवेल्लं कटिल्लं स्यात्कारवेल्ली ततो लघुः । कारवेल्लं हिमं भेदि लघु तिक्तमवातलम् ॥ ज्वरपित्तकफास्रघ्नं पाण्डुमेहकृमीन्हरेत् । तद्गुणा कारवेल्ली स्याद्विशेषादीपनी लघुः ॥

નામ–કારવેલ્લ અને કટિલ્લ એ બે કારેલાંનાં સંસ્કૃત નામ છે. નાહાનાં કદનાં કારેલાં હોય તે કારવેલ્લી કહેવાય છે. હિં. કરેલા; મ. કારલે; ફા. કારેલાહ; અ. ફીસ્સાઉલ હીમાર; તૈ. કરિલા; ક. હાગેલ; ઈં. Hairy mordica; લા. Momordica choratia.

ગુણ–કારેલું ટાઢું છે, દસ્ત લગાડનાર છે, હલકું છે, કડવું છે, વાયુને ઉ-

તેમ કરનાર નથી અને જ્વર, પિત્ત, કફ, લોહીનો બીગાડ, પાંડુ, પ્રમેહ તથા કૃમિ એઓને મટાડનાર છે અને હલકું છે.

### ગલકાં.

महाकोशातकी मोक्ता हस्तिघोषा महाफला । धामार्गवो घोषकश्च हस्तिपर्णश्च स स्मृतः ॥ महाकोशातकी स्निग्धा रक्तपित्तानिलापहा ॥

નામ—મહાકોશાતકી, હસ્તિઘોષા, મહાફલા, ધામાર્ગવ, ઘોષક અને હસ્તિપર્ણ એટલાં ગલકાંનાં સંસ્કૃત નામ છે. હિં. તુનુઆ; મ. ઘોસાલી, ખીયાર; ક. અરહીરે; તૈ. પુછાબીર કાયા; લા. Luffa pentandra.

ગુણ—ગલકાં, સ્નિગ્ધ છે અને રક્તપિત્ત તથા વાયુને મટાડનાર છે.

### ઝુમખડાં.

धामार्गवः पीतपुष्पो जालिनी कृतवेधना । राजकोशातकी चेति तथोक्ता राजिमत्फला ॥ राजकोशातकी शीता मधुरा कफवातला । पित्तघ्नी दीपनी श्वासज्वरकासकृमिप्रणुत् ॥

નામ—ધામાર્ગવ, પીતપુષ્પ, જાલિની, કૃતવેધના, રાજકોશાતકી અને રાજિમત્ફલા એટલાં ઝુમખડાંનાં સંસ્કૃત નામ છે.

ગુણ—ઝુમખડાં ટાઢાં, મધુર, કફ તથા વાયુને કરનાર, પિત્તને હણનાર, અગ્નિને દીપ્ત કરનાર અને શ્વાસ, ઉધરસ જ્વર તથા કૃમિને મટાડનાર છે.

### પરવળ.

पटोलः कूलकस्तिक्तः पाण्डुकः कर्कशच्छदः । राजीफलः पाण्डुफलो राजेयश्चामृताफलः ॥ बीजगर्भः प्रतीकश्च कुष्ठहा कासभञ्जनः । पटोलं पाचनं हृद्यं वृष्यं लघ्वग्निदीपनम् ॥ स्निग्धोष्णं हन्ति कासास्रज्वरदोषत्रयकृमीन् । पटोलस्य भवेन्मूलं विरेचनकरं सुखात् ॥ नालं श्लेष्महरं पत्रं पित्तहारि फलं पुनः । दोषत्रयहरं प्रोक्तं तद्वत्तिक्तापटोलिका ॥

નામ—પટોલ, કૂલક, તિક્ત, પાંડુક, કર્કશચ્છદ, રાજીફલ, પાંડુફલ, રાજેય, અમૃતાફલ, બીજગર્ભ, પ્રતીક, કુષ્ઠહા, અને કાસભંજન એટલાં પરવળનાં સંસ્કૃત નામ છે.

ગુણ—પરવળ પાચન, પ્રિય લાગે એવું, કામનાને વધારનાર, હલકું, અગ્નિને દીપ્ત કરનાર, સ્નિગ્ધ, ગરમ, અને ઉધરસ, લોહીનો બીગાડ, જ્વર, ત્રણે દોષ તથા કૃમિ એઓને મટાડનાર છે. પરવળનું મૂલ સેહેજ રેચ લગાડનાર, ડાંડલી કફને હરનાર, પાનકું પિત્તને હરનાર, અને ફલ ત્રણે દોષને મટાડનાર છે. કડવાં પરવળમાં પણ એજ ગુણો છે.

### ટીંડોરાં.

बिम्बी रक्तफला तुण्डी तुण्डिकेरी च बिम्बिका । ओष्ठोपमफला प्रोक्ता पीलुपर्णी च कथ्यते ॥ बिम्बीफलं स्वादु शीतं गुरु पित्तास्रवातजित् । स्तम्भनं लेखनं रुच्यं विबन्धाध्मानकारकम् ॥

**નામ**–બિબી, રક્તફલા, તુંડી, તુંડિકેરી, બિંબિકા, ઓષ્ઠોપમફલા અને પીલુપર્ણી એટલાં ટીંડોરીનાં સંસ્કૃત નામ છે.

**ગુણ**–ટીંડોરીનાં ફલ (ટીંડોરાં) મધુર, ટાઢાં, ભારે, સ્તંભન (રૂક્ષ, શીતવીર્ય, તુરાં, હલકાં તથા વાયુ ઉત્પન્ન કરનાર) મળને ઉખેડનાર, રૂચિ ઉપજાવનાર, મળબદ્ધ તથા આફરાને કરનાર અને પિત્ત, લોહીનો બીગાડ તથા વાયુને મટાડનાર છે.

## વાલોર.

शिम्बिः शिम्बी पुस्तशिम्बी तथा पुस्तकसिम्बिका। शिम्बीद्वयं च मधुरं रसे पाके हिमं गुरु। बल्यं दाहकरं प्रोक्तं श्लेष्मलं वातपित्तजित् ॥

**નામ**–શિંબિ, શિંબી, પુસ્તશિંબી અને પુસ્તકશિંબિકા એ વાલોરનાં સંસ્કૃત નામ છે. વાલોર બે જાતની થાય છે. હિં. સેંબી; મ. વાલપાપડી; અ. બીન્સ; તા. મોરચેકોટે; તૈ. ચિક્કુડુ; ઇં. Black seeded Dolichos. લા. Dolichos Lablab.

**ગુણ**–બન્ને જાતની વાલોર રસમાં તથા પાકમાં મધુર, ટાઢી, ભારે, બળ આપનાર, દાહ કરનાર અને વાયુ તથા પિત્તને જીતનાર છે.

## કાળી વાલોર.

कोलशिम्बिः कृष्णफला तथा पर्यंकपट्टिका। कोलशिम्बिः समीरघ्नी गुर्व्युष्णा कफपित्तकृत् ॥ शुक्राग्निसादकृद्रुष्या रुचिकृद्बद्धविड्गुरुः ॥

**નામ**–કોલશિંબી, કૃષ્ણફલા અને પર્યંકપટ્ટિકા એટલાં કાળી અને પોહોળી વાલોરનાં સંસ્કૃત નામ છે.

**ગુણ**–એ વાલોર વાયુને મટાડનાર, ભારે, ગરમ, કફ તથા પિત્તને કરનાર, વીર્યને બગાડનાર, અગ્નિને મંદ કરનાર, કામનાની વૃદ્ધિ કરનાર, રૂચિ આપનાર અને વિષ્ટાને બાંધનાર છે.

## સરગવાની શીંગ.

सौभांजनफलं स्वादु कषायं कफपित्तनुत्। शूलकुष्ठक्षयश्वासगुल्महृद्दीपनं परम् ॥

**ગુણ**–સરગવાની શીંગ મીઠી, તુરી, કફ તથા પિત્તને મટાડનાર, અગ્નિને બહુજ પ્રદીપ્ત કરનાર અને શૂલ, કોઢ, ક્ષય, શ્વાસ તથા ગોળા એઓને હણનાર છે.

## રીંગણી.

वृन्ताकं स्त्री तु वार्ताकुर्भण्टाकी भाण्टिकापि च। वृन्ताकं स्वादु तीक्ष्णोष्णं कटुपाकमपित्तलम् ॥ ज्वरवातबलासघ्नं दीपनं शुक्रलं लघु। तद्बालं कफपित्तघ्नं वृद्धं पित्तकरं लघु ॥ वृन्ताकं पित्तलं किंचिदङ्गारपरिपाचितम्। कफमेदोनिलामघ्नमत्यर्थं लघु दीपनम् ॥ तदेव हि गुरु स्निग्धं सतैलं लवणान्वितम् ॥ अपरं श्वेतवृन्ताकं कुक्कुटाण्डसमं भवेत्। तदर्शःसु विशेषेण हितं हीनं च पूर्वतः॥

**નામ**–વૃંતાક, વાર્ત્તાકુ (સ્ત્રીલિંગે)

બંટાકી અને સાંટિકા એટલાં રીંગણીનાં સંસ્કૃત નામ છે. હિં. બેગણ; મ. વાંગી; ફા. બાદંગાન; અ. બાદંજાન; ક. બદને; તૈ. વંકાયા; ઈં. Brinjle; લા. *Solanum melongena.*

ગુણ—રીંગણાં મધુર, તીક્ષ્ણ, ગરમ, પાકમાં તીખાં, પિત્ત કરનાર નથી, અગ્નિને દીપ્ત કરનાર, વીર્યને વધારનાર, હલકાં અને જ્વર, વાયુ તથા કફ એઓને મટાડનાર છે. નાહાનું રીંગણું કફ તથા પિત્તને મટાડનાર અને પાકેલું રીંગણું પિત્ત કરનાર તથા હલકું છે. અંગારામાં પકાવેલું ( ભડથું કરેલું ) રીંગણું કાંઇક પિત્ત કરનાર, હલકું, અગ્નિને દીપ્ત કરનાર અને કફ, મેદ, વાયુ તથા આમ એઓને મટાડનાર છે. એજ રીંગણામાં જો તેલ અને લુણ નાખવામાં આવ્યાં હોય તો તે રીંગણું ભારે છે અને સ્નિગ્ધ છે. બીજું ધોળું રીંગણું થાયછે તે કુકડાના ઈંડા જેવું હોય છે. એ રીંગણું વિશેષે કરી અરશ ઉપર હિતકારી છે અને કાળા રીંગણા કરતાં ગુણમાં ઓછું છે.

### ઢેંટાળાં.

हिण्डिशो रोमशफलो मुनिनिर्मित इत्यपि । हिण्डिशो रुचिकृद्भेदी पित्तश्लेष्मापहः स्मृतः । सुशीतो वातलो रूक्षो मूत्रलश्चाश्मरीहरः ॥

નામ—હિંડિશ, રોમશફલ અને મુનિનિર્મિત એટલાં ઢેંટાળાનાં સંસ્કૃત નામ છે. મ. ઢાગલી; હિં. ખેકસા; તે. અગોરકર; લા. મોમોર્ડીકાડાયોઈકા.

ગુણ—ઢેંટાળાં રૂચિ ઉપજાવનાર છે, દસ્ત લગાડનાર છે, બહુજ ટાઢાં છે, વાયુ કરનાર છે, રૂક્ષ છે, મૂત્રને વધારનાર છે અને પિત્ત, કફ તથા પથરીને મટાડનાર છે.

### પિંડાર.

पिण्डारं शीतलं बल्यं पित्तघ्नं रुचिकारकम् । पाके लघु विशेषेण विषशान्तिकरं स्मृतम् ॥

પિંડાર ટાઢું, બળ આપનાર, પિત્તને હણનાર, રૂચિ ઉપજાવનાર, પાકમાં હલકું અને વિશેષે કરી ઝેરની શાંતિ કરનાર છે.

### કડવી ઘીસોડી.

कर्कोटकी पीतपुष्पा महाजालीति चोच्यते । कर्कोटी मलहृत्कुष्ठहृल्लासारुचिनाशनी । श्वासकासज्वरान्हन्ति कटुपाका च दीपनी

નામ—કર્કોટકી, પીતપુષ્પા અને મહાજાલી એટલાં કડવી ઘીસોડીનાં સંસ્કૃત નામ છે.

ગુણ—કડવી ઘીસોડી મળને હરનાર, પાકમાં તીખી, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને કોઢ, હૃદયની પીડા, અરૂચિ, ઉધરસ તથા જ્વરને મટાડનાર છે.

### મિંડી ખરખોળી.

डोडिका विषमुष्टिश्च डोडीत्यपि सुमुष्टिका । डोडिका पुष्टिदा हृष्या रुच्या वह्निमदा लघुः । हन्ति पित्तकफार्शांसि कृमिगुल्मविषामयान् ॥

નામ–ડોડિકા, વિષમુષ્ટિ, ડોડી અને સુમુષ્ટિકા એ મીઠી ખરખોળીનાં સંસ્કૃત નામ છે.

ગુણ–મીઠી ખરખોળી પુષ્ટિ આપનાર, વીર્યને વધારનાર, રૂચિ ઉપજાવનાર, અગ્નિને દીપ્ત કરનાર, હલકી અને પિત્ત, કફ, અરશ, કૃમિ, ગોટા તથા ઝેરી રોગને મટાડનાર છે.

### ભોરીંગણીના ડોડવા.

रूक्षोष्णं श्वासकासघ्नं ज्वरानिलकफापहम् ॥

ભોરીંગણીના ડોડવા કડવા, તીખા, અગ્નિને દીપ્ત કરનાર, હલકા, રૂક્ષ, ગરમ, અને શ્વાસ, ઉધરસ, જ્વર, વાયુ તથા કફને મટાડનાર છે.

## ડાંડલીનાં શાકોનું પ્રકરણ.

### સરસપની ડાંડલી.

तीक्ष्णोष्णं सार्षपं नालं वातश्लेष्मव्रणापहम् । कण्डूवमिहरं दद्रुकुष्ठघ्नं रुचिकारकम् ॥

સરસપની ડાંડલી તીક્ષ્ણ, ગરમ, રૂચિ ઉપજાવનાર અને વાયુ, કફ, વ્રણ, ચળ, ઉલટી, દાદર, તથા કોઢને મટાડનાર છે.

## કંદ શાકોનું પ્રકરણ.

### સૂરણ.

सूरणः कन्द ओलश्च कन्दलोऽर्शोघ्न इत्यपि । सूरणो दीपनो रूक्षः कषायः कण्डुकृत्कटुः ॥ विष्टम्भी विशदो रुच्यः कफार्शःकृन्तनो लघुः । विशेषादर्शसे पथ्यः प्लीहागुल्मविनाशनः ॥ सर्वेषां कन्दशाकानां सूरणः श्रेष्ठ उच्यते । दद्रूणां रक्तपित्तीनां कुष्ठिनां न हितो हि सः । सन्धानयोगं सम्प्राप्तः सूरणो गुणवत्तरः ॥

નામ–સૂરણ, કંદ, ઓલ, કંદલ અને અર્શોઘ્ન એટલાં સૂરણનાં સંસ્કૃત નામ છે. હિં. સૂરન; મ. ગોડા સુરણ; ફા. ઓલ; ક. સૂરણ; તૈ. મંચાકંદ; લૌ. Amorphophallus paniculatus.

ગુણ–સૂરણ અગ્નિને દીપ્ત કરનાર, રૂક્ષ, તુરૂં, ચળ કરનાર, તીખું, મળને રોકનાર, સ્વચ્છ, રૂચિ ઉપજાવનાર, હલકું અને કફ તથા અરશને કાપનાર છે. વિશેષે કરી અરશ ઉપર પથ્ય છે અને બરલ તથા ગોટાને પણ મટાડનાર છે. સઘળાં કંદશાકોમાં સૂરણ શ્રેષ્ઠ કહેવાય છે. દાદર, રક્તપિત્ત અને કોઢના રોગવાળાઓને સૂરણ હિતકારી નથી. એક પ્રકારની કાંજીનો યોગ આપ્યો હોય તો સૂરણ બહુ ગુણકારી થાયછે.

### બટેટાં.

आरूकमप्यालुकं तत्कथितं वीरसेनकम् । काष्ठालुकशङ्खालुकहस्त्यालुकानि कथ्यते ॥ पिण्डालुकसप्तालुकरक्तालुकानि चोक्तानि ॥

काष्ठालुकं काठिन्ययुक्तं कदारु । शङ्खालुकं श्वेततायुक्तम् । शङ्खारु । हस्त्यालुकं दीर्घतायुक्तं महाशरीरम् । पिण्डालुकं वर्तुलम् । सुथनी । सप्तालुकं मधुरतायुक्तं रोमान्वितं दीर्घसुथनी रक्तालु रक्तारुतडा इति च ।

आलुकं शीतलं सर्वं विष्टम्भि मधुरं गुरु । सृष्टमूत्रमलं रूक्षं दुर्जरं रक्तपित्तनुत् । कफानिलकरं बल्यं वृष्यं स्वल्पाग्निवर्धनम् ॥

નામ—આરુક, આલુક અને વીદસેન એટલાં બટેટાંનાં સંસ્કૃત નામ છે. હિં. કઠાલુ; બં. કાઠઆલુ; ઈં. Potatoes.

જાત—કાષ્ઠાલુક, શંકાલુક, હસ્ત્યાલુક, પિંડાલુક, સમાલુક અને રક્તાલુક એ બટેટાંની જાતો છે.

લક્ષણ—જે કઠણપણાવાળું હોય છે તે કાષ્ઠાલુક કહેવાય છે. જે ધોળાશવાળું હોય છે તે શંખાલુક કહેવાયછે. જે લંબાઇવાળું અને મોટા કદવાળું હોય છે તે હસ્ત્યાલુક કહેવાય છે. જે મીઠાંશવાળું અને રૂછાણવાળું હોય છે તે સમાલુક કહેવાય છે. જે ગોળ હોય છે તે પિંડાલુક કહેવાય છે, જે રતાળુ કહેવાય છે તે રક્તાલુક સમજવું.

ગુણ—સઘળી જાતનાં બટેટાં ટાઢાં, મળને રોકનાર, મધુર, ભારે, મળ તથા મૂત્રને ઉત્પન્ન કરનાર, રક્ષ, માંડ પચે એવાં, રક્તપિત્તને મટાડનાર, કફ તથા વાયુને કરનાર, બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર અને જરાક અગ્નિને પ્રદીપ્ત કરનાર છે.

## લાંબાં તથા પાતળાં રતાળુ.

रक्तालुभेदे या दीर्घा तन्वी च पयितालुकी ॥ आलुकी बलकृत्स्निग्धा गुर्वी हृत्कफनाशिनी । विष्टम्भकारिणी तैले ललितातिरुचिप्रदा ॥

રક્તાલુકના ભેદોમાં લાંબું તથા પાતળું રતાળુ છે તેનું 'આલુકી' નામ છે. એ રતાળુ બળ આપનાર, સ્નિગ્ધ, ભારે, હૃદયના કફનો નાશ કરનાર, મળને રોકી રાખનાર અને તેલમાં પકાવીને ખાવાથી બહુ સારૂં તથા રુચિકારક લાગે છે.

## મુળા.

मूलकं द्विविधं प्रोक्तं तत्रैकं लघुमूलकम् । शालमर्दटकं विस्रं शालेयं मरुसंभवम् । चाणक्यमूलकं तीक्ष्णं तथा मूलकपोतिका । नेपालमूलकं चान्यत् तद्भवेद्गजदन्तवत् ॥ लघुमूलं कटूष्णं स्याद्रुच्यं लघु च पाचनम् । दोषत्रयहरं स्वर्यं ज्वरश्वासविनाशनम् ॥ नासिकाकण्ठरोगघ्नं नयनामयनाशनम् । महत्तदेव रूक्षोष्णं गुरुदोषत्रयप्रदम् ॥ स्नेहसिद्धं तदेव स्याद्दोषत्रयविनाशनम् ॥

મુળાની બે જાત છે તેઓમાં જે નાહાના મુળા થાય છે તેઓનાં લઘુમૂલક, શાલામર્દટક, વિસ્ર, શાલેય, મરુસંભવ, ચાણક્યમૂલક, તીક્ષ્ણ અને મૂલકપોતિકા એટલાં સંસ્કૃત નામ છે. જે હાથીના દાંત જેવો મોટો મુળો થાય છે તે પાલમૂલક કહેવાય છે. હિં. મૂળી; મ. મૂળા; ફા. તુરબ; અ. ફજબ; ક. મુલંગી; તે. મુલંગી; ઈં. Radish; લા. Raphanus Sativus.

ગુણ—નાહાના મુળા તીખા, ગરમ, રૂચિ ઉપજાવનાર, હલકા, પાચન, ત્રણે દોષને હરનાર, સ્વરને સારો કરનાર, જ્વર તથા શ્વાસનો નાશ કરનાર અને

નાકના રોગ, કંઠના રોગ તથા નેત્રના રોગ એઓને મટાડનાર છે. મોટા મુળા રૂક્ષ, ગરમ અને ત્રણે દોષને ઉત્પન્ન કરનાર છે. એજ મુળા જો તેલમાં પકાવીને ખાધા હોય તો ત્રણે દોષનો નાશ કરનાર થાયછે.

### ગાજર.

गाजरं गृञ्जनं प्रोक्तं तथा नारङ्गवर्णकम् । गाजरं मधुरं तीक्ष्णं तिक्तोष्णं दीपनं लघु । संग्राहि रक्तपित्तार्शोग्रहणीकफवातजित् ॥

નામ—ગાજર, ગૃજન, અને નારંગવર્ણક એટલાં ગાજરનાં સંસ્કૃત નામ છે. હિં. મ. ગાજર, ફા. જર્દક-ગાજર; અ. જજર; ક. સેઠીમૂળ; ઈં. Carrotroot લા. Daucus carota.

ગુણ—ગાજર મધુર, તીક્ષ્ણ, કડવું, ગરમ, અગ્નિને દીપ્ત કરનાર, હલકું, દસ્તને રોકનાર, અને રક્તપિત્ત, અરશ, સંગ્રહણી, કફ તથા વાયુને મટાડનાર છે.

### કેળના કંદ.

शीतलः कदलीकन्दो बल्यः केश्योऽम्लपित्तजित् । वह्निकृद्दाहहारी च मधुरो रुचिकारकः ॥

કેળનો કંદ ટાઢો, બળ આપનાર, કેશનેવાસ્તે સારો, અમ્લપિત્તને મટાડનાર, અગ્નિ કરનાર, દાહને હરનાર, મધુર અને રૂચિકારક છે.

### માનકંદ.

मानकः स्यान्महापत्रः कथ्यन्ते तद्गुणा अथ । मानकः शोथहृच्छान्तः पित्तरक्तहरो लघुः ॥

નામ—માનક અને મહાપત્ર એ બે માનકંદનાં નામ છે.

ગુણ—માનકંદ સોજાને મટાડનાર, ટાઢો, પિત્ત તથા લોહીના બીગાડને હરનાર અને હલકો છે.

### વારાહીકંદ.

वाराही पित्तला बल्या कटुी तिक्ता रसायनी । आयुःशुक्राग्निकृन्मेहकफकुष्ठानिलापहा ॥

નામ—હિં. ગેઠી; મ. ડુકરકંદ; ક. હદીકિકે; લા. Dioscorea sativa.

ગુણ—વારાહીકંદ પિત્ત કરનાર, બળ આપનાર, તીખો, કડવો, રસાયનરૂપ, આયુષ્ય વધારનાર, વીર્ય તથા અગ્નિને વધારનાર અને પ્રમેહ, કફ, કોઢ, તથા વાયુને મટાડનાર છે.

### હસ્તિકર્ણી. ( માનકંદની એક જાત )

गजकर्णी तु तिक्तोष्णा तथा वातकफाञ्जयेत् । शीतज्वरहरी स्वादुः पाके तस्यास्तु कन्दकः ॥ पाण्डुशोथकृमिप्लीहगुल्मानाहोदरापहः । ग्रहण्यर्शोविकारघ्नो वनसूरणकन्दवत् ॥

હસ્તિકર્ણી કડવી, ગરમ, પાકમાં મધુર, અને ટાઢીઓ તાવ, વાયુ તથા કફને મટાડનાર છે. હસ્તિકર્ણીનો કંદ જંગલી સૂરણના કંદની પેઠે પાંડુ, સોજા, કૃમિ, બરલ, ગોળો, આફરો, ઉદરના રોગ, સંગ્રહણી તથા અરશના વિકાર એઓને મટાડનાર છે.

## કેમુક.

केमुकं कटुकं पाके तिक्तं ग्राहि हिमं लघु। दीपनं पाचनं हृद्यं कफपित्तज्वरापहम्। कुष्ठकासप्रमेहास्रनाशनं वातलं कटु॥

કેમુક તીખું, પાકમાં કડવું, દસ્તને રોકનાર, ટાઢું, હલકું, અગ્નિને દીપ્ત કરનાર, પાચન, પ્રિય લાગે એવું, વાયુ કરનાર અને કફ, પિત્ત, જ્વર, કોઢ, ઉધરસ, પ્રમેહ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

## કસેલાં.

कसेरु द्विविधं तत्तु महद्राजकसेरुकम्। मुस्ताकृतिर्लघु च स्याच्चिचोढमिति स्मृतम्॥ कसेरुकद्वयं शीतं मधुरं तुवरं गुरु। पित्तशोणितदाहघ्नं नयनामयनाशनम्। ग्राहि शुक्रानिलश्लेष्मारुचिस्तन्यकरं स्मृतम्॥

ભેદ–કસેલાં બે પ્રકારનાં થાય છે. જે મોટા કદનું કસેલું હોય તે રાજકસેરૂક કહેવાય છે અને જે મોથ જેવી આકૃતિવાળું નાહાનું હોય તે ચિચોઢ કહેવાય છે.

ગુણ–બન્ને જાતનાં કસેલાં ટાઢાં, મધુર, તુરાં, ભારે, દસ્તને રોકનાર, વીર્યને વધારનાર, વાયુ, કફ તથા અરૂચિને કરનાર, ધાવણને વધારનાર, અને પિત્ત, લોહીનો બીગાડ, દાહ તથા નેત્રના રોગને મટાડનાર છે.

## કમળ આદિના કંદો.

पद्मादिकन्दः शालूकं करहटश्च कथ्यते। मृणालमूलम्भीष्माण्डं जलालुकं च कथ्यते॥ शालूकं शीतलं वृष्यं पित्तदाहास्रनुद् गुरु। दुर्जरं स्वादुपाकं च स्तन्यानिलकफप्रदम्। संग्राहि मधुरं रूक्षं भिसाण्डमपि तद्गुणम्॥

નામ–શાલૂક અને કરહાટ, એ કમળ આદિના કંદોનાં સંસ્કૃત નામ છે. કમળના તાંતણાનું મૂળ ભિસ્સાંડ અને જલાલૂક કહેવાય છે.

ગુણ–કંદો ટાઢા, મૈથુનશક્તિને વધારનાર, ભારે, માંડ પચે એવા, પાકમાં મધુર, ધાવણ વધારનાર, વાયુ તથા કફને કરનાર, દસ્તને રોકનાર મધુર, રૂક્ષ અને પિત્ત, દાહ તથા લોહીનો બીગાડ એઓને મટાડનાર છે. કમળના તાંતણાના મૂળમાં પણ એજ ગુણો છે.

## કંદશાકની સામાન્ય પરિભાષા.

बालं ह्यनार्तवं जीर्णं व्याधितं क्रिमिभक्षितम्। कन्दं विवर्जयेत्सर्वं यद्वाऽप्यग्निविदूषितम्॥ अतिजीर्णमकालोत्थं रूक्षं सिद्धमदेशजम्। कर्कशं कोमलं चातिशीतव्यालादिदूषितम्॥ संशुष्कं सकलं शालं नाश्नीयान्मूलकं विना। अतैलादिसिद्धं रूक्षमदेशजमशुभस्थानजम्॥

જે કંદ કાચો હોય, ઋતુવગર ઉત્પન્ન થએલ હોય, જુનો હોય, દરદવાળો હોય, કીડાઓએ ખાધેલો હોય, અગ્નિ આદિથી ખરાબ થએલ હોય, અતિજીર્ણ હોય, રૂક્ષ હોય, સમયવગર થએલ હોય, તેલ આદિમાં પકાવેલ ન

હોય, ખરાબ જગામાં ઉત્પન્ન થએલ હોય, કઠણ હોય, અત્યંત કોમલ હોય કે ટાઢ અથવા સર્પ આદિથી દૂષિત થએલ હોય તેને ખાવો નહિ. મુળા વિના બીજો કોઇ પણ કંદ પાણી આદિમાં સારી રીતે પકાવ્યા વગર ખાવો નહીં.

સંસ્વેદજ શાકો.

उक्तं संस्वेदजं शाकम्भूमिछत्रं शिलीन्ध्रकम् । क्षितिगोमयकाष्ठेषु वृक्षादिषु तदुद्भवेत् ॥ सर्वे संस्वेदजाः शीता दोपलाः पिच्छलाश्च ते । गुरवश्छर्दतीसारज्वरश्लेष्मामयप्रदाः॥ श्वेताः शुचिस्थलीकाष्ठवंशगोमयसम्भवाः । नातिदोपकरास्ते स्युः शेषास्तेभ्यो विगर्हिताः॥

संस्वेदजा च्छाता इति लोके ।

નામ—સંસ્વેદજ, ભૂમિચ્છત્ર અને શિલીંધ્રક એટલાં સંસ્વેદજ શાકોનાં નામ છે.

ઉત્પત્તિ—એ શાકો ( બીંદડાના ટોપ વગેરે ) પૃથ્વી, છાણ, લાકડાં, તથા ઝાડ આદિમાં ઉત્પન્ન થાય છે.

ગુણ—સઘળાં સંસ્વેદજ શાકો ટાઢાં, દોષવાળાં, ચીકણાં, ભારે અને ઉલટી, અતીસાર, જ્વર તથા કફસંબંધી રોગને ઉત્પન્ન કરનારાં છે. જે સંસ્વેદજ શાકો ધોળા રંગવાળાં, પવિત્ર સ્થલમાં થએલાં, કાષ્ઠમાં થએલાં, વાંસમાં થએલાં અને ગાયના છાણમાં થએલાં હોય તેઓ બહુ હાનિકારક નથી. એ શિવાય બીજાં સંસ્વેદજ શાકો નિંદિત છે.

# भावप्रकाश भाषांतर.

## भावप्रकाशस्य पूर्वखंडे

### द्वितीयो भागः

### માંસવર્ગ.*

#### માંસ.

मांसं तु पिशितं क्रव्यमामिषं पललं पलम् । मांसं वातहरं सर्वं बृंहणं बलपुष्टिकृत् ॥ प्रीणनं गुरु हृद्यं च मधुरं रसपाकयोः ॥

નામ—માંસ, પિશિત, ક્રવ્ય, આમિષ, પલલ અને પલ એટલાં માંસનાં નામ છે.

ગુણ—સઘળા પ્રકારનું માંસ વાયુને હરનાર, પુષ્ટિ આપનાર, બળને વધારનાર, તૃપ્તિ આપનાર, ભારે, પ્રિય લાગે એવું, અને રસમાં તથા પાકમાં મધુર છે.

#### માંસવર્ગના ભેદ.

मांसवर्गो द्विधा ज्ञेयो जाङ्गलाऽनूपभेदतः ।

જાંગલમાંસ અને અનૂપમાંસ એવી રીતે માંસવર્ગના બે પ્રકાર છે.

#### જાંગલ.

मांसवर्गोऽत्र जाङ्गला विलस्थाश्च गुहाशयाः । तथा पर्णमृगा ज्ञेया विष्किराः प्रतुदोऽपि च ॥ प्रसहा अथ च ग्राम्या अष्टौ जाङ्गलजातयः । जाङ्गला मधुरा रूक्षास्तुवरा लघवस्तथा ॥ बल्यास्ते बृंहणा वृष्या दीपना दोषहारिणः । मूकतां मिन्मिनत्वं च गद्गदत्वार्दिते तथा ॥ बाधिर्यमरुचिच्छर्दिप्रमेहं मुखजान् गदान् । श्लीपदं गलगण्डं च नाशयन्त्यनिलामयान् ॥

લક્ષણ—આ માંસવર્ગમાં જાંગલ, બિલસ્થ, ગુહાશય, પર્ણમૃગ, વિષ્કિર, પ્રતુદ, પ્રસહ અને ગ્રામ્ય એ આઠ જાંગલ જાતિમાં ગણાય છે.

---

* વૈદ્યકની પદ્ધતિપ્રમાણે સર્વ પદાર્થોના ગુણદોષના પ્રકરણમાં માંસના પણ ગુણદોષ લખવા જોઈએ તેથી અહિં લખ્યા છે, પરંતુ સમજુઓએ જાણવું જોઈએ કે માંસભક્ષણ મોટા પાપરૂપ છે. પારકા પ્રાણ લઈને પોતાના પ્રાણનું પોષણ કરવું એ જેવો બીજો કયો અધર્મ હોય? સર્વ ધર્મોવાળા અને સર્વ શાસ્ત્રોવાળા દયાને સર્વોત્તમ ગણે છે. માંસભક્ષણ દયાથી વિરૂદ્ધ છે એતો સ્પષ્ટજ છે. બીજા ધાન્ય વગેરે પદાર્થોમાં પણ માંસ જેવા ગુણ રહેલા છે માટે તેથી નિર્વાહ કરીને માંસનો સર્વથા ત્યાગ કરવો યોગ્ય છે.

ગુણ—જાંગલ જાતિનાં માંસો મધુર, રૂક્ષ, તુરાં, હલકાં, બળ આપનાર, પુષ્ટિ કરનાર, મૈથુનશક્તિને વધારનાર, અગ્નિને દીપ્ત કરનાર, દોષોને હરનાર, અને મુંગાપણું, મિન્મિનવાયુ, તોતડાપણું, અર્દિતવાયુ, બેહેરાપણું, અરૂચિ, ઉલટી, પ્રમેહ, મોહોડાના રોગ, શ્લીપદ, ગલગંડ, તથા વાયુસંબંધી રોગને નાશ કરનાર છે.

### અનૂપ.

कूलेचराः प्लवाश्चापि कोशस्थाः पादिनस्तथा । मत्स्या एते समाख्याताः पञ्चधाऽनूपजातयः ॥ अनूपा मधुराः स्निग्धा गुरवो वह्निसादनाः । श्लेष्मलाः पिच्छलाश्चापि मांसपुष्टिप्रदा भृशम् । तथाभिष्यन्दिनस्ते हि प्रायः पथ्यतमाः स्मृताः ॥

લક્ષણ—કૂલેચર, પ્લવ, કોશસ્થ, પાદી અને મત્સ્ય એ પાંચ અનૂપજાતિમાં ગણવામાં આવેછે.

ગુણ—અનૂપજાતિનાં માંસો મધુર, સ્નિગ્ધ, ભારે, અગ્નિને મંદ કરનાર, કફ કરનાર, ચીકણાં, માંસને બહુજ પુષ્ટિ આપનાર છે અને દહીની પેઠે કફકારી છે. એ માંસો ઘણુંકરીને બહુજ પથ્ય છે.

### જંઘાલ પશુઓ.

हरिणैणकुरङ्गर्ष्यपृषतन्यङ्कुसम्बराः । राजीवोऽपि च मुण्डी चेत्याद्या जङ्घालसंज्ञकाः ॥ हरिणस्ताम्रवर्णः स्यादेणः कृष्णः मकीर्तितः । कुरङ्ग ईषत्ताम्रः स्यादेणतुल्याकृतिर्महान् ॥ ऋष्यो नीलाङ्गको लोके स रोझ इति कीर्तितः । पृषतश्चन्द्रविन्दुः स्याद्धरिणात्किञ्चिदल्पकः ॥ न्यङ्कुर्बहुविषाणोऽथ सम्बरो गवयो महान् । राजीवस्तु मृगो ज्ञेयो राजिभिः परितो वृतः ॥ यो मृगः शृङ्गहीनः स्यात्स मुण्डीति निगद्यते । जङ्घालाः प्रायशः सर्वे पित्तश्लेष्महराः स्मृताः । किञ्चिद्वातकराश्चापि लघवो बलवर्धनाः ॥

હરિણ, એણ, કુરંગ, ઋષ્ય, પૃષત, ન્યંકુ, શંબર, (સાવર) રાજીવ અને મુંડી ઇત્યાદિ પશુઓ જંઘાલ કેહેવાયછે. જે મૃગ રાતો હોય તે હરિણ કેહેવાયછે. કાળો હોય તે એણ કેહેવાયછે, જરા રાતો મોટો તથા એણ જેવી આકૃતિવાળો હોય તે કુરંગ કેહેવાયછે. જે નીલાં અંગવાળો હોયછે તે ઋષ્ય કેહેવાયછે અને તેને લોકો રોઝ પણ કેહે છે. જે ચંદ્ર જેવાં છાંટણાંવાળો તથા હરિણથી કાંઇક નાહના કદવાળો હોય તે પૃષત કેહેવાયછે. જેને ઘણાં શીંગડાં હોય છે તે ન્યંકુ કેહેવાય છે. મોટો રોઝ (ન્યંકુ) શંબર કેહેવાય છે. જેના શરીરમાં ઘણી દોરીયો પડેલી હોય તે મૃગ રાજીવ કેહેવાય છે અને મૃગ શીંગડાંવગરનો હોય છે તે મુંડી કેહેવાય છે. ઘણું કરીને સઘળાં જંઘાલો પિત્ત તથા કફને હરનાર, કાંઈક વાયુ કરનાર, હલકા અને બળને વધારનારા છે.

### બિલસ્થો.

गोधाशशभुजङ्गाखुशल्लक्याद्या बिले-

शयाः । विलेशया वातहरा मधुरा रसपाकयोः । बृंहणा बद्धविण्मूत्रा वीर्योष्णाश्च प्रकीर्तिताः ॥

ગણના—ઘો, સસલાં, સર્પ, ઉંદર અને શેઢાઈ ઇત્યાદિક બિલસ્થ કહેવાયછે.

ગુણ—બિલસ્થોનાં માંસો વાયુને હરનાર, રસમાં તથા પાકમાં મધુર, પુષ્ટિ આપનાર, વિષ્ઠા તથા મૂત્રને બાંધનાર અને ઉષ્ણવીર્ય છે.

ગુહાશયો.

सिंहव्याघ्रवृका ऋक्षतरक्षुद्वीपिनस्तथा बभ्रूजम्बूकमार्जारा इत्याद्याः स्युर्गुहाशयाः ॥

तरक्षुः हुउहा इति लोके । द्वीपी चित्ता व्याघ्र इति लोके ।

स्थूलपुच्छो रक्तनेत्रो बभ्रुभेदः स नाकुलः । गुहाशया वातहरा गुरूष्णा मधुराश्च ते ॥ स्निग्धा बल्या हिता नित्यं नेत्रगुह्यविकारिणाम् ॥

ગણના—સિંહ, ચીતરો, નાહાર, રીંછ, ઝરખ, દીપડો, નોળીયું, શીયાળ અને મીંદડો ઇત્યાદિ ગુહાશય કહેવાય છે. જે નોળીયું જાડા પુંછડાવાળું અને રાતા નેત્રવાળું હોય છે, તે નાકુલ કહેવાય છે.

ગુણ—સઘળા ગુહાશયોનાં માંસો વાયુને હરનાર, ભારે, ગરમ, મધુર, સ્નિગ્ધ, બળ આપનાર અને નેત્ર તથા ગુહ્યના વિકારવાળાઓને સર્વદા હિતકારી છે.

પર્ણમૃગો.

वनौको वृक्षमार्जारो वृक्षमर्कटिकादयः । एते पर्णमृगाः प्रोक्ताः सुश्रुताद्यैर्महर्षिभिः ॥

वनौका वानरः। वृक्षमार्जारो वृक्षबिडालः। वृक्षमर्कटिका रूपी इति लोके ।

स्मृताः पर्णमृगा वृष्याश्चक्षुष्याः शोषिणो हिताः । श्वासार्शःकासशमनाः सृष्टमूत्रपुरीषिकाः ॥

ગણના—વાનર, ઝાડપર રેહેનારો બીલાડો અને ખીસકોલી એઓ પર્ણમૃગ છે એમ સુશ્રુત આદિ મોટા મોટા ઋષિઓએ કહ્યું છે.

ગુણ—પર્ણમૃગોનાં માંસો મૈથુનશક્તિને વધારનાર, નેત્રને હિતકારી, જેઓને શોષ પડતો હોય તેઓનેવાસ્તે સારાં, વિષ્ઠા તથા મૂત્રને વધારે ઉત્પન્ન કરનારાં અને શ્વાસ, અરસ તથા ઉધરસને મટાડનારાં છે.

વિષ્કિરો.

वर्तका लाववर्तीरकपिञ्जलकतित्तिराः । कुलिङ्गकुक्कुटाद्याश्च विष्किराः समुदाहृताः ॥ विकीर्य भक्षयन्त्येते यस्मात्तस्माद्धि विष्किराः । कपिञ्जल इति माङ्गैः कथितो गौरतित्तिरिः ॥

कुलिङ्गः गवरैआ इति लोके ।

विष्किरा मधुराः शीताः कषायाः कटुपाकिनः । बल्या वृष्यास्त्रिदोषघ्नाः पथ्यास्ते लघवः स्मृताः ॥

ગણના—વર્તકા, (બુટાઉડાં) લાવાં, લવાઈડાં, કપિંજલ, તેતર, ચકલાં અને કુકડાં આદિ વિષ્કિર કહેવાય છે. એઓ ધરતીને ખોતરી ખોતરીને ખાય છે તેથી

તેઓનું નામ 'વિષ્કિર' છે. કપિંજલ એટલે ગોરો તેતર સમજવો.

ગુણ—વિષ્કિરનાં માંસ મધુર, ટાઢાં, તુરાં, પાકમાં તીખાં, બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, ત્રણે દોષને હણનાર, પથ્ય અને હલકાં છે.

## પ્રતુદો.

**कालकण्ठकहारीतकपोतशतपत्रकाः । पारावतः खञ्जरीटः पिकाद्याः प्रतुदाः स्मृताः । प्रतुद्य भक्षयन्त्येते तुण्डेन प्रतुदास्ततः ॥**

हारीतः हारिल इति लोके ।

**कपोतो धवलः पाण्डुः शतपत्रो बृहच्छुकः ।**

दार्वाघाट इत्यमरः । कठफोरवा इति लोके ।

**प्रतुदा मधुराः पित्तकफघ्नास्तुवरा हिमाः । लघवो बद्धवर्चस्काः किञ्चिद्वातकराः स्मृताः ॥**

ગણના—કાબર, હારિલ, હોલા, શતપત્રક, પારેવાં, (કબુતર) ખંજન અને કોયલ ઇત્યાદિ પ્રતુદ કહેવાય છે. એઓ ચાંચથી પદાર્થને ફોલી ફોલીને ખાયછે તેથી તેઓનું નામ 'પ્રતુદ' છે. ધોળા રંગના અને વિચિત્ર પાંખોવાળા એમ હોલા બે પ્રકારના થાય છે. શતપત્ર એટલે મોટા પોપટ (કાકાકવા) સમજવો. અમરકોશમાં તો 'શતપત્ર' એટલે 'ટંકારો સુતાર પક્ષી' એમ લખ્યું છે.

ગુણ—પ્રતુદોનાં માંસ મધુર, પિત્ત તથા કફને હણનાર, તુરાં, ટાઢાં, હલકાં, વિષ્ઠાને બાંધનાર અને કાંઇક વાયુ કરનાર છે.

## પ્રસહો.

**काको गृध्र उलूकश्च चिल्लश्च शशघातकः । चापो भासश्च कुरर इत्याद्याः प्रसहाः स्मृताः ।**

शशघातकः । बाज इति लोके । चाप नीलकण्ठ इति लोके । "भासो गृध्रविशेष स्यात्" कुररः कराकुर इति लोके । "प्रसहाः कीर्तिता एते प्रसह्याच्छिद्य भक्षणात्"

**प्रसहाः खलु वीर्योष्णास्तन्मांसं भक्षयन्ति ये । ते शोषभस्मकोन्मादशुक्रक्षीणा भवन्ति हि ॥**

ગણના—કાગડા, ધુડ, ગીધ, સમળી, બાજ, નીલકંઠ, ગરંજ અને ટીટોડા ઇત્યાદિક પ્રસહ કહેવાય છે. એઓ બળાત્કારથી ઝોંટી લઇને ખાય છે તેથી તેઓનું નામ 'પ્રસહ' છે.

ગુણ—પ્રસહો ઉષ્ણવીર્ય છે માટે તેઓનાં માંસને જેઓ ખાય છે તેઓને શોષ, ભસ્મક અને ઉન્માદ નામના રોગ થાય છે અને વીર્ય ક્ષીણ થાય છે.

## ગ્રામ્યો.

**छागमेषवृषाश्वाद्या ग्राम्याः प्रोक्ता महर्षिभिः । ग्राम्या वातहराः सर्वे दीपनाः कफपित्तलाः ॥ मधुरा रसपाकाभ्यां बृंहणा बलवर्धनाः ॥**

ગણના—બકરાં, ગાડર, બળદ, અને ઘોડા એઓ ગ્રામ્ય છે એમ મોટા ઋષિઓએ કહ્યું છે.

ગુણ—ગ્રામ્યોનાં માંસ વાયુને હર-

નાર, અગ્નિને દીપ્ત કરનાર, કફ તથા પિત્તને કરનાર, પાકમાં તથા રસમાં મધુર, પુષ્ટિ આપનાર અને બળને વધારનાર છે.

## કૂલેચરો.

लुलायगण्डवाराहचमरीवारणादयः। एते कूलचराः प्रोक्ता यतः कूले चरन्त्यपाम् ॥

लुलायो महिषः । गण्डः खड्गः । चमरी चमरपुच्छीगौः।

कूलेचरा मरुत्पित्तहरा वृष्या बलावहाः । मधुराः शीतलाः स्निग्धाः मूत्रलाः श्लेष्मवर्धनाः ॥

ગણના—પાડા, ગેંડા, સુવર, ચમરી અને હાથી ઇત્યાદિ 'કૂલેચર' કહેવાય છે. કારણ કે તેઓ જલના કીનારાઓમાં ફરે છે.

ગુણ—કૂલેચરનાં માંસ વાયુ તથા પિત્તને હરનાર, મૈથુનશક્તિને વધારનાર, બળ આપનાર, મધુર, ટાઢાં, સ્નિગ્ધ, મૂત્રને વધારનાર અને કફને પણ વધારનાર છે.

## પ્લવો.

हंससारसकारण्डवकक्रौञ्चशरारिकाः। नन्दीमुखी सकादम्बा बलाकाद्याः प्लवाः स्मृताः । प्लवन्ति सलिले यस्मादेते तस्मात् प्लवाः स्मृताः ॥

कारण्डः कपर्दिकाख्यो बृहद्वकः "क्रौञ्चः स्वविहङ्गः स्यात्" टेङ्क इति लोके । शरारिकाखिन्दु इति ।

स्थूला कठोरा हृस्वा च यस्याश्चञ्चुः परिस्थिता । गुटिकाजम्बुसदृशी प्रोक्ता नन्दीमुखीति सा ॥

कादम्बः करवा इति लोके । बलाका बगुली इति लोके ।

प्लवाः पित्तहराः स्निग्धाः मधुरा गुरवो हिमाः । वातश्लेष्मप्रदाश्चापि बलशुक्रकराः सराः ॥

ગણના—હંસ, સારસ, કપર્દિક નામના મોટા બગલા, બગલા, કુંઝ, શરારી (બગલીની જાત) નંદીમુખી, બદક અને બગલી ઇત્યાદિક 'પ્લવ' કહેવાય છે. એઓ પાણીમાં તરે છે માટે તેઓનું નામ 'પ્લવ' છે. જેની ચાંચ ઉપર જાડી, કઠણ, ગોળ અને જાંબૂજેવી ગોળી હોય છે તે નંદીમુખી કહેવાય છે.

ગુણ—પ્લવોનાં માંસ પિત્તને હરનાર, સ્નિગ્ધ, મધુર, ભારે, ટાઢાં, વાયુ તથા કફને ઉત્પન્ન કરનાર, બળ આપનાર, વીર્યને વધારનાર અને દસ્ત ઉતારનાર છે.

## કોશસ્થો.

शङ्खः शङ्खनखश्चापि शुक्तिशम्बूककर्कटाः । जीवा एवंविधाश्चान्ये कोशस्थाः परिकीर्तिताः ॥

शङ्खनखः क्षुद्रशङ्खः ।

कोशस्था मधुराः स्निग्धा वातपित्तहरा हिमाः । बृंहणा बहुवर्चस्का वृष्याश्च बलवर्धनाः ॥

ગણના—શંખના જીવડા, શંખલાંના જીવડા, છીપના જીવડા, કડાના જીવડા અને કુડચલા એઓ અને એવા પ્રકારના બીજા પણ જીવો કોશસ્થ કહેવાય છે.

ગુણ—કોશસ્થોનાં માંસ મધુર, સ્નિગ્ધ, વાયુ તથા પિત્તને હરનાર, ટાઢાં, પુષ્ટિ આપનાર, વિષ્ટાને ગાઢી કરનાર, મૈથુનશક્તિને વધારનાર અને બળ આપનાર છે.

પાદિઓ.

कुम्भीरकूर्मनक्राश्च गोधामकरशङ्खवः। घण्टिकः शिशुमारश्चेत्यादयः पादिनः स्मृताः ॥

कुम्भीरो मारको जलजन्तुः । कूर्मः कच्छपः । नक्रः नाक इतिलोके । गोधा गोहि जलजन्तुः । मकरमङ्ग इति लोके । शङ्खः साकुच इति लोके । घण्टिकः घरीआल इति लोके । शिशुमारः सूस इति लोके ।

पादिनोऽपि च ये ते तु कोशस्थानां गुणैः समाः ॥

ગણના—કુંભીર, મારી નાખનાર જળજંતુ, કાચબા, ગ્રુડ, ગોધાનામનો જળજંતુ, મઘર, શંકુ, ઘંટિક અને શિશુમાર, ઇત્યાદિ જળજંતુઓ કે જેઓને પગ થાય છે તેઓ પાદિ કહેવાય છે.

ગુણ—પાદિઓનાં માંસના ગુણો કોશસ્થના માંસો જેવાજ છે. ( કુંભીર, ગોધા તથા શંકુ આદિનાં ગુજરાતી નામ સમુદ્રચારીઓને પૂછવાથી જાણવામાં આવે છે.)

માછલાં.

मत्स्यो मीनो विसारश्च झषो वैसारिणोऽण्डजः । शकुली पृथुरोमा च स सुदर्शन इत्यपि ॥ रोहिताद्यास्तु ये जीवास्ते मत्स्याः परिकीर्तिताः । मत्स्याश्च स्निग्धा मधुरा गुरवः कफपित्तलाः ॥ वातघ्ना बृंहणा वृष्या रोचका बलवर्धनाः । मद्यव्यवायसक्तानां दीप्ताग्नीनां च पूजिताः ॥

નામ—મત્સ્ય, મીન, વિસાર, ઝષ, વૈસારિણ, અંડજ, શકુલ, પૃથુરોમા અને સુદર્શન એટલાં માછલાંનાં નામ છે. રોહીડા આદિ જે જીવો જળમાં થાય છે તેઓ માછલાં કહેવાય છે.

ગુણ—માછલાં સ્નિગ્ધ, ગરમ, મધુર, ભારે, કફ તથા પિત્તને કરનાર છે, વાયુને હણનાર, પુષ્ટિ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, રૂચિ ઉપજાવનાર, બળને વધારનાર અને મદ્ય તથા મૈથુનમાં આસક્તિ ધરાવનારાઓને તથા પ્રદીપ્ત જઠરાગ્નિવાળાઓને હિતકારી છે.

હરિણ.

हरिणः शीतलो बद्धविण्मूत्रो दीपनो लघुः । रसे पाके च मधुरः सुगन्धिः सन्निपातहा ॥

હરિણનું માંસ ટાઢું છે, વિષ્ટા તથા મૂત્રને બાંધનાર, અગ્નિને દીપ્ત કરનાર, હલકું, રસમાં તથા પાકમાં મધુર છે, સુગંધી અને સનેપાતને મટાડનાર છે.

એણ.

एणः कषायो मधुरः पित्तास्रकफवातहृत् । संग्राही रोचनो बल्यो ज्वरशमनः स्मृतः ॥

એણનું માંસ તુરૂં, મધુર, દસ્તને રોકનાર, રૂચિ ઉપજાવનાર, બળ આપનાર અને પિત્ત, લોહીનો બીગાડ, કફ, વાયુ તથા જ્વરને મટાડનાર છે.

### કુરંગ.

कुरङ्गो बृंहणो बल्यः शीतलः पित्तहृद् गुरुः । मधुरो वातहृद् ग्राही किञ्चित्कफकरः स्मृतः ॥

કુરંગનું માંસ પુષ્ટિ આપનાર, બળ વધારનાર, ટાઢું, પિત્તને હરનાર, ભારે, મધુર, વાયુને હરનાર, દસ્તને રોકનાર, અને કાંઈક કફ કરનાર છે.

### રોઝ.

ऋष्यो नीलाण्डकश्चापि गवयो रोझ इत्यपि । गवयो मधुरो बल्यः स्निग्धोष्णकफपित्तलः ॥

ઋષ્ય, નીલાંડક, ગવય, અને રોઝ એટલાં રોઝનાં નામ છે. રોઝનું માંસ મધુર, બળ વધારનાર, સ્નિગ્ધ, ગરમ, અને કફ તથા પિત્તને કરનાર છે.

### પૃષત.

पृषतस्तु भवेत्स्वादुर्ग्राहकः शीतलो लघुः । दीपनो रोचनः श्वासज्वरदोषत्रयास्रजित् ॥

પૃષતનું માંસ મધુર, દસ્તને રોકનાર, ટાઢું, હલકું, અગ્નિને દીપ્ત કરનાર, રૂચિકારક અને શ્વાસ, જ્વર, ત્રણ દોષ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

### ન્યંકુ.

न्यङ्कुः स्वादुर्लघुर्बल्यो वृष्यो दोषत्रयापहः ॥

ન્યંકુનું માંસ મધુર, હલકું, બળ વધારનાર, મૈથુનશક્તિને વધારનાર અને ત્રણે દોષને મટાડનાર છે.

### સાવર.

सावरं पललं स्निग्धं शीतलं गुरु च स्मृतम् । रसे पाके च मधुरं कफदं रक्तपित्तहृत् ॥

સાવરનું માંસ સ્નિગ્ધ, ટાઢું, ભારે, રસમાં તથા પાકમાં મધુર, કફકારી અને રક્તપિત્તને મટાડનાર છે.

### રાજીવ.

राजिवस्तु गुणैर्ज्ञेयः पृषतेन समो जनैः ॥

રાજીવનાં માંસના ગુણો પૃષતના માંસના જેવાજ છે એમ લોકોએ સમજવું.

### મુંડી.

मुण्डी तु ज्वरकासास्रक्षयश्वासापहो हिमः ॥

મુંડીનું માંસ ટાઢું છે અને જ્વર, ઉધરસ, લોહીનો બીગાડ, ક્ષય તથા શ્વાસને મટાડનાર છે.

## બિલેશયો વિષે.

### સસલાં.

लम्बकर्णः शशः शूली लोमकर्णो विलेशयः । शशः शीतो लघुर्ग्राही रूक्षः स्वादुः सदा हितः ॥ वह्निकृत्कफपित्तघ्नो वातसाधारणः स्मृतः । ज्वरातीसारशोषास्रश्वासामयहरश्च सः ॥

નામ—લંબકર્ણ, શશ, શૂલી, લોમકર્ણ અને બિલેશય એટલાં સસલાંનાં નામ છે.

ગુણ—સસલાનું માંસ ટાઢું, હલકું, દસ્તને રોકનાર, રૂક્ષ, મધુર, સર્વદા હિ-

तकारी, अग्नि करनार, कफ तथा पित्तने हणनार, वायुने वास्ते साधारण छे अने ज्वर, अतिसार, शोष, लोहीनो बीगाड तथा श्वासने मटाडनार छे.

### शेढाई.

सेधा तु शल्यकः श्वावित्कथ्यन्ते तद्गुणा अथ । शल्यकः श्वासकासास्रशोपदोपत्रयापहः ॥

नाम—सेधा, शल्यक, अने श्वावित् एटलां शेढाइनां नाम छे.

गुण—शेढाईनुं मांस उधरस, लोहीनो बीगाड, शोष तथा त्रणे दोषने मटाडनार छे.

### पक्षीओ.

पक्षी खगो विहङ्गश्च विहगश्च विहंगमः । शकुनिर्विः पतत्री च विष्किरो विकिरोऽण्डजः ॥ धान्यांकुरचरा येऽत्र तेषां मांसं लघूत्तमम् । आनूपं वलकृन्मांसं स्निग्धं गुरुतरं स्मृतम् ॥

नाम—पक्षी, खग, विहंग, विहग, विहंगम, शकुनि, वि, पतत्री, विष्किर, विकिर अने अंडज एटलां पक्षीनां नाम छे.

गुण—जे पक्षीओ धान्यो तथा अंकुरोने खानारां छे तेओनुं मांस हलकुं छे अने उत्तम छे. जे पक्षीओ जलमां रेहेनारां छे तेओनुं मांस स्निग्ध छे, बळ देनार छे, अने बहुज भारे छे.

## विष्किरो विषे.

### बटाउडां.

वर्त्तीको वर्त्तकश्चित्रस्ततोऽन्या वर्तिकाः स्मृताः । वर्त्तकोऽग्निकरः शीतो ज्वरदोपत्रयापहः । सुरुच्यः शुक्रदो वल्यो वर्त्तकाल्पगुणस्ततः ॥

नाम—वर्त्तीक, वर्त्तक अने चित्र एटलां बटाउडांनां नाम छे. एथी जुदां अने एओनी जातनां बीजां पक्षीओ वर्त्तिका केहेवाय छे.

गुण—बटाउडांनुं मांस अग्नि करनार, टाढुं, रुचिकारक, वीर्यने वधारनार, बळ आपनार अने ज्वर तथा त्रणे दोषने मटाडनार छे. वर्त्तिकामां एओनाथी ओछा गुण छे.

### लावां.

लावा विष्किरवर्गेषु ते चतुर्धा मता बुधैः । पांशुलो गौरकोऽन्यस्तु पौण्ड्रको दर्भरस्तथा ॥ लावा वह्निकराः स्निग्धा गरघ्ना ग्राहका हिताः । पांशुलः श्लेष्मलस्तेषु वीर्योष्णोऽनिलनाशनः ॥ गौरो लघुतरो रूक्षो वह्निकारी त्रिदोपजित् । पौण्ड्रकः पित्तकृत्किंचिल्लघुवातकफापहः ॥ दर्भको रक्तपित्तघ्नो हृदामयहरो हिमः ॥

भेद—विष्किरोना वर्गमां गणावेला लावां पांसुल, गोरक, पौंड्रक अने दर्भर एम चार प्रकारनां थाय छे.

गुण—लावां अग्नि करनार, स्निग्ध, झेरने मटाडनार, दस्तने रोकनार अने हितकारी छे. पांसुल जातनां लावां कफ करनार, उष्णवीर्य अने वायुनो नाश करनार छे. गौरक जातनां लावां बहु हलकां, रूक्ष, अग्नि करनार अने त्रणे दो

પને મટાડનાર છે. પૌંડ્રક જાતનાં લાવાં પિત્તકારી, કાંઈક હલકાં અને વાયુ તથા કફને મટાડનાર છે. દર્ભક જાતનાં લાવાં રક્તપિત્તને મટાડનાર, હૃદયનો રોગ કરનાર અને ટાઢાં છે.

### લવાઇડાં.

वार्तीरो वर्त्तिचटको वार्त्तीकश्चैव स स्मृतः । वार्त्तीको मधुरः शीतो रूक्षश्च कफपित्तनुत् ॥

નામ—વાર્તીર, વર્ત્તિચટક અને વાર્તીક એટલાં લવાઇડાંનાં નામ છે.

ગુણ—લવાઇડાંનું માંસ મધુર, ટાઢું, રૂક્ષ, અને કફ તથા પિત્તને મટાડનાર છે.

### કાળાં તથા ગોરાં તેતર.

तित्तिरिः कृष्णवर्णः स्याच्चित्रोऽन्यो गौरतित्तिरिः । तित्तिरिर्बलदो ग्राही हिक्कादोषत्रयापहः । श्वासकासज्वरहरस्तस्माद्गौराधिको गुणैः ॥

લક્ષણ—જે કાળાશવાળો અને વિચિત્ર વર્ણનો હોય તે તેતર કેહેવાય છે અને ગોરાશ ઉપર હોય તે ગૌર તેતર કેહેવાય છે.

ગુણ—તેતરનું માંસ બળ આપનાર, દસ્તને રોકનાર, અને હેડકી, ત્રણદોષ, શ્વાસ, ઉધરસ તથા જ્વરને મટાડનાર છે. કાળા તેતરના માંસ કરતાં ગોરા તેતરના માંસમાં વધારે ગુણ છે.

### ચકલાં.

चटकः कलविङ्कः स्यात्कुलिङ्गः कालकण्ठकः । कुलिङ्गः शीतलः स्निग्धः स्वादुः शुक्रकफप्रदः ॥ सन्निपातहरो वेश्मचटकश्चातिशुक्रलः ॥

નામ—ચટક, કલવિંક, કુલિંગ અને કાલકંઠક એટલાં ચકલાંનાં નામ છે.

ગુણ—ચકલાંનું માંસ ટાઢું, સ્નિગ્ધ, મધુર, વીર્ય તથા કફને વધારનાર અને સનેપાતને મટાડનાર છે. ઘરમાં રેહેનાર ચકલાંનું માંસ વીર્યને બહુજ વધારનાર છે.

### કુકડા તથા વનના કુકડા.

कुक्कुटः कृकवाकुः स्यात्कलजश्चरणायुधः । ताम्रचूडस्तथा दक्षः प्रातर्नादी शिखण्डिकः ॥ कुक्कुटो बृंहणः स्निग्धो वीर्योष्णोऽनिलहृद् गुरुः । चक्षुष्यः शुक्रकफकृद् बल्यो वृष्यः कषायकः ॥ आरण्यकुक्कुटः स्निग्धो बृंहणः श्लेष्मलो गुरुः।वातपित्तक्षयवमिविषमज्वरनाशनः॥

નામ—કુક્કુટ, કૃકવાકુ, કલજ, ચરણાયુધ, તામ્રચૂડ, દક્ષ, પ્રાતર્નાદી અને શિખંડિક એટલાં કુકડાંનાં નામ છે.

ગુણ—કુકડાનું માંસ પુષ્ટિ આપનાર, સ્નિગ્ધ, ઉષ્ણવીર્ય, વાયુને હરનાર, ભારે, નેત્રને હિતકારી, વીર્ય તથા કફને વધારનાર, બળ આપનાર, મૈથુન શક્તિને વધારનાર અને તુરૂ છે. વનના કુકડાનું માંસ સ્નિગ્ધ, પુષ્ટિ આપનાર, કફ કરનાર, ભારે, અને વાત, પિત્ત, ક્ષય, વમન, તથા વિષમજ્વરને નાશ કરનાર છે.

## પ્રતુદોવિષે.

### હારિલ.

हारीतो रक्तपित्तः स्याद्धरितोऽपि स कथ्यते ।

बृंह्यं श्रमापहम् । पित्तश्लेष्मकरं किञ्चिद्वातव्याधिविनाशनम् ॥

નામ—એડક, પૃથુશૃંગ, મેદઃપુછ અને દુંબક એટલાં જેના પુછડા આગળ ગાંડ ઉપર મોટા લોચો થાય એવા ઘેટાનાં નામ છે.

ગુણ—એ ઘેટાનાં માંસમાં બકરાનાં માંસના જેવા ગુણો છે એ માંસ હૃદયને ગમે એવું, મૈથુનશક્તિને વધારનાર, શ્રમને મટાડનાર, કાંઇક પિત્ત તથા શ્લેષ્મને કરનાર અને વાયુસંબંધી રોગોનો નાશ કરનાર છે.

### ઘોડા.

घोटके वीतितुरगतुरङ्गाश्च तुरङ्गमाः । वाजिवाहार्वगन्धर्वहयसैन्धवसप्तयः ॥ अश्वमांसं तु तुवरं वह्निकृत्कफपित्तलम् । वातहृद् बृंहणं वल्यं चक्षुष्यं मधुरं लघु॥

નામ—ઘોટક, વીતિ, તુરગ, તુરંગ, અશ્વ, તુરંગમ, વાજી, વાહ, અર્વન, ગંધર્વ, હય, સૈંધવ અને સપ્તિ એટલાં ઘોડાનાં નામ છે.

ગુણ—ઘોડાનું માંસ તુરૂ, અગ્નિ કરનાર, કફ તથા પિત્ત કરનાર વાયુને હરનાર, પુષ્ટિ આપનાર, બળ આપનાર, નેત્રને હિતકારી, મધુર, અને હલકું છે.

## કુલેચરો વિષે.

### પાડા.

महिषो घोटकारिः स्यात्कासरश्च रजस्वलः । पीनस्कन्धः कृष्णकायो लुलायो यमवाहनः ॥ महिषस्यामिषं स्वादु स्निग्धोष्णं वातनाशनम् । निद्राशुक्रप्रदं वल्यं तनुदार्ढ्यकरं गुरु ॥ बृंह्यं च सृष्टविण्मूत्रं वातपित्तास्रनाशनम् ॥

નામ—મહિષ, ઘોટકારિ, કાસર, રજસ્વલ, પીનસ્કંધ, કૃષ્ણકાય, લુલાય અને યમવાહન એટલાં પાડાનાં નામ છે.

ગુણ—પાડાનું માંસ મધુર, સ્નિગ્ધ, ગરમ, વાયુને મટાડનાર, નિદ્રા આપનાર, વીર્યને વધારનાર, બળ આપનાર, શરીરને દૃઢ કરનાર, ભારે, મૈથુનશક્તિને વધારનાર, વિષ્ઠા તથા મૂત્રને બહુ ઉત્પન્ન કરનાર અને વાતપિત્ત તથા લોહીના બીગાડને મટાડનાર છે.

### દેડકા.

मण्डूकः प्लवगो भेको वर्षाभूर्दर्दुरो हरिः । मण्डूकः श्लेष्मलो नातिपित्तलो वलकारकः ॥

નામ—મંડુક, પ્લવગ, ભેક, વર્ષાભૂ, દર્દુર અને હરિ એટલાં દેડકાનાં નામછે.

ગુણ—દેડકાનું માંસ કફ કરનાર છે, બહુ પિત્ત કરનાર નથી અને બળ આપનાર છે.

## પાદીઓ વિષે.

### કાચબા.

कच्छपो गूढपात्कूर्मः कमठो दृढपृष्ठकः । कच्छपो वलदो वातपित्तनुत्पुंस्त्वकारकः ॥

નામ—કચ્છપ, ગૂઢપાત, કૂર્મ, કમઠ અને દૃઢપૃષ્ઠક એટલાં કાચબાનાં નામ છે.

ગુણ—કાચબાનું માંસ બળ આપનાર, વાયુ તથા પિત્તને મટાડનાર અને પુરૂષપણું દેનાર છે.

### તુરતનાં મરેલાં જાનવરોનું માંસ.

सद्योहतस्यमांसं स्याद्व्याधिघाति यथाऽमृतम् । वयस्थं बृंहणं सात्म्यमन्यथा तद्विवर्जयेत् ॥

તુરતના મારેલાં જાનવરનું માંસ અમૃતની પેઠે વ્યાધિને મટાડનાર, યૌવનને સ્થિર રાખનાર, પુષ્ટિ આપનાર, અને શરીરને મળતા સ્વભાવવાળું છે માટે તેનું ગ્રહણ કરવું. વાશી માંસનો ત્યાગ કરવો.

### પોતાની મેળે મરી ગયેલાનું માંસ.

स्वयं मृतस्य चाबल्यमतीसारकरं गुरु॥

પોતાની મેળે મરી ગએલા જાનવરનું માંસ બળની હાનિ કરનાર, ઝાડાનું દરદ કરનાર અને ભારે છે.

### ઘરડાં તથા બાલક જાનવરનું માંસ.

वृद्धानां दोषलं मांसं बालानां बलदं लघु ।

ઘરડાં જાનવરનું માંસ હાનિ આપનાર, અને બાલક જાનવરનું માંસ બળ આપનાર તથા હલકું છે.

### સર્પે કરડેલાં જાનવરનું તથા સુકાએલું માંસ.

त्रिदोषकृद् व्यालदष्टं शुष्कं शूलकरं परम् ॥

સર્પે કરડેલા જાનવરનું માંસ ત્રણે દોષને કરનાર, અને સુકાએલું માંસ બહુજ શૂલ કરનાર છે.

### ઝેર વગેરેથી મરેલા જાનવરનું માંસ.

विषाम्बुरुङ्मृतस्यैतन्मृत्युदोषरुजां करम् । क्लिन्नमुत्क्लेशजनकं कृशं वातप्रकोपनम् । तोयपूर्णशिराजालं मृतस्याप्सु त्रिदोषकृत् ॥

ઝેર, જળ કે રોગથી મરી ગએલા જાનવરનું માંસ ત્રણે દોષોને ઉત્પન્ન કરનાર, રોગકારી, અને મરણ આપનાર છે. પાણીથી મરેલાનું માંસ પલરેલું હોયછે, ગ્લાની આપનાર, દુબળાપણું કરનાર, વાયુનો પ્રકોપ કરનાર, પાણીથી ભરેલી નસોવાળું હોય છે અને ત્રણે દોષને ઉત્પન્ન કરનાર છે.

### માંસનું વિશેષ વિવેચન.

विहङ्गेषु पुमान् श्रेष्ठः स्त्री चतुष्पदजातिषु । परार्धे लघु पुंसां स्यात्स्त्रीणां पूर्वार्धमादिशेत् ॥ देहमध्यं गुरुप्रायं सर्वेषां प्राणिनां स्मृतम् । पक्षक्षेपाद्विहङ्गानां तदेव लघु कथ्यते ॥

गुरूण्यण्डानि सर्वेषां गुर्वी ग्रीवा च पक्षिणाम् । उरः स्कन्धोदरं कुक्षी पादौ पाणी कटी तथा ॥ पृष्ठत्वग् यकृदन्त्राणि गुरूणीह यथोत्तरम् । लघु वातकरं मांसं खगानां धान्यचारिणाम्॥ मत्स्याशिनां पित्तकरं वातघ्नं गुरु कीर्तितम् । फलाशिनां श्लेष्मकरं लघु रूक्षमुदीरितम् ॥ बृंहणं गुरु वातघ्नं तेषामेव पलाशिनाम् । तुल्यजातिस्वल्पदेहा महादेहेषु पूजिताः॥ अल्पदेहेषु शस्यन्ते तथैव स्थूलदेहिनः ॥

પક્ષીઓમાં પુરૂષ જાતના પક્ષીનું માંસ ઉત્તમ છે અને પશુઓમાં સ્ત્રી જાતિના પશુનું માંસ ઉત્તમ છે. પુરૂષ જાતના પાછલા ભાગનું માંસ હલકું છે અને સ્ત્રી જાતના ઉપલા ભાગનું માંસ ઉત્તમ છે.

સઘળા પ્રાણીઓના દેહનો મધ્યભાગ ઘણું કરીને ભારે હોય છે પણ પક્ષીઓ પાંખ્યો ફડફડાવે છે તેથી તેઓના દેહનો મધ્ય ભાગ હલકો કહેવાય છે. સઘળી જાતનાં પક્ષીઓનાં ઇંડાં અને ડોકાં ભારે છે. છાતી, ખભા, પેટ, કુખ, પગ, હાથ, કેડ, પીઠ, ચામડી, જમણા પડખાની ગાંઠ અને આંતરડાં એઓમાં પૂર્વ પૂર્વથી પછી પછીનાં ભારે હોય છે. ધાન્ય ખાનારાં પક્ષિઓનું માંસ હલકુ છે અને વાયુ કરનાર છે. માછલાં ખાનારાં પક્ષીઓનું માંસ પિત્ત કરનાર, વાયુને હણનાર અને ભારે છે. ફળ ખાનારાં પક્ષીઓનું માંસ કફ કરનાર, હલકું અને રૂક્ષ છે. માંસ ખાનારાં પક્ષીઓનું માંસ પુષ્ટિ આપનાર, ભારે અને વાયુને હણનાર છે. જેઓનો દેહ કદાવર અને જાડો થાયછે એવાં સરખી જાતનાં પ્રાણિઓમાં જેઓ પાતળા દેહવાળાં હોય તેઓનું માંસ ઉત્તમ અને જેઓનો દેહ નાહાના કદનો થાયછે એવા સરખી જાતનાં પ્રાણિઓમાં જેઓનો દેહ જાડા કદનો હોય તેઓનું માંસ ઉત્તમ છે.

## માછલાં વિષે.

### રોહિત.

रक्तोदरो रक्तमुखो रक्ताक्षो रक्तपक्षतिः । कृष्णपुच्छो झषश्रेष्ठो रोहितः कथितो बुधैः ॥ रोहितः सर्वमत्स्यानां वरो वृष्योऽर्दितार्तिजित् । कषायानुरसः स्वादुर्वातघ्नो नातिपित्तकृत् । ऊर्ध्वजत्रुगतांश्चोगान्हन्याद्रोहितमुण्डकम् ॥

લક્ષણ–રાતાં પેટવાળો, રાતાં મોહોડાંવાળો, રાતી આંખ્યોવાળો, રાતી પાંખ્યોવાળો અને કાળા પુંછડાવાળો જે ઉત્તમ મત્સ્ય થાય છે તે રોહિત કહેવાય છે, સઘળાં માછલાંઓમાં રોહિત ઉત્તમ છે.

ગુણ–મૈથુનશક્તિને વધારનાર, અર્દિતરોગને મટાડનાર, પરિણામે તુરો, મધુર, વાયુને હરનાર અને બહુ પિત્ત કરનાર નથી. રોહિતનું માથું ડોકની હાંસડીથી ઉપરના રોગોનો નાશ કરે છે.

### સિલંધ.

सिलन्धः श्लेष्मलो बल्यो विपाके मधुरो गुरुः । वातपित्तहरो हृद्य आमवातकरश्च सः ॥

સિલંધ કફકારી, બળ આપનાર, પાકમાં મધુર, વાયુ તથા પિત્તને હરનાર, પ્રિય લાગે એવો અને આમવાત નામના રોગને ઉત્પન્ન કરનાર છે.

### ભક્કુર.

भकुरो मधुरः शीतो वृष्यः श्लेष्मकरो गुरुः । विष्टम्भजनकश्चापि रक्तपित्तहरः स्मृतः ॥

ભક્કુર મધુર, ટાઢો, મૈથુનશક્તિને વધારનાર, કફ કરનાર, ભારે, મળને રોકનાર અને રક્તપિત્તને મટાડનાર છે.

### મોચિકા.

मोचिका वातहृद्बल्या बृंहणी मधुरा गुरुः । पित्तहृत्कफकृद्रुच्या वृष्या दीप्ताग्नये हिता ॥

મોચિકા વાયુને હરનાર, બળ આપનાર, પુષ્ટિ આપનાર, મધુર, ભારે, પિત્તને હરનાર, કફ કરનાર, રૂચિ ઉપજાવનાર, મૈથુનશક્તિને વધારનાર અને પ્રદીપ્ત જઠરાગ્નિવાળાનેવાસ્તે હિતકારી છે.

### પાઠીન.

[ मठनाचूआरी इति च पोठियाचोरी इति च ]

**पाठीनः श्लेष्मलो वल्यो निद्रालुः पिशिताशनः । दूषयेद्रुधिरं पित्तकुष्ठरोगं करोति च ॥**

પાઠીન કફ કરનાર, બળ આપનાર, નિદ્રા આપનાર, માંસને તોડનાર, રૂધિરને બિગાડનાર અને પિત્ત તથા કોઢના રોગને કરનાર છે.

### શૃંગી.

**शृङ्गी तु वातशमनी स्निग्धा श्लेष्मप्रकोपनी । रसे तिक्ता कषाया च लघ्वी रुच्या स्मृता बुधैः ॥**

શૃંગી વાયુને શમાવનાર, સ્નિગ્ધ, કફનો પ્રકોપ કરનાર, રસમાં કડવું, તુરૂં, હલકું અને રૂચિ ઉપજાવનાર છે.

### ઇલ્લસ.

**इल्लसो मधुरः स्निग्धो रोचनो वह्निवर्धनः । पित्तहृत्कफकृत्किंचिल्लघुर्वृष्योऽनिलापहः ॥**

ઇલ્લસ મધુર, સ્નિગ્ધ, રૂચિ કરનાર, અગ્નિને વધારનાર, પિત્તને હરનાર, કફને કરનાર, કાંઈક હલકું, મૈથુનશક્તિને વધારનાર અને વાયુને હણનાર છે.

### શષ્કુલી.

**शष्कुली ग्राहिणी हृद्या मधुरा तुवरा स्मृता ॥**

શષ્કુલી દસ્તને રોકનાર, પ્રિય લાગે એવું, મધુર અને તુરૂં છે.

### ગર્ગર.

**गर्गरः पित्तलः किञ्चिद्वातजित्कफकोपनः ॥**

ગર્ગર પિત્ત કરનાર, કાંઈક વાયુને મટાડનાર અને કફનો પ્રકોપ કરનાર છે.

### કવિકા.

**कविका मधुरा स्निग्धा कफघ्ना रुचिकारिणी। किञ्चित्पित्तकरी वातनाशिनी वह्निवर्धिनी ॥**

કવિકા મધુર, સ્નિગ્ધ, કફને હણનાર, રૂચિ આપનાર, કાંઇક પિત્ત કરનાર, વાયુનો નાશ કરનાર અને અગ્નિને વધારનાર છે.

### વર્મી.

**वर्मिमत्स्यो हरेद्वातं पित्तं रुचिकरो लघुः ॥**

વર્મી વાયુને હરનાર, પિત્તને હરનાર, રૂચિ ઉપજાવનાર અને હલકો છે.

### દંડ.

**दण्डमत्स्यो रसे तिक्तः पित्तरक्तं कफं हरेत् । वातसाधारणः प्रोक्तः शुक्रलो बलवर्धनः ॥**

દંડમત્સ્ય રસમાં કડવો, રક્તપિત્ત તથા કફને મટાડનાર, વાયુનેવાસ્તે સાધારણ અને વીર્યને તથા બળને વધારનાર છે.

### એરંગ.

एरङ्गो मधुरः स्निग्धो विष्टम्भी शीतलो लघुः ॥

એરંગ મધુર, સ્નિગ્ધ, મળને રોકનાર, ટાઢો અને હલકો છે.

### માહાશક.

महासफरसंज्ञस्तु तिक्तः पित्तकफापहः । शिशिरो मधुरो रुच्यो वातसाधारणः स्मृतः ॥

મહાશક કડવો પિત્ત તથા કફને હણનાર, ટાઢો, મધુર, રૂચિ ઉપજાવનાર અને વાયુનેવાસ્તે સાધારણ છે.

### ગરઘ્ની.

गरघ्नी मधुरा तिक्ता तुवरा वातपित्तहृत् । कफघ्नी रुचिकृल्लघ्वी दीपनी बलवीर्यकृत् ॥

ગરઘ્ની મધુર, કડવું, તુરૂ, વાયુ તથા પિત્તને હરનાર, કફને હણનાર, રૂચિકારક, હલકું, અગ્નિને દીપ્ત કરનાર અને બળ તથા વીર્યને વધારનાર છે.

### મંગુરી.

मद्गुरो वातहृद्बल्यो वृष्यः कफकरो लघुः ॥

મંગુરી વાયુને હરનાર, બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, કફ કરનાર અને હલકું છે.

### પગવાળા.

सपादमत्स्यो मेधाकृन्मेदःक्षयकरश्च सः । वातपित्तकरश्चापि रुचिकृत्परमो मतः ॥

પગવાળું માછલું બુદ્ધિને વધારનાર, મેદનો ક્ષય કરનાર, વાયુ તથા પિત્તને કરનાર અને બહુજ રૂચિ ઉપજાવનાર છે.

### પ્રોષ્ઠી.

प्रोष्ठी तिक्ता कटुः स्वादुः शुक्रघ्नी कफवातजित् । स्निग्धास्यकण्ठरोगघ्नी रोचनी च लघुः स्मृता ॥

પ્રોષ્ઠી કડવી, તીખી, મધુર, વીર્યને હણનાર, કફ તથા વાયુને મટાડનાર, સ્નિગ્ધ, મોહોડાં તથા કંઠના રોગને મટાડનાર, રૂચિ ઉપજાવનાર અને હલકી છે.

### ઝીણાં માછલાં.

क्षुद्रा मत्स्याः स्वादुरसा दोषत्रयविनाशनाः । लघुपाका रुचिकरा बलदास्ते हिता मताः ॥

ઝીણાં માછલાં મધુર, ત્રણે દોષને મટાડનાર, તુરત પચી જાય એવાં, રૂચી ઉપજાવનાર, બળ આપનાર અને હિતકારી છે.

### બહુજ ઝીણાં માછલાં.

अतिसूक्ष्माः पुंस्त्वहरा रुच्याः कासानिलापहाः ॥

બહુ ઝીણાં માછલાં પુરૂષપણાને મટાડી દેનારાં, રૂચિ ઉપજાવનારાં અને ઉધરસ તથા વાયુને મટાડનારાં છે.

### માછલાંનાં ઇંડાં.

मत्स्यगर्भो भृशं वृष्यः स्निग्धः पुष्टिकरो लघुः । कफमेदःप्रदो बल्यो ग्लानिकृन्मेहनाशनः ॥

માછલાનો ગર્ભ (ઇંડાં) બહુજ મૈથુનશક્તિને વધારનાર, સ્નિગ્ધ, પુષ્ટિ

આપનાર, હલકો, કફ તથા મેદને વધારનાર, બળ આપનાર, ગ્લાનિ કરનાર અને પ્રમેહનો નાશ કરનાર છે.

### સુકાએલાં માછલાં.

शुष्कमत्स्या न बल्याः स्युर्दुर्जरा विड्विबन्धिनः ॥

સુકાઇ ગએલાં માછલાં બળનેવાસ્તે સારાં નથી, ભાંડ પચે છે અને દસ્તને રોકનારાં છે.

### બળેલાં માછલાં.

दग्धमत्स्यो गुणैः श्रेष्ठः पुष्टिकृद्बलवर्धनः ॥

બળેલાં માછલાં ઉત્તમ ગુણવાળાં, પુષ્ટિ આપનાર અને બળને વધારનારાં છે.

### કુવા આદિના જળોમાં ઉત્પન્ન થએલાં માછલાં.

कौपमत्स्याः शुक्रमूत्रकुष्ठश्लेष्मविवर्धनाः । सरोजा मधुराः स्निग्धा बल्या वातविनाशनाः ॥ नादेया बृंहणा मत्स्या गुरवोऽनिलनाशनाः । रक्तपित्तकरा वृष्याः स्निग्धोष्णाः स्वल्पवर्चसः ॥ चौञ्जाः पित्तकराः स्निग्धा मधुरा लघवो हिमाः । ताडागा गुरवो वृष्याः शीतला बलमूत्रदाः ॥ ताडागा वा निर्झरजा बलायुर्मतिदृक्कराः ॥

કુવાનાં માછલાં વીર્ય, મૂત્ર, કોઢ અને કફનેવધારનારાં છે. છુટાતળાવનાં માછલાં મધુર, સ્નિગ્ધ, બળ આપનાર અને વાયુનો વિનાશ કરનાર છે. નદીનાં માછલાં પુષ્ટિ આપનાર, ભારે, વાયુનો નાશ કરનારાં, રક્તપિત્ત કરનારાં, મૈથુનશક્તિને વધારનારાં, ગરમ અને એઓ ખાધાથી થોડી વિષ્ઠા આવે છે. હોજનાં માછલાં પિત્ત કરનાર, સ્નિગ્ધ, મધુર, હલકાં અને ટાઢાં છે. બાંધેલા તળાવનાં માછલાં ભારે, મૈથુનશક્તિ આપનારાં, ટાઢાં અને બળને તથા મૂત્રને વધારનારાં છે. તળાવના માછલાંની પેઠે પાણીના ઝરણામાં થયેલાં માછલાં બળ, આયુષ્ય તથા નેત્રની શક્તિને વધારનારાં છે.

### કઇ કઇ ઋતુમાં કયા કયા માછલાંઓનો ઉપયોગ કરવો?

हेमन्ते कूपजा मत्स्याः शिशिरे सारसा हिताः । वसन्ते ते तु नादेया ग्रीष्मे चौञ्जसमुद्भवाः ॥ तडागजाता वर्षासु तास्वपथ्या नदीभवाः । नैर्झराः शरदि श्रेष्ठा विशेषोऽयमुदाहृतः ॥

હેમંતઋતુમાં કુવાનાં માછલાં, શિશિરઋતુમાં છુટા તળાવનાં માછલાં, વસંતઋતુમાં નદીનાં માછલાં, ગ્રીષ્મઋતુમાં હોજનાં માછલાં, વર્ષાઋતુમાં બાંધેલા તળાવનાં માછલાં અને શરદ્ઋતુમાં ઝરણાનાં માછલાં શ્રેષ્ઠ છે એ વિશેષ સમજવો. વર્ષાઋતુમાં નદીનાં માછલાં અપથ્ય છે.

इति श्रीभावप्रकाशे मांसवर्गः ।

---

## અથ કૃતાન્નવર્ગઃ

### રાંધેલાં અન્નોવિષે પરિભાષા.

समवायिनि हेतौ ये मुनिभिर्गणिता

गुणाः । कार्येऽपि तेऽखिला ज्ञेयाः परिभाषेति भाषिता ॥ क्वचित्संस्कारभेदेन गुणभेदो भवेद्यतः । भक्तं लघु पुराणस्य शालेस्तच्चिपिटो गुरुः ॥ क्वचिद्योगप्रभावेन गुणान्तरमपेक्षते । कदन्नं गुरु सर्पिश्च लघूक्तं सुहितं भवेत् ॥

જે પદાર્થોમાં મુનિઓએ જે ગુણો કહ્યા છે તે પદાર્થોમાંથી બનાવવામાં આવેલાં અન્નોમાં પણ તે તે પદાર્થોના સઘળા ગુણ આવેછે એમ સમજવું એ સામાન્ય રીતિ છે. કોઈ અન્નમાં સંસ્કારોની જુદાઇને લીધે ગુણોની પણ જુદાઈ થાય છે કેમકે જુના ચોખાનો ભાત હલકો થાય છે પણ તે ચોખાના પવા ભારે થાય છે. કોઇ સ્થળમાં સંયોગના પ્રભાવથી પણ ગુણોનો ફેરફાર થાય છે. જેમ કે ખરાબ અન્ન પણ ભારે છે અને ઘી પણ ભારે છે પરંતુ ખરાબ અન્ન ઘીમાં મેળવીને ખાધું હોય તો સેહેજે પચી જાય છે.

### ભાત.

भक्तमन्नं तथान्धश्च क्वचित्कूरं च कीर्तितम् । ओदनोऽस्त्री स्त्रियां भिस्सा दिविदः पुंसि भाषितः ॥ सुधौतास्तण्डुलाः स्फीतास्तोये पञ्चगुणे पचेत् ॥ तद्भक्तं प्रस्रुतं चोष्णं विशदं गुणवन्मतम् । भक्तं वह्निकरं पथ्यं तर्पणं रोचनं लघु । अधौतमस्रुतं शीतं गुर्वरुच्यं कफप्रदम् ॥

નામ–ભક્ત, અન્ન, અંધસ્, ઓદન (પુલ્લિંગ તથા નપુંસકલિંગ) ભિસ્સા (સ્ત્રિલિંગ) અને દિવિદ (પુલ્લિંગ) એટલાં ભાતનાં નામ છે. કોઈ ગ્રંથમાં 'કૂર' એ ભાતનું નામ છે.

રાંધવાનો પ્રકાર–સારી રીતે ધોએલા ઉત્તમ ચોખા પાંચ ગણા પાણીમાં રાંધવા અને તેઓને ઉનાને ઉના ઓસાવી નાખવા એટલે તે સ્વચ્છ અને ગુણકારી ભાત થાય છે.

ગુણ–ભાત અગ્નિ કરનાર, પથ્ય, તૃપ્તિ આપનાર, રૂચિ ઉપજાવનાર અને હલકો છે. નહીં ધોએલો, નહીં ઓસાવેલો અને ટાઢો થઇ ગએલો ભાત ભારે, અરૂચિ કરનાર અને કફ કરનાર છે.

### દાળ.

दलितं तु शमीधान्यं दालिर्दाली स्त्रियामुभे । दाली तु सलिले सिद्धा लवणार्द्रकहिङ्गुभिः ॥ संयुक्ता सूपनाम्नी स्यात्कथ्यन्ते तद्गुणा अथ । सूपो विष्टम्भको रूक्षः शीतस्तु स विशेषतः । निस्तुषो भृष्टसंसिद्धो लाघवं सुतरां व्रजेत् ॥

શીંગમાંથી થતાં ધાન્યોને ભરડવામાં આવે એટલે તે દાળ કેહેવાય છે. દાલિ અને દાળી (બન્ને સ્ત્રીલિંગે) એ બે દાળનાં નામ છે. દાળને પાણીમાં રાંધવામાં આવે અને તેમાં લુણ, આદુ અને હીંગ યોગ્ય રીતે નાખવામાં આવે એટલે તે સૂપ કેહેવાય છે. સૂપ મળને રોકનાર, રૂક્ષ અને વિશેષે કરી ટાઢી છે. ફોતરાં કાહાડી નાખી શેકીને પછી રાંધવામાં આવે તો બહુજ હલકી થાય છે.

## ખીચડી.

तण्डुला दालिसंमिश्रा लवणार्द्रकहिङ्गुभिः। संयुक्ताः सलिले सिद्धा कृसरा कथिता बुधैः॥ कृसरा शुक्रला बल्या गुरुः पित्तकफप्रदा। दुर्जरा बुद्धिविष्टम्भमलमूत्रकरी स्मृता॥

દાળ અને ચોખા ભેળા કરી તેમાં લૂણ, આદુ અને હીંગ નાખી પાણીમાં રાંધવામાં આવે એટલે તે ખીચડી કેહેવાય છે. ખીચડી વીર્ય વધારનાર, બળ આપનાર, ભારે, કફ તથા પિત્તને ઉત્પન્ન કરનાર, માંડ પચે એવી, બુદ્ધિને અટકાવણ કરનાર અને મળ તથા મૂત્રને વધારનાર છે.

## તાપહરી.

घृते हरिद्रासंयुक्ते माषजां भर्जयेद्वटीम्। तण्डुलांश्चापि निर्धौतान् सहैव परिभर्जयेत्॥ सिद्धयोग्यं जलं तत्र प्रक्षिप्य कुशलः पचेत्। लवणार्द्रकहिङ्गूनि मात्रया तत्र निःक्षिपेत्॥ एषा सिद्धिं समायाता प्रोक्ता तापहरी बुधैः। भवेत्तापहरी बल्या वृष्या श्लेष्माणमाचरेत्। बृंहणी तर्पणी रुच्या गुर्वी पित्तहरी स्मृता॥

ઘીમાં હળદર નાખી તેમાં અડદની વડીઓ શેકી લેવી અને સારી પેઠે ધોએલા ચોખા પણ સાથેજ શેકી લેવા. પછી તે રંધાઈ જાય તેટલું પાણી નાખી સમજુ પુરૂષે રાંધવાં અને તેમાં યોગ્ય અંશે લૂણ, આદુ તથા હીંગ નાખવાં. એ પુરી રીતે રંધાઈ રહે ત્યારે તાપહરી કેહેવાય છે. તાપહરી તૃપ્તિ આપનાર, રૂચિ ઉપજાવનાર, બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, કફ કરનાર, પુષ્ટિ આપનાર, ભારે અને પિત્તને હરનાર છે.

## દુધપાક.

पायसं परमान्नं स्यात्क्षीरिकापि तदुच्यते। शुद्धाऽर्द्धपक्के दुग्धे तु घृताक्तांस्तण्डुलान्पचेत्॥ ते सिद्धाः क्षीरिका ख्याता ससिताज्ययुतोत्तमा। क्षीरिका दुर्जरा प्रोक्ता बृंहणी बलवर्धिनी॥

પાયસ, પરમાન્ન અને ક્ષીરિકા એટલાં દુધપાકનાં નામ છે. અરધા પાકેલાં શુદ્ધ દુધમાં ઘી નો કરમો દીધેલા ચોખા નાખવા, એ ચોખા પાકી જાય ત્યારે તેમાં સાકર તથા ઘી નાખવાં એટલે તે ઉત્તમ દુધપાક કેહેવાય છે. દુધપાક માંડપચે એવો, પુષ્ટિ આપનાર અને બળને વધારનાર છે.

## નાળીએરનો દુધપાક.

नालिकेरं तनूकृत्य छिन्नं पयसि गोः क्षिपेत्। सितागव्याज्यसंयुक्ते तत्पचेन्मृदुनाऽग्निना॥ नारीकेरोद्भवा क्षीरी स्निग्धा शीतातिपुष्टिदा। गुर्वी सुमधुरा वृष्या रक्तपित्तानिलापहा॥

નાળીએરના ટોપરાંને બહુજ ઝીણું ઝીણું કાપીને ગાયના દુધમાં નાખવું અને તેમાં સાકર તથા ગાયનું ઘી નાખવાં. એ પ્રમાણે કરીકોમળ અગ્નિથી તેને પકાવવામાં આવે એટલે તે નાળીએરનો દુધપાક કેહેવાય છે. એ દુધપાક સ્નિગ્ધ, ટાઢો, બહુ પુષ્ટિ આપનાર,

ભારે, બહુ મધુર, વીર્યને વધારનાર અને રક્તપિત્ત તથા વાયુને મટાડનાર છે.

## સેવ.

**समिता वर्तिकाः कृत्वा सुसूक्ष्मा यवसन्निभाः । शुष्काः क्षीरेण संसाध्या भोज्या घृतसितान्विताः ॥ सेविका तर्पणी बल्या गुर्वी पित्तानिलापहा। ग्राहिणी सन्धिकृद्रुच्या तां खादेन्नातिमात्रया ॥**

પરસુદીની જવજેવી બહુજ ઝીણી વાટયો કરી સુકવીને દુધમાં રાંધવી અને ઘી તથા સાકર સહિત જમવી. આ સેવ તૃપ્તિ આપનાર, બળ વધારનાર, ભારે, પિત્ત તથા વાયુને તોડનાર, દસ્તને રોકનાર, ભાંગાને સાંધનાર અને રૂચિ ઉપજાવનાર છે. એ સેવ પેટ ભરીને ઝાઝી ખાવી નહીં.

## મંડ.

**गोधूमा धवला धौताः कुट्टिताः शोषितास्ततः । प्रोक्षिता यन्त्रनिष्पिष्टाश्चालिताः समिताः स्मृताः ॥ वारिणा कोमलां कृत्वा समितां साधु मर्दयेत् । हस्तलालनया तस्या लोप्त्रीं सम्यक् प्रसारयेत् ॥ अधोमुखघटस्यैतां विस्तृतां प्रक्षिपेद्बहिः । मृदुना वह्निना साध्यः सिद्धो मण्डक उच्यते ॥**

लोप्त्री लोइ इति लोके ।

**दुग्धेन साज्यखण्डेन मण्डकं भक्षयेन्नरः । अथवा सिद्धमांसेन सतक्रवटकेन वा ॥ मण्डको बृंहणो वृष्यो बल्यो रुचिकरो भृशम् । पाकेऽपि मधुरो ग्राही लघुर्दोषत्रयापहः ॥**

ધોળા ઘઉંને ધોઈ, ખાંડી, સુકવી અને પાણી છાંટીને ઘંટીથી દળવામાં આવે અને પછી ચાળી લેવામાં આવે તે લોટ પરસુદી કહેવાય છે. પરસુદીને પાણીવતે કોમળ કરીને સારી પેઠે ટુંપવી. પછી હાથવતે તેના લુયા સારી રીતે પસારી મોટી રોટલી કરી ઊંધા વાળેલા ઘડાની પીઠ ઉપર બાહાર નાખવી અને કોમળ અગ્નિથી પકાવવી એટલે તે મંડક કહેવાયછે. જેમાં ઘી તથા ખાંડ નાખેલાં હોય એવા દુધની સાથે અથવા પકાવેલા માંસની સાથે અથવા છાશવડાંની સાથે તે મંડકનું ભક્ષણ કરવું. મંડક પુષ્ટિ આપનાર, મૈથુનશક્તિ આપનાર, બળ વધારનાર, બહુજ રૂચિ ઉપજાવનાર, પાકમાં પણ મધુર, દસ્તને રોકનાર, હલકો અને ત્રણે દોષને મટાડનાર છે.

## પોળી.

**कुर्यात्समितयाऽतीव तन्वीं पर्पटिकां ततः । स्वेदयेत्तप्तके तां तु पोलिकां जगदुर्बुधाः । तां खादेल्लप्सिकायुक्तां तस्या मण्डकवद्गुणाः ॥**

तप्तकं तवा इति लोके ।

પરસુદીની અત્યંત પાતળી પાપડ જેવી રોટલી બનાવવી અને તેને લોઢીમાં શેકવી એટલે પોળી કહેવાય છે. એ પોળી લાપ્સીની સાથે ખાવી. પોળીના ગુણ મંડકના જેવા છે.

## લાપ્સી.

**समितां सर्पिषा भ्रष्टां शर्करां पयसि क्षिपेत् । तस्मिन्घनीकृते न्यस्येदेलवङ्ग मरि-**

चोदकम् ॥ सिद्धैषा लप्सिका ख्याता गुणास्तस्या वदाम्यहम् । लप्सिका बृंहणी वृष्या बल्या पित्तानिलापहा ॥ स्निग्धा श्लेष्मकरी गुर्वी रोचनी तर्पणी परम् ॥

પરસુદીને ઘીમાં શેકી સાકરના પાણીમાં નાખવી. એ અગ્નિથી ઘાડું થઈ જાય ત્યારે તેમાં લવીંગ અને મરી આદિ નાખવાં એટલે તે લાપ્સી થઈ કહેવાય છે. લાપ્સી પુષ્ટિ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, બળ આપનાર, પિત્ત તથા વાયુને મટાડનાર, સ્નિગ્ધ, કફ કરનાર, ભારે, રૂચિ ઉપજાવનાર અને બહુજ તૃપ્તિ આપનાર છે.

### રોટલી.

शुष्कगोधूमचूर्णेन किञ्चित्पुष्टां च पोलिकाम् । तप्तके स्वेदयेत्कृत्वा भूयोऽङ्गारेऽपि तां पचेत् ॥ सिद्धैषा रोटिका प्रोक्ता गुणं तस्याः प्रचक्ष्महे । रोटिका बलकृद्रुच्या बृंहणी धातुवर्धनी। वातघ्नी कफकृद्गुर्वी दीप्ताग्नीनां प्रपूजिता ॥

સુકા ઘઉંના લોટમાં પાણી નાખીને કાંઇક જાડી પોળી બનાવવી અને પછી તેને લોઢીપર શેકીને ત્રાંગા અંગારાપર નાખી દેવી. એ પાકી રહે ત્યારે રોટલી કહેવાય છે. રોટલી બળ આપનાર, રૂચિકારક, પુષ્ટિ આપનાર, ધાતુને વધારનાર, વાયુને હણનાર, કફ કરનાર, ભારે અને પ્રદીપ્ત જઠરાગ્નિવાળાઓને વાસ્તે સારી છે.

### બાટી.

शुष्कगोधूमचूर्णं तु साम्बु गाढं विमर्दयेत् । विधाय वटकाकारं निर्धूमेऽग्नौ शनैः पचेत् ॥ अङ्गारकर्कटी ह्येषा बृंहणी शुक्रला लघुः । दीपनी कफकृद्बल्या पीनसश्वासकासजित् ॥

સુકા ઘઉંના લોટમાં પાણી નાખી ખૂબ ડુંપી વડા જેવો કરીને તેને ધુવાડાવગરના અગ્નિમાં ધીરે ધીરે પકાવવો એટલે તે અંગારકર્કટી (બાટી) કહેવાય છે. એ બાટી પુષ્ટી આપનાર, વીર્યને વધારનાર, હલકી, અગ્નિને દીપ્ત કરનાર, કફ વધારનાર, બળ આપનાર અને સળેખમ શ્વાસ તથા ઉધરસને મટાડનાર છે.

### જવની રોટલી.

यवजा रोटिका रुच्या मधुरा विशदा लघुः । मलशुक्रानिलकरी बल्या हन्ति कफामयान् ॥

જવની રોટલી રૂચિ ઉપજાવનાર, મધુર, સ્વચ્છ, હલકી, બળ આપનાર, મળ વધારનાર, વીર્યને વધારનાર, વાયુ કરનાર અને કફસંબંધી રોગોને મટાડનાર છે.

### અડદની રોટલી.

माषाणां दालयस्तोये स्थापितास्त्यक्तकञ्चुकाः । आतपे शोषिता यत्रे पिष्टास्ता धूमसी स्मृता ॥ धूमसी रचिता चैव प्रोक्ता झर्झरिका बुधैः । झर्झरी कफपित्तघ्नी किञ्चिद्वातकरी स्मृता ॥

અડદની દાળને પાણીમાં પલાળી ફોતરાં ઉતારી નાખવાં. પછી તડકામાં સુકવી ઘંટીથી દળીને જે તેનો લોટ ક-

રવામાં આવે તે ધૂમસી કહેવાય છે. ધૂમસીમાંથી જે રોટલી બનાવવામાં આવે તે ઝર્ઝરી કહેવાય છે. એ રોટલી કફ તથા પિત્તને હણનાર અને કાંઇક વાયુ કરનાર છે.

### ચણાની તથા તલની રોટલી.

चाणक्या रोटिका रूक्षा श्लेष्मपित्तास्रनुद्गुरुः । विष्टम्भिनी च चक्षुष्या तद्गुणा तिलशष्कुली ॥

ચણાની રોટલી રૂક્ષ, મળને રોકનાર, ભારે, નેત્રને હિતકારી નથી અને કફ, પિત્ત તથા લોહીના બીગાડને મટાડનાર છે. તલની પુરીમાં પણ એજ ગુણો છે.

### પિષ્ટિકા.

दालिः संस्थापिता तोये ततोऽपहृतकञ्चुका । शिलायां साधु सम्पिष्टा पिष्टिका कथिता बुधैः ॥

દાળને પાણીમાં પલાળી ફોતરાં ઉતારી નાખીને છીપર ઉપર સારી રીતે વાટવી એટલે તે પિષ્ટિકા કહેવાય છે (પિષ્ટિકા એટલે વાટેલી દાળ.)

### વેઢમિકા રોટલી.

मापपिष्टिकया पूर्णगर्भा गोधूमचूर्णतः । रचिता रोटिका सैव प्रोक्ता वेढमिका बुधैः ॥ भवेद्वेढमिका बल्या वृष्या रुच्याऽनिलापहा । उष्णा सन्तर्पणी गुर्वी बृंहणी शुक्रला परम् ॥ भिन्नमूत्रमला स्तन्यमेदःपित्तकफप्रदा । गुदकीलार्दितश्वासपङ्क्तिशूलानि नाशयेत् ॥

અડદની પિષ્ટિકાનું પૂરણ ભરી ઘઉંના લોટની જે રોટલી બનાવવામાં આવે તે વેઢમિકા રોટલી કહેવાય છે. એ રોટલી બળ આપનાર, મૈથુનશક્તિ વધારનાર, રૂચિકારક, વાયુને હણનાર, ગરમ, તૃપ્તિ આપનાર, ભારે, પુષ્ટિ કરનાર, વીર્યની બહુ વૃદ્ધિ કરનાર, દસ્ત લગાડનાર, મૂત્ર કરનાર, ધાવણ તથા મેદને વધારનાર, પિત્ત તથા કફને કરનાર અને ગુદકીલ, અર્દિત, શ્વાસ તથા પંક્તિશૂલ એ રોગોને મટાડનાર છે.

### પાપડ.

धूमसी रचिता हिङ्गुहरिद्रालवणैर्युता । जीरकस्वर्जिकाभ्यां च तनूकृत्य च वेल्लिता ॥ पर्पटास्ते सदाङ्गारभ्रष्टाः परमरोचकाः । दीपनाः पाचना रूक्षा गुरवः किञ्चिदीरिताः ॥ मौद्गास्तुतद्गुणाः प्रोक्ता विशेषाल्लघवो हिताः । चणकस्य गुणैर्युक्ताः पर्पटाश्चणकोद्भवाः ॥ स्नेहभ्रष्टास्तु ते सर्वे भवेयुर्मध्यमा गुणैः ॥

અડદની દાળને પાણીમાં પલાળી, ફોતરાં ઉતારી, તડકામાં સુકવી ઘંટીથી દળી તે લોટમાં હીંગ, હળદર, લુણ, જીરૂં તથા સાજીખાર નાખી પાણીથી બાંધી બહુજ પાતળો પાતળો વણવામાં આવે તે પાપડ કહેવાય છે. એ પાપડ અંગારાપર શેકીને ખાવા. પાપડ બહુ રૂચિ ઉપજાવનાર, અગ્નિને દીપ્ત કરનાર, પાચન, રૂક્ષ અને કાંઇક ભારે છે. એ પ્રમાણે મગની દાળના પાપડ કરવામાં આવે તો તે પાપડ ઉપર કહેલ ગુણવાળા છે, વિશેષે કરી હલકા છે અને

હિતકારી છે. ચણાની દાળના પાપડ કરવામાં આવે તો તેમાં ચણાના ગુણ રહે છે, ને પાપડને તેલમાં તળવામાં આવે તો તેઓ મધ્યમ ગુણવાળા થાયછે.

### પૂરિકા.

माषाणां पिष्टिकां युंज्याल्लवणार्द्रकहिङ्गुभिः। तया पिष्टिकया पूर्णा समिता कृतपोलिका ॥ ततस्तैलेन पक्का सा पूरिका कथिता बुधैः । रुच्या स्वाद्वी गुरुः स्निग्धा बल्या पित्तास्रदूषिका ॥ चक्षुस्तेजोहरी चोष्णा पाके वातविनाशिनी । तथैव घृतपक्वापि चक्षुष्या रक्तपित्तहृत् ॥

અડદની વાટી દાળમાં લુણ, આદુ તથા હીંગ નાખી તેનું પૂરણ ભરી પરસુદી પુરી બનાવી તેને તેલમાં તળી લેવી એટલે તે પૂરિકા કહેવાય છે. પૂરિકા મધુર, રૂચિ ઉપજાવનાર, ભારે, સ્નિગ્ધ, બળ આપનાર, પિત્તને તથા લોહીને બીગાડનાર, નેત્રના તેજને હરનાર, પાકમાં ગરમ અને વાયુનો નાશ કરનાર છે. એ પૂરિકા જો ઘીમાં પકાવેલી હોય તો નેત્રને હિતકારી થાય છે અને રક્તપિત્તને મટાડે છે.

### વડાં.

माषाणां पिष्टिका युक्ता लवणार्द्रकहिङ्गुभिः । कृत्वा विदध्याद्वटकांस्तांस्तैलेषु पचेच्छनैः ॥ विशुष्का वटका वल्या बृंहणा वीर्यवर्धनाः। वातामयहरा रुच्या विशेषादर्दितापहाः ॥ विबन्धभेदिनः श्लेष्मकारिणोऽल्पाग्निपूजिताः । संचूर्ण्य निक्षिपेत्तक्रे भ्रष्टं जीरकहिङ्गु च ॥ लवणं तत्र वटकान् सकलानपि मज्जयेत् । शुक्लस्तत्र वटको बलकृद्रोचनो गुरुः ॥ विबन्धकृद्विदाही च श्लेष्मलः पवनापहः । राज्यक्तयातिरोचिन्या पाचन्या तांस्तु भक्षयेत् ॥

राज्यक्ता राइता इति लोके ।

અડદની વાટી દાળમાં લુણ, આદુ તથા હીંગ નાખી તેનાં વડાં કરી ધીરેધીરે તેલમાં પકાવવાં. સુકાએલાં વડાં બળ આપનાર, પુષ્ટિ કરનાર, વીર્યને વધારનાર, વાયુના રોગને મટાડનાર, દસ્તના બંધને તોડનાર, કફ કરનાર અને પ્રદીપ્ત અગ્નિવાળાઓને વાસ્તે સારાં છે. જીરાં તથા હીંગનો ભુકો કરી શેકીને તેને બહુ જાડી છાશમાં નાખવો પછી તે છાશમાં લુણ નાખી સઘળાં વડાં તેમાં બોળી દેવાં. એ વડાં વીર્યને વધારનાર, રૂચિ ઉપજાવનાર, ભારે, મળને ભેદનાર, દાહ કરનાર, કફ કરનાર, અને વાયુને મટાડનાર છે, રાઇતું કે જે અતિ રૂચિ ઉપજાવનાર અને પાચન છે તેની સાથે એ દહીંવડાં ખાવાં.

### કાંજીવડાં.

मन्थनी नूतना धार्या कटुतैलेन लेपिता । निर्मलेनाम्बुनापूर्य तस्यां चूर्णं विनिःक्षिपेत् ॥ राजिकाजीरलवणहिङ्गुशुण्ठीनिशाकृतम् । निःक्षिपेद्वटकांस्तत्र भाण्डस्यास्यं च मुद्रयेत् ॥ ततो दिनत्रयादूर्ध्वमम्लाः स्युर्वटका ध्रुवम् । काञ्जिको वटको रुच्यो वातघ्नः श्ले-

प्मकारकः ॥ शूलघ्नो जीर्णदाहघ्नो नेत्ररोगेषु नो हितः ॥

નવું હાંડલું લઈ તેમાં સરસીઉં તેલ ચોપડી નિર્મલ પાણી ભરી તેમાં રાઈ, જીરૂં, લૂણ, હીંગ, સુંઠ અને હળદરથી બનાવેલું ચૂર્ણ નાખીને તેમાં વડાં નાખવાં અને હાંડલાનું મોહોડું તમામ બંધ કરી દેવું. એ પ્રમાણે ત્રણ દિવસ રાખીને કહાડી લેવામાં આવે એટલે વડાં ખાટાં થઈ જાય છે તે કાંજીવડાં કહેવાય છે. કાંજીવડાં રૂચિકારક, વાયુને હણનાર, કફને કરનાર અને શૂલ, અજીર્ણ તથા દાહને મટાડનાર છે. નેત્રના રોગવાળાઓને એ વડાં હિતકારી નથી.

## આંબલીવડાં.

अम्लिकां स्वेदयित्वा तु जलेन सह मर्दयेत् । तन्नीरे कृतसंस्कारे वटकान्मज्जयेज्जनः ॥ अम्लिकावटकास्ते तु रुच्या वह्निप्रदीपनाः । वटकस्य गुणैः पूर्वैरेतेऽपि च समन्विताः ॥

આંબલીના કાતરાને શેકીને પાણીમાં ચોળી નાખવા, પછી સંસ્કાર આપેલા તે પાણીમાં વડાં બોળી દેવાં એટલે આંબલીવડાં કહેવાય છે. એ વડાં રૂચિકારક, અગ્નિને દીપ્ત કરનાર, અને તેઓમાં વડાના પણ સંપૂર્ણ ગુણો રહે છે.

## મગનાં વડાં.

मुद्गानां वटकास्तक्रे भर्जिता लघवो हिमाः । संस्कारजप्रभावेन त्रिदोषशमना हिताः ॥

ધાટી છાશમાં ખદખદાવેલાં મગનાં વડાં હલકાં છે, ટાઢાં અને સંસ્કારના પ્રભાવનેલીધે ત્રણે દોષનું શમન કરનારાં તથા હિતકારી થાય છે.

## અડદની વડીઓ.

माषाणां पिष्टिका हिङ्गुलवणार्द्रकसंस्कृता । तया विरचिता वस्त्रे वटिकाः साधुशोषिताः ॥ भर्जितास्तप्ततैले ता अथवा सूपलेहिताः । वटकस्य गुणैर्युक्ता ज्ञातव्या रुचिदा भृशम् ॥

અડદની વાટી દાળમાં હીંગ, લૂણ તથા આદુ નાખી તેમાંથી વસ્ત્રપર વડીઓ બનાવવી અને સારી રીતે સુકવવી. એ વડીઓને તેલમાં તળવી અથવા રાંધેલી દાળમાં નાખવી. એ વડીઓમાં વડાના જેવા ગુણ છે અને તે ખાધાથી બહુ રૂચિ ઉપજે છે.

## પદકાળાની વડીઓ.

कूष्माण्डकवटी ज्ञेया पूर्वोक्तवटिकागुणा । विशेषात्पित्तरक्तघ्नी लघ्वी च कथिता बुधैः ॥

પદકાળાની વડીમાં પણ અડદની વડી જેવા ગુણો છે. વિશેષે કરી તે વડી રક્તપિત્તને મટાડે છે અને હલકી છે.

## મગની વડીઓ.

मुद्गानां वटिका तद्वद्विरचिता साधिता तथा । पथ्या रुच्या तथा लघ्वी मुद्गसूपगुणा स्मृता ॥

મગની વડીઓ પણ અડદની પેઠેજ રચવી અને પકાવવી. એ વડીઓ પથ્ય, રૂચિ ઉપજાવનાર, હલકી અને મગની રાંધેલી દાળના જેવા ગુણોવાળી છે.

## ખોટાં માછલાં.

मापपिष्टिकया लिप्तं नागवल्लीदलं महत् । तत्तु संस्वेदयेद् युक्त्या स्थाल्यामास्तारकोपरि ॥ ततो निष्काश्य तं खण्ड्यं ततस्तैलेन भर्जयेत् ॥

खण्ड्यं खण्डनयोग्यमिति यावत् ।

अलीकमत्स्य उक्तोऽयं प्रकारः पाकपण्डितैः । तं वृन्ताकभटित्रेण वास्तुकेन च भक्षयेत् ॥

મોટા નાગરવેલના પાન ઉપર અડદની દાળ ચોપડીને તેને યુક્તિથી તપેલામાં ખડના માળા ઉપર પકાવવું. એ પાન જ્યારે ચુંઠા થઈ શકે એવું થાય ત્યારે તેને કાહાડી લઇ તેલમાં તળવું એટલે તે અલીકમત્સ્ય (ખોટું માછલું) થાય એમ પાકશાસ્ત્રના પંડિતો કહે છે. એ પદાર્થને રીંગણાના ભડથાની સાથે અથવા બથવા કે ટાંકાની સાથે ખાવો.

## કઢી.

स्थाल्यां घृते वा तैले वा हरिद्राहिङ्गु भर्जयेत् । अवलेहनसंयुक्तं तक्रं तत्रैव निःक्षिपेत् ॥ एषा सिद्धा समरिचा कथिता कथिता बुधैः ॥

अवलेहनम् ' आरिहन इति लोके '

कथिता पाचनी रुच्या लघ्वी वह्निप्रदीपनी । कफानिलविबन्धघ्नी किञ्चित्पित्तप्रकोपिणी ॥ अलीकमत्स्याः शुष्का वा किं वा कथितया युता । बृंहणा रोचना वृष्या बल्या वातगदापहा ॥ कोष्टशुद्धिकराः शुष्काः किञ्चित्पित्तप्रकोपनाः । अर्दिते सहनुस्तम्भे विशेषेण हिताः स्मृताः ॥

તપેલાની અંદર ઘીમાં કે તેલમાં હળદર અને હીંગનો વધાર મુકવો. પછી તે વધારમાં વેસણવાળી છાશ નાખવી અને મરી નાખવાં. એ પાકી રહે ત્યારે કઢી કહેવાય છે. કઢી પાચન, રૂચિ ઉપજાવનાર, હલકી, અગ્નિને દીપ્ત કરનાર, કાંઇક પિત્તનો પ્રકોપ કરનાર અને કફ, વાયુ તથા મળના અવરોધને મટાડનાર છે. ઉપર કહેલાં ખોટાં માછલાં નકરાંજ ખાવાં અથવા કઢીની સાથે ખાવાં. કઢીની સાથે ખાધેલાં એ માછલાં પુષ્ટિ આપનાર, રૂચિ ઉપજાવનાર, મૈથુનશક્તિને વધારનાર, બળ આપનાર, અને વાયુસંબંધી રોગને મટાડનાર છે, એ નકરાં માછલાં કોઠાને સાફ કરનાર, કાંઇક પિત્તનો પ્રકોપ કરનાર અને અર્દિત રોગમાં તથા દાઢી ઝલાઇ જવાના રોગમાં વિશેષે કરી હિતકારી છે.

## મગનાં લીલાં વડાં.

मुद्गपिष्टविरचितान् वटांस्तैलेन पाचितान् । हस्तेन चूर्णयेत्सम्यक् तस्मिञ्चूर्णे विनिःक्षिपेत् ॥ भ्रष्टं हिङ्ग्वार्द्रकं सूक्ष्मं मरीचं जीरकं तथा । निम्बूरसं जवानीं च युक्त्या सर्वं विमिश्रयेत् ॥ मुद्गपिष्टिं पचेत्सम्यक् स्थाल्यामास्तारकोपरि । तस्यास्तु गोलकं कुर्यात्तन्मध्ये पूरणं क्षिपेत् ॥ तैले तान् गोलकान् पक्त्वा कथितायां निमज्जयेत् । गोलकाः पाचकाः प्रोक्तास्ते सार्द्रकवटा अपि ॥ मुद्गार्द्रकवटा रुच्या लघवो बल्कारकाः ।

दीपनास्तर्पणाः पथ्यास्त्रिषु दोषेषु पूजिताः ॥

મગની વાટીદાળનાં વડાં બનાવી તેઓને તેલમાં પકાવી હાથ વતે સારી રીતનો ભુક્કો કરી નાખવો. પછી શેકેલી હીંગ, શેકેલું ઝીણું આદુ, શેકેલાં મરી, શેકેલું જીરૂં, લીંબુનો રસ તથા અજમા એ સઘળા પદાર્થો તે ભુકામાં યુક્તિથી મેળવી દેવા. પછી મગની વાટીદાળને તપેલામાં ખડના માળા ઉપર સારી રીતે પકાવી તેના ગોળા બનાવીને તે ગોળાઓની અંદર ઉપર કહેલા ભુકાનું પૂરણ ભરવું. પછી એ ગોળાઓને તેલમાં પકાવી કઢીમાં બોળવા, એટલે તે મગનાં લીલાં વડાં કહેવાય. એ વડાં રૂચિકારક, પાચક, હલકાં, બળ આપનાર, અગ્નિને દીપ્ત કરનાર, તૃપ્તિ કરનાર, પથ્ય અને ત્રણે દોષોનું શમન કરનારાં છે.

### પકવડી.

दालयश्चणकानां तु निस्तुपा यन्त्रपेषिताः । तच्चूर्णं वेशनं प्रोक्तं पाकशास्त्रविशारदैः ॥ वटिकावेशनस्यापि कथितायां निमज्जिता । रुच्या विष्टम्भजननी बल्या पुष्टिकरी स्मृता ॥

एवमन्येऽपि वेशनभवाः प्रकाराः खण्डनखण्डुप्रभृतयो बोद्धव्याः ।

ચણાની દાળનાં ફોતરાં કાહાડી નાખીને તેને ઘંટીથી દળવી. એ પ્રમાણે જે લોટ થાય તેને પાકશાસ્ત્રીઓ વેશન (વેસણ) કહે છે. એ વેસણની વડીઓ કઢીમાં નાખીને સાથે ઉકાળવી એટલે પકવડી કહેવાય છે. એ વડી રૂચિકારક, મળનો અવરોધ કરનાર, બળ આપનાર અને પુષ્ટિકારક છે.

એ પ્રમાણે વેસણમાંથી થતા ખંડન અને ખંડુ આદિ બીજા પ્રકારો પણ સમજી લેવા.

## માંસના પ્રકારો.

### શુદ્ધ માંસ પકાવવાની રીત.

पाकपात्रे घृतं दद्यात्तैलं च तदभावतः। तत्र हिङ्गु हरिद्रां च भर्जयेत्तदनन्तरम् ॥ छागादेरस्थिरहितं मांसं तत्खण्डितं ध्रुवम् । धौतं निर्गालितं तस्मिन्घृते तद्भर्जयेच्छनैः ॥ सिद्धयोग्यं जलं दत्त्वा लवणं तु पचेत्ततः । सिद्धे जलेन सम्पिष्य वेशवारं परिक्षिपेत् ॥

वेशवारः वेगर इति लोके ।

द्रव्याणि वेशवारस्य नागवल्लीदलानि च । तण्डुलाश्च लवङ्गानि मरीचानि समासतः ॥ अनेन विधिना सिद्धं शुद्धमांसमिति स्मृतम् । शुद्धमांसं परं हृद्यं बल्यं रुच्यं च बृंहणम् ॥ त्रिदोषशमकं श्रेष्ठं दीपनं धातुवर्धनम् ॥

પકાવવાના વાસણમાં ઘી અને તે ન મળે તો તેલ નાખવું. એમાં હીંગ તથા હળદરનો વઘાર મેલવો. પછી બકરા વગેરેના હાડકા વગરના તથા ટુકડા કરેલા માંસને ધોઇ ગાળી નાખીને તે ઘીમાં અથવા તેલમાં ધીરે ધીરે પકાવવું. પકાવતી વખતે જરૂર જેટલું પાણી

નાખીને તેમાં લુણને પણ પકાવવું. પાછી રહ્યા પછી નીચે લખેલા વેશવાર (હવેજ)ના પદાર્થો પાણીમાં વાટીને તેમાં નાખવા. નાગરવેલનાં પાન, ચોખા, લવીંગ, અને મરી એટલા હવેજના પદાર્થો સંક્ષેપથી સમજવા. આ પ્રકારથી જે માંસ પકાવવામાં આવે તે શુદ્ધમાંસ કહેવાય છે. શુદ્ધમાંસ બહુજ મૈથુનશક્તિને વધારનાર, બળ આપનાર, રૂચિકારક, પુષ્ટિ આપનાર, ત્રણે દોષોનું શમન કરનાર, શ્રેષ્ઠ, અગ્નિને દીપ્ત કરનાર અને ધાતુને વધારનાર છે.

### સહદ્રક માંસ પકાવવાની રીત.

छागादेर्मांससमूर्वादेः कुट्टितं खण्डितं पुनः । शुद्धमांसविधानेन पचेदेतत्सहार्द्रकम् । सहार्द्रकं गुणग्रन्थे शुद्धमांसगुणं स्मृतम् ॥

બકરા વગેરે જાનવરના સાથળ આદિ અવયવના માંસને કુટી ટુકડા કરીને ઉપર કહેલી શુદ્ધમાંસની રીતે પકાવવું એટલે તે સહદ્રક કહેવાય છે. સહદ્રક માંસમાં શુદ્ધમાંસના જેવાજ ગુણો છે એમ ગુણગ્રંથમાં કહ્યું છે.

### છાશમાં માંસ પકાવવાની રીત.

पाकपात्रे घृतं दत्वा हरिद्रा हिङ्गु भर्जयेत् । छागादेः सकलस्यापि खण्डान्यपि च भर्जयेत् ॥ सिद्धयोग्यं जलं दत्वा पचेन्मृदुतरं यथा । जीरकादियुते तक्रे मांसखण्डानि धारयेत् ॥ तक्रमांसं तु वातघ्नं लघु रुच्यं बलप्रदम् । कफघ्नं पित्तलं किञ्चित्सर्वाहारस्य पाचनम् ॥ तक्रमांसम् अपनी इति लोके ।

પકાવવાના વાસણમાં ઘી નાખી તેમાં હળદર તથા હીંગનો વઘાર મુકીને સઘળા બકરા આદિ જાનવરના માંસના ટુકડા તેમાં પકાવવા. પકાવતી વખતે જરૂર જેટલું પાણી નાખી કુણી કુણી આંચ દેવી. પછી જીરા વગેરેવાળી ખાટી છાશમાં એ માંસના ટુકડા નાખી દેવા. એટલે તે તક્રમાંસ કહેવાય છે. એ માંસ વાયુને હણનાર, હલકું, રૂચિકારક, બળ આપનાર, કફને તોડનાર, કાંઈક પિત્ત કરનાર, અને સઘળા પ્રકારના આહારને પચાવનાર છે.

### હરીસા માંસ પકાવવાની રીત.

पाकपात्रे तु बृहति मांसखण्डानि निःक्षिपेत् । पानीयं प्रचुरं सर्पिः प्रभूतं हिङ्गु जीरकम् ॥ हरिद्रामार्द्रकं शुण्ठी लवणं मरिचानि च । तण्डुलांश्चापि गोधूमान् जम्बीराणां रसान् बहून् ॥ यथा सर्वाणि वस्तूनि सुपक्वानि भवन्ति हि । तथा पचेत् तु निपुणो बहुमांसस्थितिर्यथा ॥ एषा हरीसा बलकृत् वातपित्तापहा गुरुः । शीतोष्णा शुक्रदा स्निग्धा सरा सन्धानकारिणी ॥

પકાવવાના મોટા વાસણમાં માંસના ટુકડા નાખીને તેમાં પાણી, ઝાઝું ઘી, હીંગ, જીરૂં, હળદર, આદુ, સુંઠ, લુણ, મરી, ચોખા, ઘઉં તથા લીંબુનો ઘણો રસ નાખવો. સઘળી વસ્તુઓ સારી પેઠે પાકી જાય અને ઘણા માંસમાં બરાબર લાગી જાય એવી રીતે કુશળતાથી

પાક કરવો એટલે તે હરીસા કેહેવાય છે. હરીસા બળ આપનાર, વાયુ તથા પિત્તને હણનાર, ભારે, ટાઢી, ગરમ પણ છે. વીર્યને વધારનાર, સ્નિગ્ધ, દસ્ત ઉતારનાર અને ભાંગાને સાંધનાર પણ છે.

## તળેલું માંસ બનાવવાની રીત.

शुद्धमांसविधानेन मांसं सम्यक्प्रसाधितम् । पुनस्तदाज्ये सम्भृष्टं तलितं प्रोच्यते बुधैः ॥ तलितं बलमेधाग्निमांसौजःशुक्रवृद्धिकृत् । तर्पणं लघु सुस्निग्धं रोचनं दृढताकरम् ॥

શુદ્ધ માંસની રીતિ પ્રમાણે સારીપેઠે માંસને પકાવી પાછું તેને ઘીમાં તળી લેવામાં આવે એટલે તળેલું માંસ કેહેવાય છે. તળેલુ માંસ તૃપ્તિ આપનાર, હલકું, બહુ સ્નિગ્ધ, રૂચિકારક, શરીરની દૃઢતા કરનાર, અને બળ, બુદ્ધિ અગ્નિ, માંસ, ઓજ, તથા વીર્યને વધારનાર છે.

## માંસને લોઢાના કાંટાથી પકાવવાની રીત.

कालखण्डादिमांसानि ग्रन्थितानि शलाकया । घृतं सलवणं दत्वा निर्धूमे दहने पचेत् ॥ तत्तु शूल्यमिदं प्रोक्तं पाककर्मविचक्षणैः । शूल्यं पलं सुधातुल्यं रुच्यं वह्निकरं लघु । कफवातहरं बल्यं किञ्चित्पित्तकरं हि तत् ॥

જમણા પડખાની ગાંઠ વગેરેનાં માંસોને લોઢાની સળીમાં ઘાલી ઘી તથા લુણ નાખીને નિર્ધૂમ અગ્નિમાં પકાવવામાં આવે એટલે તેને પાકક્રિયા જાણનાર પુરૂષો શૂલ્ય માંસ કેહે છે. એ માંસ અમૃત જેવું છે, રૂચિકારક, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકું, કફ તથા વાયુને હરનાર, બળ આપનાર અને કાંઈક પિત્ત કરનાર છે.

## માંસ શૃંગાટક.

शुद्धमांसं तनूकृत्य कर्त्तितं स्वेदितं जले । लवङ्गहिङ्गुलवणमरिचार्द्रकसंयुतम् ॥ एलाजीरकधान्याकनिम्बूरससमन्वितम् । घृते सुगन्धे तच्छृष्टं मांसशृङ्गाटकोच्यते ॥ मांसं शृङ्गाटकं रुच्यं बृंहणं बलकृद् गुरु । वातपित्तहरं वृष्यं कफघ्नं वीर्यवर्धनम् ॥

શુદ્ધ માંસ ઝીણું ઝીણું કાપી પાણીમાં પકાવવું. પછી તેમાં લવીંગ, હીંગ, લુણ, મરી, આદુ, એળચી, જીરૂ, ધાણા તથા લીંબુનો રસ નાંખી સુગંધી ઘીમાં પકાવવામાં આવે એટલે તે માંસ શૃંગાટક કેહેવાય છે. માંસ શૃંગાટક રૂચિકારક, પુષ્ટિ આપનાર, બળ આપનાર, ભારે, વાયુ તથા પિત્તને હરનાર, મૈથુનશક્તિને વધારનાર, કફને તોડનાર અને વીર્યને વધારનાર છે.

## માંસના રસા.

सिद्धमांसरसो रुच्यः श्रमश्वासक्षयापहः । प्रीणनो वातपित्तघ्नः क्षीणानामल्परेतसाम् ॥ विश्लिष्टभग्नसन्धीनां शुद्धानां शुद्धिकाङ्क्षिणाम् ॥ स्मृत्योजोबलहीनानां ज्वरक्षीणक्षतोरसाम् ॥ शस्यते स्वरहीनानां दृष्टयायुःश्रवणार्थिनाम् । मकाराः कथिताः सन्ति बहवो

मांससम्भवाः ॥ ग्रन्थविस्तारभीतेस्ते मया नात्र प्रकीर्तिताः ॥

પકાવેલા માંસનો રસ રૂચિકારક, તૃપ્તિ આપનાર, વાયુ તથા પિત્તને હણનાર અને શ્રમ, શ્વાસ તથા ક્ષય એઓને મટાડનાર છે. ક્ષીણ થએલા, અલ્પવીર્યવાળા, વીખાઇ ગએલા તથા ભાંગેલા સાંધાવાળા, શરીરની સફાઇને ઇચ્છનારા, સ્મૃતિવગરના, ઓજ તથા બળવગરના, જ્વરથી ક્ષીણ થએલા, છાતિમાં ક્ષતવાળા, સ્વરભંગ થએલા, નેત્રની શક્તિને ઇચ્છનારા, આયુષ્યની સ્થિતિને ઇચ્છનારા, કાનની શક્તિને ઇચ્છનારા તથા સ્વસ્થ શરીરવાળાઓને પણ માંસનો રસ હિતકારી છે. શાસ્ત્રોમાં માંસસંબંધી ઘણા પ્રકારો કહેલા છે; પરંતુ ગ્રંથનું લંબાણ થવાની બીકથી તે પ્રકારો મેં કહ્યા નથી.

### શાક પકાવવાની રીત.

हिङ्गुजीरयुते तैले क्षिपेच्छाकं सुखण्डितम् । लवणं चाम्लचूर्णादिसिद्धे हिङ्गूदकं क्षिपेत् ॥ इत्येवं सर्वशाकानां साधनेऽभिहितो विधिः ॥

તેલમાં હીંગ તથા જીરાનો વઘાર મુકી તેમાં સારી રીતે સમારેલું શાક નાખવું. પાકી રહ્યા પછી લુણ, ખાટાં ચૂર્ણ વગેરે તથા હીંગનું પાણી તેમાં નાખવું. સઘળાં શાકો રાંધવાનો આજ પ્રકાર છે.

### મંડ.

समिता मर्दयेदाज्यैर्जलेनापि च सन्नयेत् । तस्यास्तु वटिकां कृत्वा पचेत्सर्पिषि नीरसाम् ॥ एलालवङ्गकर्पूरमरीचाद्यैरलङ्कृते ॥ मज्जयित्वा सितापाके ततस्तां च समुद्धरेत् ॥ अयं प्रकारः संसिद्धो मण्ड इत्यभिधीयते ॥

सन्नयेत् मर्दयेत्

मण्डस्तु बृंहणो वृष्यो बल्यः सुमधुरो गुरुः । पित्तानिलहरो रुच्यो दीप्ताग्नीनां सुपूजितः ॥ समिता शर्करासर्पिर्निर्मिता अपरेऽपि ये । प्रकारा अमुना तुल्यास्तेऽपि चेत्तद्गुणाः स्मृताः ॥

પરસુદીને ઘીથી તથા પાણીથી પણ ટુંપવી. પછી તેની વડીઓ કરી ઘીમાં આકરી પકાવવી. એળચી, લવીંગ, ભીમસેની બરાસ, કપુર તથા મરી આદિ જેમાં નાખેલાં હોય એવા સાકરના પાકમાં (ચાસણીમાં) તે વડીઓને બોળીને કાહાડી લેવી. આ પ્રકારથી થાય તે મંડ પૃષ્ટિ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, બળ આપનાર, બહુ મધુર, ભારે, પિત્ત તથા વાયુને હરનાર, રૂચિકારક અને પ્રદીપ્ત અગ્નિવાળાઓનેવાસ્તે સારો છે. પરસુદી, સાકર અને ઘીથી બનાવવામાં આવતા બીજા પ્રકારો પણ આ પ્રકાર જેવાજ છે અને ગુણોમાં પણ એ પ્રમાણેજ છે.

### સંપાવ.

पर्पट्यः साज्यसमिता निर्मिता घृतभर्जिताः । कुट्टिताश्चालिताः शुद्धशर्कराभिर्विमर्दिताः ॥ तत्र चूर्णं क्षिपेदेलालवङ्गमरिचानि च । नालिकेरं सकर्पूरं

चार्बीजान्यनेकधा ॥ घृताक्तसमिता पुष्टरोटिका रचिता ततः । तस्यान्तःपूरणं तस्य कुर्यान्मुद्रां दृढां सुधीः ॥ सर्पिषि प्रचुरे तां तु सुपचेन्निपुणो जनः। प्रकारज्ञैः प्रकारोऽयं सम्पाव इति कीर्त्तितः ॥ मद्रकस्य समो ज्ञेयः सम्पावोपि गुणैर्जनैः ॥

પરસુદીને ઘીનું મોણ દઈ પાપડી બનાવી ઘીમાં તળીને કુટવી,ચાળી નાખવી અને પછી શુદ્ધ સાકરનું ચુરૂં તેમાં ચોળી ચોળીને ભેળવવું. એમાં અનેક એળચી, લવીંગ, મરી, ટોપરૂં, ભીમસેની કપુર અને ચારોળીનાં બીજ નાખવાં. પછી ઘીના મોણવાળી પરસુદીની જાડી રોટલી કરી તેની અંદર પેલા ચૂર્ણનું પૂરણ ભરી દૃઢ રીતે મોહોડું બંધ કરી દેવું. એ રોટલીને સમજુ માણસે ઝાઝા ઘીમાં પકાવવી એટલે તે સંપાવ થાય છે એમ પાકશાસ્ત્રીઓએ કહ્યું છે. આ સંપાવના ગુણ મંડકનાજેવાજ છે એમ સમજવું.

## કર્પૂરનાલી.

घृताढ्यया समितया लम्बं कृत्वा पुटं ततः । लवङ्गोषणकर्पूरयुतया सितयाऽन्वितम् ॥ पचेदाज्येन सिद्धैषा ज्ञेया कर्पूरनालिका । सम्पावसदृशी ज्ञेया गुणैः कर्पूरनालिका ॥

ઘીના મોણવાળી પરસુદીમાં લવીંગ, મરી અને ભીમસેની બરાસવાળી સાકર ભેળવી તેનો લાંબો પુટ કરીને ઘીમાં પકાવવો એટલે કર્પૂરનાલિકા થાય છે. કર્પૂરનાલિકામાં સંપાવના જેવાજ ગુણ છે.

## ફેનિકા.

समिताया घृताढ्याया वार्त्तं दीर्घां समाचरेत् । तास्तु सन्निहिता दीर्घाः पीटस्योपरि धारयेत् ॥ वेल्लयेद्वेल्लनेनैव यथैका पर्पटी भवेत् । ततश्छुरिकया त तु संलग्नामेव कर्तयेत् ॥ ततस्तु वेल्लयेद्भूयः शट्टकेन च लेपयेत् । शालिचूर्णं घृतं तोयं मिश्रितं शट्टकं वदेत् ॥ तत संहृत्य तल्लोपत्रीं विदधीत पृथक् पृथक् पुनस्तां वेल्लयेल्लोपत्रीं यथा स्यान्मण्डलाकृतिः ॥ ततस्तां सुपचेदाज्ये भवेयुः पुटाः स्फुटाः । सुगन्धया शर्करया तदुद्धूलनमाचरेत् ॥ सिद्धैषा फेनिकानाम्नी मण्डकेन समा गुणैः । ततः किञ्चिल्लघुरियं विशेषोऽयमुदाहृतः ॥

वेल्लयेत् प्रसारयेत् । वेल्लनः वेलन इति लोके । पर्पटी रोटी लोपत्रीं ला इति लोके ।

ઘીના મોણવાળી પરસુદીની લાંબી લાંબી વાટો બનાવી તેઓને દુકદુકડી લાકડાના ચકલાપર લાંબી મુકવી અને તેઓમાંથી એક પાપડી થાય એમ વેલણાથી વણવી. પછી છરીવતે એ પાપડીને સંલગ્ન રીતેજ કાપવી. તેને પાછી વણીને તેનાપર સટામણ ચોપડવું. ચોખાનો લોટ, ઘી અને પાણી મળીને સટામણ કેહેવાય છે. પછી તેને વીંટીને જુદા જુદા લુવા કરી નાખવા. લુવાને પાછા વણી ગોળ રોટલી બનાવીને તેને ઘીમાં પકાવવી એટલે નોખનોખા પુટ થાયછે. એ પુટોને સુગંધીવાળી સાકરની ચાસણી ચડાવવી. આ

પ્રમાણે બને તે ફેનિકા કહેવાય છે. તેમાં મંડકના જેવા ગુણો છે પણ તે કાંઇક હલકી થાય છે એટલો વિશેષ છે.

### સુંવાળી.

समिताया घृताक्ताया लोप्त्रीं कृत्वा च वेल्लयेत् । आज्ये तां भर्जयेत्सिद्धा शष्कुली फेनिकागुणा ॥

ઘીના મોણવાળી પરસુદીના લુવા કરીને તેઓને વેલણાથી વણવા અને ઘીમાં પકાવવા એટલે તે સુંવાળી કહેવાયછે. સુવાળીમાં ફેનિકાના જેવા ગુણો છે.

### સેવના લાડુ.

घृताढ्यया समितया कृत्वा सूत्राणि तानि तु । निपुणो भर्जयेदाज्ये षण्डपाकेन योजयेत् ॥ युक्तेन मोदकान् कुर्यात् ते गुणैर्मण्डका यथा ॥

ઘીવાળી પરસુદીની સેવ બનાવી તેને ઘીમાં પકાવવી અને સાકરની ચાસણીમાં નાખવી. પછી તેના લાડુ વાળવામાં આવે તે સેવના લાડુ કહેવાય છે. એ લાડુમાં મંડકના જેવા ગુણો છે.

### મોતીચૂરના લાડુ.

मुद्गानां धूमसीं सम्यक् घोलयेन्निर्मलाम्भसा । कटाहस्य तटेस्योर्ध्वं झर्झरं स्थापयेत्ततः ॥ धूमसीं तु द्रवीभूतां प्रक्षिपेत् झर्झरोपरि । पतन्ति विन्दवस्तस्मात्तान् सुपकान् समुद्धरेत् ॥ सितापाकेन संयोज्य कुर्याद्धस्तेन मोदकान् ।

झर्झरं झर्मरा इति लोके ।

लघुर्ग्राही त्रिदोषघ्नः स्वादुः शीतो रुचिमदः । चक्षुष्यो ज्वरहृद्बल्यस्तर्पणो मुद्गमोदकः ॥

મગની છડીઆર દાળના લોટને નિર્મળ પાણીમાં સારી રીતે ઘોળવો. પછી કડાયા ઉપર ઝારો મુકીને તે ઘોળેલા રસને ઝારા ઉપર નાખવો. ઝારામાંથી જે ટીપાં પડે તેઓને સારી પેઠે પકાવી સાકરની ચાસણીમાં નાખીને હાથવતે લાડુ વાળવા. એ લાડુ હલકા દસ્તને રોકનાર, ત્રણે દોષને મટાડનાર, સ્વાદિષ્ટ, ટાઢા, રૂચિ ઉપજાવનાર, નેત્રને હિતકારી, જ્વરને મટાડનાર, બળ આપનાર અને તૃપ્તિ આપનાર છે.

### બુંદીના લાડુ.

एवमेव प्रकारेण कार्या वेशनमोदकाः ते बल्या लघवः शीताः किंचिद्वातकरास्तथा ॥ विष्टम्भिनो ज्वरघ्नाश्च पित्तरक्तकफापहाः ॥

મોતીચૂરના લાડુની પેઠેજ ચણાના લોટના લાડુ કરવામાં આવે તે વેશન મોદક (બુંદીના લાડુ) કહેવાય છે. બુંદીના લાડુ બળ આપનાર, હલકા, ટાઢા, કાંઇક વાયુ કરનાર, મળને રોકનાર, જ્વરને મટાડનાર અને પિત્ત, લોહીનો બીગાડ તથા કફ એઓનો નાશ કરનાર છે.

### દુગ્ધકૂપિકા.

तण्डुलचूर्णविमिश्रित नष्टक्षीरेण सान्द्रपिष्टेन । दृढकूपिकां विदध्यात्तं च पचेत्सर्पिषा सम्यक् ॥ अथ तां कोरितमध्यां घनपयसा पूर्णगर्भां च । शङ्कमुद्रितवदनां तप्तघृते पक्ववदनां च ॥

अतिपाण्डुखण्डपाके स्नपयेत्कर्पूरवासिते कुशलः । अथ दुग्धकूपिका सा बल्या पित्तानिलापहा चापि ॥ वृष्या शीता गुर्वी शुक्रकरी बृंहणी रुच्या । विदधाति कायपुष्टिं दृष्टिं दूरप्रसारिणीं सुचिरम् ॥

દુધ નહીં નીકળી જવાને વાસ્તે ઘાટા લોટમાં ચોખાનો લોટ મેળવી તેની દૃઢ કુંપી બનાવીને તેને ઘીમાં સારી રીતે પકાવવી. પછી તેનો વચલો ભાગ કોરી તેમાં દુધનો રેડ ભરી સટામણથી મોહોડું બંધ કરી ઉના ઘીમાં પકાવવી. મોહોડું પાકી જાય ત્યારે નિપુણ માણસે તેને કપુરથી વાસેલી બહુજ ધોળી ખાંડની ચાસણીમાં બોળવી. આ પ્રમાણે દુગ્ધકૂપિકા થાય છે. દુગ્ધકૂપિકા બળ આપનાર, પિત્ત તથા વાયુને હણનાર, કામનાને વધારનાર, ટાઢી, ભારે, વીર્યને, વધારનાર, ધાતુઓને વધારનાર, રૂચિકારક, કાયાને પુષ્ટ કરે છે અને દૃષ્ટિને લાંબા કાળસુધી દૂર પોહોંચી શકે એવી કરે છે.

## જલેબી.

नूतनं घटमानीय तस्यान्तः कुशलो जनः । मस्यार्धपरिमाणेन दध्नाम्लेन प्रलेपयेत् ॥ द्विप्रस्थां समितां तत्र दध्यम्लं प्रस्थसम्मितम् । घृतमर्धशरावं च घोलयित्वा घटे क्षिपेत् ॥ आतपे स्थापयेत्तावद्यावद्याति तदम्लताम् । ततस्तत्प्रक्षिपेत्पात्रे सच्छिद्रे भाजने तु तत् ॥ परिभ्राम्य परिभ्राम्य तत्तंतप्ते घृते क्षिपेत् । पुनः पुनस्तदावृत्त्या विदध्यान्मण्डलाकृतिम् ॥ तां सुपक्कां घृतान्नीत्वा सितापाके तनुद्रवे । कर्पूरादिसुगन्धे च स्नापयित्वोद्धरेत्ततः ॥ एषा कुण्डलिनी नाम्ना पुष्टिकान्तिबलप्रदा । धातुवृद्धिकरी वृष्या रुच्या च क्षिप्रतर्पणा ॥

રાંધવામાં કુશલતાવાળા માણસે નવો ઘડો લાવી તેની અંદર બત્રીશ રૂપીઆભાર ખાટું દહીં ચોપડવું. પછી એકરી અઠયાવીશ રૂપીઆભાર પરસુદી, ચોસઠ રૂપીઆ ભાર ખાટું દહીં અને અરધો વાટકો ઘી એઓને ઘોળી પેલા ઘડામાં નાખી બસબસીને ખાટો ગાળ આવતાં સુધી તેને તડકામાં મુકી રાખવો. પછી એ ગાળને નીચે કાણાવાળા વાસણમાં નાખી ફેરવી ફેરવીને તપાવેલા ઘીમાં નાખવો. આ પ્રમાણે વારંવાર આવૃત્તિ કરી મંડલ જેવી આકૃતિ બનાવવી. એ સારી રીતે પાકી જાય ત્યારે ઘીમાંથી કાહાડી લઈ કપુર આદિથી સુગંધી કરેલી સાકરની પાતળી ચાસણીમાં નાખીને કાહાડી લેવી એટલે તે જલેબી થઇ કેહેવાયછે, જલેબી પુષ્ટિકારક, કાંતિ આપનાર, બળ દેનાર, ધાતુની વૃદ્ધિ કરનાર, મૈથુનશક્તિને વધારનાર, રૂચિકારક અને તુરત તૃપ્તિ આપનાર છે.

---

# પાછળથી પીરસવાના પદાર્થો વિષે.

## શ્રીખંડ.

आर्द्रां माहिषमम्लमम्बुरहितं दध्याढकं शर्करां शुभ्रां प्रस्थयुगोन्मितां शु-

चिपटे किञ्चिच किञ्चित्क्षिपेत् । दुग्धेनार्धघटेन मृण्मयनवस्थाल्यां दृढं स्रावयेदेलावीजलवङ्गचन्द्रमरिचैर्योग्यैश्च तद्योजयेत् ॥ भीमेन प्रियभोजनेन रचिता नाम्ना रसाला स्वयं श्रीकृष्णेन पुरा पुनःपुनरियं प्रीत्या समास्वादिता । एषा येन वसन्तवर्जितदिने संसेव्यते नित्यशस्तस्य स्यादतिवीर्यवृद्धिरनिशं सर्वेन्द्रियाणां बलम् ॥ ग्रीष्मे तथा शरदि ये रविशोषिताङ्गा ये च मग्मथवनितासुरतातिखिन्नाः । ये चापि मार्गपरिसर्पणशीर्णगात्रास्तेषामियं वपुषि पोषणमाशु कुर्यात् ॥ रसाला शुक्रला बल्या रोचनी वातपित्तजित् । दीपनी बृंहणी स्निग्धा मधुरा शिशिरा सरा । रक्तपित्तं तृषादाहं प्रतिश्यायं विनाशयेत् ॥

પ્રથમ પાંચસો બાર તોલા ભાર ભેંસનું દુધ લઇ તેને અરધો અરધ બાળી માટીના નવા હાંડલામાં તેનું બસો છપન્ન તોલાભાર દહીં જમાવવું. એ દહીં ખાટું, પાણીવગરનું અને કઠણ થાય ત્યારે તેને સ્વચ્છ લુગડામાં નાખી તેમાં બસો છપન્ન તોલાભાર ધોળી સાકર ભેળવવી. તે એવી રીતે કે દહીંમાં થોડી થોડી સાકર નાખતા જવું અને સ્વચ્છ પાત્રમાં તેનો ધાટો રસ લુગડામાંથી ઝરાવતો જવો. પછી એ રસમાં એળચી, લવીંગ, ભીમસેની બરાસ અને મરી યોગ્ય અંશે નાખવાં એટલે તે શ્રીખંડ થાય છે. પૂર્વે ભોજનોપર પ્યારવાળા ભીમસેને પોતાના હાથથી આ શ્રીખંડ બનાવ્યું હતું અને શ્રીકૃષ્ણ ભગવાને પ્રીતિથી વારંવાર તેનો સ્વાદ લીધો હતો. જે પુરૂષ વસંતઋતુ વગરના બીજા દિવસોમાં નિત્ય આ શ્રીખંડનું સેવન કરે તે પુરૂષને નિરંતર વીર્યની બહુજ વૃદ્ધિ થાય છેઅને સઘળી ઇંદ્રિયોનું બળ વધે છે. જેઓનાં અંગ ગ્રીષ્મઋતુમાં અને શરદ્ઋતુમાં સૂર્યના તાપથી તપી ગયાં હોય, જેઓ મદોન્મત્ત સ્ત્રીઓના સંભોગથી બહુ પરિશ્રમ પામ્યા હોય અને જેઓનાં ગાત્ર મુસાફરી કરતાં માર્ગમાં ચાલવાથી શિથીલ થઇ ગયાં હોય તે પુરૂષોના શરીરમાં શ્રીખંડ તુરત પોષણ કરે છે. શ્રીખંડ વીર્યને વધારનાર, બળ આપનાર, રૂચિકારક, વાયુ તથા પિત્તને મટાડનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પુષ્ટિ આપનાર, સ્નિગ્ધ, મધુર, ટાઢું, દસ્ત ઉતારનાર અને રક્તપિત્ત, તરશ, દાહ તથા સળીખમનો વિનાશ કરનાર છે.

## સાકરનું સરબત.

जलेन शीतलेनैव घोलिता शुभ्रशर्करा । एला लवङ्गकर्पूरमरिचैश्च समन्विता ॥ शर्करोदकनाम्ना तत्प्रसिद्धं विदुषां मुखे ॥ शर्करोदकमाख्यातं शुक्रलं शिशिरं सरम् । बल्यं रुच्यं लघु स्वादु वातपित्तप्रणाशनम् ॥ मूर्च्छाछर्दितृषादाहज्वरशान्तिकरं परम् ॥

ટાઢા પાણીમાં ધોળી સાકરને ઘોળી તેમાં એળચી, લવીંગ, ભીમસેની બરાસ તથા મરી નાખવાં એટલે તે સાકરનું શરબત કહેવાય એમ વિદ્વાનો કહે છે.

સાકરનું શરબત વીર્યને વધારનાર, ટાઢું, દસ્ત ઉતારનાર, બળ આપનાર, રૂચિકારક, હલકું, મધુર અને વાયુ, પિત્ત, મૂર્છા, ઉલટી, તરશ, દાહ તથા જ્વરને શાંત કરનાર છે.

## પ્રપાનકોવિષે.

### આંબાના ફલનું પ્રપાનક.

आम्रमामं जले स्विन्नं मर्दितं दृढपाणिना । सिताशीताम्बुसंयुक्तं कर्पूरमरिचान्वितम् ॥ प्रपानकमिदं श्रेष्ठं भीमसेनेन निर्मितम् । सद्यो रुचिकरं बल्यं शीघ्रमिन्द्रियतर्पणम् ॥

કાચું આંબું લઇ તેને પાણીમાં પકાવી દૃઢ હાથથી ચોળી નાખીને તેમાં સાકર, ટાઢું પાણી, ભીમસેની બરાસ અને મરી નાખવામાં આવે તે આંબાનું પ્રપાનક કહેવાય છે. આ પ્રપાનક ભીમસેને બનાવ્યું હતું તે શ્રેષ્ઠ છે, બળ આપનાર છે અને તુરતજ ઇંદ્રિયોને તૃપ્ત કરનાર છે.

### આંબલીના ફલનું પ્રપાનક.

अम्लिकायाः फलं पक्वं मर्दितं वारिणा दृढम् । शर्करामरिचैर्मिश्रं लवङ्गेन्दुसुवासितम् ॥ अम्लिफलसम्भूतं पानकं वातनाशनम् । पित्तश्लेष्मकरं किञ्चित् सुरुच्यं वह्निबोधनम् ॥

આંબલીના પાકા કાતરાને પાણીમાં ખૂબ ચોળી તેમાં સાકર, મરી, લવીંગ અને ભીમસેની બરાસ નાખવામાં આવે એટલે તે આંબલીનું પ્રપાનક કહેવાય છે. એ પ્રપાનક વાયુનો નાશ કરનાર, કાંઇક પિત્તને તથા કફને કરનાર, બહુજ રૂચિકારક અને અગ્નિને જાગ્રત કરનાર છે.

### લીંબુનું પ્રપાનક.

भागैकं निम्बुजं तोयं षड्भागं शर्करोदकम् । लवङ्गमरिचैर्मिश्रं पानं पानकमुत्तमम् ॥ निम्बूफलभवं पानमत्यम्लं वातनाशनम् । वह्निदीप्तिकरं रुच्यं समस्ताहारपाचकम् ॥

એક ભાગ લીંબુના રસમાં ૭ ભાગ પાણી નાખવું અને તેમાં લવીંગ તથા મરી નાખવાં એટલે લીંબુનું પ્રપાનક થાય છે. આ પ્રપાનક ઉત્તમ છે, બહુ ખાટું, વાયુનો નાશ કરનાર, અગ્નિને દીપ્ત કરનાર, રૂચિકારક અને સઘળા આહારોને પચાવનાર છે.

### ધાણાનું પ્રપાનક.

शिलायां साधु सम्पिष्टं धान्यकं वस्त्रगालितम् । शर्करोदकसंयुक्तं कर्पूरादिसुसंस्कृतम् ॥ नूतने मृण्मये पात्रे स्थितं पित्तहरं परम् ॥

ધાણાને છીપર ઉપર ખૂબ વાટી લુગડાથી ગાળીને તેમાં સાકરનું પાણી નાખવામાં આવે અને ભીમસેની બરાસ આદિનો સંસ્કાર દેવામાં આવે એટલે તે ધાણાનું પ્રપાનક થાય છે. એ પ્રપાનકને માટીના નવા વાસણમાં રાખી સારી રીતે થંડુ કરીને પીવું. આ પ્રપાનક પિત્તને બહુજ તોડનાર છે.

### કાંજીનું પ્રપાનક.

काञ्जीविधिर्वटकावसरे लिखितः ।
काञ्जिकं रोचनं रुच्यं पाचनं वह्नि-

दीपनम् ॥ शूलाजीर्णविबन्धघ्नं कोष्ठशुद्धिकरं परम् । न भवेत् काञ्जिकं यत्र तत्र जालिः प्रदीयते ॥

કાંજીનો વિધી વડાં બનાવવાના વિષયમાં લખ્યો છે. કાંજીનું પ્રપાનક કાંતિ આપનાર, રૂચિકારક, પાચન, અગ્નિને તૃપ્ત કરનાર અને શૂલ, અજીર્ણ, તથા મળબંધ એઓને મટાડનાર છે તથા કોઠાને બહુજ સાફ કરનાર છે. કાંજી ન મળે તો તેને બદલે નીચે લખેલી જાલિનો ઉપયોગ કરાવવો.

## જાલિ.

आममाम्रफलं पिष्टं राजिकालवणान्वितम् । भ्रष्टहिङ्गुयुतं पूतं घोलितं जालिरुच्यते ॥ जालिर्हरति जिह्वायाः कुण्ठत्वं कण्ठशोधनी । मन्दमन्दं तु पीता सा रोचिनी वह्निबोधिनी ॥

આંબાનાં કાચાં ફલને વાટી તેમાં રાઇ, લુણ તથા શેકેલી હીંગ નાખી સાફ કરીને પાણીમાં ઘોળવું એટલે તે જાલિ કહેવાય છે. જાલિ જીભનાં કુંઠિતપણાને મટાડે છે અને કંઠને સાફ કરે છે. એ જાલિ ધીરે ધીરે પીવામાં આવે તો રૂચિ ઉપજાવે છે અને અગ્નિને જાગ્રત કરે છે.

## છાશ.

तुर्यांशेन जलेन संयुतमतिस्थूलं सदम्ले दधि प्रायो माहिषमम्बुकेन विमले रङ्गाजने मीलयेत् । भ्रष्टं हिङ्गु च जीरकं च लवणं राजीं च किञ्चिन्मितां पिष्टं तत्र विमिश्रयेद्भवति तत्तक्रं न कस्य प्रियम् ॥ तक्रं रुचिकरं वह्निदीपनं पाचनं परम् । उदरे ये गदास्तेषां नाशनं तृप्तिकारकम् ॥

ઘણું કરીને ભેંસના બહુ જાડા, સારા અને ખાટા દહીંમાં તેના ચોથા ભાગનું પાણી નાખીને નિર્મલ માટીના ઠામમાં રવાઇથી વલોવવું અને પછી તેમાં શેકેલાં હીંગ, જીરૂં, લુણ તથા વાટેલી થોડીક રાઇ મેળવવી એટલે તે તક્ર (છાશ) થાય છે. એ છાશ કોને પ્રિય ન લાગે? સર્વને પ્રિય લાગે. એ છાશ રૂચિકારક, અગ્નિને દીપ્ત કરનાર, બહુજ પાચન, પેટના સઘળા રોગોનો નાશ કરનાર અને તૃપ્તિ આપનાર છે.

## દુધ પિવા વિષે.

विदाहीन्यन्नपानानि यानि भुङ्क्ते हि मानवः । तद्विदाहप्रशान्त्यर्थं भोजनान्ते पयः पिबेत् ॥

दुग्धस्यापरे गुणा उक्ता एव दुग्धवर्गे ।

જે જે બળતરા કરનારાં અન્ન પાનનો ઉપયોગ કરવામાં આવે છે તેઓની બળતરાની શાંતિ કરવાને વાસ્તે જમી રહ્યા પછી માણસે દુધ પીવું. દુધમાં જે બીજા ગુણો છે તેઓ વિષે દુધના વર્ગમાં લખવામાં આવશે.

## સાથવો.

धान्यानि भ्राष्ट्रभ्रष्टानि यन्त्रपिष्टानि सक्तवः ॥

તાવડામાં શેકીને ઘંટીથી દળવામાં આવેલાં ધાન્યો સાથવો કહેવાય છે.

## જવનો સાથવો.

यवजाः सक्तवः शीता दीपना लघ-

वः सराः । कफपित्तहरा रूक्षा लेखनाश्च प्रकीर्तिताः ॥ ते पीता बलदा वृष्या बृंहणा भेदनास्तथा । तर्पणा मधुरा रुच्याः परिणामे बलावहाः ॥ कफपित्तश्रमक्षुत्तृड्व्रणनेत्रामयापहाः । प्रशस्ता घर्मदाहाढ्यव्यायामार्तशरीरिणाम् ॥

જવનો સાથવો ટાઢો, અગ્નિને દીપ્ત કરનાર, હલકો, દસ્ત ઉતારનાર, કફ તથા પિત્તને હરનાર, રૂક્ષ અને મળને ઉખેડનાર છે. સાથવો પીવાથી બળ વધે, મૈથુનશક્તિ વધે, પુષ્ટિ થાય, દસ્ત લાગે, તૃપ્તિ થાય, મીઠાશ આવે, રૂચિ થાય, પરિણામે બળની હાની થાય, અને કફ, પિત્ત, શ્રમ, ભૂખ, તરશ, વધરાળ તથા નેત્રના રોગ મટે છે. ગરમીથી તપેલા અને કસરતથી પીડાએલાઓને-વાસ્તે સાથવો પીવો સારો છે.

### ચણા તથા જવનો સાથવો.

निस्तुषैश्चणकैर्भ्रष्टैस्तुर्यांशैश्च यवैः कृताः । सक्तवः शर्करासर्पिर्युक्ता ग्रीष्मेऽतिपूजिताः ॥

ફોતરાં કાહાડી નાખેલા શેકેલા ચણા અને તેઓના ચોથા ભાગના શેકેલા જવ એઓનો સાથવો કરી સાકર અને ઘીની સાથે ખાવો એ ગ્રીષ્મઋતુમાં બહુ ઉત્તમ છે.

### શાળનો સાથવો.

सक्तवः शालिसम्भूता वह्निदा लघवो हिमाः । मधुरा ग्राहिणो रुच्याः पथ्याश्च बलशुक्रदाः ॥

શાળનો સાથવો અગ્નિને દીપ્ત કરનાર, હલકો, ટાઢો, મધુર, દસ્તને રોકનાર, રૂચિકારક, પથ્ય અને બળ તથા વીર્યને વધારનાર છે.

### સાથવાની સામાન્ય પરિભાષા.

न भुक्त्वा न रदैश्छित्वा न निशायां न वा बहून् । न जलान्तरितान् न द्विः सक्तूनद्यान्न केवलान् । पृथक् पानं पुनर्दानं सामिषं पयसा निशि । दन्तच्छेदनमुष्णं च सप्त सक्तुषु वर्जयेत् ॥

સાથવો જમ્યા પછી ખાવો નહીં, દાંતથી ચાવીને ખાવો નહીં, રાતમાં ખાવો નહીં, ઝાઝો ખાવો નહીં, પાણીમાં ધોળીને ખાવો નહીં, બે વાર ખાવો નહીં અને એકલો પણ ખાવો નહીં. સાથવાને નકરોજ પીવો નહીં. જેણે એકવાર ખાધો હોય તેને બીજીવાર દેવો નહીં, માંસની સાથે ખાવો નહીં, દુધની સાથે ખાવો નહીં, રાતે ખાવો નહીં, દાંતથી ચાવવો નહીં અને ઉનો ઉનો ખાવો નહીં એ સાત ક્રિયાઓ સાથવામાં છોડી દેવી.

### જવની ધાણી.

यवास्तु निस्तुषा भ्रष्टाः स्मृता धाना इति स्त्रियाम् । धानाः स्युर्दुर्जरा रूक्षास्तृट्प्रदा गुरवश्च ताः ॥ तथा मेहकफच्छर्दिनाशिन्यः सम्प्रकीर्तिताः ॥

ફોતરાં વગરના શેકેલા જવ ધાણી કહેવાય છે. ધાણી આંડ પચે, રૂક્ષ, તરશ લગાડનાર, ભારે અને પ્રમેહ કફ તથા ઉલટી એઓનો નાશ કરનાર છે.

લાજ.

येषां स्युस्तण्डुलास्तानि धान्यानि सतुषाणि च। भ्रष्टानि स्फुटितान्याहुर्लाजानिति मनीषिणः ॥ लाजाः स्युर्मधुराः शीता लघवो दीपनाश्च ते। स्वल्पमूत्रमला रूक्षा बल्याः पित्तकफच्छिदः ॥ छर्द्यतीसारदाहास्र मेहमेदस्तृपापहाः ॥

જેઓમાંથી ચોખા થાય છે તે ધાન્યોને ફોતરાંસહિત શેકતાં ફુટી જાય ત્યારે લાજ કહેવાય છે. લાજ મધુર, ટાઢા, હલકા, અગ્નિને દીપ્ત કરનાર, મળ-મૂત્ર થોડાં પેદા થાય એવા, રૂક્ષ, બળ આપનાર અને પિત્ત, કફ, ઉલટી, અતીસાર, દાહ, લોહીનો બીગાડ, પ્રમેહ, મેદ, તથા તરસને મટાડનાર છે.

પવા.

शालयः सतुषा आर्द्रा भ्रष्टा अस्फुटिताश्च तत्। कुट्टिताश्चिपिटाः प्रोक्तास्ते स्मृताः पृथुका अपि ॥ पृथुका गुरवो वातनाशनाः श्लेष्मला अपि। सक्षीरा बृंहणा वृष्या बल्या भिन्नमलाश्च ते ॥

ફોતરાંસહિત લીલી શાળને શેકી તે ફુટી ન હોય ત્યાંજ કુટી નાખવી એટલે તે ચિપિટ અથવા પૃથક (પવા) કહેવાય છે. પવા ભારે, વાયુનો નાશ કરનાર અને કફ કરનાર છે; તેઓને દુધસહિત ખાવામાં આવે તો પુષ્ટિ થાય, મૈથુનશક્તિ વધે, બળ વધે અને દસ્ત લાગેછે.

ઓળા.

अर्धपक्वैः शमीधान्यैस्तृणभ्रष्टैश्च होलकः॥ होलकोऽल्पानिलो मेदः कफदोषत्रयापहः ॥ भवेद्यो होलको यस्य स च तत्तद्गुणो भवेत् ॥

શીંગસંબંધી ધાન્યોને અરધાં કાચાં તોડી ખડના અગ્નિમાં શેકવામાં આવે એટલે ઓળા કહેવાય છે. ઓળા અલ્પવાયુવાળા છે અને મેદ, કફ, તથા ત્રણે દોષને મટાડનાર છે. ઓળા જે ધાન્યના હોય તે ધાન્યના તેઓમાં ગુણ આવે છે.

પોંખ.

मञ्जरी सर्षपक्वा या यवगोधूमयोर्भवेत्। तृणानलेन संभ्रष्टा पुर्षकृद्धीरिति सा स्मृता ॥

उम्पिया इति लोके।

ऊर्ची कफप्रदा बल्या लघ्वी पित्तानिलापहा ॥

જવ અથવા ઘઉંની અરધી પાકેલી મંજરીને લઇ ખડના અગ્નિમાં શેકવામાં આવે એટલે તે પોંખ કહેવાય છે. પોંખ કફ કરનાર, બળ વધારનાર, હલકો ને પિત્ત તથા વાયુને હણનાર છે.

ઘુઘરી.

अर्धस्विन्नास्तु गोधूमा अन्येऽपि चणकादयः। कुल्माषा इति कथ्यन्ते शब्दशास्त्रेषु पण्डितैः ॥ कुल्माषा गुरवो रूक्षा वातला भिन्नवर्चसः ॥

ઘઉંને અથવા ચણા આદિ બીજાં ધાન્યોને અરધાં રાંધવામાં આવે એટલે તે ઘુઘરી કહેવાય એમ શબ્દશાસ્ત્રીઓ

કહે છે. ધુધરી ભારે, રૂક્ષ, વાયુ કરનાર અને ઝાડો લગાડનાર છે.

### તલવટ.

पललं तु समाख्यातं सैसवं तिलपिष्टकम् । पललं मलकृद्वृष्यं वातघ्नं कफपित्तकृत् ॥ बृंहणं च गुरु स्निग्धं मूत्राधिक्यनिवर्तकम् ॥

તલને વાટી તેમાં ગોળ ભેળવવામાં આવે એટલે તલવટ કહેવાય છે. તલવટ વિષ્ઠાને ઝાડી કરનાર, કામનાને વધારનાર, વાયુને હણનાર, કફ તથા પિત્તને કરનાર, પુષ્ટિ આપનાર, ભારે, સ્નિગ્ધ, અને મૂત્રના અધિકપણાને મટાડનાર છે.

### તલનો ખોળ.

तिलकुट्टं तु पिण्याकस्तथा तिलखलिः स्मृता । पिण्याको ग्लपनो रूक्षो विष्टम्भी दृष्टिदूषणः ॥

તિલકુટ્ટ, પિણ્યાક અને તિલખલિ એટલાં ખોળનાં નામ છે. ખોળ ગ્લાનિ કરનાર, રૂક્ષ, મળને રોકનાર અને દૃષ્ટિને ખરાબ કરનાર છે.

### ચોખા.

तण्डुलो मेहजंतुघ्नः स नवस्तृतिदुर्जरः ॥

ચોખા પ્રમેહ તથા કૃમિને મટાડનાર છે. જો ચોખા નવા હોય તો માંડ પચે છે.

इति श्रीभावप्रकाशे कृतान्नवर्गः ।

---

## अथ वारिवर्गः

### પાણી.

पानीयं सलिलं नीरं कीलालं जलमम्बु च । आपो वार्वारि कं तोयं पयः पाथस्तथोदकम् ॥ जीवनं वनमम्भोऽर्णोऽमृतं घनरसोऽपि च ॥ पानीयं श्रमनाशनं क्लमहरं मूर्च्छापिपासापहं तन्द्राच्छर्दिविबन्धहृद्बलकरं निद्राहरं तर्पणम् । हृद्यं गुप्तरसं ह्यजीर्णशमकं नित्यं हितं शीतलं लघ्वच्छं रसकारणं निगदितं पीयूषवज्जीवनम् ॥

નામ—પાનીય, સલિલ, નીર, કીલાલ, જલ, અંબુ, અપ, વાર, વારિ, ક, તોય, પયસ્, પાથસ્, ઉદક, જીવન, વન, અંભસ્, અર્ણસ, અમૃત અને ઘનરસ, એટલાં પાણીનાં સંસ્કૃત નામ છે, હિં. પાની; મ. પાણી; ફા. આબ; અ. માય; ક. નુનીક; તૈ. નીરૂ; ઈં. Water; લા. Aqua.

ગુણ—પાણી પરિશ્રમને મટાડનાર, ખેદને હરનાર, મૂર્છાને તથા તરસને ટાળનાર, બળ દેનાર, નિદ્રાને હરનાર, તૃપ્તિ આપનાર, પ્રિય લાગે એવું, ગુપ્ત રસવાળું, અજીર્ણને શમાવનાર, સર્વદા હિતકારી, શીતલ, હલકું, સ્વચ્છ, રસના કારણરૂપ, અમૃતની પેઠે જીવન આપનાર અને આલસ્યને, ઉલટીને તથા મળબંધને હરનાર છે.

### પાણીના ભેદ.

पानीयं मुनिभिः प्रोक्तं दिव्यं भौम-

मिति द्विधा । दिव्यं चतुर्विधं प्रोक्तं धाराजं करकाभवम् ॥ तौषारं च तथा हैमं तेषु धारं गुणाधिकम् ॥

દિવ્ય ( આકાશનું ) અને ભૌમ ( પૃથ્વીનું ) એ રીતે પાણી બે પ્રકારનું છે એમ મુનિઓ કહેછે તેમાં દિવ્યના ધારાજ, કરકાભવ, તૌષાર અને હૈમ એ ચાર પ્રકાર છે. દિવ્યજળના ચાર પ્રકારોમાં ધારાજ અધિક ગુણવાળું છે.

### ધારાજ પાણી.

धाराभिः पतितं तोयं गृहीतं स्फीतवाससा । शिलायां वसुधायां वा धौतायां पतितं च तत् ॥ सौवर्णे राजते ताम्रे स्फाटिके काचनिर्मिते । भाजने मृण्मये वापि स्थापितं धारमुच्यते ॥ धारं नीरं त्रिदोषघ्नमनिर्देश्यरसं लघु । सौम्यं रसायनं बल्यं तर्पणं ह्लादि जीवनम् ॥ पाचनं मतिकृन्मूर्च्छातन्द्रादाहश्रमक्लमान् तृष्णां । हरति तत्पथ्यं विशेषात्प्रावृषि स्थितम् ॥

લક્ષણ—વરસાદની ધારાઓદ્વારા પડેલું જે પાણી જાડા લુગડામાં ઝીલી લીધું હોય, અથવા સ્વચ્છ શિલાઉપર કે ધોવાએલી ધરતીપર પડેલું હોય તેને સુવર્ણના, રૂપાના, ત્રાંબાના, સ્ફટિકના, કાચના, અથવા માટીના વાસણમાં રાખી મેલવામાં આવ્યું હોય તો તે 'ધારાજ' પાણી કહેવાય છે.

ગુણ—ધારાજ પાણી ત્રણે દોષને હરનાર, અપૂર્વ રસવાળું, હલકું, સૌમ્ય, રસાયનતુલ્ય, બળ આપનાર, તૃપ્તિ આપનાર, આનંદ કરનાર, જીવાડનાર, પાચન, મતિને વધારનાર અને મૂર્છાને, આલસ્યને, દાહને, પરિશ્રમને, ગ્લાનિને તથા તરશને હરનાર છે. એ ધારાજ જળ વર્ષાઋતુમાં લેવામાં આવ્યું હોય તો વધારે પથ્ય છે.

### ધારજ પાણીના ભેદ.

धाराजलं च द्विविधं गांगसामुद्रभेदतः।
तत्र गङ्गा सामुद्रयोर्लक्षणं गुणाश्च ।

आकाशगङ्गासम्बन्धि जलमादाय दिग्गजाः ॥ मेघैरन्तरिता वृष्टिं कुर्वन्तीति वचः सताम् । गाङ्गमाश्वयुजे मासि प्रायो वर्षति वारिदः ॥ सर्वथा तज्जलं देयं तथैव चरके वचः । स्थापितं हैमजे पात्रे राजते मृण्मयेऽपि वा ॥ शाल्यन्नं येन संसिक्तं भवेदक्लेदिवर्णवत् । तद्गाङ्गं सर्वदोषघ्नं ज्ञेयं सामुद्रमन्यथा ॥ तत्तु सक्षारलवणं शुक्रदृष्टिबलापहम् । विस्रं च दोषलं तीक्ष्णं सर्वकर्मसु गर्हितम् ॥ सामुद्रं त्वाश्विने मासि गुणैर्गाङ्गवदादिशेत् । यतोऽगस्त्यस्य दिव्यर्षेरुदयात्सकलं जलम् ॥ निर्मलं निर्विषं स्वादु शुक्रलं स्याददोषलम् ॥

अत एवाह ।

फूत्कारविषवातेन नागानां व्योमचारिणाम् । वर्षासु सविषं तोयं दिव्यमप्याश्विनं विना ॥

ધારાજ પાણીના ગાંગ અને સમુદ્ર એ બે ભેદ છે. દિશાઓના હાથીઓ આકાશગંગાનું જળ લઈ વાદળાંઓથી ઢંકાએલા

રહીને તે જળની વૃષ્ટિ કરે છે એમ મહાત્માઓ કેહે છે. ઘણું કરીને આસો મહિનામાં વરસાદનું જે જળ પડે છે તે આકાશગંગાનું હોય છે તેથી ગાંગ સમજવું. સોનાના, રૂપાના અથવા માટીના વાસણમાં રાખી મેલવામાં આવેલું ગાંગ જળ સર્વથા રોગીઓને દેવું. ચરકમાં પણ એપ્રમાણેજ કહેલું છે. જેમાં પકાવેલા ચોખા સારા રંગવાળા અને છુટ છુટ થઇ જાય તે ગાંગજળ સમજવું. એ જળ સઘળા દોષોને હણનાર છે. એવા ગુણ જેમાં ન હોય તેને સામુદ્રજળ જાણવું. સામુદ્રજળ ક્ષાર ભાગને લીધે ખારૂં હોય છે, દુર્ગંધવાળું હોય છે, દોષને વધારનાર, તીક્ષ્ણ, સઘળા પ્રયોગોમાં નિંદિત અને વીર્યને, દૃષ્ટિને તથા બળને હાનિ પોહોંચાડનાર છે. આસો મહિનામાં પડેલા સામુદ્રજળમાં પણ ગાંગજના જેવા ગુણો રેહે છે. કારણ કે અગસ્ત્ય મુનિના તારાનો ઉદય થયા પછી સર્વ જળ નિર્મળ, ઝેરરહિત, મધુર, વીર્યને વધારનાર અને દોષરહિત થાય છે. એટલામાટેજ કહ્યું છે કે "વર્ષાઋતુમાં દિવ્યજળ પણ આકાશમાં ફરનારા નાગલોકોના ફુંફાડાના ઝેરી વાયુથી ઝેરી થઇ જાય છે પણ આસો મહિનામાં પડતું દિવ્યજળ ઝેરી થતું નથી."

### રૂતુવગર થએલું વરસાદનું જળ.

अनार्तवं प्रमुञ्चन्ति वारि वारिधरास्तु यत् । तत्रिदोषाय सर्वेषां देहिनां परिकीर्तितम् ॥

अनार्तवं पौषादिमासचतुष्टयविषयम् ।

જે પાણી ઋતુવગર વાદળાંમાંથી પડેલું હોય તે સઘળા પ્રાણીઓને ત્રણે દોષ ઉત્પન્ન કરનાર છે એમ મહાત્માઓએ કહેલું છે, આ જે ઋતુવગર પડેલા જળની નિંદા કરી તે પોષ આદિ ચાર મહિનામાં પડેલા જળની સમજવી.

### કરકાભવ જળ.

दिव्यवाय्यग्निसंयोगात्संहताः खात्पतन्ति याः । पाषाणखण्डवच्चापस्ताः करक्योऽमृतोपमाः ॥ करकाजं जलं रूक्षं विशदं गुरु च स्थिरम् । दारुणं शीतलं सान्द्रं पित्तहृत्कफवातकृत् ॥

દિવ્ય વાયુના અને દિવ્ય અગ્નિના સંયોગથી પથરાના ટુકડા જેવાં થએલાં જે જળ પડે છે તે કરકાભવ (કરા) કેહેવાય છે. કરાનું જળ અમૃત સમાન છે. રૂક્ષ, સ્વચ્છ, ભારે, સ્થિર, બહુ ટાઢું, ઘાટું, પિત્તને હરનાર અને કફ તથા વાયુને કરનાર છે.

### તૌષાર જળ.

अपि नद्याः समुद्रान्ते वह्निरापस्तदुद्भवाः । धूमावयवनिर्मुक्तास्तुषाराख्यास्तु ताः स्मृताः ॥

अपि नद्याः समुद्रान्ते नदीमारभ्य समुद्रपर्यन्तं वह्निरास्ते तदुद्भवाः । वह्निभवा धूमावयवनिर्मुक्ताः धूमांशरहिता आपस्तुषाराख्याः । तुष इति लोके । तुषार इति च ।

अपथ्याः प्राणिनां प्रायो भूरुहाणां तु ता हिताः । तुषाराम्बु हिमं रूक्षं

स्याद्वातलमपित्तलम् ॥ कफोरुस्तम्भकण्ठाग्निमेदोगण्डादिरोगनुत् ॥

લક્ષણ—નદીથી તે સમુદ્ર પર્યંત જે અગ્નિ રહેલ છે તે અગ્નિમાંથી ઉત્પન્ન થએલાં અને જેઓમાં ધુમાડાનો લેશ પણ હોતો નથી એવાં જળો તૌષાર કહેવાય છે. (નદીઓની તથા સમુદ્રની આસપાસ જે જળો, ઝાકળને લગતાં હોય છે તે.)

ગુણ—એ તૌષાર જળ પ્રાણીઓને અપથ્ય છે, અને ઘણું કરીને વૃક્ષોને હિતકારી છે. તૌષાર જળ ટાઢું, રૂક્ષ, વાયુ કરનાર, પિત્તને વધારનાર નથી અને કફ, સાથળનું ઝલાઇ જવું, કંઠરોગ, ગરમી, મેદ તથા ગાંઠ આદિ રોગને મટાડનાર છે.

### હૈમજળ.

हिमवच्छिखरादिभ्यो द्रवीभूयाभिवर्षति ॥ यत्तदेव हिमं हैमं जलमाहुर्मनीषिणः । हिमाम्बु शीतं पित्तघ्नं गुरु वातविवर्धनम् ॥

हैमं जलम् । कुहेसजलम् । अन्ये तु । 'और्वानलधूमेरितमम्बु समुद्रस्य यद् घनीभूतम् । पवनानीतमुदीच्यां तद्धिममिति कथ्यते सद्भिः' । हिमं कुहेस इति लोके ।

हिमं तु शीतलं रूक्षं दारुणं सूक्ष्ममित्यपि । न तद्दूषयते वातं न च पित्तं न वा कफम् ॥

લક્ષણ—હિમાલયનાં શિખર આદિમાંથી હિમ પીગળીને જે જળરૂપે વરસે છે તેને વિદ્વાનો હૈમજલ કહે છે.

ગુણ—એ જળ ટાઢું, પિત્તને હણનાર, ભારે અને વાયુને વધારનાર છે. બીજા વિદ્વાનો કહે છે કે "વડવાનલના ધુમાડાની પ્રેરણાથી ઘાટું થએલું અને પવને ઉત્તર દિશામાં આણેલું જે સમુદ્રનું જળ છે તેજ 'હિમ' કહેવાય છે. હિમ ટાઢું, રૂક્ષ, દારૂણ અને સૂક્ષ્મ છે. અને તે વાયુને, પિત્તને કે કફને દૂષિત કરતું નથી."

### પૃથ્વીસંબંધી જળ.

भौममम्भो निगदितं प्रथमं त्रिविधं बुधैः । जाङ्गलं परमानूपं ततः साधारणं क्रमात् ॥ अल्पोदकोऽल्पवृक्षश्च पित्तरक्तामयान्वितः । ज्ञातव्यो जाङ्गलो देशस्तत्रत्यं जाङ्गलं जलम् ॥ बहम्बुर्बहुवृक्षश्च वातश्लेष्मामयान्वितः । देशोऽनूप इति ख्यात आनूपं तद्भवं जलम् ॥ मिश्रचिह्नस्तु यो देशः स हि साधारणः स्मृतः । तस्मिन्देशे यदुदकं तत्तु साधारणं स्मृतम् ॥ जाङ्गलं सलिलं रूक्षं लवणं लघु पित्तनुत् । वह्निकृत्कफकृत्पथ्यं विकारान्हरते बहून् ॥ आनूपं वार्यभिष्यन्दि स्वादु स्निग्धं घनं गुरु । वह्निकृत्कफकृत्तूर्णं विकारान्कुरुते बहून् ॥ साधारणं तु मधुरं दीपनं शीतलं लघु । तर्पणं रोचनं तृष्णादाहदोषत्रयप्रणुत् ॥

ભેદ—પહેલું જાંગલ, બીજું આનૂપ અને ત્રીજું સાધારણ એવી રીતે અનુક્રમથી વિદ્વાનોએ પૃથ્વીના જળના પ્રથમ ત્રણ ભેદ કહેલા છે.

લક્ષણ—જે દેશ થોડાં પાણીવાળો, થોડાં

વૃક્ષવાળો અને પિત્ત તથા રૂધિરનાં દરદવાળો હોય તે દેશને જાંગલ જાણવો. એવા દેશનું જળ પણ જાંગલ કહેવાય છે. જે દેશ ઘણાં જળવાળો, ઘણાં વૃક્ષવાળો અને વાયુ તથા કફનાં દરદવાળો હોય તે દેશને અનૂપ જાણવો. એવા દેશનું જળ આનૂપ કહેવાય છે. જે દેશમાં જાંગલનાં અને અનૂપનાં મિશ્રિત લક્ષણ હોય તે દેશ સાધારણ કહેવાય છે. એવા દેશનું જળ પણ સાધારણ કહેવાય છે.

ગુણ—જાંગલ જળ રૂક્ષ, ખારૂં, હલકું, પિત્તને મટાડનાર, અગ્નિ કરનાર, કફને વધારનાર, પથ્ય, અને ઘણા વિકારોને ટાળનાર છે. આનૂપ જળ શરદી કરનાર, મધુર, સ્નિગ્ધ, ઘાટું, ભારે, અગ્નિ કરનાર, કફને વધારનાર, પ્રિય લાગે એવું અને ઘણા વિકારોને ઉત્પન્ન કરનાર છે. સાધારણ જળ મધુર, અગ્નિને દીપ્ત કરનાર, ટાઢું, હલકું, તૃપ્તિ આપનાર, રૂચિ ઉપજાવનાર અને તરશ, દાહ તથા ત્રણે દોષને મટાડનાર છે.

## નદીનાં જળ.

नद्या नदस्य वा नीरं नादेयमिति कीर्तितम् । नादेयमुदकं रूक्षं वातलं लघु दीपनम् ॥ अनभिष्यन्दि विशदं कटुकं कफपित्तनुत् । नद्यः शीघ्रवहा लघ्व्यः सर्वा याश्चामलोदकाः ॥ गुर्व्यः शैवलसञ्छन्ना मन्दगाः कलुषाश्च याः । हिमवत्प्रभवा यास्तु नद्योऽश्माहतपाथसः ॥ गङ्गाशतद्रुसरयूयमुनाद्या गुणोत्तमाः । सह्यगिरिप्रभवा नद्यो वेणागोदावरीमुखाः ॥ कुर्वन्ति प्रायशः कुष्ठमीषद्वातकफावहाः । नदीसरस्तडागस्थे कूपप्रस्रवणादिजे ॥ उदके देशभेदेन गुणान्दोषांश्च लक्षयेत् ॥

નદીનું અથવા શ્રોતું જળ 'નાદેય' કહેવાય છે. નાદેયજળ રૂક્ષ, વાયુને વધારનાર, હલકું, અગ્નિને દીપ્ત કરનાર, શરદી કરનાર નથી, સ્વચ્છ, તીખું, અને કફને તથા પિત્તને મટાડનાર છે. જે નદીઓ પ્રબલ વેગવાળી અને નિર્મલ જળવાળી હોય તેઓના જળને હલકાં સમજવાં. જે નદીઓ શેવાળથી ઢંકાએલી, મંદ વેગવાળી અને મલિન હોય તેઓનાં જળને ભારે સમજવાં. ગંગા, સતલજ, સરયૂ અને યમુના આદિ નદીઓ કે જેઓ હિમાલયથી ઉત્પન્ન થએલી અને પથરાઓમાં પછડાતાં જળવાળી છે તેઓને ઉત્તમ ગુણોવાળી સમજવી. વેણા અને ગોદાવરી આદિ નદીઓ કે જેઓ સહ્યાદ્રિમાંથી ઉત્પન્ન થએલી છે તેઓ ઘણું કરીને કોઢને ઉત્પન્ન કરેછે અને જરાક વાયુ તથા પિત્તને પણ ઉત્પન્ન કરે છે. નદી, સરોવર, તળાવ, કુવા કે ઝરણાં આદિમાં થએલાં પાણીના ગુણ-દોષ તે તે દેશના અનુસારથી સમજી લેવા.

## ઔદ્ભિદ જળ.

विदार्य भूमिं निम्नां यन्मदल्या धारया स्रवेत् । तत्तोयमौद्भिदं नाम वदन्तीति महर्षयः ॥ औद्भिदं वारि पित्तघ्नमविदाह्यतिशीतलम् । प्रीणनं मधुरं बल्यमीषद्वातकरं लघु ॥

લક્ષણ—જે જળ નીચી ધરતીને ચીરી નાખીને મોટી ધારાથી વહેતું હોય તેને મોટા ઋષિઓ 'ઔદ્ભિદ' કહે છે.

ગુણ—ઔદ્ભિદજળ પિત્તને હણનાર, દાહ કરનાર નથી, અત્યંત શીતળ, તૃપ્તિ આપનાર, મધુર, બળ આપનાર, જરાક વાયુ કરનાર, અને હલકું છે.

નૈર્ઝર જળ.

शैलसानुस्रवद्वारि प्रवाहो निर्झरो झरः । स तु प्रस्रवणश्चापि तत्रत्यं नैर्झरं जलम् ॥ नैर्झरं रुचिकृन्नीरं कफघ्नं दीपनं लघु । मधुरं कटुपाकं च वातलं स्यादपित्तलम् ॥

લક્ષણ—જે જળ પર્વતના શિખરમાંથી સ્રવતું હોય તે પ્રવાહ, નિર્ઝર ઝર અને પ્રસ્રવણ કહેવાય છે. એ પ્રવાહમાંથી લીધેલું જળ નૈર્ઝર કહેવાય છે.

ગુણ—નૈર્ઝર જળ રૂચિ ઉપજાવનાર, કફને હણનાર, અગ્નિને દીપ્ત કરનાર, હલકું, મધુર, પાકમાં તીખું, વાયુ ઉપજાવનાર અને પિત્તને વધારનાર નથી.

સરોવરનું જળ.

नद्याः शैलादिरुद्धाया यत्र संमुत्य तिष्ठति । तत्सरो जलजच्छन्नं तदम्भः सारसं स्मृतम् ॥ सारसं सलिलं बल्यं तृष्णाघ्नं मधुरं लघु । रोचनं तुवरं रूक्षं बद्धमूत्रमलं स्मृतम् ॥

લક્ષણ—પર્વત આદિથી રોકાએલી નદીનું જળ સ્રવી સ્રવીને જ્યાં એકઠું થતું હોય અને જ્યાંનું જળ કમળોથી ઢંકાએલું હોય તે સરોવર કહેવાય છે.

ગુણ—એવા સરોવરનું જળ સારસ કહેવાય છે. સારસ જળ બળ આપનાર, તરશને મટાડનાર, મધુર, હલકું, રૂચિ ઉપજાવનાર, તુરૂં, રૂક્ષ અને મળમૂત્રને બાંધનાર છે.

તાડાગ જળ.

प्रशस्तभूमिभागस्थो बहुसंवत्सरोषितः । जलाशयस्तडागः स्यात्ताडागं तज्जलं स्मृतम् ॥ ताडागमुदकं स्वादु कषायं कटुपाकि च । वातलं बद्धविण्मूत्रमसृक्पित्तकफापहम् ॥

લક્ષણ—ઘણાં વર્ષનો અને પૃથ્વીના સારા ભાગપર રહેલો જે જળાશય હોય તેને તડાગ સમજવો. એવા જળાશયનું જળ તાડાગ કહેવાય છે.

ગુણ—તાડાગ જળ મધુર, તુરૂં, પાકમાં તીખું, વાયુ કરનાર, વિષ્ટાને તથા મૂત્રને બાંધનાર અને રૂધિર, પિત્ત તથા કફને મટાડનાર છે.

વાપ્ય જળ.

पाषाणैरिष्टिकाभिर्वा बद्धः कूपो बृहत्तरः । ससोपाना भवेद्वापी तज्जलं वाप्यमुच्यते ॥ वाप्यं वारि यदि क्षारं पित्तकृत्कफवातहृत् । तदेव मिष्टं कफकृद्वातपित्तहरं भवेत् ॥

લક્ષણ—પથરાઓથી અથવા ઈંટાથી બહુ મોટા કુવો બાંધીને તેમાં ઉતરવાની નાળ તથા પગથીઆં કરવામાં આવ્યાં હોય તો તે વાવ કહેવાય અને તેની વાવનું જળ વાપ્ય કહેવાય છે.

ગુણ—એ જળ ખારૂં હોય તો પિત્ત

કરનાર અને કફને તથા વાયુને હરનાર છે. જો મીઠું હોય તો કફ કરનાર અને વાયુને તથા પિત્તને હરનાર છે.

### કૌપ જળ.

**भूमौ खातोऽल्पविस्तारो गम्भीरो मण्डलाकृतिः। बद्धोऽबद्धः स कूपः स्यात्तदम्भः कौपमुच्यते ॥ कौपं पयो यदि स्वादु त्रिदोषघ्नं हितं लघु । तत्क्षारं कफवातघ्नं दीपनं पित्तकृत्परम् ॥**

લક્ષણ—પૃથ્વીમાં અલ્પ વિસ્તારવાળો, ઉંડો અને ગોળ આકારવાળો જે ખાડો ખોદ્યો હોય તે કૂપ કહેવાય છે. ગમે તો પથરા આદિથી બાંધેલો હોય કે ગમે તો નહીં બાંધેલો હોય. કૂપ (કુવા) નું પાણી કૌપ કહેવાય છે.

ગુણ—કુવાનું પાણી જો મીઠું હોય તો ત્રણે દોષને હરનાર, હિતકારી અને હલકું છે. જો ખારૂં હોય તો કફને તથા વાયુને હરનાર, અગ્નિને દીપ્ત કરનાર અને બહુજ પિત્ત કરનાર છે.

### ચૌંડચ જળ.

**शिलाकीर्णं स्वयं श्वभ्रं नीलाञ्जनसमोदकम्। लतावितानसंछन्नं चौंड्यमित्यभिधीयते ॥ अश्मादिभिरवद्धं यत्तच्चौंड्यमिति वा परे । तत्रत्यमुदकं चौंड्यं मुनिभिस्तदुदाहृतम् ॥ चौंड्यं वन्हिकरं नीरं रूक्षं कफहरं लघु । मधुरं पित्तनुद्रुच्यं पाचनं विशदं स्मृतम् ॥**

લક્ષણ—જે ખાડો શિલાઓથી વ્યાપ્ત, આંજણ જેવા કાળા પાણીવાળો અને અનેક લતાઓથી ઢંકાએલો તે ચૌંડચ કહેવાય છે કેટલાએક કહે છે કે "એવો ખાડો પથરાઓથી નહીં બાંધેલો હોય તો ચૌંડચ કહેવાય."

ગુણ—ચૌંડચનું જળ પણ ચૌંડચ કહેવાય છે. ચૌંડચ જળ અગ્નિ કરનાર, રૂક્ષ, કફને હરનાર, હલકું, મધુર, પિત્તને ટાળનાર, રૂચિ ઉપજાવનાર, પાચન અને સ્વચ્છ છે.

### પાલ્વલ જળ.

**अल्पं सरः पल्वलं स्यायत्र चन्द्रर्क्षगे रवौ ।**

चन्द्रर्क्षं मृगशिरस्तद्गगे ।

**न तिष्ठति जलं किञ्चित्तत्स्यं वारि पाल्वलम् । पाल्वलं वार्यभिष्यन्दि गुरु स्वादु त्रिदोषकृत् ॥**

લક્ષણ—સૂર્ય મૃગશિર નક્ષત્રમાં આવે ત્યારે જેમાં પાણી રહેતું ન હોય એવું નાહાનું તળાવ પલ્વલ કહેવાય છે અને તેનું જળ પાલ્વલ કહેવાય છે.

ગુણ—પાલ્વલ જળ શરદી કરનાર, ભારે, મધુર અને ત્રણે દોષોને કરનાર છે.

### વિકિર જળ.

**नद्यादिनिकटे भूमिर्या भवेद्वालुकामयी । उद्धार्यते ततो यत्तु तज्जलं विकिरं विदुः ॥ विकिरं शीतलं स्वच्छं निर्दोषं लघु च स्मृतम् । तुवरं स्वादु पित्तघ्नं क्षारं तत्पित्तलं मनाक् ॥**

લક્ષણ—નદી આદિના સમીપમાં જે રેતીમય પૃથ્વી હોય તેમાંથી કેટલોક રેતીનો ભાગ કાહાડી નાખીને જે જળ પ્ર-

કટ કરવામાં આવે તે જળ વિકિર કહેવાય છે.

ગુણ—વિકિર જળ ટાઢું, સ્વચ્છ, નિર્દોષ, હલકું, તુરૂં, મધુર અને પિત્તને હરનારછે. એ જળ જો ખારૂ હોય તો કાંઇક પિત્ત કરનાર છે.

### કૈદાર જળ.

केदारं क्षेत्रमुद्दिष्टं केदारं तज्जलं स्मृतम् । कैदारं वार्यभिष्यन्दि मधुरं गुरु दोषकृत् ॥

લક્ષણ—કેદાર એટલે ખેતરનું જે જળ હોય તે કૈદાર કેહેવાય છે.

ગુણ—એ જળ શરદી કરનાર, મધુર, ભારે અને દોષોને ઉત્પન્ન કરનાર છે.

### વરસાદનું જળ.

वार्षिकं तदहर्दुष्टं भूमिस्थमहितं जलम् । त्रिरात्रमुषितं तत्तु प्रसन्नममृतोपमम् ॥

ધરતીપર પડેલું વરસાદનું જળ પેહેલે દિવસે અપથ્યરૂપ છે. પણ ત્રણ દિવસ વીતી ગયા પછી સ્વચ્છ થએલું તે જળ અમૃતસમાન છે.

### પ્રત્યેક ઋતુમાં જળના ગુણનો ભેદ.

हेमन्ते सारसं तोयं ताडगं वा हितं स्मृतम् । हेमन्ते विहितं तोयं शिशिरेऽपि प्रशस्यते ॥ वसन्तग्रीष्मयोः कौपं वाप्यं वा नैर्झरं जलम् । नादेयं वारि नादेयं वसन्तग्रीष्मयोर्बुधैः ॥ विपवद्वनवृक्षाणां पत्राद्यैर्दूषितं यतः । औद्भिदं वान्तरीक्षं वा कौपं वा प्राइषि स्मृतम् ॥ शस्तं शरदि नादेयं नीरमंशूदकं परम् । दिवा रविकरैर्जुष्टं निशिशीतकरांशुभिः ॥ ह्यंशूदकं नाम स्निग्धं दोषत्रयापहम् । अनभिष्यन्दि निर्दोषमान्तरिक्षजलोपमम् ॥ बल्यं रसायनं मेध्यं शीतं लघु सुधासमम् ॥

रविकरैर्जुष्टमित्युक्ते दिवापदं समस्तदिवसप्राप्त्यर्थं शीतकरांशुभिर्जुष्टमित्युक्ते निशीति पदं समस्तरात्रिप्राप्त्यर्थम् । अन्यच । शरदि स्वच्छमुदयादगस्त्यस्याखिलं हितम् ॥

[ वृद्धसुश्रुतस्तु । ]

पौषे वारि सरोजातं माघे तत्तु तडागजम् । फाल्गुने कूपसम्भूतं चैत्रे चौञ्ज्यं हितं मतम् ॥ वैशाखे नैर्झरं नीरं ज्येष्ठे शस्तं तथौद्भिदम् । आषाढे शस्यते कौपं श्रावणे दिव्यमेव च ॥ भाद्रे कौप्यं पयः शस्तं आश्विने चौञ्ज्यमेव च । कार्तिके मार्गशीर्षे च जलमात्रं प्रशस्यते ॥

હેમંતઋતુમાં તથા શિશિરઋતુમાં સરોવરનું તથા તડાગનું જળ હિતકારી છે. વસંતઋતુમાં અને ગ્રીષ્મઋતુમાં કુવાનું, વાવનું તથા પર્વતનાં ઝરણાનું જળ હિતકારી છે. વસંતમાં તથા ગ્રીષ્મમાં સમજુઓએ નદીનું પાણી પીવું નહી. કારણ કે તે સમયમાં વનનાં ઝેરી ઝાડોનાં પાંદડાં આદિથી દૂષિત થએલું હોય છે. વર્ષાઋતુમાં ઔદ્ભિદ, અંતરિક્ષનું અથવા કુવાનું જળ પીવું. શરદૃઋતુમાં નદીનું પાણી તથા જે જળાશય ઉપર આખો દિવસ સૂર્યની કિરણો પડતી હોય અને રાતે ચંદ્ર હોય તેટલીવાર ચંદ્રની કિરણો પડતી હોય તે જળાશયનું પાણી હિત-

કારી છે. એવા જળાશયનું પાણી અંશૂદક કેહેવાય છે. અંશૂદક સ્નિગ્ધ છે, ત્રણે દોષને હરનાર છે, શરદી કરનાર નથી, નિર્લેપ છે, અંતરિક્ષના જળ જેવું છે, બળ આપનાર છે, રસાયન રૂપ છે, પવિત્ર છે, ટાઢું છે, હલકું છે અને અમૃત સમાન છે, બીજું એવું પણ વચન છે કે "શરદ્ઋતુમાં અગસ્ત્યનો ઉદય થયા પછી સર્વ જળ હિતકારી છે." વૃદ્ધસુશ્રુત કેહે છે કે "પોષ માસમાં સરોવરનું, માઘમાં તળાવનું, ફાગણમાં કુવાનું, ચૈત્રમાં ચૌણ્ડ્યનું, વૈશાખમાં ઝરણાનું, જ્યેષ્ઠમાં ઔદ્‌ભિદનું, આષાઢમાં કુવાનું, શ્રાવણમાં અંતરિક્ષનું, ભાદરવામાં કુવાનું, આસોમાં ચૌણ્ડ્યનું અને કાર્તિકમાં તથા માગશરમાં સર્વ જળાશયનું જળ હિતકારી છે."

### જળ લેવાનો સમય.

भौमानामम्भसां प्रायो ग्रहणं प्रातरिष्यते । शीतलं निर्मलत्वं च यतस्तेषां मतो गुणः ॥

ધરતી ઉપરનું પાણી ઘણુંકરીને સવારમાં ભરી લેવું ઉત્તમ છે. કારણકે તે સમયે તેમાં શીતળપણા તથા નિર્મળપણારૂપ ગુણ હોય છે.

### જળપાન વિધિ.

अत्यम्बुपानान्न विपच्यतेऽन्नमनम्बुपानाच्च स एव दोषः । तस्मान्नरो वह्निविवर्धनाय मुहुर्मुहुर्वारि पिबेदभूरि ॥

ઘણું જળ પીવામાં આવે તો અન્ન બરાબર પચતું નથી અને પાણી નજ પીવામાં આવે તોપણ અન્ન બરાબર પચતું નથી. એટલામાટે માણસે અગ્નિને વધારવાને વાસ્તે જળ વારંવાર પીવું પણ થોડું થોડું પીવું.

### શીતળ જળ.

मूर्च्छापित्तोष्णदाहेषु विषे रक्ते मदात्यये । श्रमे भ्रमे विदग्धेऽन्ने तमके वमथौ तथा ॥ ऊर्ध्वगे रक्तपित्ते च शीतमम्बु प्रशस्यते ॥ पार्श्वशूले प्रतिश्याये वातरोगे गलग्रहे । आध्माने स्तिमिते कोष्ठे सद्यःशुद्धौ नवज्वरे ॥ अरुचिग्रहणीगुल्मश्वासकासेषु विद्रधौ । हिक्कायां स्नेहपाने च शीताम्बु परिवर्जयेत् ॥

વિધિ–મૂર્છામાં, પિત્તમાં, ગરમીમાં, દાહમાં, વિષઉપર, રૂધિરના દરદમાં, મદાત્યયમાં, શ્રમમાં, ભ્રમમાં, બળેલા અન્ન ઉપર, તમક નામના શ્વાસમાં, ઉલટીમાં, અસ્થિભંગમાં તથા રક્તપિત્તમાં ટાઢા જળનો ઉપયોગ કરવો ઉત્તમ છે.

નીષેધ–પડખાના શૂળમાં, સળેખમમાં, વાયુસંબંધી રોગમાં, ગલગ્રહરોગમાં, આફરામાં, બંધકોષ્ઠમાં, રેચઉપર, તાજા તાવમાં, અરૂચિમાં, સંગ્રહણીમાં, ગોટાના રોગમાં, શ્વાસ તથા ઉધરસમાં, અંદરના ગુમડામાં, હીકમાં અને ઘી કે તેલ પીવાના પ્રયોગમાં ટાઢા જળનો ઉપયોગ કરવો નહીં.

### થોડું પાણી પીવાના વિષય.

अरोचके प्रतिश्याये मन्देऽग्नौ श्वयथौ क्षये । मुखप्रसेके जठरे कुष्ठे नेत्रामये ज्वरे । व्रणे च मधुमेहे च पिबेत्पानीयमल्पकम् ॥

અરૂચિમાં, સળીખમમાં, મંદાગ્નિમાં, સોજામાં, ક્ષયમાં, લારથી મોહોડું ભરાઇ જવાના દરદમાં, પેટના રોગમાં, કોઢમાં, નેત્રના રોગમાં, તાવમાં, વ્રણમાં, અને સાકરીયા પ્રમેહમાં થોડું પાણી પીવું.

### જળ પીવાની આવશ્યકતા.

जीवनं जीविनां जीवो जगत्सर्वं तु तन्मयम् । अतोऽत्यन्तनिषेधेन न कचिद्वारि वार्यते ॥

हारीतश्च ।

तृष्णा गरीयसी घोरा सद्यःप्राणविनाशिनी । तस्माद्देयं तृषार्ताय पानीयं प्राणधारणम् ॥ तृषितो मोहमायाति मोहात्प्राणान्विमुञ्चति । अतः सर्वास्ववस्थासु न कचिद्वारि वर्जयेत् ॥

જળ પ્રાણીઓના જીવનરૂપ છે અને સર્વ જગત જળથીજ નભે છે એટલા માટે કોઇ સમયે પણ જળ પીવાનો અત્યંત અટકાવ કરવો નહીં. હારીતમુનિએ કહ્યું છે કે "બહુ તરસ અત્યંત ભયંકર છે અને તુરતજ પ્રાણનો નાશ કરનારી છે એટલા માટે તરસ્યા માણસને જળ દેવુંજ જોઇએ કે જેથી પ્રાણ રેહે છે." તરસ્યા માણસને મોહ ઉત્પન્ન થાય છે અને મોહથી પ્રાણ જાય છે એટલા માટે કોઈપણ સ્થિતિમાં જળનો ત્યાગ કરવો નહિ.

### ગુણકારી જળ.

अगन्धमव्यक्तरसं सुशीतं तर्षनाशनम् । अच्छं लघु च हृद्यं च तोयं गुणवदुच्यते ॥

જે જળ ગંધવગરનું, અસ્ફુટ રસવાળું, બહુ ટાઢું, તરસને મટાડનાર, ચોખ્ખું, હલકું અને મનને ગમે એવું હોય તેને ગુણકારી સમજવું.

### નિંદિત જળ.

पिच्छिलं क्रिमिलं क्लिन्नं पर्णशैवालकर्दमैः । विवर्णं विरसं सान्द्रं दुर्गन्धं गर्हितं जलम् ॥ कलुषं छन्नमम्भोज पर्णनीलीतृणादिभिः । दुर्दर्शजमसंस्पृष्टं सौरचान्द्रमरीचिभिः ॥ अनार्तवं वार्षिकं तु प्रथमं तच्च भूमिगम् । व्यापन्नं परिहर्तव्यं सर्वदोषप्रकोपनम् ॥ तत्कुर्यात्स्नानपानाभ्यां तृष्णाध्मानचिरज्वरान् । कासाग्निमान्द्याभिष्यन्दकण्डूगण्डादिकं तथा ॥

જે જળ ચીકણું, કીડાવાળું, પાંદડાંથી શેવાલથી કે કાદવથી ખરાબ થએલું, સારા રંગવગરનું, રસવગરનું, ઘાડું કે દુર્ગંધવાળું હોય તે હિતકારી નથી. તેમજ ડોળું, કમળોથી પાંદડાંથી શેવાલથી કે ખડ આદિથી ઢંકાએલું, ખરાબ જગ્યાનું, સૂરજની તથા ચંદ્રની કિરણોના સ્પર્શ વગરનું, માવઠાનું, વરસાદ પડ્યા પછી જેને ત્રણ દિવસ ન થયા હોય એવું અને બગડી ગએલું જળ છોડી દેવું જોઇએ. કારણ કે તેથી સઘળા દોષોનો પ્રકોપ થાય છે. એવા જળમાં નાહવાથી અને એવું જળ પીવાથી તરસ, આફરો, જીર્ણજ્વર, ઉધરસ, અગ્નિનું મંદપણું, ખખખબાટ, ચળ તથા ગુમડાં આદિ ઉત્પન્ન થાય છે.

### દુષિતજળને નિર્દોષ કરવાના ઉપાયો.

निन्दितं चापि पानीयं क्वथितं सूर्य-

तापितम् । सुवर्ण रजतं लोहं पाषाणं सिकतामपि ॥ भृशं सन्ताप्य निर्वाप्य सप्तधा साधितं तथा । कर्पूरजातिपुन्नागपाटलादिसुवासितम् ॥ शुचि सान्द्रपटस्रावैः क्षुद्रजन्तुविवर्जितम् । स्वच्छं कनकमुक्ताद्यैः शुद्धं स्याद्दोषवर्जितम् ॥ पर्णमूलविषग्रन्थिमुक्ताकनकशैवलैः। गोमेदेन च वस्त्रेण कुर्यादम्बुप्रसादनम् ॥

જળ ખરાબ છતાં પણ ઉનું કરી લેવામાં આવે અથવા સૂરજની કિરણોથી તપાવવામાં આવે, અથવા સોનાને રૂપાને લોઢાને પથરાને કે રેતીને બહુ તપાવી તપાવીને તેથી સાતવાર ઝામવામાં આવે, અથવા કપુર જાયફલ પુન્નાગ તથા પાડલા આદિથી સારી પેઠે વાસવામાં આવે, અથવા ચોખા જાડા લુગડાથી ગળી ઝીણા જીવડા કાહાડીને સાફ કરવામાં આવે અથવા સોનાં કે મોતી વગેરેથી સ્વચ્છ કરવામાં આવે તો શુદ્ધ અને નિર્દોષ થાય છે. પાંદડાંથી, મૂળીયાંથી, ઝેરની ગાંઠથી, મોતીથી, સોનાથી, શૈવાલથી, ગોમેદથી અને વસ્ત્રથી જળને સ્વચ્છ કરવું.

### પીધેલું જળ પચવાનો પ્રકાર.

पीतं जलं जीर्यति यामयुग्माद्यामैकमात्रात्सृतशीतलं च । तदूर्ध्वमात्रेण सृतं कदुष्णं पयःप्रपाके त्रय एव कालाः ॥

પીધેલુ ટાઢું જળ બે પોહોરે પચે છે, ઉનું કર્યા પછી ટાઢું કરીને પીધેલું પાણી એક પહોરે પચે અને જરાક ઉનું પીધેલું પાણી ચાર ઘડીએ પચે છે. એવી રીતે જળ પચવાના ત્રણજ સમયો છે.

इति श्रीभावप्रकाशे वारिवर्ग. ।

## અથ દુગ્ધવર્ગઃ

### દુધ.

दुग्धं क्षीरं पयः स्तन्यं बालजीवनमित्यपि । दुग्धं सुमधुरं स्निग्धं वातपित्तहरं सरम् ॥ सद्यःशुक्रकरं शीतं सात्म्यं सर्वशरीरिणाम् । जीवनं बृंहणं बल्यं मेध्यं वाजिकरं परम् ॥ वयःस्थापनमायुष्यं सन्धिकारि रसायनम् । विरेकवान्तिवस्तीनां तुल्यमोजोविवर्धनम्॥ जीर्णज्वरे मनोरोगे शोषमूर्च्छाभ्रमेषु च। ग्रहण्यां पाण्डुरोगे च दाहे तृषि हृदामये ॥ शूलोदावर्तगुल्मेषु बस्तिरोगे गुदाङ्कुरे । रक्तपित्तेऽतिसारे च योनिरोगे श्रमे क्लमे ॥ गर्भस्रावे च सततं हितं मुनिवरैः स्मृतम् । बालवृद्धक्षतक्षीणाः क्षुद्व्यवायकृशाश्च ये ॥ तेभ्यः सदातिशयितं हितमेतदुदाहृतम् ॥

નામ—દુધ, ક્ષીર, પયસ, સ્તન્ય અને બાલજીવન એટલાં દુધનાં સંસ્કૃત નામ છે. હિં. મ. દૂધ; ફા. શીર; અ. લબનુલ; ક. હાલુ; તૈ. પાલુ; ઇં. Milk; લા. Lactus

ગુણ—દુધ મધુર, સ્નિગ્ધ, વાયુને તથા પિત્તને હરનાર, દસ્ત ઉતારનાર, વીર્યને તુરત ઉત્પન્ન કરનાર, ટાઢું, સર્વ પ્રાણીઓના શરીરને અનુકૂલ, જીવાડનાર, પુષ્ટિ આપનાર, બળ દેનાર, બુદ્ધિને સારી

કરનાર, મૈથુનશક્તિને પુષ્ટ વધારનાર, જુવાનીને સ્થિર રાખનાર, આયુષ્ય વધારનાર, ભાંગાને સાંધનાર, રસાયનરૂપ અને રેચ, વમનક્રિયા તથા બસ્તિક્રિયાની પેઠેજ ઓજ (સામર્થ્ય)ને વધારનાર છે. જીર્ણજ્વરમાં, માનસિક રોગમાં, શોષમાં, મૂર્છામાં, ભ્રમમાં, સંગ્રહણીમાં, પાંડુરોગમાં, દાહમાં, તરસમાં, છાતીના દરદમાં, શૂળમાં, ઉદાવર્ત્ત નામના રોગમાં, ગોટામાં, નાભિની નીચેના રોગમાં, અરસમાં, રક્તપિત્તમાં, અતિસારમાં, યોનિના રોગમાં, શ્રમમાં, ગ્લાનિમાં અને ગર્ભસ્રાવમાં દુધ સર્વદા હિતકારી છે એમ મુનિઓએ કહ્યું છે. જેઓ બાલક, વૃદ્ધ, ક્ષતવાળા, ક્ષીણ થએલા, ભૂખથી દુર્બળ થયેલા કે મૈથુનથી દુર્બલ થએલા હોય તેઓને વાસ્તે દુધ સર્વદા અત્યંત હિતકારી છે.

### ગાયનું દુધ.

गव्यं दुग्धं विशेषेण मधुरं रसपाकयोः । शीतलं स्तन्यकृत्स्निग्धं वातपित्तास्रनाशनम् ॥ दोषधातुमलस्रोतः किञ्चित्क्लेदकरं गुरु । जरासमस्तरोगाणां शान्तिकृत्सेविनां सदा ॥

[ वर्णविशेषे गुणविशेषाः । ]

कृष्णाया गोर्भवेद्दुग्धं वातहारि गुणाधिकम् । पीताया हरते पित्तं तथा वातहरं भवेत् ॥ श्लेष्मलं गुरु शुक्लाया रक्तचित्रा च वातहृत् ॥

ગાયનું દુધ રસમાં તથા પાકમાં વિશેષે કરી મધુર છે, શીતલ છે, ધાવણને વધારનાર છે, સ્નિગ્ધ છે, વાયુને પિત્તને તથા રુધિર સંબંધી રોગને ટાળનાર છે, દોષોને, ધાતુઓને, મળને તથા નાડીઓને કાંઈક આર્દ્ર કરનાર છે, ભારે છે, અને સર્વદા સેવન કરનારાઓના સઘળા રોગોને તથા જરાને શાંત કરનાર છે. કાળી ગાયનું દુધ વાયુને હરનાર છે અને અધિક ગુણવાળું છે. પીળી ગાયનું દુધ પિત્તને તથા વાયુને હરનાર છે. ધોળી ગાયનું દુધ કફ કરનાર છે અને ભારે છે. રાતી તથા કાબરી ગાયનું દુધ વાયુને હરનાર છે.

### વાછડાંવાળી તથા વાછડાં વગરની ગાયનું દુધ.

बालवत्सविवत्सानां गवां दुग्धं त्रिदोषकृत् । वष्कयिण्यास्त्रिदोषघ्नं तर्पणं बलकृत्पयः ॥

નાહાનાં વાછડાંવાળી તથા વાછડાં વગરની ગાયોનું દુધ ત્રણે દોષને ઉત્પન્ન કરનાર છે. મોટાં વાછડાંવાળી એટલે પારેહ ગાયનું દુધ ત્રણે દોષને હરનાર છે, તૃપ્તિ આપનાર અને બળને વધારનાર છે.

### દેશો ઉપરથી ગાયના દુધના ગુણો.

जाङ्गलानूपशैलेषु चराणां पयोत्तरम् । पयो गुरुतरं स्नेहो यथाहारं प्रवर्तते ॥

જંગલદેશ, અનૂપદેશ અને પાહાડ એઓમાં ચરનારી ગાયોનું દુધ એક એકથી અધિક ભારે છે. ગાયોને જેવી પરતુઓ ખવરાવી હોય તેવી તેઓમાં ચીકાશ થાય છે.

## આહારના ફેરફારથી દુધના ગુણોનો ફેરફાર.

स्वल्पान्नभक्षणाज्जातं क्षीरं गुरु कफप्रदम् । तत्तु बल्यं परं वृष्यं स्वस्थानां गुणदायकम् ॥ पलालतृणकार्पासबीजजातं गुणैर्हितम् ॥

ગાયોને થોડુંક અન્ન ખવરાવવામાં આવતું હોય તો તેથી થએલું દુધ ભારે, કફ કરનાર, બળ વધારનાર, મૈથુનશક્તિને અત્યંત વધારનાર અને સ્વસ્થ માણસોને ગુણદાયક થાય છે. પલાલ, ખડ અને કપાશીયા ખવરાવવાથી થએલું દુધ ગુણોથી હિતકારી છે.

## ભેંસનું દુધ.

माहिषं मधुरं गव्यात्स्निग्धं शुक्रकरं गुरु । निद्राकरमभिष्यन्दि क्षुधाधिक्यकरं हिमम् ॥

ભેંસનું દુધ ગાયના દુધથી વધારે મધુર, સ્નિગ્ધ, વીર્યને વધારનાર, ભારે, નિદ્રા આપનાર, કફકારી, ક્ષુધાને વધારનાર અને ટાઢું છે.

## બકરીનું દુધ.

छागं कषायं मधुरं शीतं ग्राहि तथा लघु । रक्तपित्तातिसारघ्नं क्षयकासज्वरापहम् ॥ अजानामल्पकायत्वात्कटुतिक्तनिषेवणात् । स्तोकाम्बुपानाद्व्यायामात्सर्वरोगापहं पयः ॥

બકરીનું દુધ તુરૂં, મધુર, ટાઢું, દસ્તને રોકનાર, હલકું અને રક્તપિત્ત, અતિસાર, ક્ષય, ઉધરસ તથા તાવને મટાડનાર છે. બકરીઓ કદમાં નાહાની હોય છે, તીખા તથા કડવા પદાર્થોને ખાય છે, પાણી થોડું પીએ છે અને ફરવાનો પરિશ્રમ ઝાઝો કરે છે તેથી તેઓનું દુધ સઘળા રોગોને મટાડનાર છે.

## હરણીનું દુધ.

मृगीनां जाङ्गलोत्थानामजाक्षीरगुणं पयः ॥

જંગલમાં થએલી હરણી વગેરેના દુધના ગુણો બકરીના દુધના જેવાજ છે.

## ગાડરનું દુધ.

आविकं लवणं स्वादु स्निग्धोष्णं चाश्मरीमपहत् । अहृद्यं तर्पणं वृष्यं शुक्रपित्तकफप्रदम् । गुरुकासेऽनिलोद्भूते केवले चानिले वरम् ॥

ગાડરનું દુધ ખારૂં, મધુર, સ્નિગ્ધ, ગરમ, પથરીને મટાડનાર, પ્રિય લાગે એવું નથી, તૃપ્તિ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, વીર્યને પિત્તને તથા કફને કરનાર, વાયુથી થએલી ઉધરસમાં ભારે પડે એવું અને કેવલ વાયુ ઉપર હિતકારી છે.

## ઘોડીનું દુધ.

रूक्षोष्णं वडवाक्षीरं बल्यं शोषानिलापहम् । अम्लं कटु लघु स्वादु सर्वमेकशफं तथा ॥

ઘોડીનું દુધ રૂક્ષ, ગરમ, બળ આપનાર, શોષને તથા વાયુને તોડનાર, ખાટું, ખારૂં, હલકું અને મધુર છે. એક ખરીવાળાં સઘળાં પશુઓના દુધના ગુણો ઘોડીના દુધના જેવાજ છે.

### ઉંટડીનું દુધ.

औष्ट्रं दुग्धं लघु स्वादु लवणं दीपनं तथा। क्रिमिकुष्ठकफानाह शोथोदरहरं सरम् ॥

ઉંટડીનું દુધ હલકું, મધુર, ખારૂં, અગ્નિને દીપ્ત કરનાર, દસ્ત ઉતારનાર અને કૃમિ, કોઢ, કફ, પેટનું ચડવું, સોજા તથા ઉદરના રોગને હરનાર છે.

### હાથણીનું દુધ.

बृंहणं हस्तिनीदुग्धं मधुरं तुवरं गुरु। वृष्यं बल्यं हिमं स्निग्धं चक्षुष्यं स्थिरताकरम् ॥

હાથણીનું દુધ પુષ્ટિ આપનાર, મધુર, તુરૂં, ભારે, મૈથુનશક્તિને વધારનાર, બળ આપનાર, ટાઢું, સ્નિગ્ધ, નેત્રને હિતકારી અને દૃઢતા કરનારૂં છે.

### સ્ત્રીનું દુધ.

नार्या लघु पयः शीतं दीपनं वातपित्तजित् । चक्षुःशूलाभिघातघ्नं नस्याश्चोत नयोर्वरम् ॥

સ્ત્રીનું દુધ હલકું, ટાઢું, અગ્નિને દીપ્ત કરનાર છે. વાયુને પિત્તને નેત્રને શૂળને તથા પછાડને મટાડનાર અને નસ્ય દેવામાં તથા ગેડ નાખવામાં સારૂં છે.

### શેડ કઢયું દુધ.

धारोष्णं गोपयो बल्यं लघु शीतं सुधासमम्। दीपनं च त्रिदोषघ्नं तद्धारा शिशिरं त्यजेत् ॥ धारोष्णं शस्यते गव्यं धाराशीतं तु माहिषम्। शृतोष्णमाविकं पथ्यं शृतशीतमजापयः ॥ आमं क्षीरमभिष्यन्दि गुरुश्लेष्मामवर्धनम् ॥ ईषं सर्वमपथ्यं तु गव्यमाहिषवर्जितम् ॥ नारीक्षीरं त्वाममेव हितं न तु शृतं हितम्। शृतोष्णं कफवातघ्नं शृतं शीतं तु पित्तनुत् ॥ अर्धोदकं क्षीरशिष्टमामाल्लघुतरं पयः। जलेन रहितं दुग्धमतिपक्वं यथा यथा। तथा तथा गुरु स्निग्धं वृष्यं बलविवर्धनम् ॥

ગાયનું શેડ કઢયું દુધ બળ આપનાર, હલકું, ઠંડું, અમૃત જેવું, અગ્નિને દીપ્ત કરનાર, અને ત્રણે દોષને ટાળનાર છે. ગાયનું દુધ દોહેવાયા પછી ઠંડું થઈ ગયું હોય તો અગ્નિથી ગરમ કરીને તેનો ઉપયોગ કરવો. ગાયનું દુધ શેડ કઢયું હોય તો વખાણવાલાયક છે, ભેંસનું દુધ દોહેવાયા પછી ઠંડું થઇ ગયું હોય તો વખાણવાલાયક છે, ગાડરનું દુધ અગ્નિથી ગરમ કરેલું હોય તો વખાણવાલાયક છે અને બકરીનું દુધ અગ્નિથી ગરમ કર્યા પછી ઠારવામાં આવ્યું હોય તો વખાણવાલાયક છે. ગાયના અને ભેંસના દુધ શિવાય સઘળું કાચું દુધ શરદી કરનાર, ભારે, કફને તથા આમને વધારનાર અને અપથ્ય છે. સ્ત્રીનું દુધ તો કાચુંજ હિતકારી છે પણ ગરમ કરેલું હિતકારી નથી. ગરમ કર્યા પછી ઉનાં ઉનાં દુધનો ઉપયોગ કરવામાં આવે તો કફ તથા વાયુનો નાશ થાય છે. ગરમ કર્યા પછી ઠારીને ઉપયોગ કરવામાં આવે તો પિત્તનો નાશ થાય છે અને દુધમાં અર્ધું અપ

પાણી નાખી ગરમ કરી પાણી બાળી નાખતાં અવશેષ રહેલું દુધ પીવામાં આવે તો તે, કાચા દુધથી પણ વધારે હલકું થાય છે. જળ નાખ્યા વગરનું દુધ જેમ જેમ વધારે પકાવવામાં આવે તેમ તેમ ભારે થાય છે, સ્નિગ્ધ થાય છે, મૈથુનશક્તિને વધારનાર થાય છે અને બળ આપનાર થાય છે.

## ખીરું, માવો, ક્ષીરશાક, તક્રપિણ્ડ અને મોરટ.

क्षीरं तत्कालसूताया घनपीयूषमुच्यते ।

पीयूषं पेवस इति लोके ।

नष्टदुग्धस्य पक्वस्य पिण्डः प्रोक्तः किलाटकः ॥

किलाटकः गिजिरी इति लोके ।

अपक्वमेव यन्नष्टं क्षीरशाकं हि तत्पयः ।

क्षीरशाकं तुषिभरा इति लोके ।

दध्ना तक्रेण वा नष्टं दुग्धं बद्धं सुवाससा ॥ द्रवभागेन हीनं यत्तक्रपिण्डः स उच्यते । नष्टदुग्धभवं नीरं मोरटं जेज्जटोऽब्रवीत् ॥ पीयूषं च किलाटश्च क्षीरशाकं तथैव च । तक्रपिण्ड इमे वृष्या बृंहणा बलवर्धनाः ॥ गुरवः श्लेष्मला हृद्या वातपित्तविनाशनाः । दीप्ताग्नीनां विनिद्राणां विद्रधौ चाभिपूजिताः ॥ मुखशोषतृडादाहरक्तपित्तज्वरप्रणुत् । लघुर्बलकरो रुच्यो मोरटः स्यात्सितायुतः ॥

લક્ષણ—તુરતજ વીયાએલીનું ઘાટું દુધ પીયુષ (ખીરું) કહેવાયછે. ખુબ ગરમ કરવાથી દુધનો ભાવ ટાળી નાખીને જે પિંડો કરવામાં આવે તે કિલાટક (માવો) કહેવાય છે. કાચું છતાંજ દડબાં જેવું થઈ ગએલું દુધ ક્ષીરશાક કહેવાય છે. દુધને દહીંથી અથવા છાશથી ફાડી નાખી સારા લુગડામાં બાંધી રાખી દ્રવભાગ વગરનું કરવામાં આવે ત્યારે તક્રપિંડ કહેવાય છે. ફાટી ગએલા દુધમાંથી જે પાણી નીકળે તે મોરટ કહેવાય એમ જેજ્જટ પંડિતે કહ્યું છે.

ગુણ—ખીરું, માવો, ક્ષીરશાક અને તક્રપિંડ એ સઘળાં મૈથુનશક્તિને વધારનાર, પુષ્ટિ આપનાર, બળની વૃદ્ધિ કરનાર, ભારે, કફ કરનાર, પ્રિય લાગે એવાં, વાયુનો તથા પિત્તનો નાશ કરનાર અને પ્રદીપ્ત અગ્નિવાળાઓને વાસ્તે, જેઓને નિદ્રા ન આવતી હોય તેઓને વાસ્તે તથા અંદરનાં ગુમડાંવાળાઓને વાસ્તે બહુ ઉત્તમ છે. જેમાં સાકર નાખેલી હોય એવો મોરટ હલકો, બળ આપનાર, રૂચિ ઉપજાવનાર અને મુખને શોષ, તૃષા, દાહ, રક્તપિત્ત તથા જ્વરને મટાડનાર છે.

## દુધની તર.

सन्तानिका गुरुः शीता वृष्या पित्तास्रवातनुत् । तर्पणी बृंहणी स्निग्धा बलासबलशुक्रला ॥

દુધની તર ભારે, ટાઢી, મૈથુનશક્તિને વધારનાર, પિત્તને, લોહીના બીગાડને તથા વાયુને ટાળનાર, તૃપ્તિ કર

નાર, પુષ્ટિ આપનાર, સ્નિગ્ધ અને કફને બળને તથા વીર્યને વધારનાર છે.

### ખાંડ વગેરેથી યુક્ત કરેલું દૂધ.

खण्डेन सहितं दुग्धं कफकृत्पवनापहम् । सितासितोपलायुक्तं शुक्रलं त्रिमलापहम् ॥ सगुडं मूत्रकृच्छ्रघ्नं पित्तश्लेष्मकरं परम् ।

ખાંડ નાંખેલુ દુધ કફ કરનાર અને વાયુને મટાડનાર છે. સાકર કે ખડી સાકર નાખેલું દુધ વીર્યને વધારનાર અને ત્રણે દોષને ટાળનાર છે. ગોળ નાખેલું દુધ મૂત્રકૃચ્છ્રને મટાડનાર અને પિત્તને તથા કફને અત્યંત કરનાર છે.

### પ્રભાત આદિ સમયનું દુધ.

रात्रौ चन्द्रगुणाधिक्याद्व्यायामाकरणात्तथा । प्राभातिकं पयः प्रायः प्रदोषाद्गुरु शीतलम् ॥ दिवाकरकराघाताद्व्यायामानलसेवनात् । प्राभातिकात्तु प्रादोषं लघुवातकफापहम् ॥

રાત્રિમાં ચંદ્રના ગુણ અધિક હોવાથી અને ફરવાનો પરિશ્રમ નહીં પડવાથી પ્રભાત કાલનું દુધ ઘણું કરીને સાંજના દુધ કરતાં ભારે અને વધારે ટાઢું છે. દિવસે સૂર્યની કિરણોનો તાપ પડવાને લીધે અને પરિશ્રમની ગરમીનું સેવન થવાને લીધે સાંજનું દુધ પ્રભાતના દુધ કરતાં હલકું અને વાયુ તથા કફને તોડેછે.

### દુધનું સેવન કરવાના સમય.

वृष्यं बृंहणमग्निदीपनकरं पूर्वाह्नकाले पयो मध्याह्ने तु बलावहं कफहरं पित्तापहं दीपनम् । बाले वृद्धिकरं क्षये क्षयकरं वृद्धेषु रेतोवहं रात्रौ पथ्यमनेकदोपशमनं क्षीरं सदा सेव्यते ॥ वदन्ति पेयं निशि केवलं पयो भोज्यं न तेनेह सहौदनादिकम् । भवत्यजीर्णेन शयीत शर्वरी क्षीरस्य पीतस्य न शेषमुत्सृजेत् ॥ विदाहीन्यन्नपानानि दिवा भुङ्क्ते हि यन्नरः । तद्विदाहप्रशान्त्यर्थं रात्रौ क्षीरं सदा पिबेत् ॥ दीप्तानले कृशे पुंसि बाले वृद्धे च यूनि च । मतं हिततमं पथ्यं सद्यःशुक्रकरं पयः ॥

મધ્યાન્હથી પેહેલાના સમયમાં દુધનું સેવન મૈથુનશક્તિને વધારે છે અને અગ્નિને દીપ્ત કરે છે. મધ્યાન્હ સમયમાં દુધનું સેવન બળ આપે, કફને તથા પિત્તને તોડે અને અગ્નિને પ્રદીપ્ત કરેછે. રાત્રિના સમયમાં દુધનું સેવન બાળકને વૃદ્ધિ આપનાર, ક્ષયનો નાશ કરનાર, વૃદ્ધ લોકોને વીર્ય આપનાર, બહુ પથ્ય અનેક દોષોને શમાવનાર અને નેત્રને હિતકારી છે. રાતે નકરૂજ દુધ પીવું પણ તેની સાથે ભાત વગેરે જમવું નહીં એમ કેહેવામાં આવે છે. રાતે દુધની સાથે ભાત વગેરે જમવાથી અજીર્ણ થાય અને નિદ્રા લઇ શકાતી નથી. પીવાને વાસ્તે વાસણમાં લીધેલું સઘળું દુધ પી જવું પણ તેમાંથી વધારવું નહીં. દિવસે બળતરા કરનારાં જે જે અન્નપાનનો ઉપયોગ કરવામાં આવે છે તેઓથી થએલી બળતરાની શાંતિને વાસ્તે નિત્ય રાતે દુધ પીવું જોઈએ. પ્રદીપ્ત અગ્નિવાળાને, શરીરમાં દુબળાને, બા-

ળકને, જુવાનને અને વૃદ્ધને પણ દુધ અત્યંત હિતકારી, પથ્ય અને તુરત વીર્યને ઉત્પન્ન કરનાર છે.

### મથેલું દુધ.

**क्षीरं गव्यमथाजं वा कोष्णं दण्डाहतं पिबेत् । लघु वृष्यं ज्वरहरं वातपित्तकफापहम् ॥**

ગાયનું અથવા બકરીનું દુધ રવાઈથી વલોવીને જરા ઉનું ઉનું પીવામાં આવે તો તે હલકા થએલા દુધથી મૈથુનશક્તિ વધે, જ્વર મટે અને વાયુ પિત્ત તથા કફ ટળે છે.

### ગાયના તથા બકરીના દુધનું ફીણ.

**गोदुग्धमभवं किंवा छागीदुग्धसमुद्भवम् । भवेत्फेनं त्रिदोषघ्नं रोचनं बलवर्धनम् ॥ वह्निवृद्धिकरं वृष्यं सद्यस्तृप्तिकरं लघु । अतीसारेऽग्निमान्द्ये च ज्वरेऽजीर्णे प्रशस्यते ॥**

ગાયના અથવા બકરીના દુધનું ફીણ ત્રણ દોષને હણનાર, રૂચિ ઉપજાવનાર, બળને વધારનાર, અગ્નિને પ્રદિપ્ત કરનાર, મૈથુનશક્તિને વધારનાર, તુરત તૃપ્ત કરનાર અને હલકું છે. એ ફીણ અતિસારમાં, અગ્નિની મંદતા ઉપર તથા જીર્ણજ્વર ઉપર બહુ સારૂં છે.

### નિંદિત દુધ.

**विवर्णं विरसं चाम्लं दुर्गन्धं ग्रथितं पयः । वर्जयेदम्ललवणयुक्तं कुष्ठादिहेतुतः ॥**

જે દુધ બગડી ગએલા રંગવાળું, રસવગરનું, ખાટું, દુર્ગંધવાળું, ફોદા ફોદા જેવું થઇ ગએલું, ખાટા પદાર્થના સંયોગવાળું કે ખારા પદાર્થના સંયોગવાળું હોય તેને છોડી દેવું. કારણ કે તેથી બુદ્ધિ વગેરેની હાનિ થાય છે.

इति श्रीभावप्रकाशे दुग्धवर्गः ।

---

## अथ दधिवर्गः

### દહી.

**दध्युष्णं दीपनं स्निग्धं कषायानुरसं गुरु । पाकेऽम्लं ग्राहि पित्तास्रशोथमेदः कफप्रदम् ॥ मूत्रकृच्छ्रे प्रतिश्याये शीतगे विषमज्वरे । अतीसारेऽरुचौ कार्श्ये शस्यते बलशुक्रकृत् ॥ आदौ मन्दं ततः स्वादु स्वाद्वम्लं च ततः परम् । अम्लं चतुर्थमत्यम्लं पंचमं दधि पंचधा॥**

**નામ.**–સં. દધિ; ગુ. મ. હિં. દહી; ફા. દોગ; અ. જુગરાત; ક. મોસર; તૈ. હયગુ; ઈં. Curdled milk.

ગુણ–દહી ગરમ, અગ્નિને દીપ્ત કરનાર, સ્નિગ્ધ, તુરારસના સંબંધવાળું, ભારે, પાકમાં ખાટું, દસ્તને રોકનાર અને પિત્ત, લોહીનો બીગાડ, સોજા. મેદ તથા કફને કરનાર છે. મૂત્રકૃચ્છ્રમાં, શળીખમમાં, ટાઢીઆ વિષમજ્વરમાં, અતિસારમાં, અરૂચિમાં અને દુર્બલપણાઉપર દહી ઘણું ઉપયોગી છે અને બળને તથા વીર્યને વધારનાર છે.

ભેદ–મંદ, સ્વાદુ, સ્વાદ્વમ્લ, અમ્લ અને અત્યમ્લ એ રીતે દહીના પાંચ ભેદ છે.

### દહીના ભેદ.

मन्दं दुग्धवदव्यक्तरसं किञ्चिद्घनं भवेत् । मन्दं स्यात्सृष्टविण्मूत्रं दोषत्रयविदाहकृत् ॥ यत्सम्यग्घनतां यातं व्यक्तस्वादुरसं भवेत् । अव्यक्ताम्लरसं तत्तु स्वादु विज्ञैरुदाहृतम् ॥ स्वादु स्यादत्यभिष्यन्दि वृष्यं मेदःकफावहम् । वातघ्नं मधुरं पाके रक्तपित्तप्रसादनम् ॥ स्वाद्वम्लं सान्द्रमधुरं कषायानुरसं भवेत् । स्वाद्वम्लस्य गुणा ज्ञेयाः सामान्यदधिवज्जनैः ॥ यत्तिरोहितमाधुर्यं व्यक्ताम्लरसं तदम्लकम् । अम्लं तु दीपनं पित्तरक्तश्लेष्मविवर्धनम् ॥ तदत्यम्लं दन्तरोमहर्षकण्ठादिदाहकृत् । अत्यम्लं दीपनं रक्तवातपित्तकरं परम् ॥

જે દહી દુધની પેઠે અસ્ફુટરસવાળું અને કાંઈક ઘાટું હોય તેને મંદ સમજવું. મંદ દહી વિષ્ઠા તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર, ત્રણે દોષને કરનાર અને દાહને ઉત્પન્ન કરનાર છે. જે દહી સારી રીતે ઘાટું થએલું, સ્ફુટ થએલા મધુર રસવાળું અને અસ્ફુટ ખટાશવાળું હોય તેને વિદ્વાન લોકો સ્વાદુ કેહે છે. સ્વાદુ દહી બહુજ શરદી કરનાર, મૈથુનશક્તિને વધારનાર, મેદને તથા કફને કરનાર, વાયુને હણનાર, પાકમાં મધુર અને રક્તપિત્તને સારૂં કરનાર છે. જે દહી ઘાટું, મીઠું અને તુરાશને મળતું હોય તે સ્વાદ્વમ્લ કેહેવાય છે. સ્વાદ્વમ્લ દહીના ગુણો સાધારણ દહીના જેવા સમજવા જેમાંથી મીઠાશ જતી રહીને ખટાશ સ્પષ્ટ થઇ હોય તે દહી અમ્લ કેહેવાય છે. અમ્લ દહી અગ્નિને દીપ્ત કરનાર અને પિત્તને લોહીના બીગાડને તથા કફને વધારનાર છે. જે ખાવાથી દાંત અંબાઈ જાય, રૂવાણાં ઉભાં થઇ જાય અને કંઠ આદિમાં બળતરા થાય તે દહી અત્યમ્લ કેહેવાય છે. અત્યમ્લ દહી અગ્નિને દીપ્ત કરે અને લોહીનો બીગાડ, વાયુ તથા પિત્તને બહુજ ઉત્પન્ન કરેછે.

### ગાયનું દહી.

गव्यं दधि विशेषेण स्वाद्वम्लं च रुचिप्रदम् । पवित्रं दीपनं हृद्यं पुष्टिकृत्पवनापहम् ॥ उक्तं दध्नामशेषाणां मध्ये गव्यं गुणाधिकम् ॥

ગાયનું દહી વિશેષે કરી મધુર, ખાટું, રૂચિ આપનાર, પવિત્ર, અગ્નિને દીપ્ત કરનાર, મનને પ્રિય લાગે એવું, પુષ્ટિ કરનાર અને વાયુને મટાડનાર છે. સઘળા દહીમાં ગાયનું દહી અધિક ગુણોવાળું ગણવામાં આવ્યુ છે.

### ભેંસનું દહી.

माहिषं दधि सुस्निग्धं श्लेष्मलं वातपित्तनुत् । स्वादुपाकमभिष्यन्दि वृष्यं गुर्वस्रदूषकम् ॥

ભેંસનું દહી બહુ સ્નિગ્ધ, કફ કરનાર, વાયુને તથા પિત્તને મટાડનાર, પાકમાં મધુર, શરદી કરનાર, વીર્યને વધારનાર, ભારે અને લોહીને બીગાડનાર છે.

## બકરીનું દહી.

**आजं दध्युत्तमं ग्राहि लघु दोषत्रयापहम्। शस्यते श्वासकासार्शःक्षयकार्श्येषु दीपनम्॥**

બકરીનું દહી ઉત્તમ, દસ્તને રોકનાર, હલકું, ત્રણે દોષને ટાળનાર, અગ્નિને દીપ્ત કરનાર અને શ્વાસ, ઉધરસ, અરશ, ક્ષય તથા દુબળાપણું એઓ ઉપર હિતકારી છે.

## પકવ દુધમાંથી થયેલું દહી.

**पक्वदुग्धभवं रुच्यं दधि स्निग्धं गुणोत्तमम्। पित्तानिलापहं सर्वधात्वग्निबलवर्धनम्॥**

પકાવેલું દુધનું દહી રૂચિકારક, સ્નિગ્ધ, ઉત્તમ ગુણવાળું, પિત્તને તથા વાયુને હણનાર અને સઘળા ધાતુઓના તથા અગ્નિના બળને વધારનાર છે.

## નિઃસાર દુધમાંથી કરેલું દહી.

**असारं दधि संग्राहि शीतलं वातलं लघु। विष्टम्भि दीपनं रुच्यं ग्रहणीरोगनाशनम्॥**

નિઃસાર દુધનું દહી દસ્તને રોકનાર, ટાઢું, વાયુને ઉત્પન્ન કરનાર, હલકું, મળને ઝાલી રાખનાર, અગ્નિને દીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર અને ગ્રહણી નામના રોગને મટાડનાર છે.

## ગાળેલું દહી.

**गालितं दधि सुस्निग्धं वातघ्नं कफकृद् गुरु। बलपुष्टिकरं रुच्यं मधुरं नातिपित्तकृत्॥**

ગાળેલું દહી બહુ સ્નિગ્ધ, વાયુને હણનાર, કફ કરનાર, ભારે, બળ વધારનાર, પુષ્ટિ કરનાર, રૂચિકારક, મધુર અને પિત્તને બહુ વધારનાર નથી.

## સર્કરાદિ સહિત દહી.

**सशर्करं दधि श्रेष्ठं तृष्णापित्तास्रदाहजित्। सगुडं वातनुद्वृष्यं बृंहणं तर्पणं गुरु॥**

સાકરવાળું દહી શ્રેષ્ઠ છે અને તરશ, પિત્ત, લોહીનો બીગાડ તથા દાહને મટાડનાર છે. ગોળ નાખેલું દહી વાયુને મટાડનાર, મૈથુનશક્તિને વધારનાર, પુષ્ટિ કરનાર, તૃપ્તિ આપનાર અને ભારે છે.

## રાતે દહી ખાવાનો નિષેધ.

**न नक्तं दधि भुञ्जित न चाप्यघृतशर्करम्। नामुद्गसूपं नाक्षौद्रं नोष्णं नामलकैर्विना॥**

अयमर्थः। रात्रौ दधि न भुञ्जीत। भुञ्जीत चेत्तदा अघृतशर्करममुद्गसूपमक्षौद्रमुष्णं विनामलकैश्च दधि न भुञ्जीत। तेन घृतशर्करादियुक्तं दधि रात्रावपि भुञ्जीतेत्यर्थः। तथा च।

**शस्यते दधि नो रात्रौ शस्तं चाम्बु घृतान्वितम्। रक्तपित्तकफोत्थेषु विकारेषु तु नैव तत्॥**

तदम्बु घृतान्वितमपि॥

રાતે દહી ખાવું નહીં. ખાવું હોય તો ઘી સાકરવગરનું, મગની દાળવગરનું, મધવગરનું, ગરમ કરેલું કે આમળાંવગરનું ખાવું નહીં. ઘી સાકર વગેરે સહિત દહી રાતે પણ ખાવાની

છુટ છે. કહ્યું છે કે "રાતે દહીં ખાવું સારૂં નથી. ખાવાની જરૂર હોય તો ઘી તથા પાણી નાખીને ખાવું. રક્તપિત્ત તથા કફસંબંધી વિકારોમાં તો ઘી તથા પાણીસહિત દહીં ખાવું પણ સારૂં નથી."

**પ્રત્યેક ઋતુમાં દહીંનો વિધિનિષેધ.**

हेमन्ते शिशिरे चापि वर्षासु दधि शस्यते। शरद्ग्रीष्मवसन्तेषु प्रायशस्तद्विगर्हितम् ॥

હેમંત, શિશિર અને વર્ષા એ ત્રણ ઋતુઓમાં દહીં ખાવું સારૂં છે. શરદ ગ્રીષ્મ અને વસંત એ ત્રણ ઋતુઓમાં દહીં ખાવું ઘણું કરીને સારૂં નથી.

**વિધિવિના દહીંના સેવનમાં દોષ.**

ज्वरासृक्पित्तवीसर्पकुष्ठपाण्ड्वामयभ्रमान्। प्राप्नुयात्कामलां चोग्रां विधिं हित्वा दधिप्रियः ॥

જ્વર, લોહીનું દરદ, પિત્ત, રતવા જેવાં દરદો, કોઢ, પાંડુરોગ, ભ્રમ અને ભયંકર કમળો એ રોગો, વિધિનું ઉલ્લંઘન કરીને દહીં ઉપર પ્રેમ રાખનાર માણસને પ્રાપ્ત થાયછે.

**સર તથા મસ્તુ.**

दध्नस्तूपरि यो भागो घनः स्नेहसमन्वितः। स लोके सर इत्युक्तो दध्नो मण्डस्तु मस्त्विति ॥ सरः स्वादुर्गुरुर्वृष्यो वातवह्निप्रणाशनः। साम्लो वस्तिप्रशमनः पित्तश्लेष्मविवर्धनः ॥ मस्तु क्लमहरं बल्यं लघु भक्ताभिलाषकृत्। स्रोतोविशोधनं ह्लादि कफतृष्णानिलापहम् ॥ अवृष्यं प्रीणनं शीघ्रं भिनत्ति मलसञ्चयम् ॥

દહીંની ઉપર ચીકાશવાળો જે ઘાટો ભાગ થાય છે તે સર કહેવાય છે અને દહીંનાં ડડખાં મસ્તુ કહેવાય છે. સર મધુર, ભારે, મૈથુનશક્તિને વધારનાર, વાયુનો તથા અગ્નિનો નાશ કરનાર છે, ખટાશવાળો, બસ્તિરોગને શાંત કરનાર અને પિત્તને તથા કફને વધારનારછે. મસ્તુ (ડડખાં) ગ્લાનિને મટાડનાર, બળ આપનાર, હલકાં, અન્નની ઇચ્છા કરાવનાર, નાડીઓને સાફ કરનાર, પ્રિય લાગનાર, કફને તરસને તથા વાયુને મટાડનાર, મૈથુનશક્તિને વધારનાર નથી, શીઘ્ર તૃપ્તિ આપનાર અને મળના સમૂહને તોડનાર છે.

इति श्रीभावप्रकाशे दधिवर्गः।

## અથ તક્રવર્ગઃ

### છાશ.

घोलं तु मथितं तक्रमुदश्विच्छच्छिकापि च। ससरं निर्जलं घोलं मथितं त्वसरोदकम् ॥ तक्रं पादजलं प्रोक्तमुदश्विच्चार्धवारिकम्। छच्छिका सारहीना स्यात्स्वच्छा प्रचुरवारिका ॥ घोलं तु शर्करायुक्तं गुणैर्ज्ञेयं रसालवत्।

मथितं महवा इति लोके। छच्छिका छाछ इति लोके।

वातपित्तहरं ह्लादि मथितं कफपित्तनुत् ॥ तक्रं ग्राहि कषायाम्लं स्वादु-

पाकरसं लघु । वीर्योष्णं दीपनं वृष्यं प्रीणनं वातनाशनम् ॥ ग्रहण्यादिमतां पथ्यं भवेत्संग्राहि लाघवात् । किञ्च स्वादुविपाकित्वान्न च पित्तप्रकोपणम् ॥ कषायोष्णविपाकित्वाद्रौक्ष्याच्चापि कफापहम् ॥ न तक्रसेवी व्यथते कदाचिन्न तक्रदग्धाः प्रभवन्ति रोगाः । यथा सुराणाममृतं सुखाय तथा नराणां भुवि तक्रमाहुः॥ उदश्वित्कफकृद्बल्यमामघ्नं परमं मतम् । छच्छिका शीतला लघ्वी पित्तश्रमतृषाहरी ॥ वातनुत्कफकृत्सा तु दीपनी लवणान्विता ॥

નામ—સં. તક્ર, છચ્છિકા; મ. તાક; હિ. છાંછ; ફા. મસ્તમઠા; અ. હમીઝ; ક. અલેમજ્જીગે; તૈ. મજ્જીક; ઈં. Butter milk, Wheyo

ભેદ—ઘોલ, મથિત, તક્ર, ઉદશ્વિત્ અને છચ્છિકા એટલા છાશના ભેદ છે.

લક્ષણ—પાણી નહીં નાખતાં ઉપરના ચીકાશવાળા ઘાટા ભાગસહિત વલોવેલું દહી ઘોલ (ઘોળવુ) કહેવાય છે. ઉપરનો ચીકાશવાળો ઘાટો ભાગ કહાડી નાખી પાણીવગરજ વલોવેલું દહી મથિત કહેવાય છે. ચોથા ભાગનું પાણી નાખીને વલોવેલુ દહી તક્ર કહેવાય છે. અરધો અરધ પાણી નાખીને વલોવેલુ દહી ઉદશ્વિત્ કહેવાય છે અને વલોવીને જેમાંથી માંખણ કહાડી લીધું હોય તથા ઘણું પાણી નાંખીને ઓછું કરવામાં આવ્યુ હોય તે દહી છચ્છિકા કહેવાયછે.

ગુણ—સાકર નાખીને ઘોલનો ઉપયોગ કરવામાં આવે તો તેમાં આંબાના રસના જેવા ગુણ થાય છે. મથિત વાયુને તથા પિત્તને હરનાર, પ્રિય લાગનાર અને કફને તથા પિત્તને તોડનાર છે. તક્ર દસ્તને રોકનાર, તુરૂ, ખાટું, પાકમાં તથા રસમાં મધુર, હલકું, ઉષ્ણવીર્ય, અગ્નિને દીપ્ત કરનાર, મૈથુનશક્તિને વધારનાર, તૃપ્તિ આપનાર, વાયુનો નાશ કરનાર, ગ્રહણી આદિ રોગવાળાઓને પથ્ય છે. તક્ર હલકું થવાથી દસ્તને રોકે છે, પાકમાં મધુર હોવાથી પિત્તનો પ્રકોપ કરતું નથી અને તુરૂ હોવાથી ઉષ્ણવીર્ય હોવાથી તથા રૂક્ષ હોવાથી કફને તોડે છે. તક્રનું સેવન કરનાર માણસ કદી પણ વ્યથા પામતો નથી અને તક્રથી બળી ગયેલા રોગો પાછા કદી પણ ઉત્પન્ન થતા નથી. જેમ અમૃત દેવતાઓને સુખ આપનાર છે, તેમ તક્ર પૃથ્વીમાં માણસોને સુખ આપનાર, એમ કહેવાય છે. ઉદશ્વિત કફ કરનાર, બળને વધારનાર અને આમ ભાગને અત્યંત ટાળનાર છે. છચ્છિકા ટાઢી, હલકી, પિત્તને શ્રમને તથા તૃષાને મટાડનારી, વાયુને ટાળનારી અને કફને કરનારી છે. લુણ નાખીને ઉપયોગમાં લીધેલી છચ્છિકા અગ્નિને દીપ્ત કરનાર છે.

### ભીન્ન ભીન્ન જાતની છાશ.

समुद्धृतघृतं तक्रं पथ्यं लघु विशेषतः । स्तोकोद्धृतघृतं तस्माद् गुरु वृष्यं

कफावहम् ॥ अनुद्धृतघृतं सान्द्रं गुरु पुष्टिकफप्रदम् ॥

જેમાંથી ઘી સઘળું કાહાડી લીધેલુ હોય એવુ તક્ર પથ્ય છે અને અત્યંત હલકુ છે. જેમાંથી થોડુંક ઘી કાહાડી લીધું હોય એવુ તક્ર ઉપરના તક્ર કરતાં ભારે, મૈથુનશક્તિને વધારનાર અને કફ કરનાર છે. જેમાંથી ઘી બીલકુલ કાહાડી લીધેલુ ન હોય એવુ તક્ર ઘાટુ, ભારે, પુષ્ટિ આપનાર અને કફ કરનાર છે.

## ભીન્ન ભીન્ન વ્યાધીપર છાશનો ઉપયોગ.

वातेऽम्लं शस्यते तक्रं शुण्ठीसैन्धवसंयुतम् । पित्ते स्वादु सितायुक्तं सव्योपमधिके कफे ॥ हिङ्गुजीरयुतं घोलं सैन्धवेन च संयुतम् । भवेदतीव वातघ्नमर्शोऽतीसारहृत्परम् ॥ रुचिदं पुष्टिदं बल्यं वस्तिशूलविनाशनम् । मूत्रकृच्छ्रे तु सगुडं पाण्डुरोगे सचित्रकम् ॥

વાયુ ઉપર ખાટું અને સુંઠ તથા સૈંધવ નાખેલુ તક્ર ઉત્તમ છે. પિત્ત ઉપર મીઠુ તથા સાકરવાળુ તક્ર ઉત્તમ છે, કફ વધ્યો હોય તો સુંઠ મરી અને પીપરવાળુ તક્ર ઉત્તમ છે. હીંગ, જીરૂ તથા સૈંધવ એઓથી મિશ્રિત કરેલુ દહીંનું ઘોળવુ વાયુને અત્યંત તોડનાર, અર્શને તથા અતિસારને મટાડનાર, રૂચી આપનાર, પુષ્ટિ આપનાર, બળ વધારનાર અને નાભિથી નીચેના ભાગના શૂળને મટાડનાર છે. ગોળથી મિશ્ર કરેલુ ઘોળવુ મૂત્રકૃચ્છ્ર ઉપર ઉત્તમ છે અને ચિતરાથી મિશ્ર કરેલુ ઘોળવુ પાંડુરોગ ઉપર ઉત્તમ છે.

## કાચી તથા પાકી છાશ

तक्रमामं कफं कोष्ठे हन्ति कण्ठे करोति च । पीनसश्वासकासादौ पक्वमेव प्रयुज्यते ॥

કાચુ તક્ર કોઠાના કફને તોડે છે અને કંઠમાં કફ કરે છે સળેખમ, શ્વાસ અને ઉધરસ આદિ દરદોમાં પાકા તક્રનોજ ઉપયોગ કરવો.

## છાશનું સેવન કરવાના વિષયો.

शीतकालेऽग्निमान्द्ये च तथा वातामयेषु च । अरुचौ स्रोतसां रोधे तक्रं स्यादमृतोपमम् ॥ तत्तु हन्ति गरच्छर्दिप्रसेकविषमज्वरान् । पाण्डुमेदोग्रहण्यर्शोमूत्रग्रहभगन्दरान् ॥ मेहं गुल्ममतीसारं शूलप्लीहोदरारुचीः । श्वित्रकोष्ठगतव्याधीन्कुष्ठशोथतृषाक्रमीन् ॥

શીતકાળમાં, અગ્નિ મંદ થયો હોય ત્યારે, વાયુનાં દરદોમાં, અરૂચિમાં, અને નાડીઓનો રોધ થયો હોય ત્યારે તક્ર અમૃત જેવુ કામ કરે છે. તક્ર ઝેરને, ઉલટીને, લાળના ઝરવાને, વિષમજ્વરને, પાંડુરોગને, મેદને, સંગ્રહણીને, અર્શને, મુત્રકૃચ્છ્રને, ભગંદરને, પ્રમેહને, ગોળાને, અતિસારને, શૂળને, બરલને, ઉદરના રોગને, અરૂચિને, ચીતરીને, કોઠાનાં દરદોને, કોઢને, સોજાને, તૃષાને અને કૃમિઓને મટાડેછે.

### છાશના નિષેધના વિષયો.

**नैव तक्रं क्षते दद्यन्नोष्णकाले न दुर्बले । न मूर्च्छाभ्रमदाहेषु न रोगे रक्तपित्तजे ॥**

ઉનાળામાં ક્ષતવાળાને, દુબળાને, મૂર્ચ્છાવાળાને, ભ્રમવાળાને, દાહવાળાને અને રૂધિરથી તથા પિત્તથી થએલા રોગવાળાને તક્ર કદી પણ દેવું નહીં.

### છાશના વિશેષ ગુણો.

**यान्युक्तानि दधीन्यष्टौ तद्गुणं तक्रमादिशेत् ॥**

જે દહીમાં જે ગુણો કહ્યા છે તે દહીના તક્રમાં પણ તેજ ગુણો વિશેષે કરી રહ્યા છે એમ સમજવું. દહીના આઠ પ્રકાર દહીના વર્ગમાં કહ્યા છે.

इति श्रीभावप्रकाशे तक्रवर्गः ।

---

## અથ નવનીતવર્ગઃ

### માંખણ.

**म्रक्षणं सरजं हैयङ्गवीनं नवनीतकम् । नवनीतं हितं गव्यं वृष्यं वर्णबलाग्निकृत् ॥ संग्राहि वातपित्तासृक्क्षयार्शोर्दितकासहृत् । तद्धितं बालके वृद्धे विशेषादमृतं शिशोः ॥**

નામ—મ્રક્ષણ, સરજ, હૈયંગવીન અને નવનીત એટલાં માંખણનાં સંસ્કૃત નામ છે. હિં. મખન; મ. લોણી; ફા. મસકા; અ. જુબ્દ; ક. બેણ્ણે; તૈ. પેન્ના; ઈં. Butter લા. Butyrum.

ગુણ—ગાયનું માંખણ હિતકારી, મૈથુનશક્તિને વધારનાર, વર્ણને સારો કરનાર, બળ આપનાર, અગ્નિને દીપ્ત કરનાર, દસ્તને રોકનાર, અને વાયુ, પિત્ત, લોહીનો બીગાડ, ક્ષય, અરશ, અરદીયો વાયુ તથા ઉધરસને મટાડનાર છે. બાલકને વાસ્તે તથા વૃદ્ધને વાસ્તે પણ એ માંખણ હિતકારી અને તેમાં બાલકને તો અત્યંત અમૃતરૂપ છે.

### ભેંશનું માંખણ.

**नवनीतं महिष्यास्तु वातश्लेष्मकरं गुरु । दाहपित्तश्रमहरं मेदःशुक्रविवर्धनम् ॥**

ભેંશનું માંખણ વાયુને તથા કફને કરનાર, ભારે, દાહને પિત્તને તથા શ્રમને મટાડનાર અને મેદને તથા વીર્યને વધારનાર છે.

### દુધમાંથી કહાડેલું માંખણ.

**दुग्धोद्भवं नवनीतं तु चक्षुष्यं रक्तपित्तनुत् । वृष्यं बल्यमतिस्निग्धं मधुरं ग्राहि शीतलम् ॥**

દુધમાંથી પરબારૂંજ કાહાડેલું માંખણ નેત્રને હિતકારી, રક્તપિત્તને મટાડનાર, મૈથુનશક્તિને વધારનાર, બળ આપનાર, બહુ સ્નિગ્ધ, મધુર, દસ્તને રોકનાર છે, અને ટાઢું છે.

### તાજું માંખણ.

**नवनीतं तु सद्यस्कं स्वादु ग्राहि हिमं लघु । मेध्यं किञ्चित्कषायाम्लमीषत्तक्रांशसंक्रमात् ॥**

તાજું માંખણ મધુર, દસ્તને રોક-

-નાર, ટાઢું, હલકું, બુદ્ધિને હિતકારી છે અને જરાક તક્રનો અંશ આવવાને લીધે કાંઇક તુરૂ તથા ખાટું છે.

## વાસી માંખણ.

**सक्षारकटुकाम्लत्वाच्छर्द्यर्शःकुष्ठकारकम् । श्लेष्मलं गुरु मेदस्यं नवनीतं चिरंतनम् ॥**

ઘણી વારનું માંખણ ખારાશથી, તીખાશથી તથા ખટાશથી યુક્ત થઈ જવાને લીધે ઉલટી, અરશ તથા કોઢને કરનાર, કફ વધારનાર, ભારે અને મેદની વૃદ્ધિ કરનાર છે.

इति श्रीभावप्रकाशे नवनीतवर्गः ।

---

# અથ ઘૃતવર્ગઃ

## ઘી.

**घृतमाज्यं हविः सर्पिः कथ्यन्ते तद्गुणा अथ। घृतं रसायनं स्वादु चक्षुष्यं वह्निदीपनम् ॥ शीतवीर्यविषालक्ष्मीपापपित्तानिलापहम्॥ अल्पाभिष्यन्दि कान्त्योजस्तेजोलावण्यबुद्धिकृत् ॥ स्वरस्मृतिकरं मेध्यमायुष्यं बलकृद्गुरु। उदावर्तज्वरोन्मादशूलानाहव्रणान्हरेत् ॥ स्निग्धं कफकरं रक्षःक्षयवीसर्परक्तनुत् ॥**

નામ—ઘૃત, આજ્ય, હવિષ્ અને સર્પિષ્ એટલાં ઘીનાં સંસ્કૃત નામ છે. હિં. ઘી; મ. તૂપ; ફા. રોગને જર્દ; અ. સમન્; તૈ. નેઈ; ઇં. Clerified butter લૅ. Butyrum Depuratum.

ગુણ—ઘી રસાયન, મધુર, નેત્રને હિતકારી, અગ્નિને દીપ્ત કરનાર, શીતવીર્યવાળું, ઝેર, અલક્ષ્મી, પાપ, પિત્ત અને વાયુને ટાળનાર, થોડીક શરદી કરનાર, કાંતિ, બળ, તેજ, લાવણ્ય, બુદ્ધિ, સ્વરનું નિર્મલપણું તથા સ્મરણશક્તિને વાસ્તે સારૂ, પવિત્ર, આયુષ્યને વધારનાર, શક્તિ આપનાર, ભારે, સ્નિગ્ધ, કફ કરનાર અને ઉદાવર્ત્ત નામનો રોગ, જ્વર, ઉન્માદ, શૂળ, આફરો, વ્રણ, ઝોડ, ક્ષય, રતવા જેવા રોગ તથા લોહીના બીગાડને મટાડનાર છે.

## ગાયનું ઘી.

**गव्यं घृतं विशेषेण चक्षुष्यं वृष्यमग्निकृत् । स्वादुपाककरं शीतं वातपित्तकफापहम् ॥ मेधालावण्यकान्त्योजस्तेजोवृद्धिकरं परम् । अलक्ष्मीपापरक्षोघ्नं वयसः स्थापकं गुरु ॥ वल्यं पवित्रमायुष्यं सुमङ्गल्यं रसायनम् । सुगन्धं रोचनं चारु सर्वाज्येषु गुणाधिकम् ॥**

ગાયનું ઘી વિશેષે કરી નેત્રને હિતકારી, મૈથુનશક્તિને વધારનાર, અગ્નિને દીપ્ત કરનાર, પાકમાં મધુર, ટાઢું, વાત પિત્ત તથા કફને મટાડનાર, બુદ્ધિની, લાવણ્યની, કાંતિની, સામર્થ્યની તથા તેજની બહુ વૃદ્ધિ કરનાર, અલક્ષ્મીને પાપને તથા ઝોડ આદિને ટાળનાર, જુવાનીને સ્થિર રાખનાર, ભારે, બળ આપનાર, પવિત્ર, આયુષ્યને વધારનાર, મંગલરૂપ, રસાયન, સુગંધયુક્ત, રૂચિ ઉપજાવનાર, સુંદર, અને ઘીની સઘળી જાતોમાં શ્રેષ્ઠ છે.

### ભેંશનું ઘી.

माहिषं तु घृतं स्वादु पित्तरक्तानिलापहम् । शीतलं श्लेष्मलं वृष्यं गुरु स्वादु विपच्यते ॥

ભેંશનું ઘી મધુર, ટાઢું, કફ કરનાર, મૈથુનશક્તિને વધારનાર, ભારે, પાકમાં મધુર અને પિત્ત લોહીનો બીગાડ તથા વાયુને મટાડનાર છે.

### બકરીનું ઘી.

आजमाज्यं करोत्यग्निं चक्षुष्यं बलवर्धनम् । कासे श्वासे क्षये चापि हितं पाके भवेत्कटु ॥

બકરીનું ઘી અગ્નિ કરનાર, નેત્રને હિતકારી, બળને વધારનાર, પાકમાં તીખું અને ઉધરસ ઉપર, શ્વાસ ઉપર તથા ક્ષય ઉપર હિતકારી છે.

### ઉંટડીનું ઘી.

औष्ट्रं कटु घृतं पाके शोषकृमिविषापहम् । दीपनं कफवातघ्नं कुष्ठगुल्मोदरापहम् ॥

ઉંટડીનું ઘી પાકમાં તીખું, અગ્નિને દીપ્ત કરનાર, અને શોષ, કૃમિ, વિષ, કફ, વાયુ, કોઢ, ગોળો તથા ઉદરના રોગને મટાડનાર છે.

### ગાડરનું ઘી.

पाके लघ्वाविकं सर्पिः सर्वरोगविनाशनम् । वृद्धिं करोति चास्थीनामश्मरीशर्करापहम् ॥ चक्षुष्यमग्निबलदं वातदोषनिवारणम् ॥

ગાડરનું ઘી પાકમાં હલકું, સર્વ રોગોનો નાશ કરનાર, હાડકાની વૃદ્ધિ કરનાર, પથરીને તથા કાંકરીને મટાડનાર, નેત્રને હિતકારી, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને વાયુના દોષનું નિવારણ કરનાર છે.

### સ્ત્રીનું ઘી.

कफेऽनिले योनिदोषे पित्ते रक्ते च तद्धितम् । चक्षुष्यमाज्यं स्त्रीणां वा सर्पिः स्यादमृतोपमम् ॥

સ્ત્રીઓનું ઘી કફ, વાયુ, યોનિદોષ, પિત્ત, અને લોહીના બીગાડ ઉપર હિતકારી, નેત્રને હિતકારી અને અમૃતસમાન છે.

### ઘોડીનું ઘી.

वृद्धिं करोति देहाग्नेर्लघु पाके विषापहम् । तर्पणं नेत्ररोगघ्नं दाहनुद्वडवाघृतम् ॥

ઘોડીનું ઘી શરીરના અગ્નિને વધારનાર, પાકમાં હલકું, ઝેરને મટાડનાર, તૃપ્તિ આપનાર, નેત્રના રોગને હણનાર અને દાહને મટાડનાર છે.

### દુધમાંથી કાહાડેલું ઘી.

घृतं दुग्धभवं ग्राहि शीतलं नेत्ररोगहृत् । निहन्ति पित्तदाहास्रमदमूर्छाभ्रमानिलान् ॥

દુધનું ઘી દસ્તને રોકનાર, ટાઢું, નેત્રના રોગને મટાડનાર અને પિત્ત, દાહ, લોહીનો બીગાડ, મદ, મૂર્છા, ભ્રમ તથા વાયુને ટાળનાર છે.

### વાશી દહીમાંથી કરેલું.

हविर्ह्यस्तनदुग्धोत्थं तत्स्याद्धैयङ्गवीनकम् । हैयङ्गवीनं चक्षुष्यं दीपनं रुचि-

कृत्परम् ॥ बलकृद्बृंहणं वृष्यं विशेषाज्ज्वरनाशनम् ॥

એક દીવસના વાશી દહીંમાંથી કરેલું ઘી હૈયંગવીનક કેહેવાય છે. એ ઘી નેત્રને હિતકારી, અગ્નિને દીપ્ત કરનાર, બહુ રૂચિકારક, બળ આપનાર, પુષ્ટિ આપનાર, મૈથુનશક્તિને વધારનાર અને વિશેષે કરી જ્વરનો નાશ કરનાર છે.

### જુનું ઘી.

वर्षादूर्ध्वं भवेदाज्यं पुराणं तत्त्रिदोषनुत् । मूर्च्छाकुष्ठविषोन्मादापस्मारतिमिरापहम् ॥ यथा यथाऽखिलं सर्पिः पुराणमधिकं भवेत् । तथा तथा गुणैः स्वैः स्वैरधिकं तदुदाहृतम् ॥

એક વર્ષથી ઉપરનું ઘી જુનું કેહેવાય છે. એ ઘી ત્રણેદોષને મટાડનાર અને મૂર્છા, કોઢ, ઝેર, ઉન્માદ, વાઈ તથા તિમિરને ટાળનાર છે. સર્વ પ્રકારનું ઘી જેમ જેમ વધારે જુનું હોય તેમ તેમ પોતાના વધારે ગુણવાળું એમ સમજવું. (કાચું હોય તો.)

### તાજું ઘી.

योजयेन्नवमेवाज्यं भोजने तर्पणे श्रमे । बलक्षये पाण्डुरोगे कामलानेत्ररोगयोः ॥

ભોજનમાં, તૃપ્ત થવાના કામમાં, પરિશ્રમ ઉપર, બળના ક્ષયઉપર, પાંડુરોગઉપર, કમળાઉપર અને નેત્રના દરદોઈ રોગઉપર તાજા ઘીનોજ ઉપયોગ કરવો.

### ઘી નહીં દેવાના વિષયો.

राजयक्ष्मणि बाले च वृद्धे श्लेष्मकृते गदे । रोगे सामे विषूच्यां च विबन्धे च मदात्यये ॥ ज्वरे च दहने मन्दे न सर्पिर्बहु मन्यते ॥

બાળકને, વૃદ્ધને, ભારે ક્ષયરોગઉપર, કફનાં દરદઉપર, આમવાળા રોગઉપર, કોલેરાઉપર, મલબંધઉપર, મદાત્યયઉપર, જ્વરઉપર અને મંદાગ્નિઉપર ઘી દેવું સારૂ નથી.

इति श्रीभावप्रकाशे घृतवर्गः ।

---

# मूत्रवर्गः

### ગોમુત્ર.

गोमूत्रं कटु तीक्ष्णोष्णं क्षारं तिक्तं कषायकम् । लघ्वग्निदीपनं मेध्यं पित्तकृत्कफवातहृत् ॥ शूलगुल्मोदरानाहकण्डूक्षिमुखरोगजित् । किलासगदवातामबस्तिरुक्कुष्ठनाशनम् ॥ कासश्वासापहं शोथकामलापाण्डुरोगहृत् ॥ कण्डूकिलासगदशूलमुखाक्षिरोगान् गुल्मातिसारमरुदामयमूत्ररोधान् । कासं सकुष्ठजठरक्रिमिपाण्डुरोगान् गोमूत्रमेकमपि पीतमपाकरोति ॥ सर्वेष्वपि च मूत्रेषु गोमूत्रं गुणतोऽधिकम् । अतोऽविशेषात्कथने मूत्रं गोमूत्रमुच्यते ॥ प्लीहोदरश्वासकासशोथवर्चोग्रहापहम् । शूलगुल्मरुजानाहकामलापाण्डुरोगहृत् ॥ कषायं तिक्ततीक्ष्णं च पूरणात्कर्णशूलनुत् ॥

નામ—હિં. પેશાવ; મ. મૂત્ર, ગાયચે

મૂત્ર; ક. મૂત્ર; તૈ. ઉચ્ચા; ઈં. Urine લૅ. Urina.

ગુણ-ગોમૂત્ર તીખું, તીક્ષ્ણ, ગરમ, ખારૂં, તુરૂં, હલકું, અગ્નિને દીપ્ત કરનાર, પવિત્ર, પિત્ત કરનાર અને કફ, વાયુ, શૂલ, ગોટો, પેટનું ચડવું, ચળ, નેત્રના રોગ, મોહોડાના રોગ, કોઢ, વાયુસંબંધી આમ, પેડુના રોગ, ઉધરસ, શ્વાસ, સોજા, કમળો તથા પાંડુરોગને મટાડનાર છે. ગોમૂત્ર પીવામાં આવે તો તે એકલુંજ ચળને, કોઢને, શૂળને, મોહોડાનાં દરદોને, નેત્રનાં દરદોને, ગોટાને, અતિસારને, વાયુસંબંધી રોગોને, મૂત્રના અટકાવને, ઉધરસને, પેટના રોગને, કૃમિઓને અને પાંડુરોગને ટાળી નાખેછે. સઘળાં મૂત્રોમાં ગોમૂત્ર અધિક ગુણોવાળું છે એટલામાટે જ્યાં અમુકનું મૂત્ર એમ ગોણું નામ પાડીને ન કહ્યું હોય ત્યાં મૂત્ર શબ્દથી ગોમૂત્ર સમજવું. ગોમૂત્ર તુરૂં, કડવું, તીક્ષ્ણ, કાનમાં રેડવાથી કાનના શૂલને મટાડનાર અને ખરલતું દરદ, પેટનાં દરદ, શ્વાસ, ઉધરસ, સોજા, દસ્તની કબજીયત, શૂલ, ગોટાનું દરદ, પેટનું ચડવું, કમળો તથા પાંડુરોગને ટાળનાર છે.

### માણસનું મૂત્ર.

नरमूत्रं गरं हन्ति सेवितं तद्रसायनम्। रक्तपामाहरं तीक्ष्णं सक्षारलवणं स्मृतम्॥

માણસનું મૂત્ર ખારવાળું, ખારૂં, તીક્ષ્ણ, રાતી ખસને મટાડનાર, ઝેરને હણનાર અને સેવન કરવાથી રસાયન જેવા ગુણ કરેછે.

### મૂત્રની સામાન્ય પરિભાષા.

गोजाविमहिषीणां तु स्त्रीणां मूत्रं प्रशस्यते। खरोष्ट्रेभनराश्वानां पुंसां मूत्रं हितं स्मृतम्॥

ગાય, બકરાં, ગાડર અને ભેંશ એ જાતોનું મૂત્ર લેવાનું કહ્યું હોય ત્યાં તેઓમાં નારીજાતનું મૂત્ર ઉત્તમ છે એમ સમજવું અને ગધેડાં, ઊંટ, હાથી, માણસ અને ઘોડાં એ જાતોનું મૂત્ર લેવાનું કહ્યું હોય ત્યાં તેઓમાં નરજાતિનું મૂત્ર ઉત્તમ છે એમ સમજવું.

इति श्रीभावप्रकाशे मूत्रवर्गः।

## तैलवर्गः

### તેલનાં સ્વરૂપ.

तिलादिस्निग्धवस्तूनां स्नेहस्तैलमुदाहृतम्। तत्तु वातहरं सर्वं विशेषात्तिलसंभवम्॥

તિલ વગેરે સ્નિગ્ધ વસ્તુઓનો જે સ્નેહભાગ કાહાડવામાં આવે તે તેલ કહેવાય છે. સઘળી જાતનું તેલ વાયુને હરનાર છે તેમાં તિલનું તેલ વિશેષ કરી વાયુને હરનાર છે.

### તિલનું તેલ.

तिलतैलं गुरु स्थैर्यबलवर्णकरं सरम्। वृष्यं विकाशि विशदं मधुरं रसपाकयोः॥ सूक्ष्मं कषायानुरसं तिक्तं वातकफापहम्। वीर्येणोष्णं हिमं स्पर्शे बृंहणं रक्तपित्तकृत्॥ लेखनं बद्धविण्मूत्रं गर्भाशयविशोधनम्। दीपनं बुद्धिदं मेध्यं व्य-

वायि व्रणमेहनुत् ॥ श्रोत्रयोनिशिरः-शूलनाशनं लघुताकरम् । त्वच्यं केश्यं च चक्षुष्यमभ्यङ्गे भोजनेऽन्यथा॥ छिन्नभिन्नच्युतोत्पिष्टमथितं क्षतपिच्चिते । भग्नस्फुटितविद्धाग्निदग्धविश्लिष्टदारिते ॥ तथाभिहतनिर्भुग्नमृगव्याघ्रादिविसते।व-स्तौ पानेऽन्नसंस्कारे नस्ये कर्णाक्षिपूरणे ॥ सेकाभ्यङ्गावगाहेषु तिलतैलं प्र-शस्यते ॥

*ननु बृंहणलेखनयोः कथं सामानाधिकरण्यमित्यत आह ।*

रूक्षादिदुष्टः पवनः स्रोतः सङ्कोचयेद्यदा । रसः सम्यग्वहन्कार्श्यं कुर्याद्रक्ताद्यवर्धयन्॥ तेषु प्रवेष्टुं सरतः सौक्ष्म्यस्निग्धत्वमार्दवैः । तैलं क्षमं रसं नेतुं कृशानां तेन बृंहणम् ॥ व्यवायि सूक्ष्मतीक्ष्णोष्णसरत्वैर्मेदसः स्वयम् । शनैः प्रकृत्ते तैलं तेन लेखनमीरितम् ॥ द्रुतं पुरीषं बध्नाति स्खलितं तत्प्रवर्तयेत् । ग्राहकं सारकं चापि तेन तैलमुदीरितम्॥ घृतमब्दात्परं पक्वं हीनवीर्यं प्रजायते । तैलं पक्वमपक्वं वा चिरस्थायि गुणाधिकम् ॥

નામ–હિં. તિલકા તૈલ; મ. તેલ; ફા. રોગનેકુંજદ; અ. દોહનુ; ક. તૈલ; તૈ. નુને; ઈં. Oil. લા. Oleum.

ગુણ–તિલનું તેલ ભારે, સ્થિરતા કરનાર, બળ આપનાર, વર્ણને સારો કરનાર, દસ્ત ઉતારનાર, મૈથુનશક્તિને વધારનાર, સઘળાં અંગોના સાંધાઓને શિથિલ કરી રસ આદિ ધાતુઓના એરેને નરમ પાડનાર, સ્વચ્છ, રસમાં તથા પાકમાં મધુર, પાતળું, તુરાશને મળતું, કડવું, વાયુને તથા કફને મટાડનાર, ઉષ્ણવીર્ય, ટાઢા સ્પર્શવાળું, પુષ્ટિ આપનાર, રક્તપિત્ત કરનાર, ધાતુઓને ઉખેડનાર, વિષ્ઠાને તથા મૂત્રને બાંધનાર, ગર્ભાશયને સાફ કરનાર, અગ્નિને દીપ્ત કરનાર, પવિત્ર, બુદ્ધિ દેનાર, તુરતજ સઘળા શરીરમાં વ્યાપ્ત થનાર, વ્રણને પ્રમેહને કાનના શૂલને યોનિના શૂલને અને માથાના શૂલને મટાડનાર, શરીરમાં હલકાઇ કરનાર, ચોળવાથી ચામડીને કેશને તથા ચક્ષુને હિતકારી અને ખાવાથી ત્વચાને કેશને તથા ચક્ષુને હાનિ કરનાર છે. છેદાએલ, ભેદાએલ, ખસી ગએલ, ભીંસાએલ, મથાએલ, ઘવાએલ, ચગદાઇ ગએલ, ભાંજેલ, ફુટેલ, વીંધાએલ, અગ્નિથી બળેલ, મૃગ કે વાઘ આદિથી ઘવાએલ, પછડાએલ, વળી ગએલ, તુટી ગએલ અને ચીરાઇ ગએલ ઉપર તિલનું તેલ બહુ હિતકારી છે. બસ્તિકર્મમાં, પીવામાં, અન્નને સંસ્કાર દેવામાં, નાકમાં ટીપાં નાખવામાં, કાનમાં રેડવામાં, આંખમાં રેડવામાં, સીંચવામાં, ચોળવામાં અને નાહાવામાં તિલનું તેલ બહુ ઉત્તમ છે.

શંકા–"તિલના તેલને પુષ્ટિ આપનાર કહ્યું અને ધાતુઓને ઉખેડનાર પણ કહ્યું તો એકજ પદાર્થમાં એ પરસ્પર વિરૂદ્ધ ધર્મ કેમ સંભવે?"

સમાધાન–"રૂક્ષ આદિ પદાર્થોથી દુષ્ટ થએલો પવન સ્રોત નામની નાડી-

ઓનો સંકોચ કરેછે, ત્યારે બરાબર નહીં ચાલતો રસ રૂધિર વગેરેને નહીં વધારતાં દુબળાપણું કરેછે. આ સમયમાં તેલ પોતાના પ્રવેશ કરાવનારપણારૂપ ગુણને લીધે, પાતળાપણાને લીધે, સ્નિગ્ધપણાને લીધે તથા કોમળપણાને લીધે, સ્રોતોમાં રસનો પ્રવેશ કરાવવાને તથા તેઓમાં તેની સારી રીતે ગતિ કરાવવાને સમર્થ થાય છે તેથી તેલ દુબળાઓને પુષ્ટિ આપનાર છે એમ કહ્યું છે. તેમજ તેલ સઘળા શરીરમાં તુરત વ્યાપ્ત થનાર હોવાને લીધે, પાતળાપણાને લીધે, તીક્ષ્ણપણાને લીધે, ઉષ્ણપણાને લીધે અને પ્રવેશ કરાવનારપણાને લીધે ધીરે ધીરે મેદનો ક્ષય કરે છે તેથી તેલ ધાતુઓને ઉખેડનાર છે એમ કહ્યું છે." તેલ પાતળા ઝાડાને બાંધે છે અને ખસેલા ઝાડાને બાહાર કાહાડે છે તેથી દસ્તને રોકનારપણું તથા દસ્ત લગાડનારપણું એ બન્ને ગુણ તેમાં રહ્યા છે. પાકું ઘી એક વર્ષ પછી હીનવીર્ય થઈ જાય છે અને તેલ તો પાકું હોય કે કાચું હોય પણ લાંબા કાળ સુધી હીનવીર્ય થતું નથી તેથી અધિક ગુણવાળું છે.

## સરસવ, કાળી રાઈ તથા રાતી રાઈનું તેલ.

दीपनं सार्षपं तैलं कटुपाकरसं लघु। लेखनं स्पर्शवीर्योष्णं तीक्ष्णं पित्तासृद्पकम् ॥ कफमेदोऽनिलार्शोघ्नं शिरःकर्णामयापहम् । कण्डूकुष्ठकृमिश्वित्रकोठदुष्टव्रणप्रणुत् ॥ तद्वद्राजिकयोस्तैलं विशेषान्मूत्रकृच्छ्रकृत् ॥

राजिकयोः कृष्णराई आरक्तराई द्वयोः।

સરસવનું તેલ અગ્નિને દીપ્ત કરનાર, રસમાં તથા પાકમાં તીખું, હલકું, ઉખેડનાર, સ્પર્શમાં તથા વીર્યમાં ઉષ્ણ, તીક્ષ્ણ, પિત્તને તથા રૂધિરને ખરાબ કરનાર અને કફ, મેદ, વાયુ, અરશ, માથાના રોગ, કાનના રોગ, ચળ, કોઢ, કૃમિ, ચીતરી, કોઠ નામનો ક્ષુદ્રરોગ, અને દુષ્ટવ્રણને મટાડનાર છે. કાળી રાઈ તથા રાતી રાઈના તેલમાં પણ એજ ગુણો છે અને એ રાઈનું તેલ વિશેષે કરી મૂત્રકૃચ્છ્ર કરનાર છે.

## તુવરનું તેલ.

तीक्ष्णोष्णं तुवरीतैलं लघु ग्राहि कफास्रजित् । वह्निकृद्विपहृत्कण्डूकुष्ठकोठकृमिप्रणुत् ॥ मेदोदोषापहं चापि व्रणशोथहरं परम् ॥

તુવરનું તેલ તીક્ષ્ણ, ગરમ, હલકું, મળને રોકનાર, અગ્નિ કરનાર, ઝેરને હરનાર અને કફ, લોહીનો બીગાડ, ચળ, કોઢ, કોઠ નામનો ક્ષુદ્રરોગ, કૃમિ, મેદનો દોષ, વ્રણ તથા સોજા એઓને સારી પેઠે મટાડનાર છે.

## અળસીનું તેલ.

अतसीतैलमाग्नेयं स्निग्धोष्णं कफपित्तकृत् । कटुपाकमचक्षुष्यं बल्यं वातहरं गुरु ॥ मलकृद्रसतः स्वादु ग्राहि त्वग्दोषहृद्घनम् । वस्तौ पाने तथाभ्यंगे

नस्ये कर्णस्य पूरणे ॥ अनुपानविधौ चापि प्रयोज्यं वातशान्तये॥

અળસીનું તેલ અગ્નિના અધિક અંશવાળું, સ્નિગ્ધ, ગરમ, કફને તથા પિત્તને કરનાર, પાકમાં તીખું, નેત્રને હિતકારી નથી, બળ આપનાર, વાયુને હરનાર, ભારે, મળને કરનાર, મધુર રસવાળું, દસ્તને રોકનાર, આમડીના દોષને હરનાર અને ધાતુ છે. બસ્તિકર્મમાં, પીવામાં, અભ્યંગમાં, નાકમાં ટીપાં નાખવામાં, કાનમાં રેડવામાં અને વાયુની શાંતિને વાસ્તે અનુપાન કરવામાં એ તેલનો ઉપયોગ કરવો.

### કસુંબાનું તેલ.

कुसुम्भतैलमम्लं स्वादुष्णं गुरु विदाहि च। चक्षुर्भ्यामहितं बल्यं रक्तपित्तकफप्रदम् ॥

કસુંબાનું તેલ ખાટું, ગરમ, ભારે, બળતરા કરનાર, નેત્રને અહિત, બળ આપનાર અને રક્તપિત્ત તથા કફને કરનાર છે.

### ખસખસનું તેલ.

तैलं तु खसबीजानां बल्यं वृष्यं गुरु स्मृतम्। वातहृत्कफहृच्छीतं स्वादुपाकरसं च तत् ॥

ખસખસનું તેલ બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, ભારે, વાયુને તથા કફને હરનાર, ટાઢું અને પાકમાં તથા રસમાં મધુર છે.

### એરંડીનું તેલ.

एरण्डतैलं तीक्ष्णोष्णं दीपनं पिच्छिलं गुरु। वृष्यं त्वच्यं वयःस्थापि मेधाकान्तिबलप्रदम् ॥ कषायानुरसं सूक्ष्मं योनिशुक्रविशोधनम् । विस्रं स्वादु रसे पाके सतिक्तं कटुकं सरम् ॥ विषमज्वरहृद्रोगपृष्ठगुह्यादिशूलनुत्। हन्ति वातोदरानाहगुल्माष्ठीलाकटिग्रहान् ॥ वातशोणितविड्बन्धब्रध्नशोथामविद्रधीन् । आमवातगजेन्द्रस्य शरीरवनचारिणः ॥ एक एव निहन्तायमेरण्डस्नेहकेसरी ॥

એરંડીઓનું તેલ તીક્ષ્ણ, ગરમ, અગ્નિને દીપ્ત કરનાર, ચીકણું, ભારે, મૈથુનશક્તિને વધારનાર, ચામડીને હિતકારી, જુવાનીને સ્થિર રાખનાર, બુદ્ધિ કાંતિ તથા બળને વધારનાર, તુરાશને મળતું, સૂક્ષ્મ, યોનિને સાફ કરનાર, વીર્યને સાફ કરનાર, દુર્ગંધવાળું, તીખું, રસમાં મધુર, પાકમાં તીખું, દસ્ત લગાડનાર અને વિષમજ્વર, છાતીનાં દરદ, વાંસાનાં શૂલ, ગુહ્ય વગેરેનાં શૂલ, વાયુસંબંધી ઉદરના રોગ, આફરો, ગોળા, અષ્ઠીલા નામનો રોગ, કેડનું ઝલાઈ જવું, વાયુ, લોહીનો બીગાડ, દસ્તની કબજીયત, બ્રધ્મ નામનો રોગ, સોજા, આમ અને અંદરનાં ગુમડાં એઓને મટાડનાર છે. એરંડીઆતેલરૂપી સિંહ એ એકજ, શરીરરૂપી વનમાં ફરનારા આમવાતરૂપી મોટા હાથીને મારનાર છે.

### રાળનું તેલ.

तैलं सर्जरसोद्भूतं विस्फोटव्रणनाशनम् । कुष्ठपामाकृमिहरं वातश्लेष्मामयापहम् ॥

રાળનું તેલ વિસ્ફોટક, વ્રણ, કોઢ, ખસ, કૃમિ, વાયુનાં દરદ, અને કફનાં દરદનો નાશ કરનાર છે.

### સઘળી જાતનું તેલ.

तैलं स्वयोनिगुणकृद्वाग्भटेनाखिलं मतम् । अतः शेषस्य तैलस्य गुणा ज्ञेयाः स्वयोनिवत् ॥

તેલ જે પદાર્થમાંથી બનાવ્યું હોય તે પદાર્થના ગુણોને કરનાર છે એમ વાગ્ભટે માનેલું છે એટલામાટે બાકી સઘળી જાતનાં તેલના ગુણો તે તેલ જે પદાર્થમાંથી કર્યું હોય તે પદાર્થના જેવા સમજવા.

इति श्रीभावप्रकाशे तैलवर्गः ।

---

## અથ સન્ધાનવર્ગઃ.

### કાંજી.

[ तत्र काञ्जिकस्य लक्षणं गुणाश्च । ]

सन्धितं धान्यमण्डादि काञ्जिकं कथ्यते जनैः । काञ्जिकं भेदि तीक्ष्णोष्णं रोचनं पाचनं लघु ॥ दाहज्वरहरं स्पर्शात्पानाद्वातकफापहम् । माषादिवटकैर्यत्तु क्रियते तद्गुणाधिकम् । लघु वातहरं तत्तु रोचनं पाचनं परम् । शूलाजीर्णविबन्धामनाशनं बस्तिशोधनम् ॥ शोषमूर्च्छाभ्रमार्तानां मदकण्डूविशोषिणाम् । कुष्ठिनां रक्तपित्तीनां काञ्जिकं न प्रशस्यते ॥ पाण्डुरोगे यक्ष्मणि च तथा शोषातुरेषु च । क्षतक्षीणे तथा श्रान्ते मन्दज्वरनिपीडिते ॥ एतेषां तु हितं प्रोक्तं काञ्जिकं दोषहारकम्

લક્ષણ—ધાન્ય અને વડાં આદિ જે આથેલાં હોય તેને લોકો કાંજી કેહેછે.

ગુણ—કાંજી દસ્ત લગાડનાર, તીક્ષ્ણ, ગરમ, રૂચિ ઉપજાવનાર. પાચન, હલકી, સ્પર્શમાત્રથી બળતરાવાળા તાવને મટાડનાર અને પીવાથી વાયુ તથા કફને મટાડનાર છે. અડદ આદિનાં વડાંઓથી જે કાંજી કરવામાં આવે છે તે કાંજી અધિક ગુણવાળી, હલકી, વાયુને હરનાર, રૂચિ ઉપજાવનાર, બહુ પાચન અને શૂલ, અજીર્ણ, મલબંધ તથા આમનો નાશ કરનાર અને પેડુને સાફ કરનાર છે. સોજા, મૂર્છા, ભ્રમ, મદ, ચળ, શોષ, કોઢ અને રક્તપિત્ત એ દરદવાળાઓને વાસ્તે કાંજી હિતકારી નથી. પાંડુરોગ, ક્ષય, શોષથી થએલી આતુરતા, ક્ષતથી થતી દુર્બળતા, પરિશ્રમ અને ઝીણા ઝીણા તાવની પીડા એઓઉપર કાંજી હિતકારી અને દોષોને હરનાર છે.

### તુષોદક.

तुषोदकं यवैरामैः सतुषैः शकलीकृतैः । गवैः स्वदके संहितैः सन्धानवर्गोक्तत्वात् ।

तुषाम्बु दीपनं हृद्यं पाण्डुकृमिगदापहम् । तीक्ष्णोष्णं पाचनं पित्तरक्तकृद्बस्तिशूलनुत् ॥

લક્ષણ–ફોતરાં સહિત કાચા જવોને ટુકડા ટુકડા કરીને પાણીમાં આથ્યા હોય તો તે પાણી તુષોદક કહેવાય છે.

ગુણ–તુષોદક અગ્નિને દીપ્ત કરનાર, પ્રિય લાગે એવું, પાંડુરોગને તથા કૃમિને ટાળનાર, તીક્ષ્ણ, ગરમ, પાચન, પિત્તને તથા લોહીના બીગાડને કરનાર અને નાભિથી નીચેના ભાગના શૂળને મટાડનાર છે.

## સૌવીર.

सौवीरं तु यवैरामैः पक्वैर्वा निस्तुषैः कृतम् । गोधूमैरपि सौवीरमाचार्याः केचिदूचिरे ॥ सौवीरं तु ग्रहण्यर्शःकफघ्नं भेदि दीपनम् । उदावर्ताङ्गमर्दास्थिशूलानाहेषु शस्यते ॥

લક્ષણ–ફોતરાં કાહાડી નાખી કાચા અથવા પાકા જવોના ટુકડા ટુકડા કરી પાણીમાં આથ્યા હોય તે પાણી સૌવીર કહેવાય છે. કેટલાએક આચાર્યો કહેછે કે "એવી રીતે ઘહુંના ટુકડા આથવાથી પણ સૌવીર થાય છે."

ગુણ–સૌવીર સંગ્રહણી, અરશ, તથા કફ એઓને મટાડનાર, દસ્ત લગાડનાર, અગ્નિને દીપ્ત કરનાર અને [1]ઉદાવર્ત્ત, અંગમર્દ, હાડકાનાં શૂલ, તથા આફરો, એઓઉપર બહુ સારૂં છે.

## આરનાલ.

आरनालं तु गोधूमैरामैः स्यान्निस्तुपीकृतैः । पक्वैर्वा सन्धितैस्तत्तु सौवीरसदृशं गुणैः ॥

લક્ષણ–ફોતરાંવગરના કાચા અથવા પકાવેલા ઘહુંનો આથો કરવાથી આરનાલ થાય છે.

ગુણ–એ આરનાલના ગુણો ઉપર કહેલા સૌવીરના જેવા સમજવા.

## ધાન્યામ્લ.

धान्याम्लं शालिचूर्णं च कोद्रवादिकृतं भवेत् । धान्याम्लं धान्ययोनित्वात्प्रीणनं लघु दीपनम् ॥ अरुचौ वातरोगेषु सर्वेष्वास्थापने हितम् ॥

લક્ષણ–ચોખાનું ચૂર્ણ તથા કોદરઆદિનું ચૂર્ણ આથવાથી ધાન્યામ્લ થાય છે.

ગુણ–ધાન્યામ્લ ધાન્યોથી ઉત્પન્ન થએલું હોવાને લીધે તૃપ્તિ આપનાર, હલકું, અગ્નિને દીપ્ત કરનાર અને અરૂચિ ઉપર, વાયુસંબંધી રોગો ઉપર અને પિચકારી મારવામાં હિતકારી છે.

## શિંડાકી.

शिण्डाकी राजिकायुक्तैः स्यान्मूलकदलद्रवैः । सर्षपस्वरसैर्वापि शालिपिष्टकसंयुतैः ॥

सन्धितेरिति शेषः ।

शिण्डाकी रोचनी गुर्वी पित्तश्लेष्मकरी स्मृता ॥

લક્ષણ–રાઈ અને મુળાનાં પાંદડાંનો રસ આથવાથી અથવા સર્ષપનો સ્વરસ અને ચોખાનો લોટ આથવાથી શિંડાકી થાય છે.

[1] ઉદાવર્ત્ત અને અંગમર્દ એ રોગોનાં લક્ષણો રોગના પ્રકરણમાં કહેવાશે.

ગુણ—શિડાકી રૂચિ ઉપજાવનાર, ભારે અને પિત્તને તથા કફને કરનાર છે.

### શુક્ત.

कन्दमूलफलादीनि सस्नेहलवणानि च । यत्र द्रव्येऽभिषूयन्ते तच्छुक्तमभिधीयते ॥ शुक्तं कफघ्नं तीक्ष्णोष्णं रोचनं पाचनं लघु । पाण्डुक्रमिहरं रूक्षं भेदनं रक्तपित्तकृत् ॥

લક્ષણ—તેલ અને લૂણ નાખીને જે દ્રવમાં કંદ, મૂલ, અને ફળ આદિ આથવામાં આવે તે દ્રવ ( રસ ) શુક્ત કેહેવાય છે.

ગુણ—શુક્ત કફને હણનાર, તીક્ષ્ણ, ગરમ, રૂચિ ઉપજાવનાર, પાચન, હલકું, પાંડુરોગને તથા કૃમિને મટાડનાર, રૂક્ષ, દસ્ત લગાડનાર અને રક્તપિત્તને કરનાર છે.

### આસુત.

कन्दमूलफलाद्यं यत् तत्तु विज्ञेयमासुतम् । तद्रुच्यं पाचनं वातहरं लघु विशेषतः ॥

લક્ષણ—કંદ, મૂળ અને ફળ આદિનું જે આથણું કરવામાં આવે તે આસુત કેહેવાય છે.

ગુણ—આસુત રૂચિકારક, પાચન, વાયુને હરનાર અને વિશેષે કરી હલકું છે.

### મદ્ય.

मद्यं तु सीधुमैरेयमिरा च मदिरा सुरा । कादम्बरी वारुणी च हालापि बलवल्लभा ॥ पेयं यन्मादकं लोकैस्तन्मद्यमभिधीयते । यथारिष्टं सुरासीधुरासवाद्यमनेकधा ॥ मद्यं सर्वं भवेदुष्णं पित्तकृद्वातनाशनम् । भेदनं शीघ्रपाकं च रूक्षं कफहरं परम् ॥ अम्लं च दीपनं रुच्यं पाचनं चाशुकारि च ॥ तीक्ष्णं सूक्ष्मं च विशदं व्यवायि च विकाशि च ।

નામ—મદ્ય, સીધુ, મૈરેય, ઈરા, મદિરા, સુરા, કાદંબરી, વારૂણી, હાલા અને બલવલ્લભા એટલાં મદ્યનાં નામ છે.

લક્ષણ—જે પીવાનો પદાર્થ નશો ઉપજાવનાર હોય તેને લોકો મદ્ય કહે છે.

ભેદ—અરિષ્ટ, સુરા, સીધુ અનેઆસવ ઈત્યાદિ મદ્યના અનેક ભેદો છે.

ગુણ—સઘળા પ્રકારનાં મદ્યો ગરમ, પિત્ત કરનાર, વાયુનો નાશ કરનારાં, દસ્ત લગાડનારાં, તુરત પાકનારાં, રૂક્ષ, કફને અત્યંત હરનારાં, ખાટાં, અગ્નિને દીપ્ત કરનારાં, રૂચિ ઉપજાવનારાં, પાચન, તુરત કામ કરનારાં, તીક્ષ્ણ, પાતળાં, આર્દ્રપણાને મટાડનારાં, પ્રથમ શરીરમાં વ્યાપીને પાક પામનારાં અને શરીરના સાંધાઓને પોચા પાડનારાં છે.

### અરિષ્ટ.

पक्वौषधाम्बुसिद्धं यन्मद्यं तत्स्यादरिष्टकम् ।

अरिष्टं मद्यमिति लोके । यथा द्राक्षारिष्टम् । दशमूलारिष्टम् । बब्बूलारिष्टमिति ।

अरिष्टं लघु पाकेन सर्वतश्च गुणाधिकम् । अरिष्टस्य गुणा ज्ञेया बीजद्रव्यगुणैः समाः ॥

લક્ષણ—રાંધેલાં ઔષધોથી અને જળથી જે મદ્ય કરવામાં આવ્યું હોય તે અરિષ્ટ કહેવાય છે. લોકો અરિષ્ટને મઘજ કહે છે. જેમ કે દ્રાક્ષનું અરિષ્ટ, દશમૂલનું અરિષ્ટ અને બાવળનું અરિષ્ટ.

ગુણ—અરિષ્ટ પાકમાં હલકું, અને સર્વથી અધિક ગુણોવાળું છે. જે પદાર્થનું અરિષ્ટ બનાવવામાં આવે તે પદાર્થના જેવા તે અરિષ્ટમાં ગુણો હોય છે.

## સુરા.

शालिषष्टिकपिष्टादि कृतं मद्यं सुरा स्मृता ॥ सुरा गुर्वी बलस्तन्यपुष्टिमेदःकफप्रदा ॥ ग्राहिणी शोथगुल्मार्शोग्रहणीमूत्रकृच्छ्रनुत् ॥

ચોખાના અથવા સાઠી ચોખાના લોટ આદિથી કરેલું મદ્ય સુરા કહેવાય છે. સુરા ભારે, અગ્નિને દિપ્ત કરનાર, કાચાને પકાવનાર, ગરમપણાને લીધે દ્રવને સુકાવનાર, બળને, ધાવણને, પુષ્ટિને, મેદને તથા કફને વધારનાર અને સોજા, ગોળો, અરશ, સંગ્રહણી તથા મૂત્રકૃચ્છ્રને મટાડનાર છે.

## વારૂણી.

[ अथ सुराभेदो वारुणी तस्य लक्षणं गुणाश्च। ]

पुनर्नवा शिलापिष्टैर्वारुणी विहिता स्मृता । संहितैस्तालखर्जूररसैर्या सापि वारुणी ॥ सुरावद्वारुणी लघ्वी पीनसाध्मानशूलनुत् ॥

सुरातो भेदार्थं लघ्वीति ।

લક્ષણ—સાટોડીને છીપરથી વાટી તેનો જે આથો કરવામાં આવે તે વારૂણી કહેવાયછે અને તાડી તથા ખજુરીના રસનો આથો કરવામાં આવ્યો હોય તે પણ વારૂણી કહેવાયછે.

ગુણ—વારૂણી સુરા જેવીજ છે પણ સુરા કરતાં હલકી છે અને સળેખમ, આફરો તથા શૂળને મટાડનાર છે.

## બે જાતના સીધુ.

इक्षोः पक्वै रसैः सिद्धः सीधुः पक्वरसश्च सः । आमैस्तैरेव यः सीधुः स च शीतरसः स्मृतः ॥ सीधुः पक्वरसः श्रेष्ठः स्वराग्निबलवर्णकृत् । वातपित्तकरः सद्यःस्नेहनो रोचनो हरेत् ॥ विबन्धमेदःशोफार्शःशोफोदरकफामयान् । तस्मादल्पगुणः शीतरसः संलेखनः स्मृतः॥

લક્ષણ—શેરડીના પકાવેલા રસથી જે દારૂ કરવામાં આવ્યો હોય તે 'પક્વરસસીધુ' કહેવાય અને શેરડીના કાચાજ રસમાંથી જે દારૂ કરવામાં આવ્યો હોય તે 'શીતરસ' સીધુ કહેવાય છે.

ગુણ—પક્વરસ સીધુ શ્રેષ્ઠ, સ્વરને સારો કરનાર, અગ્નિને દીપ્ત કરનાર, બળને વધારનાર, વર્ણને સારો કરનાર, વાયુને તથા પિત્તને કરનાર, તુરત સ્નિગ્ધપણું કરનાર, રૂચિકારક અને મળબંધ, મેદ, સોજા, અરશ, ઉદરના સોજારૂપ રોગ તથા કફસંબંધી રોગ એઓને મટાડનાર છે. એ સીધુ કરતાં શીતરસ સીધુ ઓછા ગુણોવાળો અને ધાતુઓને તથા મળોને ખોતરનાર છે.

## આસવ.

यदपक्वौषधाम्बुभ्यां सिद्धं मद्यं स आसवः ।

यथा लोहासवादिः ।
आसवस्य गुणा ज्ञेया बीजद्रव्यगुणैः समाः ॥

કાચાં ઔષધથી અને કાચાં પાણીથી જે મદ્ય કરવામાં આવે તે આસવ કહેવાય છે. જેમકે લોહાસવ (લોઢાનો આસવ) આદિ. જે પદાર્થનો આસવ કરવામાં આવે તે પદાર્થના જેવા તે આસવમાં ગુણો થાય છે.

### નવું તથા જુનું મદ્ય.

मद्यं नवमभिष्यन्दि त्रिदोषजनकं सरम् । अहृद्यं बृंहणं दाहि दुर्गन्धं विशदं गुरु ॥ जीर्णं तदेव रोचिष्णु कृमिश्लेष्मानिलापहम् । हृद्यं सुगन्धि गुणवल्लघु स्रोतोविशोधनम् ॥

નવું મદ્ય નાડીઓને રોકીને શરીરમાં ભારેપણું કરનાર, ત્રણે દોષને ઉત્પન્ન કરનાર, દસ્ત ઉતારનાર, મનને ગમતું નથી, પુષ્ટિ આપનાર, દાહ કરનાર, દુર્ગંધવાળું, આર્દ્રપણાને મટાડે અને ભારે છે. જુનું મદ્ય રુચિ ઉપજાવનાર, કૃમિને કફને તથા વાયુને મટાડનાર, મનને ગમે એવું, સુગંધવાળું, ગુણકારી, હલકું અને નાડીઓને સાફ કરનાર છે.

### ત્રણ ગુણવાળા પુરૂષોની મદ્ય પીવાથી થતી ચેષ્ટાઓ.

सात्विके गीतहास्यादि राजसे साहसादिकम् । तामसे निन्द्यकर्माणि निद्रां च मदिराचरेत् ॥

आचरेत्कुर्यात् ।

જો સત્વગુણી માણસે મદ્ય પીધું હોય તો તેથી ગાયન અને હાસ્ય આદિ ચેષ્ટાઓ થાય છે. રજોગુણી માણસે પીધું હોય તો તેથી સાહસ આદિ થાય અને તમોગુણી માણસે પીધું હોય તો તેથી ભુંડા કામ થાય છે અને નિદ્રા ઘણી આવે છે.

### મદ્ય પીવાનો પ્રકાર.

विधिना मात्रया काले हितैरन्नैर्यथाबलम् । प्रहृष्टो यः पिबेन्मद्यं तस्य स्यादमृतं यथा ॥ किन्तु मद्यं स्वभावेन यथैवान्नं तथा स्मृतम् । अयुक्तियुक्तं रोगाय युक्तियुक्तं यथामृतम् ॥

જે માણસ પ્રસન્નપણાથી વિધિપૂર્વક તથા પોતાની શક્તિને અનુસરીને માત્રાપ્રમાણે નિયમિત સમયે મદ્ય પીએ અને હિતકારી અન્ન જમે તે માણસને મદ્ય અમૃત જેવું થાય છે. જેવો અન્નનો સ્વભાવ તેવોજ મદ્યનો સ્વભાવ છે.એટલે અયોગ્ય ગોઠવણથી તેનો ઉપયોગ કરવામાં આવે તો તે રોગ કરનાર થાય છે અને યોગ્ય ગોઠવણથી ઉપયોગ કરવામાં આવે તો અમૃત જેવું ગુણકારી થાય છે.

### મદ્યનો ગંધ નાશ કરવાનો ઉપાય.

मुस्तैलवालुगदजीरकधान्यकैला यश्चर्वन्सदसि वाचमभिव्यनक्ति । स्वाभाविकं मुखजमुज्झति पूतिगन्धं गन्धं च मद्यलशुनादिभवं च नूनम् ॥

નાગરમોથ, કાળો વાળો, કઠ, જીરૂં, ધાણા, અને એળચી એઓને ચાવતાં ચાવતાં જે માણસ સભામાં વાતચીત કરે તેના મોઢાનો સ્વાભાવીક દુર્ગંધ

ટળી જાય અને દારૂ પીધાનો તથા લસણ વગેરે ખાધાથી થએલો દુર્ગંધ પણ અવશ્ય ટળી જાય છે.

इति श्रीभावप्रकाशे सन्धानवर्गः ।

---

## અથ મધુવર્ગઃ

### મધ.

मधुमाक्षीकमाध्वीकक्षौद्रसारघ्यमीरितम् । मक्षिकावरटाभृङ्गवान्तं पुष्परसोद्भवम् ॥ मधु शीतं लघु स्वादु रूक्षं ग्राहि विलेखनम् । चक्षुष्यं दीपनं स्वर्यं व्रणशोधनरोपणम् ॥ सौकुमार्यकरं सूक्ष्मं परं स्रोतोविशोधनम् । कषायानुरसं ह्लादि प्रसादजनकं परम् ॥ वर्ण्यं मेधाकरं वृष्यं विशदं रोचनं हरेत् । कुष्ठार्शःकासपित्तास्रकफमेहक्लमकृमीन् ॥ मेदस्तृष्णावमिश्वासहिक्कातीसारविड्ग्रहान् । दाहक्षतक्षयांस्तत्तु योगवाह्यल्पवातलम् ॥

નામ—મધુ, માક્ષિક, માધ્વીક, ક્ષૌદ્ર, સારઘ્ય, મક્ષિકાવાંત, વરટાવાંત, ભૃંગવાંત અને પુષ્પરસોદ્ભવ એટલાં મધનાં સંસ્કૃત નામ છે. હિં. મદ, સેટા; મ. મધ; ફા. સહદ, અગબીન, અ. અસલુલ, નહલ; ક. જનતુપ્પ; તે. તેની; ઈં. Honey, લા. Mel

ગુણ—મધ ટાઢું, હલકું, મધુર, રૂક્ષ, ઝાડાના પાતળાપણાને મટાડનાર, મળને ખોતરનાર, નેત્રને હિતકારી, અગ્નિને દીપ્ત કરનાર, સ્વરનેવાસ્તે સારૂં, વ્રણને સાફ કરનાર છે, રૂઝ લાવનાર, કોમળપણું કરનાર, સૂક્ષ્મ, નાડીઓને અત્યંત સાફ કરનાર, તુરાશને મળતું, પ્રિય લાગનાર, અત્યંત સ્વચ્છપણું કરનાર, વર્ણને સારો કરનાર, બુદ્ધિ વધારનાર, મૈથુનશક્તિને વધારનાર, આર્દ્રપણાને મટાડનાર, રૂચિકારક અને મેદ, તરશ, ઉલટી, શ્વાસ, હેડકી, અતિસાર, મળબંધ, કોઢ, અરશ, ઉધરસ, પિત્ત, લોહીનો બીગાડ, કફ, પ્રમેહ, ગ્લાનિ, કૃમિ, દાહ, ક્ષત અને ક્ષય એઓને મટાડનાર છે. તેમજ સંસર્ગી પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર અને જરાક વાયુને ઉત્પન્ન કરનાર છે.

### મધના ભેદ.

माक्षिकं भ्रामरं क्षौद्रं पौत्तिकं छात्रमित्यपि । आर्घ्यमौद्दालकं दालमित्यष्टौ मधुजातयः ॥

માક્ષિક, ભ્રામર, ક્ષૌદ્ર, પૌત્તિક, છાત્ર, આર્ઘ્ય, ઔદ્દાલક અને દાલ એ આઠ મધની જાતો છે.

### માક્ષિક મધ.

मक्षिकाः पिङ्गवर्णास्तु महत्यो मधुमक्षिकाः । ताभिः कृतं तैलवर्णं माक्षिकं परिकीर्तितम् ॥ माक्षिकं मधुषु श्रेष्ठं नेत्रामयहरं लघु । कामलार्शःक्षतश्वासकासक्षयविनाशनम् ॥

લક્ષણ—પીંગળા વર્ણવાળી જે મોટી માંખીઓ થાય તેઓ મધમાંખીઓ કેહેવાય છે. એઓએ બનાવેલું તેલના જેવા વર્ણવાળું જે મધ હોય તે માક્ષિક કેહેવાય છે.

ગુણ—માક્ષિક સઘળા મધોમાં શ્રેષ્ઠ, નેત્રના રોગને હરનાર, હલકું અને કમળો, અરશ, ક્ષત, શ્વાસ, ઉધરસ તથા ક્ષયને મટાડનાર છે.

## ભ્રામર મધ.

किञ्चित्सूक्ष्मैः प्रसिद्धेभ्यः षट्पदेभ्योऽलिभिश्चितम् । निर्मलं स्फटिकाभं यत्तन्मधु भ्रामरं स्मृतम् । भ्रामरं रक्तपित्तघ्नं मूत्रजाड्यकरं गुरु । स्वादुपाकमभिष्यन्दि विशेषात्पिच्छिलं हिमम् ॥

લક્ષણ—પ્રસિદ્ધ ભ્રમરો કરતાં કાંઈક ઝીણા ભ્રમરાઓએ બનાવેલુ અને સ્ફટીકમણિ સરખું નિર્મલ જે મધ હોય તે ભ્રામર કેહેવાય છે.

ગુણ—ભ્રામર મધ રક્તપિત્તને મટાડનાર છે, મૂત્રમાં શીતલતા કરનાર, ભારે, પાકમાં મધુર, ચીકાશથી નાડીઓને રોકનાર, વધારે ચીકણું અને ટાઢું છે.

## ક્ષૌદ્ર મધ.

मक्षिकाः कपिलाः सूक्ष्माः क्षुद्राख्यास्तत्कृतं मधु । मुनिभिः क्षौद्रमित्युक्तं तद्वर्णात्कपिलं भवेत् ॥ गुणैर्माक्षिकवत्क्षौद्रं विशेषान्मेहनाशनम् ॥

લક્ષણ—પીગળા રંગવાળી ઝીણી માંખીઓ ક્ષુદ્રા કેહેવાય છે અને એ માંખીઓએ કરેલા મધને મુનિઓએ ક્ષૌદ્ર કહેલું છે.

ગુણ—ક્ષૌદ્ર મધ પીગળા વર્ણવાળું હોય, માક્ષિકના જેવાજ ગુણોવાળું અને વિશેષે કરી પ્રમેહનો નાશ કરનાર છે.

## પૌતિક મધ.

कृष्णा या मशकोपमा लघुतराः मायो महापीडिका लोकानां तरुकोटरान्तरगताः पुष्पासवं कुर्वते । तास्तज्ज्ञैरिह पूतिका निगदितास्ताभिः कृतं सर्पिषा तुल्यं यन्मधु तद्वनेचरजनैः संकीर्तितं पौतिकम् ॥ पौतिकं मधु रूक्षोष्णं पित्तदाहास्रवातकृत् । विदाहि मेहकृच्छ्रघ्नं ग्रन्थ्यादिक्षतशोषि च ॥

લક્ષણ—ઘણું કરીને મછર જેવી અત્યંત ઝીણી, કાળી, લોકોને બહુ પીડા કરનારી અને વૃક્ષોની કોતરોની અંદર રેહેનારી જે માંખીઓ મધ બનાવે તેઓને વિદ્વાનો પૂતિકા કેહે છે. એઓએ બનાવેલુ ઘી જેવું જે મધ હોય તેને વનમાં ફરનારા લોકો પૌતિક કેહે છે.

ગુણ—પૌતિક મધ રૂક્ષ, ગરમ, બળતરા કરનાર, પિત્તને રૂધિરને તથા વાયુને કરનાર, પ્રમેહને તથા મૂત્રકૃચ્છ્રને મટાડનાર અને ગાંઠઆદિનું તથા ક્ષતનું શોષણ કરનાર છે.

## છાત્ર મધ.

वरटाः कपिलाः पीताः मायो हिमवतो वने । कुर्वन्ति छत्रकाकारं तज्ज्ञं छात्रं मधु स्मृतम् ॥ छात्रं कपिलपीतं स्यात्पिच्छिलं शीतलं गुरु । स्वादुपाकं कृमिश्वित्ररक्तपित्तप्रमेहजित् ॥ भ्रमतृण्मोहविषहृत्तर्पणं च गुणाधिकम् ॥

લક્ષણ—ઘણું કરીને હિમાલયના વનમાં પીગળી અને પીળી માંખીઓ છત્ર જેવા આકારવાળા જે મધપોડાને

બનાવે છે તે મધપોડાનું મધ છાત્ર કે-હેવાય છે.

ગુણ—છાત્ર મધ પીંગળું, ચીકણું, ટાઢું, ભારે, પાકમાં મધુર, તૃપ્તિ આપનાર, અધિક ગુણોવાળું અને કૃમિ, ધોળો કોઢ, રક્તપિત્ત, પ્રમેહ, ભ્રમ, તરશ, મોહ તથા ઝેરને મટાડનાર છે.

આર્ધ્યમધ.

मधूकवृक्षनिर्यासं जरत्कार्वाश्रमोद्भवाः । स्रवन्त्यार्घ्यं तदाख्यातं श्वेतकं मालवे पुनः ॥ तीक्ष्णतुण्डास्तु याः पीता मक्षिकाः षट्पदोपमाः । आर्घ्यास्तास्तत्कृतं यत्तदार्घ्यमित्यपरे जगुः ॥ आर्घ्यं मध्वतिचक्षुष्यं कफपित्तहरं परम् । कषायं कटुकं पाके तिक्तं च बलपुष्टिकृत् ॥

લક્ષણ—જરત્કારુમુનિના આશ્રમમાં ઉત્પન્ન થએલાં મહુડાનાં વૃક્ષોમાંથી જે ગુંદર ઝરેછે તે આર્ધ્ય કેહેવાય છે અને માળવા દેશમાં શ્વેતક કેહેવાય છે. બીજા મુનિઓએ કહ્યું છે કે "ભ્રમરા જેવી અને તીક્ષ્ણ મોહોડાંવાળી જે પીળી માંખીઓ થાય છે તેઓનું નામ 'આર્ધ્ય' છે તે ઉપરથી તેઓએ બનાવેલું મધ પણ આર્ધ્ય કેહેવાય છે."

ગુણ—આર્ધ્ય મધ નેત્રને બહુ હિતકારી, કફને તથા પિત્તને હરનાર, ઉત્તમ, તુરૂં, પાકમાં તીખું, કડવું અને બળને તથા પુષ્ટિને આપનાર છે.

ઔદ્દાલક મધ.

प्रायो वल्मीकमध्यस्थाः कपिलाः स्वल्पकीटकाः । कुर्वन्ति कपिलं स्वल्पं तत्स्यादौद्दालकं मधु ॥ औद्दालकं रुचिकरं स्वर्यं कुष्ठविषापहम् । कषायमुष्णमम्लं च कटुपाकं च पित्तकृत् ॥

લક્ષણ—ઘણું કરીને રાફડાઓમાં રેહેનારા પીંગળા વર્ણવાળા ઝીણા ઝીણા કીડાઓ જે પીંગળા વર્ણવાળું થોડુંક મધ બનાવે છે તે મધ ઔદ્દાલક કેહેવાય છે.

ગુણ—ઔદ્દાલક મધ રૂચિકારક, સ્વરને વાસ્તે સારૂં, કોઢને તથા ઝેરને મટાડનાર, તુરૂં, ગરમ, ખાટું, પાકમાં તીખું અને પિત્ત કરનાર છે.

દાલ મધ.

संस्तुत्य पतितं पुष्पाद्यत्तु पत्रोपरि स्थितम् । मधुराम्लकषायं च तदालं मधु कीर्तितम् ॥ दालं मधु लघु प्रोक्तं दीपनीयं कफापहम् । कषायानुरसं रूक्षं रुच्यं छर्दिप्रमेहजित् ॥ अधिकं मधुरं स्निग्धं बृंहणं गुरुभारिकम् ॥

लघु पाके । गुरुभारिकं तुलितम् ।

પુષ્પોમાંથી ઝરીને પાંદડાં ઉપર પડેલો જે મધુર, ખાટો અને તુરો મકરંદ (રસ) હોય છે તે દાલમધ કેહેવાય છે. દાલમધ પાકમાં હલકું, અગ્નિને દીપ્ત કરનાર, કફને તોડનાર, તુરાશને મળતું, રૂક્ષ, રૂચિકારક, ઉલટીને તથા પ્રમેહને મટાડનાર, બહુ મીઠું, સ્નિગ્ધ, પુષ્ટિ આપનાર અને તોલમાં ભારેછે.

નવું તથા જુનું મધ.

नवं मधु भवेत्पुष्टं नातिश्लेष्महरं सरम् । पुराणं ग्राहकं रूक्षं मेदोघ्नमति-

लेखनम् ॥ मधुनः शर्करायाश्च गुडस्यापि विशेषतः । एकसंवत्सरेऽतीते पुराणत्वं स्मृतं बुधैः ॥

નવું મધ પુષ્ટિકારક છે, કફને બહુ તોડનાર નથી અને મળને પ્રવર્ત્તાવનાર છે. જુનું મધ મળના પાતળાપણાને મટાડનાર, રૂક્ષ, મેદને તોડનાર, અને મળોને બહુજ ઉખેડનાર છે. મધને સાકરને તથા ગોળને જ્યારે એક વર્ષ વીતી જાય ત્યારે તેઓ જુનાં કહેવાય એમ વિદ્વાનોએ કહ્યું છે.

ટાઢાં અને ગરમ મધના ગુણદોષ.

विषपुष्पादपि रसं सविषा भ्रमरादयः । गृहीत्वा मधु कुर्वन्ति तच्छीतं गुणवन्मधु ॥ विषान्वयात्तदुष्णं तु द्रव्येणोष्णेन वा सह । उष्णार्तस्योष्णकाले च स्मृतं विषसमं मधु ॥

ઝેરવાળા ભ્રમર આદિ, ઝેરી ફુલોમાંથી પણ રસ લઇને મધ બનાવે છે તે મધ શીતળ છે અને ગુણકારી છે પરંતુ તેમાં કોઈ ઝેરી પદાર્થના સંયોગ કરવામાં આવે અથવા ગરમ પદાર્થના સંયોગ કરવામાં આવે અથવા ઉનાળામાં ગરમીથી પીડાએલાને દેવામાં આવે તો તે મધ ગરમ થઇને ઝેરના જેવું કામ કરેછે.

મીણ.

मयनं तु मधूच्छिष्टं मधुशेषं च सिक्थकम् । मध्वाधारो मदनकं मधूपितमपि स्मृतम् ॥ मयनं मृदु सुस्निग्धं भूतघ्नं व्रणरोपणम् । भग्नसन्धानकृद्वातकुष्ठवीसर्परक्तजित् ॥

નામ—મયન, મધૂચ્છિષ્ટ, મધુશેષ, સિક્થક, મધ્વાધાર, મદનક અને મધૂપિત એટલાં મીણનાં નામ છે.

ગુણ—મીણ કોમળ, સ્નિગ્ધ, ભૂતને હણનાર, વ્રણને રૂઝાવનાર, ભાંગાને સાંધનાર અને વાયુને, કાઢને, રતવા જેવા રોગને તથા લોહીના બીગાડને મટાડનાર છે.

इति श्रीभावप्रकाशे मधुवर्गः ।

## અથ ઈક્ષુવર્ગઃ

### શેરડી.

इक्षुर्दीर्घच्छदः प्रोक्तस्तथा भूमिरसोऽपि च । गुडमूलोऽसिपत्रश्च तथा मधुतृणः स्मृतः ॥ इक्षवो रक्तपित्तघ्ना बल्या वृष्याः कफप्रदाः । स्वादुपाकरसाः स्निग्धा गुरवो मूत्रला हिमाः ॥

નામ—ઈક્ષુ, દીર્ઘચ્છદ, ભૂમિરસ, ગુડમૂલ, અસિપત્ર, અને મધુતૃણ એટલાં શેરડીનાં સંસ્કૃત નામ છે. હિં. ગાંડા, પૌંડા, ઉખ; મ. ઉસ; ફા. નેશકર; અ. કસબુસ્સકર; ક. કબુ તે. ચિરકુ; ઈં. Sugar-cane લા. Saccharum album

ગુણ—શેરડીઓ રક્તપિત્તને મટાડનાર, બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, કફ કરનાર, પાકમાં તથા રસમાં મધુર, સ્નિગ્ધ, ભારે, મૂત્રને વધારનાર અને ટાઢી છે.

### શેરડીની જાતો.

पौण्ड्रको भीरुकश्चापि वंशकः शत-

पोरकः । कान्तारस्तापसेक्षुश्च काण्डेक्षुः सूचिपत्रकः ॥ नैपालो दीर्घपत्रश्च नीलपोरोऽथ कोशकः । इत्येता जातयस्तेषां कथयामि गुणानपि ॥

પૌંડ્રક, ભીરૂક, વંશક, શતપોરક, કાંતારેક્ષુ, તાપસેક્ષુ, કાંડેક્ષુ, સૂચિપત્રક, નૈપાલ, દીર્ઘપત્ર, નીલપોર, કોશક અને (મનોગુપ્તા) એટલી શેરડીની જાતો છે. હવે તેઓના ગુણ કહું છું.

પૌંડ્રક (ધોળી શેરડી) તથા ભીરૂક.

वातपित्तप्रशमनो मधुरो रसपाकयोः। सुशीतो बृंहणो बल्यः पौण्ड्रको भीरुकस्तथा ॥

પૌંડ્રક અને ભીરૂક વાયુને તથા પિત્તને શમાવનાર, રસમાં તથા પાકમાં મધુર, બહુ ટાઢી, પુષ્ટિ આપનાર અને બળને વધારનાર છે.

કોશક (પોટા જેવી શેરડી).

कोशकारो गुरुः शीतो रक्तपित्तक्षयापहः ।

પોટા જેવા આકારવાળી શેરડી ભારે, ટાઢી અને રક્તપિત્તને તથા ક્ષયને મટાડનાર છે.

કાંતારેક્ષુ (જંગલી શેરડી).

कान्तारेक्षुर्गुरुर्वृष्यः श्लेष्मलो बृंहणो रसः ॥

જંગલી શેરડી ભારે, મૈથુનશક્તિને વધારનાર, કફ કરનાર, પુષ્ટિ આપનાર અને દસ્ત ઉતારનાર છે.

વંશક (વાંસ જેવા આકારવાળી શેરડી.)

दीर्घपोरः सुकठिनः सक्षारो वंशकः स्मृतः ।

વાંસ જેવા આકારવાળી શેરડી લાંબી કાતરીઓવાળી હોય છે, બહુ કઠણ છે અને ખારાશવાળી હોય છે.

શતપોરક (ઘણી કાતરીઓવાળી શેરડી.)

शतपर्वा भवेत्किञ्चित्कोशकारगुणान्वितः । विशेषात्किञ्चिदुष्णश्च सक्षारः पवनापहः ॥

ઘણી કાતરીઓવાળી શેરડી કાંઈક પોટા જેવી શેરડીના ગુણવાળી, વિશેષમાં કાંઈક ગરમ, ખારાશવાળી અને વાયુને મટાડનાર છે.

તાપસેક્ષુ (પાતળી શેરડી.)

तापसेक्षुर्भवेन्मृद्वी मधुरा श्लेष्मकोपनी । तर्पणी रुचिकृच्चापि वृष्या च बलकारिणी ॥

પાતળી શેરડી કુણી, મધુર, કફનો પ્રકોપ કરનાર, તૃપ્તિ આપનાર, રૂચિકારક, મૈથુનશક્તિને વધારનાર અને બળ આપનાર છે.

કાંડેક્ષુ (જાડી શેરડી.)

एवं गुणस्तु काण्डेक्षुः स तु वातप्रकोपनः ॥

જાડી શેરડીમાં પાતળી શેરડીના જેવાજ ગુણ છે પણ તે વાયુનો પ્રકોપ કરનાર છે.

સૂચિપત્ર (સોઈ જેવાં પાંદડાંવાળી) નૈપાળ (નેપાલ દેશની) દીર્ઘપત્ર (લાંબાં પાંદડાંવાળી) અને નીલપોર (કાળી કાતરીઓવાળી શેરડી.)

सूचिपत्रो नीलपोरो नैपालो दीर्घप-

त्रकः । वातलाः कफपित्तघ्नाः सकषाया विदाहिनः ॥

સૂચિપત્ર, નૈપાલ, દીર્ઘપત્ર અને નીલપોર એ ચાર જાતની શેરડી વાયુ કરનાર, કફને તથા પિત્તને હણનાર, તુરાશવાળી અને બળતરા કરનાર છે.

### મનોગુપ્તા.

मनोगुप्ता वातहरी तृष्णामयविनाशिनी । सुशीता मधुरातीव रक्तपित्तप्रणाशिनी ॥

મનોગુપ્તા શેરડી વાયુને હરનાર, તરસસંબંધી રોગોને મટાડનાર, બહુ ટાઢી, બહુ મીઠી અને રક્તપિત્તનો નાશ કરનારી છે.

### બાલક જુવાન અને ઘરડી શેરડી.

बाल इक्षुः कफं कुर्यान्मेदोमेहकरश्च सः । युवा तु वातहृत्स्वादुरीषत्तीक्ष्णश्च पित्तनुत् ॥ रक्तपित्तकरो वृद्धः क्षतहृद्बलवीर्यकृत् ॥

બાલક (જેને ઉગ્યાને ઘણા દિવસ ન થયા હોય તે) શેરડી કફ કરનાર અને મેદને તથા પ્રમેહને ઉત્પન્ન કરનાર છે. જુવાન શેરડી વાયુને હરનાર, મધુર, કાંઈક તીક્ષ્ણ અને પિત્તને મટાડનાર છે. ઘરડી શેરડી રક્તપિત્તને મટાડનાર, ક્ષતને મટાડનાર અને બળને તથા વીર્યને વધારનાર છે.

### શેરડીનાં અંગોના ભેદથી ગુણોનો ભેદ.

मूले तु मधुरोऽत्यर्थं मध्येऽपि मधुरः स्मृतः । अग्रे ग्रन्थिषु विज्ञेय इक्षुः पटुरसो जनैः ॥

શેરડી મૂળમાં અત્યંત મધુર, મધ્ય ભાગમાં મધુર, અને અગ્ર ભાગમાં તથા ગાંઠયોમાં ખારી છે.

### દાતે ચુસેલી શેરડી.

दन्तनिष्पीडितस्येक्षो रसः पित्तास्रनाशनः । शर्करासमवीर्यः स्यादविदाही कफप्रदः ॥

ચુસેલી શેરડીનો રસ પિત્તને તથા લોહીના બીગાડને મટાડનાર, સાકરના જેવી શક્તિવાળો, બળતરા કરનાર નથી અને કફ કરનાર છે.

### યંત્રે પીલેલી શેરડી.

मूलाग्रजं तु ग्रन्थ्यादि पीडनान्मलसङ्करात् । किञ्चित्कालविधृत्या च विकृतिं याति यान्त्रिकः ॥ तस्माद्विदाही विष्टम्भी गुरुः स्याद्यान्त्रिको रसः ॥

મૂળ, આગલો ભાગ, જીવડા, તથા ગાંઠયો પીલાવાથી, મેલ આવી જવાથી અને કાંઈક વધારે વખત રેહેવાથી પીલાએલો રસ વિકાર પામેલો હોયછે તેથી બળતરા ઉત્પન્ન કરે, મળને રોકે, અને ભારેપણાવાળો થાયછે.

### શેરડીનો વાશી રસ.

रसः पर्युषितो नेष्टो ह्यम्लो वातापहो गुरुः । कफपित्तकरः शोषी भेदनश्चातिमूत्रलः ॥

શેરડીનો વાશી રસ સારો લાગતો નથી, ખાટો, વાયુને હણનાર, ભારે, ક-

ફને તથા પિત્તને વધારનાર, શોપ કરનાર, દસ્ત લગાડનાર અને મૂત્રને બહુ વધારનાર છે.

## શેરડીનો પકાવેલો રસ.

**पक्वो रसो गुरुः स्निग्धः सुतीक्ष्णः कफवातनुत् । गुल्मानाहप्रशमनः किञ्चित्पित्तकरः स्मृतः ॥**

શેરડીનો પકાવેલો રસ ભારે, સ્નિગ્ધ, બહુ તીક્ષ્ણ, કફને તથા વાયુને મટાડનાર, ગોટાને તથા આફરાને શાંત કરનાર અને કાંઈક પિત્ત કરનાર છે.

## શેરડીના રસમાંથી બનતા પદાર્થો.

**इक्षोर्विकारास्तृड्दाहमूर्च्छापित्तास्रनाशनाः । गुरवो मधुरा बल्याः स्निग्धा वातहराः सराः ॥ वृष्या मोहहराः शीता बृंहणा विषहारिणः ॥**

શેરડીના રસમાંથી થતા પદાર્થો તરશને, બળતરાને, મૂર્છાને, પિત્તને તથા લોહીના બીગાડને મટાડનાર, ભારે, મધુર, બળ આપનાર, સ્નિગ્ધ, વાયુને હરનાર, દસ્ત ઉતારનાર, મૈથુનશક્તિને વધારનાર, મોહને હરનાર, ટાઢા, પુષ્ટિ આપનારા અને ઝેરને હરનારા છે.

## શેરડીના રસની પાતળી રાબ.

**इक्षो रसस्तु यः पक्वः किञ्चिद्गाढो बहुद्रवः । स एवेक्षुविकारेषु ख्यातः फाणितसंज्ञया ॥ फाणितं गुर्वभिष्यन्दि बृंहणं कफशुक्रकृत् । वातपित्तश्रमान् हन्ति मूत्रबस्तिविशोधनम् ॥**

લક્ષણ—પકાવેલો, કાંઈક ઘાટો અને બહુ રેલો ચાલે એવો શેરડીનો રસ ફાણિત કહેવાય છે.

ગુણ—ફાણિત ભારે, ચીકાશથી નાડીઓને રોકી શરીરમાં ભારેપણું કરનાર, પુષ્ટિ આપનાર, કફને તથા વીર્યને વધારનાર, વાયુને પિત્તને તથા શ્રમને મટાડનાર અને મૂત્રને તથા પેડુને સાફ કરનાર છે.

## શેરડીના રસની ઘાટી રાબ.

**इक्षो रसो यः सम्पक्वो घनः किञ्चिद्द्रवान्वितः । मन्दं मन्दं स्यन्दते तस्मात्मत्स्यण्डी निगद्यते ॥ मत्स्यण्डी भेदिनी बल्या लघ्वी पित्तानिलापहा । मधुरा बृंहणी वृष्या रक्तदोषापहा स्मृता ॥**

સારી રીતે પકાવેલો, ઘાટો અને કાંઈક રેલો ચાલે એવો શેરડીનો રસ મત્સ્યંડી કહેવાય છે. સંસ્કૃત વ્યાકરણની રીતિ પ્રમાણે મંદ મંદ સ્રવવા ઉપરથી મત્સ્યંડી શબ્દ થયો છે. મત્સ્યંડી દસ્ત લગાડનાર, બળ આપનાર, હલકી, પિત્તને તથા વાયુને મટાડનાર, મધુર, પુષ્ટિ આપનાર, મૈથુનશક્તિને વધારનાર અને રૂધિરસંબંધી દોષને મટાડનાર છે.

## ગોળ.

**इक्षो रसो यः सम्पक्वो जायते लोष्टवद्दृढः । स गुडो गौडदेशे तु मत्स्यण्डेव गुडो मतः ॥ गुडो वृष्यो गुरुः स्निग्धो वातघ्नो मूत्रशोधनः । नातिपित्तहरो मेदःकफकृमिबलप्रदः ॥**

નામ—હિં. ગુડ; મ. ગૂળ; ફા. કંદ-

સનયા; અ. કંદેઅસવદ; ક. હેસરૂ; તૈ. વેલ્લામુ; ઈં. Treacle

લક્ષણ—શેરડીનો સારી પેઠે પકાવેલો જે રસ ઢેફાંની પેઠે દૃઢ થઈ જાય તે ગોળ કહેવાયછે. ગૌડ દેશના લોકો તો એ રસની ઘાટી રાબનેજ ગોળ માનેછે.

ગુણ—ગોળ વીર્યને વધારનાર, ભારે, સ્નિગ્ધ, વાયુને હણનાર, મૂત્રને સાફ કરનાર, પિત્તને અત્યંત હરનાર નથી અને મેદને, કફને, કૃમિને તથા બળને વધારનાર છે.

જુનો ગોળ.

गुडो जीर्णो लघुः पथ्योऽनभिष्यन्द्यग्निपुष्टिकृत् । पित्तघ्नो मधुरो वृष्यो वातघ्नोऽसृक्प्रसादनः ॥

જુનો ગોળ હલકો, પથ્ય, ચીકાશથી નાડીઓને રોકીને શરીરમાં ભારેપણું કરનાર નથી, અગ્નિને વધારનાર, પિત્તને હણનાર, મધુર, મૈથુનશક્તિને વધારનાર, વાયુને હણનાર અને લોહીને સ્વચ્છ કરનાર છે.

નવો ગોળ.

गुडो नवः कफश्वासकासकृमिकरोऽग्निकृत् ॥

નવો ગોળ કફને, શ્વાસને, ઉધરસને કૃમિઓને અને અગ્નિને વધારનાર છે.

**અનુપાનના ભેદથી ગોળના ગુણો.**

श्लेष्माणमाशु विनिहन्ति सदार्द्रकेण पित्तं निहन्ति च स एव हरीतकीभिः । शुण्ठ्या समं हरति वातमशेषमित्थं दोषत्रयक्षयकराय नमो गुडाय ॥

આદાની સાથે ખાધેલો ગોળ તુરત કફને મટાડે, હરડેની સાથે ખાધેલો ગોળ પિત્તને મટાડે અને સુંઠની સાથે ખાધેલો ગોળ સઘળા પ્રકારના વાયુને મટાડે છે માટે ગોળ કે જે એ રીતે ત્રણે દોષનો નાશ કરનાર છે તેને પ્રણામ કરીએ છિયે.

ખાંડ.

खण्डं तु मधुरं वृष्यं चक्षुष्यं बृंहणं हिमम् । वातपित्तहरं स्निग्धं बल्यं वान्तिहरं परम् ॥

खण्डमिति प्रसिद्धम् ।

નામ—સં. ખંડ; રસોદ્ભવા, સુપિંડા; હિં. ચિનીમિસરી; મ. સાકર; અ. ફા. સક્કર; ક. આલખંડ; તૈ. પાંચાદારા; ઈં. Sugar; લા. Saccharum.

ગુણ—ખાંડ મધુર, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી, પુષ્ટિ આપનાર, ટાઢી, વાયુને તથા પિત્તને હરનાર, સ્નિગ્ધ, બળ આપનાર અને ઉલટીને અત્યંત મટાડનાર છે.

સાકરીઆ ખાંડ.

खण्डं तु सिकतारूपं सुश्वेतं शर्करा सिता । सिता सुमधुरा रुच्या वातपित्तास्रदाहहृत् ॥ मूर्छाछर्दिज्वरान् हन्ति सुशीता शुक्रकारिणी ॥

જે ખાંડ રેતી જેવી અને બહુજ ધોળી થાયછે તે શર્કરા અને સિતા કહેવાય છે. સાકરીઆ ખાંડ બહુ મધુર, રૂચિકારક, વાયુને, પિત્તને, લોહીના બીગાડને, બળતરાને, મૂર્છાને, ઉલટીને તથા

જ્વરને મટાડનાર, બહુ ટાઢી અને વીર્યને વધારનાર છે.

### ધોળી સાકર તથા ખડીસાકર.

भवेत्पुष्पसिता शीता रक्तपित्तहरी लघुः । सितोपला सरा लघ्वी वातपित्तहरी हिमा ॥

નામ-સં. સર્કરા, મત્સ્યંડિકા; મ. ખડીસાકર; હિં. મિસરી; ફા. ખડીસક્કર; અ. સક્કરે અબિયદ; ક. ગુડગુડા; તૈ. ફટિકપાં; ઈં. Purifiea Sugarcandy; લા. Saccharum Purificatum.

ગુણ-ધોળી સાકર ટાઢી, લોહીના બીગાડને તથા પિત્તને મટાડનારી અને હલકી છે, ખડીસાકર દસ્ત ઉતારનાર, હલકી, વાયુને તથા પિત્તને મટાડનારી અને ટાઢી છે.

### મધની ખાંડ.

मधुजा शर्करा रूक्षा कफपित्तहरी गुरुः । छर्द्यतीसारतृड्दाह रक्तहृत्तुवरा हिमा ॥

મધમાંથી કરેલી ખાંડ રૂક્ષ, કફને તથા પિત્તને હરનારી, ભારે, તુરી, ટાઢી અને ઉલટી, અતિસાર, તરશ, દાહ તથા લોહીના બીગાડને મટાડનારી છે.

### ખાંડ, સાકરની પરિભાષા.

यथा यथा स्यान्निर्मल्यं मधुरत्वं तथा तथा । स्नेहलाघवशैत्यादि सरत्वं च तथा तथा ॥

ખાંડ અને સાકર જેમ જેમ વધારે નિર્મળ હોયતેમતેમવધારે મધુર હોય છે, દસ્તને વધારે સાફ ઉતારે છે અને તેઓમાં સ્નિગ્ધપણું, હલકાપણું અને ટાઢાપણું આદિ ગુણો પણ વધારે હોયછે.

इति श्रीभावप्रकाशे इक्षुवर्गः ।

---

## અનેકાર્થ નામવર્ગઃ

### બે અર્થવાળાં નામો.

यथा । 'अश्मन्तकः' अम्ललोणिका कोविदारश्च ॥ 'कठिल्लकः' कारवेल्लो रक्तपुनर्नवा च ॥ 'कुलकः' पटोलः कुपीलुश्च ॥ कुचिला इति लोके प्रसिद्धः॥ 'कोशातकी' महाकोशातकी राजकोशातकी च ॥ 'दीप्यकः' यवान्यजमोदा च ॥ 'मरुवकः' फणिज्जकः पिण्डीतकश्च ॥ फणिज्जको मरुवा इति लोके । पिण्डीतकः मयनफर इति लोके ॥ 'मधूलिकः' मूर्वा जलयष्टी च ॥ 'रुचकम्' सौवर्चलं बीजपूरकं च ॥ 'लोणीका' लोणीशाकं चाङ्गेरीशाकं च । 'वसुकः' मन्दारः क्षारलवणश्च ॥ 'बाल्हीकम्' कुङ्कुमं हिङ्गु च ॥ 'वितुन्नकम्' धान्यकं तुत्थं च॥'स्वादुकण्टकः' गोक्षुरो विकङ्कतश्च । 'अग्निमुखी' भल्लातकी लाङ्गली च । 'अग्निशिखम्' कुङ्कुमं कुसुम्भश्च । 'अजशृङ्गी' मेषशृङ्गी च कर्कटशृङ्गी च । 'प्रियङ्गुः' फलिनी कङ्गुश्च । 'भृङ्गः' भृङ्गराजस्त्वक् च । 'समङ्गा' मञ्जिष्ठा लज्जालुश्च । 'अमोघा' विडङ्गं पाटला च । 'मोचा' कदली शाल्मलिश्च । 'कुटन्नटः' स्योनाकः कैवर्ती मुस्तं च । 'कुनटी' धनिका मनःशिला च । 'घोण्टा' पूगी

बदरी च। 'त्रिपुटा' त्रिवृत्सूक्ष्मैला च। 'शटी' कर्चूरो गन्धपलाशी च। 'दन्तशठः' जम्बीरः कपित्थश्च। 'दन्तशठा' अम्लिका चाङ्गेरी च। 'अरुणं' मञ्जिष्ठा अतिविषा च। 'कणा' पिप्पली जीरकं च। 'तालपर्णी' मुशली मुरा च। 'पीलुपर्णी, मूर्वा बिम्बी च। 'ब्राह्मणी' भार्गी स्पृक्का च। 'अपराजिता' विष्णुक्रान्ता शालिपर्णी च। 'आस्फोता' अपराजिता सारिवा च। 'पारावतपदी' ज्योतिष्मती काकजङ्घा च। 'शारदी' सारिवा जलपिप्पली च 'उग्रगन्धा' वचा यवानी च। 'परिव्याधः' कर्णिकारो जलवेतसश्च। 'अञ्जनम्' स्रोतोजनं सौवीरं च। 'अग्निः' चित्रको भल्लातश्च। 'कृमिघ्नः' विडङ्गो हरिद्रा च। 'तेजनः' शरो वेणुश्च। 'तेजनी' तेजोवती मूर्वा च। 'रोचनः' कम्पिल्लो रोचना च। (रोचना गोरोचना)। 'राजादनम्' क्षीरिका पियालश्च। 'शकुलादनी' कटुका जलपिप्पली च। 'गोलोमी' श्वेतदूर्वा वचा च। 'पद्मा' पद्मचारिणी भार्गी च। 'श्यामा' सारिवा प्रियङ्गुश्च। 'धान्यम्' धान्याकं शाल्यादि च। 'सहवीर्या' नीलदूर्वा महाशतावरी च। 'सेव्यम्' उशीरं लामज्जकं च। 'उदुम्बरः' जन्तुफलं ताम्रं च। 'ऐन्द्री' इन्द्रवारुणी इन्द्राणी च। 'कटम्भरा' कटुका स्योनाकं च। 'क्षारः' यवक्षारः सर्जिका च। 'गण्डीरः' शाकविशेषो गण्डिनीतिलोके। गण्डारी मञ्जिष्ठा च। 'गन्धारी' दुरालभा गन्धपलाशी च। 'चित्रा' इन्द्रवारुणी बृहद्दन्ती च। 'तुण्डिकेरी' कार्पासी बिम्बी च। 'धारा' गुडूची क्षीरकाकोली च। 'वालपत्रः' खदिरो यवासश्च। 'वारि' वालकमुदकं च। 'अङ्गारवल्ली' भार्गी गुञ्जा च। 'अमृणालम्' लामज्जकम् उशीरं च। 'कुण्डली' गुडूची कोविदारश्च। 'गन्धफली' प्रियङ्गुश्चम्पककलिका च। 'दीर्घमूलः' यवासः शालिपर्णी च। 'पिच्छिला' शाल्मली शिंशिपा च। 'पुष्पफलः' कपित्थः कूष्माण्डश्च। 'पोटगलः' नलः काशश्च। 'यवफलः' कुटजो वंशश्च। 'देवी' मूर्वा स्पृक्का च। 'विश्वा' शुण्ठ्यतिविषा च। 'शीतशिवम्' सैन्धवं मिश्रेया च। 'कर्कशः' काम्पिल्यः कासमर्दश्च। 'चर्मकषा' शातला मांसरोहिणी च। 'नन्दिवृक्षः' अश्वत्थभेदो गोमुखपत्रशाखः। वेलिपापीपर इति लोके। तुणिश्च। 'पयः' क्षीरमुदकं च। 'रुहा' दूर्वा मांसरोहिणी च। 'सिंही' बृहती वासा च॥ 'गुन्द्रः' पटेरकः शरश्च। 'गुन्द्रा' प्रियंगुर्भद्रमुस्तकं च।

અશ્મંતક—ખાટી લુણી અને કંચનાર.
કઠિલ્લક—કારેલી અને રાતી સાટોડી.
કુલક—ઘીસોડી અને ઝેરકોચલું.
કોશાતકી—સુભખડાં અને મોટાં ઘીસોડાં.
દીપ્યક—યવાન અને અજનોદ.
મરુબક—મરવો અને મીંઢળ. [ મધ.
મધુલિક—પીલુડી અને પાણીનો જેઠી-
રૂચક—સંચળ અને બીજોરૂં.

લોણીકા–શાકની લુણી અને જાડી લુણી.
વસુક–સાંભરલૂણ અને હારસિંગાર.
બાલ્હીક–કેસર અને હીંગ.
વિતુન્નક–ધાણા અને મોરથુથુ.
સ્વાદુકંટક–ગોખરૂ અને વીકલો.
અગ્નિમુખી–ભીલામું અને કલગારી.
અગ્નિશિખ–કેસર અને કસુંબો. [શીંગી.
અજશૃંગી–મરડાશીંગી અને કાકડા-
પ્રિયંગુ–ઘહુંલા અને કાંગ.
ભૃંગ–ભાંગરો અને તજ.
સમંગા–મજીઠ અને રીસામણી.
અમોઘા–વાવડીંગ અને પાડલા.
મોચા–કેળ અને શેમળો.
કુટન્નટ–અરલુ અને કેવડીમોથ.
કુનટી–ધાણા અને મણશીલ.
ઘોંટા–સોપારી અને ઘુંટ બોરડી.
ત્રિપુટા–નસોતર અને ઝીણી એળચી.
શટી–કચૂરો અને ગંધપલાશી.
દંતશઠ–લીંબુ અને કોઠ.
દંતશઠા–આંબલી અને જાડી લુણી.
અરૂણ–મજીઠ અને અતિવસ.
કણા–લીંડીપીપર અને જીરૂ. [સી.
તાલપર્ણી–કાળીમુસળી અને મુરામાં-
પીલુપર્ણી–પીલુડી અને ઘોલાંનો વેલો.
બ્રાહ્મણી–ભારંગી અને કપુરી.
અપરાજિતા–કાળો કુંપો અને સમેરવો.
આસ્ફોતા–કાળો કુંપો અને સારિવા.
(જેમાંથી સારસાપેરીલા નામનું ઔષધ
થાય છે તે.) [અપેટી.
પારાવતપદી–માલકાંકણી અને રાતી

શારદી–સારિવા અને રતવેલીઓ.
ઉગ્રગંધા–વજ અને યવાન.
પરિવ્યાધ–કણેર અને જળભાંગરો.
અંજન–રસવંતી અને સુરમો.
અગ્નિ–ચીતરો અને ભીલામું.
કૃમિઘ્ન–વાંવડીંગ અને હળદર.
તેજન–બરૂ અને વાંસ.
તેજની–તેજબલ અને પીલુડી.
રોચન–કપીલો અને ગોરોચના.
રાજાદન–દુધેલી અને રાણ.
શકુલાદની–કડુ અને રતવેલીઓ.
ગોલોમી–ધોળી ધ્રો અને વજ.
પદ્મા–કમલિની અને ભારંગી.
શ્યામા–સારિવા અને ઘહુંલા.
ધાન્ય–ધાણા અને ચોખા વગેરે ધાન્ય.
સહવીર્યા–કાળી ધ્રો અને મહાશતાવરી.
સૈન્ય–વાળો અને કાળો વાળો.
ઉદુંબર–ઉબરાનું ઝાડ અને ત્રાંબું.
ઐંદ્રી–ઈંદ્રવારણી અને મોટાં ત્રુસડાં.
કટંભરા–કડુ અને અરલુ.
ક્ષાર–જવખાર અને સાજીખાર. [મજીઠ.
ગંડીર–એક જાતનું શાક અને ત્રિલિંગે
ગંધારી–ધમાસો અને ગંધપલાશી.
ચિત્રા–ઇંદ્રાવણી અને મોટા નેપાળો.
તુંડકેરી–કપાસનો ડોડો અને ઘોલું.
ક્ષારા–ગળો અને ક્ષીરકાકોલી.
વાલપત્ર–ખેર અને જવાસો.
વારી–વાળો અને પાણી.
અંગારવલ્લી–ભારંગી અને ચણોઠી.
અમૃણાલ–કાળોવાળો અને ધોળો વાળો.
કુંડલી–ગળો અને કંચનાર.

ગંધફલી-ધઉંલા અને ચંપાની કળી.
દીર્ઘમૂલ-જવાસો અને સમેરવો.
પિચ્છિલા-શેમળો અને શીશમ.
પુષ્પફલ-કોઠ અને કોળું.
પોટગલ-બરૂ અને કાંસડો.
યવફલ-ઇંદ્રજવનું ઝાડ અને વાંસ.
દેવી-પીલુડી અને કપુરી.
વિશ્વા-સુંઠ અને અતવસ.
શીતશિવ-સૈંધવ અને છડીલો.
કર્કશ-કપીલો અને કાસમર્દ.
ચર્મકષા-હાથલો અને કડુ. [સપીપળો.
નંદિવૃક્ષ-વેલીયો પીપળો અને પાર-
પયસ્-દુધ અને પાણી.
રૂહા-ધ્રો અને કડુ.
સિંહી-ઉભી લોયરીંગણી અને અરડૂસો.
ગુદ્ર-મોથ અને બરૂ.
ગુંદર-ધઉંલા અને ભદ્રમોથ.

ત્રણ ત્રણ અર્થોવાળાં નામો.

'क्रमुकः' पूगस्तुदः पट्टिका लोध्रश्च । 'क्षुरकः' कोकिलाक्षो गोक्षुरस्तिलकनाम पुष्पविशेषश्च । 'प्रियकः' प्रियङ्गुः कदम्बोऽसनश्च । 'पृथ्वीका' कालाजाजी बृहदेला हिङ्गुपत्री च । 'भूतीकम्' भूनिम्बः कत्तृणं भूस्तृणं च । 'सोमवल्कः' कट्फलः श्वेतखदिरो घृतपूर्णकरञ्जश्च । 'सौगन्धिकं' कल्हारं कत्तृणं गन्धकं च । 'भृङ्गः' भृङ्गराजस्त्वग् भ्रमरश्च । 'अरिष्टः' निम्बो रसोनं मद्यं च । 'मर्कटी' कपिकच्छूरपामार्गः करञ्जी च । 'अम्बष्ठा' पाठा चाङ्गेरी माचिका च । 'कृष्णा' पिप्पली कालाजाजी नीली च । 'क्षीरिणी' दुग्धिका क्षीरकाकोली श्वेतसारिवा च । 'मधुपर्णी' गुडूची गम्भारी नीली च । 'मण्डूकपर्णः' स्योनाकः स स्त्रियां तु मञ्जिष्ठा ब्रह्ममाण्डूकी च । 'श्रीपर्णी' गम्भारी गणिकारिका कट्फलं च । 'अमृता' गुडूची हरीतकी धात्री च । 'अनन्ता' दुरालभा नीलदूर्वा लाङ्गली च । 'ऋष्यप्रोक्ता' अतिबला महाशतावरी कपिकच्छुश्च । 'कृष्णवृन्ता' पाटली गम्भारी माषपर्णी च । 'जीवन्ती' गुडूची शाकविशेषो वन्दा च । 'लता' सारिवा प्रियङ्गुर्ज्योतिष्मती च । 'समुद्रान्ता' दुरालभा कार्पासी स्पृक्का च । 'हैमवती' हरीतकी श्वेतवचा पीतदुग्धः सेहुण्डश्च । यस्य मूलं चोक इति प्रसिद्धम् । 'अव्यथा' हरीतकी महाश्रावणी पद्मचारिणी च । 'षड्ग्रन्था' वचा गन्धपलाशी करञ्जी च । 'वरदा' सुवर्चला हुरहुर इति लोके । 'अश्वगन्धा' वाराही गेठीति लोके । 'इक्षुगन्धा' काशः कोकिलाक्षो गोक्षुरश्च । 'कालस्कन्धः' तमालस्तिन्दुकं कालखदिरश्च । 'महौषधम्' शुण्ठी रसोनो विषं च । 'मधु' क्षौद्रं पुष्परसो मद्यं च । 'कपीतनः' आम्रातकः शिरीषो गर्दभाण्डश्च । 'मदनः' पिण्डीतको धत्तूरः सिक्थकं च । 'शतपर्वा' वंशो दूर्वा वचा च । 'सहस्रवेधी' अम्लवेतसो मृगमदो हिङ्गु च । 'ताम्रपुष्पी' धातकी पाटला श्यामा त्रिवृच्च । 'सदापुष्पा' श्वेतार्को रक्तार्कः कुन्दश्च ।

'सुरभी' सल्लकी मुरैलवाल्लुकं च । 'लक्ष्मीः' ऋद्धिर्वृद्धिः शमी च । 'कालानुसार्यम्' कालीयकं तगरं शैलेयं च । 'चाम्पेयः' चम्पको नागकेसरः पद्मकेसरश्च । 'नादेयी' गणकारिका जलजम्बूर्जलवेतसी च । 'पाक्यम्' विडं सौवर्चलं यवक्षारश्च । 'विशल्या' लाङ्गली गुडूची लघुदन्ती च । इन्द्रद्रुः ककुभो देवदारुः कुटजश्च । 'काश्मीरम्' कुङ्कुमं पुष्करमूलं काश्मीरी गम्भारी च । 'चुक्रम्' चुक्रमम्लवेतसं वृक्षाम्लश्च । 'पारिभद्रः' निम्बः पारिजातो देवदारुश्च । 'पीतदारु' हरिद्रा देवदारु सरलश्च । 'वीरः' ककुभो वीरणं काकोली च । 'वीरतरुः' ककुभो वीरणं शरश्च 'मयूरः' अपामार्गोऽजमोदा तुत्थं च । 'रक्तसारः' रक्तचन्दनं पतङ्गं खदिरश्च । 'वदरा' सुवर्चला अश्वगन्धा वाराही च । 'वसिरः' रक्तापामार्गो गजपिप्पली समुद्रलवणं च । 'सौवीरम्' अञ्जनभेदो वदरं सन्धानभेदश्च । 'वञ्जुलः' अशोको वेतसस्तिनिशश्च । 'शिला' मनःशिला शिलाजतु गैरिकं च । 'सोमवल्ली' वाकुची गुडूची ब्राह्मी च । 'अक्षीवः' शोभाञ्जनो महानिम्बः समुद्रलवणं च । 'कारवी' कालाजाजी शताव्हाजमोदा च । 'धामार्गवः' रक्तापामार्गो राजकोशातकी महाकोशातकी च । 'दुःस्पर्शः' यवासः कपिकच्छूः कण्टकारी च । 'पलाशः' किंशुको गन्धपलाशी पत्रं च । 'कान्भेपी' मञ्जिष्ठा वाकुची श्यामा त्रिवृच्च । 'पलंकपाल गुग्गुलुर्गोक्षुरोलासा च । 'मोचरसा' द्राक्षा मूर्वा गम्भारी च । 'रसा' रास्ना शल्लकी पाठा च । 'श्रेयसी' हरीतकी रास्ना गजपिप्पली च । 'लोहम्' अयःकांस्यमगुरु च । 'सहा' मुद्गपर्णी बलाभेदः । ककही इति लोके । 'शतपत्री' सेवंती गुलाब इति लोके । 'रास्ना' नाकुली नीलपुष्पः । 'सुवहा' सिन्दुवारश्च ।

ક્રમુક—સોપારી, શેહેતૂર અને પાટી-
ઓ લોદર. [મનું એક ફૂલ.
ક્ષુરક—ગોખરો, ગોખરૂ અને તિલક ના-
પ્રિયક—ઘઉંલા, કદંબ અને બીબલો.
પૃથ્વીકા—કાળીજીરી, મોટી એળચી
અને બહુફળી. [પડા નામનું ખડ.
ભૂતિક—કરીયાતું, રોહિસખડ અને લાં-
સોમવલ્ક—કાયફળ, ધોળો ખેર અને
પરબડીયાંવાળી કરંજ.

સૌગંધિક—કલ્હાર નામનું કમળ રો-
હિતખડ અને ગંધક.

ભૃંગ—ભાંગરો, તજ અને ભ્રમર.
અરિષ્ટ—સીંબડો, લસણ અને મદ્ય.
મર્કટી—કૌચાં, અઘેડો અને નાની કરંજ.
અંબષ્ઠા—કાલીપાડ, જાડી લુણી અને
પીલુડી. [ળી.
કૃષ્ણા—સીંદીપીપળ, કાળીજીરી, અને
ક્ષીરિણી—દુધેલી, ક્ષીરકકોલી અને
ધોળી સારિવા.
મધુપર્ણી—ગળો, શીવણ અને ગળી.
મંડૂકપર્ણી—અરલુ, મજીઠ અને બ્રાહ્મી.

(મજીઠ અને બ્રાહ્મીને કહેનારો મંડૂકપર્ણી શબ્દ છે.) [કાયફળ.
**શ્રીપર્ણી**—સીવણ, મોટી અરણી અને
**અમૃતા**—ગળો હરડે અને આમલી.
**અનંતા**—ધમાસો, કાળી ધ્રો અને કલગારી. [અને કૌચાં.
**ઋષ્યપ્રોક્તા**—અતિબલા, મહાશતાવરી
**કૃષ્ણવૃંતા**—પાડલા, સીવણ અને જંગલી અડદ.
**જીવંતી**—ગળો, મીઠી ખરખોડી અને ઝાડઉપર બીજુ ઝાડ થાય છે તે.
**લતા**—સારિવા, ધઉંલા અને માલકાંકણી.
**સમુદ્રાંતા**—ધમાસો, કપાસના ડોડા અને કપુરી.
**હૈમવતી**—હરડે, ધોળી વજ અને નાગદંતુરો-દારૂડી. દારૂડીનાં મૂળને ચોક કહે છે. [કમલિની.
**અવ્યથા**—હરડે, મોટી ગોરખમુંડી અને
**પદ્મગંધા**—વજ, કપુરકાચલી અને નાહાની કરંજ. [આની ગાંઠ-વિદારીકંદ.
**વરદા**—તલવણી, આસોંદ અને ફગી-
**ક્ષુધ્રગંધા**—કાંસડો, એખરો અને શોખરૂ.
**કાલસ્કંધ**—તમાલ, ટીંબરૂ અને કાળો ખેર.
**મહૌષધ**—સુંઠ, લસણ અને ઝેર.
**મધુ**—મધ, ફુલનો રસ અને મદ્ય.
**કપીતન**—જંગલી આંબો, સરસડીઓ અને પારસપીપળો.
**મદન**—મીંઢોલ, ધતૂરો અને મીણ.
**શતપર્વા**—વાંસ, ધ્રો અને વજ.
**સહસ્રવેધી**—અમ્લવેતસ નામનું લીંબુ, કસ્તૂરી અને હીંગ.

**તામ્રપુષ્પી**—ધાવણી, પાડલા અને કાળી નસોતર.
**સદાપુષ્પ**—ધોળો આંકડો, રાતો આંકડો અને સદાસવાગણ. [વાળો.
**સુરભી**—શરૂ, મુરામાંસી અને કાળો
**લક્ષ્મી**—ઋદ્ધિ, વૃદ્ધિ અને ખીજડી.
**કાલાનુસાર્ય**—દારૂહળદર, તગર અને શિલાજીત. [ના કેસરા.
**ચાંપેય**—ચંપક, નાગકેસર અને કમળ-
**નાદેયી**—મોટી અરણી, જલજાંબૂ અને જલમાં થતું નેતર.
**પાક્ય**—બીડલૂણ, સંચળ અને જવખાર.
**વિશલ્યા**—કલગારી, ગળો અને નાહાનો નેપાળો. [વનું ઝાડ.
**ઇંદ્રદ્રુ**—આસુંદરો, દેવદાર અને ઇંદ્રજ-
**કાશ્મીર**—કેસર, કમળનું મૂળ અને સીવણ, (સીવણનું નામ કારમીરી છે.)
**ચુક્ર**—ચુકો, અમ્લવેતસ નામનું લીંબુ અને કોકમ. [વદાર.
**પારિભદ્ર**—લીંબડો, પારિજાત અને દે-
**પીતદારૂ**—હળદર, દેવદાર અને શરૂ.
**વીર**—આસુંદરો, વાળો, અને કાકોલી.
**વીરતરૂ**—આસુંદરો, વાળો અને ખરૂ.
**મયૂર**—અઘેડો, અજમોદ અને મોરથુથુ.
**રક્તસાર**—રતાંજળી, પતંગ અને ખેર.
**બદરા**—તલવણી, આસોંદ અને વારાહીકંદ. [લજ-
**વસિર**—રાતો ગજપીપળ અને દરીયાઇ
**સૌવીર**—સુરમો, બોર અને એક જાતનો આંબો. [નીશ.
**વંજુલ**—આસોપાલવ, નેતર અને તિ-

શીલા–મણશીલ, શીલાજીત અને ગેરૂ.
સોમવલ્લી–બાપચી, ગળો અને બ્રાહ્મી.
અક્ષીવ–સરગવો, બકાન અને દરીયાઇ લુણ. [મોદ.
કારવી–કાળીજીરી, સુવા અને અજ-
ધામાર્ગવ–રાતો અઘેડો, ઝુમખડાં અને ઘીસોડાં. [ગણી.
દુઃસ્પર્શ–જવાસો, કૌચાં અને ભોંયરીં-
પલાશ–ખાખરો, કપુરકાચલી, અને પાંદડાં. [ નસોતર.
કાલમેષી–મજીઠ, બાપચી અને કાળી
પલંકપા–ગુગળ, ગોખરૂ અને લાખ.
મધુરસા–દ્રાખ, પીલુડી અને કપુરકા-
રસા–રાસ્ના, શરૂ અને કાળીપાડ. [ચલી.
શ્રેયસી–હરડે, રાસ્ના અને ગજપીપર.
લોહ–લોઢું, કાંસું અને અગરૂ.
સહા–જંગલી મગ, ખપાટની એક જાત અને ગુલાબ. [લવાળી નગડ.
સુવહા–રાસ્ના, નોરવેલ અને કાળાં ફુ-

ઘણા અર્થવાળાં નામો.

अक्षशब्दः स्मृतोऽष्टासु सौवर्चलविभीतके । कर्षपद्माक्षरुद्राक्षशकटेन्द्रियपाशके ॥ काकाख्यः काकमाची च काकोली काकणन्तिका ॥ काकजङ्घा काकनासा काकोदुम्बरिकापि च ॥ सप्तस्वर्थेषु कथितः काकशब्दो विचक्षणैः । सर्पद्विपदमेषेषु सीसके नागकेसरे ॥ नागवल्यां नागदन्त्यां नागशब्दः प्रयुज्यते। मांसे द्रवे चेक्षुरसे पारदे मधुरादिषु ॥ स्वादे रोगे विषे नीरे रसो नवसु वर्तते ॥

અક્ષ–તોલું, પદ્માક્ષ, રૂદ્રાક્ષ, ગાડું, ઇંદ્રિય, પાશ, સંચળ અને બેહેડાનું ઝાડ.

કાગડો, પીલુડી, કાકોલી, રાતી ચણોઠી, રાતી અઘેડી, મોટી ઇંદ્રવારણી અને કાળો ઉંબરો એ સાત અર્થમાં કાક શબ્દ પ્રવર્ત્તે એમ વિદ્વાનોએ કહ્યું છે.

સર્પ, હાથી, ઘેટા, સીસું, નાગકેશર, નાગરવેલ, અને નાહનો નેપાળો એ સાત અર્થમાં નાગ શબ્દ પ્રવર્ત્તે છે.

માંસ, દ્રવ, શેલડીનો રસ, પારો, મધુર આદિ સ્વાદ, રોગ, ઝેર અને પાણી એ નવ અર્થમાં રસ શબ્દ પ્રવર્ત્તે છે.

इति श्रीभावप्रकाशे हरीतक्यादिद्रव्याणां नामानि गुणाश्च ।

---

## અથ માનપરિભાષા.

न मानेन विना युक्तिर्द्रव्याणां जायते क्वचित् । अतः प्रयोगकार्यार्थं मानमत्रोच्यते यथा ॥ चरकस्य मतं वैद्यैराद्यैर्यस्मान्मतं ततः । विहाय सर्वमानानि मागधं मानमुच्यते ॥ त्रसरेणुर्बुधैः प्रोक्तस्त्रिंशता परमाणुभिः । त्रसरेणुस्तु पर्यायनाम्ना वंशी निगद्यते ॥ जालान्तरगतैः सूर्यकरैर्वंशी विलोक्यते । षड्वंशीभिर्मरीचिः स्यात्ताभिः षड्भिश्च राजिका ॥ तिसृभी राजिकाभिश्च सर्षपः प्रोच्यते बुधैः । यवोऽष्टसर्षपैः प्रोक्तो गुञ्जा स्यात्तच्चतुष्टयम् ॥ षड्भिस्तु रक्तिकाभिः स्यान्माषको हेमधानकौ । माषैश्चतुर्भिः शाणः स्याद्धरणः स निग-

द्यते ॥ टङ्कः स एव कथितस्तद्वयं कोल उच्यते। क्षुद्रको वटकश्चैव द्रंक्षणः स निगद्यते ॥ कोलद्वयं तु कर्षः स्यात्स प्रोक्तः पाणिमानिका। अक्षः पिचुः पाणितलं किंचित्पाणिश्च तिन्दुकम् ॥ विडालपदकं चैव तथा पोडशिका मता। करमध्यो हंसपदं सुवर्ण कवलग्रहः ॥ उदुम्बरं च पर्यायैः कर्षमेव निगद्यते। स्यात्कर्षाभ्यामर्धपलं शुक्तिरष्टमिका तथा॥ शुक्तिभ्यां च पलं ज्ञेयं मुष्टिराम्रं चतुर्थिका। प्रकुञ्चः पोडशी बिल्वं पलमेवात्र कीर्त्यते ॥ पलाभ्यां प्रसृतिर्ज्ञेया प्रसृतं च निगद्यते। प्रसृतिभ्यामञ्जलिः स्यात्कुडवोऽर्धशरावकः ॥ अष्टमानं च स ज्ञेयः कुडवाभ्यां च मानिका। शरावोऽष्टपलं तद्वज्ज्ञेयमत्र विचक्षणैः ॥ शरावाभ्यां भवेत्प्रस्थः चतुःप्रस्थैस्तथाढकः। भाजनं कांस्यपात्रं च चतुःषष्टिपलश्च सः॥ चतुर्भिराढकैर्द्रोणः कलशोनल्वणोऽर्मणः। उन्मानश्च घटो राशिर्द्रोणपर्यायसंज्ञितः ॥ द्रोणाभ्यां शूर्पकुम्भौ च चतुःषष्टिशरावकः। शूर्पाभ्यां च भवेद्द्रोणी वाहो गोणी च सा स्मृता ॥ द्रोणीचतुष्टयं खारी कथिता सूक्ष्मबुद्धिभिः। चतुःसहस्रपलिका षण्णवत्यधिका च सा ॥ पलानां द्विसहस्रं च भार एकः प्रकीर्तितः। तुला पलशतं ज्ञेयं सर्वत्रैवैष निश्चयः ॥ मापटङ्काक्षबिल्वानि कुडवः प्रस्थमाढकम्। राशिर्गोणी खारिकेति यथोत्तरचतुर्गुणम् ॥

मागधपरिभाषायां षड्रत्तिको माप। चतुर्विंशतिरत्तिकष्टङ्कः। षण्णवतिरत्तिकं कर्षं। अयं चरकसंमतः। सुश्रुतमते। पञ्चरत्तिको मापो विंशतिरत्तिकष्टङ्कोऽशीतिरत्तिकं कर्षं। अयमेव कालिङ्गपरिभाषायामपि यतस्तत्राष्टरत्तिको मापो द्वात्रिंशद्रतिकष्टङ्कः सार्धटङ्कद्वयमितः कर्षं।

गुञ्जादिमानमारभ्य यावत्स्यात्कुडवस्थितिः। द्रवार्द्रशुष्कद्रव्याणां तावन्मानं समं मतम् ॥ प्रस्थादिमानमारभ्य द्विगुणं तद्द्रवार्द्रयोः। मानं तथा तुलायास्तु द्विगुणं न क्वचित्स्मृतम् ॥ मृद्वृक्षवेणुलोहादेर्भाण्डं यच्चतुरङ्गुलम्। विस्तीर्णं च तथोच्चं च तन्मानं कुडवं वदेत् ॥

इति मागधमानम्।

कालिङ्गमानम्।

यतो मन्दाशयो ह्रस्वा हीनसत्वा नराः कलौ। अतस्तु मात्रा तद्योग्या प्रोच्यते सुज्ञसंमता ॥ यवो द्वादशभिर्गौरसर्षपैः प्रोच्यते बुधैः। यवद्वयेन गुञ्जा स्यात्त्रिगुञ्जो वल्ल उच्यते ॥ मापो गुञ्जाभिरष्टाभिः सप्तभिर्वा भवेत्क्वचित्। चतुर्भिर्मापकैः शाणः स निष्कष्टङ्क एव च ॥ गद्याणो मापकैः षड्भिः कर्षः स्याद्दशमापिकः। चतुःकर्षैः पलं प्रोक्तं दशमापमितं बुधैः ॥ चतुःपलश्च कुडवः प्रस्थाद्याः पूर्ववन्मताः। स्थितिर्नास्त्येव मात्रायाः कालमग्निं वयो बलम् ॥ प्रकृतिं दोषदेशौ च दृष्ट्वा मात्रां प्रकल्पयेत्। नाल्पं हन्त्यौषधं व्याधिं यथाम्भो-

ઽલ્પં મહાનલમ્ ॥ अतिमात्रं च दोषाय यथा सस्यं बहूदकम् ॥

તોલ વિના કદીપણ પદાર્થોની યોગ્ય ગોઠવણ થતી નથી માટે પ્રયોગનાં કામોનેવાસ્તે હવે તોલ વિષે કહુંછું. જુના વૈદ્યોએ ચરકના મતને સ્વીકારેલ છે એટલામાટે સઘળા તોલને છોડી દઇ ચરકના મતપ્રમાણે મગધદેશનો તોલ લખવામાં આવે છે. ત્રીશ પરમાણુનો ત્રસરેણુ થાય છે અને તે ત્રસરેણુજ વંશી કહેવાય છે. જાળીયામાં પડતી સૂર્યની કિરણોમાં જે ઝીણી ઝીણી કણીઓ દેખાય છે તેઓમાંની એક કણીના જેટલા વજનનું તોલું ત્રસરેણુ સમજવું. છ ત્રસરેણુ મળીને મરીચિ થાય છે. છ મરીચિથી રાજિકા (રાઇ) થાય છે. ત્રણ રાજિકાથી સર્ષપ થાય છે. આઠ સર્ષપથી યવ થાય છે. ચાર યવથી ગુંજા (રતી) થાય છે. છ ગુંજાથી માષક થાય છે. હેમ અને ધાનક એ માષકનાંજ નામ છે. ચાર માષકથી શાણ[1] થાય છે અને એ શાણજ ધરણ તથા ટંક કહેવાય છે. બે શાણથી કોલ[2] થાય છે. ક્ષુદ્રક, વટક અને દ્રંક્ષણ એ કોલનાંજ નામ છે. બે કોલથી કર્ષ[3] થાય છે. પાણિમાનિકા, અક્ષ, પિચુ, પાણિતલ, કિંચિત્પાણિ, તિંદુક, બિલાલપદક, ષોડશિકા, કરમધ્ય, હંસપદ, સુવર્ણ, કવલગ્રહ, અને ઉદુંબર એ સઘળાં કર્ષનાં નામ છે, બે કર્ષથી અર્દ્ધપલ[1] થાય છે. શુક્તિ અને અષ્ટમિકા એ અર્દ્ધપલનાંજ નામ છે. બે અર્દ્ધપલથી પલ[2] થાય છે. મુષ્ટિ, આમ્ર, ચતુર્થિકા, પ્રકુંચ, ષોડશી અને બિલ્વ એઓ પલનાંજ નામ છે. બે પલથી પ્રસૃતિ[3] થાય છે. પ્રસૃત એ પ્રસૃતિનુંજ નામ છે. બે પ્રસૃતિથી અંજલી[4] થાય છે. કુડવ, અર્દ્ધશરાવ અને અષ્ટમાન એઓ અંજલીનાંજ નામ છે. બે અંજલીથી માનિકા[5] થાય છે. શરાવ અને અષ્ટપલ એ માનિકાનાંજ નામ છે. બે શરાવથી પ્રસ્થ[6] થાય છે. ચાર પ્રસ્થથી આઢક[7] થાય છે. ભાજન, કાંસ્યપાત્ર અને મનુઃષષ્ટિપલ એઓ આઢકનાંજ નામ છે. ચાર આઢકથી દ્રોણ[8] થાય છે. કલશ, નલ્વણ, અર્મણ, ઉન્માન, ઘટ, અને રાશિ એઓ દ્રોણનાંજ નામ છે. બે દ્રોણથી શૂર્પ[9] થાય છે. કુંભ અને ચતુઃષષ્ટિશરાવક એઓ શૂર્પનાંજ નામ છે. બે શૂર્પથી દ્રોણી[10] થાય છે. વાહ અને ગોણી એઓ દ્રોણીનાંજ નામ છે. ચાર દ્રોણીથી ખારી[11] થાય છે એટલે ચાર હજાર ને છનુ પલની ખારી થાય છે. બે

૧ ચોવીશ ચણોઠી ભાર. ૨ અડતાલીશ ચણોઠી ભાર. ૩ એક તોલું અથવા કુપની એક રૂપીઆ ભાર.

૧ બે રૂપીઆ ભાર. ૨ ચાર રૂપીઆ ભાર. ૩ આઠ રૂપીઆ ભાર. ૪ સોળ રૂપીઆ ભાર. ૫ બત્રીશ રૂપીઆ ભાર. ૬ ચોસઠ રૂપીઆ ભાર. ૭ બસો છપ્પન રૂપીઆ ભાર. ૮ એક હજાર ચોવીશ રૂપીઆ ભાર. ૯ બે હજાર અડતાલીશ રૂપીઆ ભાર. ૧૦ ચાર હજાર છનુ રૂપીઆ ભાર. ૧૧ સોળ હજાર ત્રણસો ને ચોરાશી રૂપીઆ ભાર.

હજાર પલનો એક ભાર[1] થાય છે. અને સો પલની એક તુલા[2] થાય છે એ સર્વ ગ્રંથોનો નિર્ણય છે. માષ, ટંક, અક્ષ, બિલ્વ, કુડવ, પ્રસ્થ, આઢાક, રાશિ, ગોણી અને ખારી એઓ ઉત્તરોત્તર ચોગણાં થાય છે. આ મગધ દેશની પરિભાષા પ્રમાણે છ રતિનો માષ, ચોવીશ રતિનો ટંક, અને છનુ રતિનો કર્ષ થાય છે કે જે ચરકને સંમત છે. સુશ્રુતના મતમાં પાંચ રતિનો માષ, વીશ રતીનો ટંક અને એંશી રતિનો કર્ષ થાય છે. કલિંગદેશની પરિભાષામાં પણ એંશી રતિનોજ કર્ષ થાય છે. કારણ કે તે પરિભાષામાં આઠ રતિનો માષ છે, બત્રીશ રતિનો ટંક છે અને અઢી ટંકનો કર્ષ છે. ગુંજાથી માંડીને કુડવ સુધી દ્રવરૂપ પદાર્થોનું, લીલા પદાર્થોનું અને સુકા પદાર્થોનું પ્રમાણ સરખું માનવામાં આવે છે. પ્રસ્થથી માંડી દ્રવ પદાર્થોનું અને લીલા પદાર્થોનું, પ્રમાણ બમણું માનવામાં આવે છે. ( કારણ કે સુકા પદાર્થ કરતાં લીલા પદાર્થમાં તોલ વધારે હોય છે. ) તુલાનું પ્રમાણ તો કોઇમાં પણ બમણું માનેલું નથી. માટીનું, લાકડાનું અથવા લોઢા આદિનું ચાર આંગળ પોહોળું અને ચાર આંગળ ઉચું જે વાસણ કરવામાં આવે તે કુડવ નામનું માપ થાય છે.

### કલિંગ દેશની પરિભાષા.

કલિયુગમાં માણસો મંદ અગ્નિવાળાં, ટુંકા કદનાં અને શક્તિવગરનાં હોય છે એટલા માટે તેઓને લાયક જે પરિભાષા વિદ્વાનોએ સ્વીકારેલી છે તે હવે કહીએ છીએ. બાર ધોળા સર્ષપથી એક જવ થાય છે. બે જવથી ગુંજા થાય છે. ત્રણ ગુંજાથી વાલ થાય છે. આઠ ગુંજાથી માષ થાય છે. કોઇ સ્થલમાં સાત ગુંજાથી પણ માષ માનેલો છે. ચાર માષથી શાણ થાય છે. નિષ્ક અને ટંક એ શાણનાં નામ છે. છ માષથી ગદ્યાણું થાય છે. દશ માષથી કર્ષ થાય છે. ચાર કર્ષથી પલ થાય છે. દશશાણ એ પલનુંજ નામ છે. ચાર પળથી કુડવ થાય છે. પ્રસ્થ વગેરે તોલ તો મગધદેશની પરિભાષા પ્રમાણેજ માનવામાં આવે છે. માત્રાની મર્યાદા નથીજ એટલામાટે કાલ, જઠરાગ્નિ, અવસ્થા, બળ, પ્રકૃતિ દોષ અને દેશ એઓને જોઇને માત્રાની કલ્પના કરવી. જેમ થોડું પાણી ઘણા અગ્નિને શમાવી શકતું નથી તેમ થોડું ઔષધ મોટા વ્યાધિને મટાડી શકતું નથી તેમજ જેમ ખેતરમાં ઉગેલાં ધાન્યપર ઝાઝું પાણી પડે તો ખરાબી કરે છે તેમ થોડા વ્યાધિ ઉપર ઘણું ઔષધ દેવામાં આવે તોપણ ખરાબી કરે છે.

इति मानपरिभाषा ।

## અથ ભેષજાનાં વિધાનાનિ.

स्वरसश्च तथा कल्कः क्वाथश्च हिमफाण्टकौ । ज्ञेयाः कषायाः पञ्चैते लघवः स्युर्यथोत्तरम् ॥

1 આઠ હજાર રૂપીઆ ભારનો તોલ.
2 ચારસો રૂપીઆ ભાર.

ઔષધિના સ્વરસ, કલ્ક, ક્વાથ, હિમ, અને ફાંટ એ રીતે પાંચ પ્રકારના કષાયો થાય છે. એઓમાં સ્વરસથી કલ્ક, કલ્કથી ક્વાથ, ક્વાથથી હિમ અને હિમથી ફાંટ હલકાઈવાળો છે.

## સ્વરસ કરવાનો વિધિ.

आहतात्तत्क्षणाकृष्टाद्द्रव्यात्क्षुण्णात्समुद्धरेत् । वस्त्रनिष्पीडितो यश्च स्वरसो रस उच्यते ॥

आहतात् शीतात्रिकीटादिभिरनुपहतात् । क्षुण्णात् संपिष्टात् ।

कुडवं चूर्णितं द्रव्यं क्षिप्तं च द्विगुणे जले । अहोरात्रं स्थितं तस्माद्भवेद्वा रस उत्तमः ॥

चूर्णितं चूर्णीकृतम् ।

आदाय शुष्कद्रव्यं वा स्वरसानामसंभावे । जलेऽष्टगुणिते साध्यं पादशिष्टं च गृह्यते ॥ स्वरसस्य गुरुत्वाच्च पलमर्धं प्रयोजयेत् । निशोषितं चाग्निसिद्धं पलमात्रं रसं पिबेत् ॥

निशोषितं निशायामुषितम् ।

सितामधुगुडक्षाराज्जीरकं लवणं तथा। घृतं तैलं च चूर्णादीन्कोलमात्रान्रसे क्षिपेत् ॥

कोलष्टङ्कद्वयं च ।

ટાઢથી, અગ્નિથી કે કીડા વગેરેથી નહીં ખરાબ થએલી લીલી ઔષધિ લાવી તેને તે વખતેજ ખાંડી અથવા વાટીને તેનો રસ કપડાંથી ગાળી લેવામાં આવે તે સ્વરસ કહેવાય છે. સોળ રૂપીઆભાર લીલા ઔષધનું ચૂર્ણ કરી તેને બમણા જળમાં નાખી એક અહોરાત્ર સુધી રહેવા દઇ તેમાંથી જે રસ લેવામાં આવે તે પણ ઉત્તમ સ્વરસ કહેવાય છે. લીલી ઔષધિ ન મળે તો સુકી ઔષધિ લઇ તેનું ચૂર્ણ કરી તેથી આઠ ગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે લઇ લેવામાં આવે તો તે પણ સ્વરસ કહેવાય છે. પેહેલા પ્રકારનો સ્વરસ ભારે છે તેથી તેની માત્રા બે રૂપીઆભાર પીવી અને બીજા તથા ત્રીજા પ્રકારના એટલે રાતે ભીજવી રાખીને કરેલા તથા અગ્નિથી ઉકાળીને કરેલા સ્વરસની માત્રા ચાર રૂપીઆભાર પીવી. સાકર, મધ, ગોળ, ક્ષાર, જીરૂં, લૂણ, ઘી, તેલ કે ચૂર્ણ આદિ એ સ્વરસમાં નાખવાં હોય તો અડતાલીશ ચણોઠી ભાર નાખવાં.

## ચોખાનો સ્વરસ કરવાનો વિધિ.

कण्डितं तण्डुलपलं जलेऽष्टगुणिते क्षिपेत् । भावयित्वा जलं ग्राह्यं देयं सर्वत्र कर्मसु ॥

भावयित्वा कोमलीकृत्य ।

ચાર રૂપીઆ ભાર ચોખા ખાંડી તેઓને આઠ ગણા પાણીમાં નાખી કુણા કરીને તે સ્વરસ રૂપ પાણી લેવું અને તે પાણીનો પ્રયોગોમાં ઉપયોગ કરવો.

## હિમ કરવાનો વિધિ.

क्षुण्णं द्रव्यपलं सम्यक् षड्भिर्नीरपलैः प्लुतम् । निशोषितं हिमः स स्यात्तथा शीतकषायकः ॥ तस्य मानं मतं पाने पलद्वयमितं बुधैः ॥

क्षुण्णं चूर्णीकृतम् ।

ચાર રૂપીઆ ભાર ઔષધને સારી પેઠે ખાંડી અથવા વાટી ચોવીશ રૂપીઆ ભાર પાણીમાં પલારી આખી રાત એમને એમ રેહેવા દઇ સવારે લઇ લેવું તે હિમ અથવા શીત કષાય કેહેવાય છે. પીવામાં એની માત્રા આઠ રૂપીઆ ભાર લેવી એમ વિદ્વાનોએ કહ્યું છે.

## મંથ કરવાનો વિધિ.

जले चतुःपले शीते क्षुण्णं द्रव्यपलं क्षिपेत् । मृत्पात्रे मन्थयेत्सम्यक् तस्माच द्विपलं पिबेत् ॥

क्षुण्णं चूर्णीकृतम् । मन्थयेत् मथ्नीयात् ।

ચાર રૂપીઆ ભાર ઔષધનું ચૂર્ણ કરી તેને સોળ રૂપીઆ ભાર ટાઢા પાણીમાં નાખી સારી પેઠે માટીના વાસણમાં વલોવવામાં આવે એટલે તે મંથ કેહેવાય છે. મંથની આઠ રૂપીઆ ભાર માત્રા પીવી.

## ફાંટ કરવાનો વિધિ.

क्षुण्णे द्रव्यपले सम्यक् जलमुष्णं विनिःक्षिपेत् । मृत्पात्रे कुडवोन्मानं ततस्तु स्रावयेत्पटात् ॥ स स्याच्चूर्णद्रवः फाण्टस्तन्मानं द्विपलोन्मितम् । क्षौद्रं सितागुडादींस्तु कर्षमात्रान्विनिःक्षिपेत् ॥

क्षुण्णे चूर्णीकृते स चूर्णद्रवफाण्टः स्यादित्यन्वयः ।

સારી પેઠે ચૂર્ણ કરેલા ચાર રૂપીઆ ભાર ઔષધને માટીના વાસણમાં નાખી તેમાં સોળ રૂપીઆ ભાર ઉનું પાણી નાખીને પછી કપડાથી ગાળી લેવું એટલે ગાળેલો ચૂર્ણનો રસ ફાંટ કેહેવાય છે. ફાંટની માત્રા આઠ રૂપીઆ ભાર પીવી એમાં સાકર કે ગોળ વગેરે નાખવાં હોય તો એક રૂપીઆ ભાર નાખવાં.

## કલ્ક કરવાનો વિધિ.

द्रव्यमार्द्रं शिलापिष्टं शुष्कं वा सजलं भवेत् । प्रक्षेपावापकल्कास्ते तन्मानं कर्षसंमितम् ॥ कल्के मधु घृतं तैलं देयं द्विगुणमात्रया । सिता गुडं समं दद्याद्द्रवो देयश्चतुर्गुणः ॥

લીલા ઔષધને છીપરથી વાટીને અને ઔષધ સુકું હોય તો તેમાં પાણી નાખી છીપરથી વાટીને તેની ચટણી જેવી લુગદી કરવામાં આવે તે કલ્ક કેહેવાય છે. પ્રક્ષેપ અને આવાપ એ કલ્કનાંજ નામ છે. કલ્કની એક તોલા ભાર માત્રા લેવી. કલ્કમાં મધ, ઘી કે તેલ નાખવાં હોય તો બમણાં નાખવાં, સાકર કે ગોળ નાખવાં હોય તો કલ્ક જેટલાંજ નાખવાં અને કોઈ દ્રવ નાખવો હોય તો ચોગણો નાખવો.

## ચૂર્ણ કરવાનો વિધિ.

अत्यन्तशुष्कं यद्द्रव्यं सुपिष्टं वस्त्रगालितम् । तत्स्याच्चूर्णं रजः क्षोदस्तन्मात्रा कर्षसंमिता ॥ चूर्णे गुडः समो देयः शर्करा द्विगुणा मता । चूर्णेषु भर्जितं हिङ्गु देयं नोत्क्लेदकृद्भवेत् ॥ लिहेच्चूर्णं द्रवैः सर्वैर्घृताद्यैर्द्विगुणोन्मितैः । पिबेच्चतुर्गुणैरेवं चूर्णमालोडितं द्रवैः ॥ चूर्णावलेपगुटिकाकल्कानामनुपानकम् । पित्तवातकफातङ्के त्रिद्व्येकपलमाहरेत् ॥ यथा तैलं

जले प्राप्तं क्षणेनैव विसर्पति । अनुपानबलादङ्गे तथा सर्पति भेषजम् ॥

અત્યંત સુકેલા ઔષધને સારી પેઠે ઝીણું વાટી કપડાથી ચાળી લેવામાં આવે એટલે તે ચૂર્ણ કહેવાય છે. ૨૭ અને ક્ષૌદ્ર એ ચૂર્ણની માત્રા એક રૂપીઆ ભાર લેવી. ચૂર્ણમાં ગોળ નાખવો હોય તો ચૂર્ણ જેટલોજ નાખવો અને સાકર નાખવી હોય તો બમણી નાખવી. ચૂર્ણમાં હિંગ નાખવી હોય તો શેકેલી નાખવી કે જેથી ચૂર્ણમાં ચીકાશ થાય નહીં. ઘી વગેરે પદાર્થોમાં કાલવીને ચૂર્ણ ચાટવું હોય તો તે પદાર્થો બમણા લેવા અને તે દ્રવોમાં ઘોળીને પીવું હોય તો દ્રવો ચૂર્ણથી ચોગણા લેવા. ચૂર્ણ, અવલેહ, ગોળી અને કલ્ક એઓ ઉપરનું ગરમ પાણી વગેરે અનુપાન પિત્તના દરદમાં બાર રૂપીઆભાર, વાયુના દરદમાં આઠ રૂપીઆભાર અને કફના દરદમાં ચાર રૂપીઆભાર લેવું. જેમ પાણીમાં પડેલુ તેલ ક્ષણમાત્રમાં ફેલાઈ જાય છે તેમ ઓસડ અનુપાનના બળથી સઘળા અંગમાં ફેલાઇ જાય છે.

### ચૂર્ણને ભાવના દેવાનો વિધિ.

द्रवेण यावता सम्यक् चूर्णं सर्वं प्लुतं भवेत् । भावनायाः प्रमाणं तु चूर्णे प्रोक्तं भिषग्वरैः ॥

જેટલા દ્રવથી સઘળું ચૂર્ણ સારી પેઠે ભીંજાઈ જાય તેટલાં દ્રવથી ચૂર્ણને ભાવના દેવી. ઉત્તમ વૈદ્યોએ ભાવનાનું એજ પ્રમાણ કહેલું છે.

### પુટપાકનો વિધિ.

पुटपाकस्य कल्कस्य स्वरसो गृह्यते यतः । अतस्तु पुटपाकानां युक्तिरत्रोच्यते मया ॥ पुटपाकस्य पाकोऽयं लेपस्याङ्गारवर्णता । लेपं च द्व्यङ्गुलं स्थूलं कुर्याद्वयङ्गुलमात्रकम् ॥ काश्मरीवटजम्ब्वादिपत्रैर्वेष्टनमुत्तमम् । पलमात्रो रसो ग्राह्यः कर्षमात्रं मधु क्षिपेत् ॥ कल्कचूर्णद्रवाद्यास्तु देयाः कोलमिता बुधैः ॥

ચટણી જેવા કલ્કને પુટપાકથી પકાવીને પણ તેનો સ્વરસ લેવામાં આવે છે એટલામાટે હવે પુટપાકોની યુક્તિ કહું છું. ઔષધોનો કલ્ક કરી તે ઉપર શીવણનાં, વડનાં કે જાંબુ વગેરેનાં પાંદડાં સારી રીતે વીંટી તે ઉપર બે આંગળનો અથવા અંગુઠા જેટલો માટીનો થર ચડાવી અગ્નિમાં સુકવો. માટીનો થર ધગધગતા અંગારા જેવા વર્ણવાળો થઈ જાય ત્યાંસુધી અગ્નિમાં રાખી પછી તે ગોળાને બાહાર કાહાડી લેવો એ પુટપાકની રીતિ છે. પછી માટીને તથા પાંદડાંને દૂર કરી કલ્કના રસને નીચોવી લેવો. એ રસની માત્રા ચાર રૂપીઆભારની કરવી અને તેમાં મધ મેળવવાનું હોય તો એક રૂપીઆભાર મેળવવું. એ રસમાં બીજાં કોઈ કલ્ક ચૂર્ણ કે દ્રવ વગેરે નાખવાં હોય તો અડતાલીશ ચણોઠીભાર નાખવાં.

### ઉષ્ણોદક વિધિ.

अष्टमेनांशशेषेण चतुर्थेनार्धकेन वा । अथवा क्वथनेनैव सिद्धमुष्णोदकं भवेत् ॥ श्लेष्मामवातमेदोघ्नं बस्तिशोधनदीपन-

म् । कासश्वासज्वरान्हन्ति पीतमुष्णोदकं निशि ॥

उष्णोदकं फुद्वद्या इति लोके ।

ગરમ કરતાં પાણીનો અષ્ટમાંશ, ચતુર્થાંશ અથવા અર્દ્ધભાગ અવશેષ રહે ત્યારે પાણીને ગરમ થએલું સમજવું. અથવા સારી પેઠે ઉકળવા માત્રથીજ ગરમ થએલું સમજવું. રાતે ગરમ પાણી પીવામાં આવે તો તેથી કફ, આમવાત, મેદ, ઉધરસ, શ્વાસ તથા જ્વર મટે છે, નાભિથી નીચેનો ભાગ સાફ થાય છે અને અગ્નિ દીપ્ત થાય છે.

## ક્ષીરપાક વિધિ.

क्षीरमष्टगुणं द्रव्यात्क्षीरान्नीरं चतुर्गुणम् । क्षीरावशेषं तत्पीतं शूलमामोद्भवं जयेत् ॥

પદાર્થથી દૂધ આઠગણું નાખવું અને તેમાં જળ દૂધથી ચોગણું નાખવું. પછી એ સઘળું ઉકાળી માત્ર દૂધજ અવશેષ રહે ત્યારે પીવામાં આવે તો આમથી ઉત્પન્ન થએલાં શૂલ મટી જાય છે.

## ક્વાથ કરવાનો વિધિ.

पानीयं षोडशगुणं क्षुण्णे द्रव्यपले क्षिपेत् । मृत्पात्रे क्वाथयेद् ग्राह्यमष्टमांशावशेषितम् ॥ कर्षादौ तु पलं यावद्दद्यात्षोडशकं जलम् । ततस्तु कुडवं यावत्तोयमष्टगुणं भवेत् ॥ चतुर्गुणमतश्चोर्ध्वं यावत्प्रस्थं भवेज्जलम् ॥

· षोडशिकं षोडशगुणम् ।

तज्जलं पाययेद्धीमान्कोष्णं मृद्वग्निसाधितम् । शृतः क्वाथः कषायश्च निर्यूहः स निगद्यते ॥

સારી રીતે કુટેલા ચાર રૂપીઆ ભાર ઓસડમાં સોળગણું પાણી નાખી માટીના વાસણમાં ઉકાળવું અને અષ્ટમાંશ બાકી રહે ત્યારે ઉતારી લેવું એ ક્વાથ કહેવાય છે. ક્વાથ કરવો હોય તો એક રૂપીઆ ભારથી તે ચાર રૂપીઆ ભાર સુધીના ઓસડમાં સોળગણું પાણી નાખવું. એ ઉપર સોળ રૂપીઆભાર સુધીના ઓસડમાં આઠગણું પાણી નાખવું. અને એ ઉપર ચોસઠ રૂપીઆ ભાર સુધીના ઓસડમાં ચોગણું પાણી નાખવું. ધીમી ધીમી આંચથી પકાવેલું અને અષ્ટમાંશ અવશેષ રાખેલું એ પાણી જરાક ઉનું ઉનું હોય તે સમયે પીવું. શૃત, કષાય અને નિર્યૂહ એઓ ક્વાથનાંજ નામ છે.

## ક્વાથ પાનની માત્રા.

मात्रोत्तमा पलेन स्यात्रिभिरक्षैस्तु मध्यमा । जघन्या च पलार्धेन स्नेहक्वाथौषधेषु च ॥

[ तन्त्रान्तरे ]

क्वाथ्यद्रव्यपले वारि द्विरष्टगुणमिष्यते । चतुर्भागावशिष्टं तु पेयं पलचतुष्टयम् ॥ दीप्ताग्निं महाकायं पाययेदञ्जलिं जलम् । अन्ये सर्वं परित्यज्य मन्यन्ते तु चिकित्सकाः ॥ क्वाथत्यागमनिच्छन्तस्त्वष्टभागावशेषितम् । पारम्पर्योपदेशेन वृद्धवैद्याः पलद्वयम् ॥

अष्टभागावशेषितस्य चतुर्भागावशिष्टापेक्षया गुरुत्वात् दीप्तानलं महाकायं पलद्वयं

पाययेन्मध्यमाग्निमल्पकायं पलमात्रं पाययेत् मात्रोत्तमा पलेन स्यादित्यादि वचनात् ।

क्वाथे क्षिपेदिसितामंशैश्चतुर्थाष्टमषोडशैः वातपित्तकफातङ्के विपरीतं मधु स्मृतम् ॥ जीरकं गुग्गुलुं क्षारं लवणं च शिलाजतु । हिङ्गु त्रिकटुकं चैव क्वाथे शाणोन्मितं क्षिपेत् ॥ क्षीरं घृतं गुडं तैलं मूत्रं चान्यत् द्रवं तथा । कल्कं चूर्णादिकं क्वाथे निक्षिपेत्कर्षसंमितम् ॥ तत्रोपविश्य विश्रान्तः प्रसन्नवदनेक्षणः । औषधं हेमरजतमृद्भाजनपरिस्थितम् ॥ पिबेत्प्रसन्नहृदयः पीत्वा पात्रमधोमुखम् । विधायाचम्य सलिलं ताम्बूलाद्युपयोजयेत् ॥

સ્નેહ, ક્વાથ અને ઔષધની માત્રા ચાર રૂપીઆભારની ઉત્તમ, ત્રણ રૂપીઆભારની મધ્યમ અને બે રૂપીઆભારની અધમ સમજવી. બીજા ગ્રંથમાં કહ્યું છે કે "ક્વાથ કરવાને વાસ્તે ચાર રૂપીઆભાર ઓસડ લઇ તેમાં સોળગણું એટલે ચોસઠ રૂપીઆભાર પાણી નાખવું." કાઢો થતાં તેમાંથી ચોથો ભાગ એટલે સોળ રૂપીઆભાર અવશેષ રહે ત્યારે તે રોગીને પાવું. જે રોગી પ્રદીપ્ત અગ્નિવાળો અને મોટા કદવાળો હોય તેને એ સોળ રૂપીઆભાર ક્વાથ પાવો. બીજા વૈદ્યો કહે છે કે "એ સોળ રૂપીઆભાર ક્વાથમાંથી અરધો ક્વાથ છોડી દેતાં દીપ્ત અગ્નિવાળા અને મોટા કદવાળા રોગીને આઠ રૂપીઆભારજ પાવો. પણ વૃદ્ધ વૈદ્યો કે જેઓ ક્વાથના ભાગને છોડી દેવાને ઇચ્છતા નથી તેઓ પરંપરાની પદ્ધતિ પ્રમાણે ક્વાથ ઉકાળી આઠમો ભાગ એટલે આઠ રૂપીઆભારજ અવશેષ રાખીને તે સઘળો ક્વાથ દીપ્ત અગ્નિવાળા તથા મોટા કદના રોગીને પાય છે." ચોથા ભાગે અવશેષ રાખેલા ક્વાથ કરતાં આઠમે ભાગે અવશેષ રાખેલો ક્વાથ ભારે થાય છે તેથી દીપ્ત અગ્નિવાળા અને મોટા કદવાળા માણસને તેટલો ક્વાથ પાવો જોઈએ પણ મધ્ય અગ્નિવાળા તથા મધ્ય કદના માણસને તો 'ચાર રૂપીઆભારની માત્રા ઉત્તમ છે' એ વચન પ્રમાણે ચાર રૂપીઆભારજ પાવો. ક્વાથમાં સાકર નાખવી હોય તો વાયુના દરદમાં ચોથા ભાગની, પિત્તના દરદમાં આઠમા ભાગની અને કફના દરદમાં ચોથા ભાગની નાખવી. મધ નાખવું હોય તો કફના દરદમાં ચોથા ભાગનું, પિત્તના દરદમાં આઠમા ભાગનું અને વાયુના દરદમાં સોળમા ભાગનું નાખવું. જીરૂં, ગુગળ, ક્ષાર, લુણ, શિલાજીત, હિંગ, કે સુંઠ મરી પીપળ નાખવાં હોય તો તેઓની ચોવીશ ચણોઠીભાર માત્રા નાખવી. દૂધ, ઘી, ગોળ, તેલ, મૂત્ર, બીજો કોઈ દ્રવ પદાર્થ, કલ્ક કે ચૂર્ણ આદિ નાખવાં હોય તો તેઓની એક રૂપીઆભાર માત્રા નાખવી. સારી રીતે બેસી, વિશ્રાંતિ લઇ મુખને, હૃદયને તથા નેત્રને પ્રસન્ન રાખીને સોનાના, રૂપાના કે માટીના વાસણમાં ભરેલો ક્વાથ પીજવો અને પીધા પછી તે વાસણને ઊંધુવાળી પાણી પીને પાનબીડી વગેરેનો ઉપયોગ કરવો.

## અવલેહનો વિધિ.

क्काथादेर्यत्पुनः पाकाद्घनत्वं सा रसक्रिया । सोऽवलेहश्च लेहश्च तन्मात्रा स्यात्पलोन्मिता ॥ सिता चतुर्गुणा कार्या चूर्णाच्च द्विगुणो गुडः । द्रवं चतुर्गुणं दद्यादिति सर्वत्र निश्चयः ॥ सुपक्के तन्तुमत्त्वं स्यादवलेहेऽप्सु मज्जनम् । स्थिरत्वं पीडिते मुद्रा गन्धवर्णरसोद्भवः ॥ दुग्धमिक्षुरसं यूषं पञ्चमूलकषायजम् । वासक्काथं यथायोग्यमनुपानं प्रशस्यते ॥

ક્વાથ વગેરેને ફરીવાર પકાવીને ઘાટો ચાસણી જેવો કરવામાં આવે તે રસક્રિયા, અવલેહ અને લેહ કહેવાય છે. અવલેહની માત્રા ચાર રૂપીઆભારની કરવી. અવલેહમાં સાકર મેળવવી હોય તો ચૂર્ણથી ચોગણી, ગોળ મેળવવો હોય તો ચૂર્ણથી બમણો અને દ્રવ પદાર્થ મેળવવો હોય તો ચૂર્ણથી ચોગણો નાખવો એવો સર્વ ગ્રંથોનો નિશ્ચય છે. અવલેહમાં જ્યારે ચાસણીના જેવા તાર નીકળવા માંડે, પાણીમાં નાખવાથી બુડી જાય, કઠણપણું થાય, આંગળીથી દબાવતાં તેમાં આંગળીની રેખા ઉઠે અને ગંધ, વર્ણ તથા રસ અપૂર્વ થાય ત્યારે અવલેહને સારી રીતે પાકેલો જાણવો. અવલેહ ઉપર દૂધ, શેરડીનો રસ, પંચમૂલના કાઢાની કાંજી અને અરડુસાનો ક્વાથ એઓમાંથી જે યોગ્ય જણાય તે અનુપાન દેવું.

## ગોળીઓ કરવાનો વિધિ.

वटका अथ कथ्यन्ते तन्नाम गुटिका वटी । मोदको वटिका पिण्डी गुडो वर्तिस्तथोच्यते ॥ लेहवत्साध्यते वह्नौ गुडो वा शर्कराथवा । गुग्गुलुर्वा क्षिपेत्तत्र चूर्णं तन्निर्मिता वटी ॥

तत्र वह्निसिद्धे गुडादौ ।

कुर्यादवह्निसिद्धे न क्वचिद् गुग्गुलुना वटीम् ॥ द्रवेण मधुना वापि गुटिकां कारयेद्बुधः ॥ सिता चतुर्गुणा देया वटीषु द्विगुणो गुडः । चूर्णे चूर्णसमः कार्यो गुग्गुलुर्मधु तत्समम् ॥

तत्समं चूर्णसमम् ।

द्रवं तु द्विगुणं देयं मोदकेषु भिषग्वरैः ।

द्रवं द्रवरूपद्रव्यम् ।

कर्षप्रमाणं तन्मात्रा बलं दृष्ट्वा प्रयुज्यते

बलमिति कालादेरप्युपलक्षणम् ।

હવે ગોળીઓ કરવાનો પ્રકાર કહીએ છીએ. ગુટિકા, (ગોળી) વટી, (વડી) મોદક, (લાડુ) વટિકા, (વડાં) પિંડી, (મુંઠીઆં) ગુડ, (ગોળો) અને વર્તિ, (વાટ) એઓ ગોળીઓનાજ પ્રકાર છે. અવલેહની પેઠે ગોળ, સાકર અથવા ગુગળનો પાક કરી તેમાં ઔષધનું ચૂર્ણ નાખીને તેથી ગોળીઓ બનાવવી. કોઈ સમયે પાક કર્યાવગરના ગુગળથી, મધથી અથવા બીજા દ્રવ પદાર્થથી પણ વિદ્વાનો ગોળીઓ બનાવે છે. સાકરથી ગોળીઓ કરવી હોય તો ચૂર્ણથી ચોગણી સાકર લેવી, ગોળથી કરવી હોય તો ચૂર્ણથી બમણો ગોળ લેવો અને ગુગળથી કે મધથી ગોળીઓ કરવી હોય તો ચૂર્ણના જેટલાંજ ગુગળ અને મધ લેવાં,

બીજા કોઈ દ્રવ પદાર્થથી ગોળીઓ કરવી હોય તો ઉત્તમ વૈદ્યોએ ચૂર્ણથી બમણો દ્રવ પદાર્થ લેવો. એ ગોળીની માત્રા એક તોલાભાર દેવી પણ તેમાં બળ અને સમય વગેરે જોવાં જોઇએ.

## ઘૃત તથા તૈલ પકાવવાનો વિધિ.

कल्काच्चतुर्गुणीकृत्य घृतं वा तैलमेव च । चतुर्गुणद्रवे साध्यं तस्य मात्रा पलोन्मिता ॥

मात्रा पलोन्मिता भक्षणाय ।

निक्षिप्य क्वाथयेत्तोये क्वाथ्यद्रव्याच्चतुर्गुणम् । पादशिष्टं गृहीत्वा तु स्नेहं तेनैव साधयेत् ॥ चतुर्गुणं मृदुद्रव्ये कठिनेऽष्टगुणं जलम् । मृद्वादिकाथ्यसंघाते दद्यादष्टगुणं पयः । अत्यन्तकठिने द्रव्ये नीरं षोडशिकं मतम् ॥

मृदुद्रव्ये आर्द्रद्रव्ये गुडूच्यादौ । कठिने शुष्कद्रव्ये शुण्ठ्यादौ ॥ अत्यन्तकठिने चिरशुष्के देवदार्वादौ ।

कर्षादितः पलं यावत्क्षिपेत्षोडशिकं जलम्।तदूर्ध्वं कुडवं यावद्दद्यादष्टगुणं पयः॥ प्रस्थादितः क्षिपेन्नीरं खारीं यावच्चतुर्गुणम् ॥

पूर्वं चतुर्गुणं मृदुद्रव्य इत्यादिना काथ्यद्रव्यगतमृदुत्वादिगुणभेदेन जलगतपरिमाणमुक्तम् । इदानीं केचिदाचार्याः कर्षादितः पलं यावदित्यादिवचनेन क्वाथ्यद्रव्यगतपरिमाणभेदेन जलगतपरिमाणं मन्यन्ते ।

अम्बुक्वाथरसैर्यत्र पृथक् स्नेहस्य साधनम् । कल्कस्यांशं तत्र दद्याच्चतुर्थं षष्ठमष्टमम् ॥

अस्यायमर्थः । अम्बुना स्नेहसाधने कल्कं स्नेहस्य चतुर्थमंशं दद्यात् । क्वाथेन स्नेहसाधने स्नेहस्य षष्ठभागं कल्कं दद्यात् । स्वरसैः स्नेहसाधने स्नेहस्याष्टमभागं कल्कं दद्यात् ।

[ पुनर्विशेषमाह । ]

दुग्धे दध्नि रसे तक्रे कल्को देयोऽष्टमांशिकः । कल्कस्य सम्यक् पाकार्थं तोयमत्र चतुर्गुणम् ॥

कल्कात्कल्कद्रव्यात् । चतुर्गुणं तोयं पेषणार्थम् ।

द्रवाणि यत्र स्नेहेषु पञ्चादीनि भवन्ति हि ॥ तत्र स्नेहसमान्याहुर्यथा पूर्वं चतुर्गुणम् ॥

अस्यायमर्थः । यत्र स्नेहेषु आदीनि पञ्च द्रव्याणि दुग्धदधिस्वरसतक्रकल्कोष्णदकप्रलानि प्रत्येकं स्नेहसमानि बोद्धव्यानि यथा पूर्वं दुग्धदधिस्वरसतक्रं समुदितं स्नेहाच्चतुर्गुणं भवति ।

द्रव्येण केवलेनैव स्नेहपाको भवेद्यदा ॥ तत्राम्बुपिष्टः कल्कः स्याज्जलं चात्र चतुर्गुणम् ॥

अत्र कल्कद्रव्ये ।

क्वाथेन केवलेनैव पाको यत्रोदितः क्वचित् । क्वाथ्यद्रव्यस्य कल्कोऽपि तत्र स्नेहे प्रयुज्यते ॥ कल्कहीनस्तु यः स्नेहः स साध्यः केवले द्रवे ।

केवले द्रवे क्वाथेनरसिन् स्वरसादिरूपे ।

पुष्पकल्कस्तु यः स्नेहस्तत्र तोयं चतुर्गुणम् ॥ स्नेहात्स्नेहाष्टमांशश्च पुष्पकल्कः प्रयुज्यते । वर्तिवत्स्नेहकल्कः स्याद्यदाङ्गुल्या विमर्दितः ॥ शब्दहीनोऽग्नि-

निक्षिप्तः स्नेहः सिद्धो भवेत्तदा । यदा फेनोद्गमस्तैले फेनशान्तिश्च सर्पिषि ॥ वर्णगन्धरसोत्पत्तिः स्नेहः सिद्धो भवेत्तदा । स्नेहपाकस्त्रिधा प्रोक्तो मृदुर्मध्यः खरस्तथा ॥ ईषत्सरसकल्कस्तु स्नेहपाको मृदुर्भवेत् । मध्यपाकस्य सिद्धिश्च कल्के नीरसकोमले ॥ ईषत्कठिनकल्कश्च स्नेहपाको भवेत्खरः । तदूर्ध्वं दग्धपाकः स्याद्दाहकृन्निःप्रयोजनः ॥ आमपक्वश्च निर्वीर्यो वह्निमांद्यकरो गुरुः । नस्यार्थं स्यान्मृदुः पाको मध्यमः सर्वकर्मसु ॥ अभ्यङ्गार्थः खरः प्रोक्तो युञ्ज्यादेवं यथोचितम् । घृततैलगुडादींश्च साधयेन्नैकवासरे ॥ प्रकुर्वन्त्युषितास्ते ते विशेषाद्गुणसंचयम् ॥

જે કલ્ક કર્યો હોય તેથી ચોગણુ ઘી કે તેલ તેમાં મેળવી તેને પોતાથી ચોગણા દ્રવ પદાર્થમાં પકાવવુ દ્રવ પદાર્થ બળી જઇને ઘી કે તેલજ બાકી રહે ત્યારે નીચોવીને લઇ લેવુ ખાવાને વાસ્તે એ ઘી કે તેલની માત્રા ચાર રૂપીઆભારની લેવી અથવા ક્વાથ કરવાના ચૂર્ણમાં તેથી ચોગણુ પાણી નાખીને ઉકાળવુ ચોથા ભાગનુ પાણી અવશેષ રહે ત્યારે તેમાં ઘી કે તેલ નાખી સઘળુ પાણી બળી જતાસુધી તેને પકાવવુ અને પછી લઇ લેવુ ઉપર જે ચોગણુ પાણી નાખવાનુ કહ્યુ તે ગળો આદિ કોમળ પદાર્થમાં સમજવુ. સુઠ આદિ સુકા પદાર્થ હોય તો આઠગણુ પાણી નાખવુ, સુકા અને લીલા ભેળા હોય તોપણ આઠગણુ નાખવુ અને દેવદાર વગેરે ઘણા દિવસના અત્યંત સુકા પદાર્થ હોય તો સોળગણુ નાખવુ. પાણીનુ એ પ્રમાણ ક્વાથ કરવાના પદાર્થોના કોમળપણા વગેરે ગુણો ઉપરથી કહ્યુ પણ કેટલાએક આચાર્યો તો તે પદાર્થોના તોલ ઉપરથી પાણીનુ પ્રમાણ કેહે છે. જેમ કે એક તોલાથી ચાર તોલાસુધીના પદાર્થોમાં સોળગણુ પાણી નાખવુ,ચાર તોલાથી ઉપર સોળ તોલાસુધીના પદાર્થોમાં આઠગણુ નાખવુ અને ચોસઠ તોલાથી ૧૬૩૮૪ તોલા સુધીના પદાર્થોમા ચારગણુ નાખવુ. ઘીને કે તેલને પાણીથી પકાવવુ હોય તો તે ઘીના કે તેલના ચોથા ભાગ જેટલો કલ્ક નાખવો, ક્વાથથી પકાવવુ હોય તો છઠા ભાગ જેટલો કલ્ક નાખવો અને સ્વરસથી પકાવવુ હોય તો આઠમા ભાગ જેટલો કલ્ક નાખવો. વળી પણ કહ્યુ છે કે, દૂધમાં, દહીમા, સ્વરસમા કે ચોથા ભાગના પાણીવાળી છાશમાં પકાવવુ હોય તો આઠમા ભાગનો કલ્ક નાખવો કલ્કના પદાર્થો કરતાં ચોગણા પાણીથી એ કલ્ક સારી રીતે વાટેનો હોવો જોઈએ કે જેથી સારો પાક થાય. જે સ્નેહ ( ઘી કે તેલ ) ને દૂધ, દહીં, સ્વરસ, છાશ અને કલ્ક વાટતા નાખનામાં આવેલુ પાણી એ પાચે પદાર્થોનો યોગ આપેલો હોય તે સ્નેહમાં દહીં, દૂધ, સ્વરસ અને છાશ એઓનો એકંદર તોલ, પકાવતી વખતે સ્નેહથી ચોગણો થાય છે. ( કારણ કે સ્નેહને ચોગણા દ્રવમા પકાવવુ એમ પ્રથમ

કહ્યું છે. ) એકલા દ્રવથીજ જો સ્નેહનો પાક કરવો હોય તો ઔષધોનો ચોગણા પાણીથી વાટીને કરેલો કલ્ક તેમાં નાખવો. કોઈ સ્થળમાં એકલા ક્વાથથીજ સ્નેહને પકાવવાનું કહ્યું હોય ત્યાં ઔષધોના ચૂર્ણને ક્વાથમાં નાખવા ઉપરાંત તે ઔષધોનો કલ્ક પણ સ્નેહમાં નાખવો જોઇએ. સ્નેહને કલ્ક નાખ્યાવગરજ પકાવવાનું હોય ત્યાં તે સ્નેહને ક્વાથ શિવાય બીજા સ્વરસ આદિ દ્રવમાંજ પકાવવો. ફૂલનો કલ્ક નાખીને સ્નેહને પકાવવાનું હોય ત્યાં પાણી સ્નેહથી ચોગણું અને ફૂલનો કલ્ક સ્નેહથી આઠમા ભાગનો જોઈએ. પાક કરતાં જ્યારે કલ્ક આંગળીથી ચોળતાં વાટ જેવો થઈ જાય અને અગ્નિમાં નાખતાં કાંઈ અવાજ (ફડફડાટ ) ન કરે ત્યારે સ્નેહનો બરાબર પાક થયો જાણવો. તેલનો પાક કરવામાં આવે ત્યારે તેલમાં ફીણ આવવાથી અને ઘીનો પાક કરવામાં આવે ત્યારે ઘીનાં ફીણ બેસી જવાથી પાકને સિદ્ધ થએલો જાણવો. સ્નેહમાં અપૂર્વ વર્ણ, ગંધ અને રસની ઉત્પત્તિ થાય એ પણ પાક બરાબર થયાની પરીક્ષા છે. સ્નેહનો પાક મૃદુ, મધ્ય અને ખર એમ ત્રણ પ્રકારનો કહેવાય છે. જેમાં કલ્ક કાંઇક રસ ભરેલો રહે તે પાક મૃદુ સમજવો, જેમાં કલ્ક રસવગરનો થઇ જતાં પણ કુણો રહે તે પાકને મધ્ય સમજવો અને જેમાં કલ્ક જરા કઠણ થઈ જાય તે પાકને ખર (આકરો) સમજવો. જેમાં કલ્ક બળી જાય તે પાકને બળતરા કરનાર અને નિરૂપયોગી સમજવો. જો પાક કાચો રહ્યો હોય તો જઠરાગ્નિની મંદતા કરે, ભારે થાય અને તેમાં શક્તિ રહેતી નથી નાકમાં ટીપાં નાખવાના કામમાં મૃદુપાક ઉપયોગી, સઘળાં કામોમાં મધ્યપાક ઉપયોગી છે અને શરીરપર ચોળવાના કામમાં ખરપાક ઉપયોગી છે માટે એમ સમજીને તેનો યોગ્ય ઉપયોગ કરવો. ઘી, તેલ, કે ગોળ વગેરે પદાર્થો તાજા લાવીને તેઓનો તેજ દિવસે ઔષધોમાં ઉપયોગ કરવો નહીં પણ કેટલાંક દિવસોસુધી રાખી મુકવા. કારણ કે એ પદાર્થો જેમ જુના હોય તેમ વધારે ગુણકારી થાય છે.

## સન્ધાન ( આથો ) વિધિ.

द्रवेषु चिरकालस्थं द्रव्यं यत्सन्धितं भवेत् । आसवारिष्टभेदैस्तु प्रोच्यते भेषजोचितम् ॥

भेषजेषु यदुचितं तद्भेषजोचितम् ।

જે પદાર્થ દ્રવરૂપ પદાર્થોમાં લાંબા કાળસુધી રાખી મુકવામાં આવે તે સંધિત ( અંબાએલો ) થઇ જાય છે. અંબાએલા પદાર્થ આસવ અને અરિષ્ટ નામના ભેદાથી જે રીતે ઔષધોમાં કામ આવે તે પ્રકાર હવે કહીએ છીએ.

## આસવ તથા અરિષ્ટનાં લક્ષણો.

यदपक्वौषधाम्बुभ्यां सिद्धं मद्यं स आसवः । अरिष्टः क्वाथसाध्यः स्यात्तयोर्मानं पलोन्मितम् ॥

કાચાં ઔષધથી અને કાચાં પાણીથી જે મધ કરવામાં આવ્યું હોય તે આસવ કેહેવાય છે અને ક્વાથ કરીને જે મધ કરવામાં આવ્યું હોય તે અરિષ્ટ કેહેવાય છે. એઓની માત્રા ચાર રૂપીઆભારસુધી દેવી.

## સામાન્યરીતેઅરિષ્ટકરવાનો વિધિ.

अनुक्तमानारिष्टेषु द्रवाद्रोणे गुडं तुलाम्। क्षौद्रं क्षिपेद् गुडादर्धं प्रक्षेपे दशमांशिकम् ॥

दशमांशिकम्। गुडस्येव दशमांशं।

જ્યાં અરિષ્ટમાં નાખવાના પદાર્થોનો તોલ ન કહ્યો હોય ત્યાં ૧૦૨૪ રૂપીઆભાર દ્રવ ૪૦૦ રૂપીઆભાર ગોળ નાખવો, ૨૦૦ રૂપીઆભાર મધ નાખવો અને ૪૦ રૂપીઆભાર ઔષધ નાખવું.

## બે પ્રકારના સીધુ.

ज्ञेयः शीतरसः सीधुरपक्वमधुरद्रवैः। सिद्धः पक्वरसः सीधुः सम्पक्वमधुरद्रवैः॥

मधुरद्रवैः इक्षुरसादिभिः।

નહીં પકાવેલા શેરડી વગેરેના મધુર રસોથી જે મધ બનાવેલ હોય તે 'શીતરસસીધુ' કેહેવાય છે અને પકાવેલા શેરડી આદિના રસોથી જે મધ બનાવેલ હોય તે 'પક્વરસસીધુ' કેહેવાય છે.

## સુરા તથા સુરાની જાત.

परिपक्वान्नसन्धानात्समुत्पन्नां सुरां जगुः। सुरामण्डः प्रसन्ना स्यात्ततः कादम्बरी घना ॥ तदधो जगलो ज्ञेयो मेदको जगलाद्घनः। पक्कोऽसौ हृतसारः स्यात्सुराबीजं च किण्वकम् ॥

सुराबीजं यवगोधूमतण्डुलादि ॥

यत्तालखर्जूररसैः सन्धिता सा हि वारुणी।

પકાવેલાં અન્નનો આથો કરીને જે મધ ઉત્પન્ન કરવામાં આવે છે તે 'સુરા' કેહેવાય છે. પાતળી સુરા 'પ્રસન્ના' કેહેવાય છે અને જાડી સુરા 'કાદંબરી' કેહેવાય છે. સુરાની નીચે રહેલો રગડો 'જગલ' કેહેવાય છે અને ઘાટો રગડો 'મેદક' કેહેવાય છે. એ રગડાને પકાવી સાર ભાગ કાહાડી લેતાં બાકી જે જવ, ઘઉં કે ચોખા આદિનો કુચોવધે તે 'સુરાબીજ' અને 'કિણ્વક' કેહેવાય છે. તાડીના કે ખજુરીના રસનો આથો કરીને જે મધ કરવામાં આવે છે તે 'વારૂણી' કેહેવાય છે.

## શુક્ત.

कन्दमूलफलादीनि सस्नेहलवणानि च ॥ यत्र द्रव्येऽभिषूयन्ते तच्छुक्तमभिधीयते ॥

अभिषूयन्ते द्रवेण प्लाव्य सन्धीयन्ते।

તેલ અને લુણ નાખીને જે દ્રવમાં કંદ, મૂલ અને ફળ આદિનો આથો કરવામાં આવે તે દ્રવ 'શુક્ત' કેહેવાય છે

## ચુક્ર.

विनष्टमम्लतां यातं मद्यं वा मधुरं द्रवः। विनष्टः सन्धितो यस्तु तच्चुक्रमभिधीयते ॥ गुडाम्बुना सतैलेन कन्दशाकफलैस्तथा। सन्धितं चाम्लतां यातं

गुडचुक्रं प्रचक्षते ॥ एवमेव हि चुक्रं स्यान्मृद्वीकासंभवं तथा ॥

બગડીને ખાટાં થએલાં મદ્ય અથવા બગડેલા મધુર દ્રવનો જે આથો કરવામાં આવ્યો હોય તે 'ચુક્ર' કહેવાય છે. ગોળ, પાણી, તેલ, કંદ, મૂળ અને ફળ એઓના આથામાં ખટાશ આવે ત્યારે 'ગુડચુક્ર' કહેવાયછે. દ્રાખનું ચુક્ર પણ એવીજ રીતે થાયછે.

### તુષોદક, સૌવીર, આરનાલ, કાંજિક અને શિંડાકી.

तुषाम्बु सन्धितं ज्ञेयमामैर्विदलितैर्यवैः । यवैस्तु निस्तुषैः पक्वैः सौवीरं साधितं भवेत् ॥ आरनालं तु गोधूमैरामैः स्यान्निस्तुषीकृतैः । पक्वैर्वा संहितैस्तत्तु सौवीरसदृशं गुणैः ॥ कुल्माषधान्यमण्डादि संहितं काञ्जिकं विदुः । शिण्डाकी संहिता ज्ञेया मूलकैः सर्षपादिभिः ॥

ભરડેલા કાચા જવનો પાણીમાં જે આથો કરવામાં આવે તે 'તુષોદક' કહેવાય, ફોતરાંવગરના પાકમાં જવનો પાણીમાં જે આથો કરવામાં આવે તે 'સૌવીર' કહેવાય છે. ફોતરાંવગરના કાચા અથવા પકાવેલા ઘઉંનો જે આથો કરવામાં આવે તે 'આરનાલ' કહેવાય છે. આરનાલમાં સૌવીરના જેવા ગુણો છે. ધાન્યની ધુધરી અને વડાં આદિનો જે આથો કરવામાં આવે તે 'કાંજિક' કહેવાય છે. મૂળાનાં પાંદડાં અને સર્ષપ આદિનો જે આથો કર્યો હોય તે 'શિંડાકી' કહેવાય છે.

---

## અથ ધાતુનાં શોધનમારણવિધિ.

### સોનાને શુદ્ધ કરવાનો તથા મારવાનો વિધિ.

दाहे रक्तं सितं छेदे निषेके कुङ्कुमप्रभम् । तारशुल्वोज्झितं स्निग्धं कोमलं गुरु हेम सत् ॥

सत् उत्तमम् ।

तच्छ्वेतं कठिनं रूक्षं विवर्णं समलं दलम् । दाहे छेदे सितं श्वेतं कषे स्फुटलघु त्यजेत् ॥

[ शोधनविधिः । ]

पत्तलीकृतपत्राणि हेम्रा वह्नौ प्रतापयेत् । निषिञ्चेत् तप्ततप्तानि तैले तक्रे च काञ्जिके ॥ गोमूत्रे च कुलत्थानां कषाये तु त्रिधा त्रिधा । एवं हेम्नः परेषां च धातूनां शोधनं भवेत् ॥

[ अथाशुद्धस्य सुवर्णस्य दोषमाह । ]

बलं सवीर्यं हरते नराणां रोगव्रजं पोषयतीह काये । असौख्यकार्ये च सदा सुवर्णमशुद्धमेतन्मरणं च कुर्यात् ॥

[ स्वर्णस्य मारणविधिः । ]

स्वर्णस्य द्विगुणं सूतमम्लेन सह मर्दयेत् । तद्गोलकसमं गन्धं निदध्यादधरोत्तरम् ॥

स्वर्णस्य अतितनूकृतपत्रस्य । गन्धं गन्धकचूर्णम् ।

**गोलकं च ततो रुध्वा शरावदृढसंपुटे । त्रिंशद्वनोपलैर्दद्यात्पुटान्येवं चतुर्दश ॥ निरुत्थं जायते भस्म गन्धो देयः पुनः पुनः ॥**

रुध्वा सवस्त्रकुट्टितचिक्कणमृत्तिकया । वनोपलः गोइठा इति लोके । निरुत्थं यत्पुनर्न जीवति ।

જે સોનું તપાવતાં રાતું દેખાય, કાપતાં ધોળું દેખાય, રેડતાં કેસર જેવું દેખાય, રૂપા તથા ત્રાંબાવગરનું હોય, સ્નિગ્ધ હોય, કુણું હોય અને ભારે હોય તે સોનું ઉત્તમ છે એમ સમજવું. જે સોનું ધોળું, કઠણ, રૂક્ષ, ખરાબ વર્ણવાળું, મેલવાળું, ગાંઠા જેવું, તપાવતાં તથા કાપતાં ધોળાશવાળું, કસોટીમાં ધોળું, હલકું, અને ઘણ મારતાં ફાટી જાય એવું હોય તે સોનાનો ત્યાગ કરવો. સોનાનાં પાતળાં પત્રાં કરી અગ્નિમાં તપાવી લાલ કરવાં. તપાવી તપાવીને પછી તેલમાં, છાશમાં, કાંજીમાં, ગૌમૂત્રમાં અને કળથીના કાઢામાં નાખી ઠંડાં કરવાં. એવી રીતે ત્રણ વાર કરવું એટલે સોનું શુદ્ધ થાય છે. બીજા ધાતુઓને પણ એવીજ રીતે શુદ્ધ કરવા. જો સોનું બરાબર શુદ્ધ કરાયું ન હોય તો મનુષ્યોના બળને તથા વીર્યને હરી લે, કાયામાં અનેક રોગોને વધારે, સર્વદા અસુખ કરે અને મરણ પણ કરે છે. જેનાં બહુજ પાતળાં પત્રાં કરવામાં આવ્યાં હોય એવા સોનાના વજનથી બમણો પારો લઇ બન્નેને લીંબુના રસમાં ખરલ કરી ગોળો કરવો. તે ગોળાના વજન જેટલો ગંધક લઈ તેનું ચૂર્ણ કરી ગોળાની ચારેકોર લગાવી દેવું અને ગોળાને રાખવાનાં બન્ને કોડીઆંઓમાં પણ પાથરવું. ગોળાને ઉપર તથા નીચે બે કોડીઆંઓના સંપુટમાં રાખી સંપુટને દૃઢ કરી કપરમટ્ટી (વસ્ત્રસહિત કુટેલી ચીકણી માટી) નો ફરતો થર ચડાવી સુકવીને ત્રીશ અડાયાંના અગ્નિમાં મુકવો. સઘળાં અડાયાં બળીને રાખ ઠંડી પડતાં તેમાંથી કાહાડીને વળી પણ ત્રીશ અડાયાંના અગ્નિમાં મુકવો. એવી રીતે વારંવાર અગ્નિના ચૌદ પુટ દેવામાં આવે એટલે જેમાંથી સોનું પાછું જીવતું ન થાય એવી સોનાની ભસ્મ થાય છે. પ્રત્યેક પુટમાં ઉપર કહ્યા પ્રમાણે વારંવાર ગંધક દેતો જવો.

## સોનું મારવાનો બીજો પ્રકાર.

**काञ्चने गालिते नागं षोडशांशेन निःक्षिपेत् । चूर्णयित्वा तथाम्लेन घृष्ट्वा कृत्वा तु गोलकम् ॥ गोलकेन समं गन्धं दत्त्वा चैवाधरोत्तरम् । शरावसंपुटे धृत्वा पुटैर्द्विंशद्वनोपलैः ॥ एवं सप्त पुटैर्हेम निरुत्थं भस्म जायते ।**

अत्रापि पूर्ववद्गन्धः प्रदातव्यः ।

સોનાને ગાળી તેમાં સોળમા ભાગનું સીસું મેળવી દેવું. પછી એ રસનું બારીક ચૂર્ણ કરી લીંબુના રસમાં ખરલ

કરીને ગોળો કરવો. ગોળાના વજન જેટલો ગંધક લઇ તેનું ચૂર્ણ કરી ગોળાની આસપાસ લગાવી દેવું અને ગોળાને રાખવાનાં બન્ને કોડીઆંઓમાં પણ પાથરવું. ગોળાને ઉપર તથા નીચે બે કોડીઆંઓના સંપુટ રાખી સંપુટને દૃઢ કરી કપરમટીનો થર ચડાવી સુકવીને વીશ અડાયાના અગ્નિમાં મુકવો. એવી રીતે વારંવાર અગ્નિના સાત પુટ દેવા એટલે સોનાની ભસ્મ થાય અને તેમાંથી સોનું પાછું જીવતું થતું નથી. આ પ્રકારમાં પણ પેહેલા પ્રકારની પેઠે ગંધક દેતો જવો.

## સોનાને મારવાનો ત્રીજો પ્રકાર.

काञ्चनाररसैर्घृष्ट्वा समसूतकगन्धयोः। कज्जलीं हेमपत्राणि लेपयेत्समया तया॥

हेमपत्रसमया।

काञ्चनारत्वचः कल्कैर्मूषायुग्मं प्रकल्पयेत्॥ धृत्वा तत्सम्पुटे गोलं मृन्मूषासम्पुटे च तत्। विधाय सन्धिरोधं च कृत्वा संशोष्य गोलकम्॥ वह्निं खरतरं कुर्याद्देयं दत्त्वा पुटत्रयम्। निरुत्थं जायते भस्म सर्वकर्मसु योजयेत्॥ काञ्चनारप्रकारेण लाङ्गली हन्ति काञ्चनम्।

लाङ्गली कलिहारी।

ज्वालामुखी तथा हन्त्याथवा हन्ति मनःशिला॥

પારો અને ગંધક પરસ્પર સરખા વજનના લઈ તેઓનું કંચનાર નામના ઝાડના રસથી ખરલમાં મર્દન કરી કજ્જલી કરીને સોનાનાં પત્રાંનાં વજન જેટલી તે કજ્જલીથી સોનાનાં પત્રાંને લેપન કરવું. પછી કંચનારની છાલને બારીક વાટી તેની લુગદીમાંથી બે કુરડીઓ કરી તે કુરડીઓના સંપુટમાં સોનાનાં પત્રાંનો ગોળો મુકી સંપુટને દૃઢ કરીને તેને માટીની કુરડીઓના સંપુટમાં મુકવો. પછી એ માટીના સંપુટના સાંધા બંધ કરી કપરમટીનો થર ચડાવી સુકવીને તેને અત્યંત આકરો અગ્નિ દેવો. એવી રીતે અગ્નિના ત્રણ પુટ દેવામાં આવે એટલે જેમાંથી સોનું પાછું જીવતું ન થાય એવી સોનાની ભસ્મ થાય છે. એ ભસ્મનો સર્વ રોગો ઉપર ઉપયોગ કરવો. જેમ કંચનાર સોનાને મારી નાખે છે તેવીજ રીતે કલગારી, જ્વાલામુખી તથા મણસીલ પણ સોનાને મારે છે.

## સોનાને મારવાનો ચોથો પ્રકાર.

शिलासिन्दूरयोश्चूर्णं समयोरर्कदुग्धकैः। सप्तधा भावनां दद्याच्छोषयेच पुनः पुनः॥ ततस्तु गलिते हेम्नि कल्कोंऽशं दीयते समः। पुनर्धमदनितरां यथा कल्को विलीयते॥ एवं वेलात्रयं दद्यात्कल्कं हेममृतिर्भवेत्॥

મણસીલ અને સિંદૂર સરખે વજને લઈ તેઓનું ચૂર્ણ કરી તેને આકડાના દૂધની ભાવના દેવી અને તડકામાં સુકવવું. એવી રીતે સુકવી સુકવીને સાત વાર ભાવનાઓ દેવાયા પછી ગળેલા સોનામાં સોનાના વજન જેટલો તે ચૂર્ણનો કલ્ક નાખવો. કલ્ક નાખ્યા પછી

એવું અત્યંત ધમવું કે જેથી સઘળો કલ્ક ક્ષય પામી જાય. એવી રીતે ત્રણ વાર મણશીલનો અને સિંદૂરનો કલ્ક નાખવાથી સોનું મરી જાય છે.

### મારેલા સોનાના ગુણો.

सुवर्णं शीतलं वृष्यं बल्यं गुरु रसायनम् । स्वादु तिक्तं च तुवरं पाके च स्वादु पिच्छिलम् ॥ पवित्रं बृंहणं नेत्र्यं मेधास्मृतिमतिप्रदम् । हृद्यमायुष्करं कान्तिवाग्विशुद्धिस्थिरत्वकृत् ॥ विषद्वयक्षयोन्मादत्रिदोषज्वरशोषजित् ॥

वृष्यं वृषाय कामुकाय हितम् ।

મારેલું સોનું ટાઢું, કામી પુરૂષને હિતકારી, બળ આપનાર, ભારે, જરાનો તથા વ્યાધિનો નાશ કરનાર, મધુર, કડવું, તુરૂં, પાકમાં મધુર, ચીકણું, પવિત્ર, પુષ્ટિ આપનાર, નેત્રને હિતકારી, બુદ્ધિને સારી કરનાર, સ્મરણશક્તિને આપનાર, બુદ્ધિબળને વધારનાર, પ્રિય લાગે એવું, આયુષ્યને વધારનાર, કાંતિને સારી કરનાર, વાણીને શુદ્ધ કરનાર, સ્થિરતા કરનાર અને બન્ને પ્રકારના ઝેરને, ક્ષયને, ઉન્માદને, ત્રણે દોષોને, જ્વરને તથા શોષને મટાડનાર છે.

### બરાબર ન મારેલ સોનાના દોષ.

असम्यङ्मारितं स्वर्णं बलं वीर्यं च नाशयेत् । करोति रोगान्मृत्युं च तद्धन्यात्तद्वतस्ततः ।

સોનું જો બરાબર નહીં મરાએલ હોય તો બળનો તથા વીર્યનો નાશ કરે, રોગોને ઉત્પન્ન કરે અને મરણ આપે માટે સોનાને ઘણી કાળજી રાખીને મારવું જોઇએ.

---

## धात्वादि मारणोपयुक्तान पुटप्रकारानाह.

### પુટના પ્રકારો.

लोहादेरपुनर्भावस्तद्गुणत्वं गुणाढ्यता । सलिले तरणं चापि तत्सिद्धिः पुटनाद्भवेत् ॥ गम्भीरे विस्तृते कुण्डे द्विहस्ते चतुरस्रके । वनोपलसहस्रेण पूरिते पुनरौषधम् ॥ कोष्ठे रुध्वा प्रयत्नेन गोविष्टोपरि धारयेत् । वनोपलसहस्रार्धं कोष्ठिकोपरि निःक्षिपेत् ॥ वह्निं विनिःक्षिपेत्तत्र महापुटमिति स्मृतम् ॥

कोष्ठं मृन्मूषा । गोविष्ठा गोइठा ।

सपादहस्तमानेन कुण्डे निम्ने तथायते । वनोपलसहस्रेण पूर्णे मध्ये विधारयेत् ॥ पुटनद्रव्यसंयुक्तां कोष्ठिकां मुद्रितां मुखे । अथार्धानि करण्डानि अर्धान्युपरि निःक्षिपेत् ॥ एतद्गजपुटं प्रोक्तं ख्यातं सर्वपुटोत्तमम् ।

हस्तश्चतुर्विंशत्यङ्गुलप्रमाणः स सपादस्तेन त्रिंशदङ्गुलप्रमाणेनेत्यर्थः । अतएवोक्तम् ।

साधारणनराङ्गुल्या त्रिंशदङ्गुलको गजः ॥

[ इति गजपुटम् । ]

अरत्निमात्रके कुण्डे पुटं वाराहमुच्यते । वितस्तिमात्रके खाते कथितं कौक्कुटं पुटम् ॥

अरत्निस्तु निष्कनिष्ठेन मुष्टिनेत्यमरः । निःसृतकनिष्ठया मुष्टयोपलक्षितो हस्तोऽरत्निरित्यर्थः ।

षोडशाङ्गुलके खाते कस्यचित्कौक्कुटं पुटम् । यत्पुटं दीयते खाते अष्टसंख्यैर्वनोपलैः ॥ कपोतपुटमेतत्तु कथितं पुटपण्डितैः । गोष्ठान्तर्गोखुरक्षुण्णं शुष्कं चूर्णितगोमयम् ॥ गोवरं तत्समाख्यातं वरिष्ठं रससाधने । बृहद्भाण्डस्थितैर्यत्र गोवरैर्दीयते पुटम् ॥ तद्गोवरपुटं प्रोक्तं भिषग्भिः सूतभस्मनि । बृहद्भाण्डे तुषैः पूर्णे मध्ये मूषां विधारयेत् ॥ क्षिप्त्वाग्निं मुद्रयेद्भाण्डे तद्भाण्डपुटमुच्यते ॥

લોઢાં આદિ ધાતુઓને અગ્નિના પુટ દેવાથી તે ધાતુઓ પાછા જીવતા થતા નથી, ગુણો તેના તે રહેલા ઉપરાંત તેઓમાં વધારે ગુણો આવે છે અને તે ધાતુઓ પાણીમાં તરે છે. બે હાથ ઊંડો અને બે હાથ પોહોળો ચોરસ ખાડો કરી તેમાં એક હજાર અડાયાં ભરવાં. પછી ઔષધને કુરડીમાં નાખી પ્રયત્નપૂર્વક કપડમટ્ટીથી બંધ કરીને તે અડાયાં ઉપર મુકવી. કુરડી ઉપર બીજાં પાંચસો અડાયાં મુકીને અગ્નિ દેવો. આવી રીતે જે કરવામાં આવે તે મહાપુટ કહેવાય છે. સાધારણ કદના માણસનાં ત્રીશ આંગળનો ઊંડો અને પોહોળો ખાડો કરી તેમાં પાંચસો અડાયાં ભરવાં. પછી જેમાં ઔષધ નાખ્યું હોય એવી કુરડીનું મોહોડું બંધ કરી કપડમટ્ટીનો થર દઈ તે અડાયાં ઉપર મધ્યમાં મુકવી અને કુરડી ઉપર બીજાં પાંચસો અડાયાં મુકી અગ્નિ દેવો. આવી રીતે જે કરવામાં આવે તે ગજપુટ કહેવાય છે. આ ગજપુટ સઘળા પુટોમાં ઉત્તમ છે. જેમાં ટચલી આંગળી ઊંચી રાખીને બાકીની આંગળીઓની મુઠી વાળી હોય એવા એક હાથના ખાડામાં અડાયાં ભરી તેઓના મધ્યમાં એટલે અરધો અરધ અડાયાં ઉપર અને અરધો અરધ અડાયાં નીચે કુરડી મુકીને અગ્નિ દેવો એ વારાહપુટ કહેવાય છે. એક વેંતના ખાડામાં અડાયાં ભરી તેઓના મધ્યમાં કુરડી મુકીને અગ્નિ દેવામાં આવે તે કૌક્કુટપુટ કહેવાય છે. કોઈનો મત એવો કે સોળ આંગળના ખાડામાં અડાયાં ભરી ઉપર પ્રમાણે કરવામાં આવે તે કૌક્કુટપુટ કહેવાય છે. ખાડામાં આઠ અડાયાં ભરી મધ્યમાં કુરડી મુકીને જે અગ્નિ દેવામાં આવે તેને પુટવિધાના પંડિતો કપોતપુટ કહે છે. ગાયોના વાડાની અંદર ગાયોની ખરીઓથી કચરાએલા છાણનો જે સુકાએલો ભુકો હોય તે ગોવર કહેવાય કે જે પારાને સિદ્ધ કરવામાં ઉત્તમ છે. મોટા વાસણમાં ગોવર ભરી વાસણના મધ્ય ભાગમાં કુરડી રાખીને અગ્નિ દેવામાં આવે તે ગોવરપુટ કહેવાય છે. પારાની ભસ્મ કરવામાં આ ગોવરપુટ ઉપયોગી છે એમ વૈદ્યોએ કહ્યું છે. મોટા વાસણમાં ફોતરાં ભરી વાસણના મધ્ય ભાગમાં કુરડી મુકી અગ્નિ નાખીને વાસણનું મોહોડું

બંધ કરવામાં આવે તે ભાંડપુઠ કેહેવાય છે.

### યંત્રોના પ્રકારો.

[ वालुकायन्त्रम् । ]

भाण्डे वितस्तिगम्भीरे मध्ये निहितकूपिका । कूपिकाकण्ठपर्यन्तं वालुकाभिश्च पूरिते ॥ भेषजं कूपिकासंस्थं वह्निना यत्र पच्यते । वालुकायन्त्रमेतद्धि यन्त्रतन्त्रबुधैः स्मृतम् ॥

[ दोलायन्त्रम् । ]

निबद्धमौषधं सूत्रैर्भूर्जे तत्त्रिगुणाम्बरे। रसपोटलिकां काष्ठे दृढं बध्वा गुणेन हि॥ सन्धानपूर्णकुम्भान्तः खावलं वनसंधितम् । अधस्ताज्ज्वालयेदग्निं तत्तदुक्तक्रमेण हि ॥ दोलायन्त्रमिदं प्रोक्तं स्वेदनाख्यं तदेव हि ॥

सन्धानं काञ्जिकादि ।

[ स्वेदनं यन्त्रम् । ]

साम्बुस्थालीमुखे बद्धे वस्त्रे स्वेद्यं निधाय च । पिधाय पच्यते यत्रं तद्यन्त्रं स्वेदनं स्मृतम् ॥

[ विद्याधरयन्त्रम् । ]

अथ स्थाल्यां रसं क्षिप्त्वा निदध्यात्तन्मुखोपरि । स्थालीमूर्ध्वमुखीं सम्यङ्‌ निरुध्य मृदुमृत्स्नया ॥ ऊर्ध्वस्थाल्यां जलं क्षिप्त्वा चुल्ल्यामारोप्य यत्नतः । अधस्ताज्ज्वालयेदग्निं यावत्प्रहरपञ्चकम्॥ स्वाङ्गशीतं ततो यन्त्राद् गृह्णीयाद्रसमुत्तमम् । विद्याधराभिधं यन्त्रमेतत्तज्ज्ञैरुदाहृतम् ॥

भूधरयन्त्रम् ।

वालुकाभिः समस्ताङ्गगर्ते मूषां रसान्विताम् । दीपोपलैः संवृणुयाद्यत्रं भूधरनामकम्

[ डमरुयन्त्रम् । ]

यन्त्रं डमरुसंज्ञं स्यात्तत्स्थाल्योर्मुद्रिते मुखे ॥

એક વેંતના ઊંડા વાસણમાં સીસી મુકવી અને સીસીથી બાહાર તેના ગળાસુધી રેતી ભરી દેવી. વાસણની નીચે અગ્નિ કરીને તે સીસીમાં રહેલા ઔષધને પકાવવું. એ યંત્રને વિદ્વાનો વાલુકાયંત્ર કેહે છે.

ઔષધને દોરાવતે ભોજપત્રમાં બાંધી અને ભોજપત્રની ઉપર ત્રેવડું લુગડું બાંધી તે પોટલીને એક લાકડાના દંડીકાના મધ્યમાં દોરાવતે લટકતી બાંધવી. પછી કાંજી આદિ આથાના પદાર્થોથી ભરેલા હાંડલાના કાંઠા ઉપર મધ્યમાં તે લાકડું બાંધી હાંડલાની અંદર તે પોટલીને અધવચ લટકતી રાખવી અને હાંડલાની નીચે તે તે પ્રકરણમાં કહેલા અનુક્રમ પ્રમાણે અગ્નિ બાળવો એ દોલાયંત્ર કેહેવાય છે. દોલાયંત્રને કેટલાએક સ્વેદનયંત્ર પણ કેહે છે.

હાંડલીમાં પાણી ભરી હાંડલીના મોહોડા ઉપર વસ્ત્ર બાંધી તે વસ્ત્ર ઉપર બાફવાના ઔષધને મુકી તેના ઉપર ઢાંકણું ઢાંકી, નીચે અગ્નિ કરીને બાફવું એ સ્વેદનયંત્ર કેહેવાય છે.

એક હાંડલીમાં પારો નાખી એ હાંડલીના મોહોડા ઉપર પાણીનાં ભરેલી

પેઠે ઉંચા મોહોડાવાળી બીજી હાંડલી મુકી પેહેલીના મુખની તથા બીજીના પેટારની સંધિને કુણી માટીથી બંધ કરી, ઉપરની હાંડલીમાં પાણી ભરી ચુલે ચડાવીને નીચલી હાંડલીની નીચે પાંચ પોહોર સુધી સાવધાનપણાથી અગ્નિ બાળવો. પછી અગ્નિ ઠરી જતાં એ યંત્રમાંથી પોતાની મેળે શીતલ થઇ ગએલા અને ઉપલી હાંડલીના પેટારને ચોટી રહેલા ઉત્તમ પારાને લઈ લેવો એ વિદ્યાધરયંત્ર કેહેવાય છે.

જેમાં એક નાહનો ખાડો કરયો હોય એવો મોટો ખાડો કરી નાહાના ખાડામાં રેતી ભરી તેમાં, જેની અંદર પારો નાખ્યો હોય એવી કુરડી કે હાંડલી મુકી મોટા ખાડામાં સળગતાં અડાયાં ભરી દેવાં એ ભૂધરયંત્ર કેહેવાય છે.

એક હાંડલી ઉપર બીજી ઉંધી હાંડલી મુકી બન્નેના મોહોડાંની સંધીને બંધ કરી લેવામાંઆવે તો ડમરૂયંત્ર કેહેવાયછે.

### મારવાને યોગ્ય રૂપું.

गुरु स्निग्धं मृदु श्वेतं दाहच्छेदघनक्षमम् । स्वर्णादिरहितं स्वच्छं तारं नवगुणं शुभम् ॥

ભારેપણું, સ્નિગ્ધપણું, કોમળપણું, ધોળાપણું, દાહને સહન કરનારપણું, કાપવાને સહન કરનારપણું, ઘણના પ્રહારને સહન કરનારપણું, સોના વગેરેથી રહિતપણું અને સ્વચ્છપણું એ નવ ગુણોવાળું રૂપું સારૂં અને મારવાને યોગ્ય એમ સમજવું.

### મારવાને અયોગ્ય રૂપું.

कठिनं कृत्रिमं रूक्षं रक्तं पीतदलं लघु । दाहच्छेदघनैर्नष्टं रूप्यं दुष्टं प्रकीर्तितम् ॥

જે રૂપું, કઠણ, બનાવેલું, રૂક્ષ, રાતું, પીળાં પતરાંવાળું, હલકું, તપાવતાં કે કાપતાં વીખાઈ જાય એવું કે ઘણ મારતાં ટુકડા થઈ જાય એવું હોય તે રૂપું મારવામાં અયોગ્ય એમ સમજવું.

### રૂપાને શુદ્ધ કરવાનો વિધિ.

पित्तलीकृतपत्राणि तारस्याग्नौ प्रतापयेत् । निषिञ्चेत्तप्ततप्तानि तैले तक्रे च काञ्जिके ॥ गोमूत्रे च कुलत्थानां कषाये च त्रिधा त्रिधा । एवं रजतपत्राणां विशुद्धिः संप्रजायते ॥

રૂપાનાં પાતળાં કરેલાં પત્રાં અગ્નિમાં તપાવવાં અને તપાવી તપાવીને તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં ઠારવાં. એ પ્રમાણે ત્રણ ત્રણ વાર કરવાથી સઘળાં પ્રકારનાં રૂપાંઓની શુદ્ધિ થાય છે.

### નહીં શોધાએલા રૂપાના દોષ.

रूप्यं त्वशुद्धं प्रकरोति तापं विवन्धकं वीर्यबलक्षयं च । देहस्य पुष्टिं हरते तनोति रोगांस्ततः शोधनमस्य कुर्यात् ॥

નહીં શોધાએલું રૂપું શરીરમાં તાપ ઉત્પન્ન કરે, મલબંધ કરે, વીર્યનો તથા બળનો ક્ષય કરે, શરીરની પુષ્ટિને મટાડે અને રોગોને ઉત્પન્ન કરે માટે રૂપાને શુદ્ધ કરવું જોઇએ.

### રૂપાને મારવાનો વિધિ.

भागैकं तालकं मर्द्य याममम्लेन केनचित् । तेन भागत्रयं तारपत्राणि परिलेपयेत् ॥ धृत्वा मूषापुटे रुध्वा पुटे त्रिंशद्वनोपलैः । समुद्धृत्य पुनस्तालं दत्त्वा रुध्वा पुटे पचेत् ॥ एवं चतुर्दशपुटैस्तारं भस्म प्रजायते ॥

એક ભાગ હરતાલનું એક પોહોર સુધી કોઈ ખાટા રસથી ખરલમાં મર્દન કરવું. પછી તે હરતાલથી ત્રણગણા વજનનાં રૂપાનાં પત્રાંઓને લેપન કરવું. એ પત્રાંઓને કુલડીઓના સંપુટમાં મુકી કપડમટીનો થર દઇને ત્રીશ અડાયાંના અગ્નિમાં મુકવાં. અગ્નિ ઠરી ગયા પછી કાહાડી લઈ વળી હરતાલ દઈ કપડમટી કરીને અગ્નિનો પુટ દેવો. એ રીતે ચૌદ પુટ દેવાથી રૂપાની ભસ્મ થાયછે.

### રૂપાને મારવાનો બીજો વિધિ.

स्नुहीक्षीरेण संपिष्टं माक्षिकं तेन लेपयेत् । तालकस्य प्रभागेण तारपत्रस्य बुद्धिमान ॥ पुटेश्चतुर्दशपुटैस्तारं भस्म प्रजायते ॥

સોનામખીને ઉપર લખેલી હરતાલ જેટલીજ લઇ તેનું થોરના ક્ષીરથી ખરલમાં મર્દન કરવું. પછી તે સોનામખીથી ચોથાભાગ જેટલાં [ત્રણગણા વજનનાં] રૂપાનાં પત્રાંઓને લેપન કરવું. એ પત્રાંઓને કુલડીઓના સંપુટમાં મુકી કપડમટીનો થર દઇને ચૌદ અડાયાંના અગ્નિથી પુટ દેવો. અગ્નિ ઠરી ગયા પછી કાહાડી લઈ વળી સોનામખી દઇ કપડમટી કરીને અગ્નિનો પુટ દેવો. એવી રીતે ચૌદપુટ દેવાથી રૂપાની ભસ્મ થાયછે.

### મારેલાં રૂપાના ગુણો.

रौप्यं शीतं कषायं च स्वादुपाकरसं सरम् । वयसः स्थापनं स्निग्धं लेखनं वातपित्तजित् ॥ प्रमेहादिकरोगांश्च नाशयत्यचिराद्ध्रुवम् ॥

રૂપું ટાઢું, તુરૂ, ખાટું, પાકમાં તથા રસમાં મધુર, દસ્ત ઉતારનાર, યૌવનને સ્થિર રાખનાર, સ્નિગ્ધ, મળોને ખોતરી નાખનાર, વાયુને તથા પિત્તને મટાડનાર અને થોડા દિવસમાં અવશ્ય પ્રમેહ આદિ રોગોનો નાશ કરે છે.

### મારવાને યોગ્ય ત્રાંબું.

जपाकुसुमसङ्काशं स्निग्धं गुरु घनासहम् । लोहनागोज्झितं ताम्रं मारणाय प्रशस्यते ॥

જે ત્રાંબું જાસુદના ફુલ જેવું, સ્નિગ્ધ, ભારે, ઘણના મારને ખમી શકે એવું અને લોઢાં તથા સીસાની ભેળવગરનું હોય તે ત્રાંબું મારવાના કામમાં વખણાય છે.

### મારવાને અયોગ્ય ત્રાંબું.

कृष्णं रूक्षमतिस्तब्धं श्वेतं चापि घनासहम् । लोहनागयुतं चेति शुल्वं दुष्टं प्रकीर्तितम् ॥

જે ત્રાંબું કાળું, રૂક્ષ, બહુ અક્કડ, ધોળું, ઘણના મારને ન ખમે એવું અને લોઢા કે સીસાવાળું હોય તેને અયોગ્ય સમજવું.

## ત્રાંબાને શોધવાનો વિધિ.

पित्तलीकृतपत्राणि ताम्रस्याग्नौ मतापयेत् । निषिञ्चेत्तप्तप्तानि तैले तक्रे च काञ्जिके ॥ गोमूत्रे च कुलत्थानां कषाये च त्रिधा त्रिधा । एवं ताम्रस्य पत्राणां विशुद्धिः संप्रजायते ॥ एको दोषो विषे ताम्रे त्वशुद्धेऽष्टौ भ्रमो वमिः । विरेकः स्वेद उत्क्लेदो मूर्छा दाहोऽरुचिस्तथा ॥ न विषं विषमित्याहुस्ताम्रं तु विषमुच्यते । एको दोषो विषे ताम्रे त्वष्टौ दोषाः प्रकीर्तिताः ।

ત્રાંબાનાં પાતળાં કરેલાં પત્રાં અગ્નિમાં તપાવવાં. તપાવી તપાવીને તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં ઠારવાં. એ પ્રમાણે ત્રણ ત્રણ વાર કરવાથી ત્રાંબાનાં પત્રાં શુદ્ધ થાય છે. ઝેરમાં તો એક દોષ છે પણ બરાબર નહીં શોધાએલા ત્રાંબામાં ભ્રમ, વમન, રેચ, પરસીનો, શરીરમાં ચીકાશ કરનારપણું, મૂર્છા, દાહ, અને અરુચિ એ આઠ દોષ છે. જે ઝેર કહેવાય છે તે ઝેર નથી પણ ખરી રીતે ત્રાંબુંજ ઝેર છે. કારણ કે ઝેરમાં એક દોષ છે અને ત્રાંબામાં આઠ દોષ છે.

## ત્રાંબાને મારવાનો વિધિ.

सूक्ष्माणि ताम्रपत्राणि कृत्वा संस्वेदयेद्बुधः । वासरत्रयमम्लेन ततः खल्वे विनिःक्षिपेत् ॥ पादांशं सूतकं दत्त्वा याममम्लेन मर्दयेत् । तत उद्धृत्य पत्राणि लेपयेद्द्विगुणेन च ॥ गन्धकेनाम्लघृष्टेन तस्य कुर्याच्च गोलकम् । ततः पिष्ट्वा च मीनाक्षीं चाङ्गेरीं वा पुनर्नवाम् ॥

चाङ्गेरी चतुष्पत्राम्ला लोनिकाभेदः ।

तत्कल्केन बहिर्गोलं लेपयेदङ्गुलोन्मितम् । धृत्वा तद्गोलकं भाण्डे शरावेण च रोधयेत् ॥ वालुकाभिः प्रपूर्याथ विभूतिलवणाम्बुभिः । दत्त्वा भाण्डमुखे मुद्रां ततश्चुल्यां विपाचयेत् ॥ क्रमवृद्धाग्निना सम्यग्यावद्यामचतुष्टयम् । स्वाङ्गशीतं समुद्धृत्य मर्दयेच्छूरणद्रवैः ॥ यामैकं गोलकं तच्च निःक्षिपेच्छूरणोदरे । मृदा लेपस्तु कर्तव्यः सर्वतोऽङ्गुष्ठमात्रकः ॥ पाच्यं गजपुटे क्षिप्तं मृतं भवति निश्चितम् ॥ वमनं च विरेकं च भ्रमं क्लमपथारुचिम् ॥ विदाहं स्वेदमुत्क्लेदं न करोति कदाचन ॥

સમજુએ ત્રાંબાનાં ઝીણાં ઝીણાં પત્રાં કરી ત્રણ દીવસસુધી લીંબુના રસમાં બાફવાં પછી ખરલમાં નાખી તેથી ચોથા ભાગ જેટલો પારો દઇ એક પોહોરસુધી લીંબુના નવા રસથી ખરલ કરવી. પછી પત્રાં કહાડી લઇ એક પોહોરસુધી લીંબુના રસમાં ખરલ કરેલા અને પત્રાંથી બમણા વજનના ગંધકથી તેઓને લેપન કરી ગોળો કરવો. પછી ધોળી ધ્રોને અથવા ચાર ચાર પાંદડાંવાળી ખાટી લુણીને અથવા સાટોડીને વાટી તેના કલ્કનો ગોળા ઉપર બે આંગળનો થર ચડાવવો. થર ચડાવેલા ગોળાને હાંડલામાં મુકી ગોળા ઉપર કોડીયું ઢાંકી મુકી હાંડલાના બાકીના ભાગમાં રેતી ભરી હાં-

ડલાનાં મોહોડાંને પાણીમાં કાલવેલાં રાખ અને લૂણથી બંધ કરી ચુલા ઉપર ચડાવવું અને અનુક્રમે વધતા વધતા અગ્નિથી ચાર પોહોરસુધી સારી રીતે આંચ દેવી. અગ્નિ ઠરી જતાં હાંડલું થંડું થઈ ગયા પછી તેમાંથી ત્રાંબું કાહાડી લઇ એક પોહોરસુધી સૂરણના રસમાં તેની ખરલ કરવી. ખરલ કરેલાં ત્રાંબાનો ગોળો કરી તેને પાછો સૂરણના પેટમાં નાખી તે સૂરણને ફરતો અંગુઠા જેટલો માટીનો લેપ ચડાવી તુરત ગજપુટમાં પકાવવું એટલે અવશ્ય ત્રાંબું મરી જાય છે. એવી રીતે મારેલું ત્રાંબું કદી પણ વમનને, રેચને, ભ્રમને, ગ્લાનિને, અરૂચિને, બળતરાને, પસીનાને કે ચીકાશને કરતું નથી.

### મારેલાં ત્રાંબાના ગુણો.

ताम्रं कषायं मधुरं सतिक्तमम्लं च पाके कटु सारकं च। पित्तापहं श्लेष्महरं च शीतं तद्रोपणं स्याल्लघु लेखनं च॥ पाण्डूदरार्शोज्वरकुष्ठकासश्वासक्षयान्पीनसमम्लपित्तम्। शोथं कृमिं शूलमपाकरोति प्राहुर्बुधा बृंहणमल्पमेतत्॥ एको दोषो विषे ताम्रे त्वसम्यङ्मारिते पुनः। दाहः स्वेदोऽरुचिर्मूर्छा क्लेदो रेको वमिर्भ्रमः॥

रेको विरेकः।

તાંબું તૂરૂ, મધુર, કડવું, ખાટું, પાકમાં તીખું, દસ્ત ઉતારનાર, પિત્તને તથા કફને મટાડનાર, ટાઢું, વ્રણને રૂઝાવનાર, હલકું, મળોને ખોતરનાર અને પાંડુ, ઉદરરોગ, અરસ, જ્વર, કોઢ, ઉધરસ, શ્વાસ, ક્ષય, સળેખમ, અમ્લપિત્ત, સોજા, કૃમિ તથા શૂળ એઓને મટાડે છે, પંડિતો કહે કે, 'ત્રાંબું શરીરને પુષ્ટ કરવાના ગુણમાં કમતી છે.' ઝેરમાં તો એક દોષ પણ સારી રીતે નહીં મરાએલા ત્રાંબામાં દાહ, પસીનો, અરૂચિ, મૂર્છા, ગ્લાનિ, રેચ, વમન અને ભ્રમ એ આઠ દોષ રહે છે.

### કથીરનું સ્વરૂપ.

वङ्गं च गिरिजं तच्च खुरकं मिश्रकं द्विधा। तयोस्तु खुरकं श्रेष्ठं मिश्रकं न हितं मतम्॥

કથીર પર્વતમાં થાયછે અને તેના ખુરક અને મિશ્રિત એ ભેદ છે. તેઓમાં ખુરક (રૂપાજેવું ચકચકીત) ઉત્તમ છે અને મિશ્રિક હિતકારી નથી.

### અશુદ્ધ કથીરના દોષ.

वङ्गं विधत्ते खलु शुद्धिहीनमाक्षेपकम्पौ च विलासगुल्मौ। कुष्ठानि शूलं किल वातशोथं पाण्डुं प्रमेहं च भगंदरं च॥ विषोपमं रक्तविकारवृन्दं क्षयं च कृच्छ्राणि कफज्वरं च। महाश्मरीविद्रधिमुष्करोगान्नागोऽपि कुर्यात्कथितान्विकारान्।

નહીં શોધાએલું કથીર આક્ષેપકરોગ, કંપ, ગોળો, કોઢ, શૂળ, વાયુસંબંધી સોજા, પાંડુ, પ્રમેહ, ભગંદર, ઝેર જેવા ભયંકર અનેક લોહીસંબંધી વિકારો, ક્ષય, કૃચ્છ્ર, કફજ્વર, પથરી, અંદરનું ગુમડું, અને વૃષણના રોગોને ઉત્પન્ન કરે છે. સીસું પણ જો બરાબર શોધાએલું ન હોય તો એ વિકારોનેજ ઉત્પન્ન કરે છે.

### કથીરને શુદ્ધ કરવાનો વિધિ.

वङ्गनागौ प्रतप्तौ च गालितौ तौ निषेचयेत् । त्रिधा त्रिधा विशुद्धिः स्याद्रविदुग्धेऽपि च त्रिधा ॥ निषेचयेत्तैलतक्रकाञ्जिकगोमूत्रकुलत्थकाथेषु । मल्येर्कं त्रिधात्रिधा ततोऽर्कदुग्धेऽपि त्रिधा ।

કથીરને તપાવી ગાળી ગાળીને તેલમાં, છાસમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના ક્વાથમાં ત્રણ ત્રણ વાર ઠારવું અને પછી આકડાના છીરમાં પણ ત્રણવાર ઠારવું એટલે કથીર શુદ્ધ થાયછે. શીસાંને શુદ્ધ કરવાનો પણ એજ પ્રકાર છે.

### કથીરને મારવાનો વિધિ.

मृत्पात्रे द्राविते वङ्गे चिञ्चाश्वत्थवचोरजः । क्षिप्त्वा वङ्गचतुर्थांशमयोदर्व्या प्रचालयेत् ॥

चिञ्चा अमिली । रजश्चूर्णम् । अयोदर्वी- करछुली ।

ततो द्वियाममात्रेण वङ्गंभस्म प्रजायते । अथ भस्मसमं तालं क्षिप्त्वाम्लेन विमर्दयेत् ॥ ततो गजपुटे पक्त्वा पुनरम्लेन मर्दयेत् । तालेन दशमांशेन याममेकं ततः पुटेत् ॥ एवं दशपुटैः पकं वङ्गं भवति मारितम् ।

માટીના વાસણની અંદર ગળેલા કથીરમાં કથીરને ચોથે હિસ્સે આંબલીની તથા પીપળાની છાલનું ચૂર્ણ નાખી લોઢાની કડછીથી બે પોહોરસુધી ઘુંટવું એટલે કથીર ભસ્મરૂપ થઈ જાય છે. પછી તે ભસ્મમાં તેના જેટલીજ હરતાલ નાખી ખાટા રસથી ખરલમાં મર્દન કરવું. પછી તેને અગ્નિના ગજપુટમાં પકાવી વળી દશમા હિસ્સાની હરતાલ નાખી ખાટા રસથી ખરલમાં એક પોહોરસુધી મર્દન કરી ગજપુટમાં પકાવવી. એવી રીતે દશ પુટ દેવાથી કથીર પાકી રીતે મારેલું થાય છે.

### મારેલા કથીરના ગુણો.

वङ्गं लघु सरं रूक्षं कुष्ठ मेहकफकृमीन् । निहन्ति पाण्डुं सश्वासं नेत्र्यमीषत्तु पित्तलम् ॥ सिंहो गजौघं तु यथा निहन्ति तथैव वङ्गोऽखिलमेहवर्गम् । देहस्य सौख्यं प्रबलेन्द्रियत्वं नरस्य पुष्टिं विदधाति नूनम् ॥

કથીર હલકું, દસ્ત ઉતારનાર, રૂક્ષ, નેત્રને હિતકારી, જરાક પિત્ત ઉત્પન્ન કરનાર, અને કોઢ, પ્રમેહ, કફ, કૃમિ, પાંડુ તથા શ્વાસ એઓને મટાડે છે. જેમ સિંહ હાથીઓના સમૂહને મારી નાખે તેમ કથીર સઘળા પ્રમેહના સમૂહનો નાશ કરે, દેહમાં સુખ ઉપજાવે, ઇંદ્રિયોની પ્રબળતા કરે અને મનુષ્યને શરીરમાં અવશ્ય પુષ્ટિ આપે છે.

### જસતનું સ્વરૂપ, શોધન અને મારણ.

यसदं गिरिजं तस्य दोषाः शोधनमारणे ॥ वङ्गस्येव हि बोद्धव्या गुणांस्तु गणयाम्यथ । यसदं च सरं तिक्तं शीतलं कफपित्तहृत् ॥ चक्षुष्यं परमं मेहान्पाण्डुं श्वासं च नाशयेत् ॥

જસત પર્વતમાં થાય છે. જસતના દોષ, શોધન અને મારણ કથીરની રીતેજ સમજવાં. હવે જસતના ગુણ કહું છું. જસત દસ્ત ઉતારનાર, કડવું, ટાઢું, કફને તથા પિત્તને હરનાર, નેત્રને બહુજ હિતકારી અને પ્રમેહ, પાંડુ તથા શ્વાસનો નાશ કરનાર છે.

## શીસાંને શુદ્ધ કરવાનો વિધિ.

तस्य साहजिकादोषा वङ्गस्येव निदर्शिताः । शोधनं चापि तस्यैव भिषग्भिर्गदितं पुरा ॥

કથીરમાં જે દોષો તેઓજ શીસાંમાં સ્વાભાવિક તથા શીસાંનું શોધન પણ કથીરની પેઠેજ કરવું એમ પ્રાચીન વૈદ્યોએ કહ્યું છે.

## શીસાંનો મારણ વિધિ.

ताम्बूलरससंपिष्टशिलालेपात्पुनः पुनः । द्वात्रिंशद्भिः पुटैर्नागो निरुत्थं भस्म जायते ॥

शिला मनःशिला ।

નાગરવેલનાં પાનના રસથી મણશીલને ખરલમાં બારીક વાટી તેથી શીસાંને લેપન કરી ગજપુટ દેવો. એવી રીતે વારંવાર લેપન કરીને અગ્નિના બત્રીશ પુટ દેવાથી શીસાંની ભસ્મ થાયછે કે જેમાંથી શીસું પાછું જીવતું થતું નથી.

## શીસાંને મારવાનો બીજો વિધિ.

अश्वत्थचिञ्चात्वक्चूर्णं चतुर्थांशेन निःक्षिपेत् । मृत्पात्रे विद्रुतो नागो लोहदर्व्या प्रचालितः ॥ यामैकेन भवेद्भस्म तत्तुल्या स्यान्मनःशिला । काञ्जिकेन द्वयं पिष्ट्वा पचेद् गजपुटेन च ॥ स्वाङ्गशीतं पुनः पिष्ट्वा शिलया काञ्जिकेन च । पुनः पचेच्छरावाभ्यामेवं षष्टिपुटैर्मृतिः ॥

માટીના વાસણમાં શીસાંને ગાળી તેમાં શીસાંને ચોથે હિસ્સે પીપળાની તથા આંબલીની છાલનું ચૂર્ણ નાખી લોઢાની કડછીથી એક પોહોરસુધી હલાવવું એટલે શીસાંની ભસ્મ થાય છે. તે ભસ્મને સરખે વજને મણશીલ અને કાંજીમાં વાટી બે કોડીઆંના સંપુટમાં નાખીને ગજપુટથી પકાવવી. ગજપુટનો અગ્નિ ઠરી જતાં શીતળ થઈ જાય ત્યારે વળી તે ભસ્મને મણશીલ તથા કાંજીમાં વાટી બે કોડીઆંના સંપુટમાં નાખીને પકાવવી. એવી રીતે અગ્નિના સાઠ પુટથી શીસું પૂર્ણ રીતે મરી જાયછે.

## મારેલા શીસાંના ગુણો.

सीसं रङ्गगुणं ज्ञेयं विशेषान्मेहनाशनम् ॥ नागस्तु नागशततुल्यबलं ददाति व्याधिं च नाशयति जीवनमातनोति । वह्निं प्रदीपयति कामबलं करोति मृत्युं च नाशयति सन्ततसेवितः सः ॥

શીસાંમાં કથીરના જેવાજ ગુણો છે અને વિશેષ કરી પ્રમેહનો નાશ કરે છે. એ શીસાંનું નિરંતર સેવન કરવામાં આવે તો તેથી સો હાથીઓ જેટલું બળ પ્રાપ્ત થાય, વ્યાધિઓનો નાશ થાય, જીવનનો વિસ્તાર થાય, અગ્નિ પ્રદીપ્ત થાય, કામદેવનું બળ વધે અને મૃત્યુ દૂર થાય છે.

### નહીં શોધેલા લોઢાના દોષ.

पाण्डुत्वकुष्ठामयमृत्युकारि हृद्रोगशूलौ कुरुतेऽश्मरीं च । नानारुजानां च तथा प्रकोपं कुर्याच्च हृल्लासमशुद्धलोहम् ॥

જો અશુદ્ધ લોઢું ખાવામાં આવે તો પાંડુરોગ, કોઢ, મરણ, હૃદયના રોગ, શૂળ, પથરી, હૃલ્લાસ, અને બીજા પણ અનેક પ્રકારના રોગોનો પ્રકોપ થાય છે.

### લોઢાના દોષોની શાંતિને વાસ્તે શોધનનો પ્રકાર.

पित्तलीकृतपत्राणि लोहस्याग्नौ प्रतापयेत् । निषिञ्चेत्तप्ततप्तानि तैले तक्रे च काञ्जिके ॥ गोमूत्रे च कुलत्थानां कषाये च त्रिधा त्रिधा ॥ एवं लोहस्य पत्राणां विशुद्धिः संप्रजायते ॥

લોઢાનાં પાતળાં કરેલાં પત્રાંઓને અગ્નિમાં તપાવી તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં ત્રણ ત્રણવાર બોળવાં. એમ કરવાથી લોઢાનાં પત્રાંઓની શુદ્ધિ થાયછે.

### લોઢાંને મારવાનો વિધિ.

शुद्धलोहभवं चूर्णं पातालगरुडीरसैः । मर्दयित्वा पुटेद्वह्नौ दद्यादेवं पुटत्रयम् ॥ पुटत्रयं कुमार्याश्च कुठारच्छिन्निकारसैः । पुटषट्कं ततो दद्यादेवं तीक्ष्णमृतिर्भवेत्॥

શુદ્ધ લોઢાંના ચૂર્ણને પાતાળગરૂડી (પાતાળતુંબડી હોય તો હોય) ના રસથી ખરલ કરી બે કોડીઆંના સંપુટમાં મુકવા વગેરે ક્રિયા કરી અગ્નિનો ગજપુટ દેવો. એવીજ રીતે ત્રણ વાર ગજપુટ દઈ તે પછી કુમારના રસમાં વાટી વાટીને ત્રણ ગજપુટ દેવા અને તે પછી હાડસાંકળના રસમાં વાટીને છ ગજપુટ દેવા. એમ કરવાથી લોઢું મરી જાય છે.

### લોઢાંને મારવાનો બીજો વિધિ.

क्षिपेद्द्वादशमांशेन दरदं तीक्ष्णचूर्णतः । मर्दयेत्कन्यकाद्रावैर्यामयुग्मं ततः पुटेत् ॥ एवं सप्तपुटैर्मृत्युं लोहचूर्णमवाप्नुयात् ।

લોઢાંના ચૂર્ણમાં તેના દશમા ભાગ જેટલો હીંગળો નાખી કુંવારના રસથી બે પોહોરસુધી ખરલમાં વાટી અગ્નિનો પુટ દેવો. એવી રીતે સાત વાર અગ્નિના પુટ આપવાથી લોઢાનું ચૂર્ણ મરી જાય છે.

### લોઢાંને મારવાનો ત્રીજો વિધિ.

सत्योऽनुभूतो योगीन्द्रैः क्रमोऽन्यो लोहमारणे ॥ कथ्यते रामराजेन कौतूहलधियाऽधुना । मृतकाद्द्विगुणं गन्धं दत्त्वा कुर्याच्च कज्जलीम् ॥ द्वयोः समं लोहचूर्णं मर्दयेत्कन्यकाद्रवैः । यामयुग्मं ततः पिण्डं कृत्वा ताम्रस्य पात्रके ॥ घर्मे धृत्वा रुबूकस्य पत्रैराच्छादयेद् बुधः । यामद्वयाद्भवेदुष्णं धान्यराशौ न्यसेत्ततः ॥ दत्त्वोपरि शरावं तु त्रिदिनान्ते समुद्धरेत् । पिष्ट्वा च गालयेद्वस्त्रादेवं वारितरं भवेत् ॥ दाडिमस्य दलं पिष्ट्वा तच्चतुर्गुणवारिणा । तद्रसेनायसं चूर्णं सन्नीय शोषयेद्दिनि ॥ आतपे शोषये-

त्तच्च पुटेदेवं पुनःपुनः । एकविंशतिवारैस्तन्म्रियते नात्र संशयः ॥ एवं सर्वाणि लोहानि स्वर्णादीन्यपि मारयेत् ॥

લોઢાંને મારવામાં મોટા યોગીઓએ ખરેખર અનુભવ કરેલો છે જે અન્ય પ્રકાર બુદ્ધિમાં કૌતક આવવાથી રામરાજ નામના વૈદ્યે કહેલો છે તે હવે લખીએ છીએ. પારામાં તેથી બમણો ગંધક નાખી તેઓની કજળી કરવી. પછી તે કજળીના વજન જેટલું લોઢાનું ચૂર્ણ તેમાં નાખી કુંવારના રસથી બે પોહોરસુધી ખરલમાં તેનું મર્દન કરવું. પછી એ ચૂર્ણનો ગોળો તડકામાં ત્રાંબાના વાસણની અંદર મુકી તેને એરંડાનાં પાંદડાંઓથી ઢાંકી મુકવો એટલે બે પોહોરે ગરમ થઇ જાય છે. પછી તેને કોડીઆંના સંપુટમાં મુકી ધાન્યના સમૂહમાં ત્રણ દિવસસુધી રાખી મુકવો. ત્રણ દિવસ પછી બહાર કાહાડી વાટીને લુગડાથી ચાળી લેવો. આમ કરવાથી એ ચૂર્ણ પાણીમાં તરે એવું થાય છે. પછી એ ચૂર્ણને, ચોગણા પાણીથી વાટેલા દાડિમનાં પાંદડાંના રસમાં ભીંજવીને તડકામાં સુકાવવું અને સુકાયા પછી અગ્નિનો પુટ દેવો. એવી રીતે વારંવાર સુકાવીને એકવીશ પુટ દેવામાં આવે એટલે તે ચૂર્ણ મરી જાય છે એમાં સંશય નથી. સોના આદિ બીજા ધાતુઓ પણ આ રીતે મારી શકાય છે.

### મારેલા લોઢાના ગુણો.

लोहं तिक्तं सरं शीतं कषायं मधुरं गुरु । रूक्षं वयस्यं चक्षुष्यं लेखनं वातलं जयेत् ॥ कफं पित्तं गरं शूलं शोफार्शः प्लीहपाण्डुताः । मेदोमेहक्रमीन्कुष्ठं तत्किट्टं तद्वदेव हि ॥ गुञ्जामेका समारभ्य यावत्स्युर्नव रक्तिकाः ॥ तावल्लोहं समश्नीयाद्यथा दोषानलं नरः ॥ कूष्माण्डं तिलतैलं च माषान्नं राजिकां तथा । मद्यमम्लरसं चैव वर्जयेल्लोहसेवकः ॥

લોઢું કડવું. દસ્ત ઉતારનાર, ટાઢું, તુરૂ, મધુર, ભારે, રૂક્ષ, યૌવનને સ્થિર રાખનાર, નેત્રને હિતકારી, મળોને ઉખેડનાર, વાયુને કરનાર અને કફ, પિત્ત, ઝેર, શૂળ, સોજા, અરશ, બરલ, પાંડુ, મેદ, પ્રમેહ, કૃમિ, તથા કોઢને મટાડે છે. લોઢાની કીટીમાં પણ લોઢાજ જેવાજ ગુણો છે. પોતાના કફ આદિ દોષો ઉપર જઠરાગ્નિના બળ ઉપર ધ્યાન રાખી માણસે એક રતિથી નવ રતિસુધી લોઢાની માત્રા ખાવી. લોઢાનું સેવન કરનારાએ કોળું, તલનું તેલ, અડદનું અન્ન, રાઇ, મદ્ય અને ખાટા રસનો ત્યાગ કરવો જોઇએ.

### સઘળા ધાતુઓને મારવાનો સાધારણ પ્રકાર.

शिलागन्धार्कदुग्धाक्ताः स्वर्णाद्याः सर्वधातवः । म्रियन्ते द्वादशपुटैः सत्यं गुरुवचो यथा ॥

ગુરૂના વચનની સત્યતા ઉપર આસ્તા રાખી કહું છું કે મણશીલને અને ગંધ-

કને આકડાના છીરમાં બારીક વાટી તેથી વારંવાર લેપન કરતાં અગ્નિના બાર પુટ દેવામાં આવે તો સોના વગેરે સર્વે ધાતુઓ મરી જાય છે.

---

## ઉપધાતુનાં મારણ પ્રકારમાહ.

### અશુદ્ધ સોનામખીના દોષ.

मन्दानलत्वं वलहानिमुग्रां विष्टम्भितां नेत्रगदांश्रकुष्ठान् । मालां तथैव व्रणपूर्विकां च कुर्यादशुद्धं खलु माक्षिकं च ॥

જો અશુદ્ધ સોનામખીનો ઉપયોગ કરવામાં આવે તો તેથી અગ્નિનું મંદપણું, બળની બહુજ હાની, દસ્તની કબજીયત, નેત્રના રોગ, કોઢ અને વ્રણોની પંક્તિ ઉત્પન્ન થાય છે.

### સોનામખીને શુદ્ધ કરવાનો વિધિ.

माक्षिकस्य त्रयो भागा भागैकं सैन्धवस्य च । मातुलुङ्गद्रवैर्वाथ जम्बीरस्य द्रवैः पचेत् ॥ चालयेल्लोहजे पात्रे यावत्पात्रं सुलोहितम् । भवेत्ततस्तु संशुद्धिं स्वर्णमाक्षिकमृच्छति ॥

ત્રણ ભાગ સોનામખી અને એક ભાગ સિંધાલૂણ લઇ તેઓને બીજોરાંના રસથી અથવા લીંબુના રસથી લોઢાના વાસણમાં પકાવવાં. પકાવતાં જ્યાંસુધી લોઢાનું વાસણ બહુજ લાલ થાય ત્યાંસુધી હલાવ્યાં કરવાં. એમ કરવાથી સોનામખી શુદ્ધ થાય છે.

### સોનામખીને મારવાનો વિધિ.

कुलत्थस्य कषायेण घृष्ट्वा तैलेन वा पुटेत् । तक्रेण वाजमूत्रेण म्रियते स्वर्णमाक्षिकम् ॥

સોનામખીને કળથીના કાઢામાં અથવા તેલમાં અથવા છાશમાં અથવા બકરાના મૂત્રમાં ખરલની અંદર સારી પેઠે વાટી અગ્નિનો પુટ દેવામાં આવે એટલે સોનામખી મરી જાય છે.

### રૂપામખી શોધવાનો વિધિ.

स्वर्णमाक्षिकवद्दोषा विज्ञेयास्तारमाक्षिके । अतस्तद्दोषशान्त्यर्थं शोधनं तस्य कथ्यते ॥ कर्कोटीमेषशृङ्गयुत्थैर्द्रवैर्जम्बीरजैर्दिनम् । भावयेदातपे तीव्रे विमला शुद्ध्यति ध्रुवम् ॥

विमला तारमाक्षिकम् । कर्कोटी खेखसा। मेषशृङ्गी मेढाशृङ्गी ।

રૂપામખીમાં સોનામખીના જેવાજ દોષ રહ્યા છે એટલા માટે તે દોષોની શાંતિને વાસ્તે રૂપામખીને શુદ્ધ કરવાનો પ્રકાર કહીએ છીએ. રૂપામખીને એક દિવસસુધી વાંઝીણી કંટોલી, મરડાશીંગી અને લીંબુના રસમાં વાટી આકરા તડકામાં સુકાવવી એટલે રૂપામખી શુદ્ધ થાય છે.

### રૂપામખીને મારવાનો વિધિ.

कुलत्थस्य कषायेण घृष्ट्वा तैलेन धा पुटेत् । तक्रेणवाजमूत्रेण म्रियते तारमाक्षिकम् ॥

રૂપામખીને કળથીના કાઢામાં અથવા તેલમાં અથવા છાશમાં અથવા બ-

કરાના મૂત્રમાં ખરલની અંદર સારી પેઠે વાટી અગ્નિનો પુટ દેવામાં આવે એટલે રૂપામખી મરી જાય છે.

## સોનામખીના તથા રૂપામખીના વિશેષ ગુણો.

न केवलं स्वर्णरूप्यगुणास्तापीजयोर्मताः । द्रव्यान्तरस्य संसर्गात्सन्त्यन्येऽपि गुणास्तयोः ॥ माक्षिकं मधुरं तिक्तं स्वर्यं वृष्यं रसायनम् । चक्षुष्यं बस्तिरुक् कुष्ठं पाण्डुमेहविषोदरम् ॥ अर्शः शोफं क्षयं कण्डूं त्रिदोषं च नियच्छति ॥

સોનામખીમાં સોનાનાજ ગુણો અને રૂપામખીમાં રૂપાનાજ ગુણો રહ્યા છે એમ નથી પણ તેઓમાં બીજા પદાર્થોનો સંસર્ગ હોવાથી બીજા ગુણો પણ રહ્યા છે. સોનામખી તથા રૂપામખી મધુર છે, કડવી છે, સ્વરને સારો કરનાર છે, કામી પુરૂષને હિતકારી છે, જરાને તથા વ્યાધિને ટાળનાર છે, નેત્રને હિતકારી છે અને મૂત્રાશયના રોગ, કોઢ, પાંડુ, પ્રમેહ, ઝેર, ઉદરના રોગ, અરશ, સોજા, ક્ષય ચળ તથા ત્રણે દોષને મટાડનાર છે.

## મોરથુથુનો શોધન—મારણ વિધિ.

विष्टया मर्दयेत्तुत्थं मार्जारककपोतयोः । दशांशं टंकणं दत्वा पचेल्लघुपुटेततः ॥ पुटं दद्या पुटं क्षौद्रैर्देयं तुत्थविशुद्धये ॥

મોરથુથુમાં દશમે હિસ્સે ટંકણખાર નાંખી ખરલની અંદર બીંદડાની તથા હોલાની વિષ્ઠામાં તેનું મર્દન કરી અગ્નિનો હલકો પુટ દેવો. પછી દહીમાં મર્દન કરીને પુટ દેવો અને પછી મધમાં મર્દન કરીને પુટ દેવો એટલે મોરથુથુ શુદ્ધ થઇને મરી જાય છે.

## મોરથુથુના ગુણો.

तुत्थकं कटुकं क्षारं कषायं वामकं लघु । लेखनं भेदनं शीतं चक्षुष्यं कफपित्तहृत् ॥ विषाश्मकुष्ठकण्डूघ्नं तद्गुणं खर्परं मतम् ॥

મોરથુથુ તીખું, ખારૂં, તુરૂં, વમન કરાવનાર, હલકું, મળને ઉખેડનાર, દસ્ત લગાડનાર, ટાઢું, નેત્રને હિતકારી, કફને પિત્તને ઝેરને પથરીને કોઢને તથા ચળને મટાડનાર છે. ખાપરીયામાં પણ એજ ગુણો છે.

## કાંસું તથા પીતળનો શોધન વિધિ.

पत्तलीकृतपत्राणि कांस्यस्याग्नौ प्रतापयेत् । निषिञ्चेत्तप्ततप्तानि तैले तक्रे च काञ्जिके ॥ गोमूत्रे च कुलत्थानां कषाये च त्रिधा त्रिधा । एवं कांस्यस्य रीतेश्च विशुद्धिः संप्रजायते ॥

કાંસાનાં પાતળાં કરેલાં પત્રાંઓને અગ્નિમાં તપાવી તપાવી તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં અનુક્રમે ત્રણ ત્રણ વાર ટારવાં. એમ કરવાથી કાંસું શુદ્ધ થાય છે. પીતળને શુદ્ધ કરવાનો પ્રકાર પણ એજ સમજવો.

**કાંસું તથા પીતળ મારવાનો વિધિ.**

अर्कक्षीरेण संपिष्टो गन्धकस्तेन लेपयेत् । समेन कांस्यपत्राणि शुद्धान्यम्लद्रवैर्मुहुः ॥ ततो मूषापुटे धृत्वा पचेद्गजपुटेन च । एवं पुटद्वयात्कांस्यं रीतिश्च म्रियते ध्रुवम् ॥

કાંસાનાં પત્રાંના જેટલા વજનનો ગંધક લઈ તેને આકડાના છીરમાં વાટવો. પછી ખાટા રસોથી વારંવાર સ્વચ્છ કરેલાં કાંસાનાં પત્રાંઓને તેનું લેપન કરી કુરડીઓના સંપુટમાં મુકીને અગ્નિનો ગજપુટ દેવો. એ પ્રમાણે બે પુટ દેવાથી કાસું મરી જાય છે. પીતળ પણ એપ્રમાણે કરવાથી મરે છે.

**મારેલાં કાંસું તથા પીતળના ગુણો.**

कांस्यं कषायं तीक्ष्णोष्णं लेखनं विशदं सरम् । गुरु नेत्रहितं रूक्षं कफपित्तहरं परम् ॥ रीतिका तु भवेद्रूक्षा सतिक्ता लवणा रसे ॥ शोधिनी पाण्डुरोगघ्नी कृमिघ्नातिलेखनी ॥

કાંસું તુરૂં, તીક્ષ્ણ, ગરમ, મળોને ઉખેડનાર, આર્દ્રપણાને મટાડનાર, વ્રણને રૂઝાવનાર, દસ્ત ઉતારનાર, ભારે, નેત્રને હિતકારી, રૂક્ષ અને કફને તથા પિત્તને અત્યંત હરનાર છે. પીતળ રૂક્ષ, કડવાશવાળું, રસમાં ખાટું ભળતા સમૂહને દૂર કરનાર, પાંડુરોગને હણનાર, કૃમિને મટાડનાર અને મળોને બહુ ખોતરનાર નથી.

**સિંદૂરને શુદ્ધ કરવાનો વિધિ.**

दुग्धाम्लयोगतस्तस्य विशुद्धिर्गदिता बुधैः ।

દુધના અને ખાટા રસના યોગથી સિંદૂર શુદ્ધ થાયછે એમ વિદ્વાનોએ કહ્યું છે.

**સિંદૂરના ગુણો.**

सिन्दूर उष्णो वीसर्पकुष्ठकण्डूविषापहः । भग्नसन्धानजननो व्रणशोधनरोपणः ॥

સિંદૂર ગરમ, રતવાને કોઢને ચળને તથા ઝેરને મટાડનાર, ભાંગાંને સાંધનાર અને વ્રણને સ્વચ્છ કરનાર છે તથા રૂઝાવનાર છે.

**શિલાજીતને શુદ્ધ કરવાનો વિધિ.**

गोमूत्रगन्धवत्कृष्णं स्निग्धं मृदु तथा गुरु । तिक्तं कषायं शीतं च सर्वश्रेष्ठं तदायसम् ॥

आयसम् अयस उपधातुः ।

विन्ध्याद्रौ बहुलं तत्तु तत्र लोहं यतोऽधिकम् । तच्छोधनमृते व्यर्थमनेकमलमेलनात् ॥ शिलाजतु समानीय सूक्ष्मं खण्डं विधाय च । निक्षिप्यात्युष्णपानीये यामैकं स्थापयेत्सुधीः ॥ मर्दयित्वा ततो नीरं गृह्णीयाद्वस्त्रगालितम् । स्थापयित्वा च मृत्पात्रे धारयेदातपे बुधः ॥ उपरिस्थं घनं यत्स्यात्तत्क्षिपेदन्यपात्रके । एवं पुनः पुनर्नीतं द्विमासाभ्यां शिलाजतु ॥ भवेत्कार्यक्षमं वह्नौ क्षिप्तं लिङ्गोपमं भवेत् । निर्धूमं च ततः शुद्धं सर्वकर्मसु योजयेत् ॥

જે શિલાજિત ગોમૂત્રના જેવા ગંધવાળું, કાળું, સ્નિગ્ધ, કોમળ, ભારે, કડવું, તુરૂં અને ટાઢું હોય તેને સર્વોત્તમ

સમજવું. શિલાજીત લોઢાનો ઉપધાતુ છે. વિંધ્યાચલ આદિ પર્વતોમાં શિલાજીત ઘણું થાય છે. કારણ કે એ પર્વતોમાં લોઢું ઓછું છે. શિલાજિતમાં અનેક મેલ ભળેલા હોય છે માટે શુદ્ધ કર્યાવિના તે નકામું છે. શિલાજીતના ગાંગડા લાવી તેઓના ઝીણા ઝીણા કટકા કરી અત્યંત ઉકળેલા પાણીમાં નાખવા અને એક પોહોરસુધી તેમાં રેહેવા દેવા. પછી પાણીને ધોળા વસ્ત્રથી ગળીને તે પાણીને લઇ લેવું. એ પાણીને માટીના વાસણમાં નાખી તડકામાં મુકવું. તડકામાં રેહેતાં પાણીની ઉપર તરની પેઠે જે ઘાટા ભાગ આવે તેને લઇ વળી બીજા વાસણમાં નાખવો. તે ઘાટા ભાગને વળી ઉના પાણીનો સંસ્કાર આપી પાણીમાં સારી પેઠે ધોળી પાણીને વસ્ત્રથી ગળી લઇ માટીના વાસણમાં ભરી તડકામાં મુકવું. તડકામાં રેહેતાં પાણીની ઉપર તરની પેઠે જે ઘાટો ભાગ આવે તેને લઈ વળી બીજા વાસણમાં નાખવો. એવી રીતે બે મહીના સુધી વારંવાર કરતાં પાણી ઉપર ઘાટો ભાગ ન આવે અને સઘળો કાળો ભાગ નીચેજ રહે એટલે કાળા ભાગને શુદ્ધ થએલું શિલાજીત સમજવો. જે શિલાજીત અગ્નિ ઉપર નાખતાં શિવલિંગ જેવું થઈ જાય અને ધુવાડો ન નીકળે તે શિલાજિતને શુદ્ધ અને કાર્યમાં ઉપયોગી સમજીને સઘળાં કામોમાં લેવું.

## શિલાજીતને શુદ્ધ કરવાનો બીજો વિધિ.

तत्र प्रथमतस्तस्य बहिर्मलमपाकर्तुं केवलजलेन प्रक्षालनं कर्तव्यम् । ततस्तदन्तर्गतमृत्तिकासिकतादिदोषदूरीकरणाय वक्ष्यमाणक्वाथेन तत्र भावना देया ॥

तदाह वाग्भटः ।

व्याधिव्याधितसात्म्यं समनुसरन् भावयेदयःपात्रे । प्राकेवलदलधौतं शुष्कं क्वाथैस्ततो भाव्यम् ॥ तुल्यं गिरिजेन जले चतुर्गुणिते भावनौषधं क्वाथ्यम् । तत्क्वाथे पादांशे पूतोष्णे प्रक्षिपेद्गिरिजम् ॥ तत्समरसतां यातं संशुष्कं प्रक्षिपेद्रसे भूयः । स्वैः स्वैरेवं क्वाथैर्भाव्यं वारान्भवेत्सप्त ॥ अथ स्निग्धस्य शुद्धस्य घृतं तिक्तकसाधितम् । त्र्यहं युञ्जीत गिरिजमेकैकेन तथा त्र्यहम् ॥ फलत्रयस्य यूषेण पटोलपा मधुकस्य च । शिलाजमेवं देहस्य भवत्यत्युपकारकम् ॥

क्वाथद्रव्याणि भावनाफलं चाह हारीतः ।

लोहस्थितं निम्बगुडूचिसर्पिर्यवैर्यथावत्परिभावयेत्तत् । सन्तानिका कीटपतङ्गदंश दुष्टौषधीदोषनिवारणाय ॥

सन्तानिका तदन्तःसंलग्नमृत्तिकादिमयी । एवं भावनां दत्वा संशोष्य केवलेन जलेन शोधनं कर्तव्यम् ।

तत्प्रकारमाह अग्निवेशः ।

उष्णे च काले रवितापयुक्ते व्यभ्रे निवाते समभूमिभागे । चत्वारि पात्राण्यपि चायसानि न्यस्यातपे तत्र कृतावधानः ॥ शिलाजतु श्रेष्ठमवाप्य पात्रे

प्रक्षिप्य तस्माद्द्विगुणं च तोयम् । उष्णं तदर्धं क्वथितं च दत्त्वा विशोषयेत्तं मृदितं यथावत् ॥ ततस्तु यत्कृष्णमुपैति चोर्ध्वं सन्तानिकावद्विरश्मितप्तम् । पात्रे तदन्यत्र ततो निदध्यात्तत्रापरं कोष्णजलं क्षिपेच्च ॥ पुनश्च तस्मादपरत्र पात्रे पश्चाच्च पात्रादपरत्र भूयः । यदा विशुद्धं जलमेवमूर्ध्वं कृष्णं समस्तं मलमेत्यधस्तात् । तदा त्यजेत्तत्सलिलं मलं च शिलाजतु स्याज्जलशुद्धमेवम् ॥

પ્રથમ તો બહારના મેલને દૂર કરવા કેવલ જળથી શિલાજીતના ગાંગડાને ધોવા અને તે પછી તેની અંદર રહેલાં માટી અને રેતી વગેરે દોષને દૂર કરવા સારૂ, જે ક્વાથ નીચે લખવામાં આવશે તે ક્વાથથી ભાવના દેવી. વાગ્ભટ કેહે છે કે "રોગને અને રોગીને કયો ક્વાથ અનુકૂલ પડશે તેનો વિચાર કરીને શિલાજિતના ગાંગડાઓને તે ક્વાથથી લોઢાના પાત્રમાં ભાવના દેવી. તે એવી રીતે કે પ્રથમ એકલા જળથી ધોઈ સુકવીને પછી શિલાજિતના વજન જેટલું ભાવના દેવાનું ઔષધ લઇ તેના આઠગણા પાણીમાં ક્વાથ કરવો. બળતાં ચોથા ભાગનું પાણી રહે ત્યારે તે ગરમ પાણીને ગળી લઈ તેમાં શિલાજીત નાખવું. શિલાજિત એ પાણીમાં એકરસ થઈ જાય ત્યારે તેને સુકવીને વળી નવા ક્વાથમાં નાખવું. એવી રીતે રોગને અને રોગીને અનુસરતા તે તે ક્વાથોથી સાતવાર ભાવના દેવી. પછી સ્નિગ્ધ કરેલા અને શુદ્ધ કરેલા માણસને ત્રણ દિવસ સુધી [1]તિક્તક નામનું ઘી ખવરાવી પછી ત્રણ દિવસ સુધી હરડાં, બેહડાં તથા આમળાંના ક્વાથની સાથે શિલાજીત ખવરાવવું, પછી ત્રણ દિવસસુધી પરવલના ક્વાથની સાથે અને તે પછી ત્રણ દિવસસુધી જેઠીમધના ક્વાથની સાથે શિલાજીત ખવરાવવું. આ પ્રમાણે ખવરાવવામાં આવેલું શિલાજીત શરીરનો બહુ ઉપકાર કરે છે." ક્વાથના પદાર્થો વિષે અને તેઓથી ભાવના દેવાના ફળવિષે હારીત કેહે છે કે "શિલાજીતને લોઢાનાં પાત્રમાં રાખી લીંબડો, ગળો, ઘી અને જવના ક્વાથથી સંપૂર્ણ રીતે ભાવના દેવી કે જેથી શિલાજીતની અંદર લાગેલો માટી આદિનો થર ટળી જાય, કીટ તથા પતંગ આદિના દંશનો દોષ ટળી જાય અને દુષ્ટ ઔષધીઓના સંસર્ગનો દોષ પણ ટળી જાય." એપ્રમાણે ભાવના દઈ સુકાવીને પછી કેવલ જળથી શોધન કરવું તેની રીતિવિષે અગ્નિવેશમુનિ કહે છે કે "વાદળાંના સંસર્ગ વગરના ઉષ્ણકાળમાં સૂર્યના તડકાવાળા, અને વાયુવગરના સમ ભૂમિના ભાગમાં તડકાની અંદર લોઢાનાં ચાર વાસણ મેલી સાવધાનપણાથી સારૂં શિલાજીત મેળવી તેને એક વાસણમાં

[1] અરડૂસો, લીંબડો, ગળો, ભોરીંગણી અને પરવલનો કલ્ક નાખી જે ઘી પકાવેલું હોય તે તિક્તક કેહેવાય છે.

નાખી શિલાજીતના વજનથી બમણું અરધોઅરધ બાળીને ગરમ કરેલુ પાણી નાખવું. એ પાણીમાં બરાબર રીતે ચોળી નાખી તડકામાં મુકવું. સૂર્યની કિરણોનો તાપ લાગતાં પાણી ઉપર તરની પેઠે જે કાળો ભાગ આવે તેને લઇ બીજા વાસણમાં નાખવો અને તેમાં વળી જરા ઉનાશવાળુ પાણી નાખવુ. તડકામાં મુકતાં એ પાણી ઉપર જે કાળો ભાગ આવે તેને લઈ ત્રીજા વાસણમાં નાખવો અને તેમાં પણ જરા ઉનાશવાળુ પાણી નાખી તડકામાં મુકવો. એ પાણી ઉપર જે કાળો ભાગ આવે તેને લઇ ચોથા વાસણમાં નાખવો અને તેમાં પણ જરા ઉનુ ઉનું પાણી નાખી તડકામાં મુકવો. આ પ્રમાણે કરવાથી આછુ પાણી ઉપર રેહે છે અને સઘળો કાળો મેલ નીચે રહી જાયછે. આમ થાય ત્યારે પાણીને કહાડી નાખતાં જે કાળો મેલ નીચે રહ્યો હોય તે, "જળથી શુદ્ધ થએલુ શિલાજીત થાય છે."

### શોધેલા શિલાજીતના ગુણો.

शिलाजतु स्मृतं तिक्तं कटूष्णं कटुपाकि च। रसायनं योगवाहि श्लेष्ममेहाश्मशर्करा ॥ मूत्रकृच्छ्रं क्षयं श्वासं शोथमर्शांसि पाण्डुताम्। वातरक्तं तथा कुष्ठमपस्मारोदरं हरेत् ॥

શિલાજીત કડવુ, તીખુ, ગરમ, પાકમાં તીખુ, જરાને તથા મરણને ટાળનાર, પાકતાં સસર્ગે પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર અને કફ, પ્રમેહ, પાણવી, કાંકરી, મૂત્રકૃચ્છ્ર, ક્ષય, શ્વાસ, સોજા, અરશ, પાંડુ, વાતરક્ત, કોઢ, વાઇ તથા ઉદરરોગને મટાડે છે.

## અથ રસસ્ય શોધનવિધિ.

### સ્વેદન. (બાફવુ)

नानाधान्यैर्यथाप्राप्तैस्तुषवर्जैर्जलान्वितैः। मृद्भाण्डं पूरितं रक्षेद् यावदम्लत्वमाप्नुयात् ॥ तन्मध्ये भृङ्गरा मुण्डी विष्णुक्रान्ता पुनर्नवा। मीनाक्षी चैवसर्पाक्षी सहदेवी शतावरी ॥ त्रिफला गिरिकर्णी च हंसपादी च चित्रकम्। समूलं कुट्टयित्वा तु यथालाभं विनिक्षिपेत् ॥ पूर्वाम्लभाण्डमध्ये तु धान्याम्लकमिदं स्मृतम्। स्वेदनादिषु सर्वत्र रसराजस्य योजयेत् ॥

विष्णुक्रान्ता गिरिकर्णी च अपराजितैव श्वेतनीलपुष्पभेदात्।

अत्यम्लमारनालं वा तदभावे प्रयोजयेत् ॥

तदभावे धान्याम्लाभावे।

त्र्यूषणं लवणं राजीरजनीत्रिफलार्द्रकम् ॥ महाबला नागबला मेघनादः पुनर्नवा। मेषशृङ्गी चित्रकं च नरसारं समं समम् ॥ एतत्समस्तं व्यस्तं वा पूर्वाम्लेनैव पेषयेत्। प्रलिम्पेत्तेन वस्त्रेण वस्त्रमङ्गुलमात्रकम् ॥ तन्मध्ये निःक्षिपेत् सूतं बध्वा तत्त्रिदिनं पचेत्। दोलायन्त्रेऽम्लसंयुक्ते जायते स्वेदितो रसः ॥

मेघनाद चवराईशाकविशेष। मेषशृङ्गी

मेढाश्रृङ्गी। तदलभे कर्कटश्रृङ्गी ग्राह्या। नवसारं नवसादरम्।

अन्यच्च।

मूलकानलसिन्धूत्थत्र्यूषणार्द्रकराजिका। रसस्य षोडशांशेन द्रव्यं मुञ्जात्पृथक् पृथक्। द्रवेष्वनुक्तमानेषु मतं मानमितं बुधैः। पट्टाहृतेषु चैतेषु सूतं मक्षिप्य काञ्जिके॥ स्वेदयेद्दिनमेकं च दोलायन्त्रेण बुद्धिमान्। स्वेदात्तीक्ष्णो भवेत्सूतो मर्दनाच्च सुनिर्मलः॥

मूलकः मुरइ। अनलश्चित्रकम्। त्र्यूषणं त्रिकटु। राजिका राई।

अथ मर्दनम्।

इष्टिकाचूर्णचूर्णाभ्यामादौ मर्द्यो रसस्ततः। दध्ना गुडेन सिन्धूत्थराजिकागृहधूमकैः॥

अन्यच्च।

कुमारिकाचित्रकरक्तसर्षपैः कृतैः कषायैर्बृहतीविमिश्रितैः। फलत्रिकेणापि विमर्दितो रसो दिनत्रयं सर्वमलैर्विमुच्यते॥

अथमूर्च्छनम्।

त्र्यूषणं त्रिफलावन्ध्याकन्दैः क्षुद्राद्वयान्वितैः। चित्रकोर्णानिशाक्षारकन्यार्ककनकद्रवैः॥ सूतं कृतेन यूषेण वारान्सप्ताभिमर्दयेत्। इत्थं संमूर्छितः सूतस्त्यजेत्सप्तापि कञ्चुकान्॥

वन्ध्याकन्दः वान्दुलेगवसाकन्दः क्षुद्राद्वयं भोरीकडाई बडीकडाई। ऊर्णा। उर्णमेष्णं। निशा हरिद्रा। क्षारः यवक्षारः। कन्या कुमारिका। अर्कपत्ररसः कनकधत्तूरपत्ररसः।

अथोर्ध्वपातनम्

मयूरग्रीवताप्याभ्यां नष्टपिष्टीकृतस्य च। यन्त्रे विद्याधरे कुर्याद्रसेन्द्रस्योर्ध्वपातनम्॥

ताप्यं सुवर्णमाक्षी। नष्टपिष्टीकृतस्य। कुमारिकाद्रवयोगेन तावन्मर्दनं कर्तव्यं यावत्पारदः पृथक् न दृश्यत इत्यर्थः। विद्याधरयन्त्रे डमरुयन्त्रे।

अथाध पातनम्।

त्रिफलाशिग्रुशिखिभिर्लवणासुरिसंयुतैः। नष्टपिष्टं रसं कृत्वा लेपयेदूर्ध्वभाजनम्॥ ततो दीप्तैरधःपातमुपलैस्तस्य कारयेत्। यन्त्रे भूधरसंज्ञे तु ततः सूतो विशुध्यति। स्वेदनादिक्रियाभिस्तु शोधितोऽसौ यदा भवेत्। तदा कार्याणि कुरुते प्रयोज्यः सर्वकर्मसु॥

अथ मुख्यदोषहर शोधनविधिः।

गृहकन्या हरति मलं त्रिफलाग्निं चित्रको विषं हन्ति। तस्मादेभिर्मिश्रैर्वारान्संमूर्छयेत्सप्त॥

अथ सर्वदोषहरः सप्रति शोधनविधिः।

कुमारिका चित्रकरक्तसर्षपैः कृतैः कषायैर्बृहतीविमिश्रितैः। फलत्रिकेणापि विमर्दितो रसो दिनत्रयं सर्वमलैर्विमुच्यते। कुमार्या च निशाचूर्णैर्दिनं सूतं विमर्दयेत्। एवं कदर्थितः सूतः पण्डो भवति निश्चितम्॥ सर्पाक्षी चिञ्चिकावन्ध्या भृङ्गाद्यैः स्वेदितो वन्ही॥ ततः स पावकद्रावैः स्विन्नः स्यादतिदीप्तिमान्॥

सर्पाक्षी नागफणी । चिञ्चिका अम्लिली । वन्ध्या वांझखेखसा । भृङ्गः भृङ्गराजः । अब्दो मुस्ता । पावकः चित्रकम् ।

માટીના વાસણમાં જળ ભરી ફોતરાં વગરનાં જે કાઇ ધાન્યો હાજર હોય તે ધાન્યો નાખી જ્યાંસુધી ખટાશ આવે ત્યાંસુધી તે વાસણને એમને એમ રાખી મુકવું. પછી તે આથાવાળા વાસણમાં ભાંગરો, ગોરખમુંડી, ધોળાં ફુલવાળો કુંપો, સાટોડી, ધોળી ધ્રો, નોરવેલ, ખપાટ, શતાવરી, હરડાં, બેહેડાં, આમળાં, કાળાં ફુલવાળો કુંપો, હંસરાજ અને ચિત્રો એ ઔષધિઓમાંથી જેટલી મળી આવે તેટલીને મૂળસહિત કુટીને નાખવી એટલે એ 'ધાન્યામ્લક' થયું કેહેવાય છે. પારાના સ્વેદન આદિ સંસ્કારોમાં સર્વસ્થળે એનો ઉપયોગ કરવો. એ ધાન્યામ્લક ન હોય તો આરનાલનો (ફોતરાંવગરના કાચા અથવા પકાવેલા ઘઉંના આથાનો) ઉપયોગ કરવો. પછી સુંઠ, મરી, પીપળ, લુણ, રાઇ, હળદર, હરડાં, બેહેડાં, આમળાં, આદુ, ખપાટ, ગંગેટી, તાંદળજો, સાટોડી, મરડાશીંગી, ચિત્રો અને નવસાર એઓને સમ ભાગે લઈ સમસ્તને અથવા એક એકને ઉપર કહેલા ધાન્યામ્લકથી વાટી કલ્ક કરીને તે કલ્કનો વસ્રને એક આંગળ જેટલો જાડો થર ચડાવવો. થર ચડાવેલા વસ્રમાં પારો બાંધી ખાટા રસથી ભરેલા દોલાયંત્રમાં ત્રણ દિવસસુધી બાફવો એટલે પારો સ્વેદિત થાય છે. ઉપર કહેલાં ઔષધોમાં મરડાશીંગી ન મળે તો તેને બદલે કાકડાશીંગી લેવી.

### સ્વેદનનો મૂર્છનસહિત બીજો પ્રકાર.

મુળા, ચિત્રો, સિધાલુણ, સુંઠ, મરી, પીપળ, આદુ અને રાઇ એ પદાર્થોને પ્રત્યેકને પારાના સોળમા હિસ્સાના લઈ તેઓનો કલ્ક કરવો. જ્યાં પદાર્થોનું પ્રમાણ ન કહ્યું હોય ત્યાં સોળમા હિસ્સારૂપ પ્રમાણ લેવું એમ વિદ્વાનોએ કહ્યું છે. પછી તે કલ્કનો લુગડાને થર દઈ તેમાં પારો બાંધી, કાંજીથી ભરેલા દોલાયંત્રમાં એક દિવસસુધી બાફવો. એ પ્રમાણે બાફવાથી પારો તીવ્ર થાય છે અને નીચે પ્રમાણે વાટવાથી બહુ નિર્મળ થાય છે. બાફ્યા પછી ઈંટાના ભુકાથી અને ચુનાથી પારાને વાટીને પછી દહીં, ગોળ, સિંધાલુણ, રાઇ અને ઘરમાં લાગેલી ધુમાડાની ધૂંસથી ખરલમાં વાટવામાં આવે અથવા—

કુંવાર, ચિત્રો, રાતા સર્પ, ભોરીંગણી, હરડાં, બેહેડાં, અને આમળાં એઓનો ક્વાથ કરી તેથી ત્રણ દિવસ પારાને ખરલમાં વાટવામાં આવે તોપણ પારો સઘળા મેલથી રહિત થાય છે

### મૂર્છન.

હરડાં, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપળ, વાંઝણી કંટોલીના કંદ, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ચિત્રો, ઉન, હળદર, જવખાર, કુંવારનો રસ, આકડાનાં પાંદડાંનો રસ અને ધંતુરાનાં પાંદડાંનો રસ એઓનો ક્વાથ કરી તેથી

કવચી યંત્ર.



સ્વેદન યંત્ર.



હંસપાક યંત્ર.



દોલા યંત્ર.



ગર્ભ યંત્ર પ્રકાર બીજો.



ડમરૂ યંત્ર.



ગર્ભ યંત્ર.



વિદ્યાધર યંત્ર.



ઊર્ધ્વ નલિકા યંત્ર.



# યંત્રો

ભૂધર યંત્ર.



ગૌરી યંત્ર.



વાલુકા યંત્ર.



કોષી યંત્ર.



કચ્છપ યંત્ર.



વજ્રમૂષા.



જલ યંત્ર.



નાડિકા યંત્ર.



સાત વાર પારાનું મર્દન કરવું, એટલે પારો મૂર્છિત થઇ જાય છે. આ પ્રમાણે મૂર્છિત કરેલો પારો સાતે કાંચળીઓથી મુક્ત થાય છે.

### ઉર્ધ્વપાતન (ઉંચે ચડાવવું.)

કુંવારના રસમાં મોરથુથુની તથા સોનામખીની સાથે એ પારાને એવી રીતે ખરલમાં વાટવો કે જેથી પારો જુદો ન દેખાય. પછી તેને ડમરૂયંત્રમાં નાખી ઉપલી હાંડલીમાં ચડાવવો.

### અધઃપાતન (નીચે પાડવું.)

હરડાં, બેહેડાં, આમળાં, સરગવો, ચિત્રો, લૂણ અને રાઇ એઓની સાથે કુંવારના રસથી પારાને એવી રીતે ખરલમાં વાટવો કે જેથી પારો જુદો ન દેખાય. પછી તે પારો ઉપલા હાંડલામાં ચોપડી દઇ તેને ભૂધરયંત્રમાં મુકી ઉપર અડાયાં સળગાવીને નીચલા હાંડલામાં પાડવો. સ્વેદન, મૂર્છન, ઉર્ધ્વપાતન અને અધઃપાતનરૂપ ક્રિયાઓથી જ્યારે પારાને શુદ્ધ કરવામાં આવે ત્યારે તે પારો સઘળાં કામ કરે છે અને સઘળા પ્રયોગોમાં ઉપયોગ કરવાલાયક થાય છે.

### મુખ્ય દોષોને મટાડનાર શોધનનો પ્રકાર.

કુંવાર પારાના મેલને મટાડે છે, હરડાં બેહેડાં તથા આમળાં પારામાના અગ્નિને મટાડે છે અને ચિત્રો પારાના ઝેરને મટાડે છે માટે તેને ભેળાં કરી તેઓથી સાત વાર પારાનું ખરલમાં મર્દન કરવું. (એકવાર સુકાઇ જાય એટલે બીજી વાર. એમ સાત વાર મર્દન કરવું.)

### દૂકો અને સઘળા દોષોને મટાડનારો શોધનનો પ્રકાર.

કુંવાર, ચિત્રો, રાતા સર્ષપ, ભોરીંગણી, હરડાં, બેહેડાં, અને આમળાંનો ક્વાથ કરી તેથી ત્રણ દિવસસુધી ખરલમાં પારાનું મર્દન કરવું એટલે પારો સઘળા મેલથી રહિત થાય છે. પછી કુંવારના રસથી અને હળદરથી એક દિવસસુધી પારાનું મર્દન કરવું. એમ કરવાથી પારો નપુંસક થઇ જાય છે એમાં સંશય નથી. પછી નોરવેલ, આંબલી, વાંઝણી કંટોલી, ભાંગરો અને મોથના ક્વાથમાં દોલાયંત્રેથી પારાને બાફવો એટલે પારો બળવાન્ થાય છે. પછી ચિત્રાના ક્વાથમાં એવીજ રીતે બાફવો એટલે પારો અત્યંત દીપ્તિવાળો થાય છે.

### [1]પારાને મારવાનો વિધિ.

धूमसारं रसं तोरीगन्धकं नवसादरम् । पार्मकं मर्दयेदम्लैर्भागं कृत्वा समं समम् ॥ काचकूप्यां विनिक्षिप्य तां च

---

૧ રંજન (કેવળ નિર્મળ ત્રાંબાને હીંગળામાં વાટી પારાથી મગાળું પારાને દેવામાં આવે એટલે પારાનો રંગ લાલ જેવો થઇ જાયછે તે) અને ક્રામણ (મણશીલથી હરતાલને મારી તેનો પારાને યોગ આપતાં પારો દ્રવવા લાગેછે તે) વગેરે સંસ્કારો બીજા ગ્રંથોમાં લખ્યા છે પણ તેઓને અત્યંતોપયોગી નહીં ધારીને આ ગ્રંથવાળાએ લખ્યા નથી.

मृद्वस्त्रमुद्रया । विलिप्य परितो वक्रे मुद्रां दत्त्वा विशोपयेत् ॥ अधःसच्छिद्रपिठरीमध्ये कूपीं निवेशयेत् । पिठरीं वालुकापूरैर्भृत्वा चाकूपिकागलम् ॥ निवेश्य चुल्ल्यां तदधो वह्निं कुर्याच्छनैःशनैः । तस्मादप्यधिकं किञ्चित्पावकं ज्वालयेत्क्रमात् ॥ एवं द्वादशभिर्यामैर्म्रियते रस उत्तमः । स्फोटयेत्स्वाङ्गशीतं तमूर्ध्वगन्धकं त्यजेत् ॥ अधस्थं च मृतं सूतं गृह्णीयात्तं तु मात्रया ॥ यथोचितानुपानेन सर्वकर्मसु योजयेत् ॥

धुमाडानी धूस, पारो, फटकडी, गंधक अने नवसार ए पांच पदार्थोने सरखे भागे लइ एक पोहोरसुधी खाटा रसथी खरलमां वाटवा. पछी काचनी शीशीमां नाणी शीशीने चारेकोर कपडमट्टी लगावी शीशीना मोहोडामां डाटो खोसीने सुकाववी. पछी जेनी नीचे काणु पाडयु होय एवी हांडलीमां पेली शीशीने राखी हांडलीमां शीशीना गळासुधी रेती भरी दइ चुलापर चडावीने तेनी नीचे धीरे धीरे अग्नि करवो अने पछी अनुक्रमे तेथी कांईक वधारे वधारे अग्नि करतो जवो. एम करतां बार पोहोरे पारो मरी जाय छे अने ते उत्तम थाय छे. पछी शीशी ठरीने टाढी थइ जाय त्यारे तेने फोडी नाखी उपर आवेलो गंधक कहाडी नाखवो अने नीचे रहेलो मरेलो पारो लइ लेवो. ए पारानो योग्य मात्राथी अने योग्य अनुपानथी सर्व कामोमां उपयोग करवो.

## પારાને મારવાનો બીજો પ્રકાર.

अपामार्गस्य बीजानां मूपायुग्मं प्रकल्पयेत् । तत्संपुटे क्षिपेत्सूतं मलपूदुग्धमिश्रितम् ॥

मलपू काष्ठोदुम्बरिका ।

द्रोणपुष्पीप्रसूनानि विडङ्गमरिमेदकः । एतच्चूर्णमधश्चोर्ध्वं दत्त्वा मुद्रां प्रदीयते ॥ तद्गोलं स्थापयेत्सम्यक् मृन्मूपासंपुटे पचेत् ॥ एवमेकपुटेनैव सूतकं भस्म जायते । तत्प्रयोज्यं यथास्थाने यथामात्रं यथाविधि ॥

અઘેડાનાં બીજ વાટી તેની બે કુરડીઓ કરી તેઓના સંપુટમાં કાળા ઊંબરાના છીરથી મિશ્રિત કરેલો પારો મુકવો. પછી કુંપાનાં ફુલ, વાવડીંગ અને ખેર એઓનુ ચૂર્ણ પારાની ઉપર તથા નીચે ભભરાવી સંપુટના સાંધા બંધ કરવા. પછી એ સંપુટને માટીની કુરડીઓના સંપુટમાં મુકી તેને કપડમટ્ટીનો થર ચડાવી અગ્નિનો પુટ દેવો. આ પ્રમાણે એક પુટ દેવાથીજ પારો ભસ્મ થઈ જાય છે. એ ભસ્મનો યોગ્ય સ્થલે યોગ્ય માત્રાથી અને યોગ્ય રીતિથી ઉપયોગ કરવો.

## પારાને મારવાનો ત્રીજો પ્રકાર.

काष्ठोदुम्बरिकादुग्धे रसं किञ्चिद्विमर्दयेत् । तद्दुग्धघृष्टं हिङ्गोश्च मूषायुग्मं प्रकल्पयेत् ॥ क्षिप्त्वा तत्संपुटे सूतं तत्र मुद्रां प्रदापयेत् ॥ धृत्वा तद्गोलकं प्राज्ञो मृन्मूपासंपुटेऽधिके । पचेद्गजपुटेनैव सूतकं याति भस्मताम् ॥

કાળા ઉંબરાના છીરથી થોડુંક પારાનું મર્દન કરવું. એ પારાને કાળા ઉંબરાના છીરમાં વાટેલી હીંગની બે કુરડીઓ કરી તેઓના સંપુટમાં મુકી સંપુટના સાંધા બંધ કરીને તે સંપુટના ગોળાને તેથી મોટી માટીની કુરડીઓના સંપુટમાં મુકવો અને પછી કપડમટ્ટીનો થર દઇ અગ્નિનો ગજપુટ દેવો એટલે પારો ભસ્મ થઈ જાય છે.

## પારાને મારવાનો ચોથો પ્રકાર.

नागवल्लीरसैर्घृष्टः कर्कोटीकन्दगर्भितः । मृन्मूपासंपुटे पक्वः सूतो यात्येव भस्मताम् ॥

પારાનું નાગરવેલનાં પાનના રસમાં મર્દન કરી તેને વાંઝણી કંટોલીના કંદના ગર્ભમાં મુકી એ કંદને માટીની કુરડીઓના સંપુટમાં મુકી કપડમટ્ટીનો થર દઇને અગ્નિનો ગજપુટ દેવો એટલે તે પારો ભસ્મ થઈ જાય છે.

## રસકર્પૂર કરવાનો વિધિ.

तत्र पारदस्य संक्षिप्तं शोधनं कर्तव्यम् ।

शुद्धसूतसमं कुर्यात्प्रत्येकं गैरिकं सुधीः । इष्टिकां खटिकां तद्वत् स्फटिकां सिन्धुजन्म च ॥ वल्मीकं क्षारलवणं भाण्डरञ्जकमृत्तिकाम्। सर्वाण्येतानि सञ्चूर्ण्य वाससा चापि शोधयेत् ॥

खटिका खरी । स्फटिका फटकरी । सिन्धुजन्म सैन्धवम् । वल्मीकम् ममडर । क्षारलवणम् खरिनोन । भाण्डरञ्जकमृत्तिका काविसा ।

एभिश्चूर्णैर्युतं सूतं यावद्यामं विमर्दयेत् ॥ तच्चूर्णसहितं सूतं स्थालीमध्ये परिक्षिपेत् । तस्याः स्थाल्या मुखे स्थालीमपरां धारयेत्समाम् ॥ सपत्रकुट्टितमृदा मुद्रयेदनयोर्मुखम् । संशोष्य मुद्रयेद्भूयो भूयः संशोष्य मुद्रयेत् ॥ सम्यग्विशोष्य मुद्रां तां स्थालीं चुल्ल्यां विधारयेत् । अग्निं निरन्तरं दद्याद्यावद्दिनचतुष्टयम् ॥ अङ्गारोपरि तद्यन्त्रं रक्षेच्चत्वार्द्दहर्निशम् । शनैरुद्घाटयेद्यन्त्रमूर्ध्वस्थालीगतं रसम् ॥ कर्पूरवत्सुविमलं गृह्णीयात् गुणवत्तरम् । तद्देवकुसुमचन्दनकस्तूरीकुङ्कुमैर्युक्तम् ॥ खादन्हरति फिरङ्गव्याधिं सोपद्रवं सपदि ॥ विन्दति वह्निदीप्तिं पुष्टिं वीर्यं बलं विपुलम् । रसयति रमणीशतकं रसकर्पूरस्य सेवकः सततम् ॥

इति कर्पूररसः ।

પ્રથમ પારાને ઉપર કહેલા ટુંકા પ્રકારથી શુદ્ધ કરવો જોઈએ. પછી ગેરૂ, ચુનો, ઈંટ, ખડી, ફટકડી, સિંધાલુણ, રાફડાની માટી, ખારાનું લુણ અને વાસણ રંગવાની માટી એટલા પદાર્થોને પ્રત્યેકને પારાના જેટલા વજનના લઇ વાટી લુગડાથી ચાળી લઇ તે ચૂર્ણ સહિત પારાનું એક પોહોરસુધી મર્દન કરી ચૂર્ણસહિત પારાને હાંડલીમાં મુકવો. પછી તે હાંડલીના મોહોડામાં તેનાજ જેવડી બીજીહાંડલી બરાબર મુકી બન્ને હાંડલીઓના મોહોડાંની સંધિને વસ્ત્રસહિત કુટેલી માટીથી બંધ કરવી. અને સુકાવી વળી તેના ઉપર ક-

પડમટ્ટીનો થર દેવો અને વળી તેને સુકાવી તેના ઉપર કપડમટ્ટીનો થર દેવો. એ થરને સારી રીતે સુકાવી હાંડલીને ચુલા ઉપર મુકવી અને ચાર અહોરાત્ર- સુધી અખંડ અગ્નિ દેવો. અંગારા ઉપર રહેલા તે યંત્રની રાતદિવસ યત્નપૂર્વક રક્ષા કરવી. પછી ધીરેકથી તે યંત્રને ઉઘાડી ઉપલી હાંડલીમાં આવેલા, અત્યંત ગુણવાન અને કપૂર જેવા નિર્મલ પારાને લઈ લેવો. એ પારો રસકપૂર કહેવાય છે. લવીંગ, ચંદન, કસ્તૂરી અને કેસરની સાથે એ રસકપૂર ખાવામાં આવે તો ઉપદ્રવો સહિત ફિરંગ નામનો રોગ તુરત શાંત થાય છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે, શરીરમાં પુષ્ટિ થાય છે, અને વીર્યની તથા બળની બહુ વૃદ્ધિ થાય છે. રસકપૂરનું સેવન કરનારો પુરૂષ નિત્ય સો સ્ત્રીઓને રાજી કરી શકે છે.

## સિંદૂરરસ કરવાનો પ્રકાર.

शुद्धसूतस्य गृह्णीयाद्भिपग्भागचतुष्टयम् । शुद्धगन्धस्य भागैकं तावत्कृत्रिमगन्धकम् ॥ अथवा पारदस्यार्धं शुद्धगन्धकमेव हि । तयोः कज्जलिकां कुर्याद्दिनमेकं विमर्दयेत् ॥ मृत्तिकां वाससा सार्धं कुट्टयेदतियत्नतः । तया वारत्रयं सम्यक्काचकूपीं प्रलेपयेत् ॥ मृत्तिकां शोषयित्वा तु कूप्यां कज्जलिकां क्षिपेत् । तां कूपीं वालुकायन्त्रे स्थापयित्वा रसं पचेत् ॥ अग्निं निरन्तरं दद्याद् यावद्दिनचतुष्टयम् । गृह्णीयादूर्ध्वसंलग्नं सिन्दूरसदृशं रसम् ॥

વૈદે શુદ્ધ કરેલા પારાના ચાર ભાગ લેવા, શુદ્ધ કરેલા ગંધકનો એક ભાગ લેવો અને બનાવટના ગંધકનો એક ભાગ લેવો. અથવા શુદ્ધ કરેલા પારાનો અર્દ્ધ ભાગ લેવો અને શુદ્ધ કરેલા ગંધકનો અર્દ્ધ ભાગ લેવો. પછી પારાની અને ગંધકની કજળી કરી એક દિવસ સુધી ઘુંટવી. વસ્ત્રની સાથે માટીને કુટી તે માટીથી ઘણા યત્નપૂર્વક કાચની શીશીને ત્રણ વાર લેપન કરવું, માટીને સુકાવી કાચની શીશીમાં પેલી કજળી નાખવી. એ શીશીને વાલુકાયંત્રમાં મુકી ચાર અહોરાત્રસુધી અખંડિત અગ્નિ દેવો. પછી શીશીના ઉપરના ભાગમાં લાગી રહેલા સિંદૂર જેવા પારાને લઈ લેવો એ પારો સિંદૂરરસ કહેવાય છે.

## મૂર્છિત પારાના ગુણો.

पारदः कृमिकुष्ठघ्नो जयदो दृष्टिकृत्सरः । मृत्युहृच्च महावीर्यो योगवाही ज्वरापहः ॥ स्त्रलोजोरूपदो वृष्यो वृद्धिकृद्धातुवर्धनः । षण्डत्वनाशनः शूरः खेचरः सिद्धिदः परः ॥ पारदः सकलरोगहा स्मृतः षड्रसो निखिलयोगवाहकः । पञ्चभूतमय एप कीर्तितस्तेन तद्गुणगणैर्विराजते ॥

रसामृते ।

यस्य रोगस्य यो योगस्तेनैव सह योजितः । रसेन्द्रो हन्ति तं रोगं नरकुञ्जरवाजिनाम् ॥

પારો કૃમિને તથા કોઢને હણનાર જયઆપનાર, નેત્રને સારાં કરનાર, દસ્ત

ઉતારનાર, મૃત્યુને હરનાર, ઘણી શક્તિવાળો, સંસર્ગિ પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર, જ્વરને મટાડનાર, સ્મૃતિને ઓજને તથા રૂપને આપનાર, કામી પુરૂષને ગુણકારી, વૃદ્ધિ આપનાર, ધાતુને વધારનાર, નપુંસકપણાનો નાશ કરનાર, આકાશમાં ફરવાની શક્તિ આપનાર, વીર અને અત્યંત સિદ્ધિ આપનાર છે. રસામૃત નામના ગ્રંથમાં કહ્યું છે કે "પારો સઘળા રોગોનો નાશ કરનાર,૭ રસવાળો અને સઘળાં સંસર્ગી પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર છે. પારો પંચભૂતમય કહેવાય છે તેથી પાંચે ભૂતોના ગુણોના સમૂહો તેમાં રહ્યા છે." જે રોગોનો જે ઉપાય છે તેની સાથે પારાનો ઉપયોગ કરવામાં આવે તો પારો મનુષ્યોના, હાથીઓના અને ઘોડાઓના તે રોગને મટાડે છે.

---

## ઉપરસાનાં શોધનવિધિ.

### હીંગળાને શુદ્ધ કરવાનો વિધિ.

मेषीक्षीरेण दरदमम्लवर्गैश्च भावितम्। सप्तवारान्प्रयत्नेन शुद्धिमायाति निश्चितम् ॥

ગાડરના દૂધથી તથા ખાટા પદાર્થોના રસોથી હીંગળાને પ્રયત્નપૂર્વક સાતવાર ભાવના દેવામાં આવે તો હીંગળો અવશ્ય શુદ્ધ થાય છે.

### શુદ્ધ કરેલા હીંગળાના ગુણો.

तिक्तं कषायं कटु हिङ्गुलं स्यान्नेत्रामयघ्नं कफपित्तहारि । हृल्लासकण्डूज्वरकामलांश्च प्लीहामवातौ च गरं निहन्ति ॥

હીંગળો કડવો, તુરો, તીખો, નેત્રના રોગને મટાડનાર, અને કફ, પિત્ત, હૃલ્લાસ, ચળ, જ્વર, કમળો, બરલ, આમવાત અને ઝેરને હણનાર છે.

### હીંગળામાંથી પારો ખેંચવાનો વિધિ.

निम्बुरसैर्निम्बपत्ररसैर्वा याममात्रकम् । घृष्ट्वा दरदमूर्ध्वं तु पातयेत्सूतयुक्तिवत् ॥ ततोर्ध्वपिठरीलग्नं गृह्णीयाद्रसमुत्तमम् । शुद्धमेव हितं सूतं सर्वकर्मसु योजयेत् ॥

લીંબુના રસથી અથવા લીંબુનાં પાંદડાંના રસથી એક પોહોરસુધી હીંગળાનું મર્દન કરી પારાના વિષયમાં કહેલી યુક્તિપ્રમાણે હીંગળાના પારાને ઉંચો ચડાવવો. પછી ઉપલી હાંડલીમાં લાગી રહેલા ઉત્તમ પારાને લઇ લેવો. હીંગળાનો પારો શુદ્ધજ હોય છે એટલામાટે તેનો સઘળાં કામોમાં ઉપયોગ કરવો.

### નહીં શોધાએલા ગંધકના દોષ.

अशुद्धो गन्धकः कुर्यात्कुष्ठं पित्तरुजां भ्रमम् । हन्ति वीर्यं बलं रूपं तस्माच्छुद्धः प्रयुज्यते ॥

જો ગંધક અશુદ્ધ હોય તો કોઢને, પિત્તસંબંધી રોગને અને ભ્રમને ઉત્પન્ન કરે છે તથા વીર્યનો બળનો અને રૂપનો

નાશ કરે છે એટલામાટે શુદ્ધ કરેલા ગંધકનોજ ઉપયોગ કરવો.

### ગંધકને શુદ્ધ કરવાનો વિધિ.

लोहपात्रे विनिःक्षिप्य घृतमग्नौ प्रतापयेत् । तप्ते घृते तत्समानं क्षिपेद्गन्धकजं रजः ॥ विद्रुतं गन्धकं दृष्ट्वा तनुवस्त्रे विनिःक्षिपेत् । यथा वस्त्राद्विनिःसृत्य दुग्धमध्येऽखिलं पतेत् ॥ एवं स गन्धकः शुद्धः सर्वकर्मोचितो भवेत् ।

લોઢાના પાત્રમાં ઘી નાખીને અગ્નિમાં ગરમ કરવું. ગરમ થએલા ઘીમાં તેના એટલા વજનનું ગંધકનું ચૂર્ણ નાખવું. ગંધક પીગળી જાય એટલે તેને ઝીણા લુગડામાં એવી રીતે નાખવો કે જે રીતે લુગડામાંથી સ્રવીને સઘળો દુધમાં પડે. આમ કરવાથી ગંધક શુદ્ધ થાય છે અને તે સઘળાં કામોમાં ઉપયોગી થાય છે.

### શુદ્ધ ગંધકના ગુણો.

गन्धकः कटुकस्तिक्तो वीर्योष्णस्तुवरः सरः ॥ पित्तलः कटुकः पाके कण्डूवीसर्पजन्तुजित् । हन्ति कुष्ठक्षयप्लीहकफवातान् रसायनम् ॥

ગંધક તીખો, કડવો, ઉષ્ણવીર્ય, દસ્ત ઉતારનાર, પિત્ત કરનાર, પાકમાં તીખો, જરાને તથા મરણને મટાડનાર અને ચળ, રતવા જેવા રોગ, કૃમિ, કોઢ, ક્ષય, બરલ, કફ તથા વાયુને હણનાર છે.

### અશુદ્ધ અભ્રકના દોષ.

पीडां विधत्ते विविधां नराणां कुष्ठं क्षयं पाण्डुगदं च कुर्यात् । हृत्पार्श्वपीडां च करोत्यसह्यामशुद्धमभ्रं गुरु वह्निहृत्स्यात् ॥

નહીં શોધાએલું અભ્રક માણસોને અનેક પ્રકારની પીડા આપે, હૃદયમાં તથા પડખામાં અસહ્ય વ્યથા ઉત્પન્ન કરે, ભારે પડે, ગરમી કરે અને કોઢ, ક્ષય તથા પાંડુરોગની ઉત્પત્તિ કરેછે.

### અભ્રકને શોધવાનો વિધિ.

कृष्णाभ्रकं धमेद्वह्नौ ततः क्षीरे विनिःक्षिपेत् । भिन्नपत्रं तु तत्कृत्वा तण्डुलीयाम्लयोर्द्रवैः ॥ भावयेदष्टयामं तदेवमभ्रं विशुद्ध्यति ॥

કાળા અભ્રકને કોલસામાં નાખી અગ્નિને ધમવો. અભ્રક લાલ થયા પછી તેને દૂધમાં નાખીને ઠારવું. પછી તેનાં પડ જુદાં જુદાં કરી તાંદળજાના અને લીંબુના રસથી આઠ પોહોરસુધી ભાવના દેવી એમ કરવાથી અભ્રક શુદ્ધ થાયછે.

### અભ્રકને મારવાનો વિધિ.

कृत्वा धान्याभ्रकं तच्च शोषयित्वाथ मर्दयेत् । अर्कक्षीरैर्दिनं खल्वे चक्राकारं च कारयेत् ॥ वेष्टयेदर्कपत्रैश्च सम्यग्गजपुटे पचेत् । पुनर्मर्द्य पुनः पाच्यं सप्तवारान्पुनः पुनः ॥ ततो वटजटाक्वाथैस्तद्वद्देयं पुटत्रयम् । म्रियते नात्र सन्देहः प्रयोज्यं सर्वकर्मसु ॥ तुल्यं घृतं मृताभ्रेण लोहपात्रे विपाचयेत् । घृते जीर्णे तदभ्रं तु सर्वयोगेषु योजयेत् ॥

નીચે લખ્યાપ્રમાણે ધાન્યાભ્રક કરી

તેને સુકાવીને ખરલમાં એક દિવસસુધી આકડાના છીરથી તેનું મર્દન કરવું. પછી તેની ચેપલી કરી આકડાનાં પાંદડાંથી વીટીને સારી રીતે અગ્નિનો ગજપુટ દેવો. ગજપુટ ઠરી જતાં વળી તેમાંથી કાહાડી આકડાના છીરથી મર્દન કરી, ચેપલી કરી આકડાનાં પાંદડાં વીંટીને ગજપુટ દેવો. એમ વારે ઘડીએ કરતાં સાત વાર થયા પછી વડની વડવાઇના ક્વાથથી ખરલમાં મર્દન કરી કરીને ત્રણ વાર અગ્નિનો ગજપુટ દેવો. આમ કરવાથી અભ્રક અવશ્ય મરી જાયછે. પછી લોહાના પાત્રમાં મરેલા અભ્રકના વજન જેટલું ઘી નાખી તેમાં તે અભ્રકને પકાવવું, અભ્રકને એ સઘળું ઘી પચી જાય ત્યારે તેને સઘળા પ્રયોગોમાં કામે લગાડવું.

### ધાન્યાભ્રક કરવાનો વિધિ.

पादांशशालिसंयुक्तमभ्रं बध्वाथ कम्बले । त्रिरात्रं स्थापयेन्नीरे तत्क्लिन्नं मर्दयेत्करैः ॥ कम्बलाद्गलितं सूक्ष्मं वालुकासदृशं च यत् । तद्धान्याभ्रमिति प्रोक्तमभ्रमारणसिद्धये ॥

અભ્રકના વજનથી ચોથા હિસ્સાના ચોખા લઈ તેઓની સાથે અભ્રકને ધાબળામાં બાંધી ત્રણ રાત સુધી પાણીમાં રાખી મુકવું. પછી પલરેલા અભ્રકને હાથથી ચોળી ધાબળામાંથી ગાળવું. ધાબળામાંથી પડેલું રેતી જેવું જે સૂક્ષ્મ અભ્રક થાય તે ધાન્યાભ્રક સમજવું. એ ધાન્યાભ્રકને ઉપર કહેલી રીતે મારવું.

### મારેલા અભ્રકના ગુણો.

अभ्रं कषायं मधुरं सुशीतमायुष्करं धातुविवर्धनं च । हन्यात्रिदोषं व्रणमेहकुष्ठं प्लीहोदरग्रन्थिविषक्रमींश्च ॥ रोगान् हन्ति दृढयति वपुर्वीर्यवृद्धिं विधत्ते तारुण्याढ्यं रमयति शतं योषितां नित्यमेव ॥ दीर्घायुष्कान् जनयति सुतान् सिंहतुल्यप्रभावान् मृत्योर्भीतिं हरति सुतरां सेव्यमानं मृताभ्रम् ॥

અભ્રક તુરૂં, મધુર, બહુ ટાઢું, આયુષ્યને તથા ધાતુને વધારનાર અને ત્રિદોષ, વ્રણ, પ્રમેહ, કોઢ, બરલ, પેટની ગાંઠ, ઝેર તથા કૃમિને મટાડનારછે. જો મારેલું અભ્રક નિરંતર સેવવામાં આવે તો રોગો ટળેછે, શરીર દૃઢ થાયછે, વીર્યની વૃદ્ધિ થાયછે, નિત્ય જુવાનીથી ભરપૂર સો સ્ત્રીઓની સાથે રમણ થઈ શકેછે, લાંબા આયુષ્યવાળા તથા સિંહજેવા પરાક્રમી દીકરા આવેછે અને મૃત્યુનો ભય મટેછે.

### અશુદ્ધ હરતાલના દોષો.

अशुद्धं तालमायुर्हृत्कफमारुतमेहकृत् । तापस्फोटाङ्गसङ्कोचं कुरुते तेन शोधयेत् ॥

હરતાલ જો શુદ્ધ ન હોય તો આયુષ્યને હરે, તાપ ઉપજાવે, ફોડલા ઉત્પન્ન કરે, અંગોનો સંકોચ કરે અને કફ, વાયુ તથા પ્રમેહને ઉત્પન્ન કરેછે માટે હરતાલને શુદ્ધ કરવી જોઈએ.

### હરતાલને શુદ્ધ કરવાનો વિધિ.

तालकं कणशः कृत्वा तच्चूर्णं काञ्जिके पचेत् । दोलायन्त्रेण यामैकं ततः कू-

प्माण्डजद्रवैः ॥ तिलतैले पचेद्यामं यामं च त्रिफलाजले । एवं यन्त्रे चतुर्यामं पक्वं शुद्ध्यति तालकम् ॥

હરતાલનો ભુકો કરી તે ભુકાને એક પોહોરસુધી દોલાયંત્રથી કાંજીમાં ખાફવો. પછી એક પોહોરસુધી કોળાના રસમાં, એક પોહોર સુધી તલના તેલમાં અને એક પોહોરસુધી હરડાં બેહેડાં તથા આમળાંના પાણીમાં બાફવો. એવી રીતે દોલાયંત્રમાં ચાર પોહોરસુધી પાકે ત્યારે હરતાળ શુદ્ધ થાયછે.

### હરતાલને મારવાનો વિધિ.

सदलं तालकं शुद्धं पौनर्नवरसेन तु। खल्वे विमर्दयेदेकं दिनं पश्चाद्विशोषयेत् ॥ ततः पुनर्नवाक्षारैः स्थाल्यामर्धं मपूरयेत् । तत्र तद्गोलकं धृत्वा पुनस्तेनैव पूरयेत् । आकण्ठं पिठरं तस्य पिधानंधारयेन्मुखे । स्थालीं चुल्यां समारोप्य क्रमाद्वह्निं विवर्धयेत् ॥ दिनान्यन्तरशून्यानि पञ्च वह्निं प्रदापयेत् । एवं तन्म्रियते तालं मात्रा तस्यैकरक्तिका ॥ अनुपानान्यनेकानि यथा योग्यं प्रयोजयेत् ॥

શુદ્ધ કરેલી પત્રાંવાળી હરતાલને એક દિવસસુધી ખરલમાં સાટોડીના રસથી વાટીને સુકાવવી. પછી એક હાંડલી લઈ તેના અર્દ્ધ ભાગમાં સાટોડીનો ખાર ભરી તે ઉપર હરતાલનો ગોળો મુકી તે હાંડલીને પાછી ગળાંસુધી સાટોડીના ખારથી ભરીને મોહોડા ઉપર ઢાંકણું ઢાંકી દેવું. એ હાંડલીને ચુલે ચડાવીને અનુક્રમથી અગ્નિને વધારતો જવો. અખંડ પાંચ અહોરાત્રસુધી એ પ્રમાણે અગ્નિ દેવાથી હરતાલ મરી જાયછે. હરતાલની માત્રા એક રતીભારની કરવી અને તેમાં યોગ્યતા વિચારીને અનેક અનુપાનોનો ઉપયોગ કરવો.

### મારેલી શુદ્ધ હરતાલના ગુણો.

हरितालं कटु स्निग्धं कषायोष्णं हरेद्विषम् । कण्डूकुष्ठास्यरोगास्रकफपित्तकचव्रणान् ॥

अन्यच्च ।

तालकं हरते रोगान् कुष्ठमृत्युज्वरापहम् । शोधितं कुरुते कान्तिं वीर्यवृद्धिं तथायुषम् ॥

હરતાલ તીખી, સ્નિગ્ધ, તુરી, ગરમ અને ઝેર, ચળ, કોઢ, મોહોડાના રોગ, લોહીનો બીગાડ, કફ, પિત્ત, ખરાબ કેશ અને વ્રણને મટાડનાર છે. વળી પણ કહ્યું છે કે "શોધેલી હરતાલ રોગોને ટાળેછે, કોઢને મૃત્યુને તથા જ્વરને મટાડે, કાંતિને સારી કરે, વીર્યને વધારે, અને આયુષ્યને લાંબું કરેછે."

### અશુદ્ધ મણશીલના દોષ.

तालकस्यैव भेदोऽस्ति मनोगुप्ता तदन्तरम् । तालकं त्वतिपीतं स्यात्त्वद्रक्ता मनःशिला ॥ मनःशिला मन्दबलं करोति जन्तुं ध्रुवं शोधनमन्तरेण । मलस्य बन्धं किल मूत्ररोधं सशर्करं कृच्छ्रगदं च कुर्यात्

મણશીલ એ, હરતાલનોજ ભેદ છે પણ જુદાઇ એટલી છે કે હરતાલ બહુ

પીળી થાય અને મણશીલ રાતું થાયછે. મણશીલને જો શુદ્ધ કરેલ ન હોય તો તે પ્રાણીના બળને મંદ કરે, મળબદ્ધ કરે, મૂત્રને રોકે અને સાકરવાળું કૃચ્છ્રનું દરદ ઉત્પન્ન કરે છે.

**મણશીલને શુદ્ધ કરવાનો વિધિ.**

पचेत् त्र्यहमजामूत्रे दोलायन्त्रे मनःशिलाम् । भावयेत्सप्तधा पित्तैरजायाः सा विशुद्ध्यति ॥

મણશીલને ત્રણ દિવસસુધી દોલાયંત્રમાં બકરીના મૂત્રની અંદર પકાવવું અને પછી તેને બકરીના પિત્તાથી સાત વાર ભાવના દેવી એટલે મણશીલ શુદ્ધ થાય છે.

**શુદ્ધ કરેલા મણશીલના ગુણો.**

मनःशिला गुरुर्वर्ण्या सरोष्णा लेखनी कटुः । तिक्ता स्निग्धा विषश्वासकासभूतकफास्रनुत् ॥

મણશીલ ભારે, વર્ણને સારો કરનાર, દસ્ત ઉતારનાર, ગરમ, મળોને ખોતરી કાહાડનાર, તીખું, કડવું, સ્નિગ્ધ અને ઝેર, શ્વાસ, ઉધરસ, ઓડ, કફ અને લોહીના બીગાડને મટાડનાર છે.

**કલખાપરીયાને શુદ્ધ કરવાનો વિધિ.**

अथ खर्परस्तुत्थभेदस्तस्य शोधनविधिः ।

नरमूत्रे च गोमूत्रे सप्ताहं रसकं पचेत् । दोलायन्त्रेण शुद्धः स्यात्ततः कार्येषु योजयेत् ॥

કલખાપરીયા (મોરથુથુની જાતને) દોલાયંત્રથી સાત દિવસસુધી માણસના મૂત્રમાં અને સાત દિવસસુધી ગાયના મુતરમાં બાફવો એટલે કલખાપરીયો શુદ્ધ થાય છે. શુદ્ધ કર્યા પછી તેનો ક્રિયાઓમાં ઉપયોગ કરવો.

**શુદ્ધ કરેલા કલખાપરીયાના ગુણો.**

खर्परं कटुकं क्षारं कषायं वामकं लघु। लेखनं भेदनं शीतं चक्षुष्यं कफपित्तहृत् ॥ विषाश्मकुष्ठकण्डूनां नाशनं परमं मतम्॥

કલખાપરીયો તીખો, ખારો, તુરો, વમન કરાવનાર, હલકો, મળોને ખોતરનાર, દસ્ત લગાડનાર, ટાઢો, નેત્રને હિતકારી, કફને તથા પિત્તને હરનાર, અને ઝેર, પથરી, કોઢ તથા ચળ એઓનો અત્યંત નાશ કરનાર છે.

**સઘળા ઉપરસોને શુદ્ધ કરવાનો સાધારણ વિધિ.**

सूर्यावर्तो वज्रकन्दः कदलीदेवदालिका। शिग्रुः कोशातकी वन्ध्या काकमाची च वालकम् ॥ एषामेकरसेनैव त्रिक्षारैर्लवणैः सह भावयेदम्लवर्गैश्च दिनमेकं प्रयत्नतः ॥ ततः पचेच तद्द्रावैर्दोलायन्त्रे दिनं सुधीः । एवं शुद्ध्यन्ति ते सर्वे प्रोक्ता उपरसा हि ये ॥

લીલો ભાંગરો, કડવું સૂરણ, કેળ, કુકડવેલ, સરગવો, કડવી ઘીસોડી, વાંઝણી કંટોળી, પીલુડી અને વાળો એઓમાંના એકનો રસ, જવખાર, ટંકણખાર, સાજીખાર, પંચલવણ અને ખાટા પદાર્થોનો રસ, એમાં એક દિવસસુધી પ્રયત્નથી ઉપરસોને પલારવા અને પછી દોલાયંત્રમાં એક દિવસસુધી ઉપર કહેલા પદા-

થોના રસમાં ખાફવા એટલે સઘળા ઉપરસો શુદ્ધ થાયછે.

## અમુક ઉપરસોને શુદ્ધ કરવાનો વિશેષ પ્રકાર.

कङ्कुष्टं गैरिकं शङ्खः कासीसं टङ्कणं तथा । नीलाञ्जनं शुक्तिभेदाः क्षुल्लकाः सवराटकाः ॥ जम्बीरवारिणा स्विन्नाः क्षालिताः कोष्णवारिणा । शुद्धिमायान्त्यमी योज्या भिषग्भिर्योगसिद्धये ॥

एवं शोधितानामुपरसानां पृथग्गुणा गुणग्रन्थे द्रष्टव्याः ।

પીળીઆ, ગેરૂ, શંખ, હીરાકસી, ટંકણખાર, સુરમો, છીપની જાતો, શંખલાં અને કોડીઓને લીંબુના રસમાં બાફી જરા ઉના પાણીથી ધોઈ નાખવામાં આવે એટલે તેઓ શુદ્ધ થાયછે. વૈદ્યોએ શુદ્ધ કરેલા એ પદાર્થોને ઉપયોગમાં લેવા.

શોધેલા ઉપરસોમાં જે જુદા જુદા ગુણો છે તેઓ આગળ કહેલા ગુણપ્રકરણમાંથી જોઈ લેવા.

---

## અથ રત્નાનાં શોધનમારણવિધી.

### અશુદ્ધ હીરાના દોષ.

अशुद्धं कुरुते वज्रं कुष्ठं पार्श्वव्यथां तथा । पाण्डुतां पङ्गुरत्वं च तस्मात् संशोध्य मारयेत् ॥

અશુદ્ધ હીરો કોઢને, પડખાની વ્યથાને, પાંડુરોગને અને પાંગળાપણાને કરેછે એટલા માટે હીરાને શુદ્ધ કરીને મારવો જોઈએ.

### હીરાને શુદ્ધ કરવાનો પ્રકાર.

कुलत्थकोद्रवक्वाथे दोलायन्त्रे विपाचयेत् । व्याघ्रीकन्दगतं वज्रं त्रिदिनं तद्विशुद्ध्यति ॥

व्याघ्री कण्टकारिका ।

હીરાને ભોરીંગણીના કંદમાં નાખી દોલાયંત્રમાં કળથીના અને કોદરાના ક્વાથમાં ત્રણ દિવસસુધી બાફવો એટલે હીરો શુદ્ધ થાયછે.

### હીરાને શુદ્ધ કરવાનો બીજો વિધિ.

गृहीताह्नि शुभे वज्रं व्याघ्रीकन्दोदरे क्षिपेत् । माहिषीविष्ठया लिप्त्वा करीषाग्नौ विपाचयेत् । त्रियामायां चतुर्यामं यामिन्यन्तेऽश्वमूत्रके । सेचयेत्पाचयेदेवं सप्तरात्रेण शुद्ध्यति ॥

શુભ દિવસે હીરાને ભોરીંગણીના કંદમાં નાખી ભેસના છાણનું લેપન કરી રાતના ચાર પોહોરસુધી અડાયાંના અગ્નિમાં પકાવવો અને સવારે ઘોડાના મૂત્રમાં ઠારવો. એવી રીતે વારંવાર સાત રાતસુધી કરવાથી હીરો શુદ્ધ થાયછે.

### હીરાને મારવાનો વિધિ.

हिङ्गुसैन्धवसंयुक्ते क्षिपेत्क्वाथे कुलत्थजे । तप्तं तप्तं पुनर्वज्रं भवेद्भस्म त्रिसप्तधा ॥

હીરાને તપાવી તપાવી હીંગ અને સીંધાલુણથી સંયુક્ત કરેલા કળથીના ક્વાથમાં નાખવો. એવી રીતે એકવીશ વાર કરવાથી હીરો ભસ્મરૂપ થઈ જાયછે.

### હીરાને મારવાનો બીજો પ્રકાર.

मेषशृङ्गभुजङ्गास्थिकूर्मपृष्ठाम्लवेतसम् । शशदन्तं समं पिष्ट्वा वज्रिक्षीरेण गोलकम् ॥ कृत्वा तन्मध्यगं वज्रं म्रियते ध्मातमेव हि ॥

ઘેટાનું શીંગડું, સર્પનું હાડકું, કાચબાની પીઠ, અમ્લવેતસ નામનું લીંબું અને સસલાના દાંતને સમ ભાગે લઈ થોરના છીરમાં વાટી તેનો ગોળો બનાવી તેની અંદર હીરાને મુકી અગ્નિનો પુટ દેવો એટલે હીરો તરત મરી જાયછે.

### મારેલા હીરાના ગુણો.

आयुः पुष्टिं बलं वीर्यं वर्णं सौख्यं करोति च । सेवितं सर्वरोगघ्नं मृतं वज्रं न संशयः ॥

મારેલા હીરાનું સેવન કરવામાંઆવે તો આયુષ્ય વધે, પુષ્ટિ થાય, બળની તથા વીર્યની વૃદ્ધિ થાય, શરીરનો વર્ણ સારો થાય, સુખ પ્રાપ્ત થાયછે અને સર્વે રોગોનો નાશ થાય એમાં સંશય નથી.

### સઘળા રત્નોનો સોધનમારણ વિધિ તથા ગુણ.

वज्रवत्सर्वरत्नानि शोधयेन्मारयेत्तथा । शुद्धानां मारितानां च तेषां शृणु गुणानपि ॥ मणयो वीर्यतः शीता मधुरास्तुवरा रसात् । चक्षुष्या लेखनाश्चापि सारका विषहारकाः ॥ धारणाच्च तु मङ्गल्या ग्रहदृष्टिहरा अपि ॥

उपरत्नानां शोधनमारणविधिश्चिन्त्यः ।

સઘળાં રત્નોને હીરાની પેઠેજ શુદ્ધ કરીને મારેલાં રત્નોના ગુણો કહુંછું તે સાંભળો. રત્નો ( મણિઓ ) શીતવીર્યવાળાં, મધુર, રસમાં તુરાં, નેત્રને હિતકારી, મળોને ઉખેડનાર, દસ્ત ઉતારનાર અને ઝેરનું હરણ કરનાર છે. રત્નોને પેહેરવાથી પણ મંગલ થાયછે, ગ્રહની પીડાઓ મટેછે અને નજરભાવ લાગતો નથી.

---

☞ઉપરત્નોને શોધવાનો તથા મારવાનો પ્રકાર વિચારી લેવો.

## અથ વિષાણાં શોધનવિધિ.

### વછનાગનું સ્વરૂપ.

सिन्दुवारसदृक्पत्रो वत्सनाभ्याकृतिस्तथा । यत्पार्श्वेन तरोर्वृद्धिर्वत्सनाभः स भाषितः ॥

નગડના જેવાં પાંદડાંવાળો, વાછડાની નાભિના જેવા આકારવાળો અને જેને પડખે બીજા કોઈ ઝાડની વૃદ્ધિ થતી નથી તે વછનાગ કેહેવાય છે.

### ઝેરને શુદ્ધ કરવાનો વિધિ.

गोमूत्रे त्रिदिनं स्थाप्यं विषं तेन विशुद्ध्यति । रक्तसर्षपतैलाक्ते तथा धार्यं च वाससि ॥ ये गुणा गरले प्रोक्तास्ते स्युर्हीना विशोधनात् । तस्माद्विषं प्रयोगे तु शोधयित्वा प्रयोजयेत् ॥

ઝેરને ત્રણ દિવસ સુધી ગોમૂત્રમાં રાખવું અને પછી રાતી રાઇના તેલથી

ભીંજવેલા કપડામાં રાખવું તેથી ઝેર શુદ્ધ થાય છે. ઝેરમાં જે ગુણો છે તેઓ શુદ્ધ કરવાથી ન્યૂન થાય છે. એટલા-માટે ઝેરને શુદ્ધ કર્યા પછી તેનો ઔષધોમાં ઉપયોગ કરવો.

## ઝેરના ગુણો.

**विषं प्राणहरं प्रोक्तं व्यवायि च विकासि च। आग्नेयं वातकफहृत् योगवाहि मदावहम् ॥**

व्यवायि सकलकायगुणव्यापनपूर्वकपाकगमनशीलम् विकासि ओजःशोषणपूर्वकसन्धिबन्धशिथिलीकरणशीलम्। आग्नेयम् अधिकाग्न्यंशम्। योगवाहि सङ्गिगुणग्राहकम्। मदावहं तमोगुणप्राधान्येन बुद्धिविध्वंसकम्।

**तदेव युक्तियुक्तं तु प्राणदायि रसायनम्। योगवाहि परं वातश्लेष्मजित्सन्निपातहृत् ॥**

ઝેર પ્રાણને હરનાર, આખા શરીરમાં પ્રથમ વ્યાપીને પછી પાકનાર, ઓજનું શોષણ કરીને સાંધાઓના બંધને શિથિળ કરનાર, અગ્નિના અધિક અંશવાળું, વાયુને તથા કફને હરનાર, સંસર્ગિ પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર અને પોતામાં તમોગુણની પ્રધાનતા હોવાથી બુદ્ધિનો નાશ કરનાર છે. એજ ઝેર જો યુક્તિપૂર્વક ખાવામાં આવે તો જીવન આપે, જરાને તથા મરણને ટાળે, સંસર્ગિ પદાર્થોના ગુણોનું અત્યંત ગ્રહણ કરે, વાયુને તથા કફને જીતે અને સન્નિપાતને મટાડે છે.

## ઉપવિષોનું નિરૂપણ.

**अर्कक्षीरं स्नुहीक्षीरं लांगली करवीरकः। गुञ्जाहिफेनो धत्तूरः सप्तोपविषजातयः ॥**

एतेषां शोधनं चिन्त्यं गुणास्तत्र तत्र द्रष्टव्याः।

આકડાનું છીર, થોરનું છીર, કલગારી, કણેર, ચણોઠી, અફીણ, અને ધંતુરો એ સાત ઉપવિષોની જાતિ છે. એઓને શુદ્ધ કરવાનો પ્રકાર વિચારી લેવો અને તેઓના ગુણો તે પ્રકરણોમાંથી જોઇ લેવા.

## પદાર્થોમાં ગુણો રેહેવાનો અવધિ.

**गुणहीनं भवेद्वर्षादूर्ध्वं तद्रूपमौषधम्। मासद्वयात् तथा चूर्णं लभते हीनवीर्यताम् ॥ हीनत्वं गुटिकालेहौ लभेते वत्सरं यदि। हीनाः स्युर्घृततैलाद्याश्चतुर्मासाधिका स्तथा ॥**

घृततैलाद्या इति योगविशेषणम्। चतुर्मासाधिकाः वत्सरादुपरि चत्वारो मासा अधिका येषु ते। घृततैलयोर्विशेषमाह। तन्त्रान्तरे।

**घृतमब्दात्परं पक्वं हीनवीर्यत्वमाप्नुयात्। तैलं पक्वमपक्वं च चिरस्थायि गुणाधिकम् ॥**

तदपि षोडशमासाभ्यन्तरितं पक्वं तैलं गुणाधिकं बोद्धव्यम्।

**औषध्यो लघुपाकाः स्युर्निर्वीर्या वत्सरात्परम्।**

औषध्यो धान्यादयः लघुपाकाः शीघ्रपाका निर्वीर्याः स्युः।

**पुराणाः स्युर्गुणैर्युक्ता आसवो धातवो रसाः ॥**

ઔષધ તેવાને તેવા રૂપવાળું હોય તોપણ એક વર્ષ પછી ગુણરહિત થઇ જાય છે. ચૂર્ણ બે મહિના પછી ઓછી શક્તિવાળું થઈ જાય છે. ગોળી અને અવલેહ એક વર્ષ પછી શક્તિરહિત થઇ જાય છે. ઘી અને તેલ આદિ પદાર્થો સોળ મહિના પછી શક્તિ રહિત થઇ જાય છે. ઘી તથા તેલના વિશેષવિષે બીજા ગ્રંથમાં લખ્યું છે કે, "પાકું ઘી એક વર્ષ પછી શક્તિરહિત થઇ જાય છે અને તેલ તો પાકું હોય કે કાચું હોય પણ લાંબા કાળસુધી અવિચળ અને અધિક ગુણોવાળું રહે છે." આ વચનનો અભિપ્રાય એમ સમજવો કે પાકું તેલ પણ સોળ મહિનાસુધી અધિક ગુણવાળું રહે છે. તુરત પાકનારી ધાન્ય આદિ ઔષધીઓ એક વર્ષ પછી શક્તિરહિત થઈ જાય છે. આસવ, ધાતુઓ અને રસ તો જેમ વધારે જુના થાય તેમ અધિક ગુણવાળા થાય છે.

## સ્નેહપાન વિધિ.

### સ્નેહપાન કરવાનો વિધિ.

स्नेहश्चतुर्विधः प्रोक्तो घृततैलं वसा तथा । मज्जा च तं पिबेन्मर्त्यः किञ्चिदभ्युदिते रवौ ॥ स्थावरो जङ्गमश्चैव द्वियोनिः स्नेह उच्यते । तिलतैलं स्थावरेषु जङ्गमेषु घृतं वरम् ॥ द्वाभ्यां त्रिभिश्चतुर्भिर्वा यमकस्त्रिवृतो महान् ।

अस्यायमर्थः ।

द्वाभ्यां स्नेहाभ्यां घृततैलाभ्यां यमकाख्यः स्नेह.स्यात् । त्रिभिः स्नेहैः घृततैलवसारूपैस्त्रिवृताख्यः स्यात् । चतुर्भिर्घृततैलवसामज्जाभिर्महान्महास्नेहः स्यादित्यर्थः ।

पिबेत् त्र्यहं चतुरहं पञ्चाहं षडहानि वा ॥

मृदुमध्यक्रूरकोष्ठापेक्षया त्र्यहं चतुरहं पञ्चाहं षडहानि चेति ॥ यदुक्तम् ।

मृदुकोष्ठस्त्रिरात्रेण स्निग्धं स्नेहोपसेवया । मध्यकोष्ठश्चतुर्भिश्च दिवसैः स्निह्यति ध्रुवम् ॥ पञ्चभिर्वाथ षड्भिर्वा दिनैः क्रूरो विशुद्ध्यति । सप्तरात्रात्परं स्नेहः सात्मी भवति सेवितः ॥

मृदुमध्यक्रूरकोष्ठानां सर्वेषां सप्तरात्रात्परं सात्मीभवति । वातानुलोम्यवह्निदीप्तिकोष्ठशुद्धिमृदुस्निग्धाङ्गतास्वरवचनाङ्गलाघवधातुपुष्टिद्विजदार्ढ्यनिर्भरतावलवर्णकारी भवति । नतु भक्तद्वेषग्लान्यादीन् करोति ।

दोषकालवयोवह्निबलान्यालोक्य योजयेत् । हीनां च मध्यमां ज्येष्ठां मात्रां स्नेहस्य बुद्धिमान् ॥ अमात्रया तथाऽकाले मिथ्याहारविहारतः । स्नेहः करोति शोथार्शस्तन्द्रानिद्राविसंज्ञताः ॥ देया दीप्ताग्नये मात्रा स्नेहस्यैकपलोन्मिता । मध्यमाय त्रिकर्षा स्याज्जघन्याय द्विकार्षिकी ॥

मध्यमाय मध्यमाग्नये जघन्याय हीनाग्नये ।

अथवा स्नेहमात्राः स्युस्तिस्रोऽन्याः सर्वसम्मताः । अहोरात्रेण महती जीर्यत्यह्नि तु मध्यमा ॥ जीर्यत्यल्पा दिनार्धेन सा विज्ञेया सुखावहा ।

अयमर्थः ।

याहोरात्रेण जीर्यति सा मात्रा महती। एवं मध्यमा कनिष्ठा च ज्ञेया।

अल्पा स्यादीपनी वृष्या स्वल्पदोषे प्रपूजिता॥ मध्यमा स्नेहनी ज्ञेया बृंहणी भ्रमहारिणी। ज्येष्ठा कुष्ठविषोन्मादग्रहापस्मारनाशिनी॥

सुश्रुतः पुनरेवमाह।

या मात्रा प्रथमे यामे गते जीर्यति वासरे। सा मात्रा दीपयत्यग्निमल्पदोषे च पूजिता॥ या मात्रा वासरस्यार्धे व्यतीते परिजीर्यति। सा वृष्या बृंहणी च स्यान्मध्यदोषे प्रपूजिता॥ या मात्रा चरमे यामे स्थितेऽह्नः परिजीर्यति। सा मात्रा स्नेहनी ज्ञेया बहुदोषेषु पूजिता॥ केवलं पैत्तिके सर्पिर्वातिके लवणान्वितम्। देयं बहुकफे वह्निव्योषक्षारसमन्वितम्॥ रूक्षक्षतविषार्तानां वातपित्तविकारिणाम्। हीनमेधास्मृतीनां च सर्पिःपानं प्रशस्यते॥ कृमिकोष्ठानिलाविष्टाः प्रवृद्धकफमेदसः। पिबेयुस्तैलसात्म्याश्च तैलं दार्ढ्यार्थिनस्तु ये॥ व्यायामकर्षिताः शुष्करेतोरक्ता महारुजाः। शीतकाले दिवा स्नेहमुष्णकाले पिबेन्निशि॥ वातपित्ताधिके रात्रौ वातश्लेष्माधिके दिवा। नस्याभ्यञ्जनगण्डूषमूर्धकर्णाक्षितर्पणे। तैलं घृतं वा युञ्जीत दृष्ट्वा दोषबलाबलम्। घृते कोष्णं जलं पेयं तैले यूषः प्रशस्यते॥ वसामज्जे पिबेन्मण्डमनुपानं सुखावहम्। स्नेहद्विषः शिशून् वृद्धान् सुकुमारान् कृशानपि॥ तृष्णालुकानुष्णकाले सह भक्तेन पाययेत्। सर्पिष्मती बहुतिला यवागूः स्वल्पतण्डुला॥ सुखोष्णा सेव्यमाना तु सद्यः स्नेहनकारिणी। शर्कराचूर्णसंयुक्ते दोहनस्थे घृते तु गाम्॥ दुग्ध्वा क्षीरं पिबेद्रूक्षः सद्यः स्नेहनमुत्तमम्। मिथ्याचाराद्बहुत्वाच्च यस्य स्नेहो न जीर्यति॥ विष्टभ्य वापि जीर्येत वारिणोष्णेन वामयेत्। स्नेहस्याजीर्णशङ्कायां पिबेदुष्णोदकं नरः॥ तदोद्गारो भवेच्छुद्धो भक्तं प्रतिरुचिस्तथा। स्नेहेन पैत्तिकस्याग्निर्यदा तीक्ष्णतरीकृतः॥ तदास्योदीरयेत्तृष्णां विषमां तस्य पाययेत्। शीतलं पायसं तेन तृष्णा तस्य प्रशाम्यति॥ अजीर्णी वर्जयेत् स्नेहमुदरी तरुणज्वरी। दुर्बलोऽरोचकी स्थूलो मूर्च्छालो मदपीडितः॥ दत्तबस्तिर्विरिक्तश्च वान्तस्तृष्णाश्रमान्वितः। अकालप्रसवा नारी दुर्दिने च विवर्जयेत्॥ स्वेद्यसंशोध्यमद्यस्त्रीव्यायामासक्तचित्तकाः। वृद्धबालकृशा रूक्षाः क्षीणास्राः क्षीणरेतसः॥ वातार्तास्तिमिरार्ता ये तेषां स्नेहनमुत्तमम्। वातानुलोम्यदीप्ताऽग्निर्वर्चः स्निग्धमसंहतम्॥ मृदुस्निग्धाङ्गताऽग्लानिः स्नेहद्वेषोऽथ लाघवम्। विमलेन्द्रियता सम्यक् स्निग्धे रूक्षे विपर्ययः॥ भक्तद्वेषो मुखस्रावो गुदे दाहः प्रवाहिका। तन्द्रातीसारपाण्डुत्वं भृशं स्निग्धस्य लक्षणम्॥ रूक्षस्य स्नेहनं स्नेहैरतिस्निग्धस्य रूक्षणम्। श्यामाकचणकाद्यैश्च तक्रपिण्याकसक्तुभिः॥ दीप्ताग्निः शुद्धकोष्ठश्च पुष्टधातुर्दृढेन्द्रियः। निर्जरो बल-

**वर्णाढ्यः स्नेहसेवी भवेन्नरः ॥ स्नेहे व्यायामसंशीतवेगाघातप्रजागरान् । दिवास्वप्नमभिष्यन्दि रूक्षान्नं च विवर्जयेत्॥**

ઘી, તેલ, ચરબી અને હાડકાની અં દરનો ચીકણો રસ એમ ચાર પ્રકારનો સ્નેહ કહેવાય છે. માણસે સૂર્યનો કાંઇક ઉદય થાય તે સમયે સ્નેહ પીવો જોઇએ. સ્થાવર અને જંગમ એ બેમાંથી સ્નેહ ઉત્પન્ન થાય છે. સ્થાવરથી થએલા સ્નેહોમાં તલનું તેલ ઉત્તમ છે. અને જંગમથી ઉત્પન્ન થએલા સ્નેહોમાં ઘી ઉત્તમ છે. ઘી અને તેલ એ બન્ને ભેળાં થવાથી યમક નામનો સ્નેહ થાય છે. ઘી, તેલ અને ચરબી એ ત્રણે ભેળાં થવાથી **ત્રિવૃત** નામનો સ્નેહ થાય છે. ઘી, તેલ, ચરબી અને હાડકાંનો રસ એ ચાર ભેળાં થવાથી મહાસ્નેહ થાય છે. કોઠો કોમળ છે, મધ્યમ છે કે ક્રૂર છે? તે ઉપર ધ્યાન રાખી ત્રણ દિવસસુધી, ચાર દિવસસુધી, પાંચ દિવસસુધી સ્નેહ પીવો કહ્યું છે કે, "કોમળ કોઠો ત્રણ દિવસસુધી સ્નેહનું સેવન કરવાથી સ્નિગ્ધ થાય છે, મધ્યમ કોઠો ચાર દિવસસુધી સ્નેહનું સેવન કરવાથી સ્નિગ્ધ થાય છે અને ક્રૂર કોઠો પાંચ કે છ દિવસસુધી સ્નેહનું સેવન કરવાથી શુદ્ધ થાય છે." કોઠો ગમે તેવો હોય પણ સઘળાં માણસોને સાત રાત પછી સ્નેહ શરીરને અનુકૂળ થઇ જાય છે એટલે વાયુને સરખો ચલાવે છે, અગ્નિને દીપ્ત કરે છે, કોઠાને શુદ્ધ કરે છે, અંગોને કોમળ તથા સ્નિગ્ધ કરે છે, સ્વરને તથા વાણીને સારાં કરે છે, શરીરમાં હલકાઇ કરે છે, ધાતુની પુષ્ટિ કરે છે, દાંતને દૃઢ કરે છે, જરાને ટાળે છે, બળને વધારે છે અને શરીરનો વર્ણ સારો કરે છે, પણ અન્ન ઉપર દ્વેષને કે ગ્લાનિ વગેરેને ઉત્પન્ન કરતો નથી. દોષ, કાળ, અવસ્થા, અગ્નિ અને બળ જોઈને બુદ્ધિમાન વૈદ્યે સ્નેહથી ઓછી, મધ્યમ કે અધિક માત્રાનો ઉપયોગ કરાવવો. સ્નેહ અયોગ્ય માત્રાથી અયોગ્ય આહાર વિહારથી શરીરમાં સોજાને, અરશને, આલસ્યને, નિદ્રાને તથા ભાનરહિતપણાને ઉત્પન્ન કરે છે. પ્રદીપ્ત અગ્નિવાળા માણસને સ્નેહની ચાર રૂપીઆ ભાર માત્રા દેવી. મધ્યમ અગ્નિવાળાને ત્રણ રૂપીઆભાર દેવી. અને મંદ અગ્નિવાળાને બે રૂપીઆભાર દેવી. અથવા સઘળા વૈદ્યોએ સ્વીકારેલી સ્નેહની બીજી ત્રણ માત્રાઓ છે તે એ કે જે માત્રા એક અહોરાત્રે પચે તેને મોટી સમજવી, આખે દિવસે પચે તેને મધ્યમ સમજવી અને અરધે દિવસે પચે તેને અલ્પ સમજવી. અલ્પ માત્રા સુખદાયી છે. થોડા દોષવાળા માણસને અલ્પ માત્રા બહુ સારી છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને મૈથુનશક્તિને વધારનાર છે. મધ્યમ માત્રા ચીકાશ કરનારી છે, પુષ્ટિ આપનારી છે અને શ્રમને મટાડનારી છે. મોટી માત્રા દાહને, ઉન્માદને, ઝાડને અને વાઇને મટાડનારી છે. આ વિષયમાં સુશ્રુત તો એમ

કહે છે કે, "જે માત્રા પેહેલો પહોર જતાં પચી જાય તે માત્રા અગ્નિને દીપ્ત કરે છે અને થોડા દોષવાળાને વાસ્તે બહુ સારી છે. જે માત્રા બપોરે પચે તે માત્રા મૈથુનશક્તિને વધારનાર છે, પુષ્ટિ આપનારી છે અને મધ્યમ દોષવાળાને વાસ્તે સારી છે. જે માત્રા દિવસનો ત્રીજો પહોર જતાં પચી જાય તે માત્રા બહુ સ્નિગ્ધપણું કરનારી છે અને ઘણા દોષવાળાને વાસ્તે સારી છે. પિત્ત અધિક હોય તો એકલું ઘી દેવું, વાયુ અધિક હોય તો લુણસહિત ઘી દેવું અને કફ ઝાઝો હોય તો ચીતરો, સુંઠ, મરી, પીપળ તથા ક્ષાર એ પદાર્થો સહિત ઘી દેવું. રૂક્ષ, ક્ષતથી પીડાએલા, ઝેરથી પીડાએલા, વાયુના કે પિત્તના વિકારવાળા અને જેઓની બુદ્ધિ તથા સ્મરણશક્તિ હીન થઇ ગઈ હોય એવાં માણસોને ઘી પીવું બહુ ઉત્તમ છે. જેઓના કોઠામાં કૃમિ વધી ગયા હોય, વાયુનો ઉપદ્રવ થયો હોય, કફ કે મેદ વધી ગયાં હોય તથા જેઓને તેલ સદી રહ્યું હોય તથા શરીરના દૃઢપણાની ઇચ્છા હોય તેઓએ તેલ પીવું. કસરત કરવાથી દુખી થએલાઓએ, જેઓનાં વીર્ય તથા રૂધીર સુકાઈ ગયાં હોય તેઓએ અને મોટાં દરદવાળાઓએ સ્નેહપાન કરવું જોઇએ. શીતકાલમાં દિવસે અને ઉષ્ણકાલમાં રાતે સ્નેહપાન કરવું. વાયુનો તથા પિત્તનો વધારો થયો હોય તો રાતે અને વાયુ તથા કફનો વધારો થયો હોય તો દિવસે સ્નેહપાન કરવું. નાકમાં ટીપાં નાખવાના કામમાં, ચોળવામાં, કોગળા કરવામાં, માથામાં કાનમાં કે આંખમાં ભરવામાં દોષોનું બલાબલ જોઇને તેલનો કે ઘીનો ઉપયોગ કરવો. ઘી ઉપર નવશેકું પાણી પીવું, તેલ ઉપર મગનો ક્વાથ પીવો અને ચરબી તથા હાડકાના રસની ઉપર ભાત રંધાયાનું રાબજેવું જાડું પાણી પીવું. સ્નેહપાન ઉપર એ અનુપાન હિતકારી છે. સ્નેહપાન ઉપર અરૂચિવાળાઓને, બાલકોને, વૃદ્ધોને, સુકુમાર શરીરવાળાઓને, દુબળાં શરીરવાળાઓને તથા ઉષ્ણકાલમાં જેઓને ઝાઝી તરસ લાગતી હોય તેઓને અન્નની સાથે સ્નેહપાન કરાવવું. ઝાઝા ઘીવાળી, ઘણા તલવાળી, થોડાક ચોખાવાળી અને જરાક ઉનાશવાળી રાબનું સેવન કરવામાં આવે તો શરીર તુરત સ્નિગ્ધ થાય છે. રૂક્ષ થએલો માણસ જો દોહોવાના વાસણમાં સાકરના બુરાસહિત ઘી નાખી તેમાં ગાયને દોહીને તે દુધ પીએ તો તુરત ઉત્તમ રીતે શરીરમાં સ્નિગ્ધપણું થાય છે. જે માણસને અયોગ્ય આહાર વિહારનેલીધે અથવા ઘણાપણાનેલીધે સ્નેહ પચે નહી અથવા દસ્તની કબજીયત કરીને પચે તે માણસને ઉના પાણીથી વમન કરાવવું. સ્નેહનું અજીર્ણ થવાની શંકા થાય તો માણસે ઉનું પાણી પીવું એટલે ઓડકાર ચોખો આવે અને અન્ન ઉપર રૂચિ ઉત્પન્ન થાય. પિત્ત પ્રકૃતિ-

વાળા માણસનો અગ્નિ સ્નેહપાનથી બહુ તીક્ષ્ણ થઇને ઘણી તરશ લગાડે તો તેને ટાઢો દુધપાક પીવરાવવો એટલે તરશ શાંત થશે. અજીર્ણવાળાએ, ઉદરના રોગવાળાએ, તાજા તાવવાળાએ, દુબળા શરીરવાળાએ, અન્ન ઉપર અરૂચિવાળાએ, જાડા શરીરવાળાએ, મૂર્છાના સ્વભાવવાળાએ, પ્રમેહની પીડાવાળાએ, જેને પીચકારી મારી હોય તેણે, જેણે રેચ લીધો હોય તેણે, ઉલટી કરી હોય તેણે, તરશાએ, થાકેલાએ અને જે સ્ત્રી સમયવગર જણતી હોય તેણે સ્નેહપાન કરવું નહીં. જે દિવસે વાદળાંનો ઘમઘોર થયો હોય તે દિવસે પણ સ્નેહપાન કરવું નહીં. જેઓને બાફ દેવાની હોય તેઓને, જેઓને રેચ દઇને શુદ્ધ કરવાના હોય તેઓને, મદ્યમાં સ્ત્રીઓમાં કે કસરતમાં જેઓના ચિત્તને આસક્તિ હોય તેઓને, વાયુથી પીડાએલાઓને, તિમિરથી પીડાએલાઓને, વૃદ્ધલોકોને, બાલકોને, દુબળા થતા જતા હોય તેઓને, રૂક્ષ શરીરવાળાઓને, ક્ષીણ રૂધિરવાળાઓને, અને ક્ષીણ વીર્યવાળાઓને સ્નેહનની ક્રિયા કરવી ઉત્તમ છે. સારી રીતે સ્નિગ્ધ થયાની પરીક્ષા એ છે કે વાયુ સરખો ચાલવા લાગે, અગ્નિ દીપ્ત થાય, ઝાડો સ્નિગ્ધ તથા છુટો છુટો આવે, શરીર કોમળ અને લીલું દેખાય, ગ્લાનિ ન થાય, સ્નેહ ઉપર દ્વેષ થાય, શરીરમાં હલકાઇ થાય અને ઇંદ્રિયો નિર્મળ થાય. રૂક્ષ માણસને ઉપર લખ્યાથી સઘળું ઉલટું હોય છે. જે માણસ બહુજ સ્નિગ્ધ થએલ હોય તેનાં લક્ષણ એ છે કે તેને અન્ન ઉપર અરૂચિ થાય, લાર ઝરવા લાગે, ગુદમાં બળતરા થાય, ઝાડો પાતળો વહ્યો જાય, શરીરમાં આળસ આવે, હગણું થાય અને શરીર ફીકું પડી જાય. રૂક્ષ માણસને સ્નેહપાનથી સ્નિગ્ધ કરવો જોઇએ અને સ્નિગ્ધ માણસને સામો આદિ ખવરાવીને, ચણા આદિ ખવરાવીને અને છાશ, ખોળ તથા સાથવા આદિ ખવરાવીને રૂક્ષ કરવો જોઇએ. સ્નેહનું સેવન કરનાર માણસ જરારહિત થાય છે, બળથી તથા સારા વર્ણથી સંપન્ન થાય છે, પ્રદીપ્ત અગ્નિવાળો થાય છે, શુદ્ધ કોઠાવાળો થાય છે, પુષ્ટ ધાતુવાળો થાય છે અને દૃઢ ઇંદ્રિયોવાળો થાય છે. સ્નેહનું સેવન કરનારાએ કસરત કરવી નહીં, શીતમાં રેહેવું નહી, હાજતને રોકવી નહીં, ઉજાગરો કરવો નહીં, દિવસે સુવું નહી અને રૂક્ષ અથવા શરીરમાં ભારેપણું કરનાર અન્ન ખાવું નહીં.

### પંચ કર્મોનાં નામ.

प्रथमं वमनं पश्चाद्विरेकश्चानुवासनम्।
एतानि पञ्च कर्माणि निरूहो नावनं तथा ॥

વમન, વિરેચન, અનુવાસન, નિરૂહ અને નાવન ( નસ્ય ) એ પંચ કર્મો કેહેવાય છે.

---

## વમનાધિકાર.

### વમનનો વિધિ.

शरत्काले वसन्ते च प्रावृट्काले च देहिनाम् । वमनं रेचनं चैव कारयेत्कुशलो भिषक् ॥ बलवन्तं कफव्याप्तं हृल्लासादिनिपीडितम् । तथा वमनसात्म्यं च धीरचित्तं च वामयेत् ॥ विषदोषे स्तन्यरोगे मन्देऽग्नौ श्लीपदेऽर्बुदे । हृद्रोगे कुष्ठवीसर्पे मेहाजीर्णभ्रमेषु च ॥ विदारिकापचीकासश्वासपीनसवृद्धिषु । अपस्मारे ज्वरोन्मादे तथा रक्तातिसारिषु ॥ नासाताल्वोष्ठपाकेषु कर्णस्रावेऽधिजिह्वके । गलशुण्ड्यामतीसारे पित्तश्लेष्मगदे तथा ॥ मेदोगदेऽरुचौ चैव वमनं कारयेद् भिषक् ।

स्तन्यरोगे दुष्टदुग्धजनिते बालस्य रोगे ।

न वामनीयस्तिमिरी न गुल्मी नोदरी कृशः ॥ नातिवृद्धो गर्भिणी च न स्थूलो न क्षतातुरः । मदार्तो बालको रूक्षः क्षुधितश्च निरूहितः ॥ उदावर्त्यूर्ध्वरक्ती च दुश्छर्दिः केवलानिली । पाण्डुरोगी कृमिव्याप्तः पठनात् स्वरघातवान् ॥ एतेऽप्यजीर्णव्यथिता वाम्या ये विषपीडिताः । फलव्याप्ताश्च ते वाम्या मधुककाथपानतः ॥

ऊर्ध्वरक्ती यस्य नासाक्षिकर्णास्यमार्गे रक्तं प्रवर्त्तते सः । भुक्तरूक्षकर्कशद्रव्यो दुश्छर्दिः ।

सुकुमारं कृशं बालं वृद्धं भीरुं च वामयेत् । पाययित्वा यवागूं वा क्षीरतक्रदधीनि च ॥ असात्म्यैः श्लेष्मलैर्भोज्यैर्दोषानुत्क्लेश्य देहिनाम् । स्निग्धस्विन्नाय वमनं दत्तं सम्यक् प्रवर्तते ॥ वमनेषु च सर्वेषु सैन्धवं मधु चाहितम् । बीभत्सं वमनं दद्याद्विपरीतं विरेचनम् ॥

बीभत्सम् अरुच्यं विपरीतम् रुच्यम् ।

काथ्यद्रव्यस्य कुडवं श्रपयित्वा जलाढके ॥ अर्धभागावशिष्टं च वमनेष्ववचारयेत् ॥ क्राथपाने नवप्रस्था ज्येष्ठा मात्रा प्रकीर्त्तिता । मध्यमा षण्मिता प्रोक्ता त्रिप्रस्था च कनीयसी ॥ वमने च विरेके च तथा शोणितमोक्षणे । अर्धत्रयोदशपलं प्रस्थमाहुर्मनीषिणः ॥

अर्धत्रयोदशपलं सार्द्धपट्कम् ।

कल्कचूर्णावलेहानां त्रिपलं मात्रयोत्तमम् । मध्यमं द्विपलं विद्यात्कनीयस्तु पलं भवेत् ॥ वमने चाष्टवेगाः स्युः पित्तान्ता उत्तमास्तु ते । षड्वेगा मध्यमा वेगाश्चत्वारस्त्ववरे मताः ॥ कफं कटुकतीक्ष्णोष्णैः पित्तं स्वादुहिमैर्जयेत् । सस्वादुलवणाम्लोष्णैः संसृष्टं वायुना कफम् ॥ कृष्णां कट्फलसिन्धुं च कफे कोष्णजलैः पिबेत् । पटोलवासानिम्बाश्च पित्ते शीतजलैः पिबेत् ॥

कट्फलं मयनफलम् ।

सश्लेष्म वातपीडायां सक्षीरं मदनं पिबेत् । अजीर्णे कोष्णपानीयं सिन्धुं पीत्वा वमेत्सुधीः ॥

मदनं मयनफलम् ।

वमनं पाययित्वा तु जानुमात्रासने स्थितम् । कण्ठमेरण्डनालेन स्पृशन्तं वामयेद्भिषक् ॥ प्रसेको हृद्ग्रहः कोठः क-

ण्ड्दुच्छर्दिते भवेत् । अतिवान्ते भवेत्तृष्णा हिक्कोद्गारो विसंज्ञता ॥ जिह्वानिःसरणं चाक्ष्णोर्व्यावृत्तिर्हनुसंहतिः ॥ रक्तछर्दिः ष्ठीवनं च कण्ठपीडा च जायते ॥

हनुसंहतिः हन्वोरमिलनम् ।

वमनस्यातियोगे तु मृदु कुर्याद्विरेचनम् । वमनेन प्रविष्टायां जिह्वायां कवलग्रहः ॥ स्निग्धाम्ललवणैर्युक्तैर्घृतक्षीररसैर्हितैः ।

रसैर्मांसरसैः ।

फलान्यम्लानि खादेयुस्तस्य चान्येऽग्रतो नराः ॥ निःसृतां तु तिलद्राक्षाकल्कलिप्तां प्रवेशयेत् ।

निःसृतां जिह्वाम् ।

व्यावृत्तेऽक्षिणि घृताभ्यक्ते पीडनं च शनैः शनैः ॥ हनुमोक्षे स्मृतः स्वेदो नस्यं च श्लेष्मवातहृत् । रक्तपित्तविधानेन रक्तष्ठीवमुपाचरेत् ॥ धात्रीरसाञ्जनोशीरलाजाचन्दनवारिभिः । मन्थं कृत्वा पाययेच्च सघृतं क्षौद्रशर्करम् ॥ शाम्यत्यनेन तृष्णाद्या रोगाश्छर्दिसमुद्भवाः । हृत्कण्ठशिरसां शुद्धिर्दीप्ताग्नित्वं च लाघवम् ॥ कफपित्तविनाशश्च सम्यग्वान्तस्य लक्षणम् । ततोऽपराह्णे दीप्ताग्निं मुद्गषष्टिकशालिभिः ॥ हृद्यैश्च जाङ्गलरसैः कृत्वा यूषं च भोजयेत् । तन्द्रा निद्रास्यदौर्गन्ध्यं कण्डूं च ग्रहणीं विषम् ॥ सुवान्तस्य न पीडायै भवन्त्येते कदाचन । अजीर्णं शीतपानीयं व्यायामं मैथुनं तथा ॥ स्नेहाभ्यङ्गं च रोषं च दिनमेकं सुधीस्त्यजेत् ॥

પ્રવીણ વૈદ્યે શરદ્‌ઋતુમાં, વસંતઋતુમાં અને વર્ષાઋતુમાં પ્રાણીઓને વમન કરાવવું અને રેચ દેવો. જે માણસ બળવાન્ હોય, કફથી વ્યાપ્ત હોય, હૃલ્લાસ આદિ દરદોથી પીડાએલો હોય, ધીર ચિત્તવાળો હોય અને જેની પ્રકૃતિને વમન અનુકૂળ હોય એવા માણસને વમન કરાવવું. ઝેરના દોષવાળાને, દુષ્ટ દૂધથી થએલા રોગવાળા બાલકને, મંદ અગ્નિવાળાને, શરફાવાળાને, અર્બુદ નામની ગાંઠવાળાને, છાતીના દરદવાળાને, કોઢવાળાને, રતવાવાળાને, પ્રમેહવાળાને અજીર્ણવાળાને, ભ્રમવાળાને, વિદારિકા નામના રોગવાળાને, ગંડમાલની ભરનીગર ગાંઠવાળાને, ઉધરસવાળાને, શ્વાસવાળાને, સળીખમવાળાને, વધરાળવાળાને, વાઇવાળાને, જ્વરસંબંધી ઉન્માદવાળાને, લોહીઆળા વેહેતા ઝાડાવાળાને, જેનાં નાક તાળવું કે હોઠ પાક્યાં હોય તેને, કાનમાંથી પરૂ નીકળતું હોય તેને, જીભ ઉપર પર ચડેલ હોય તેને, ગલશુંડી નામના તાળવાના રોગવાળાને, અતીસારવાળાને, પિત્ત કે કફના રોગવાળાને, મેદના રોગવાળાને અને અરૂચિવાળાને વૈદ્યે વમન કરાવવું. તિમિરવાળો, ગોટાવાળો, ઉદરના રોગવાળો, શરીરમાં દુબળો, અત્યંત વૃદ્ધ, ગર્ભવાળી સ્ત્રી, જાડાં શરીરવાળો, ક્ષતથી આતુર થએલો, મદથી પીડાએલો, બાલક, રૂક્ષ, ભૂખ્યો, જેને પીચકારી મારી હોય તે, ઉદાવર્ત્ત રોગવાળો, જેના નાકમાંથી કા-

નમાંથી આંખમાંથી અને મોહોડામાંથી લોહી નીકળતું હોય તે, જેણે રૂક્ષ અને કઠણ પદાર્થો ખાધા હોય તે, કેવળ વાયુવાળો, પાંડુરોગવાળો, પેટમાં કૃમિઓથી વ્યાપ્ત થએલો અને ભણવાથી જેનો સ્વર બેસી ગયો હોય એઓને વમન કરાવવું નહીં. એઓ પણ જો અજીર્ણથી વ્યથા પામ્યા હોય કે ઝેરથી પીડાયા હોય તો તેઓને પણ વમન કરાવવું. જેઓ કફથી વ્યાપ્ત થયા હોય તેઓને મધ નાખેલો કવાથ પાઇને વમન કરાવવું. જે માણસ સુકુમાર, શરીરમાં દુબળો, બાલક, વૃદ્ધ કે બીકણ હોય તેને વમન કરાવવું હોય તો પ્રથમ તેની પ્રકૃતિને મળતાં ન આવે એવાં કફકારી ભોજનોથી દોષોને પ્રકુપિત કરી રાબ પાઇને અથવા દૂધ, છાશ અને દહી પાઇને વમન કરાવવું. સ્નિગ્ધ કરેલા અને અગ્નિની બાફ દીધેલા માણસને વમનનો ઉપાય દેવામાં આવે તો સારી રીતે વમન થાય છે. સર્વ પ્રકારનાં વમનોમાં સિંધાલૂણ અથવા મધ દેવાથી અનુકૂલ પડે છે. વમનનું ઔષધ સુગ ચડે એવું દેવું અને રેચનું ઔષધ રૂચિકારક દેવું. કવાથ કરવાના પદાર્થ સોળ રૂપીઆભાર લઇ બસો છપન રૂપીઆભાર પાણીમાં રાંધી અર્દ્ધ અવશેષ રહેલો તે કવાથ વમનને વાસ્તે દેવો. કવાથ પીવામાં નવ પ્રસ્થની માત્રા મોટી કહેવાય છે, છ પ્રસ્થની માત્રા મધ્યમ કહેવાય છે અને ત્રણ પ્રસ્થની માત્રા અલ્પ કહેવાય છે. વમનમાં, રેચમાં, અને લોહી કાહાડવાના વિષયમાં પ્રસ્થ આવે ત્યાં છત્રીશ રૂપીઆભાર સમજવું એમ વિદ્વાનોએ કહ્યું છે. કલ્ક, ચૂર્ણ અને અવલેહ એઓની બાર રૂપીઆભારની માત્રા ઉત્તમ છે, આઠ રૂપીઆભારની માત્રા મધ્યમ છે અને ચાર રૂપીઆભારની માત્રા અલ્પ છે. વમનમાં જેને છેડે પિત્ત પડે એવા આઠ વેગ આવે તે ઉત્તમ સમજવા, છ વેગ આવે તે મધ્યમ સમજવા અને ચાર વેગ આવે તે કનિષ્ઠ સમજવા. તીખા, તીક્ષ્ણ અને ગરમ પદાર્થોથી કફને જીતવો, મીઠા અને ટાઢા પદાર્થોથી પિત્તને જીતવું, મીઠા ખારા ખાટા અને ગરમ પદાર્થોથી વાયુસહિત કફને જીતવો. કફઉપર પીપળ મીંઢોળ તથા સિંધાલૂણ જરા ગરમ પાણીથી પીવાં. પિત્તઉપર કડવી ઘીસોડી અરડુસો તથા લીંબડો ટાઢા પાણીથી પીવાં. કફસહિત વાયુઉપર દૂધસહિત મીંઢોળ પીવું. અજીર્ણ હોય તો જરા ઉનું પાણી અને સિંધાલૂણ પીને વમન કરવું. વૈદ્યે રોગીને વમનનું ઔષધ પાઇ ઉભડક બેસાડી તેના ગળામાં તેના હાથથીજ એરંડાનું નાળ નખાવીને વમન કરાવવું. જેવી જોઇએ તેવી ઉલટી ન થાય તો મોહોડામાં પાણી આવે છે, છાતી ભીડાય છે, મોટાં ઢામઢાં થાય છે અને ચળ આવે છે. બહુ ઉલટી થાય તો તરશ લાગે છે, હેડકી આવે છે, ઓડકાર

આવે છે, બેભાનપણું થઇ જાય છે, જીભ બાહાર નીકળી જાય છે, આંખના ડોળા બાહાર નીકળી જાય છે, મોહોડું ફાટુંને ફાટું રેહે છે, વમનમાં લોહી નીકળે છે, થુકવામાં લોહી પડે છે અને ગળામાં પીડા થાય છે. વમનનો અતિયોગ થયો હોય તો થોડોક રેચ દેવો. વમન કરતાં જીભ અંદર પેસી ગઇ હોય તો સ્નિગ્ધ ખારા અને ખાટા રસોથી સંયુક્ત કરી ઘીના, દૂધના અને માંસના રસના હિતકારી કોળીઆ ભરાવવા અને તેની આગળ બીજાં માણસોએ ખાટાં ફળો ખાવાં. જીભ નીકળી પડી હોય તો જીભ ઉપર તલનો અને દ્રાખનો કલ્ક ચોપડી તેને અંદર પેસાડવી. આંખના ડોળા નીકળી પડ્યા હોય તો ઘી ચોપડીને ધીરે ધીરે આંખોને દાબવી. મોહોડું ફાટું રહ્યું હોય તો શેક કરવો અને નાકમાં કફને તથા વાયુને હરનારાં ટીપાં નાખવાં. થુંકમાં લોહી પડતું હોય તો રક્તપિત્તની રીતિ પ્રમાણે ઉપચાર કરવા. આમળાં, રસવંતી, વાળો અને ચોખાની શાળ એઓને ચંદનનાં જલમાં વલોવીને ઘી, મધ તથા સાકરસહિત પાવામાં આવે તો ઉલટીથી ઉત્પન્ન થએલા તરશ આદિ રોગો શાંત થાય છે. હૃદય, ગળું તથા માથું સાફ થઇ જાય, અગ્નિ પ્રદિપ્ત થાય, શરીરમાં હલકાઈ થાય અને કફનો તથા પિત્તનો નાશ થાય એવી જોઈએ તેવી ઉલટી થયાની પરીક્ષા છે. જેને યોગ્ય રીતે વમન થયું હોય એવા પ્રદીપ્ત અગ્નિવાળા માણસને બપોર પછી મગ, સાઠીચોખા અને રૂચિ ઉપજે એવાં જંગલી જાનવરોનાં માંસ એઓનો પાક કરીને તે રબડી પાવી. જેને સારી રીતે ઉલટી થઈ હોય તેને નિદ્રા, આલસ્ય, મુખનું દુર્ગંધપણું, ચળ, સંગ્રહણી અને ઝેર એઓ કદી પણ પીડા કરતાં નથી. સમજુ માણસે વમન કર્યા પછી એક દિવસસુધી અજીર્ણ થાય એવું ખાવું નહીં, ટાઢું પાણી પીવું નહીં, કસરત કરવી નહીં, મૈથુન કરવું નહીં, શરીરે તેલ ચોળવું નહીં અને ક્રોધ કરવો નહી.

इति वमनाधिकारः ।

---

# વિરેચનવિધિ.

## વિરેચનનો પ્રકાર.

स्निग्धस्विन्नाय वान्ताय दद्यात्सम्यग्विरेचनम् । अवान्तस्य त्वधः स्रस्तो ग्रहणीं छादयेत्कफः ॥ मन्दाग्निं गौरवं कुर्याज्जनयेद्वा प्रवाहिकाम् । अथवा पाचनैरामं बलासं परिपाचयेत् ॥ ऋतौ वसन्ते शरदि देहशुद्धौ विरेचयेत् । अन्यदात्ययिके कार्ये शोधनं शीलयेद्बुधः ॥

आत्ययिके प्राणसङ्कटे ।

पित्ते विरेचनं युञ्ज्यादामोद्भूते गदे तथा । उदरे च तथाध्माने कोष्टशुद्धौ विशेषतः ॥ दोषाः कदाचित्कुप्यन्ति जिता लङ्घनपाचनैः । शोधनैः शोधिता

ये तु न तेषां पुनरुद्भवः ॥ बालो वृद्धो भृशं स्निग्धः क्षतक्षीणो भयान्वितः । श्रान्तस्तृषार्तः स्थूलश्च गर्भिणी च नवज्वरी ॥ नवप्रसूता नारी च मन्दाग्निश्च मदात्ययी । शल्यार्दितश्च रूक्षश्च न विरेच्या विजानता ॥ जीर्णज्वरी गरव्याप्तो वातरक्ती भगन्दरी । अर्शःपाण्डूदरग्रन्थिहृद्रोगारुचिपीडिताः ॥ योनिरोगप्रमेहार्तो गुल्मप्लीहव्रणार्दितः । विद्रधिच्छर्दिविस्फोटविषूचीकुष्ठसंयुताः ॥ कर्णनासाशिरोवक्त्रगुदमेढ्रामयान्विताः । यकृच्छोथाक्षिरोगार्त्ताः कृमिक्षारानिलार्दिताः ॥ शूलिनो मूत्रघातार्त्ता विरेकार्हा नरा मताः । बहुपित्तो मृदुः प्रोक्तो बहुश्लेष्मा च मध्यमः ॥ बहुवातः क्रूरकोष्ठो दुर्विरेच्यः स कथ्यते । मृद्वी मात्रा मृदौ कोष्ठे मध्यकोष्ठे च मध्यमा ॥ क्रूरे तीक्ष्णा मता द्रव्यैर्मृदुमध्यमतीक्ष्णकैः । मृदुर्द्राक्षापयश्चञ्चुतैलैरपि विरिच्यते ॥ मध्यमस्त्रिवृतातिक्ताराजवृक्षैर्विरिच्यते । क्रूरः स्नुक्पयसा हेमक्षीरीदन्तीफलादिभिः ॥

चञ्चुतैलम् । एरण्डतैलम् । राजवृक्षः । धनवहेरा हेमक्षीरी । चोक । दन्तीफलम् । बृहद्दन्तीफलम् । जयपालेतिप्रसिद्धम् ।

मात्रोत्तमा विरेकस्य त्रिंशद्वेगैः कफान्तका । वेगैर्विंशतिभिर्मध्या हीनोक्ता दशवेगिका ॥ द्विपलं श्रेष्ठमाख्यातं मध्यमं च पलं भवेत् । पलार्धं च कषायाणां कनीयस्तु विरेचनम् ॥ कल्कमोदकचूर्णानां कर्षं मध्वाज्यलेहतः । कर्षद्वयं पलं वापि वयोरोगाद्यपेक्षया ॥ पित्तोत्तरे त्रिवृच्चूर्णं द्राक्षाक्वाथादिभिः पिबेत् । त्रिफलाक्वाथगोमूत्रैः पिबेद्व्योषं कफार्दितः ॥ त्रिवृत्सैन्धवशुण्ठीनां चूर्णमम्लैः पिबेन्नरः । वातार्दितो विरेकाय जाङ्गलानां रसेन वा ॥ एरण्डतैलं त्रिफलाक्वाथेन द्विगुणेन वा । युक्तं पीतं पयोभिर्वा न चिरेण विरिच्यते ॥

शीघ्रमेव विरिच्यत इत्यर्थः ।

त्रिवृता कौटजं बीजं पिप्पली विश्वभेषजम् । समृद्वीकारसं क्षौद्रं वर्षाकाले विरेचनम् ॥ त्रिवृद्दुरालभामुस्तशर्करोदीच्यचन्दनम् । द्राक्षाम्बुना सयष्ट्याह्वं शीतलं च घनात्यये ॥

उदीच्यं वाला घनात्यये शरदि ।

पिप्पली नागरं सिन्धुं श्यामा त्रिवृतया सह । लिह्यात् क्षौद्रेण शिशिरे वसन्ते च विरेचनम् ॥ त्रिवृता शर्करा तुल्या ग्रीष्मकाले विरेचनम् । अभया मरिचं शुण्ठी विडङ्गामलकानि च ॥ पिप्पली पिप्पलीमूलं त्वक्पत्रं मुस्तमेव च । एतानि समभागानि दन्ती तु त्रिगुणा भवेत् ॥ त्रिवृताष्टगुणा ज्ञेया षड्गुणा चात्र शर्करा । मधुना मोदकान् कृत्वा कर्षमात्रान् प्रमाणतः ॥ एकैकं भक्षयेत्प्रातः शीतं चानुपिबेज्जलम् । तावद्विरिच्यते जन्तुर्यावदुष्णं न सेवते ॥ पानाहारविहारेषु भवेन्निर्यन्त्रणः सदा । विषमज्वरमन्दाग्निपाण्डुकासभगन्दरान् ॥ पृष्ठपार्श्वोरुजघनजङ्घोदररुजं जयेत् । स्नेहाभ्यङ्गं च रोषं च दिनमेकं सुधीस्त्यजेत् ॥ सततं शीलनादेव पलितानि

प्रणाशयेत् । अभया मोदका ह्येते रसायनवराः स्मृताः ॥

इति अभयादिमोदकः ।

पीत्वा विरेचनं शीतजलैः संसिच्य चक्षुषी । सुगन्धि किञ्चिदाघ्राय ताम्बूलं शीलयेद्बुधः ॥ निर्वातस्थो न वेगांश्च धारयेन्न शयीत च । शीताम्बु न स्पृशेत्कापि कोष्णनीरं पिबेन्मुहुः ॥ बलासौषधपित्तानि वायुर्वान्ते यथा व्रजेत्। रेकात्तथा मलं पित्तं भेषजं च कफो व्रजेत् ॥ दुर्विरिक्तस्य नाभेस्तु स्तब्धता कुक्षिशूलरुक् । पुरीषवातसङ्गश्च कण्डूमण्डलगौरवम् ॥ विदाहोऽरुचिराध्मानं भ्रमश्छर्दिश्च जायते । तं पुनः पाचनैः स्नेहैः पक्त्वा स्निग्धं तु रेचयेत् ॥ तेनास्योपद्रवा यान्ति दीप्ताग्निर्लघुता भवेत्॥

विरेकस्यातियोगेन मूर्छा भ्रंशो गुदस्य च । शूलं कफातियोगः स्यान्मांसधावनसन्निभम् ॥ मेदोनिभं जलाभासं रक्तं चापि विरिच्यते । तस्य शीताम्बुभिः सिक्त्वा शरीरं तण्डुलाम्बुभिः ॥ मधुमिश्रैस्तथा शीतैः कारयेद्वमनं मृदु । सहकारत्वचः कल्को दध्ना सौवीरकेन वा ॥ पिष्ट्वा नाभिमलेपेन हन्त्यतीसारमुल्बणम् । सौवीरं तु यवैरामैः पक्वैर्वा निस्तुषैः कृतैः ॥

सौवीरं सन्धानम् ।

अजाक्षीरं रसं चापि वैष्किरं हारिणं तथा । शालिभिः षष्टिकैस्तुल्यैर्मसूरैर्वापि भोजयेत् ॥ वर्तिकालावविकिरकपिञ्जलकतित्तिराः । चकोरक्रकराद्याश्च विष्किराः समुदाहृताः ॥ कपिञ्जल इति ख्यातो लोके कपिशतित्तिरः ।

क्रकरः । कराट इति लोके । हरिणस्ताम्रवर्णः स्यान्मृगः ।

शीतैः संग्राहिभिर्द्रव्यैः कुर्यात्संग्रहणं भिषक् ॥ लाघवे मनसस्तुष्टावनुलोमं गतेऽनिले । सुविरिक्तं नरं ज्ञात्वा पाचनं पाययेन्निशि ॥ इन्द्रियाणां बलं बुद्धेः प्रसादो वह्निदीप्तिता । धातुस्थैर्यं वयःस्थैर्यं भवेद्रेचनसेवनात् ॥ प्रवातसेवां शीताम्बुस्नेहाभ्यङ्गमजीर्णताम् ॥ व्यायामं मैथुनं चैव न सेवेत विरेचितः ॥ शालिषष्टिकमुद्गाद्यैर्यवागूं भोजयेत् कृताम् । जङ्गालविष्किराणां वा रसैः शाल्योदनं हितम् ॥ हरिणैणकुरङ्गर्ष्यपृषतायुमृगमातृकाः । राजीवः पृषतश्चैव जङ्गालाः शरभादयः ॥

પ્રથમ માણસને સ્નેહપાન કરાવી ખાર્ફ દઇને પછી વમન કરાવવું. વમન કરાવ્યા પછી યોગ્ય રીતે રેચ દેવો. વમન કરાવ્યા વગર રેચ દેવામાં આવે તો કફ નીચા ભાગમાં પડીને ગ્રહણી નામના શરીરની અંદરના સ્થાનકને ઢાંકી દેછે કે જેથી અગ્નિ મંદ થઇ જાય છે, શરીરમાં ભારેપણું થાય છે અથવા પ્રવાહિકા નામનું પાતળા ઝાડાનું દરદ થાય છે. વમન કરાવ્યા વગર રેચ આપવામાં આવ્યો હોય તો કાચા કફને ઉપાયોથી પકાવવો જોઇએ. વસંતઋતુમાં અને શરદઋતુમાં દેહનું શોધન કરવાને વાસ્તે

રેચ દેવો. પ્રાણસંકટ જેવું દરદ થયું હોય તો સમજુ વૈદ્યે બીજી ઋતુઓમાં પણ રેચ દેવો. પિત્ત આમથી થએલા રોગ, ઉદરરોગ, આફરો અને બદ્ધકોષ્ટ એ રોગો ઉપર વિશેષે કરી રેચ દેવો. લાંઘણથી અને પાચનના ઉપાયોથી જીતી લીધેલા દોષો કોઇ સમયે પણ પાછા પ્રકોપ કરે છે પરતું રેચ દેવાથી જેઓને સાફ કરી નાખ્યા હોય એવા દોષો પાછા ઉત્પન્નજ થતા નથી. બાલક, વૃદ્ધ, અત્યંત સ્નિગ્ધ, ક્ષતથી ક્ષીણ થએલ, ભય પામેલ, થાકી રહેલ, તરશથી પીડાએલ, જાડા શરીરવાળો, ગર્ભવાળી સ્ત્રી, નવા તાવવાળો, જેણે તુરત જણ્યું હોય એવી સ્ત્રી, મંદ અગ્નિવાળો, મદાત્યય રોગવાળો, શરીરમાં કાચ કે નખ આદિ શલ્ય રહી જવાથી પીડાએલો, અને લુખા શરીરવાળો એઓને સમજુ વૈદ્યે રેચ દેવો નહી. અરશ, પાંડુરોગ, ઉદરરોગ, ગાંઠ, છાતીનાં દરદ, અરૂચિ, યોનીના રોગ, પ્રમેહ, ગોટાનું દરદ, બરલનું દરદ, વ્રણ, કાનના રોગ, નાકના રોગ, માથાના રોગ, મોહડાના રોગ, ગુદના રોગ, શિશ્નના રોગ, અંદરનું ગુમડું, ઉલટી, વિસ્ફોટક, કાલેરા, કોઢ, જીર્ણજ્વર, વાતરક્ત, ભગંદર, જમણા પડખાની ગાંઠનું દરદ, સોજા, નેત્રના રોગ, કૃમિનું દરદ, ક્ષારથી થએલા વિકાર, વાયુસંબંધી દરદ, શૂળનું દરદ, તથા મૂત્રઘાત એઓથી પીડાએલાઓને તથા ઝેરથી વ્યાપ્ત થએલાઓને રેચ દેવો જોઇએ. જે માણસના કોઠામાં ઘણું પિત્ત હોય તેને કુણા કોઠાવાળો સમજવો, જેના કોઠામાં કફ ઝાઝો હોય તેને મધ્યમ કોઠાવાળો સમજવો અને જેના કોઠામાં વાયુ ઝાઝો હોય તેને કઠણ કોઠાવાળો સમજવો. કઠણ કોઠાવાળા માણસને રેચ માંડ માંડ લાગે છે. કુણા કોઠાવાળાને રેચની કુણી માત્રા દેવી, મધ્યમ કોઠાવાળાને મધ્યમ માત્રા દેવી અને કઠણ કોઠાવાળાને તીવ્ર માત્રા દેવી. કુણા પદાર્થોની માત્રા કુણી કેહેવાય છે, મધ્યમ પદાર્થોની માત્રા મધ્યમ કેહેવાય છે અને તીવ્ર પદાર્થોની માત્રા તીવ્ર કેહેવાય છે. કુણા કોઠાવાળા માણસને દ્રાક્ષ, દૂધ અને એરંડીયા તેલથી પણ રેચ લાગે છે. મધ્યમ કોઠાવાળા માણસને નસોતર, કડુ અને ગરમાળાથી રેચ લાગે છે અને કઠણ કોઠાવાળા માણસને થોરનું છીર, દારૂડીનાં મૂળ અને મોટા નેપાળાનાં બીજથી રેચ લાગે છે. જેથી ત્રીશવાર દસ્ત લાગીને છેલી વારે કફ પડે તે રેચની માત્રાને ઉત્તમ જાણવી, જેથી વીશવાર દસ્ત લાગીને છેલી વારે કફ પડે તે રેચની માત્રાને મધ્યમ જાણવી અને જેથી દશવાર દસ્ત લાગીને છેલી વારે કફ પડે તે માત્રાને કનિષ્ટ જાણવી. રેચ લગાડવાને વાસ્તે બે પલ કપાય દેવામાં આવે તો ખૂબ રેચ લાગે છે, એક પલ કપાય દેવામાં આવે તો મધ્યમ રેચ લાગે છે અને અર્દ્ધપલ કપાય દેવામાં આવે તો હલકો રેચ લાગે

છે. (પલ એટલે ચાર તોલા.) કલ્ક, લાડુ અને ચૂર્ણ એઓ પ્રત્યેકને એક તોલા મધમાં અથવા એક તોલાં ઘીમાં મેળવી બે તોલાની માત્રા દેવી અથવા અવસ્થા અને રોગ ઉપર ધ્યાન આપી યોગ્ય લાગે તો ચાર તોલાની પણ માત્રા દેવી. પિત્તથી પીડાએલા માણસે દ્રાખના ક્વાથ આદિની સાથે નસોતરનું ચૂર્ણ પીવું. કફથી પીડાએલા માણસે હરડાં, બેહડાં તથા આમળાંના ક્વાથ અને ગોમૂત્રની સાથે સુંઠ, મરી અને પીપળ પીવાં. વાયુથી પીડાએલા માણસે રેચને વાસ્તે ખાટા પદાર્થોની સાથે અથવા જંગલી જાનવરોના માંસના રસાની સાથે નસોતર, સિધાલૂણ તથા સુંઠ એઓનું ચૂર્ણ પીવું. હરડાં, બેહેડાં, તથા આમળાંના બમણા ક્વાથની સાથે અથવા દૂધની સાથે એરંડીયું તેલ પીવામાં આવે તો પણ તુરતજ રેચ લાગે છે. વર્ષાઋતુમાં રેચને વાસ્તે દ્રાખના રસની અને મધની સાથે નસોતર, ઇંદ્રજવ, પીપળ અને સુંઠ, એઓનો ઉપયોગ કરવો. શરદ્‌ઋતુમાં રેચને વાસ્તે દ્રાખના રસની સાથે નસોતર, ધમાસો, મોથ, સાકર, વાળો, ચંદન અને જેઠીમધ એઓના ચૂર્ણનો ઉપયોગ કરવો. એ રેચ ટાઢા છે. શિશિરઋતુમાં અને વસંતઋતુમાં રેચને વાસ્તે મધની સાથે પીપળ, સુંઠ, સિંધાલૂણ અને કાળી નસોતર એઓનું ચૂર્ણ ચાટવું. ગ્રીષ્મઋતુમાં રેચને વાસ્તે સમભાગે નસોતરનો અને સાકરનો ઉપયોગ કરવો.

હરડે, મરી, સુંઠ, વાવડીંગ, આમળાં, પીપળ, પીપળીમૂલ, તજ, તમાલપત્ર, અને નાગરમોથ'એઓને સમ ભાગે લઇ તેઓમાં ત્રણ ગણો નેપાળો, આઠ ગણી નસોતર અને છ ગણી સાકર નાખી મધથી એક એક તોલાના વજનના લાડુ વાળવા. એ લાડુઓમાંથી પ્રાતઃકાલે એક એક લાડુ ખાવો અને તેની ઉપર ટાઢું પાણી પીવું. એ લાડુ ખાવાથી જ્યાં-સુધી ઉનું પાણી પીવામાં ન આવે અને ઉનું અન્ન ખાવામાં ન આવે ત્યાંસુધી રેચ લાગ્યા કરે છે. એ લાડુ ખાનારાને સર્વદા ખાવા પીવામાં અને વિહાર કરવામાં ઘણી પરેજ રાખવાની જરૂર નથી. એ લાડુ ખાવાથી વિશમજ્વર, અગ્નિનું મંદપણું, પાંડુરોગ, ઉધરસ, ભગંદર, પડખાની પીડા, પીઠનાં દરદ, સાથળનું દરદ, પેડુનું દરદ, પીંડીનું દરદ અને પેટનું દરદ મટે છે. એ લાડુ ખાવામાં આવે તે દિવસે સમજુ માણસે શરીરમાં તેલ ચોળવું નહીં અને ક્રોધ કરવો નહીં. આ લાડુઓનું નિસ સેવન કરવાથી જ ધોળા મોવાળા હોય તે કાળા થઇ જાય છે. આ અભયામોદક નામના લાડુઓ રસાયનોમાં ઉત્તમ કહેવાય છે.

રેચનું ઓષધ પીધા પછી આંખોપર ટાઢું પાણી છાંટી કાંઇક પણ સુગંધી પદાર્થ સુંઘીને સમજુએ પાન ચાવ્યા કરવાં, વાયુ વગરની જગ્યામાં બેસવું, દસ્તના વેગોને રોકવા નહીં, સુઇ રહેવું નહીં, ટાઢા પાણીનો જરા પણ સ્પર્શ કરવો

નહીં અને વારંવાર કાંઈક ઉનું પાણી પીધા કરવું. જેમ વમન કરવાથી કફ, ઔષધ, પિત્ત અને વાયુ એ સઘળાં મુખદ્વારથી સાથે નીકળે છે તેમ રેચ લેવાથી મળ, પિત્ત, ઔષધ અને કફ એઓ સઘળાં ગુદદ્વારથી સાથે નીકળે છે.

રેચ બરાબર ન લાગે તો નાભિમાં દુખાવો થાય છે, કુખમાં શૂળ નીકળે છે, ઝાડો બંધ થઇ જાય છે, પવન રોકાઇ જાય, ચળ આવે, ઢામડાં ઉપડે, શરીરમાં ભારેપણું થાય, બળતરા થાય, અરૂચિ થાય, પેટ ચડી આવે, શ્રમ થાય, અને ઉલટી થાય છે. જેને રેચ બરાબર ન લાગ્યો હોય તે માણસને પાચન પદાર્થો ખવરાવી તેના આમને પકાવી નાખી પછી સ્નેહપાન કરાવીને સ્નિગ્ધ કરવો અને પછી ફરીવાર રેચ દેવો. એમ કરવાથી ઉપદ્રવો ટળી જાય છે, અગ્નિ દીપ્ત થાય છે અને શરીરમાં સ્ફુર્ત્તિ આવે છે.

રેચ બહુજ લાગે તો મૂર્છા આવે છે, ગાંદની આમળ બાહાર નીકળે છે, શૂળ નીકળે છે, જાળું ચડી આવેછે અને માંસના ધોણજેવું, મેદજેવું અને પાણીજેવું લોહી પડવા લાગે છે. એવી રીતે જેને બહુજ રેચ લાગે તેના શરીરપર ટાઢું પાણી છાંટવું અને ચોખાના ટાઢા ધોણમાં મધ મેળવી તે પાઇને થોડુંક વમન કરાવવું. આંબાની છાલના કલ્કને દહીમાં અથવા જવના આચામાં વાટી નાભિઉપર ચોપડવાથી ભયંકર ઝાડો પણ બંધ પડે છે. કાચા અથવા પાકા, ફોતરાંવગરના જવનો આથો સૌવીર કહેવાય છે. સરખા વજનના સાઠી ચોખાની સાથે અથવા મસૂરની સાથે બકરીનું દૂધ અને વિષ્કિરપક્ષીના તથા રાતા હરણના માંસનો રસ ખવરાવવો તેથી પણ ઝાડો બંધ પડે છે. બટાવડાં, લાવાં, વૈયાં, તેતર, કાબરચીતરાં તેતર, ચકોર અને કલકલીઓ ઇત્યાદિ પક્ષીઓ વિષ્કિર કહેવાય છે. બહુ રેચ લાગ્યો હોય તો વૈદે ટાઢાં અને દસ્તને રોકનારાં ઔષધોથી દસ્ત રોકવો.

જેવો જોઇએ તેવો રેચ લાગ્યો હોય તો શરીરમાં હલકાપણું થાય છે, મનમાં પ્રસન્નતા થાય છે અને વાયુ અનુકૂળ ચાલે છે. એ લક્ષણો ઉપરથી ઠીક રેચ લાગ્યાની પરીક્ષા કરીને તે માણસને રાતે પાચન પદાર્થ પીવરાવવો.

રેચનું સેવન કરવાથી ઇંદ્રિયોની શક્તિ વધે છે, બુદ્ધિમાં સ્વચ્છતા થાય છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે અને ધાતુની તથા શરીરની સ્થિરતા થાય છે. રેચ લીધા પછી ઝાઝા પવનનું, ટાઢા પાણીનું, અજીર્ણ કરનારા અન્નનું, કસરતનું, મૈથુનનું અને શરીરમાં તેલના અભ્યંગનું સેવન કરવું નહીં. રેચ લાગી રહ્યા પછી ચોખાની, સાઠીચોખાની અને મગ આદિ ધાન્યની રાબ કરાવીને પીવી. અથવા જાંઘાલ પશુઓના કે વિષ્કિર પક્ષીઓના માંસના રસાની સાથે ચોખાનો ભાત ખાવો એ હિતકારી છે.

હરિણ, એણ, કુરંગ, ઋષ્ય, વાતાયુ, રાજીવ અને પૃષત ઇત્યાદિ મૃગની જાતો અને શરભ આદિ પશુઓ જંઘાલ કહેવાય છે.

---

## સ્નેહબસ્તિવિધિ.

### સ્નેહબસ્તિનો[1] પ્રકાર.

वस्तिर्द्विधानुवासाख्यो निरूहश्च ततः परम्। यः स्नेहो दीयते स स्यादनुवासननामकः ॥ कषायक्षीरतैलैर्यो निरूहः स निगद्यते। वस्तिभिर्दीयते यस्मात्तस्माद्वस्तिरितिस्मृतः ॥

वस्तिभिः मृगादीनां मूत्राशयैः।

तत्रानुवासनाख्यो हि वस्तिर्यः सोऽत्र कथ्यते। अनुवासनभेदश्च मात्रावस्तिरुदीरितः ॥ पलद्वयं तस्य मात्रा तस्मादर्धापि वा भवेत्। अनुवास्यस्तु रूक्षः स्यात्तीक्ष्णाग्निः केवलानिली ॥ नानुवास्यस्तु कुष्ठी स्यान्मेही स्थूलस्तथोदरी। नास्थाप्या नानुवास्याश्चाजीर्णोन्मादतृडर्दिताः ॥ शोथमूर्छारुचिभयश्वासकासक्षयातुराः। नेत्रं कार्यं सुवर्णादिधातुभिर्वृक्षवेणुभिः ॥ नलैर्दन्तैर्विषाणाग्रैर्मणिभिर्वा विधीयते ॥

नेत्रं नाडी तथा चोक्तं विश्वप्रकाशे।

नेत्रमन्थगुणे वस्त्रे तन्मूले विलोचने। नेत्रवन्धे च नाड्यां च नेत्रो नेतरि भेद्यवदिति ॥ एकवर्षात्तु षड्वर्षं यावन्मानं षडङ्गुलम् ॥ ततो द्वादशकं यावन्मानं स्यादष्टसम्मितम् ॥ ततः परं द्वादशभिरङ्गुलैर्नेत्रदीर्घता।

मुद्गाच्छिद्रं कलायाभं छिद्रं कोलास्थिसन्निभम् ॥ यथासंख्यं भवेन्नेत्रं श्लक्ष्णं गोपुच्छसन्निभम्। गोपुच्छसन्निभं मूले स्थूलं तस्मात् क्रमात्कृशम् ॥

मुद्गच्छिद्रादिप्रमाणं नेत्रं क्रमेण षड्वर्षाय द्वादशवर्षाय तदूर्ध्ववर्षाय ज्ञेयम्।

आतुराङ्गुष्ठमानेन मूले स्थूलं विधीयते। कनिष्ठिकापरीणाहमग्रे च गुटिकामुखम् ॥

परिणाहोऽत्र स्थौल्यम्।

तन्मूले कर्णिके द्वे च कार्ये भागाच्चतुर्थकात्।

कर्णिका गवादिकर्णवत्।

योजयेत्तत्र वस्तिं च वन्धद्वयविधानतः॥ मृगाजशूकरगवां महिषस्यापि वा भवेत्।

वस्तिरिति शेषः।

मूत्रकोशस्य वस्तिस्तु तदलाभे तु चर्मणः ॥ कषायरक्तः सुमृदुर्वस्तिः स्निग्धो दृढो हितः। व्रणवस्तेस्तु नेत्रं स्यात् श्लक्ष्णमष्टाङ्गुलोन्मितम् ॥ मुद्गच्छिद्रं गृध्रपक्षनालिकापरिणाहि च। शरीरोपचयं वर्णं बलमारोग्यमायुषः। कुरुते परिवृद्धिं च वस्तिः सम्यगुपासितः। दिवा शीते वसन्ते च स्नेहवस्तिः प्रदीयते ॥ ग्रीष्मवर्षाशरत्काले रात्रौ स्यादनुवासनम्। न चातिस्निग्धमशनं भोज-

---

[1] ઘી કે તેલ આદિથી ગુદામાં પિચકારી મારવાનો વિધિ.

पिलानुवासयेत् ॥ मदं मूर्च्छां च जनयेद्विधा स्नेहः प्रयोजितः ।

द्विधा भोजने बस्तौ च ।

रूक्षंभुक्तवतोऽत्यन्तं बलं वर्णं च हापयेत् ॥ युक्तस्नेहमतो जन्तुं भोजयित्वानुवासयेत् ।

युक्तस्नेहं यथोचितस्नेहं भोज्यं भोजयित्वेत्यर्थः ॥

हीनमात्रावुभौ बस्ती नातिकार्यकरौ स्मृतौ ॥ अतिमात्रौ तथानाहक्लमातीसारकारकौ ।

उभौ बस्ती अनुवासननिरूहाख्यौ ।

उत्तमा स्यात्पलैः षड्भिर्मध्यमा स्यात्पलैस्त्रिभिः ॥ पलाध्यर्धेन हीना स्यादुक्तमात्रानुवासने । शताह्वासैन्धवाभ्यां च देयं स्नेहे च चूर्णकम् ॥ तन्मात्रोत्तममध्यान्त्या षट्चतुर्दशमाषकैः। विरेचनात्सप्तरात्रे गते जातबलाय च ॥ भुक्तान्नायानुवास्याय बस्तिर्देयोऽनुवासनः । अथानुवास्यं स्वभ्यक्तमुष्णाम्बुस्वेदितं शनैः ॥ भोजयित्वा यथाशास्त्रं कृतं चंक्रमणं ततः । उत्सृष्टानिलविण्मूत्रं योजयेत् स्नेहबस्तिना ॥

उष्णाम्बुस्वेदितम् । उष्णाम्बुना स्नपितम् ।

सुप्तस्य वामपार्श्वेन वामजङ्घाप्रसारिणः ॥ कुञ्चितापरजङ्घस्य नेत्रं स्निग्धे गुदे न्यसेत् ॥ बद्ध्वं बस्तिमुखं सूत्रैर्वामहस्तेन धारयेत् । पीडयेद्दक्षिणेनैव मध्यवेगेन धीरधीः ॥ जृम्भाकासक्षयादींश्च बस्तिकाले न कारयेत् । त्रिंशन्मात्रामितः कालः प्रोक्तो वस्तेस्तु पीडने ॥ ततः प्रणिहिते स्नेहे उत्तानोवाक्शतं भवेत् । स्वजानुनः कराबर्त्तं कुर्याच्छोटिकया पुनः ॥ एषा मात्रा भवेदेका सर्वत्रैवैष निश्चयः । निमिषोन्मेषणं पुंसामङ्गुल्या छोटिकाथवा ॥ गुर्वक्षरोच्चारणं वा स्यान्मात्रेयं स्मृता बुधैः । प्रसारितैः सर्वगात्रैर्यथावीर्यं प्रसर्पति ॥

यथावीर्यं स्नेहादि ।

ताडयेत्तलयोरेनं त्रींस्त्रीन्वारान् शनैः शनैः । स्फिजोश्चैव तथा श्रोण्योः शय्यां चैवोत्क्षिपेत्ततः ॥ स्फिजोश्चैनं स्वपाणिभ्यां पूर्ववत्ताडयेद्बुधः । शय्यां च पदतस्तस्य त्रीन् वारानुत्क्षिपेत्ततः ॥ जाते विधाने तु ततः कुर्यान्निद्रां यथासुखम् । सानिलः सपुरीषश्च स्नेहः प्रत्येति यस्य तु ॥ उपद्रवं विना शीघ्रं स सम्यगनुवासितः ॥

उपद्रवस्थाने तुपवौपाविति सुश्रुते पाठः ।

जीर्णान्नमथ सायाह्ने स्नेहे प्रत्यागते पुनः ॥ लध्वन्नं भोजयेत्कामं दीप्ताग्निस्तु नरो यदि ॥ अनुवासिताय दातव्यमितरेऽह्नि सुखोदकम् । धान्यशुण्ठीकषायं वा स्नेहव्यापत्तिनाशनम् ॥

सुखोदकमुष्णोदकं व्यापत्तिर्व्याधिः ।

अनेन विधिना षड्वा सप्त चाष्टौ नवापि वा । विधेया वस्तयस्तेषामन्ते चैव निरूहणम् ॥ दत्तस्तु प्रथमो बस्तिः स्नेहयेद्बस्तिवंक्षणौ । सम्यग् दत्तो द्वितीयस्तु मूर्धस्थमनिलं जयेत् ॥ बलं

वर्णं च जनयेत्तृतीयस्तु प्रयोजितः । चतुर्थपञ्चमौ दत्तौ स्नेहयेतां रसासृजी ॥ षष्ठो मांसं स्नेहयति सप्तमो मेद एव च । अष्टमो नवमश्चापि मज्जानं च यथाक्रमम् ।

यथाक्रममिति वचनाद्दशमोऽस्थि स्नेहयेत् ।

एवं शुक्रगतान्दोषान् द्विगुणः साधु साधयेत् ॥

अष्टादशदिवसावधिकवस्तिः ।

अष्टादशाष्टादशकादिनायो ना निषेवते । स कुञ्जरबलोऽश्वस्य जवतुल्योऽमरप्रभः ॥ रूक्षाय बहुवाताय स्नेहवस्तिं दिने दिने । दद्याद्वैद्यस्तथान्येषामग्न्याबाधभयात् त्र्यहात् ॥ स्नेहोऽल्पमात्रो रूक्षाणां दीर्घकालमनत्ययः ।

अनत्ययः अबाधः ।

तथा निरूहः स्निग्धानामल्पमात्रः प्रशस्यते ॥ अथवा यस्य तत्कालं स्नेहो निर्याति केवलः । तस्याप्यल्पतरो देयो न हि स्निग्धेऽवतिष्ठते ॥

अवतिष्ठते दत्तः स्नेह इति शेषः ।

अशुद्धस्य मलोन्मिश्रः स्नेहो नैति यदा पुनः । तदाङ्गसदनाध्माने शूलं श्वासश्च जायते ॥ पक्वाशये गुरुत्वं च तत्र दद्यान्निरूहणम् । तीक्ष्णं तीक्ष्णौषधैर्युक्तं फलवर्तिमथापि वा ॥ यथानुलोमनो वायुर्मलः स्नेहश्च जायते । तथा विरेचनं दद्यात्तीक्ष्णं नस्यं च शस्यते ॥ यस्य नोपद्रवं कुर्यात् स्नेहवस्तिरनिःसृतः । सर्वोऽपि व्यापृतो रौक्ष्यादुपेक्ष्यः स विजानता ॥ अनायातं त्वहोरात्रे स्नेहं संशोधनैर्हरेत् । स्नेहवस्तावनायाते नान्यः स्नेहो विधीयते ॥ गुडूच्येरण्डपूतीकभार्गीवृषकरोहिषम् । शतावरी सहचरं काकनासां पलोन्मिताम् ॥ यवमाषातसीकोलकुलत्थान् प्रसृतोन्मितान् । चतुर्द्रोणेऽम्भसः पक्त्वा द्रोणशेषेण तेन च ॥ पचेत्तैलाढकं सर्वैर्जीवनीयैः पलोन्मितैः । अनुवासनमेतद्धि सर्ववातविकारनुत् ॥

पूतीकः करञ्जः । रोहिषं ईषत् सुगन्धतृणविशेषः । काकनासा कौआठोठी । प्रसृतम् पलद्वयम् ।

षट्सप्ततिर्व्यापदस्तु जायन्ते वस्तिकर्मणः । दूषितान् समुदायेन तांश्चिकित्स्यात्तु सुश्रुतात् ॥

समुदायेन समुचितनेत्रादि सामग्र्या ।

पानाहारविहाराश्च परिहाराश्च कृत्स्नशः । स्नेहपानसमाः सर्वे नात्र कार्या विचारणा ॥

અનુવાસન અને નિરૂહ એવી રીતે બસ્તિના ( પીચકારીના ) બે પ્રકાર છે. ઘી કે તેલ આદિની પીચકારી અનુવાસનબસ્તિ કહેવાય છે અને કાઢાને, દૂધને તથા તેલને ભેળાં કરીને તેથી જે પીચકારી દેવામાં આવે ને નિરૂહબસ્તિ કહેવાય છે. મૂંગ આદિના મૂત્રાશયની કોથળીરૂપ સાધનથી પિચકારી મારવામાં આવે છે માટે પિચકારીનું નામ

બસ્તિ કહેવાય છે. બસ્તિ એ મૂત્રાશયનું નામ છે.

એ પ્રકારની બસ્તિઓમાં અહીં પ્રથમ અનુવાસનબસ્તિની રીતિ કહીએ છીએ. માત્રાબસ્તિ, એ અનુવાસનબસ્તિનોજ એક પ્રકાર છે. માત્રાબસ્તિમાં ઘી આદિની માત્રા આઠ તોલા ભારની અથવા ચાર તોલા ભારની કરવી. રૂક્ષ શરીરવાળો, તીક્ષ્ણ અગ્નિવાળો અને કેવળ વાયુવાળો જે માણસ હોય તેને અનુવાસન બસ્તિ દેવી. કોઢીઆને, પ્રમેહવાળાને, જાડા શરીરવાળાને અને ઉદરરોગવાળાને અનુવાસન બસ્તિ દેવી નહીં. અજીર્ણવાળા, ઉન્માદવાળા, તરશથી પીડાએલા, સોજાવાળા, મૂર્છાવાળા, અરૂચિવાળા, બીનેલા, શ્વાસના દરદવાળા, ઉધરસવાળા અને ક્ષયથી પીડાએલા એઓને નિરૂહબસ્તિ દેવી નહીં અને અનુવાસનબસ્તિ પણ દેવી નહીં. બસ્તિ દેવાનું નેત્ર એટલે નળી સુવર્ણ આદિ ધાતુની, વૃક્ષની, વાંસની, બરૂની, દાંતની, સીંગડાંના અગ્રની અથવા મણિની કરવી. વિશ્વપ્રકાશ નામના કોશમાં કહ્યું છે કે, નપુંસકલિંગવાળો 'નેત્ર' શબ્દ રવાઇના નેતરાંમાં, વસ્ત્રમાં, ઝાડના મૂળમાં, નેત્રમાં, નેત્રના બંધમાં અને નળીમાં પ્રવર્તે છે. ચલાવનાર ( નાયક ) માં જે નેત્ર શબ્દ પ્રવર્તે છે તેને વિશેષ્યના જેવું લિંગ આપવામાં આવે છે.' એક વર્ષથી તે છ વર્ષસુધીના બાળકને બસ્તિ દેવામાં છ આંગળની નળીનો ઉપયોગ કરવો, છ વર્ષ પછી બાર વર્ષસુધીના માણસને બસ્તિ દેવામાં આઠ આંગળની નળીનો ઉપયોગ કરવો અને બાર વર્ષથી ઉપરના માણસને બસ્તિ દેવામાં બાર આંગળની નળીનો ઉપયોગ કરવો. છ આંગળની નળીમાં મગના દાણા જેવડું, આઠ આંગળની નળીમાં વટાણા જેવડું અને બાર આંગળની નળીમાંબોરના ઠળીઆ જેવડું છિદ્ર રાખવું. નળી લાસી જોઈએ તથા ગાયના પુછડાની પેઠે મૂળમાં જાડી અને તે પછી ઉપરના ભાગમાં અનુક્રમે ઝીણાપણાવાળી જોઇએ. નળી મૂળમાં શેગીના અંગુઠા જેવી જાડી જોઈએ. ઉપરના ભાગમાં વચલી આંગળી જેવી જાડી જોઈએ અને ગોળ મોહોડાંવાળી જોઇએ. નળીના ત્રણ ભાગ સુધી દઈ ચોથા ભાગરૂપ મૂળમાં ગાય આદિના કાન જેવી બે દોડીઓ કરવી અને તે દોડીઓમાં હરણના, બકરાના, સુવરના, બળધના અથવા પાડાના મૂત્રાશયની કોથળીને બે બંધનથી બાંધીને જોડી દેવી. મૂત્રાશયની કોથળી ન મળે તો ચામડાની કોથળીને જોડી દેવી. એ કોથળી આનળથી રંગેલી, બહુ કુણી, ચીકણી અને દૃઢ હોય તો હિતકારી થાય છે. વ્રણમાં પીચકારી મારવી હોય તો લાંબી આઠ આંગળની, મગ જેવડા છિદ્રવાળી અને ગરૂડપક્ષીની પાંખની નસ જેવી જાડી જોઇએ.

બસ્તિનું સારી રીતે સેવન કરવામાં

આવે તો શરીર પુષ્ટ થાય છે, વર્ણ સારો થાય છે, બળ વધે છે, આરોગ્ય રહે છે અને આયુષ્યની વૃદ્ધિ થાય છે. શીતકાલમાં અને વસંતઋતુમાં સ્નેહની બસ્તિ દિવસે દેવી સારી છે અને ગ્રીષ્મઋતુમાં, વર્ષાઋતુમાં તથા શરદ્ઋતુમાં સ્નેહની બસ્તિ રાતે દેવી સારી છે. રોગીને ઝાઝા ઘી કે તેલવાળું ભોજન જમાડીને અનુવાસનબસ્તિ દેવી નહીં. કારણ કે જમવામાં અને પીચકારીમાં એમ બેવાર સ્નેહનો ઉપયોગ થાય તો મદ અને મૂર્છા ઉત્પન્ન થાય છે. જેણે અત્યંત રૂક્ષ અન્ન ખાધું હોય તેને બસ્તિ દેવામાં આવે તો બળનો અને વર્ણનો નાશ થાય છે, માટે રોગીને યથાયોગ્ય ઘીવાળું અન્ન જમાડીને પછી બસ્તિ દેવી.

અનુવાસન અને નિરૂહ નામના બન્ને બસ્તિ જો ઓછી માત્રાથી દેવામાં આવે તો જેવું જોઇએ તેવું કામ કરતા નથી અને વધુ માત્રાથી દેવામાં આવે તો પણ આફરાને, ક્લમને અને અતીસારને ઉત્પન્ન કરે છે. અનુવાસન બસ્તિમાં સ્નેહની છ પળની માત્રા ઉત્તમ જાણવી, ત્રણ પળની માત્રા મધ્યમ જાણવી અને દોઢ પલની માત્રા કનિષ્ઠ જાણવી. સ્નેહમાં સુવાનું અને સૈંધવનું ચૂર્ણ નાખવું. એ ચૂર્ણની માત્રા છ માષાની ઉત્તમ, ચાર માષાની મધ્યમ અને બે માષાની કનિષ્ઠ જાણવી. રેચ લીધાને સાત અહોરાત્ર વીત્યા પછી જેના શરીરમાં જોર આવ્યું હોય એવા રોગીને જમાડ્યા પછી અનુવાસન બસ્તિ દેવી. રોગીને સારી રીતે તેલ ચોળી, ધીરે ધીરે ઉના પાણીથી નવરાવી, ભોજન કરાવી, શાસ્ત્રની રીતિ પ્રમાણે પગથી ચાર ડાર ચલાવી, ઝાડે ફરાવી, મુતરાવી, અને પવન છોડાવીને અનુવાસન બસ્તિ દેવી. રોગીને ડાબા પડખાભર સુવડાવી, ડાબો સાથળ લાંબો કરાવી, જમણા સાથળનો સંકોચ કરાવી, ગુદને ચીકણી કરીને પછી તેમાં નળી નાખવી. ધીરબુદ્ધિવાળા વૈદ્યે દોરાથી બાંધેલા પીચકારીના મોહોડાને ડાબા હાથથી પકડી રાખી જમણા હાથથી મધ્યમ વેગે દાબ દેવો. પીચકારી દેવાના સમયમાં રોગીએ બગાસું ખાવું નહીં, ઉધરસ ખાવી નહીં અને છીંક પણ ખાવી નહીં. પીચકારીને દબાવવાનો કાળ ત્રીશ માત્રા સુધીનો સમજવો. પોતાના ગોઠણને હાથનો આંટો લઇ એક ચપટી વગાડવામાં આવે અથવા આંખ મીચીને ઉઘાડવામાં આવે અથવા ચપટી વગાડવામાં આવે અથવા એક ગુરૂ અક્ષરનું ઉચ્ચારણ કરવામાં આવે તેટલો સમય એક માત્રા કહેવાય છે. શરીરમાં સ્નેહ સારી રીતે પેઠા પછી સો માત્રાસુધી એટલે સો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થાય તેટલા કાળસુધી સઘળાં ગાત્રો લાંબાં કરીને ચત્તું સુવું કે જેથી સઘળા શરીરમાં સ્નેહ પસરી જાય. પછી ધીરે ધીરે રોગીના પગનાં બન્ને તળાંમાં વૈદ્યે ત્રણ ત્રણ વાર પોતાનાં હાથનાં તળાં

ઠોકવાં. એમજ બન્ને સાથળઉપર તથા બન્ને કુલા ઉપર પણ ઠોકવાં. પછી તેની શય્યાને ઉચકાવવી અને વળી બન્ને સાથળમાં આગળની પેઠે બન્ને હાથનાં તળાં ઠોકવાં. વળી ત્રણ વાર તેના પગ આગળથી શય્યાને ઊંચી કરવી. એ પ્રમાણે વિધાન થયા પછી રોગીએ સુખથી નિદ્રા કરવી. જે રોગીને કાંઈ પણ ઉપદ્રવ થયાવિના પવનસહિત અને વિષ્ઠા સહિત સ્નેહ ગુદમાંથી તુરત પાછો નીકળે તેને સારી રીતે અનુવાસિત થયો સમજવો. મૂળમાં 'उपद्रवंविना' એ પાઠને બદલે સુશ્રુતમાં 'तु पत्नौपौविना' એ પાઠ છે. સ્નેહ ગુદમાંથી પાછો નીકળ્યા પછી અને ખાધેલું અન્ન પચી ગયા પછી રોગી જો પ્રદીપ્ત અગ્નિવાળો હોય તો તેને સાયંકાળે હલકું અન્ન જમવા આપવું. જેને અનુવાસન બસ્તિ દીધેલ હોય એવા સ્નેહના વિકારનો નાશ કરવાનેવાસ્તે ઉનું પાણી પીવું અથવા ધાણાનો અને સુંઠનો કાઢો પાવો.

આ રીતે છ, સાત, આઠ અથવા નવ અનુવાસન બસ્તિ દેવી અને સઘળી બસ્તિઓ દેવાઇ રહ્યા પછી અંતે નિરૂહબસ્તિ દેવી. પહેલી બસ્તિથી મૂત્રાશય અને સાથળના સાંધા સ્નિગ્ધ થાય છે. બીજી બસ્તિથી માથાનો પવન શાંત થાય છે. ત્રીજી બસ્તિથી બળ ઠીક થાય છે અને વર્ણ સારો થાય છે. ચોથી અને પાંચમી બસ્તિથી બળ રસ તથા રૂધિર સ્નિગ્ધ થાય છે. છઠ્ઠી બસ્તિથી માંસ સ્નિગ્ધ થાય છે. સાતમી બસ્તિથી મેદ સ્નિગ્ધ થાય છે. આઠમી બસ્તિથી હાડકાં સ્નિગ્ધ થાય છે અને નવમી બસ્તિથી મજ્જા સ્નિગ્ધ થાય છે. આ પ્રમાણે અઢાર બસ્તિઓ દેવામાં આવે તો વીર્યના દોષો પણ સારી રીતે ટળી જાય છે. જે પુરૂષ અઢાર દિવસસુધી અઢાર બસ્તિઓનું સેવન કરે તે પુરૂષ હાથીના જેવા જોરવાળો, ઘોડાના જેવા વેગવાળો અને દેવના સરખી કાંતિવાળો થાય છે. જે માણસ રૂક્ષ હોય અને ઘણા વાયુવાળો હોય તેને વૈદ્યે નિત્ય બસ્તિ દેવી અને બીજાઓને અગ્નિમાં હરકત ન થવાનેવાસ્તે ત્રણ ત્રણ દિવસને અંતરે બસ્તિ દેવી. રૂક્ષ શરીરવાળાં માણસોને થોડી માત્રાની અનુવાસન બસ્તિ દેવામાં આવે તો લાંબા કાળસુધી પણ હરકત કરતી નથી. સ્નિગ્ધ માણસોને થોડી માત્રાની નિરૂહબસ્તિ દેવામાં આવે તો તે અનુકૂલ થાય છે. અથવા જે માણસને બસ્તિ દીધા પછી તુરતજ એકલો સ્નેહ પાછો નીકળે તેને પણ બહુજ થોડી માત્રાની બસ્તિ દેવી. કારણકે સ્નિગ્ધ શરીરમાં નાખેલો સ્નેહ સ્થિર રહેતો નથી. બરાબર શુદ્ધિ નહીં થવાથી માણસને જો વિષ્ઠાસહિત સ્નેહ પાછો ન નીકળે તો અંગ શિથિલ થઇ જાય છે, પેટ ચડી આવે છે, શૂળ નીકળે છે, શ્વાસ થાય છે અને પક્વાશયમાં ભારેપણું થાય છે. આ પ્રમાણે બન્યું હોય તો તીક્ષ્ણ ઔષધો-

વાળી તીક્ષ્ણ નિરૂહબસ્તિ દેવી અથવા વસ્ત્રાદિકની જાડી વાટ કરી તેમાં ઔષધ નાખીને ગુદામાં ખોસાવવી કે જેથી વાયુ અનુલોમ થાય છે અને વિષ્ટાસહિત સ્નેહ બાહાર નીકળે છે. એવા માણસનેવાસ્તે વિરેચન દેવું પણ સારૂં છે અને તીક્ષ્ણ નસ્ય દેવું પણ સારૂં છે. અનુવાસન બસ્તિ શરીરમાંથી પાછી નહીં નીકળ્યા છતાં પણ જે માણસને કશો ઉપદ્રવ ન કરે 'તે માણસ રૂક્ષ હોવાથી તેના શરીરમાં સઘળો સ્નેહ કામ આવી ગયો' એમ સમજી ચતુરવૈદ્યે તેની ઉપેક્ષા કરવી એટલે તે સ્નેહને પાછો કાહાડવાનું યત્ન કરવું નહીં. સ્નેહ એક અહોરાત્રસુધી પાછો ન નીકળે તો શોધનના ઉપાયોથી તેને પાછો કાહાડવો પણ તેને કાહાડવાને વાસ્તે બીજીવાર સ્નેહની બસ્તિ દેવી નહીં. ગળો, એરંડી, કરંજ, ભારંગી, અરડૂસો, રોહિત નામનું સુગંધી ખડ, શતાવરી, કાંટાઅશેળીયો અને ચણોઠી એટલાં ઔષધોને ચાર ચાર તોલાભાર લઈ અને જવ, અડદ, અળસી, બોરડીનાં બીજ તથા કળથી એટલાં ઔષધોને આઠ આઠ તોલા ભાર લઈ તે સઘળાંઓને ચાર દ્રોણ તોલના પાણીમાં પકાવી એક દ્રોણ અવશેષ રહે ત્યારે તેમાં ચાર ચાર રૂપીઆભાર સઘળાં જીવનીયગણનાં ઔષધોની સાથે એક આઢક તેલ પકાવવું. એવી રીતે પકાવેલ તેલનો ઉપયોગ કરવામાં આવે તો વાયુસંબંધી સઘળા વિકારો મટી જાય છે. આ અનુવાસન તૈલ કેહેવાય છે.

બસ્તિક્રિયામાં કાંઇક વિપરીતપણું થઈ જાય તો છોતેર પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. જો એ રોગો ઉત્પન્ન થયા હોય તો સુશ્રુતમાં કહ્યા પ્રમાણે નળી આદિ સામગ્રીઓથી તેઓની ચિકિત્સા કરવી. આ ક્રિયામાં પાન, આહાર, વિહાર, અને સઘળા નિષેધો સ્નેહ પાનની રીતિ પ્રમાણે પાળવા. તેમાં સંશય રાખવો નહીં.

## નિરૂહબસ્તિવિધિ.

### નિરૂહબસ્તિનોવિધિ.

निरूहबस्तिर्बहुधा भिद्यते कारणान्तरैः। तैरेव तस्य नामानि कृतानि मुनिपुङ्गवैः ॥

कारणान्तरैः समवायिकारणभेदैः ।

निरूहस्यापरं नाम प्रोक्तमास्थापनं बुधैः । स्वस्थाने स्थापनाद्दोषधातूनां स्थापनं मतम् ॥ निरूहस्य प्रमाणं तु प्रस्थपादोत्तरं परम् । मध्यमं प्रस्थमुद्दिष्टं हीनं च कुडवास्त्रयः ॥

परं श्रेष्ठम् ।

अतिस्निग्धोऽक्लिष्टदोषः क्षतोरस्कः कृशस्तथा ।

अक्लिष्टदोषः अदत्तोत्क्लेशन इति यावत् । क्षतोरस्कः उरःक्षतवान्

आध्मानछर्दिहिक्कार्शःकासश्वासप्र-

पीडितः ॥ गुदशोफातिसारार्तो विषूचीकुष्ठसंयुतः । गर्भिणी मधुमेही च नास्थाप्यश्च जलोदरी ॥ वातव्याधावुदावर्ते वातासृग्विषमज्वरे । मूर्च्छा तृष्णोदरानाहमूत्रकृच्छ्राश्मरीषु च ॥ वृद्ध्यसृग्दरमन्दाग्निप्रमेहेषु निरूहणम् । शूलेऽम्लपित्ते हृद्रोगे योजयेद्विधिवद्बुधः ॥ उत्सृष्टानिलविण्मूत्रं स्निग्धं स्विन्नमभोजनम् । मध्याह्ने गृहमध्ये च यथायोग्यं निरूहयेत् ॥

स्निग्धं सम्यक्तम् । स्विन्नं उष्णाम्बुस्नापितम् ।

स्नेहबस्तिविधानेन बुधः कुर्यान्निरूहणम् । जाते निरूहे च ततो भवेदुत्कटकासनः ॥ तिष्ठेन्मुहूर्तमात्रं तु निरूहागमनेच्छया ।

अत्र मुहूर्तमात्रशब्देनैतदपि बोधितम् । निरूहप्रत्यागमनकालो मुहूर्तमात्रः ।

अनायातं मुहूर्ते तु निरूहं शोधनैर्हरेत् ॥ निरूहैरेव मतिमान् क्षारमूत्राम्लसैन्धवैः । यस्य क्रमेण गच्छन्ति विट्पित्तकफवायवः ॥ लाघवं चोपजायेत सुनिरूढं तमादिशेत् । यस्य स्याद्बस्तिरल्पाल्पवेगो हीनमलानिलः ॥ मूर्च्छार्तिजाड्यारुचिमान् दुर्निरूढं तमादिशेत् । विविक्तता मनस्तुष्टिः स्निग्धता व्याधिनिग्रहः ॥ आस्थापनं स्नेहबस्त्योः सम्यग्दाने तु लक्षणम् ।

विविक्तता दत्तौषधनिःसरणम् ।

अनेन विधिना युंज्यान्निरूहं बस्तिदानवित् ॥ द्वितीयं वा तृतीयं वा चतुर्थं वा यथोचितम् । स स्नेह एकः पवने पित्ते द्वौ पयसा सह ॥ कषायकटुमूत्राद्याः कफे तृणास्त्रयो हिताः । पित्तश्लेष्मानिलाविष्टे क्षीरयूषरसैः क्रमात् ॥ निरूहं भोजयित्वा च ततस्तमनुवासयेत् । सुकुमारस्य वृद्धस्य बालस्य च मृदुर्हितः ॥ बस्तिस्तीक्ष्णः प्रयुक्तस्तु तेषां हन्याद्बलायुषी । दद्यादुत्क्लेशनं पूर्वं मध्यं दोषहरं ततः ॥ पश्चात्संशमनीयं च दद्याद्बस्तिं विचक्षणः । एरण्डबीजं मधुकं पिप्पली सैन्धवं वचा ॥ हपुषा फलकल्कश्च बस्तिरुत्क्लेशनः स्मृतः ॥

इत्युत्क्लेशनबस्तिः ।

शताह्वा मधुकं बिल्वं कौटजं फलमेव च । सकाञ्जिकः सगोमूत्रो बस्तिर्दोषहरः स्मृतः ॥

इति दोषहरबस्तिः ।

प्रियङ्गुर्मधुकं मुस्ता तथैव च रसाञ्जनम् । सक्षीरः शस्यते बस्तिर्दोषाणां शमनः स्मृतः ॥

इति शमनबस्तिः ।

त्रिफलाक्वाथगोमूत्रक्षौद्रक्षारसमायुताः । ऊषकादिप्रतीवापैर्बस्तयो लेखनाः स्मृताः ॥

ऊषकादिप्रतीवापाः ऊषकादिगणविरेचूर्णप्रक्षेपाः । इति लेखनबस्तयः ।

बृंहणद्रव्यनिःक्वाथैः कल्कैर्मधुरकैर्युताः । सर्पिर्मांसरसोपेता बस्तयो बृंहणाः स्मृताः ॥

इति बृंहणबस्तयः ।

यद्यैरावतीशेलुशाल्मलीपुष्पजाङ्कुराः ।

ऐरावती नारङ्गी शेलुः । बहुआर ।

क्षीरसिद्धाः क्षौद्रयुक्ता नाम्ना पिच्छिलसंज्ञिताः । अजोरभ्रैणरुधिरैर्युक्ता देया विचक्षणैः ॥

अजश्छागः । उरभ्रो मेषः । एणः कृष्णमृगः ।

मात्रा पिच्छिलबस्तीनां पलैर्द्वादशभिर्मता ॥

इति पिच्छिलबस्तयः ।

दद्यादौ सैन्धवस्याक्षं मधुनः प्रसृतिद्वयम् । विनिर्मथ्य ततो दद्यात्स्नेहस्य प्रसृतित्रयम् ॥ एकीभूते ततः स्नेहे कल्कस्य प्रसृतिं क्षिपेत् । संमूर्च्छिते कषायं तु चतुःप्रसृतिसंमितम् ॥ गृह्णीयाच्च तदा वापमन्ते विमसृतोन्मितम् । क्षिप्त्वा विमथ्य दद्याच्च निरूहं कुशलो भिषक् ॥ एवं प्रकल्पितो बस्तिर्द्वादशप्रसृतिर्भवेत् । वाते चतुष्पलं क्षौद्रं दद्यात् स्नेहस्य षट्पलम् ॥ पित्ते चतुष्पलं क्षौद्रं स्नेहं दद्यात्पलत्रयम् । कफे तु षट्पलं क्षौद्रं क्षिपेत् स्नेहे चतुष्पलम् ॥

इति निरूहमात्रा ।

एरण्डकाथतुल्यांशं मधुतैलं पलाष्टकम् । शतपुष्पापलार्धेन सैन्धवार्धेन संयुतम् ॥ मधुतैलकसंज्ञोऽयं बस्तिर्दारुविलोडितः । मेदोगुल्मकमिप्लीहमलोदावर्तनाशनः ॥ बलवर्णकरश्चैव वृष्यो दीपनबृंहणः ॥

इति मधुतैलकबस्तिः ।

क्षौद्राज्यक्षीरतैलानां प्रसृतं प्रसृतं भवेत् । हवुषासैन्धवाक्षांशो बस्तिः स्याद् यापनः परः ॥

इति पाचनसारकः यापनबस्तिः ।

एरण्डमूलनिःक्काथो मधु तैलं ससैन्धवम् । एष युक्तरथोबस्तिः सवचापिप्पलीफलः ।

इति युक्तरथोबस्तिः ।

पञ्चमूलस्य निःक्काथैस्तैलं मागधिका मधु । ससैन्धवः सयष्ट्याह्वः सिद्धबस्तिरिति स्मृतः ॥

सिद्धबस्तिः ।

स्नानमुष्णोदकैः कुर्याद्दिवास्वप्नमजीर्णताम् । वर्जयेदपरं सर्वमाचरेत् स्नेहबस्तिवत् ॥

નોખનોખાં ઔષધોની મેળવણી ઉપરથી નિરૂહબસ્તિના ઘણા પ્રકારો થાય છે અને એ પ્રકારો ઉપરથીજ મહાત્મા મુનિઓએ તે બસ્તિનાં નોખનોખાં નામો કહેલાં છે. પંડિતોએ નિરૂહબસ્તિનું બીજું નામ 'આસ્થાપન' કહેલું છે. કારણ કે એથી દોષોનું અને ધાતુઓનું પોતપોતાને ઠેકાણે સ્થાપન થાય છે. નિરૂહબસ્તિની સવા પ્રસ્થની માત્રા ઉત્તમ સમજવી, એક પ્રસ્થની માત્રા મધ્યમ સમજવી અને ત્રણ કુડવની માત્રા કનિષ્ઠ સમજવી.

અત્યંત સ્નિગ્ધ શરીરવાળો, જેના દોષોને પકાવીને તે તે સ્થાનકોમાંથી ખસેડયા ન હોય તે, છાતીમાં ક્ષતના દર-

દવાળો, દુખળો, જેનું પેટ ચઢી આવ્યું હોય તે, ઉલટીથી પીડાએલો, હેડકીથી પીડાએલો, ઉધરસવાળો, શ્વાસવાળો, ગુદની પીડાવાળો, સોજાવાળો, અતીસારથી પીડાએલો, કાલેશવાળો, કોઢીઆ, ગર્ભવાળી સ્ત્રી, મધુ પ્રમેહવાળો અને જળોદરવાળો એઓને નિરૂહબસ્તિ દેવી નહીં.

વાયુસંબંધી વ્યાધિ, ઉદાવર્ત્ત રોગ, વાતરક્ત, વિષમજ્વર, મૂર્છા, તરશ, ઉદરરોગ, પેડુનું ચઢવું, મૂત્રકૃચ્છ્ર, પાણવી, વધરાવળ, પ્રદર, અગ્નિનું મંદપણું, પ્રમેહ, શૂળ, અમ્લપિત્ત અને છાતીના રોગ એઓથી પીડાએલાઓને સમજુ વૈદ્યે વિધિપૂર્વક નિરૂહબસ્તિ દેવી.

અધોવાયુની, ઝાડાની કે મૂતરની કાંઇ પણ હાજત લાગી હોય તો તે હાજત પુરી પડાવ્યા પછી, ભુખ્યા રહેલા, ઉના પાણીથી નવરાવેલા અને તૈલાદિકથી જેને અભ્યંગ કર્યો હોય એવા રોગીને સમજુ વૈદ્યે મધ્યાન્હના સમયમાં ઘરની અંદર આગળ કહેલી સ્નેહબસ્તિની રીતિ પ્રમાણે યથાયોગ્ય નિરૂહબસ્તિ દેવી. નિરૂહબસ્તિ દેવાયા પછી તે પિચકારીને પાછી ગુદદ્વારથી બાહાર કાહાડવા સારૂ બે ઘડીવાર સુધી રોગીએ ઉભડક બેસવું. બે ઘડીની અંદર નિરૂહબસ્તિ પાછી નીકળે છે.

જો બે ઘડીસુધીમાં નિરૂહબસ્તિ પાછી ન નીકળે તો જવખાર, મૂત્ર, લીંબુનો રસ અને સેંધવ એઓની પીચકારીઓ આરવારૂપ શોધનના ઉપાયોથી તે નિરૂહબસ્તિને પાછી કાહાડવી.

જે માણસને અનુક્રમે વિષ્ઠા, પિત્ત, કફ અને વાયુ નીકળી જાય અને શરીરમાં સ્ફૂર્ત્તિ ( હલકાઇ ) પ્રાપ્ત થાય તેને 'નિરૂહબસ્તિ યથાર્થ લાગી' એમ સમજવું. જે માણસને થોડા થોડા વેગથી પીચકારી પાછી નીકળે, મળ તથા પવન અલ્પ અલ્પ નીકળે, મૂર્છા આવે, પીડા થાય, જડતા થાય અને અરૂચિ ઉત્પન્ન થાય તેને નિરૂહબસ્તિ બરાબર ન લાગી સમજવી.

આપેલું ઔષધ નીકળી જાય, મનમાં પ્રસન્નતા થાય, સ્નિગ્ધપણું થાય અને વ્યાધિનો અટકાવ થાય એઓ સ્નેહબસ્તિ તથા નિરૂહબસ્તિ સારી રીતે દેવાયાનાં લક્ષણો છે.

બસ્તિ દેવામાં યથાર્થ સમજનારા વૈદ્યે એ પ્રકારથી નિરૂહબસ્તિ દેવી. યોગ્ય લાગે તો એ બસ્તિ બીજીવાર, ત્રીજીવાર અને ચોથીવાર પણ દેવી. વાયુનો રોગ હોય તો સ્નેહવાળી એક નિરૂહબસ્તિ દેવી, પિત્તનો રોગ હોય તો દુધવાળી બે નિરૂહબસ્તિ દેવી અને કફનો રોગ હોય તો તુરા, તીખા અને મૂત્ર આદિ પદાર્થોને ગરમ કરીને તેઓની ત્રણ નિરૂહબસ્તિઓ દેવી. જો માણસ પિત્ત, કફ અને વાયુથી રોગએલ હોય તો અનુક્રમે દુધની, મગના રસની અને માંસના રસની બસ્તિઓ દેવી. જેને નિરૂહબસ્તિ દેવામાં આવી

હોય તે માણસને જમાડીને પછી અનુવાસનબસ્તિ દેવી.

સુકુમાર શરીરવાળાને વૃદ્ધને અને બાલકને કોમળબસ્તિ હિતકારક છે. જો એઓને તીક્ષ્ણબસ્તિ દેવામાં આવે તો તેઓનાં બળનો અને આયુષ્યનો નાશ કરે છે. સમજુ વૈદ્યે પ્રથમ ઉત્ક્લેશનબસ્તિ દેવી, પછી દોષહરબસ્તિ દેવી અને તે પછી સંશમનીયબસ્તિ દેવી. એરંડી, મહુડાની છાલ, પીપળ, સૈંધવ, વજ અને પલાશીનાં ફૂલનો કલ્ક એઓનીબસ્તિ દેવામાં આવે તે ઉત્ક્લેશનબસ્તિ કહેવાય છે કે જેથી દોષો પાછી પોતપોતાનાં સ્થાનકોમાંથી ખસીને અલગા થઇ જાય છે. શતાવરી, જેઠીમધ, બીલી અને ઇંદ્રજવ એઓને કાંજીમાં તથા ગોમૂત્રમાં વાટી તેથી બસ્તિ દેવામાં આવે તે દોષહરબસ્તિ કહેવાય છે કે જેથી વાત આદિ દોષોનું હરણ થાય છે. કાંગ, જેઠીમધ, નાગરમોથ, અને રસવંતી એઓને દૂધમાં વાટી તેથીબસ્તિ દેવામાં આવે તે સંશમનીય બસ્તિ કહેવાય છે કે જેથી દોષોનું શમન થાય છે.

### લેખનબસ્તિ.

ઉપક આદિ ગણનાં ચૂર્ણ, હરડાં બેડાં તથા આમળાંનો ક્વાથ, ગોમૂત્ર, મધ અને જવખાર એઓથી જે બસ્તિ દેવામાં આવે તે લેખનબસ્તિ કહેવાય છે. એ બસ્તિથી મળો ઉખડી જાય છે.

### બૃંહણબસ્તિ.

ધાતુઓને વધારનારા પદાર્થોનો ક્વાથ, મધુર પદાર્થોના કલ્ક, ઘી અને માંસના રસાથી જે બસ્તિ દેવામાં આવે તે બૃંહણબસ્તિ કહેવાય છે. એ બસ્તિથી ધાતુઓની ભરતી થાય છે.

### પિચ્છિલબસ્તિ.

બોર, નારંગી, ગુંદાં, શેમળાનાં ફુલના અંકુરો, એઓને દૂધમાં પકાવી મધ નાખીને બકરાના, ઘેટાના તથા કાળા હરણના લોહીસહિત જે બસ્તિ દેવામાં આવે તે પિચ્છિલબસ્તિ કહેવાય છે. એ બસ્તિથી ચીકાશ થાય છે. પિચ્છલબસ્તિની માત્રા બાર પલની સમજવી.

### નિરૂહબસ્તિની માત્રાનોવિધિ.

પ્રથમ એક તોલું સૈંધવ નાખી તેમાં સોળ તોલા મધ નાખી ખૂબ વાટીને પછી તેમાં ચોવીશ રૂપીઆભાર સ્નેહ નાખવો. મર્દન કરીને સ્નેહને સારી રીતે ભેળવી દીધા પછી તેમાં આઠ રૂપીઆભાર કલ્ક નાખવો. કલ્કને ઘુંટીને ભેળવી દીધા પછી તેમાં બત્રીશ રૂપીઆભાર ક્વાથ અને છેલ્લી વારે સોળ રૂપીઆભાર યોગ્ય ચૂર્ણ નાખી સઘળાંનું ખૂબ મર્દન કરીને સમજુ વૈદ્યે તેથી નિરૂહબસ્તિ દેવી. આ પ્રમાણે કરેલી બસ્તિ વજનમાં બાર પ્રસૃતિની થાય છે. વિશેષ એ છે કે વાયુનું દરદ હોય તો ચાર પલ મધ અને છ પલ સ્નેહ નાખવો. પિત્તનું દરદ હોય તો ચાર પલ મધ

અને ત્રણ પલ સ્નેહ નાખવો અને કફનું દરદ હોય તો છ પલ મધ અને ચાર પલ સ્નેહ નાખવો.

### મધુતૈલકબસ્તિ.

આઠ પલ એરંડાનાં મૂળનો ક્વાથ કરી તેમાં ચાર પલ મધ, ચાર પલ તેલ, અરધ પલ સુવા અને અરધ પલ સૈંધવ નાખી સર્વને રવાઈથી વલોવવાં એટલે એ મધુતૈલક એવા નામની પિચકારી થાય છે. આ પિચકારી મારવાથી બળ વધે છે, વર્ણ સારો થાય છે, મૈથુનની શક્તિ વધે છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે, ધાતુની પુષ્ટિ થાય છે અને મેદ, ગાંઠ, કૃમિ, બરલ, મલ તથા ઉદાવર્ત્ત એઓનો નાશ થાય છે.

### યાપનબસ્તિ.

મધ, ઘી, દૂધ અને તેલ એઓને આઠ આઠ રૂપીઆભાર લઇ તેમાં એક તોલુ પલાશી અને એક તોલુ સૈંધવ નાખી ઘુંટીને જે પિચકારી કરવામાં આવે તે યાપન બસ્તિ કહેવાય છે. એ બસ્તિથી પાચન થાય છે અને દસ્ત પણ ઉતરે છે.

### યુક્તરથબસ્તિ.

એરડાનાં મૂળીયાંનો ક્વાથ કરી તેમાં મધ, તેલ, સૈંધવ, વજ અને પીપલ નાખવામાં આવે તો તે પિચકારી યુક્તરથ કહેવાય છે.

### સિદ્ધબસ્તિ.

પંચમૂળના ક્વાથમાં તેલ, પીપળ સૈંધવ તથા જેઠીમધ નાખીને જે પિચકારી કરવામાં આવે તે સિદ્ધબસ્તિ કહેવાય છે.

### બસ્તિમાં સેવ્ય તથા નિષિદ્ધ પદાર્થો.

બસ્તિ લેનારા માણસે ઉનાં પાણીથી નાહાવું, દિવસે સુવું નહી, અજીર્ણ થવા દેવું નહી અને બીજુ સઘળુ સ્નેહ બસ્તિની રીતિ પ્રમાણે કરવું.

## ઉત્તરબસ્તિવિધિ.

### ઉત્તરબસ્તિનોવિધિ.[1]

अतः परं प्रवक्ष्यामि वस्तिमुत्तरसंज्ञितम् । निरूहादुत्तरो यस्मात्तस्मादुत्तरसंज्ञकः ॥ द्वादशाङ्गुलकं नेत्रं मध्ये च कृतकर्णिकम् । मालतीपुष्पवृन्ताभं छिद्रं सर्षपनिर्गमम् ॥ पञ्चविंशतिवर्षाणामधो माना द्विकार्षिकी । तदूर्ध्वं पलमाना च स्नेहयोक्ता भिषग्वरैः ॥ अथ स्थापन शुद्धस्य तृप्तस्य स्नानभोजनैः । स्थितस जानुमात्रेण पीठे स्निग्धशलाकया ॥ स्नि ग्धका मेढ्रमार्गे तु ततो नेत्रं नियोजयेत् शनैः शनैर्घृताभ्यक्तं मेढ्ररन्ध्रेऽङ्गुलानि पट् ॥ ततोऽवपीडयेद्बस्तिं शनैर्नेत्रं वि निर्हरेत् । ततः प्रत्यागते स्नेहे स्नेहवस्ति क्रमो हितः ॥ स्त्रीणां कनिष्ठिकास्थू नेत्रं कुर्याद्दशाङ्गुलम् । शुद्धमेवप्रयोज्यं योन्यन्तश्चतुरङ्गुलम् ॥ द्व्यङ्गुलं मूत्रमा

[1] લિંગમા કે યોનીમા પીચકારી મારે તે ઉત્તરબસ્તિ કહેવાય છે

च सूक्ष्मं नेत्रं वियोजयेत् । मूत्रकृच्छ्रविकारेषु बालानां लेकमङ्गुलम् ॥ शनैर्निष्कम्पमाधेयं सूक्ष्मं नेत्रं विचक्षणैः । मालतीपुष्पवृन्ताभं नेत्रमित्युदितं पुनः ॥

सूक्ष्मशब्दाभिधाने बालानां ततोऽपि नेत्रस्य सूक्ष्मताबोधनार्थम् ।

योनिमार्गेषु नारीणां स्नेहमात्रा द्विपालिकी । मूत्रमार्गे पलोन्मानं बालानां च द्विकार्षिकी ॥ उत्तानायै स्त्रियै दद्यादूर्ध्वजान्वै विचक्षणः । अमत्यागच्छति भिषग्वस्तावुत्तरसंज्ञिते ॥ भूयो वस्तिं विदध्याच्च संयुक्तं शोधनैर्गुणैः । फलवर्त्तिं विदध्याद्वा योनिमार्गे दृढं भिषक्॥ सूत्रैर्विनिर्मितां स्निग्धां शोधनद्रव्यसंयुताम् । दह्यमाने तथा वस्तौ दद्याद्वस्तिविशारदः ॥ क्षीरवृक्षकषायेण पयसा तितलेन वा ।

दह्यमाने वस्तौ यस्मिन् स्थाने वस्तिर्दत्तस्तस्मिन्दह्यमाने ॥

वस्तिः शुक्ररुजः पुंसां स्त्रीणामार्तवजा रुजः । हन्यादुत्तरवस्तिस्तु नोचितो मेहिनां क्वचित् ॥ सम्यग्दत्तस्य लिङ्गानि व्यापदः क्रम एव च । वस्तेरुत्तरसंज्ञस्य समानः स्नेहवस्तिना ॥

હવે ઉત્તરબસ્તિ વિષે કહું છું. એ બસ્તિ નિરૂહબસ્તિ દીધા પછી દેવાને યોગ્ય છે તેથી ઉત્તરબસ્તિ કહેવાય છે. મધ્યમાં ગાયના કાન જેવી ડોડીવાળી, માલતીના ફુલના દીટીઆ જેવી અને સર્ષપ નીકળે એટલા છિદ્રવાળી બાર આંગળની નળી કરવી. પચીશ વર્ષથી ઓછી અવસ્થાવાળાઓને વાસ્તે એ બસ્તિમાં સ્નેહની બે તોલાની માત્રા કરવી અને એથી વધારે અવસ્થાવાળાઓને વાસ્તે એ બસ્તિમાં સ્નેહની ચાર તોલાની માત્રા લેવી એમ ઉત્તમ વૈદ્યોએ કહ્યું છે. નિરૂહ બસ્તિથી શુદ્ધ થએલા અને સ્નાનથી તથા ભોજનથી તૃપ્ત થએલા પુરૂષને આસનપર ઉભડક બેસાડી તેના લિંગમાં પ્રથમ જેવી જોઇએ તેવી ચીકણી સળી નાખી માર્ગને સાફ કરીને પછી ઘીથી ખરડેલી છ આંગળની નળી ધીરે ધીરે લિંગના છિદ્રમાં ઘાલવી. પછી બસ્તિને દબાવીને ધીરેથી નળી બાહાર કાહાડી લેવી. બાહાર કાહાડયા પછી લિંગમાંથી સ્નેહ પાછો નીકળે એટલે તે પછી આગળ કહેલી સ્નેહ બસ્તિની રીતી પ્રમાણે વર્તવું એ હિતકારી છે. સ્ત્રીના અંગમાં ઉત્તરબસ્તિની ક્રિયા કરવી હોય તો વચલી આંગળી જેવી જાડી અને જેમાં મગ પેસી જાય એવડા છિદ્રવાળી દશ આંગળની ઝીણી નળી કરાવવી. એ નળીને ગર્ભાશયમાં ઘાલવી હોય તો ચાર આંગળ ઘાલવી અને મૂત્રના માર્ગમાં ઘાલવી હોય તો બે આંગળ ઘાલવી. બાળકોને મૂત્રકૃચ્છ્રનો વિકાર થયો હોય તો એથી પણ વધારે ઝીણી નળી કરાવી હાથને નહીં કંપાવતાં ધીરે ધીરે શિશ્નની અંદર બે આંગળ ઘાલવી. એ નળી માલતીના ફુલના દીટીઆં જેવી જોઇએ એમ ઉપર કેહેવાઇ ગયું છે.

સ્ત્રીઓના ગર્ભાશયમાં સ્નેહની આઠ રૂપીઆ ભારની માત્રા કરવી. અને મૂત્રના માર્ગમાં ચાર રૂપીયા ભારની માત્રા કરવી. બાલકોના શિસ્નમાં બે રૂપીઆ ભારની માત્રા કરવી. સમજુ વૈદ્યે સ્ત્રીને ચતી સુવડાવી ગોઠણ ખૂબ ઊંચા કરાવીને પિચકારી મારવી. એ ઉત્તરબસ્તિ પાછી ન આવે તો વૈદ્યે શોધન ગુણવાળી બીજી પીચકારી મારવી અથવા યોનિના માર્ગમાં સુતરથી બનાવેલી, ચીકણી અને શોધન પદાર્થોથી સંયુક્ત કરેલી દૃઢ વાટ ખોસી મુકવી. જે સ્થાનકમાં પીચકારી મારી હોય તે સ્થાનકમાં બળતરા ઉઠે તો ચતુર વૈદ્યે છીરવાળાં ઝાડના ક્વાથથી અથવા ટાઢા પાણીથી બીજી પીચકારી મારવી. ઉત્તરબસ્તિ પુરૂષોનાં વીર્યનાં દરદોને અને સ્ત્રીઓનાં ઋતુનાં દરદોને મટાડે છે. પ્રમેહના દરદવાળાઓને કદી પણ ઉત્તરબસ્તિની ક્રિયા કરવી નહીં. ઉત્તરબસ્તિ બરાબર દેવાયાની નીશાનીઓ, બરાબર ન દેવાઈ હોય તો તેથી થતી પીડાઓ અને બીજા પણ સઘળા અનુક્રમ સ્નેહની બસ્તિના જેવાજ સમજવા.

---

## ફલવર્તિવિધિ.

### વાટ મુકવાનોવિધિ.

घृताभ्यक्ते गुदे क्षिप्ता श्लक्ष्णा स्वाङ्गुष्ठसन्निभा । मलप्रवर्तिनी वर्तिः फलवर्तिश्च सा स्मृता ॥

ઝાડો આણવાનેવાસ્તે ગુદમાં ઘી ચોપડીને રોગીને અંગુઠા જેવી જાડી અને ચીકણી વાટ ખોસવામાં આવે છે તેને વૈદ્ય લોકો 'ફલવર્ત્તિ' કહે છે.

---

## નસ્યગ્રહણવિધિ.

### નસ્ય લેવાનો પ્રકાર.

नस्यं तत्कथ्यते धीरैर्नासाग्राह्यं यदौषधम् । नावनं नस्यकर्मेति तस्य नामद्वयं मतम् ॥

नस्यकर्म नासिकायां कर्म चिकित्सा येन तत् नस्यकर्म ।

नस्यभेदो द्विधा प्रोक्तो रेचनं स्नेहनं तथा । रेचनं कर्षणं प्रोक्तं स्नेहनं बृंहणं मतम् ॥ कफपित्तानिलध्वंसे पूर्वमध्यापराह्णके । दिनस्य गृह्यते नस्यं रात्रावप्युत्कटे गदे ।

दिनस्य । त्रिधा विभक्तस्य । पूर्वभागादौ ।

नस्यं त्यजेद्भोजनान्ते दुर्दिने चापतर्पितः ॥ तथा नवप्रतिश्यायी गर्भिणी ज्वरदूषितः ॥ अजीर्णी दत्तबस्तिश्च पीतस्नेहोदकासवः । क्रुद्धः शोकाभिभूतश्च तृषार्त्तो वृद्धबालकौ ॥ वेगावरोधी श्रान्तश्च स्नातुकामश्च वर्जयेत् ।

नस्यमिति शेषः ।

अष्टवर्षस्य बालस्य नस्यकर्म समाचरेत् अशीतिवर्षादूर्ध्वं च नावनं नैव दीयते । अथ वैरेचनं नस्यं ग्राह्यं तैले सुपक्वे तीक्ष्णकैः ॥ तीक्ष्णं भेषजमिद्रैर्वा स्वरसैः क्वाथैः रसैस्तथा । नासिकारन्ध्रयोरर्धं

षड् चत्वारश्च बिन्दवः ॥ प्रत्येकं रेचनं योग्यं मुख्यमध्याल्पमात्रया । नस्यकर्मणि दातव्यं शाणैकं तीक्ष्णमौषधम् ॥ हिङ्गु स्याद्यवमात्रं तु माषैकं सैन्धवं मतम् । क्षीरं चैवाष्टशाणं स्यात्पानीयं च त्रिकार्षिकम् ॥ कार्षिकं मधुरद्रव्यं नस्यकर्मणि योजयेत् । अवपीडः प्रधमनं द्वौ भेदावपरौ स्मृतौ ॥ शिरोविरेचनस्यार्थे तौ तु देयौ यथायथम् ॥ कल्कीकृतादौषधाद्यः पीडितो निःसृतो रसः ॥ सोऽवपीडःसमुद्दिष्टस्तीक्ष्णद्रव्यसमुद्भवः॥ षडङ्गुला द्विवक्त्रा वा नाडी चूर्णं तया धमेत् ॥ तीक्ष्णं कोलमितं वक्त्रवातैः प्रधमनं हि तत् । ऊर्ध्वजत्रुगते रोगे कफजे स्वरसंक्षये ॥ अरोचके प्रतिश्याये शिरःशूले च पीनसे । शोफापस्मारकुष्ठेषु नस्यं वैरेचनं हितम् ॥ भीरुस्त्रीकृशबालानां नस्यं स्नेहेन शस्यते । गलरोगे सन्निपाते निद्रायां विषमज्वरे ॥ मनोविकारे कृमिषु पूज्यते चावपीडनम् । अत्यन्तोत्कटदोषेषु विसंज्ञेषु च दीयते॥ चूर्णं प्रधमनं धीरैस्तद्धि तीक्ष्णतरं यतः॥

नस्यं वैरेचनं यथा ।

नस्यं स्याद्गुडशुण्ठीभ्यां पिप्पलीसैन्धवेन वा । जलपिष्टेन कर्णाक्षिनासामूर्धभवा गदाः ॥ मन्याहनुगलोद्भूता नश्यन्ति भुजपृष्ठजाः । मधूकसारकृष्णाभ्यां वचामरिचसैन्धवैः ॥ नस्यं कोष्णाम्भसा पिष्टं दद्यात् संज्ञाप्रबोधनम् । अपस्मारे तथोन्मादे सन्निपातेऽपतन्त्रके॥ सैन्धवं श्वेतमरिचं सर्षपाः कुष्ठमेव च । वस्तमूत्रेण संपिष्टं नस्यं तन्द्रानिवारणम्॥

श्वेतमरिचं सहिजनका बीजम् ।

रोहितस्य च पित्तेन भावितं मरिचं वचा । कट्फलं चेति तच्चूर्णं देयं प्रधमनं बुधैः ॥ अथ बृंहणनस्यस्य कल्पना कथ्यतेऽधुना । मर्शश्च प्रतिमर्शश्च द्वौ भेदौ स्नेहने मतौ ॥ मर्शस्य तर्पणी मात्रा मुख्या शाणैः स्मृताऽष्टभिः । मध्यमा तु चतुःशाणैर्हीना शाणमिता मता ॥ एकैकशस्तु मात्रेयं देया नासापुटे बुधैः । मर्शस्य द्वित्रिवेलं वा वीक्ष्य दोषबलाबलम् ॥ एकान्तरं द्व्यन्तरं वा नस्यं दद्याद्विचक्षणः ।

एकान्तरम् एकं दिनमन्तरं नस्यशून्यं यत्र तदेकान्तरम् ॥

त्र्यहं पञ्चाहमथवा सप्ताहं वा सुयन्त्रितः ॥

अथवा त्र्यहम् । त्रीण्यहानी यावत् । प्रतिदिनं एवं पञ्चाहं सप्ताहं च । सुयन्त्रितः । सावधानः । यथोऽच्छिकं न भवति ।

मर्शे शिरोविरेके च व्यापदो द्विधाः स्मृताः । दोषोत्क्लेशात्क्षयाच्चैव विज्ञेयास्ता यथाक्रमम् ॥ दोषोत्क्लेशनिमित्तासु युञ्ज्याद्वमनशोधनम् ।

वमनरूपं शोधनम् ।

अथ क्षयनिमित्तासु यथास्वं बृंहणं हितम् ॥ शिरोनासाक्षिरोगेषु सूर्यावर्तार्धभेदके । दन्तरोगेऽवले हीने मन्याहनुजे गदे ॥ मुखशोषे कर्णनादे वातपित्तगदे तथा । अकालपलिते चैव के-

शश्मश्रुप्रपातने ॥ पूज्यते बृंहणं नस्यं स्नेहैर्वा मधुरद्रवैः ॥

वृंहणं नस्यं यथा ।

सशर्करं पयःपिष्टं भृष्टमाज्येन कुङ्कुमम् । नस्यप्रयोगतोहन्याद्वातरक्तभवा रुजः ॥ भ्रूशंखाक्षिशिरःकर्णसूर्यावर्तार्धभेदकान् । नस्यं स्यादणुतैलेन तथा नारायणेन वा ॥ माषादिना वा सर्पिर्भिस्तत्तद्भेपजसाधितैः ॥

अणुतैलमुक्तं सुश्रुतेन तद्यथा ।

तिलपरिपीडनोपकरणकाष्ठान्याहृत्य यैरनल्पकालं तिलाः परिपीडितास्तान्यणूनि खण्डशः कल्पयित्वा उलूखले सङ्कुट्य कटाहे पानीयेनाप्लाव्य काथयेत्ततस्तैलं निःसरति तत्तैलं हस्तेन जलान्निःसार्य वातघ्नौषधकल्केन पचेत् । तदणुतैलमिति तद्वातरोगहरम् ॥

तैलं कफे स्याद्वाते च केवले पवने वसा । दद्यान्नस्यं सदा पित्ते सर्पिर्मज्ज्ञानमेव च ॥ माषात्मगुप्तरास्नाभिर्बलारुबुकरौहिषैः । कृतोऽश्वगन्धया काथो हिङ्गुसैन्धवसंयुतः ॥ कोष्णो नस्यप्रयोगेण पक्षाघातं सकम्पनम् । जयेदर्दितवातं च मन्यास्तम्भापबाहुकौ ॥ प्रतिमर्शस्य मात्रा तु द्विद्विबिन्दुमिता मता । प्रत्येकशो नासिकयोः स्नेहेनेति विनिश्चितम् ॥ स्नेहे ग्रन्थिद्वयं यावन्निमग्ना चोद्धृता ततः । तर्जनीयं स्रवेद्बिन्दुं सा मात्रा बिन्दुसंज्ञिता ॥ एवंविधैर्बिन्दुसंज्ञैरष्टाभिः शाण उच्यते । स देयो मर्शनस्येषु प्रतिमर्शोद्विबिन्दुकः ॥ समयाः प्रतिमर्शस्य बुधैः प्रोक्ताश्चतुर्दश । प्रभाते दन्तकाष्ठान्ते गृहान्निर्गमने तथा ॥ व्यायामाध्वव्यवायान्ते विण्मूत्रान्तेऽञ्जने कृते । कवलान्ते भोजनान्ते दिवास्वप्नोत्थिते तथा ॥ वमनान्ते तथा सायं प्रतिमर्शः प्रयुज्यते । ईषदुच्छिंकनात् स्नेहो यदा वक्त्रं प्रपद्यते ॥ नस्ये निषिक्तं तं विन्द्यात्प्रतिमर्शप्रमाणतः ॥

मात्रायुक्तम् ।

उच्छिष्टं न पिबेच्चैतन्निष्ठीवेन्मुखमागतम् ॥

उच्छिष्टम् । नस्यावशिष्टम् ।

क्षीणे तृणास्यशोषार्त्ते बाले वृद्धे च पूज्यते । प्रतिमर्शान्न जायन्ते रोगाश्चैवोर्ध्वजत्रुजाः ॥ वलीपलितनाशश्च बलमिन्द्रियजं भवेत् । विभीतं निम्बगम्भारी शिवा शेलुश्च काकिनी ॥ एकैकतैलनस्येन पलितं नश्यति ध्रुवम् । अथ नस्य विधिं वक्ष्ये नस्यग्रहणहेतवे ॥ देशे वातरजोमुक्ते कृतदन्तनिघर्षणम् । विशुद्धं धूमपानेन स्विन्नभालगलं तथा ॥ उत्तानशायिनं किञ्चित्प्रलम्बशिरसं नरम् । आस्तीर्णहस्तपादं च वस्त्राच्छादितलोचनम् ॥ समुन्नामितनासाग्रं वैद्यो नस्येन योजयेत् । कोष्णेनाच्छिन्नधारेण हेमतारादिशुक्तिभिः ॥ शुक्त्या वा यंत्रयुक्तया वा स्रोतैर्वा नस्यमाचरेत् ।

स्रोतैर्वस्त्रैस्तदुपलक्षितैर्म्तूलैरपि ।

नस्येप्वासिच्यमानेषु शिरो नैव प्रकम्पयेत् ॥ न कुप्येन्न प्रभापेन नोच्छिंसेन्न हसेत्तथा । एतर्हि त्रिहितः स्नेहो नैवान्तः

सम्पद्यते ॥ ततः कासप्रतिश्यायशिरोऽक्षिगदसम्भवः । शृङ्गाटकमभिव्याप्य स्थापयेन्न गिलेद्‌द्रवम् ॥ पञ्चसप्तदशैव स्युर्मात्रा स्नेहस्य धारणे । उपविश्याथ निष्ठीवेन्नासा वक्त्रागतं द्रवम् ॥ वामदक्षिणपार्श्वाभ्यां निष्ठीवेत्संमुखं न हि । नीते नस्ये मनस्तापं रजः क्रोधं च सन्त्यजेत् ॥ शयीत निद्रां त्यक्त्वा च प्रोत्तानो वाक्शतं नरः । तथा शिरोविरेकान्ते धूमो वा कवलो हितः ॥ नस्ये त्रीण्युपदिष्टानि लक्षणानि प्रयोगतः । शुद्धिहीनातियोगा हि विज्ञेयाः शास्त्रचिन्तकैः ॥ लाघवं मलसंशुद्धिः स्रोतसां व्याधिसङ्क्षयः । चित्तेन्द्रियप्रसादश्च शिरसः शुद्धिलक्षणम् ॥ कण्डुः प्रदेहो गुरुता स्रोतसां कफसंस्रवः । मूर्ध्नि हीनाविशुद्धे तु लक्षणं परिकीर्तितम् ॥

हीनाविशुद्धे हीननस्येनाविशुद्धे ।

मस्तुलुङ्गागमो वातवृद्धिरिन्द्रियविभ्रमः । शून्यता शिरसश्चापि मूर्ध्नि गाढं विरेचिते ॥

मस्तुलुङ्गम् । मस्तकान्तः स्नेहः इन्द्रियविभ्रमः । इन्द्रियाणामयथाविषयग्रहः ।

यत्र हीनेन नस्येनाशुद्धे श्लेष्मघ्नमाचरेत् । अतिशुद्धे तु शिरसि सर्पिर्नस्ये निषेचयेत् ॥ कफप्रसेकः शिरसो गुरुतेन्द्रियविभ्रमः । लक्षणं तदतिस्निग्धे तत्र रुक्षं प्रदापयेत् । भोजयेच्चानभिष्यन्दि नस्ये वात्तिकमादिशेत् ॥

वातिकम् । वातघ्नमुपदिशेत् ॥ इति पञ्चकर्माणि ॥

નાકથી ગ્રહણ કરાવવાનું જે ઔષધ હોય તેને વિદ્વાનો 'નસ્ય' કહે છે. એનાં નાવન અને નસ્યકર્મ એ બે નામો છે. તેથી નાસિકામાં ચિકિત્સા થાય છે માટે નસ્યકર્મ કહેવાય છે. રેચન અને સ્નેહન એમ નસ્યના બે પ્રકાર છે. જે નસ્યથી અંદરના પદાર્થોને ઓછા કરવામાં આવે તે રેચન કહેવાય છે અને જે નસ્યથી અંદરના પદાર્થોમાં ભરતી કરવામાં આવે તે સ્નેહન કહેવાય છે.

કફ મટાડવો હોય તો પૂર્વાન્હ સમયમાં નસ્ય દેવું, પિત્ત મટાડવું હોય તો મધ્યાન્હ સમયમાં નસ્ય દેવુ અને વાયુ મટાડવો હોય તો અપરાન્હકાલમાં નસ્ય દેવું. જો રોગ ભયંકર હોય તો રાત્રિના સમયમાં પણ નસ્ય દેવું. જમ્યા પછી તુરત, વાદળાંઓથી ઢંકાએલા દિવસમાં, લાંઘણ કરીને, તાજો સળીખમ હોય ત્યારે, સ્નેહનું જલનું કે આસવનું પાન કર્યું હોય ત્યારે, પીચકારી દેવાયા પછી અજીર્ણ હોય તો, તાવ આવતો હોય તો, ક્રોધ ચડયો હોય ત્યારે, અને નાહાવાની ઇચ્છા થઇ હોય ત્યારે નસ્ય લેવું નહીં. શોકથી પીડાએલાએ, ગર્ભવાળી સ્ત્રીએ, થાકેલાએ, તરસ્યાએ, વૃદ્ધે, બાલક અને મૂત્ર આદિના વેગોને રોકનારાએ પણ નસ્ય લેવું નહીં. બાલક જ્યાંસુધી આઠ વર્ષનો ન થયો હોય ત્યાંસુધી તેને નસ્ય દેવું નહીં અને એંશી વર્ષથી ઉપરના વૃદ્ધને પણ નસ્ય દેવું નહીં.

### રેચન નસ્યનું વિધાન.

તીક્ષ્ણ તેલોથી અથવા તીક્ષ્ણ ઔષધમાં પકાવેલાં સ્નેહોથી, ક્વાથોથી, કે રસોથી રેચન નસ્ય લેવું.

### રેચન નસ્યનો પ્રકાર.

નાસિકાનાં બે છિદ્રોમાં પ્રત્યેકમાં રેચન નસ્ય દેવું. પ્રત્યેક છિદ્રમાં આઠ આઠ ટીપાં નાખવાં એ ઉત્તમ માત્રા છે, છ છ ટીપાં નાખવાં એ મધ્યમ માત્રા છે, અને ચાર ચાર ટીપાં નાખવાં એ કનિષ્ઠ માત્રા છે.

### નસ્યમાં ઔષધોનું પ્રમાણ.

નસ્યના કામમાં તીક્ષ્ણ ઔષધ ચોવીશ ચણોઠી ભાર લેવું, હીંગ એક જવભાર લેવી, સૈંધવ છ ચણોઠી ભાર લેવું, દૂધ આઠ શાણભાર લેવું, પાણી ત્રણ રૂપીઆભાર લેવું અને મધુર દ્રવ્ય એક રૂપીઆભાર લેવું.

### રેચન નસ્યના બીજા બે ભેદ.

રેચન નસ્યના અવપીડ અને પ્રધમન એવા નામના બીજા બે ભેદ છે. નસ્ય દઇને માથાને ખાલી કરવું હોય તો યોગ્ય રીતે એ ભેદોનો ઉપયોગ કરવો.

### એ બે ભેદોનાં લક્ષણ.

જેની સાથે તીક્ષ્ણ પદાર્થો મેળવ્યા હોય એવાં ઔષધનો કલ્ક કરી તેને નીચોવીને જે રસ કાહાડવામાં આવે તે અવપીડ કહેવાય છે. છ આંગળની જે મોહોડાંવાળી નળીમાં અડતાલીશ ચણોઠીભાર તીક્ષ્ણ ચૂર્ણ ભરી મોહોડાની ફૂંક દઇને તે ચૂર્ણને નાકમાં ચડાવી દેવું એ પ્રધમન કહેવાય છે.

### રેચન અને સ્નેહન નસ્યનો કેવા વિષયમાં ઉપયોગ કરવો.

ડોકની હાંસડીથી ઉપરના રોગમાં, કફથી થએલા સ્વરના ક્ષયમાં, અરૂચિમાં, સળીખમમાં, માથાના શૂળમાં, નાક ચુયા કરતું હોય તેમાં, સોજામાં, વાઈમાં અને કોઢમાં રેચન નસ્ય દેવું હિતકારી છે. બીકણને, સ્ત્રીઓને, દુબળાઓને અને બાલકોને સ્નેહન નસ્ય દેવું સારૂં છે.

### અવપીડ નસ્ય કેવા વિષયમાં દેવું.

ગળાના રોગમાં, સનેપાતમાં, નિદ્રાસંબંધી રોગમાં, વિષમજ્વરમાં, મનના વિકારોમાં અને કૃમિની પીડામાં અવપીડ નસ્ય દેવું યોગ્ય છે.

### પ્રધમન નસ્ય કેવા વિષયમાં દેવું.

અત્યંત પ્રકોપ પામેલા દોષોવાળા રોગોમાં અને જેઓથી બેશુધપણું થઇ ગયુ હોય એવા રોગોમાં ધીર વૈદ્યોએ ચૂર્ણનું પ્રધમન નસ્ય દેવું યોગ્ય છે. કારણ કે તે અત્યંત તીક્ષ્ણ છે.

### રેચન નસ્યનાં ઔષધો તથા તેથી થતા ગુણો.

સુંઠના ચૂર્ણને તથા ગોળને ભેળાં કરીને અથવા પીપળને તથા સૈંધવને પાણીમાં વાટીને તેથી નસ્ય દેવામાં આવે તો નાકના, માથાના, ઓકના, દાઢીના, ગળાના, હાથના અને વાંસાના રોગો નાશ પામે છે.

### રેચન નસ્યનો બીજો પ્રકાર.

મહુડાનાં લાકડાંનો ગર્ભ, પીપળ, વજ, મરી અને સૈંધવ એઓને થોડા થોડા ઉના પાણીમાં વાટી તેથી નસ્ય દેવામાં આવે તો વાઇના રોગમાં, ઉન્માદમાં, સનેપાતમાં અને જેમાં વાયુથી ચેષ્ટા માત્ર બંધ પડી જાય છે એવા અપતંત્રક નામના રોગમાં સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

### રેચન નસ્યનો ત્રીજો પ્રકાર.

સૈંધવ, સરગવાનાં બી, સર્ષપ અને કઠ એઓને બકરાના મૂતરમાં વાટી તેથી નસ્ય દેવામાં આવે તો ધેન મટી જાય છે.

### પ્રધમન નસ્યનાં ઔષધો.

મરી, વજ અને કાયફલ એઓનું ચૂર્ણ કરી તેને રોહીડા નામના માછલાંનાં પિત્તાની ભાવના દઇ નળીથી પ્રધમન નસ્ય દેવું.

### બૃંહણ અથવા સ્નેહન નસ્યની કલ્પના.

હવે બૃંહણ નસ્યની કલ્પના કહીએ છીએ. એના મર્શ અને પ્રતિમર્શ એવા નામના બે ભેદ માનવામાં આવ્યા છે. તર્જની આંગળીથી પાડેલાં આઠ ટીપાંથી જે માત્રા થાય તે શાણ કહેવાય છે. એ શાણના વજન ઉપરથી જે સ્નેહન નસ્ય દેવાય તે મર્શ કહેવાય છે. ભરતી કરનારા નસ્યની એવા આઠ શાણની માત્રા એક એક નાકમાં નાખવામાં આવે તો મર્શની ઉત્તમ માત્રા સમજવી. ચાર શાણની માત્રા એક એક નાકમાં નાખવામાં આવે તો મર્શની મધ્યમ માત્રા સમજવી. અને એક શાણની માત્રા એક એક નાકમાં નાખવામાં આવે તો કનિષ્ટ માત્રા સમજવી. (જો એક એક નાકમાં માત્રા બબે ટીપાંજ નાખવામાં આવે તો તે પ્રતિમર્શ કહેવાય છે.) સમજુ વૈદે દોષનું બલાબલ જોઇને એક દિવસમાં બે ત્રણવાર અથવા એક દિવસને અંતરે અથવા બે દિવસને અંતરે મર્શ નસ્યનો ઉપયોગ કરાવવો. અથવા ત્રણ, પાંચ કે સાત દિવસસુધી લાગટ એ નસ્યનો ઉપયોગ કરાવવો. પણ તેમાં રોગીને નાક છિંકવા આદિ ભારે ગભરાટ ન થાય એવી સંભાળ રાખવી.

### મર્શ નસ્ય દેતાં અથવા માથાને ખાલી કરવાનું રેચન નસ્ય દેતાં વ્યાધિ ઉત્પન્ન થાય તો તેનું નિવારણ.

મર્શ નસ્ય દેવાથી સમયપર સ્થાનથી ભ્રષ્ટ થએલા દોષો પ્રકોપ પામે તો તેથી અને માથાને ખાલી કરવાનું રેચન નસ્ય દેતાં સમયપર મેદ આદિનો ક્ષય થવાથી અનેક પ્રકારના વ્યાધીઓ ઉત્પન્ન થાય છે. જો દોષના પ્રકોપથી વ્યાધિઓ ઉત્પન્ન થાય તો વમનરૂપ શોધનનો ઉપયોગ કરવો અને મેદ આદિના ક્ષયથી વ્યાધિઓ ઉત્પન્ન થાય તો પાછો સ્નેહનનો ઉપયોગ કરવો.

### કયા રોગ ઉપર બૃંહણ અથવા સ્નેહન નસ્ય દેવું.

માથાનો રોગ, નાકનો રોગ, આં-

ખનો રોગ, સૂર્યાવર્ત્ત રોગ, આધાશીશી, દાંતનો રોગ, બળના ક્ષીણપણાનો રોગ, ઓડનો રોગ, હાથનો રોગ, ખભાનો રોગ, મોહોડામાં શોષ પડવાનો રોગ, કાનમાં નાદ થવાનો રોગ, વાતપિત્તસંબંધી વિકાર, સમય વગર કેશ ધોળા થઇ જવાનો રોગ અને કેશ તથા દાઢી મુછ ખરી પડવારૂપ ઇંદ્રલુપ્ત નામનો રોગ એઓમાં સ્નેહોથી અથવા મધુર પદાર્થોના રસોથી સ્નેહન નસ્ય દેવું યોગ્ય છે.

### બૃંહણ અથવા સ્નેહન નસ્યના પ્રકાર.

સાકરસહિત કેસરને દૂધમાં વાટી શેકીને તેનું નસ્ય દેવામાં આવે તો વાતરક્તથી થએલી પીડાઓનો નાશ થાય છે. તેમજ ભમરના રોગ, કપાલના રોગ, નેત્રના રોગ, માથાના રોગ, કાનના રોગ, સૂર્યાવર્ત્ત અને આધાશીશી એઓનો પણ એ નસ્યથી નાશ થાય છે. અથવા અણુતૈલથી અથવા નારાયણતૈલથી અથવા માષાદિતૈલથી અથવા તે તે યોગ્ય ઔષધોથી પકાવેલાં ઘીથી પણ સ્નેહન નસ્ય દેવું.

### અણુતૈલ કરવાનો પ્રકાર સુશ્રુતમાં નીચેપ્રમાણે કહ્યો છે.

તલ પીલવાની ઘાણીનાં લાકડાં કે જેઓથી ઘણા કાલસુધી તલ પીલાયા હોય તેઓને લાવી તેઓના ઝીણા ઝીણા કટકા ખાંડણીઆમાં ખાંડી કડાયામાં નાખી પાણીથી બોળીને નીચે અગ્નિ કરતાં તેઓમાંથી જે તેલ નીકળે તે તેલને હાથવતે પાણીમાંથી કાહાડી લઇ વાયુને હણનારાં ઔષધોના કલ્કમાં પકાવવું એટલે તે અણુતૈલ કેહેવાય છે. એ તૈલ વાયુસંબંધી રોગોને મટાડે છે.

### નસ્યના અન્ય પ્રકારો.

જો કફસહિત વાયુનું દરદ હોય તો તેલનું અને એકલા વાયુનું દરદ હોય તો ચરબીનું નસ્ય દેવું. પિત્તનું દરદ હોય તો સર્વદા ઘીનું અને હાડકાની અંદરના સ્નેહનું નસ્ય દેવું.

### પક્ષઘાત આદિ રોગોઉપર નસ્ય.

અડદ, કૌચાનાં બીજ, રાસ્ના, એરંડાનાં મૂલ, બલા, રોહિસ નામનું સુગંધી ખડ અને આસોંદ એઓનો ક્વાથ કરી તેમાં હિંગ તથા સૈંધવ નાખી તે જરાક ઉનાશવાળા ક્વાથનું નસ્ય દેવામાં આવે તો કંપસહિત પક્ષઘાત, ( અર્દ્ધાંગ ) અરદીયો વાયુ, ઓડનું ઝલાઈ જવું અને હાથનું ઝલાઇ જવું એ રોગો મટે છે.

### પ્રતિમર્શ નસ્ય.

નાશિકાનાં પ્રત્યેક ફોરણામાં સ્નેહનાં બબ્બે ટીપાં નાખવામાં આવે એ પ્રતિમર્શ નસ્ય કેહેવાય છે.

### ટીપાનું લક્ષણ તથા મર્શમાં અને પ્રતિમર્શમાં તેઓની સંખ્યા.

તર્જની આંગળીને સ્નેહમાં તેનાં બે પર્વ (આંકા ) સુધી બોળી કાહાડી

લેતાં તે આંગળીમાંથી જે બિંદુ પડે તે ટીપાંરૂપ માત્રા કહેવાય છે. એવી રીતનાં આઠ ટીપાંઓથી શાણ નામની માત્રા થાય છે કે જેનો મર્શ નામના નસ્યમાં ઉપયોગ કરવામાં આવે છે. પ્રતિમર્શ નામના નસ્યમાં એવાં બે ટીપાંનો ઉપયોગ કરવામાં આવે છે. શાણરૂપ માત્રાથી જે નસ્ય દેવામાં આવે તે મર્શ કહેવાય છે અને બબે ટીપાંરૂપ જે નસ્ય દેવામાં આવે તે પ્રતિમર્શ કહેવાય છે.

### પ્રતિમર્શ નસ્ય દેવાના સમયો.

વિદ્વાનોએ પ્રતિમર્શ નસ્ય દેવાના ચૌદ સમયો જાણવા. પ્રભાતમાં, દાતણ કર્યા પછી, ઘરમાંથી બાહાર નીકળતાં, કસરત કર્યા પછી, માર્ગમાં ચાલી આવ્યા પછી, મૈથુન કર્યા પછી, ઝાડે ફરી આવ્યા પછી, મુતર્યા પછી, અંજન આંજ્યા પછી, કવલ ખાધા પછી, ભોજન કર્યા પછી, દિવસે સુઈને ઉઠયા પછી, વમન કર્યા પછી અને સાયંકાલે પ્રતિમર્શ નસ્ય દેવામાં આવે છે.

### પ્રતિમર્શનસ્યથી તૃપ્ત થયાનાં લક્ષણો.

જરાક છીંક આવતાં નાકમાં રહેલો પદાર્થ મોહાડામાં આવે ત્યારે જાણવું કે પ્રતિમર્શની જેવી જોઇએ તેવી માત્રા થઈ ચુકી છે. નાકમાંથી મોહોડામાં આવેલા પદાર્થને પી જવો નહીં પણ મોહોડામાં આવે કે તુરત થુંકી નાખવો.

### પ્રતિમર્શ નસ્યના વિષયો.

ક્ષીણ થએલાને, તરશથી પીડાતાને, મોહોડાના શોષનાં દરદવાળાને, બાળકને અને વૃદ્ધને પ્રતિમર્શ નસ્ય હિતકારી છે. પ્રતિમર્શનો ઉપયોગ કરવાથી હાંસડીથી ઉપરના ભાગમાં રોગો ઉત્પન્ન થતા નથી, વળીઆંનો તથા સફેદ કેશનો નાશ થાય છે અને ઇંદ્રિયોની શક્તિ સારી થાય છે.

### કેશોને ધોળા મટાડીને કાળા કરવાનું નસ્ય.

બેહેડાં, લીંબડો, શીવણ, હરડે, ગુંદાં અને માલકાંકણી એઓમાંથી એક પદાર્થના તેલનું નસ્ય લેવાનો અભ્યાસ રાખવામાં આવે તો અવશ્ય ધોળા કેશનો નાશ થાય છે.

### નસ્યનો સામાન્ય વિધિ.

હવે નસ્ય લેવાનો વિધિ કહું છું. દાતણ કરાવ્યા પછી, શુદ્ધિ કર્યા પછી અને ધૂમપાન કરાવીને કપાળમાં તથા ગળામાં સ્વેદિત કર્યા પછી રોગીને વાયુથી તથા રજથી રહિત પ્રદેશમાં ચતો સુવડાવી, માથાને કાંઈક લટકતું રખાવી, હાથ પગ લાંબા કરાવી, નેત્રોને વસ્ત્રથી ઢાંકી દઈ અને નાકની અણી ઊંચી કરીને નસ્ય દેવું. સોનાની અથવા રૂપા વગેરેની ચમચીથી, અથવા છીપથી, અથવા કોઈ યંત્રની યુક્તિથી અથવા લુગડાથી કે રૂના પુંભડાથી, વચમાં ધારા તુટી ન જાય એવી રીતે જરા જરા ઉનું નસ્ય નાકમાં રેડવું.

### નસ્ય રેડાવાના સમયમાં રોગીએ કેવી રીતે રહેવું.

નાકમાં નસ્ય નાખવામાં આવતું હોય

તે સમયમાં રોગીએ માથું હલાવવુંજ નહીં, રીસ કરવી નહીં, કોઇની સાથે બોલવું નહી, છીંક ખાવી નહીં અને હસવું પણ નહીં. કારણકે સ્નેહ પાછો ઠેલાઇને અંદર પોહોંચીજ શકતો નથી અને એમ થવાથી ઉધરસ, સળીખમ, માથાનાં દરદ અને નેત્રનાં દરદ ઉત્પન્ન થાય છે. નસ્યને કપાળના હાડકાસુધી પોહોંચવા દઇને સ્થિર રાખવું. ગળી જવુંજ નહીં. પાંચ, સાત અથવા દશ ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થાય ત્યાંસુધી નસ્યને ધારણ કરી રાખવું. પછી બેઠા થઈને નાકમાંથી મુખમાં આવેલા દ્રવને થુંકી નાંખવો. જમણે કે ડાબે પડખે થુંકવું પણ સામા ભાગમાં થુંકવું નહીં.

### નસ્ય દેવાયા પછી શું ન કરવું અને શું કરવું.

નસ્ય દેવાયા પછી મનમાં સંતાપને આવવા દેવો નહીં, ધૂળથી દૂર રેહેવું, ક્રોધનો ત્યાગ કરવો અને સો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થાય-ત્યાંસુધી નિદ્રા નહીં કરતાં ચત્તું સુઇ રેહેવું માથાને રેચન નસ્યથી ખાલી કર્યા પછી ધૂમપાન કરવું અને કવલ ખાવો એ હિતકારી છે.

### નસ્યમાં શુદ્ધિ, હીનયોગ તથા અતિયોગ.

નસ્યનો પ્રયોગ કર્યા પછી શાસ્ત્ર જાણનારાઓએ લક્ષણો ઉપરથી શુદ્ધિની, હીનયોગની અને અતિયોગની પરીક્ષા કરવી. માથાની ઠીક શુદ્ધિ થઇ હોય તો શરીરમાં હલકાઈ આવે છે, મળ સારૂ ઉતરે છે, નાડીઓનાં દરદનો નાશ થાય છે અને ચિત્તમાં તથા ઇંદ્રિયોમાં પ્રસન્નતા થાય છે. હીનયોગ એટલે નસ્ય ઓછું દેવાયાથી માથું બરાબર શુદ્ધ ન થયું હોય તો ચળ આવે છે, શરીરમાં ચીકાશ તથા ભારેપણું થાય છે અને નાડીઓમાં કફ વધે છે. માથું બહુજ ખાલી થઇ ગયુ હોય તો નાકમાંથી માથાનો મગજ પડે છે, વાયુનિ વૃદ્ધિ થાય છે, ઇંદ્રિયો પોતપોતાના વિષયોનું બરાબર ગ્રહણ કરી શકતી નથી અને માથું જડ થઈ જાય છે.

### નસ્યના હીનયોગ તથા અતિયોગઉપર ચિકિત્સા.

નસ્યનો હીનયોગથયો હોય તો જેથી કફ મટે એવો ઉપાય કરવો અને રેચન નસ્યથી માથું બહુજ ખાલી પડી ગયું હોય તો ફરીવાર ઘીનું નસ્ય દેવું.

### સ્નેહન નસ્યથી માથું બહુજ સ્નિગ્ધ થઈ ગયું હોય તો તેનાં લક્ષણો તથા ચિકિત્સા.

સ્નેહન નસ્યથી માથું બહુજ સ્નિગ્ધ થઈ ગયું હોય તો કફનો સ્રાવ થાય છે, માથામાં ભારેપણું થાય છે અને ઇંદ્રિયોને વિભ્રમ થાય છે. આ પ્રમાણે બન્યું હોય તો વૈદ્યે રોગીને રૂક્ષ પદાર્થનું નસ્ય દેવું, જેથી શરદી ન થાય એવા પદાર્થો જમાડવા અને જેઓથી વાયુ વધે એવી ક્રિયાનો ઉપદેશ કરવો.

પાંચ કર્મોનું વિવેચન પૂરૂં થયું.

# ધૂમપાનવિધિ.

## ધૂમપાનનો વિધિ.

धूमस्तु षड्विधः प्रोक्तः शमनो बृंहणस्तथा । रेचनः कासहा चैव वामनो व्रणधूपनः ॥ शमनस्य तु पर्यायौ मध्यः प्रायोगिकस्तथा । बृंहणस्य च पर्यायौ स्नेहनो मृदुरेव च ॥ रेचनस्यापि पर्यायौ शोधनस्तीक्ष्ण एव च । अधूमार्हाश्च खल्वेते श्रान्तो भीतश्च दुःखितः ॥ दत्तबस्तिर्विरिक्तश्च रात्रौ जागरितस्तथा । पिपासितश्च दाहार्तस्तालुशोषी तथोदरी ॥ शिरोऽभितापी तिमिरी छर्द्याध्मानप्रपीडितः । क्षतोरस्कः प्रमेहार्तः पाण्डुरोगी च गर्भिणी ॥ रूक्षः क्षीणोऽप्यवहृतक्षीरक्षौद्रघृतासवः । भुक्तान्नदधिमत्स्यश्च बालो वृद्धः कृशस्तथा ॥ अकाले चातिपीतश्च धूमः कुर्यादुपद्रवान् । तत्रेष्टं सर्पिषः पानं नावनाञ्जनतर्पणम् ॥ सर्पिरिक्षुरसं द्राक्षां पयो वा शर्कराम्बु वा । मधुराम्लौ रसौ वापि शमनाय प्रदापयेत् ॥ धूमस्तु द्वादशात् वर्षात् गृह्यते शीतकात् न च ॥

શમન[1], બૃંહણ[2], રેચન[3], કાસહા[4], વામન[5], અને વ્રણધૂપન[6] એ રીતે ધુમાડાના છ પ્રકાર છે. મધ્ય તથા પ્રાયોગિક એ બે શમનના પર્યાય શબ્દો છે, સ્નેહન અને મૃદુ એ બે બૃંહણના પર્યાય શબ્દો છે અને શોધન તથા તીક્ષ્ણ એ બે રેચનના પર્યાય શબ્દો છે. થાકેલ, ભય પામેલ, દુઃખિત, જેને પીચકારી દિધી હોય તે, જેને રેચ દીધો હોય તે, જેણે રાતનો ઉજાગરો કરેલો હોય તે, તરશ્યો, બળતરાથી પીડાએલો, તાળવામાં શોષવાળો, ઉદરરોગવાળો, માથાના અભિતાપવાળો, તિમિરનાં દરદવાળો, ઉલટીથી પીડાએલો, જેનું પેટ ચડી આવ્યું હોય તે, છાતીમાં ક્ષતવાળો, પ્રમેહથી પીડાએલો, પાંડુરોગવાળો, ગર્ભવાળી સ્ત્રી, રૂક્ષ શરીરવાળો, ક્ષીણ થએલો, જેણે દૂધ મધ ઘી કે આસવનો ઉપયોગ કરેલ હોય તે, જેણે અન્ન દહી કે માછલાં ખાધાં હોય તે, બાલક, વૃદ્ધ અને દુબળાં શરીરવાળો એઓ ધૂમના ગ્રહણને યોગ્ય નથી. જો ધુવાડો અયોગ્ય સમયે પીવાય અથવા બહુ પીવાય તોપણ ઉપદ્રવોને ઉત્પન્ન કરે છે. ધુવાડાથી કોઈ ઉપદ્રવ થાય તો તેને શાંત કરવાસારૂ ઘી પીવું, નસ્ય દેવું, અંજન આંજવું, તૃપ્ત કરવો, ઘી લગાવવું, શેરડીનો રસ પાવો, દ્રાખ ખવરાવવી, દૂધ પીવરાવવું, સાકરનું પાણી પીવરાવવું, અથવા મધુર અને ખાટા રસનો ઉપયોગ કરાવવો. બારમું વર્ષ બેઠા પેહેલાં અને એંશીમું વર્ષ ઉતર્યા પછી ધુવાડાનું ગ્રહણ કરવું નહીં.

---

[1] કોપ પામેલા દોષોને શાંત કરનાર. [2] ધાતુઓને પુષ્ટ કરનાર. [3] શરીરને દોષોથી ખાલી કરનાર. [4] ઉધરસ મટાડનાર. [5] ઉલટી કરાવનાર. [6] વ્રણને ધુવાડી દેવાનો.

## ધુવાડાના ઉપયોગથી લાભ.

कासश्वासमतिश्यायान्मन्याहनुशिरोरुजः । वातश्लेष्मविकारांश्च हन्याद्धूमः सुयोजितः ॥ धूमोपयोगात्पुरुषः प्रसन्नेन्द्रियवाङ्मनः । दृढकेशद्विजश्मश्रुः सुगन्धिवदनो भवेत् ॥

જો ધુવાડાનો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે તો તેથી ઉધરસ, શ્વાસ, સળીખમ, ઓડનું દરદ, દાઢીનાં દરદ, માથાની પીડા, વાયુના વિકારો અને કફના વિકારો ટળી જાય છે. ધુવાડાનો ઉપયોગ કરવાથી ઇંદ્રિયો વાણી તથા મન સ્વચ્છ થાય છે, કેશ દાંત અને દાઢી મુછ મજબૂત થાય છે અને મોહોડું સુગંધી થાય છે.

## ધુવાડો પીવાની નાળ.

धूमनाडी भवेत्तत्र त्रिखण्डा च त्रिपर्विका । कनिष्ठिका परीणाहा राजमाषागमान्तरा ॥

राजमाषागमा समस्ता नाडी ।

धूमनाडी भवेद्दीर्घा शमने रोगिणोऽङ्गुलैः । चत्वारिंशन्मितैस्तद्वद् द्वात्रिंशद्भिर्मृदौ मता ॥

मृदौ बृंहणे ।

तीक्ष्णे चतुर्विंशतिभिः कासघ्ने षोडशोन्मितैः ॥

तीक्ष्णे रेचने ।

दशाङ्गुलैर्वामनीये तथा स्याद्व्रणनाडिका ॥

तथा दशाङ्गुलमिता ।

कलायमण्डलस्थूला कुलत्थागमरंध्रिका ।

શમન ધુવાડો દેવો હોય તો રોગીનાં ચાળીશ આંગળની લાંબી, બૃંહણ ધુવાડો દેવો હોય તો રોગીનાં બત્રીશ આંગળની લાંબી, રેચન ધુવાડો દેવો હોય તો રોગીનાં ચોવીશ આંગળની લાંબી, કાસહા ધુવાડો દેવો હોય તો રોગીનાં સોળ આંગળની લાંબી, વામન ધુવાડો દેવો હોય તો રોગીનાં દશ આંગળની લાંબી અને વ્રણને ધુવાડો દેવો હોય તોપણ રોગીનાં દશ આંગળની લાંબી કરવી. એ નાળ ત્રણ સાંધાવાળી, ત્રણ પેચવાળી, ટચલી આંગળી જેવી જાડી અને અંદર ચોળો પેસી જાય એવાં છિદ્રવાળી કરવી પણ વ્રણને ધુવાડી દેવાની નળી તો વટાણાના મંડલ જેવી જાડી અને કળથીનો દાણો પેસે એવડા છિદ્રવાળી કરવી.

## ધુવાડો પીવાનો પ્રકાર.

अथेषिकां प्रलिम्पेच्च सुश्लक्ष्णां द्वादशाङ्गुलाम् ॥

इषिकाम् शरकाण्डम् ।

धूमद्रव्यस्य कल्केन लेपश्चाष्टाङ्गुलः स्मृतः । कल्कं कर्षमितं लिप्त्वा छायाशुष्कं च कारयेत् ॥ इषिकामपनीयाथ स्नेहाक्तां वर्तिमादरात् । अङ्गारैर्दीपितां कृत्वा धृत्वा नेत्रस्य रन्ध्रके ॥ वदनेन पिबेद्धूमं वदनेनैव संत्यजेत् । नासिकाभ्यां ततः पीत्वा मुखेनैव वमेत्सुधीः ॥ शरावसंपुटे क्षिप्त्वा कल्कमङ्गारदीपि-

तम् । छिद्रे नेत्रं निवेश्याथ व्रणं तेनैव धूपयेत् ॥

નાળ તૈયાર કર્યા પછી કાંસડાની બાર આંગળની લાંબી લાસી સળી લઇ જે ઔષધ ધુવાડામાં પીવરાવવાનું હોય તેનો કલ્ક તે સળીઉપર આઠ આંગળ સુધી લગાવવો. એક તોલાભાર કલ્ક લગાવી તેને છાયામાં સુકાવી તેમાંથી કાંસડાની સળી કાહાડી લઇને તે છિદ્રમાં ઘીથી ભીજાવેલી વાટ ઘણી સંભાળથી નાખવી. એ વાટને અંગારાથી સળગાવી ઓસડની ભુંગળીને નાળના છિદ્રમાં નાખી મોહોડાથી ધુવાડો પીને મોહોડાથીજ કાહાડી નાખવો અને નાકથી પીને મોહોડાથી કાહાડી નાખવો. જો વ્રણને ધુવાડી દેવી હોય તો અંગારાથી સળગાવેલા કલ્કને કોડીયાનાં સંપુટમાં નાખી ઉપલા કોડીઆમાં કરેલા છિદ્રમાં નળી નાખીને તેથી વ્રણને ધુવાડી દેવી.

### ધુવાડો પીવામાં ઔષધોના કલ્કો.

एलादिकल्कं शमने स्निग्धं सर्जरसं मृदौ । रेचने तीक्ष्णकल्कं च कासघ्ने क्षुद्रिकोषणम् ॥ वामने स्नायुचर्माद्यं दद्याद्धूमस्य पानकम् । व्रणे निम्बवचाद्यं च धूपनं संप्रशस्यते ॥

શમન ધુવાડામાં એળચી આદિનો, બૃંહણ ધુવાડામાં ઘીવાળો રાળનો, રેચન ધુવાડામાં રાઇ આદિ તીક્ષ્ણ પદાર્થનો, કાસઘ્ન ધુવાડામાં ભોરીંગણીનો તથા મરીનો, વામન ધુવાડામાં નસોનો તથા ચામડાં આદિનો અને વ્રણને ધુવાડી દેવામાં લીંબડાનો તથા વજ વગેરેનો કલ્ક ઉપયોગમાં લેવો.

### ઘરમાં દેવાનો ધુમાડો.

अन्येऽपि धूमा गेहेषु कर्त्तव्या रोगशान्तये । मयूरपिच्छं निम्बस्य पत्राणि बृहतीफलम् ॥ मरिचं हिङ्गु मांसी च बीजं कार्पाससम्भवम् । छागरोमाहिनिर्मोको विष्ठा वैडालिकी तथा ॥

अहिनिर्मोकः सर्पकञ्चुकः ।

गजदन्तश्च तच्चूर्णं किञ्चिद्घृतविमिश्रितम् । गेहेषु धूपनं दत्तं सर्वान् बालग्रहान् हरेत् ॥ पिशाचान् राक्षसान् हत्वा सर्वज्वरहरं भवेत् ॥

इत्यपराजितो धूमः ।

રોગોની શાંતિનેવાસ્તે ઘરમાં બીજા ધુંવાડાઓ પણ કરવા. મોરપીછ, લીંબડાનાં પાંદડાં, ભોરીંગણીના ડેડવા, મરી, હીંગ, જટામાંસી, કપાશીયા, બકરાનાં રૂવાણાં, સર્પની કાંચળી, મીંદડાની વિષ્ઠા અને હાથીદાંત એઓનું ચૂર્ણ કરી તેમાં થોડુંક ઘી નાખીને તે ચૂર્ણની ઘરમાં ધુવાડી દેવામાં આવે તો સઘળા બાળગ્રહો, પિશાચો અને રાક્ષસો ટળી જાય છે અને સર્વ પ્રકારના જ્વરો પણ મટી જાય છે. આ ધુવાડો 'અપરાજિત ધૂમ' એવા નામથી ઓળખાય છે.

### ધૂમપાનમાં પરેજી.

मनस्तापं रजः नोघो धूमपाने निवारयेत् । नेत्राणि घातुजान्याहुर्नलवंशादिजान्यपि ॥

ધૂમપાન કરનારાએ મનમાં સંતાપ આવવા દેવો નહીં, ધૂળથી દૂર રહેવું અને ક્રોધ કરવો નહીં. ધુવાડો પીવાની નાળ કોઇ ધાતુની બનાવવી અથવા વાંસ આદિની બનાવવી.

# અથ ગણ્ડૂષકવલપ્રતિસારણવિધિ.

## કોગળાના, કવલના તથા દાંતને મોહાડાને અને જીભને ઘસવાના પ્રકારો.

### કોગળા કરવાવિષે.

स्नेहक्षीरकषायादिद्रव्यैः संपूर्णमाननम् । आपूर्य स्थीयते तावद्विधिर्गण्डूषधारणे ॥ कफपूर्णास्यता यावच्छेदो दोषस्य वा भवेत् । नेत्रघ्राणस्रुतिर्यावत्तावद्गण्डूषधारणम् ॥ गण्डूषान् सुस्थितः कुर्यात् स्विन्नभालगलादिकः । मनुष्यर्स्रीस्तथा पञ्च सप्त वा दोषनाशनात् ॥

गलादिकइत्यादिशब्देन कपोलौ गृह्येते सुश्रुतोक्तत्वात् ।

સ્નેહ, દૂધ અને કવાથ આદિ દ્રવ્ય પદાર્થોથી મોહોડાને ભરપૂર કરીને જેટલીવાર રહી શકાય તેટલીવાર રહેવું એ કોગળા કરવાના કાળની અવધિ છે. અથવા મોહોડું કફથી ભરાઈ જતાંસુધી, અથવા જે દોષ હોય તેનું છેદન થતાંસુધી અથવા નેત્રમાંથી અને નાસિકામાંથી પાણી ઝરવા લાગે ત્યાંસુધી મોહોડામાં કોગળાનું ધારણ કરવું. માણસે સ્વસ્થપણું રાખી કપાલઉપર, ગળાઉપર તથા ગાલઉપર પસીનો આવે ત્યાંસુધી અથવા જે દોષ હોય તેનો નાશ થતાંસુધી ત્રણ, પાંચ અથવા સાત કોગળા કરવા.

### કોગળાના ભેદ.

चतुर्विधः स्याद्गण्डूषः स्नेहनः शमनस्तथा । शोधनो रोपणश्चैव कवलश्चापि तादृशः ॥ स्निग्धोष्णैः स्नेहिको वाते स्वादुशीतैः प्रसादनः । पित्ते कट्वम्ललवणैरुष्णैः संशोधनः कफे ॥ कषायतिक्तमधुरैः कटूष्णै रोपणो व्रणे ॥

સ્નેહન,[1] શમન,[2] શોધન[3] તથા રોપણ[4] એવી રીતે કોગળાના ચાર ભેદ છે. કોળીઆના પણ એજ ચાર ભેદો છે. વાયુનું દરદ હોય તો સ્નિગ્ધ અને ઉષ્ણ પદાર્થોથી કોગળા કરવા તે સ્નેહન કહેવાય છે. પિત્ત હોય તો મધુર અને શીતલ પદાર્થોથી કોગળા કરવા તે શમન કહેવાય છે. કફ હોય તો તીખા, ખાટા, ખારા અને ઉષ્ણ પદાર્થોથી કોગળા કરવા તે શોધન કહેવાય છે. ત્રણ હોય તો જરા ઉના ઉના, તુરા, કડવા અને મધુર પદાર્થોથી કોગળા કરવા તે રોપણ કહેવાય છે.

---

1 ચીકાશ કરનાર. 2 શાંત કરનાર. 3 સાફ કરનાર. 4 સ્વચ્છ ધાતુઓની ભરતી કરીને રૂઝ લાવનાર.

### કોગળામાં ઔષધ વજન.

दद्याद्द्रवेषु चूर्णं च गण्डूषे कोलमात्रकम् । कर्षप्रमाणः कल्कश्च कवले दीयते बुधैः ॥

કોગળા કરવાના દ્રવમાં અડતાલીસ ચણોઠીભાર ચૂર્ણ નાખવું અને કવલમાં એક તોલું કલ્ક નાખવો.

### કોગળા તથા કવલનો ઉપયોગ કેટલી અવસ્થા પછી કરવો.

धार्यन्ते पञ्चमाद्वर्षाद्गण्डूषाः कवलादयः । व्याधेरपचयस्तुष्टिर्वैशद्यं वक्त्रलाघवम् ॥ इन्द्रियाणां प्रसादश्च गण्डूषे विधृते भवेत् ॥ हरेदास्यस्य वैरस्यं शोषं पाकं व्रणं तृषाम् । दन्तजालं च गण्डूषो वैशद्यं तु करोति हि ॥

કોગળા અને કવલનો ઉપયોગ પાંચ વર્ષની અવસ્થા થયા પછીજ કરાવવો. કોગળાનું મુખમાં ધારણ કરવાથી વ્યાધિનો ઘટાડો થાય છે, સંતોષ પ્રાપ્ત થાય છે, સ્વચ્છપણું થાય છે, મોહોડામાં હલકાઇ થાય છે અને ઇંદ્રિયોમાં પ્રસન્નતા થાય છે. કોગળો મોહોડાના વિરસપણાને, સોજાને, પાકવાને, વ્રણને તરશને અને દાંતના ચલાયમાનપણાને મટાડે છે તથા સ્વચ્છપણું કરે છે.

### કવલવિષે.

वातपित्तकफघ्नस्य द्रव्यस्य कवलं मुखे । अर्धं निःक्षिप्य संचर्व्य निष्ठीवेत्कवले विधिः ॥ कवलः कुरुते काङ्क्षां भक्ष्येषु हरते कफम् । तृष्णां शोषं च वैरस्यं दन्तचालं च नाशयेत् ॥

વાયુને, પિત્તને તથા કફને મટાડનારા પદાર્થના કોળીઆને મોહોડામાં મુકી અરધો ચાવીને થુંકી નાખવો એ કવલનો પ્રકાર છે. કવલ ભક્ષ્યપદાર્થોમાં ઇચ્છાને ઉત્પન્ન કરે છે, કફને હરે છે અને તરશનો, શોષનો, વિરસપણાનો અને દાંતના હલવાનો નાશ કરે છે.

### પ્રતિસારણવિષે.

दन्तजिह्वामुखानां यच्चूर्णकल्कावलेहकैः । शनैर्घर्षणमङ्गुल्या तदुक्तं प्रतिसारणम् ॥ वैरस्यं मुखदौर्गन्ध्यं मुखशोषं तथा तृषाम् । अरुचिं दन्तपीडां च निहन्ति प्रतिसारणम् ॥ हीने जाड्यकफोत्क्लेशावरसज्ञानमेव च । अतियोगान्मुखे पाकः शोषस्तृष्णा वमिः क्लमः ॥

આંગળીવતે ચૂર્ણથી, કલ્કથી, અથવા અવલેહથી દાંતોને, જીભને તથા મુખને ધીરે ધીરે ઘસવાં એ પ્રતિસારણ કહેવાય છે. પ્રતિસારણ વિરસપણાને, મુખના દુર્ગંધને, મુખના શોષને, તરશને, અરૂચિને અને દાંતની પીડાને મટાડે છે. જો પ્રતિસારણની ઓછી માત્રાનો ઉપયોગ કરવામાં આવે તો શરીરમાં જડપણું થાય છે, કફનો પ્રકોપ થાય છે અને રસોનું જ્ઞાન થતું નથી. તેમજ જો તેનો અતિયોગ થાય તો મોહોડું પાકી આવે છે, શોષ થાય છે, ઘણી તરશ લાગે છે, ઉલટી થાય છે અને ગ્લાનિ થાય છે.

## સ્વેદવિધિ.

સ્વેદનો ( બાફનો, શેકનો અને પસીનો ઉત્પન્ન કરવાનો ) વિધિ.

स्वेदश्चतुर्विधः प्रोक्तस्तापोष्मस्वेदसंज्ञितः । उपनाहो द्रवस्वेदः सर्वे वातार्त्तिहारिणः ॥

तापस्वेद उष्मस्वेदश्च ताभ्यां संज्ञितः । उपनाहः स्वेदः ।

स्वेदौ तापोष्मजौ प्रायः श्लेष्मघ्नौ समुदीरितौ ॥ उपनाहस्तु वातघ्नः पित्तसङ्गे द्रवो हितः ।

द्रवो हि द्रवस्वेदः ।

महाबले महाव्याधौ वाते स्वेदो महान् स्मृतः ॥ दुर्बले दुर्बलः स्वेदो मध्यमे मध्यमो मतः । वलासे रूक्षणः स्वेदो रूक्षस्निग्धः कफानिले ॥

रूक्षणः रूक्षयतीति रूक्षणः नन्द्यादित्वात् ल्युप्रत्ययः ।

कफमेदोवृते वाते कोष्णं गेहं रवेः करान् । नियुद्धं मार्गगमनं गुरु प्रावरणं धुवम् ॥ चिन्ताव्यायामभारांश्च सेवेतामयमुक्तये । येषां नस्यं प्रदातव्यं वस्तिं चापि हि देहिनाम् ॥ शोधनीयाश्च ये केचित् पूर्वं स्वेद्याश्च ते मताः । स्वेद्या ऊर्ध्वं त्रयोऽपीह भगन्दर्यर्शसस्तथा ॥ अश्मर्या चातुरो जन्तुः समयाच्छस्त्रकर्मणः ।

शस्त्रकर्मणः ऊर्ध्वं पूर्वं चेति सुश्रुते ।

पश्चात् स्वेद्याहृते शल्ये मूढगर्भागदे तथा ॥ काले प्रजाताऽकाले वा पश्चात् स्वेद्या नितम्बिनी । सर्वान् स्वेदान् निवाते च जीर्णेऽन्ने चैव कारयेत् ॥ स्वेदाद्धातुस्थिता दोषाः स्नेहक्लिन्नस्य देहिनः । द्रवत्वं प्राप्य कोष्ठान्तर्गता यान्ति विरेकताम् ॥ स्नेहाभ्यक्तशरीरस्य शीतैराच्छाद्य चक्षुषी । स्विद्यमानशरीरस्य हृदयं शीतलैः स्पृशेत् ॥

शीतैरार्द्रवस्त्रादिभिः ।

अजीर्णे दुर्बलो मेही क्षतक्षीणः पिपासितः । अतीसारी रक्तपित्ती पाण्डुरोगी तथोदरी ॥ मेदस्वी गर्भिणी चैव नहि स्वेद्या विजानता ॥ स्वेदादेषां यान्ति देहा विनाशं नोसाध्यत्वं यांति चैषां विकाराः । एतानपि मृदुस्वेदैः स्वेदसाध्यानुपाचरेत् । मृदुस्वेदं प्रयुञ्जीत तथा हृन्मुष्कदृष्टिषु ॥ अतिस्वेदात्सन्धिपीडा दाहस्तृष्णा क्लमो भ्रमः । पित्तासृक्पिडका कोपस्तत्र शीतैरुपाचरेत् ॥

તાપસ્વેદ, ઉષ્મસ્વેદ, ઉપનાહસ્વેદ અને દ્રવસ્વેદ એવી રીતે સ્વેદના ચાર પ્રકાર છે. એ સઘળા સ્વેદો વાયુની પીડાને મટાડનાર છે. તાપસ્વેદ અને ઉષ્મસ્વેદ એઓ ઘણું કરીને કફને મટાડનારા કહેવાય છે, ઉપનાહસ્વેદ વાયુને મટાડે છે અને પિત્તનો વિશેષ સંબંધ હોય તો દ્રવસ્વેદ હિતકારી થાય છે. અત્યંત બળવાળો વાયુસંબંધી મહારોગ થયો હોય તો પ્રબલ સ્વેદ કરવો, મધ્યમ પ્રકારનો વ્યાધિ હોય તો મધ્યમ

પ્રકારનો સ્વેદ કરવો અને થોડો વ્યાધિ હોય તો થોડો સ્વેદ કરવો. કફનો વ્યાધિ હોય તો રૂક્ષ કરનારો સ્વેદ કરવો અને કફસહિત વાયુનો વ્યાધિ હોય તો રૂક્ષપણું તથા સ્નિગ્ધપણું એ બન્નેને કરનારો સ્વેદ કરવો. મૂળમાં જે 'रूक्षण' શબ્દ છે તે नेदिग्रहिपचादिभ्योल्युणिन्यचः એ પાણિનિ વ્યાકરણના ૩-૧-૧૩૪ સૂત્ર પ્રમાણેલ્યુ પ્રત્યય થઇને સિદ્ધ થયો છે. કફ તથા મેદસહિત વાયુનો વ્યાધિ હોય તો તે રોગથી છુટવાને વાસ્તે જરા ગરમીવાળા ઘરમાં રહેવું, સૂર્યની કિરણોનું સેવન કરવું, કુસ્તી કરવી, રસ્તામાં વધારે ચાલવું અને જાડાં તથા ભારે લુગડાં પેહેરવાં. ચિંતા કર્યા કરવી, કસરત કરવી અને બોજો ઉપાડવાનો અભ્યાસ રાખવો. જેઓને નસ્ય દેવાનું હોય, બસ્તિ દેવાની હોય અથવા રેચ દેવાનો હોય તેઓના શરીરોમાં પ્રથમ સ્વેદની ક્રિયા કરવી જોઈએ. ભગંદર, અરશ કે પથરી એઓથી વ્યાકુલ થએલાઓને શસ્ત્રક્રિયા કર્યાથી પેહેલાં અને શસ્ત્રક્રિયા કર્યા પછી પણ સ્વેદ દેવો એમ સુશ્રુતમાં કહ્યું છે. સ્ત્રીના ઉદરમાં શલ્ય હોય તો તે કાહાડી લીધા પછી સ્ત્રીને સ્વેદ દેવો. સ્ત્રીના ઉદરમાં ગર્ભ ઘણા કાળથી અમને એમ સ્થિર રેહેવાનું દરદ હોય તો તે દરદ મટાડ્યા પછી સ્વેદ દેવો. તેમજ સમયસર પ્રસવ થયો હોય અથવા સમય વગર પ્રસવ થયો હોય તો પણ સ્ત્રીને પ્રસવ થયા પછીજ સ્વેદ દેવો. સઘળા પ્રકારના સ્વેદો વાયુવગરની જગ્યામાં અને ખાધેલુ અન્ન પચી ગયા પછી દેવા. ઘી કે તેલ આદિ સ્નેહ પદાર્થથી અભ્યંગ કર્યા પછી સ્વેદ દેવાથી ધાતુઓમાં રહેલા દોષો દ્રવપણું પામી કોઠાની અંદર જઇને રેચ જેવા ઝાડાની સાથે નીકળી જાય છે. રોગીના શરીરને પ્રથમ સ્નેહ પદાર્થનો અભ્યંગ કરી પછી સ્વેદ દેવો અને સ્વેદ દેતાં તેની આંખોને ભીનાં વસ્ત્ર આદિ શીતલ પદાર્થથી ઢાંકી રાખવી અને છાતીમાં પણ તેવાજ શીતલ પદાર્થો અડાડી રાખવા. અજીર્ણવાળો, દુબળો, પ્રમેહવાળો, ક્ષતથી ક્ષીણ થએલો, તરસ્યો, અતીસારવાળો, રક્તપિત્તવાળો, પાંડુરોગવાળો, ઉદરરોગવાળો, ઘણાં મેદવાળો, અને ગર્ભવાળી સ્ત્રી એઓને સમજુ વૈદ્યે સ્વેદ દેવો નહીં કારણકે એઓનાં શરીરો સ્વેદ દેવાથી બહુ દુખી થાય છે અને તે છતાં એઓના વિકારો સ્વેદથી સાધ્ય થતા નથી. જો 'એઓના વિકારો સ્વેદથી સાધ્ય થશે' એમ જાણવામાં આવે તો એઓને પણ કુણા કુણા સ્વેદના ઉપચાર કરવા. હૃદયઉપર, વૃષણઉપર કે નેત્રઉપર સ્વેદ દેવો હોય તો કુણો કુણો સ્વેદ દેવો. સ્વેદનો અતિયોગ થવાથી સાંધાઓમાં પીડા થાય છે, દાહ થાય છે, તરસ લાગે છે, ગ્લાનિ થાય છે, શ્રમ થાય છે અને પિત્તના તથા રૂધિરના પ્રકોપથી ફોડલીઓ ઉપડી આવે

છે. જો સ્વેદ દેવાથી એપ્રમાણે બને તો તેઓ ઉપર શીત ઉપચારો કરવા.

### તાપસ્વેદ.

तेषु तापाभिधः स्वेदो वालुकावस्त्रपाणिभिः । कपालकंदुकांगारैर्यथायोग्यं हि जायते ॥

રેતીને, વસ્ત્રને, હાથને, ઠીકરાંને અથવા વસ્ત્રના દડાને તપાવીને એઓથી યોગ્ય રીતે શરીર ઉપર જે શેક કરવામાં આવે તે તાપસ્વેદ કહેવાય છે. અંગારાથી શેક કરવો એ પણ તાપસ્વેદમાં ગણાય છે.

### ઉષ્મસ્વેદ.

उष्मस्वेदः प्रयोक्तव्यो लोहपिंडे इष्टकाश्मिभिः । प्रतप्तैरम्लसिक्तैश्च काये रक्तकवेष्टिते ॥ अथवा वातनिर्नाशिद्रव्यक्वाथरसादिभिः । उष्णैर्घटं पूरयित्वा पार्श्वे छिद्रं विधाय च ॥ विशुण्डास्यां त्रिखण्डां च धातुजां काष्ठजामुत । षडङ्गुलास्यां गोपुच्छां नाडीं युञ्ज्याद् द्विहस्तकाम् ॥ सुखोपविष्टं स्वभ्यक्तं गुरुप्रावरणावृतम् । हस्तिशुण्डिकया नाड्या स्वेदयेद्वातरोगिणम् ॥

त्रिखण्डामिति स्वेदसौकर्यार्थम् । षडङ्गुलास्यामिति । मूले षडङ्गुलं विशालमुखं गोपुच्छमिव क्रमकृशाम् । तेनाग्रे गोपुच्छाग्रपरिमाणेन कृशाम् नाडीम् अन्तः सरंध्रां द्विहस्तिकाम् हस्तद्वयपरिमाणाम् । हस्तिशुण्डिकयेति हस्तिशुण्डेव क्रमकृशत्वान्नाड्या इयं संज्ञा ।

पुरुषायाममात्रां वा भूमिमुत्कीर्य खादिरैः । काष्ठैर्दग्ध्वा तथाभ्युक्ष्य क्षीरधान्याम्लवारिभिः ॥ वातघ्नपत्रैराच्छाद्य शयानं स्वेदयेन्नरम् । एवं माषादिभिः स्विन्नैः शयानं स्वेदमाचरेत् ॥

શરીરને ધાબળાથી વીંટીને તપાવેલા અને પછી જેઓના ઉપર ખાટો રસ છાંટયો હોય એવા લોઢાના ગોળાથી કે ઇંટ આદિથી જે શેક કરવામાં આવે તે ઉષ્મસ્વેદ કહેવાય છે.

વાયુનો નાશ કરનારા પદાર્થોના ઉના ઉના ક્વાથ કે રસ આદિ એક ઘડામાં ભરી, તે ઘડાનું મોહોડું બંધ કરી એ ઘડાના પડખામાં કાંકું પાડી તેમાં ધાતુની અથવા કાષ્ઠની નળી નાખીને તેથી જે બાફ દેવામાં આવે તે પણ ઉષ્મસ્વેદ કહેવાય છે. એ નળી બાફ દેવાની અનુકૂલતાનેવાસ્તે ત્રણ સાંધાવાળી, મૂળમાં છ આંગળ પોહોળા મોહોડાવાળી, ગાયના પુંછડાની પેઠે અનુક્રમથી પાતળી, અંદર છિદ્રવાળી, અને બે હાથ લાંબી કરવી. વાયુના દરદવાળા માણસને સારી રીતે બેસાડી, સ્નેહ પદાર્થનો અભ્યંગ કરી, શરીરપર જાડું વસ્ત્ર ઓઢાડીને એ નળીથી બાફ દેવો. એ નળી હાથીની સુંઢનીપેઠે અનુક્રમે પાતળી હોય છે તેથી હસ્તિશુંડિકા કહેવાય છે.

ધરતીમાં સાડાત્રણ અથવા ચાર હાથ લાંબો ખાડો ખોદી તેમાં ખેરનાં લાકડાં બાળી, પછી અગ્નિને બાહાર કાહાડી લઇ, ખાડામાં દૂધ અથવા આગળ કહ્યા

પ્રમાણે ધાન્યામ્લનું પાણી છાંટી, તેમાં વાયુને હરનારાં આકડા વગેરેનાં પાંદડાં પાથરી તે ઉપર રોગીને સુવડાવી ઉપર જાડું વસ્ત્ર ઓઢાડી દેવું. આ રીતે જે ખાડાની બાફ દેવામાં આવે તે પણ ઉષ્મસ્વેદ કેહેવાય છે.

રોગીને બાફેલા અડદ આદિ પદાર્થોમાં સુવડાવીને બાફ લેવરાવવામાં આવે તે પણ ઉષ્મસ્વેદ કેહેવાય છે.

### ઉપનાહસ્વેદ.

तथोपनाहस्वेदं च कुर्याद्वातहरौषधैः॥ प्रदिह्य देहं वातार्त्तं क्षीरमांसरसान्वितैः॥ अम्लं पिष्टैः सलवणैः सुखोष्णैः स्नेहसंयुतैः। उत ग्राम्यानूपमांसैर्जीवनीयगणेन च ॥ दधिसौवीरकक्षीरैर्वीरतर्वादिना तथा । कुलत्थमापगोधूमैरतसीतिलसर्पपैः ॥ शतपुष्पादेवदारुशेफालीस्थूलजीरकैः । एरण्डमूलजीरैश्च रास्नामूलकशिग्रुभिः ॥ मिसिकृष्णाकुठेरैश्च लवणैरम्लसंयुतैः । प्रसारण्यश्वगन्धाभ्यां वलाभिर्दशमूलकैः ॥ गुडूच्या वानरीवीजैर्यथालाभसमाहृतैः । क्षुण्णैः स्विन्नैश्च वस्त्रेण बद्धैः संस्वेदयेन्नरम् । महाशाल्वणसंज्ञोऽयं योगः सर्वानिलार्त्तिहृत् ॥

अस्यायमर्थः।उपनाहस्वेदं च कुर्यात् केन प्रकारेणेत्याकाङ्क्षायां तत्प्रकारमाह । वातहरौषधैः । कथम्भूतैः । अम्लपिष्टैः । अम्लेन काञ्जीतक्रादिना पिष्टैः सलवणैः । स्नेहसंयुतैः ॥ क्षीरमांसरसान्वितैः । सुखोष्णैः । वातार्त्तं देहं प्रदिह्य प्रलिप्य स्वेदयेदित्यर्थः ।

अथवाम्लेन संपिष्टैः कोष्णैः सूक्ष्मपटस्थितैः ॥ भेषजैः स्वेदयेत्किंवा स्विन्नैः कोष्णैः पटस्थितैः ॥

વાયુને હરનારાં ઔષધોને કાંજી અથવા છાશ આદિ ખાટા રસોથી વાટી, તેઓમાં લુણ, ઘી, દૂધ, માંસનો રસો ગામનાં કે જળની પાસે રેહેનારાં જાનવરોનાં માંસો, કાકોલી આદિ જીવનીયગણનાં ઔષધો, દહી, કાંજી અને વીરતરૂ આદિ ગણનાં ઔષધો નાખી ગરમ કરીને તેઓથી દરદીને સેહેવાય એવો તેના શરીરપર ખરડ કરવો. પછી કળથી, અડદ, ઘઉં, અળસી, તલ, સર્ષપ, સુવા, દેવદાર, નગડ, કલૌંજીજીરૂં, એરડાંનાં મૂળ, જીરૂં, રાસ્ના, મૂળા, સરગવો, વરીયાળી, પીપળ, જંગલી તુલસી, પંચલવણ, ખાટા પદાર્થો, ગંધપ્રસારિણી, આસોંદ, બલા, દશમૂળ, ગળો, અને કૌચાંનાં બીજ એઓમાંથી જેટલા પદાર્થો મળે તેટલા લઇ તેઓને વાટી બાફી રોગીના શરીરઉપર લુગડાંવતે બાંધીને તેઓની જે બાપ્ફ દેવામાં આવે તે એક પ્રકારનો ઉપનાહસ્વેદ કેહેવાય છે. ઉપર કહેલા પદાર્થોથી કરેલો બાફનો પ્રયોગ 'महाशाल्वण' એ નામથી પ્રખ્યાત છે અને તે પ્રયોગ સઘળા પ્રકારની વાયુસંબંધી પીડાને હરનાર છે.

ઔષધોને ખાટા રસથી વાટી થોડાં થોડાં ઉનાં કરી ઝીણાં લુગડાથી શરીરઉપર બાંધીને જે બાફ દેવામાં આવે તેપણ ઉપનાહસ્વેદ કેહેવાય છે.

ઔષધોને બાફી જરા ઉનાં ઉનાં હોય

ત્યાં લુગડાંવતે શરીરઉપર બાંધીને જે બાફ દેવામાં આવે તેપણ ઉપનાહસ્વેદ કહેવાય છે.

## દ્રવસ્વેદ.

द्रवस्वेदस्तु वातघ्नद्रव्यक्राथेन पूरिते। कटाहे कोष्ठके वापि सूपविष्टेऽवगाहयेत्॥ सौवर्णे राजतं वापि ताम्रं लौहं च दारुजम्। कोष्ठकं तत्र कुर्वीतोच्छ्राये षड्विंशदङ्गुलम्॥ आयामे च तदेव स्याच्चतुष्कोणं तु चिक्कणम्॥

पक्षान्तरमाह।

नाभेः षडङ्गुलं यावन्मग्नः क्राथस्य धारया। कोष्णया स्कन्धयोः सिक्तस्तिष्ठेत् स्निग्धतनुर्नरः॥

अयमर्थः। प्रथमतो वातघ्नद्रव्यक्राथेन आकण्ठपूरिते कोष्ठके कटाहे वा सूपविष्टस्तिष्ठेत्। अथवा नाभेः षडङ्गुलमूर्ध्वं यावत्क्वाथे मग्न उपविष्टः। पश्चात्क्वाथस्य धारया स्कन्धयोः सिच्यमानस्तिष्ठेत्॥ यावत्कोष्ठकं परिपूर्णं भवतीत्यर्थः। क्वाथपक्षे प्रथमतः स्नेहाभ्यक्ततनुरुपविशेत्।

मुहूर्त्तकं समारभ्य यावत्स्याच्चतुष्टयम्। तावत्तदवगाहेत यावदारोग्यनिश्चयः॥ एवं तैलेन दुग्धेन सर्पिषा स्वेदयेन्नरम्। एकान्तरो द्व्यन्तरो वा युक्तः स्नेहोऽवगाहने॥

एतावता क्वाथो दुग्धं च नित्यमेव युज्यते स्नेहस्तु दिनमेकं द्वे वा दिने गमयित्वा युक्तः। अग्निमान्द्यशङ्कयेति भावः।

शिरामुखैर्लोमकूपैर्धमनीभिश्च तर्पयेत्। शरीरं बलमाधत्ते युक्तः स्नेहोऽवगाहने॥ जलसिक्तस्य वर्द्धन्ते यथ लेङ्कुरादयः। तथैव धातुवृद्धिर्हि सिक्तस्य जायते॥ नातः परतः श्चिदुपायो वातनाशनः। शीतशूलः मे स्तम्भगौरवनिग्रहे। दीप्तेऽग्नौ जाते स्वेदनाद्विरतिर्मता॥

કડાયામાં અથવા કોઠીમાં એ ણના ગળાંસુધી વાયુને હણનારાં ધોનો ક્વાથ ભરી રોગીને તેમાં રીતે બેસાડી ડુબકીઓ મરાવ દ્રવ્યસ્વેદ કહેવાય છે. એ કોઠી નાની, રૂપાની, ત્રાંબાની, લોઢા લાકડાની જોઇએ, છવીસ આંગળ જોઈએ, છવીશ આંગળ પોહોળી ઇએ, ચાર ખુણાવાળી જોઇએ અને કણી જોઈએ.

રોગીના શરીરને ઘી તેલ અ ખરડ કરી નાભિથી ઉપર છ અ સુધી ક્વાથમાં ડૂબે એવી રીતે થથી ભરેલી કોઠીમાં બેસાડી તેના ખભાઓઉપર ક્વાથની જરા ઉની ધારા કર્યા કરવી તે જ્યાંસુધી કોઠ રેપુરી ભરાય ત્યાંસુધી કરવી એ દ્રવસ્વેદ કહેવાય છે.

બે ઘડીથી તે આઠ ઘડીસુધીના મયમાં આરોગ્યનો નિશ્ચય થતાં રોગીએ એવી રીતે નાહાવું. ઉપ હેલી રીતે તેલથી દૂધથી કે ઘીથી રેલા વાસણમાં રોગીને નવરાવ આવે તેપણ દ્રવસ્વેદ કહેવાય છે.

દ્રવસ્વેદ દેવામાં ક્વાથનો અ

ધનો રોજ ઉપયોગ કરવો જોઈએ પણ સ્નેહ પદાર્થનો ઉપયોગ કરવો હોય તો વચમાં એક દિવસનો કે બે દિવસનો અંતર નાખીને કરવો. કારણ કે સ્નેહનો નિત્ય ઉપયોગ કરવાથી અગ્નિ મંદ થઈ જવાની ધાસ્તી રેહે છે.

દ્રવસ્વેદમાં ઉપયોગમાં લીધેલો ઘી આદિ સ્નેહ પદાર્થ નસોનાં મોહોડાંઓમાં, રૂવાળાંઓનાં છિદ્રોમાં અને મોટી નાડીઓમાં અંદર જઇને શરીરને તૃપ્ત કરે છે અને બળ આપે છે. જેમ ઝાડના મૂળમાં પાણી રેડાતાં ઝાડના અંકુર વગેરે વૃદ્ધિ થાય છે તેમ સ્નેહનું સેચન થવાથી ધાતુઓની વૃદ્ધિ થાય છે.

વાયુનો નાશ કરવાનેવાસ્તે આ દ્રવસ્વેદથી અધિક બીજો કોઈ પણ ઉપાય નથી. શીત, શૂળ, અંગનું ઝલાઇ જવું, તથા ભારેપણું મટી જાય, અગ્નિ પ્રદીપ્ત થાય અને શરીરમાં કુણાશ આવે ત્યારે સ્વેદની ક્રિયાને છોડી દેવી.

---

# મૂર્ધતૈલવિધિ.

---

## માથામાં તેલ નાખવાનો વિધિ.

अभ्यङ्गः परिषेकश्च पिचुर्वस्तिरिति क्रमात् । मूर्धतैलं चतुर्धा स्याद्बलवच्च यथोत्तरम् ॥

अभ्यङ्गः तैलेन शिरसो मर्दनम् । परिषेकः शिरसि धारापातनं । पिचुः तैलक्तं तूलं । फाहा इति लोके बस्तिर्वक्ष्यमाणः ।

त्रयोऽभ्यङ्गादयः पूर्वे प्रसिद्धाः सर्वतः स्मृताः । शिरोवस्तिविधिश्चात्र प्रोच्यते सुज्ञसम्मतः ॥ शिरोवस्तिश्चर्मणः स्याद्द्विमुखो द्वादशाङ्गुलः । शिरःप्रमाणस्तं बध्वा मस्तके माषपिष्टकैः ॥ सन्धिरोधं विधायाशु स्नेहैः कोष्णैः प्रपूरयेत् । तावद्धार्यस्तु यावत्स्यान्नासाकर्णमुखस्रुतिः ॥ वेदनोपशमो वापि मात्राणां वा सहस्रकम् । स्वजानुनः करावर्त्तं कुर्याच्छोटिकया युतम् ॥ एषा मात्रा भवेदेका सर्वत्रैवैष निश्चयः । विना भोजनमेवात्र शिरोवस्तिः प्रशस्यते ॥ प्रयोज्यस्तु शिरोवस्तिः पञ्च सप्त दिनानि वा । वियोच्य शिरसोवस्ति गृह्णीयाच्च समन्ततः ॥ ऊर्ध्वकार्यं ततः कोष्णे नीरे स्नानं समाचरेत् । अनेन दुर्जया रोगा वातजा यान्ति संक्षयम् ॥ शिरःकम्पादयस्तेन सर्वकालेषु युज्यते ॥

पञ्च सप्त दिनानि चेत्युक्त्वा सर्वकालेष्विति शिरःकम्पादिरोगानुवृत्तौ ज्ञेयम् ।

માથામાં તેલનું મર્દન કરવું, ઉંચેથી તેલની ધાર કરવી, તેલથી ભીંજવેલાં રૂનાં પુમડાં મુકવાં અને તેલની બસ્તિ દેવી એ રીતે માથામાં તેલ નાખવાના ચાર પ્રકાર છે તેઓમાં પેહેલાના ત્રણ પ્રકારો સર્વ સ્થલોમાં પ્રસિદ્ધ છે માટે તેઓનું વ્યાખ્યાન નહીં આપતાં માથામાં તેલની બસ્તિ દેવાનો વિધિ કે જે વિદ્વાનોએ સ્વીકારેલો છે તેનું વ્યાખ્યાન આપીએ છીએ. બે મોહોડાંવાળી, બાર

આંગળ ઉંચી અને માથામાં પેહેરાય એવડી ચામડાની ટોપી કરવી. એ ટોપીને માથામાં પેહેરી અડદના લોટથી તેના સાંધાઓને રોકી તથા તેના નીચલા મોહોડાની નીચે અડદના લોટની પાળ કરી ઉપલા મોહોડામાં જરા ઉનાશવાળું તેલ ખુબ ભરી દેવું એ માથામાં તેલની બસ્તિ દીધી કેહેવાય છે. નાકમાંથી, કાનમાંથી અને મોહોડામાંથી પાણી ઝરે ત્યાંસુધી અથવા વેદના મટે ત્યાંસુધી અથવા હજાર માત્રા થતાંસુધી એ બસ્તિનું ધારણ કરવું. પોતાના ગોઠણને હાથનો આંટો લઈ એક ચપટી વગાડવામાં આવે ત્યારે એક માત્રા થાય છે એમ સર્વ ગ્રંથોનો નિશ્ચય છે. રોગીએ ભોજન ન કર્યું હોય તે સમયમાં એ બસ્તિ દેવી ઉત્તમ છે. પાંચ અથવા સાત દિવસસુધી એ પ્રયોગ નિત્ય કરવો. બસ્તિના ધારણનો સમય પુરો થાય ત્યારે ટોપીને છોડી નાખી ચારેકોરથી તેલ લઈ લેવું. તે પછી રોગીને જરા જરા ઉનાશવાળા પાણીમાં ઉભો રાખીને નવરાવવો. આ બસ્તિ દેવાથી માથાના કંપ આદિ વાયુસંબંધી રોગો ભારે વિષમ હોય તોપણ ક્ષય થાય છે. પાંચ કે સાત દિવસસુધી બસ્તિની ક્રિયા કરતાં પણ રોગ ટળે નહીં તો વધારે દિવસોસુધી પણ એ બસ્તિ દેવી.

---

## કર્ણવિધિ.

### કાનમાં તેલ નાખવાનો વિધિ.

स्वेदयेत्कर्णदेशं तु किञ्चिद्धः पार्श्वशायिनः । मूत्रैः स्नेहै रसैरुष्णैः श्रोत्ररन्ध्रं प्रपूरयेत् ॥ कर्णं च पूरितं रक्षेच्छतं पञ्चशतानि वा । सहस्रं वापि मात्राणां श्रोत्रकण्ठशिरोगदे ॥ मूत्राद्यैः पूरणं कर्णे भोजनात्प्राक् प्रशस्यते । तैलाद्यैः पूरणं कर्णे भास्करेऽस्तमुपागते ॥

तद्यथा ।

कर्णे शूलाकुले कोष्णं वस्तमूत्रं ससैन्धवम् । निःक्षिपेत्तेन शाम्यन्ति शूलपाकादिका रुजः ॥ शृङ्गवेरं च मधुकं सैन्धवं तैलमेव च । कदुष्णं कर्णयोर्देयमेतत् स्याद् वेदनापहम् ॥ पीतार्कपत्रमाज्येन लिप्तं वह्नौ प्रतापयेत् । तद्रसः श्रवणे क्षिप्तः कर्णशूलहरः परः ॥

રોગીને પડખાભર સુવડાવી તેના કાનના પ્રદેશને થોડોક શેક કરી કાનના છિદ્રને ઉના મૂત્રથી સ્નેહથી કે રસથી ભરી દેવું. કાનનો રોગ હોય તો સો માત્રાસુધી, ગળાનો રોગ હોય તો પાંચસો માત્રાસુધી અને માથાનો રોગ હોય તો હજાર માત્રાસુધી કાનને તેલ આદિથી પુરાએલો રેહેવા દેવો. કાનને મૂત્ર આદિથી પૂરવો હોય તો જમ્યા પેહેલાં પૂરવો અને તેલ આદિથી પૂરવો હોય તો સૂર્ય આથમ્યા પછી પૂરવો એ સારૂં છે. કાનમાં શૂળ નીકળ-

તાં હોય તો સૈંધવસહિત જરા જરા ઉનું ઉનું બકરાનું મૂત્ર તેમાં પૂરવું. એ કરવાથી કાનનાં શૂળ તથા કાન પાકવા વગેરે દરદો શાંત થાય છે.

આદુનો રસ, મધ, સૈંધવ અને તેલ એટલા પદાર્થો કાનમાં જરા ઉના ઉના નાખવામાં આવે તો કાનની વેદના મટી જાયછે.

આકડાનાં પીળાં પાંદડાને ઘી ચોપડી અગ્નિમાં તપાવીને તેનો રસ કાનમાં નાખવામાં આવે તો કાનનાં શૂળ મટી જાય છે. કાનનાં શૂળ મટાડવાનો આ ઉત્તમ ઉપાય છે.

---

## લેપવિધિ.

### लेपविधे.

आलेपस्य तु नामानि लेपो लेपनलिप्तकौ । दोषघ्नो विषहा वर्ण्यः स च लेपस्त्रिधा मतः ॥ निम्नप्रमाणश्चतुर्भागस्त्रिभागोर्ध्वांगुलोन्नतः । आर्द्रो व्याधिहरः स स्याच्छुष्को दूषयति छविम् ॥

दोषघ्नो लेपो यथा ।

शोथघ्नीदारुसिद्धार्थशुण्ठीशोभाञ्जनत्वचाम् । आरनालेन पिष्टानां प्रलेपः सर्वशोथहा ॥

शोथघ्नी पुनर्नवा ।

शिरीषमधुयष्टी च तगरं रक्तचन्दनम् । एला मांसी निशायुग्मं कुष्ठं बालकमेव च ॥ इति संचूर्ण्य लेपोऽयं पञ्चमांशघृतप्लुतः । जलेन क्रियते सद्भिर्दशाङ्ग इति संज्ञितः । वीसर्पं च विषस्फोटान् शोथदुष्टव्रणान् जयेत् ॥

विषहा लेपो यथा ।

अजादुग्धतिलैर्लेपो नवनीतेन संयुतः । शोथमारुष्करं हन्ति लेपो वा कृष्णमार्त्तिकः ॥

नवनीतेन माहिषेण ।

वर्ण्यलेपो यथा ।

रक्तचन्दनमञ्जिष्ठालोध्रकुष्ठप्रियङ्गवः । वटाङ्कुरा मसूराश्च व्यङ्गघ्ना मुखकान्तिदाः ॥ प्रलेपश्च प्रदेहश्च द्वौ भेदौ तस्य भाषितौ । चर्मार्द्रं माहिषं यद्वत्प्रोच्यते समितिस्तयोः ॥ शीतस्तनुर्विशोषी च प्रलेपः पित्तहृन्मतः । आर्द्रो घनस्तयोष्णः स्यात्प्रदेहः श्लेष्मवातहा ॥ न रात्रौ लेपनं कुर्याच्छुष्यमाणं न धारयेत् । शुष्यमाणमुपेक्षेत प्रदेहं पीडनं प्रति ॥ तमसा पिहितो ह्युष्मा लोमकूपमुखे स्थितः । विना लेपेन निर्याति रात्रौ नालेपयेदतः ॥

तमसा राज्यन्धकारेण ।

रात्रावपि प्रलेपादिर्न्रणे देयो विचक्षणैः । अपाकिन्यतिगम्भीरे रक्तश्लेष्मसमुद्भवे ॥ मधुकं चन्दनं दूर्वा नलमूलं च पद्मकम् । उशीरं वालकं पद्मं प्रलेपः पित्तशोथहृत् ॥ वीजपूरजटाहिंसादेवदारुमहौषधम् । रास्नाऽरणिः प्रदेहोऽयं वातशोथविनाशनः ॥

अरणिरग्निमन्थ ।

कृष्णागुरुशणपिण्याकशिग्रुत्वक् सिकता शिवा । गोमूत्रपिष्टः कोष्णोऽयं प्रदेहः श्लेष्मशोथहा ॥

લેપ, આલેપ, લેપન અને લિમક એટલાં લેપનાં નામ છે. દોષઘ્ન ( દરદને હણનાર ) વિષહા, ( ઝેરને મટાડનાર ) અને વર્ણ્ય ( વર્ણને સારો કરનાર ) એ રીતે લેપના ત્રણ ભેદ છે. એક આંગળનો હંચો થર, પોણા આંગળનો હંચો થર અને અરધા આંગળનો હંચો થર એવી રીતે લેપના થરના ત્રણ પ્રકાર છે. ભીનો લેપ વ્યાધિને મટાડે છે અને સુકાએલો લેપ કાંતિને બગાડી નાખે છે.

સાટોડી, દેવદાર, સર્ષપ, સુંઠ, અને સરગવાની છાલ એ પાંચ ઓસડોને આથાના ખાટા રસમાં વાટી તેઓનો લેપ કરવામાં આવે તો સઘળા પ્રકારના સોજા મટેછે. આ લેપ 'દોષઘ્ન' કહેવાય છે.

સરસડીયો, જેઠીમધ, તગર, રતાંજલિ, એળચી, જટામાંસી, હળદર, દારૂહળદર, કઠ અને વાળો એટલા પદાર્થોનું ચૂર્ણ કરી તેમાં પાંચમા ભાગ જેટલું ઘી નાખી પાણીથી કાલવીને લેપન કરવામાં આવે તો તેથી રતવા જેવાં દરદ, ઝેર, વિસ્ફોટક, સોજા અને દુષ્ટ વ્રણ એઓનો ક્ષય થાય છે. આ લેપને વિદ્વાનો 'દશાંગ' કહે છે.

બકરીના દૂધમાં તલ વાટી તેમાં લસનું માંખણ મેળવીને લેપ કરવામાં આવે અથવા કાળી માટીનો લેપ કરવામાં આવે તો તેથી ભીલામાં આદિથી થએલો સોજો મટી જાય છે. આ લેપને વિદ્વાનો 'વિષહા' કહે છે.

રતાંજલિ, મજીઠ, લોદર, કઠ, કાંગ, વડના અંકુર અને મસૂર એઓનો લેપ કરી ચોપડવામાં આવે તો મોહોડા ઉપરના ખીલ ટળી જાય છે અને મોહોડાની કાંતિ સારી થાય છે. આ લેપને વિદ્વાનો 'વર્ણ્ય' કહે છે.

લેપના પ્રલેપ અને પ્રદેહ એ રીતે બીજા બે ભેદ કહેવામાં આવે છે. એ બન્ને લેપને જેવું ભેંશનું આળું ચામડું હોય તેવા ભીના અને તેવાજ ચળકતા રાખવા જોઇએ. જે લેપ ટાઢો, પાતળો અને સુકાઇ જાય એવો હોય તે પ્રલેપ કહેવાય છે. પ્રલેપથી પિત્ત મટે છે. જે લેપ તુરત સુકાય નહીં એવો, ઘાટો અને ગરમ હોય તે પ્રદેહ કહેવાય છે. પ્રદેહથી કફ અને વાયુ ટળે છે. રાતે લેપ કરવો નહીં, સુકાએલા લેપને શરીરપર રાખવો નહીં, પણ ગુમડાં વગેરે ઉપર દબાણ કરવાને જાડો લેપ કર્યો હોય તો તેને સુકાવા દેવો. રૂવાણાંઓનાં છિદ્રોનાં મોહોડાંઓમાં રહેલી ગરમી રાતના અંધારાથી ઢંકાઇને જતી રહે છે તો તેને જવા દેવા સારૂ રાતે લેપ કરવો નહીં. લેપ કર્યો હોય તો એ ગરમી રાતે રૂવાણાંમાં રોકાઈ જાય છે. જે વ્રણ પાક્તો ન હોય, અત્યંત ગંભીર હોય અને રૂધિરથી તથા કફથી ઉત્પન્ન થએલ હોય, તે ઉપર વિદ્વાનોએ રાતે પણ લેપ લેવો.

જેઠીમધ, ચંદન, મ્રો, રાતા કમળનાં મૂળ, પદ્મકાષ્ટ, વાળો, કાળો વાળો અને કમળ એઓનો પ્રલેપ પિત્તના સોજાને મટાડનાર છે.

બીજોરાનાં મૂળ, જટામાંસી, દેવદાર સુંઠ, રાસ્ના, અને અરણિ એઓનો પ્રદેહ વાયુસંબધી સોજાને મટાડનાર છે.

પીપળ, જુનો ખોળ, સરગવાની છાલ, સાકર અને હરડે એઓને ગોમૂત્રમાં વાટી જરા ઉનોથવાળો પ્રદેહ ચોપડવામાં આવે તો કફસંબંધી સોજા મટે છે.

---

# અથ શોણિતશ્રાવણવિધિ.

## શરીરમાંથી લોહી કહડાવવાનો (ફસ ખોલાવવા વગેરેનો) વિધિ.

शोणितं स्रावयेज्जन्तोरामयं प्रसमीक्ष्य च । प्रस्थं प्रस्थार्धमथवा प्रस्थार्धार्धमथापि वा ॥ शरत्काले स्वभावेन शोणितं स्रावयेन्नरः । तद्रोपग्रन्थिशोथाद्या नश्यन्ति रुधिरोद्भवाः ॥ व्यभ्रे वर्षासु विद्युत्सु शीते ग्रीष्मे शरद्यपि । मध्याह्ने शीतकाले च रुधिरं स्रावयेद्बुधः ॥ मधुरं वर्णतो रक्तमशीतोष्णं तथा गुरु । शोणितं स्निग्धविस्रं च विदग्धं पित्तवद्भवेत् ॥

विस्रता द्रवता रागं चलनं विरवस्तथा । भूम्यादि पञ्चभूतानामेते रक्ते गुणाः स्मृताः ॥ रक्ते दुष्टे भवेच्छोथो रक्तमण्डलमेव च । व्यथा दाहश्च पाकश्च कण्डूश्च पिटकोद्गमः ॥ वृद्धे रक्ताङ्गनेत्रत्वं शिराणां पूर्णता तथा । गात्राणां गौरवं निद्रा मन्दो दाहश्च जायते ॥ क्षीणेऽस्रे मधुराकाङ्क्षा मूर्च्छा च त्वचि रूक्षता शैथिल्यं च शिराणां स्याद्वाताद्दुन्मार्गगामिता ॥

वातात् रक्तक्षैण्यजनितात् ।

अरुणं फेनिलं रूक्षं परुषं तनु शीघ्रगम् । आस्कन्दि सूचीनिस्तोदे रक्तं स्याद्वातदूषितम् ॥ पित्तेन पीतं हरितं नीलं श्यामं च विस्रकम् । अस्वादूष्णं मक्षिकाणां पिपीलीनामनिष्टकम् ॥ शीतलं बहलं स्निग्धं गैरिकोदकसन्निभम् । मांसपेशीप्रभं स्कन्दि मन्दगं कफदूषितम् ॥ द्विदोषदुष्टं संसृष्टंत्रिदुष्टं पूतिगन्धकम् । सर्वलक्षणसंयुक्तं काञ्जिकाभं च जायते ॥ विषदुष्टं भवेत् श्यावं नासिकोन्मार्गगं तथा । विस्रं काञ्जिकसंकाशं सर्वकुष्ठकरं तथा ॥ इन्द्रगोपप्रभं ज्ञेयं प्रकृतिस्थमसंहतम् । शोथे दाहेऽङ्गपाके च रक्ते वर्णेऽसृजः स्रुतौ ॥ वातरक्ते तथा कुष्ठे सपीडे दुर्जयेऽनिले । पाण्डुरोगे श्लीपदे च विषदुष्टे च शोणिते ॥ ग्रन्थ्यर्बुदापचीक्षुद्ररोगाधिमन्थकाभिधे । विदारीस्तनरोगेषु गात्राणां सादगौरवे ॥ रक्ताभिष्यन्दतन्द्रायां पूतिघ्राणास्यदाहके । यकृत्प्लीहविसर्पेषु विद्रधौ पिडकोद्गमे ॥ कर्णौष्ठघ्राणवक्त्राणां पाके दाहे शिरोरुजि । उपदंशे रक्तपित्ते रक्तस्रावः प्रशस्यते ॥ दोषेष्वेतेषु शृङ्गैर्वा जलौकालाबुकादिभिः । अथवापि शिरामोक्षैः कारयेद्रक्तपातनम् ॥ न कुर्वीत शिरामोक्षं कृशस्यातिव्यवायिनः । क्लीबस्य भीरोर्गर्भिण्याः सूतायाः पाण्डुरोगिणः ॥ पञ्चकर्मविशुद्धस्य पीतस्नेहस्य चार्शसाम ।

सर्वाङ्गशोथयुक्तानामुदरिश्वासकासिनाम् ॥ छर्दतीसारकुष्ठानामतिस्विन्नतनोरपि । ऊनषोडशवर्षस्य गतसप्ततिकस्य च ॥ आघातात्स्रुतरक्तस्य शिरामोक्षो न शस्यते ।

अवातात्स्रुतरक्तस्य रक्तपित्तादिना गतरक्तस्य ॥

एषां चात्ययिके योगे जलौकाभिर्विनिर्हरेत् ॥ तथापि विषजुष्टानां शिरामोक्षोऽपि शस्यते । गोशृङ्गेन जलौकाभिरलाबूभिरपि त्रिधा ॥ वातपित्तकफैर्दुष्टं शोणितं स्रावयेद्बुधः । द्विदोषाभ्यां तु दुष्टं यत् त्रिदोषैरपि दूषितम् ॥ दूषितं स्रावयेद्युक्त्या शिरामोक्षैः पदैस्तथा । गृह्णाति शोणितं शृङ्गं दशाङ्गुलमितं बलात् ॥ जलौकाहस्तमात्रं तु तुम्बी तु द्वादशाङ्गुलम् । पदमङ्गुलमात्रस्य शिरा सर्वाङ्गशोधिनी ॥ शीते निरन्ने मूर्च्छार्तिनिद्राभीतिमदश्रमैः । युक्तेनास्रावयेद्रक्तं तथा विण्मूत्रसङ्गिनाम् ॥ शोणिते चाप्रवृत्ते तु कुष्ठत्रिकटुसैन्धवैः । मर्दयेत् व्रणवक्त्रं च तेन रक्तं प्रवर्त्तते ॥ तस्मान्न शीते नात्युष्णे नास्विन्ने नातितापिते । पीतायवागूं तृप्तस्य स्रावयेच्छोणितं बुधः ॥ अतिस्विन्नस्योष्णकाले तथैवातिशिराव्यधात् । अतिप्रवर्त्तते रक्तं तत्र कुर्यात्प्रतिक्रियाम् ॥ अतिप्रवृत्ते रक्ते तु लोध्रसर्जरसाञ्जनैः । यवगोधूमचूर्णैश्च धवधत्तूरगैरिकैः ॥ सर्पनिर्मोकिकाचूर्णैर्भस्मना क्षौमवस्त्रयोः मुखं व्रणस्य बध्वा च शीतैश्चोपाचरेद्व्रणम् ॥ विध्येदूर्ध्वशिरां तावद्दहेत क्षारेण वह्निना व्रणं । कषायः सन्धते रक्तं स्कन्दयते हिमम् ॥ व्रणास्यं योजयेत् क्षारो दाहः संकोचयेच्छिराः । रक्ते दुष्टेऽवशिष्टेऽपि व्याधिर्नैव प्रकुप्यति ॥ अतो रक्षेत् सावशेषं रक्तेनाति स्रुतिर्हिता । आन्ध्यमाक्षेपकं तृष्णां तिमिरं शिरसां रुजः ॥ पक्षाघातं श्वासकासौ हिक्कादाहौ च पाण्डुताम् । कुरुतेऽतिस्रुतं रक्तं मरणं वा करोति च ॥ देहस्योत्पत्तिरसृजो देहस्तेनैव धार्यते रक्तं । जीवस्य चाधारस्तस्माद्रक्षेदसृग्बुधः ॥ शीतोपचारैः कुपिते स्रुतरक्तस्य मारुते । कोष्णेन सर्पिषा शोथं सव्यथं परिषेचयेत् ॥ क्षीणस्यैणशशोरभ्रहरिणच्छागमांसजः । रसः समुचितः पाने क्षीरं षष्टिकया हितम् ॥ पीडाशान्तिर्लघुत्वं च व्याध्युपद्रवसंक्षयः । मनःस्वास्थ्यं भवेच्चिह्नं सम्यक् निःसारितेऽसृजि ॥ व्यायाममैथुनक्रोधशीतस्नानप्रवातकान् । एकाशनं दिवानिद्रां क्षाराम्लकटुभोजनम् । शोकं वादमजीर्णं च त्यजेदाबलदर्शनात् ॥

પ્રાણીના રોગઉપર ધ્યાન આપીને ચોસઠ તોલાભાર, બત્રીશ તોલાભાર, અથવા સોળ તોલાભાર લોહી કાઢાડવું. સ્વાભાવિક રીતે શરદ્ઋતુમાં માણસે લોહી કઢાવવું. લોહીથી ઉત્પન્ન થના ચામડીના દોષો, ગાંઠ અને સોજા આદિ દરદો લોહી કઢાવવાથી મટી જાય છે. વાદળાં ન હોય તે સમયે, વર્ષાઋતુમાં

વીજળીઓ ચમકતી હોય ત્યારે, ગ્રીષ્મઋતુમાં, શરદઋતુમાં, મધ્યાન્હ સમયે અને શીતકાળમાં પણ સમજુ વૈદે રોગઉપર ધ્યાન આપીને લોહી કાહાડવું. લોહી મધુર, રંગે રાતું, શીતપણાથી તથા ઉષ્ણપણાથી રહિત, ભારે, ચીકાશવાળું, કાચા પદાર્થના જેવા ગંધવાળું, અને પિત્તની પેઠે દાહશક્તિવાળું હોય છે. રૂધિરમાં જે ગંધ છે તે પૃથ્વીનો ગુણ છે, દ્રવપણું જળનો ગુણ છે, રાતું રૂપ તેજનો ગુણ છે, ચલન વાયુનો ગુણ છે અને શબ્દ આકાશનો ગુણ છે એટલે એવી રીતે રૂધિરમાં પાંચે ભૂતોના ગુણ છે. લોહી બગડયું હોય તો સોજા થાય છે, રાતાં ઢીમકાં થાય છે, વ્યથા થાય છે, બળતરા થાય છે, શરીરમાં પાક થાય છે, ચળ આવે છે અને ફોલ્લીઓ ઉપડે છે. શરીરમાં લોહી વધી ગયું હોય તો અંગો તથા નેત્રો રાતાં થઇ જાય છે, નસો ફુલે છે, ગાત્રોમાં ભારેપણું થાય છે, નિદ્રા ઘણી આવે છે, ઘેન થાય છે અને બળતરા થાય છે. શરીરમાં લોહી ઓછું થઇ ગયું હોય તો મધુર પદાર્થો ખાવાની ઇચ્છા થાય છે, મૂર્છા થાય છે, ચામડી રૂક્ષ થઇ જાય છે અને શરીરની નસો રૂધિરની ક્ષીણતાથી ઉત્પન્ન થએલા વાયુનેલીધે શિથિલ થઇ જાય છે તથા અયોગ્ય ક્રમે ચાલવા લાગે છે. રૂધિર જો વાયુથી બગડયું હોય તો રાતું, ફીણવાળું, રૂક્ષ, કઠણ, પાતળું, છુંટું નહીં પડનાર અને સોઇની પેઠે વેદના કરનારૂં થાય છે. રૂધિર જો પિત્તથી બગડયું હોય તો મધુરપણાવગરનું, ગરમ, માંખીઓને તથા કીડીઓને ગમે નહીં એવું, પીળું, લીલા રંગવાળું, લીલું, કાળું, અને કાચા પદાર્થના જેવા ગંધવાળું થાય છે. રૂધિર જો કફથી બગડયું હોય તો ટાઢું, ઝાડું, ચીકાશવાળું, ગેરૂના પાણી જેવું, માંસની પેશી જેવું, છુટું પડી જાય એવું અને મંદગતિવાળું થાય છે. જો રૂધિર બે દોષથી બગડયું હોય તો તેમાં બે દોષનાં લક્ષણો જોવામાં આવે છે અને જો ત્રણે દોષોથી બગડયું હોય તો દુર્ગંધવાળું, સઘળાં લક્ષણોવાળું, તથા કાંજી જેવું થાય છે. રૂધિર જો ઝેરથી બગડયું હોય તો કાળું થાય છે, નાકમાંથી નિકળવા લાગે છે, કાચા પદાર્થના જેવા ગંધવાળું થાય છે, કાંજી જેવું થઇ જાય છે અને સર્વ પ્રકારના કોઢને ઉત્પન્ન કરે છે. જો લોહી નહીં બગડતાં જેવું જોઇએ તેવું હોય તો પાતળું અને ચોમાસામાં થતા લાલ કીડાના જેવા રંગવાળું હોય છે. વાતરક્ત, (જેને રગતપિત્તનું દરદ કહીએ છીએ તે) સોજા, દાહ, અંગનું પાકવું, શરીરનું લાલ રંગે થવું, નાક આદિમાંથી લોહી નીકળવું, દાહ, દબાવી શકાય નહીં એવો પીડાકારી વાયુનો રોગ, પાંડુરોગ, નાક વગેરે ઉપર કાણાંવાળી ગાંઠ, લોહીનું ઝેરથી દૂષિત થવું, ગાંઠ, અર્બુદ, અપચી નામની ગળાની ગાંઠ, ક્ષુદ્રરોગ, અધિમંથ નામનું આં-

ખનું દરદ, વિદારીરોગ, સ્તનના રોગ, ગાત્રોનું પીડાવું, ગાત્રોમાં ભારેપણું, રક્તાભિષ્યંદ નામનો આંખનો રોગ, ઘેન, નાકમાંથી કે મોહોડામાંથી દુર્ગંધનું નીકળવું, બળતરા, જમણા પડખાની ગાંઠનું દરદ, બરલનું દરદ, રતવા, અંદરનું ગુમડું, ફોડકીઓનું ઉપડવું, કાનનું હોઠનું નાકનું કે મોહોડાનું પાકવું, માથાનું દરદ, ચાંદી, અને રક્તપિત્ત એટલાં દરદોમાં લોહી કહડાવવું બહુ ઉત્તમ છે. એ દરદોમાં શીંગડાં મુકિને, અથવા જળો મુકીને અથવા તુંબડાં આદિ લગાવીને અથવા નસ ખોલીને લોહી કહડાવવું. દુબળો, બહુ મૈથુન કરનાર, નપુંસક, બીકણ, ગર્ભવાળી સ્ત્રી, સુવાવડી, પાંડુરોગવાળો, વમન આદિ પંચકર્મોથી શુદ્ધ થએલો, જેણે સ્નેહપાન કર્યું હોય તે, અરશવાળો, સર્વ અંગોમાં સોજાવાળો, ઉદરરોગવાળો, શ્વાસવાળો, ઉધરસવાળો, ઉલટીનાં દરદવાળો, અતીસારવાળો, કોઢીઓ, જેના શરીરને સ્વેદની ક્રિયા અત્યંત થઇ હોય તે, સોળ વર્ષથી ઓછી ઉમરનો. સીત્તેર વર્ષથી વધારે ઉમરનો અને જેનું રક્તપિત્ત આદિથી લોહી નીકળી ગયું હોય તે, એઓની નસ ખોલવી નહીં. એવા દરદીઓને લોહી કાહાડવાની અત્યંત જરૂર પડે તો જળો મુકીને કાહાડવું. પણ એવા દરદીઓને ઝેર ચડ્યું હોય તો તેઓની નસ ખોલીને લોહી કાહાડવું પણ સારૂં છે. સમજુ વૈદે વાયુથી, પિત્તથી કે કફથી બગડેલા રોગીના લોહીને ગાયના શીંગડાથી, જળોથી અથવા તુંબડાથી કાહાડવું પણ બે દોષથી અથવા ત્રણે દોષથી બગડયું હોય તો યુક્તિથી નસ ખોલીને અને ફાચરૂં મારવાની ક્રિયા કરીને પણ લોહી કાહાડવું. શીંગડું આજુબાજુથી દશ આંગળસુધીના લોહીને બલાત્કારથી ખેંચે છે, જળો એક હાથસુધીના લોહીને ખેંચે છે, તુંબડું બાર આંગળસુધીના લોહીને ખેંચે છે, ફાચરૂં એક આંગળસુધીના લોહીને ખેંચે છે અને નસ ખોલવામાં આવે તો સઘળાં શરીરનું રૂધીર ખેંચાઇને સાફ થાય છે. થંડીના સમયમાં લોહી કાહાડવું નહીં. ભુખ્યાનું લોહી કાહાડવું નહીં. તેમજ મૂર્છાના દરદવાળાનું, નિદ્રાથી ઘેરાયલાનું, બીનેલાનું, મદવાળાનું, થાકેલાનું અને જેઓનાં વિષ્ઠા કે મૂત્ર રોકાઇ ગએલાં હોય તેઓનું લોહી કાહાડવું નહીં. લોહી કાહાડવાની ક્રિયાઓ કરતાં લોહી બાહાર ન આવે તો કઠથી, સુંઠથી, મરીથી, પીપળથી અને સૈંધવથી વીંધના મોહોડાને ચોળવું એટલે તેથી લોહી નીકળશે. જ્યારે બહુ થંડી ન હોય, બહુ ગરમી ન હોય, રોગીને સ્વેદની ક્રિયા ન કરી હોય અને તેનું શરીર બહુ ગરમ કરવામાં ન આવ્યું હોય તે સમયે રોગીને રાબ પીવરાવી તૃપ્ત કરીને પછી તેનું લોહી કાહાડવું. અત્યંતપરસીનો આવ્યો હોય અથવા ઉષ્ણકાળ હોય અથવા નસમાં ઊંડુ શસ્ત્ર ખોસી દેવાયું હોય તો

લોહી બહુ નીકળે છે. એવી રીતે લોહી બહુજ નીકળવા લાગે તો લોદરથી, રાળથી, રસવંતીથી, જવના કે ઘઉંના લોટથી, ધાવડાના ચૂર્ણથી, ધંતુરાના ચૂર્ણથી, ગેરૂથી, સર્પની કાંચળીના ચૂર્ણથી, અથવા રેશમી કપડાના કે સાદા કપડાના ચૂર્ણથી વીંધના મોહોડાને રોકીને તે ઉપર શીત ઉપચાર કરવા. અથવા વીંધથી ઉપરના નસના ભાગને વીંધવો, અથવા વીંધઉપર ખાર મુકવો અથવા વીંધને અગ્નિથી ડાંભવો. ઔષધ મુકવાથી વીંધ સંધાઇ જાય છે, શીત ઉપચાર કરવાથી લોહીનો અટકાવ થાય છે, ખાર મુકવાથી વ્રણનું મોહોડું જોડાઇ જાય છે અને ડાંભથી નસનો સંકોચ થાય છે.

બગડેલું લોહી શરીરમાં થોડુંક અવશેષ રહી જાય તોપણ વ્યાધિનો પ્રકોપ થતો નથી એટલામાટે લોહીને અવશેશ રાખી દેવું. કારણ કે લોહી બહુજ નીકળે એ સારૂં નથી. લોહી બહુજ નીકળે તો આંધળાપણું, આક્ષેપકવાયુ, તરસ, આંખનું તિમિર, માથાનાં દરદ, પક્ષઘાત, શ્વાસ, ઉધરસ, હેડકી, બળતરા તથા પાંડુરોગ એઓની ઉત્પત્તિ થાય છે અને સમયપર મૃત્યુ પણ થઇ જાય છે.

દેહની ઉત્પત્તિ લોહીથી થઇ છે, લોહીજ દેહનું ધારણ કરે છે અને લોહીજ જીવના આધારરૂપ છે માટે સમજુએ લોહીનું રક્ષણ કરવું જોઇએ. લોહી કાહાડ્યા પછી શીત ઉપચારો કરવાથી પવનનો પ્રકોપ થાય તો વ્યથાવાળા સોજા ઉપર જરા ઉનાશવાળું ઘી રેડવું. લોહી નીકળવાથી બહુજ નબળાઇ થઈ જાય તો રોગીને હરણના, સસલાના, ઘેટાના, કાળીઆરના અને બકરાના માંસનો રસો પાવો જોઇએ અને દૂધની સાથે સાઠીચોખા ખવરાવવા જોઈએ. એથી સારૂં થાય છે.

લોહી બરાબર નીકળ્યું હોય તો પીડાની શાંતિ, શરીરમાં હલકાપણું, વ્યાધિનો તથા ઉપદ્રવોનો ક્ષય અને મનનું સ્વસ્થપણું એટલાં ચિન્હો થાય છે.

લોહી કહડાવ્યા પછી શરીરમાં બળ આવે ત્યાંસુધી અત્યંત મેહેનત કરવી નહીં, મૈથુન કરવું નહીં, ક્રોધ કરવો નહીં, ટાઢા પાણીથી નાહાવું નહીં, ઘણા પવનમાં રેહેવું નહીં, એક ટાણું જમવાની ટેવ રાખવી નહીં, દિવસે સુવું નહીં, ખારૂં ખાટું કે તીખું જમવું નહીં, શોક કરવો નહીં, વાદ કરવો નહીં અને અજીર્ણ થવા દેવું નહીં.

## નેત્રને સ્વચ્છ કરવાની ક્રિયાઓ.

सेक आश्च्योतनं पिण्डी विडालस्तर्पणं तथा । पुटपाकोऽञ्जनं चेति कल्पैर्नेत्रमुपाचरेत् ॥

સેક, (પાણી વગેરેની ધાર કરવી) આશ્ચોતન, (ટીપાં નાખવાં) પિંડી, (લુપરી મુકવી) બિડાલ, (લેપ કરવો) તર્પણ, (તૃપ્તિ કરવામાટે આંખ ઉપર દૂધ આદિ ભરવું) પુટપાક, (પકાવેલો રસ નેત્રમાં રેડવો) અને અંજન, (આં-

જવું) એટલી ક્રિયાઓથી નેત્રના ઉપચાર કરવા.

## સેકવિધિ.

### સેકનો પ્રકાર.

सेकस्तु सूक्ष्मधाराभिः सर्वस्मिन्नयने हितः। मीलिताक्षस्य मर्त्यस्य प्रदेयश्चतुरङ्गुलः ॥ स सस्नेहो भवेद्वाते पित्ते रक्ते च रोपणः । लेखनस्तु कफे कार्यस्तस्य मात्राभिधीयते ॥ षड्भिर्वाचां शतैः स्नेहे चतुर्भिश्चैव रोपणे । तैस्त्रिभिर्लेखने कार्यः सेको नेत्रप्रसाधने ॥ निमेषोन्मेषणं पुंसामङ्गुल्या च्छोटिकाथ वा । गुर्वक्षरोच्चारणं वा वाङ्मात्रेयं स्मृता बुधैः ॥ सेकस्तु दिवसे कार्यो रात्रौ चात्यन्तिके गदे । एरण्डस्य दलैः पिष्टैः पक्वमाजं पयो हितम् ॥ सुखोष्णं नेत्रयोरन्तःसिक्तं वातार्तिनाशनम् ॥

રોગીનાં નેત્રોને મીંચાવી તેવોઉપર ચાર આંગળ ઊંચેથી ઝીણી ઝીણી ધારાઓ કરવી એ નેત્રસંબંધી સઘળા રોગો ઉપર સારી છે. વાયુનું દરદ હોય તો ઘી આદિ સ્નેહ પદાર્થોની ધારા કરવી એ સ્નેહન સેક કહેવાય છે. પિત્તનું કે રુધિરનું દરદ હોય તો હરડે આદિના રસની ધારા કરવી એ રોપન સેક કહેવાય છે. કફનું દરદ હોય તો મળને ઉખેડનારાં સુંઠ આદિના રસની ધારા કરવી એ લેખન સેક કહેવાય છે. સ્નેહન સેક કરવો હોય તો છસો માત્રાસુધી કરવો, રોપણ સેક કરવો હોય તો ચારસો માત્રાસુધી કરવો, અને લેખન સેક કરવો હોય તો ત્રણસો માત્રાસુધી કરવો એટલે તેથી નેત્ર સ્વચ્છ થઇ જાય છે. માણસ આંખ મીંચીને ઉઘાડે તેટલો સમય અથવા એક ચપટી વગડાવવામાં આવે તેટલો સમય અથવા એક ગુરૂ અક્ષર બોલવામાં આવે તેટલો સમય એક માત્રા કહેવાય છે. ધારા પાડવારૂપ સેક દિવસેજ કરવો પણ મહાદુઃખદાયી રોગ હોય તો રાતે પણ કરવો.

એરંડાનાં વાટેલાં પાંદડાંની સાથે બકરીનું દૂધ પકાવી જરા ઉનાશવાળું તે દૂધ નેત્રની અંદર રેડવામાં આવે તો તે સેચન સારૂં છે અને વાયુસંબંધી પીડાને મટાડે છે.

## આશ્ચ્યોતનવિધિ.

### આશ્ચ્યોતનનો પ્રકાર.

क्वाथक्षौद्रासवस्नेहबिन्दूनां यत्तु पातनम् । द्व्यङ्गुलोन्मीलिते नेत्रे प्रोक्तमाश्च्योतनं हितम् ॥ बिन्दवोऽष्टौ लेखनेषु रोपणे दश बिन्दवः। स्नेहे ते द्वादश प्रोक्ताः शीतले कोष्णरूपिणः ॥ उष्णे तु शीतरूपाः स्युः सर्वत्रैवम निश्चयः। वाते तिक्तं तथा स्निग्धं पित्ते मधुरशीतलम् ॥ कफे तिक्तोष्णरूक्षं स्यात् क्रमदाश्च्योतनं हितम् । आश्च्योतनानां सर्वेषां मात्रा स्याद्वाक्शतोन्मिता ॥ आ-

श्च्योतनं न कर्तव्यं निशायां केनचित् कचित् ॥

तद्यथा।

विल्वादिपञ्चमूलेन बृहत्येरण्डशिग्रुभिः। काथ आश्च्योतने कोष्णो वाताभिष्यन्दनाशनः ॥

રોગીની આંખને બે આંગળાંવતે ઉઘાડી રાખી તેમાં ક્વાથનાં, મધનાં, આસવનાં કે સ્નેહનાં ટીપાં પાડવાં એ આશ્ચ્યોતન કહેવાય છે અને તે હિતકારી છે. મળને ઉખેડવાની ક્રિયા કરવી હોય તો આઠ ટીપાં નાખવાં, ધાતુની ભરતી કરવાની ક્રિયા કરવી હોય તો દશ ટીપાં નાખવાં. અને ચીકાશ કરવાની ક્રિયા કરવી હોય તો બાર ટીપાં નાખવાં. શીતકાલ હોય તો કાંઈક ગરમ કરીને ટીપાં નાખવાં અને ઉષ્ણકાળ હોય તો ટાઢાં ટીપાં નાખવાં એ સઘળી ક્રિયાઓનો સિદ્ધાંત છે. વાયુનું દરદ હોય તો કડવાં તથા સ્નેહવાળાં ટીપાં હિતકારી છે, પિત્તનું દરદ હોય તો મધુર અને શીતલતાવાળાં ટીપાં નાખવાં હિતકારી છે અને કફનું દરદ હોય તો કડવાં, ગરમ તથા રૂક્ષ ઔષધનાં ટીપાં નાખવાં હિતકારી છે. સઘળાં આશ્ચ્યોતનોની માત્રા સો ગુરુ અક્ષરનું ઉચ્ચારણ થાય ત્યાંસુધીની સમજવી. કોઈ વૈદ્યે કોઇ દરદ ઉપર પણ આંખમાં રાતે ટીપાં નાખવાં નહીં.

બિલી આદિ પંચમૂલ, ભોરીંગણી, એરંડો અને સરગવાનો ક્વાથ કરી તેનાં સેહેવાય તેવી ઉનાશવાળાં ટીપાં નાખવામાં આવે. તો તે નેત્રના વાતાભિષ્યંદ (વાયુને લીધે આંખો દુખવા આવવી) નામના રોગનો નાશ થાય છે.

## પિણ્ડીવિધિ.

### પિંડી (લુપરી) નો પ્રકાર.

युक्तभेषजकल्कस्य पिण्डीकवलमात्रया। वस्त्रखण्डेन संबध्वा नेत्रेऽभिष्यन्दनाशिनी ॥ स्निग्धोष्णा पिण्डिका वाते पित्ते सा शीतला मता ॥ रूक्षोष्णा श्लेष्मणि प्रोक्ता विधिरुक्तो बुधैरयम् ॥

सा यथा।

एरण्डपत्रमूलत्वङ्भिर्मिता वातनाशिनी। धात्रीविरचिता पित्ते शिग्रुपत्रकृता कफे ॥

યોગ્ય ઔષધોનો કલ્ક કરી તેની કોળીઆ જેવડી થેપલી નેત્રઉપર મુકીને તેને વસ્ત્રના પાટાથી બાંધવી એ પિંડીની ક્રિયા છે. એ થેપલી મુકવાથી આંખો દુખવાનું દરદ મટે છે. વાયુથી દુખવા ઉઠી હોય તો સ્નેહવાળી ગરમ થેપલી મુકવી, પિત્તથી દુખવા ઉઠી હોય તો શીતળપણાવાળી થેપલી મુકવી અને કફથી દુખવા ઉઠી હોય તો રૂક્ષ તથા ગરમ ઔષધોની થેપલી મુકવી એ પ્રકાર વિદ્વાનોએ કહેલો છે.

એરંડાનાં પાંદડાં, મૂળ અને છાલ એઓની થેપલીથી વાયુનું દરદ મટે છે,

આમળાંની થેપલીથી પિત્તનું દરદ મટે છે અને સરગવાનાં પાંદડાંની થેપલીથી કફનું દરદ મટે છે.

## બિડાલકવિધિ.

બિડાલકનો પ્રકાર.

विडालको बहिर्लेपो नेत्रपक्ष्मविवर्जितः ॥ तस्य मात्रा परिज्ञेया मुखलेपविधानवत् । यष्टीगैरिकसिन्धूत्थदार्वीतार्क्ष्यैः समांशकैः ॥ जलपिष्टैर्बहिर्लेपः सर्वनेत्रामयापहः ॥

પાંપણોને છોડી દઇને નેત્રના બાહારના ભાગો ઉપર લેપ કરવો એ બિડાલક કહેવાય છે. ખીલને મટાડવાને વાસ્તે મોહોડા ઉપર લેપ કરવાની જે માત્રા કહી છે-તેટલીજ માત્રા બિડાલકની સમજવી. ( લેપનો થર અરધ આંગળ ઉંચો કરવો. )

જેઠીમધ, સોનાગેરૂ, સૈંધવ, દારૂહળદર, અને કલખાપરીયો એઓને સમ ભાગે લઈ પાણીમાં વાટીને નેત્રના બાહારના ભાગો ઉપર લેપ કરવામાં આવે તો નેત્રના સઘળા રોગોનો નાશ થાય છે.

## તર્પણવિધિ.

તર્પણનો ( નેત્રને તૃપ્ત કરવાનો ) પ્રકાર.

वातातपरजोहीने वेश्मन्युत्तानशायिनः। आधारौ माषचूर्णेन क्लिन्नेन परिपिण्डितौ ॥ समौ दृढौ च संबाधौ कर्तव्यौ नेत्रकोशयोः । पूरयेद्धृतमण्डेन विलीनेन सुखोदकैः ॥ सर्पिषा शतधौतेन क्षीरजेन घृतेन वा । निमग्नान्यक्षिपक्ष्माणि यावत् स्युस्तावदेव हि ॥ पूरयेन्मीलिते नेत्रे तत उन्मीलयेच्छनैः । भिषग्भिरेष विख्यातस्तर्पणस्योदितो विधिः ॥ यद्रूक्षं च परिष्पन्दि नेत्रं कुटिलमाविलम् । शीर्णपक्ष्मशिरोत्पातकृच्छ्रोन्मीलनसंयुतम् ॥ तिमिरार्जुनशुक्राद्यैरभिष्यन्दाधिमन्थकैः । शुष्काक्षिपाकशोथाभ्यां युतं वातविपर्ययैः ॥ तन्नेत्रं तर्पयेत्सम्यङ्नेत्ररोगविशारदः । तर्पणं धारयेद्वर्त्मरोगे वाचां शतं बुधैः ॥ स्वस्थे कफे सन्धिरोगे वाचां पञ्च शतानि च । पित्ते शतानि षट् कृष्णरोगे सप्त शतानि हि ॥ दृष्टिरोगे शतान्यष्ट वधिमन्थे सहस्रकम् । सहस्रं वातरोगेषु धार्यमेव हि तर्पणम् ॥ पूर्णे चापाङ्गमार्गेण स्रावयित्वाक्षि शोधयेत् । स्विन्नेन यवपिष्टेन स्नेहवीर्येरितं ततः ॥ यथास्वं धूमपानेन कफमस्य विरेचयेत् । एकाहं वा त्र्यहं वापि पञ्चाहं तर्पणं चरेत् ॥ तर्पणे तृप्तिलिङ्गानि नेत्रस्यैतानि लक्षयेत् । सुखस्वप्नावबोधत्वं वैशद्यं नेत्रपाटवम् ॥ निर्वृत्तिर्व्याधिनाशश्च क्रियालाघवमेव च ।

निर्वृत्तिः सुखं । क्रियालाघवम् नेत्रस्य क्रियायां निमेषोन्मेषादौ लघुता ।

गुर्वाविलमतिस्निग्धमश्रुकण्डूपदेहयुत् ॥ पर्यतोदयुतं नेत्रमतितर्पितमादिशेत् । आमानशोफपीडाढ्यमुपदेहसमा-

कुलम् ॥ रूक्षमस्रावमरुणं नेत्रं स्याद्दी-नतर्पितम् । अनयोर्दोपबाहुल्यात् प्रय-तेत चिकित्सिते ॥ रूक्षस्निग्धोपचा-राभ्यामेतयोः स्यात्प्रतिक्रिया ।

अनयो अतितर्पितहीनतर्पितयो ।

दुर्दिनात्युष्णशीतेषु चिन्तायां संभ्रमेषु च । अशान्तोपद्रवे चाक्षितर्पणं न प्रशस्यते ॥

જેમાં વાયુ, તડકો કે રજ ન હોય એના ઘરમાં રોગીને ચત્તો સુવડાવી પલાળેલા અડદના લોટની સરખી, દૃઢ અને સાકડ વગરની ફરતી પાળો બન્ને નેત્રઉપર કરવી. પછી રોગીની આંખો વીચાવીને ઉના પાણીથી પીગળાવેલુ ઘી અથવા સો વાર પાણીથી ધોએલુ ઘી અથવા દૂધમાંથી પરબારૂ કાહાડી લીધેલુ ઘી પાંપણો બુડી જતાંસુધી તે પાળોમાં ભરવુ. એ ભરાઈ રહ્યા પછી ધીરેથી રોગીની આંખો ઉઘડાવવી. એ તર્પણનો પ્રખ્યાત પ્રકાર વૈદ્યોએ કહેલો છે

નેત્ર રૂક્ષ થઇ ગયાં હોય, પાણી ઝરયા કરતાં હોય, વાંકાં થઇ ગયાં હોય, મેલાં થઈ ગયાં હોય, પાંપણો ખરી પડતી હોય, ડોળાની નસ રાતી થઇને બહુ પીડા કરતી હોય, પાંપણો માંડ ઉઘડતી હોય, પદાર્થો વિપરીત જોવામાં આવતા હોય, ધોળા ડોળા ઉપર રાતુ ફુલુ થયુ હોય, ફુલુ પડવા વગેરે થયુ હોય, આંખો દુખવા ઉઠી હોય, ડોળામાં જાણે કાંઈ વલોવી નાખતુ હોય એવી પીડા ઉઠીને અરધા માથામાં વેદના થતી હોય, પાંપણની કોર રૂક્ષ થવાથી ડોળામાં અત્યત વ્યાકુલતા થતાં આંખ ઉઘડતી ન હોય, સોજો ચઢ્યો હોય અને એકવાર પાંપણમાં તથા એકવાર ડોળામાં અનુક્રમે પીડા થતી હોય તો નેત્રના રોગમા પરિપૂર્ણ સમજનારા વૈદ્યે નેત્રનુ તર્પણ કરવુ.

પાંપણની અદર માંસનો ખીલ થવા આદિ પાંપણના રોગ હોય તો સો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધી નેત્રઉપર તર્પણને રેહેવા દેવુ. સ્વસ્થપણામાં, કફમાં તથા સધિરોગમાં પાંચસો ગુરૂ અક્ષરોનુ ઉચ્ચારણ થતાં સુધી તર્પણને રેહેવા દેવુ. પિત્તનુ દરદ હોય તો છસો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધી તર્પણને રહેવા દેવુ. કાળા ડોળામાં રોગ હોય તો સાતસો ગુરૂ અક્ષરોના ઉચ્ચારણસુધી તર્પણને રેહેવા દેવુ ડોળામાં જાણે કાંઈ વલોવતુ હોય એવી પીડા ઉઠીને અરધા માથામાં વેદના થતી હોય તો હજાર ગુરૂ અક્ષરોનુ ઉચ્ચારણ થાય ત્યાંસુધી તર્પણને રેહેવા દેવુ અને વાયુસબધી રોગ હોય તોપણ હજાર ગુરૂ અક્ષરોનુ ઉચ્ચારણ થતાંસુધી તર્પણને રેહેવા દેવુ. તર્પણ પુરૂ થઇ રહ્યા પછી નેત્રની પુંછડીના માર્ગથી ઘીને વેહેવરાવી નાખીને શેકેલા જવના લોટથી આંખોને સાફ કરી નાખવી અને તે પછી ઘીના જોરથી વૃદ્ધિ પામેલા કફને યથાયોગ્ય ધૂમપાન કરાવીને દૂર કરવો. એક દિવસ, પાંચ દિવસ ઘા-

થવા સાત દિવસસુધી તર્પણ ક્રિયા કરવી.

તર્પણ બરાબર થયું હોય તો નિદ્રા સુખથી આવે, જાગવું પણ સુખથી થાય, સ્વચ્છપણું થાય, નેત્રની શક્તિ વધે, સુખ થાય, વ્યાધિની શાંતિ થાય અને ઉઘાડવા વીંચવા આદિ ક્રિયા કરવામાં નેત્રનું હલકાપણું થાય. એ ચિન્હો ઉપરથી નેત્રનું તર્પણ બરાબર થયું જાણવું.

જો તર્પણનો અતિયોગ થયો હોય તો નેત્ર ભારે થાય છે, મેલાં થઇ જાય છે, અત્યંત ચીકાશવાળાં થઈ જાય છે, આંસુ આવ્યા કરે છે, ચળ આવે છે, જાણે ઉપર થર ચડયો હોય એવાં થઇ જાય છે અને જાણે ઘસાતાં હોય તથા સોઈથી ભોંકાતાં હોય એવી પીડા થાય છે. એ ચિન્હો ઉપરથી વૈદ્યે નેત્રનું અત્યંત તર્પણ થયું કહેવું.

જો નેત્રનું ઓછું તર્પણ થયું હોય તો નેત્રમાંથી પાણી ઝરે છે, સોજો થાય છે, પીડા થાય છે, ચડા થાય છે, રૂક્ષપણું થાય છે, ભીનાશ રહેતી નથી અને રતાશ થાય છે.

જો તર્પણ અધિક અથવા ઓછું થયું હોય તો ઘણી અડચણો થાય છે માટે તેઓની ચિકિત્સા કરવાનો યત્ન કરવું. જો અત્યંત તર્પણ થયું હોય તો રૂક્ષ ઉપચાર કરવા અને ઓછું તર્પણ થયું હોય તો સ્નિગ્ધ ઉપચાર કરવા.

વાદળાંના ઘમઘોરવાળા દિવસમાં, અત્યંત ગરમીના સમયમાં, અત્યંત ઠંડીના સમયમાં, ચિંતા હોય ત્યારે, સંભ્રમ હોય ત્યારે અને ઉપદ્રવો શાંત થયા પેહેલાં નેત્રનું તર્પણ કરવું યોગ્ય કેહેવાતું નથી.

## પુટપાકવિધિ.

### પુટપાકની રીતે પકાવેલા રસથી નેત્રનું તર્પણ કરવાવિષે.

द्वे विल्वे स्निग्धमांसस्य परं द्रव्यं पलं मतम् । द्रवस्य कुडवोन्मानं सर्वमेकत्र पेषयेत् ॥ तदेकत्र समालोड्य पत्रैः सुपरिवेष्टितम् । पुटपाकविधानेन तत् पक्त्वा तद्रसं बुधैः ॥ तर्पणोक्तेन विधिना यथावदवचारयेत् । दृष्टिमध्ये निषेच्यः स्यान्नित्यमुत्तानशायिनः ॥ स्नेहनोल्लेखनश्चैव रोपणश्चेति स त्रिधा । हितः स्निग्धोऽतिरूक्षस्य स्निग्धस्य स तु लेखनः ॥

इतरो रोपणः ।

दृष्टेर्बलार्थमितरः पित्तासृग्व्रणवातनुत् ॥ स्नेहमांसवसामज्जमेदःस्वाद्वौषधैः कृतः । स्नेहनः पुटपाकः स्याद्धार्यो द्वेवाक्शते तु सः ॥ जाङ्गलानां यकृन्मांसैर्लेखनद्रव्यसंयुतैः । कृष्णलोहरजस्ताम्रशंखविद्रुमसिन्धुजैः ॥ समुद्रफेनकासीसस्रोतोऽञ्जनदधिमस्तुभिः । लेखनो वाक्शतं तस्य परं धारणमिष्यते ॥ स्तन्यजाङ्गलमध्वाज्यतिक्तकद्रव्यपाचितम् । लेखनात् त्रिगुणो धार्यः पुटपाकस्तु रोपणः ॥

तिक्तकद्रव्याण्याह ।

**निम्बामृताद्वृषपटोलनिदिग्धिकाभिः स्यात् पञ्चतिक्तक इति मथितो गणोऽयम् । आचरेत्तर्पणोक्तां तु क्रियां व्यापत्तिदर्शने ॥**

व्यापत्तिदर्शने मिथ्याकृतपुटपाकजनितव्याधिदर्शने ।

**तेजांस्यनिलमाकाशमादर्शं भास्वराणि च । नेक्षेत तर्पिते नेत्रे यश्च वा पुटपाकवान् ॥**

સ્નેહ ભરેલું આઠ તોલા માંસ લઈ તેમાં બીજાં ઔષધો ચાર તોલાભાર અને દ્રવ પદાર્થ સોળ તોલાભાર નાખી સર્વને એકઠાં વાટવાં. પછી તેનો એક લોંદો કરી તેને પાંદડાંઓથી સારી રીતે વીંટી આગળ કહ્યા પ્રમાણે પુટપાકની રીતિથી અગ્નિમાં પકાવવો. પછી તેમાંથી રસ નીચોવી લઈ તે રસનો તર્પણની રીતિ પ્રમાણે સંપૂર્ણ રીતે નેત્રમાં ઉપયોગ કરવો. રોગીને ચતો સુવડાવી તેના નેત્રમાં એ રસને નાખવો. સ્નેહન ( ચીકાશ કરનાર, ) લેખન ( મળોને ઉખેડનાર, ) અને રોપણ ( ભરતી કરનાર ) એ રીતે એ રસના ત્રણ ભેદ છે. અત્યંત રૂક્ષ થએલા માણસને સ્નેહન રસ સારો છે, સ્નિગ્ધ થએલા માણસને લેખન રસ સારો છે અને દૃષ્ટિને બળ આપવાને વાસ્તે રોપણ રસ સારો છે કે જેથી પિત્ત, રૂધિરનો બીગાડ, વ્રણ અને વાયુ ટળે છે. સ્નેહ, માંસ, ચરબી, મજ્જા, મેદ તથા મધુર ઔષધોથી કરવામાં આવેલા પુટપાકનો રસ સ્નેહન થાય છે. સ્નેહન-રસને બસો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી ધરી રાખવો. જંગલી પશુઓની જમણાં પડખાંની ગાંઠો તથા માંસ, મળોને ઉખેડનારાં ઔષધો, લોઢાનું ચૂર્ણ, ત્રાંબાનું ચૂર્ણ, શંખનું ચૂર્ણ, પરવાળાંનું ચૂર્ણ, સિંધાલુણનું ચૂર્ણ, સમુદ્રફીણનું ચૂર્ણ, હીરાકસીનું ચૂર્ણ, સુરમાનું ચૂર્ણ, અને દહી ઉપરની તર એઓથી કરવામાં આવેલા પુટપાકનો રસ લેખન થાય છે. લેખન રસને સો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધીજ ધરી રાખવો. સ્ત્રીનું દૂધ, જંગલી પશુઓનું માંસ, મધ, ઘી, લીંબડો, ગળો, અરડૂસો, કડવી ઘીસોડી અને ભોરીંગણી એઓથી કરવામાં આવેલા પુટપાકનો રસ રોપણ થાય છે. રોપણ રસને ત્રણસો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધી ધરી રાખવો. લીંબડાથી માંડીને રીંગણી સુધીના જે પાંચ પદાર્થો કહ્યા તે તિક્તક ગણ કહેવાય છે. પુટપાકના રસનો અધિક કે ન્યૂન ઉપયોગ થવાથી વ્યાધિની ઉત્પત્તિ થએલી જોવામાં આવે તો તર્પણના વિષયમાં કહેલી ક્રિયા કરવી. નેત્રનું તર્પણ કરવામાં આવ્યું હોય અથવા પુટપાકના રસનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તો રોગીએ તેજની સામું જોવું નહીં, વાયુની સામી દૃષ્ટિ કરવી નહીં, આકાશને જોવું નહીં અ-

રિશે જોવો નહીં, અને પ્રકાશતા પદાર્થોને પણ જોવા નહીં.

## અંજનવિધિ.

### અંજનનો પ્રકાર.

अथ संपक्वदोषस्य प्राप्तमञ्जनमाचरेत् । अञ्जनं क्रियते येन तद्द्रव्यं चाञ्जनं मतम् ॥

तद्यथा।

रसो वटी तथा चूर्णमिति त्रिविधमञ्जनम् । यथापूर्वबलं तेषु एवमाहुर्मनीषिणः ॥ तत् प्रत्येकं त्रिधा प्रोक्तं लेखनं रोपणं तथा । स्नेहनं चेति लिङ्गानि तेषां विस्तरतः शृणु ॥ लेखनं क्षारतीक्ष्णाम्लरसैरञ्जनमुच्यते । नेत्रवर्त्मशिराजालश्रोत्रशृङ्गाटकस्थितम् ॥ मुखनासाक्षिभिर्दोषमुत्क्लिश्य स्रावयेच्च तत् । कषायं तिक्तकं चापि सस्नेहं रोपणं मतम् ॥ स्नेहस्य शैत्याद्वर्ण्यं स्यात् दृष्टेश्च बलवर्धनम् । मधुरं स्नेहसंपन्नमञ्जनं स्यात् प्रसादनम् ॥ दृष्टिदोषप्रसादार्थं स्नेहनार्थं च तद्धितम् । एरण्डमात्रावर्तिस्तु लेखनी स्यात् प्रमाणतः ॥ सार्धैकरेणुकमिता रोपणी वर्तिरिष्यते । क्रियते स्नेहनी वर्तिर्द्विरेणुकमात्रया ॥ रसाञ्जनस्य मात्रा तु वेल्लतुल्या प्रकीर्तिता । चूर्णं तु लेखनं वर्तिद्विशलाकं प्रदीयते ॥ रोपणं त्रिशलाकं स्यात्ततः स्नेहनाञ्जने ।

नवतः शलाकाः स्नेहनाञ्जने चूर्णे ।

मुखे या मुकुलाकारा कलायपरिमण्डला ॥ अष्टाङ्गुला शलाका स्यादश्मजा धातुजाथवा । ताम्रलोहाश्मसंजाता शलाका लेखने मता ॥ सुवर्णरजतोद्भूता स्नेहने समुदाहृता । अङ्गुली च मृदुत्वेन रोपणे संप्रयुज्यते ॥ कृष्णभागादधो लिम्पेदपाङ्गं यावदञ्जनम् । हेमन्ते शिशिरे चैव मध्याह्नेऽञ्जनमिष्यते ॥ पूर्वाह्णे वापराह्णे वा ग्रीष्मे शरदि चेष्यते । वर्षास्वनभ्रे नात्युष्णे वसन्ते तु सदैव हि ॥ अथवा सर्वदा प्रातः सायं चाञ्जनमाचरेत् । नातिशीतोष्णवाताभ्रवेलायां तत् प्रयुज्यते ॥ श्रान्तेऽथ रुदिते भीते पीतमद्ये नवज्वरे । अजीर्णे विषघाते च नाञ्जनं संप्रयुज्यते ॥ रागोपदेहौ तिमिरं शूलं संरम्भमेव च । निद्राक्षयं च कुरुते निषिद्धे युक्तमञ्जनम् ॥

સઘળા દોષો પાકી ગયા પછી નેત્રમાં યોગ્ય અંજન આંજવું. જેથી નેત્રને આંજવામાં આવે તે પદાર્થ અંજન કહેવાય છે. રસરૂપ, વાટરૂપ અને ચૂર્ણરૂપ એમ અંજનના ત્રણ ભેદ છે. તેઓમાં ચૂર્ણથી વાટ બળવાન્ છે અને વાટથી રસ બળવાન છે. એ પ્રત્યેક અંજનના લેખન, રોપણ અને સ્નેહન એવા નામના ત્રણ ત્રણ ભેદ છે. એઓનાં લક્ષણ વિસ્તારથી કહીએ છીએ તે સાંભળો. ક્ષાર, તીક્ષ્ણ અને ખાટા રસવાળું અંજન હોય તે લેખન અંજન કહેવાય છે. એ અંજન નેત્રમાં, પાંપણમાં, નસના સમૂહમાં, કાનમાં અને

કપાલના હાડકામાં રહેલા દોષને સ્થાનકમાંથી ખસેડીને મોહોડાથી, નાકથી તથા આંખથી ઝરાવી નાખે છે. તુરા તથા કડવા રસવાળું અને સ્નેહવાળું જે અંજન હોય તે રોપણ કહેવાય છે. સ્નેહના શીતલપણાને લીધે રોપણ અંજન વર્ણને સારો કરે છે અને દૃષ્ટિના બળને પણ વધારે છે. મધુર રસવાળું અને સ્નેહવાળું જે અંજન હોય તે સ્નેહન કહેવાય છે. સ્નેહન અંજન દૃષ્ટિના દોષને સાફ કરવાને વાસ્તે અને દૃષ્ટિને સ્નિગ્ધ કરવાને વાસ્તે ઉપયોગી છે. દૃષ્ટિના મળોને ઉખેડવાને વાસ્તે જે વાટ કરવી તે એક એરડીના જેટલા વજનની કરવી. દૃષ્ટિનું બળ વધારવાને વાસ્તે જે વાટ કરવી તે મેંદીના દોઢ બીજના જેટલા વજનની કરવી. અને દૃષ્ટિને સ્નિગ્ધ કરવાને વાસ્તે જે વાટ કરવી તે બે વટાણા જેટલા વજનની કરવી. રસરૂપ અંજનની માત્રા એક વાવડીંગ જેટલા વજનની કરવી. લેખન ચૂર્ણ આંજવાનું હોય તો તેની બે સળી આંજવી, રોપણ ચૂર્ણ આંજવાનું હોય તો તેની ત્રણ સળી આંજવી અને સ્નેહન ચૂર્ણ આંજવાનું હોય તો તેની ચાર સળી આંજવી. આંજવાની સળી કળી જેવા મોહોડાંવાળી, વટાણા જેવા ગોળ આકારવાળી, આઠ આંગળની અને પથરાની અથવા ધાતુની જોઈએ. લેખન ચૂર્ણ આંજવું હોય તો ત્રાંબાની, લોઢાની અથવા પથરાની સળી જોઇએ. સ્નેહન ચૂર્ણ આંજવું હોય તો સોનાની અથવા રૂપાની સળી જોઇએ. રોપણ ચૂર્ણ આંજવું હોય તો આંગળીથી આંજવું. કારણકે આંગળી કોમળ હોય છે. જે અંજન આંજવાનું હોય તે કાળા ડોળાની નીચે છેક નેત્રની પુંછડીસુધી આંજવું. હેમંત ઋતુમાં અને અને શિશિર ઋતુમાં મધ્યાન્હ સમયે અંજન આંજવું. ગ્રીષ્મ ઋતુમાં અને શરદ્ઋતુમાં પૂર્વાન્હ સમયે અથવા અપરાન્હ સમયે અંજન આંજવું. વર્ષાઋતુમાં વાદળાં ન હોય અને બહુ ગરમી ન હોય ત્યારે આંજવું. વસંતઋતુમાં ગમે ત્યારે આંજવું. અથવા ઘણું કરીને સર્વદા સવારે અથવા સાંજે અંજન આંજવું. જે સમયે બહુ ઠંડી ન હોય બહુ ગરમી ન હોય બહુ પવન ન હોય અને વાદળાં ન હોય તે સમયે અંજન આંજવું. થાકેલો, રોએલો, બીનેલો, જેણે દારૂ પીધો હોય તે, તાજા તાવવાળો, અજીર્ણવાળો અને જેની ઝાડા વગેરેની હાજત રોકાઈ હોય તે, એઓને અંજન આંજવું નહીં. જેઓને અંજનની મના કરી તેઓને અંજન આંજવામાં આવે તો નેત્રમાં રતાશ થાય છે, આંખો ચડી આવે છે, તિમિર થાય છે, શૂળ નીકળે છે, દોષનો પ્રકોપ થાય છે અને નિદ્રાનો ક્ષય થાય છે.

---

## લેખજનાં વિધાન.

### લેખન કરનારી વાટ.

शंखनाभिर्विभीतस्य मज्जापथ्यामनःशिलाः । पिप्पली मरिचं कुष्टं वचा चेति समांशकम् ॥ छागक्षीरेण संपिष्य वर्त्ति कुर्याद् यवोन्मिताम् । एरण्डमात्रां संपिष्य जलैः कुर्याद्यथाञ्जनम् ॥ तिमिरं मांसवृद्धिं च काचं पटलमर्बुदम् । रात्र्यन्धं वार्षिकं पुष्पं वर्त्तिश्चन्द्रोदया हरेत् ॥

इति चन्द्रोदया वर्त्तिर्लेखनी ।

શંખની અંદરનો ભાગ, બેહેડાંનો ગર્ભ, હરડે, મણશીલ, પીપળ, મરી, કઠ અને વજ એઓને સરખે ભાગે લઇ બકરીના દૂધમાં વાટી એક એરંડીના વજનની જવ જેવા આકારવાળી વાટ કરવી. એ વાટને પાણીમાં વાટી યોગ્ય રીતે આંજવી. એ આંજવાથી તિમિર, માંસની વૃદ્ધિ, કાચ, પડલ, પાંપણની અંદર ગાંઠ, રાતે આંધળાપણું અને એક વર્ષનું ફુલું એટલાં દરદો ટળે છે. આ વાટ 'ચંદ્રોદયા' વર્ત્તિ કેહેવાય છે.

### રોપણ કરનારી વાટ.

अशीतिस्तिलपुष्पाणि षष्टिपिप्पलितण्डुलाः । जातीपुष्पाणि पञ्चाशन्मरिचानि तु षोडश ॥ सूक्ष्मपिष्टाम्बुना वर्त्तिः कृता कुसुमिकाभिधा । तिमिरार्जुनशुक्राणां नाशिनी मांसवृद्धिनुत् ॥ एतस्यां अञ्जने मोक्ता मात्रा सार्धहरेणुका ॥ कुसुमिका रोपणी वर्ती ।

તલનાં ફુલ ૮૦, પીપળના દાણા ૬૦, જાઇનાં ફુલ ૫૦, અને મરી ૧૬, એઓને પાણીમાં ઝીણાં વાટીને વાટ કરવામાં આવે તે 'કુસુમિકા' વર્ત્તિ કેહેવાય છે. એ વાટ તિમિરને, સફેદ ડોળાં ઉપરના રાતા ચાઠાને તથા ફુલાંને મટાડે છે અને માંસની વૃદ્ધિને પણ તોડે છે. આ વાટને આંજવામાં મેંદીના દોઢ બીજ જેટલા વજનની માત્રા સમજવી.

### લેખન કરનારી વાટ.

धात्र्यक्षपथ्याबीजानि एकद्वित्रिगुणानि च ॥ पिष्ट्वा वर्त्ति जलैः कुर्यादञ्जनं द्विहरेणुकम् । नेत्रस्रावं हरत्याशु वातरक्तरुजं तथा ॥

આંમળાંના ઠળીઆનો ગર્ભ એક ભાગ, બેહેડાંના ઠળીઆનો ગર્ભ બે ભાગ અને હરડેના ઠળીઆનો ગર્ભ ત્રણ ભાગ, એઓને પાણીમાં વાટીને વાટ કરવી અને તે બે વટાણા જેટલી આંજવી. એ આંજવાથી નેત્રનું ઝરવું તથા વાતરક્તનો વિકાર તુરત બંધ પડે છે.

### લેખન કરનારી રસક્રિયા.

तुल्यमाक्षिकसिन्धूत्थसिताशङ्खमनःशिलाः । गैरिकं सिन्धुफेनं च मरिचं चेति चूर्णयेत् ॥ संयोज्य मधुना कुर्यादञ्जनार्थं रसक्रियाम् । वर्त्मरोगार्मतिमिरकाचशुक्रहरीं पराम् ॥

अथ रोपणी रसक्रिया ।

મોરથુથુ, સોનામખી, સિંધાલુણ, સાકર, શંખનું ચૂર્ણ, મણશીલ, ગેરૂ,

સમુદ્રફીણ અને મરી એઓને ખૂબ વાટીને મધમાં કાલવીને આંજવામાં આવે તો પાંપણના રોગ, ડોળાઉપરનો મસ જેવો અર્મરોગ, તિમિર, મોતીયાં અને ફુલાં એ રોગોનો અત્યંત નાશ થાય છે.

રોપણ કરનારી રસક્રિયા.

रसाञ्जनं सर्जरसो जातीपुष्पं मनःशिला । समुद्रफेनो लवणं गैरिकं मरिचं तथा ॥ एतत्समांशं मधुना पिष्टं प्रक्लिन्नवर्त्मनोः । अञ्जनं क्लेदकण्डूघ्नं पक्ष्मणां च प्ररोहणम् ॥

રસવંતી, રાળ, જાઇનાં ફુલ, મણશીલ, સમુદ્રફીણ, સિંધાલૂણ, ગેરૂ, અને મરી એઓને સમભાગે લઇ મધમાં ઝીણાં વાટીને ઝરતી પાંપણમાં આંજવામાં આવે તો પાંપણનું ભીનાપણું તથા ચળ મટી જાય છે અને પાંપણના મોવાળા ખરી પડતા હોય તો ઉગે છે.

સ્નેહન કરનારી રસક્રિયા.

अथ स्नेहनी रसक्रिया ।

कतकस्य फलं घृष्ट्वा मधुना नेत्रमञ्जयेत् । ईषत्कर्पूरसहितं स्मृतं नेत्रप्रसादनम् ॥

નિર્મલીના ફળને તથા થોડાક કપૂરને મધમાં ઘસીને આંજવામાં આવેતો નેત્રમાં સ્નિગ્ધતાપૂર્વક સ્વચ્છપણું થાય છે.

લેખન ચૂર્ણ.

अथ चूर्णं तल्लेखनं यथा ।

दक्षाण्डत्वङ्शिलाकाचशङ्खचन्दनसैन्धवैः । अञ्जनं हरते नित्यं सर्वानक्षिगदान्बलात् ॥

दक्षः कुक्कुटः । तथा च निघण्टुः ।

कृकवाकुस्तथा दक्षः कालज्ञोऽथ शिखण्डिक इति ।

દક્ષ એટલે કુકડાના ઈંડાની છાલ, મણશીલ, કાચ, શંખ, ચંદન અને સિંધાલૂણ એઓનું ચૂર્ણ કરીને નિત્ય આંજવામાં આવે તો તે, બલાત્કારથી નેત્રના સઘળા રોગોને ટાળેછે. નિઘંટમાં કૃકવાકુ, દક્ષ, કાલજ્ઞ અને શિખંડિક એ કુકડાનાં નામો કહ્યાં છે તે ઉપરથી અમે આ શ્લોકમાં 'દક્ષનું ઇંડું' એવો અર્થ કર્યો છે.

રોપણ ચૂર્ણ.

शिलाया रसकं पिष्ट्वा सम्यगाप्लाव्य वारिणा । गृह्णीयात्तज्जलं सर्वं त्यजेच्चूर्णमधोगतम् ॥ शुष्कं तच्च जलं सर्वं पर्पटीसन्निभं भवेत् । विचूर्ण्य भावयेत्सम्यक् त्रिवेलं त्रिफलारसैः ॥ कर्पूरस्य रजस्तत्र दशमांशेन निःक्षिपेत् । अञ्जयेन्नयनं तेन सर्वदोषप्रशान्तये । समस्तनेत्ररोगघ्नं चूर्णमेतन्न संशयः ॥

પથરની ખરલમાં કલખાપરીયાને વાટી પાણીમાં સારી રીતે ભીજવી રાખી તેની સઘળી આછ લઇલેવી અને નીચે રેહેલો ભુકો ફગાવી નાકવો. એ સઘળી આછ સુકાઇને પોપડાં જેવી થઇ જાય ત્યારે તેનું ચૂર્ણ કરીને તેને હરડાં, બેહેડાં તથા આમળાંના રસથી ત્રણ ભાવનાઓ સારી રીતે દેવી અને તેમાં

તેના દશમા ભાગ જેટલું કપૂરનું ચૂર્ણ મેળવવું. એ ચૂર્ણ જો આંજવામાં આવે તો સઘળા દોષોની શાંતિ થાય છે અને નેત્રના સઘળા રોગો ટળે છે એમાં સંશય નથી.

### સ્રોહન ચૂર્ણ.

अग्नितप्तं हि सौवीरं निषिञ्चेत् त्रिफलारसैः । सप्तवेलं तथा स्तन्यैः स्त्रीणां सिक्तं विचूर्णितम् ॥

सौवीरं श्वेतमञ्जनम् ।

अञ्जयेत्तेन नयने प्रत्यहं चक्षुषोर्हितम् । सर्वानक्षिविकारांस्तु हन्यादेतन्न संशयः ॥

ધોળા સુરમાને અગ્નિમાં તપાવી તપાવીને સાતવાર હરડાં, બેહેડાં તથા આમળાંના રસમાં નાખીને ચંડો કરવો. વળી તપાવીને સાતવાર સ્ત્રીના ધાવણમાં ચંડો પાડવો. એ સુરમાનું ચૂર્ણ કરી રોજ નેત્રમાં આંજવામાં આવે તો નેત્રને હિતકારી થાય છે અને નેત્રસંબંધી સઘળા વિકારોનો નાશ થાય છે એમાં સંશય નથી.

---

## પ્રત્યંજનવિધિ.

### પ્રત્યંજનનો વિધિ.

अथ प्रत्यञ्जनविधिः ।

गतदोषमपेतास्रु मपश्यत् सम्यगम्भसि । प्रक्षाल्याक्षि यथादोषं कार्यं प्रत्यञ्जनं ततः ॥ न वा निर्गतदोषेऽक्ष्णि धावनं सम्प्रयोजयेत् । प्रत्यञ्जनं तत्र दद्याच्चूर्णं तीक्ष्णप्रसादनम् ॥

तद्यथा ।

शुद्धनागे द्रुते तुल्यं शुद्धं सूतं विनिःक्षिपेत् । कृष्णाञ्जनं तयोस्तुल्यं सर्वमेकत्र चूर्णयेत् ॥ दशमांशेन कर्पूरं तस्मिंश्चूर्णे विनिःक्षिपेत् । एतत्प्रत्यञ्जनं नेत्रगदजिन्नयनामृतम् ॥

कृष्णाञ्जनं स्रोतोऽञ्जनम् । तथा च मदनपालः । स्रोतोऽञ्जनन्तु तद्विद्यादञ्जनाभं यदञ्जनम् । नयनामृतं प्रत्यञ्जनम् ।

નેત્રમાંથી દોષ ટળી ગયા પછી, આંસુ ટળી ગયા પછી અને નેત્રમાં ચંડાપાણીની સામે જોઇ શકવાની સારી રીતે શક્તિ આવ્યા પછી નેત્રને ધોઇ નાખીને પછી દોષને નિશ્શેષ કરવાને વાસ્તે તે દોષને અનુસરીને પ્રત્યંજન ( ફરીવાર અંજન ) આંજવું. નેત્રમાંથી દોષ ટળ્યા ન હોય ત્યાંસુધી આંખને ધોવી નહીં. આંખને ધોયા પછી તેમાં પ્રત્યંજન આંજવું કે જેથી તીક્ષ્ણ ઔષધોથી થએલો આંખનો પરિતાપ ટળી જાય છે.

શુદ્ધ કરેલા સીસાને પીગળાવી તેમાં તેના જેટલોજ શુદ્ધ પારો નાખવો. અને બન્નેના વજન જેટલો સ્રોતોંજન એટલે કાળો સુરમો નાખવો. પછી એ સર્વ એકઠું ચૂર્ણ કરી તેમાં તેના દશમા ભાગ જેટલું કપૂર નાખવું. એથી નેત્રમાં પ્રત્યંજન કરવામાં આવે તો નેત્રના રોગ

નિશેષ થઈ જાય છે. આ ચૂર્ણનું નામ 'નયનામૃત'. મદનપાલ નામના કોશમાં કહ્યું છે કે, "જે સુરમો આંજણ જેવો કાળો હોય તે સ્રોતોંજન કહેવાય છે."

### દૃષ્ટિને સ્વચ્છ કરનારી સળી.

त्रिफला भृङ्गशुण्ठीनां रसैस्तद्वच सर्पिषा । गोमूत्रमध्वजाक्षीरैः सिक्तो नागः प्रतापितः । तच्छलाका हरत्येव सर्वान् नेत्रभवान् गदान् ॥

इति भेषजानां विधानानि ।

શુદ્ધ સીસાને વારંવાર તપાવી તપાવીને હરડાં, બેહડાં, તથા આમળાંના રસમાં, ઘીમાં, ગોમૂત્રમાં, મધમાં અને બકરીના દૂધમાં ઠંડું પાડવું. પછી એ સીસાની સળી બનાવીને નેત્રમાં ફેરવવામાં આવે તો તેથી નેત્રસંબંધી સઘળા રોગોનો નાશ થાય છે.

---

## ભેષજ ભક્ષણ સમય.

### ઔષધ ખાવાના સમય વિષે.

भैषज्यमभ्यवहरेत्प्रभाते प्रायशो बुधः । कषायांस्तु विशेषेण तत्र भेदस्तु दर्शितः ॥ ज्ञेयः पञ्चविधः कालो भैषज्यग्रहणे नृणाम् । किञ्चित्सूर्योदये जाते तथा दिवसभोजने । सायन्तने भोजने च मुहुश्चापि तथा निशि ॥

સમજુ પુરૂષે ઘણું કરીને ઔષધો પ્રાતઃકાલમાં ખાવાં અને ક્વાથ પીવો હોય તો પ્રાતઃકાલમાંજ પીવો પણ તેમાં નીચે લખેલા ભેદ ઉપર ધ્યાન રાખવું. કાંઇક સૂર્યોદય થયા પછી, દિવસનું ભોજન કરવાના સમયમાં, સાયંકાલનું ભોજન કરવાના સમયમાં, વારંવાર અને રાતે એવી રીતે માણસોને ઔષધ ખાવાના પાંચ સમયો છે.

### પેહેલો સમય.

प्रायः पित्तकफोद्रेके विरेकवमनार्थयोः । लेखनार्थे च भैषज्यं प्रभातेऽनन्नमाहरेत् ॥

પિત્તનો કે કફનો વધારો થયો હોય તો, રેચ લેવો હોય તો, વમન કરવું હોય તો અને મળોને ઉખેડવા હોય તો પ્રાતઃકાલમાં નરણે કોઠેજ ઔષધનો ઉપયોગ કરવો.

### બીજો સમય.

भैषज्यं विगुणे पाने भोजनाग्रे प्रशस्यते । अरुच्यां चित्रभोज्यैश्च मिश्रं रुचिरमाहरेत् ॥ समानवाते विगुणे मन्देऽग्नावतिदीपनम् । दद्याद्भोजनमध्ये च भैषज्यं कुशलो भिषक् ॥ व्यानकोपे तु भैषज्यं भोजनान्ते समाहरेत् । हिक्काक्षेपककम्पेषु पूर्वमन्ते च भोजनात् ॥

પીવાનું ઔષધ કુરવાદવાળું હોય તો દિવસનું ભોજન કરતાં જરાક પેહેલાં પીવું એ સારૂં છે. અરૂચિ થતી હોય તો ખાવાના વિચિત્ર પદાર્થોની સાથે ખાવું કે જેથી રૂચિ થાય છે. રોગીનો નાભિસ્થલમાં રેહેનારો સમાનવાયુ બગડ્યો હોય અને અગ્નિમંદ થયો હોય તો ડાહ્યા વૈદ્યે અગ્નિને અત્યંત દીપ્ત ક-

રનારૂં ઔષધ ભોજનના મધ્યમાં ખવરાવવું. સર્વ શરીરમાં રહેનારા વ્યાનવાયુનો કોપ થયો હોય તો ભોજનને અંતે ઔષધ ખવરાવવું. હેડકીનું, આક્ષેપક વાયુનું કે કંપનું દરદ હોય તો જમ્યા પેહેલાં અને જમ્યા પછી પણ ઔષધ ખવરાવવું.

### ત્રીજો સમય.

उदाने कुपिते वाते स्वरभङ्गादिकारिणि । ग्रासग्रासान्तरे देयं भैषज्यं सान्ध्यभोजने ॥ प्राणे प्रदुष्टे सान्ध्यस्य भुक्तस्यान्ते प्रदीयते । औषधं प्रायशो धीरैः कालोऽयं स्यात् तृतीयकः ॥

ગળામાં રેહેનારો ઉદાનવાયુ કે જે સ્વરભંગ વગેરેને કરનાર છે તેનો પ્રકોપ થયો હોય તો સાયંકાલના ભોજનમાં કોળીએ કોળીએ ઔષધ ખવરાવવું. છાતીમાં રેહેનારા પ્રાણવાયુનો પ્રકોપ થયો હોય તો ઘણું કરીને સાયંકાલનું ભોજન કર્યા પછી ધીરા વૈદ્યોએ ઔષધ ખવરાવવું એ ત્રીજો સમય છે.

### ચોથો સમય.

मुहुर्मुहुश्च तृट्छर्दिहिक्काश्वासगरेषु च । सान्नं च भेषजं दद्यादिति कालश्चतुर्थकः ॥

તરશ, ઉલટી, હેડકી, શ્વાસ કે ઝેરની પીડા હોય તો અન્નની સાથે વારંવાર ઔષધ ખવરાવવું એ ચોથો સમય છે.

### પાંચમો સમય.

ऊर्ध्वजत्रुविकारेषु लेखने बृंहणे तथा । पाचने शमने देयमनन्नं भेषजं निशि ॥

હાંસડીથી ઉપરના વિકારો હોય તો, અને લેખન ક્રિયા, બૃંહણ ક્રિયા, પાચન ક્રિયા કે શમન ક્રિયા કરવી હોય તો રાતે જમવા દીધા વગર ઔષધ ખવરાવવું.

### નરણે કોઠે ઔષધનો ઉપયોગ.

वीर्याधिकं भवति भेषजमन्नहीनं हन्यात्तदामयमसंशयमाशु चैव । तद्बालवृद्धयुवतीमृदुभिश्च पीतं ग्लानिं परां नयति चाशु बलक्षयं च ॥

જો નરણે કોઠે ઔષધનો ઉપયોગ કરવામાં આવે તો ઔષધની શક્તિ અધિક થાય છે. અને તે ઔષધ અવશ્ય અને તુરત રોગને મટાડે છે. પણ બાલક, વૃદ્ધ, જુવાન સ્ત્રીઓ કે કુણી પ્રકૃતિવાળાં માણસો નરણે કોઠે ઔષધ પીએ તો તુરત તેઓને ગ્લાનિ થાય છે અને શરીરના બળનો ક્ષય થાય છે.

### અન્નની સાથે ઔષધનો ઉપયોગ.

शीघ्रं विपाकमुपयाति बलेन हिंस्यादन्नावृतं न च मुहुर्वदनान्निरेति । एतद्धितं स्थविरबालकृशाङ्गनाभ्यः प्राग्भोजनाद्यदशितं किल तच्च तद्वत् ॥

अन्नावृतवत् भेषजमिति शेषः ।

औषधशेषे भुक्तं भोजनशेषे यदौषधं पीतम् । न करोति गदोपशमं प्रकोपयत्यन्यरोगांश्च ॥

पीतमित्युपलक्षणं लीढादिकं च ।

અન્નમાં વીંટીને ઔષધનો ઉપયોગ કરવામાં આવે તો તે તુરત પાકી જાય છે, બળનો ક્ષય કરતું નથી અને મોહોડામાંથી વારંવાર નીકળી જતું નથી. વૃદ્ધને, બાલકને, દુર્બલ શરીરવાળાઓને અને સ્ત્રીઓને એવી રીતે ઔષધનો ઉપયોગ કરવો હિતકારી છે. ભોજન કર્યાથી પેહેલાં ઔષધનો ઉપયોગ કરવામાં આવે તોપણ તે ઔષધ અન્નથી વીંટાએલાના જેવોજ ગુણ કરે છે. ઔષધ થોડુંક અવશેષ રેહેતાં ભોજન કરવામાં આવે અથવા ભોજન થોડુંક અવશેષ રેહેતાં ઔષધનો ઉપયોગ કરવામાં આવે તો તે ઔષધ રોગોને શાંત કરતું નથી એટલુંજ નહીં પણ બીજા રોગોનો પણ પ્રકોપ કરે છે.

## ઔષધ પચવાનાં તથા ન પચવાનાં ચિન્હો.

अनुलोमोऽनिलः स्वास्थ्यक्षुत्तृष्णा सुमनस्कताः । लघुत्वमिन्द्रियोद्गारशुद्धिर्जीर्णौषधाकृतिः ॥ क्लमो दाहोऽङ्गसदनं भ्रममूर्छाशिरोरुजः । अरतिर्बलहानिश्च सावशेषौषधाकृतिः ॥

રોગીને ઔષધ પચ્યું હોય તો પવન અનુકૂલ ચાલે છે, સ્વસ્થપણું થાય છે, ભુખ લાગે છે, તરશ લાગે છે, મનમાં પ્રસન્નતા થાય છે, શરીરમાં હલકાઇ થાય છે અને ઓડકાર ચોખા આવે છે. રોગીને ઔષધ ન પચ્યું હોય તો ગ્લાનિ થાય છે, બળતરા થાય છે, અંગમાં પીડા થાય છે, ભ્રમ થાય છે, મૂર્છા થાય છે, માથું દુખે છે, અરૂચિ થાય છે અને બળની હાનિ થાય છે.

## ચરકે કહેલો ઔષધના ઉપયોગનો વિધિ.

अथ भेषजभक्षणविधिमाह चरकः ।

देवान् गुरूंस्तथा विप्रान् पूजयित्वा प्रणम्य च । आशिषश्च समादाय श्रद्धया भेषजं भजेत् ॥ रसायनमिवर्षीणां देवानाममृतं यथा । सुधेवोत्तमनागानां भैषज्यमिदमस्तु ते ॥

ब्रह्मदक्षाश्विरुद्रेन्द्रभूचन्द्रार्कानिलानलाः । देवाश्च सौषधिग्रामा भूमिदेवाश्च पान्तु वः ॥ औषधं हेमरजतमृद्भाजनपरिस्थितम् । पिबेदाप्तजनस्याग्रे प्रसन्नवदनेक्षणः ॥ विश्रान्तस्तूपविश्याथ पीत्वा पात्रमधोमुखम् । निःक्षिप्याचम्य सलिलं ताम्बूलाद्युपयोजयेत् ॥

इति श्रीमिश्रलटकनतनयश्रीमन्मिश्रभावविरचिते भावप्रकाशे पञ्चमं प्रकरणम् ।

निरूक्तस्याः सप्ताङ्गानि संपूर्णानि ।

દેવતાઓને, ગુરૂઓને તથા બ્રાહ્મણોને પૂજી, પ્રણામ કરી તેઓના આશિર્વાદ લઇને શ્રદ્ધાથી ઔષધનો ઉપયોગ કરવો. ગુરૂઓએ તથા બ્રાહ્મણોએ રોગીને આશિર્વાદ દેવા કે "જેમ રસાયને ઋષિઓને અને અમૃતે દેવતાઓને તથા ઉત્તમ નાગોને નાગરહિન તથા બલિષ્ટ કર્યા છે તેમ આ ઔષધ તમને રોગ-

રહિત અને બલિષ્ઠ કરજો. બ્રહ્મા, દક્ષ, અશ્વિનીકુમાર, રૂદ્રો, ઇંદ્ર, પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, વાયુ, અગ્નિ, બીજા દેવતાઓ, ઓષધિઓના સમૂહો અને બ્રાહ્મણો તમારી રક્ષા કરજો." રોગીએ પોતાના મુખને અને આંખ્યોને પ્રસન્ન રાખી પોતાના સ્નેહી અને ભલા લોકોની આગળ સોનાના, રૂપાના અથવા માટીના વાસણોમાં રાખેલા ઔષધનો ઉપયોગ કરવો. વિશ્રામ લઇને બેઠાં બેઠાં ઔષધને પી જઈ ઔષધના વાસણને ધરતીપર ઊંધું વાળી દઈ જળથી આચમન કરીને નાગરવેલનાં પાન આદિનો ઉપયોગ કરવો.

પાંચમું પ્રકરણ સમાપ્ત.

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## ચિકિત્સાપ્રકરણ.

### ચિકિત્સાને વાસ્તે વાગ્ભટે કહેલી રોગીની પરીક્ષા.

दर्शनस्पर्शनप्रश्नैः परीक्षेत रोगिणम्। आयुरादिदृशा स्पर्शाच्छीतादिप्रश्नतः परम्॥

आयुरादि आदिशब्दात्साध्यत्वासाध्यत्वादिदृशा दर्शनेन अत्र संपदादिभ्यश्च भावे क्विप्। स्पर्शात् शीतोष्णमृदुकठिनत्वादि- नाडीपरीक्षणं वा। प्रश्नतः उदरलाघवगौरव- तृषाऽतृषाबुभुक्षाऽबुभुक्षा बलाबलादि। मिथ्यादृष्टा विकारा हि दुराख्यातास्तथैव च। तथा दुष्परिपृष्टाश्च मोहयेयुश्चिकित्सकान्॥

तत्र दर्शनं नेत्रजिह्वामूत्रादीनां कर्तव्यम्।

. દર્શનથી, સ્પર્શથી અને પૂછવાથી રોગીની પરીક્ષા કરવી જોઈએ. દર્શનથી એટલે રોગીનાં નેત્ર, જીભ તથા મૂત્ર આદિને જોવાથી આયુષ્યની અને રોગના સાધ્યપણાની કે અસાધ્યપણા વગેરેની પરીક્ષા કરવી. સ્પર્શથી એટલે રોગીના શરીરનો સ્પર્શ કરવાથી ટાઢની, ગરમીની કોમળપણાની અને કઠણપણા વગેરેની પરીક્ષા કરવી અથવા નાડીની પરીક્ષા કરવી. પૂછવાથી એટલે રોગીને પૂછીને તેના પેટના હલકાપણાની, ભારેપણાની, તરશની, તરશના અભાવની, ભુખની, ભુખના અભાવની, બળની અને બળના અભાવ આદિની પરીક્ષા કરવી. દર્શન શબ્દમાં પાણીનીય સૂત્ર ૩-૩-૯૪ ઉપર संपदादिभ्यः क्विप् એ વાર્તિક છે તે પ્રમાણે ભાવ અર્થમાં ક્વિપ્ પ્રત્યય થયોછે.

ખોટી રીતે જોવાએલા, ખોટી રીતે કહેવાયેલા અને ખોટી રીતે પૂછાએલા વિકારો વૈદ્યોને મુંઝવી દીયે છે એટલામાટે વૈદ્યે વિકારોને યથાર્થ રીતે જોવા તથા યથાર્થ રીતે પૂછવા અને રોગીએ યથાર્થ રીતે કહેવા.

### નેત્રની પરીક્ષા.

नेत्रं स्यात्पवनाद्रूक्षं धूम्रवर्णं तथारुणम्। कोटरांतःप्रविष्टं च तथा स्तब्ध

विलोकनम् ॥ हरिद्राखण्डवर्णं वा रक्तं वा हरितं तथा । दीपद्वेपि सदाहं च नेत्रं स्यात्पित्तकोपतः ॥ चक्षुर्बलासबाहुल्यात्स्निग्धं स्यात्सलिलप्लुतम् । तथा धवलवर्णं च ज्योतिर्हीनं बलान्वितम् ॥ नेत्रं द्विदोषबाहुल्यात्स्याद्दोषद्वयलक्षणम् । त्रिदोषलिङ्गसङ्केन तन्मारयति रोगिणम् ॥ त्रिदोषदूषितं नेत्रमन्तर्मग्नं भृशं भवेत् । त्रिलिङ्गं सलिलस्राविमान्तेनोन्मीनयत्यपि ॥

જો વાયુનો પ્રકોપ હોય તો નેત્ર રૂક્ષ, ધુવાડા જેવા રંગવાળાં, રાતાં, અક્કડ રીતે જોનારાં અને ઉંડાં પેસી ગયેલાં હોય છે. જો પિત્તનો પ્રકોપ હોય તો નેત્ર હળદરના કટકા જેવાં, રાતાં, હરીયા રંગનાં, દીવાની ઉપર અરૂચિવાળાં અને બળતરાવાળાં હોય છે. જો કફનો પ્રકોપ થયો હોય તો નેત્ર સ્નિગ્ધ, પાણીથી વ્યાપ્ત થએલાં, ધોળા રંગવાળાં, તેજ વગરનાં અને દૃઢપણાવાળાં હોય છે. બે દોષનો પ્રકોપ થયો હોય તો નેત્રમાં બે દોષનાં લક્ષણો જોવામાં આવે છે. જો ત્રણે દોષનાં લક્ષણો નેત્રમાં થયાં હોય તો તેઓ રોગીને મારી નાખે છે. જો નેત્ર ત્રણે દોષોથી દૂષિત થએલાં હોય તો તે બહુજ ઉંડાં ઉતરી ગએલાં અને પાણીને ઝરનારાં થાય છે તથા છેડાના ભાગથી ઉઘાડી શકાય છે.

### જીભની પરીક્ષા.

शाकपत्रप्रभा रूक्षा स्फुटिता रसनानिलात् । रक्ता श्यावा भवेत्पित्ताल्लिप्तार्द्रा धवला कफात् ॥ परिदग्धा खरस्पर्शा कृष्णा दोषत्रयेऽधिके । सैव दोषद्वयाधिक्ये दोषद्वितयलक्षणम् ॥

જો વાયુનો પ્રકોપ થયો હોય તો જીભ શાગનાં પાંદડાં જેવી ખરસટ અને ફાટેલી થાય છે. જો પિત્તનો પ્રકોપ થયો હોય તો જીભ રાતી અને કાળી થાય છે. જો કફનો પ્રકોપ થયો હોય તો જીભ ચીકાશવાળી અને ધોળી થાય છે. જો બે દોષનો પ્રકોપ થયો હોય તો જીભમાં બે દોષનાં લક્ષણ થાય છે અને ત્રણે દોષોનો પ્રકોપ થયો હોય તો જીભ બળીગએલી જેવી, કઠણ સ્પર્શવાળી અને કાળી થાય છે.

### મૂત્રની પરીક્ષા.

वातेन पाण्डुरं मूत्रं रक्तं नीलं च पित्ततः । रक्तमेव भवेद्रक्ताद्धवलं फेनिलं कफात् ॥

જો વાયુનો પ્રકોપ થયો હોય તો મૂત્ર ધોળું થાય છે, પિત્તનો પ્રકોપ થયો હોય તો મૂત્ર રાતું તથા નીલું થાય છે, લોહીનો પ્રકોપ થયો હોય તો રાતું થાય છે અને કફનો પ્રકોપ થયો હોય તો ધોળું તથા ફીણવાળું થાય છે.

### નાડીની પરીક્ષા.

पुंसो दक्षिणहस्तस्य स्त्रियो वामकरस्य तु । अङ्गुष्ठमूलगां नाडीं परीक्षेत भिषग्वरः ॥ अङ्गुलीभिस्तु तिसृभिर्नाडीमवहितः स्पृशेत् । तच्चेष्टया सुखं दुःखं जानीयात्कुशलोऽखिलम् ॥ सद्यः स्नातस्य सुप्तस्य क्षुत्तृष्णातपशीलिनः ।

व्यायामश्रान्तदेहस्य सम्यक् नाडी न बुध्यते ॥ वातेऽधिके भवेन्नाडी प्रव्यक्ता तर्जनीतले । पित्ते व्यक्ता मध्यमायां तृतीयाङ्गुलिगा कफे ॥ तर्जनीमध्यमामध्ये वातपित्ताधिके स्फुटा । अनामिकायां तर्जन्यां व्यक्ता वातकफे भवेत् । मध्यमानामिका मध्ये स्फुटा पित्तकफेऽधिके । अङ्गुलित्रितयेऽपि स्यात्प्रव्यक्ता सन्निपाततः ॥ वाताद्वक्रगतिं धत्ते पित्तादुत्प्लुत्य गामिनी । कफान्मन्दगतिर्ज्ञेया सन्निपातादतिद्रुता॥ वक्रमुत्प्लुत्य चलति धमनी वातपित्ततः । वहेद्वक्रं च मन्दं च वातश्लेष्माधिकत्वतः । उत्प्लुत्य मन्दं चलति नाडी पित्तकफेऽधिके । कामात्क्रोधाद्वेगवहा क्षीणा चिन्ताभयप्लुता ॥ स्थित्वा स्थित्वा चलेद्या सा हन्ति स्थानच्युता तथा । अतिक्षीणा च शीता च प्राणान्हन्ति न संशयः ॥ ज्वरकोपेन धमनी सोष्णा वेगवती भवेत् । मन्दाग्नेः क्षीणधातोश्च सैव मन्दतरा मता ॥ चपला क्षुधितस्य स्यात्तृप्तस्य भवति स्थिरा । सुखिनोऽपि स्थिरा ज्ञेया तथा बलवती मता ॥

સારા વૈદ્યે પુરૂષના જમણા હાથના અને સ્ત્રીના ડાબા હાથના અંગુઠાના મૂળમાં જે નાડી છે તેની પરીક્ષા કરવી. સાવધાન રહીને ત્રણે આંગળીઓવતે નાડીનો સ્પર્શ કરવો અને તે નાડીની ચેષ્ટાઉપરથી સુખ દુઃખ આદિ સઘળું જાણી લેવું. તુરતનો નાહેલો, સુતેલો, ભુખ્યો, તરસ્યો, તડકાથી તપેલો, અને કસરત કરવાથી પરિશ્રમ પામેલો એઓની નાડી બરાબર સમજવામાં આવતી નથી. વાયુ અધિક હોય તો વૈદ્યની આંગળીની નીચે રોગીની નાડી સ્ફુટ થાયછે, પિત્ત અધિક હોય તો વચલી આંગળીની નીચે સ્ફુટ થાયછે; કફ અધિક હોય તો ત્રીજી આંગળીની નીચે સ્ફુટ થાયછે; વાયુ તથા પિત્ત અધિક હોય તો તર્જનીના તથા મધ્યમા (વચલી આંગળી)ના મધ્યમાં સ્ફુટ થાય છે; વાયુ તથા કફ અધિક હોય તો અનામિકાના મધ્યમાં સ્ફુટ થાયછે અને ત્રણે દોષોનો પ્રકોપ હોય તો ત્રણે આંગળીઓમાં સ્ફુટ થાયછે. વાયુ અધિક હોય તો નાડી વાંકી ચાલેછે, પિત્ત અધિક હોય તો ઠેકીને ચાલેછે, કફ અધિક હોય તો ધીરે ધીરે ચાલે છે, ત્રણે દોષના પ્રકોપથી અત્યંત શીઘ્ર ચાલે છે, વાયુનો તથા પિત્તનો વધારો હોય તો વાંકી રીતે ઠેકીને ચાલેછે, વાયુનો તથા કફનો વધારો હોય તો વાંકી અને ધીરી ધીરી ચાલેછે. અને પિત્તનો તથા કફનો વધારો હોય તો ઠેકી ઠેકીને ધીરી ધીરી ચાલેછે. કામથી તથા ક્રોધથી ઉતાવળી ચાલેછે અને ચિંતા કે ભય હોય તો ક્ષીણ થએલી જણાય છે. જે નાડી થોભી થોભીને ચાલતી હોય, ઠેકાણાથી ખસી ગએલી હોય, અત્યંત ક્ષીણ હોય અને ટાઢી થઈ ગઈ હોય તે નાડી પ્રાણનો નાશ કરેછે એમાં સંશય નથી. જ્વરનો કોપ હોય તો નાડી ગરમ થાય છે અને

વેગથી ચાલેછે. જેનો અગ્નિ મંદ થયો હોય અને જેના ધાતુઓ ક્ષીણ થયા હોય તેની નાડી બહુજ ધીરી ચાલેછે. ભુખ્યાની નાડી ચપળ થાય છે, તૃપ્ત થએલાની નાડી સ્થિર થાય છે અને સુખીયાની નાડી સ્થિરતાવાળી તથા બળવાળી હોયછે.

## રોગોનું જ્ઞાન થાય તે વિષે.

हेतुस्तदनुसंप्राप्तिः पूर्वरूपं च लक्षणम् ॥ तथैवोपशयः पञ्च रोगविज्ञानहेतवः ॥

હેતુ, સંપ્રાપ્તિ, પૂર્વરૂપ, લક્ષણ અને ઉપશય એ પાંચ વૈદ્યને રોગોનું યથાર્થ જ્ઞાન થવાનાં કારણો છે.

## હેતુનું લક્ષણ.

यत्तु न स्याद्विना येन तस्य तद्धेतुरुच्यते । शास्त्रे संव्यहाराय तत्पर्यायान्मचक्ष्महे ॥ निदानं कारणं हेतुर्निमित्तं च निबन्धनम् । मूलमायतनं तत्र प्रत्ययोऽपि निगद्यते ॥

જે રોગ જે વિના ન થાય તે રોગનો તે હેતુ કહેવાય છે. નિદાન, કારણ, હેતુ, નિમિત્ત, નિબંધન, મૂલ, આયતન અને પ્રત્યય એટલા શબ્દો એક અર્થવાળા છે. વૈદ્યશાસ્ત્રની છંદોબદ્ધ કવિતામાં અનુકૂલતાને વાસ્તે હેતુ શબ્દના એ ઘણા પર્યાયો ગોઠવેલા છે.

## હેતુ વ્યાધીઓને જણાવવાનું જ્ઞાન.

वर्षारुक्षश्रमहिमानशनानि मैथुनशोकचिन्ताभयादयो वातप्रकोपहेतवो वातजान् व्याधीन् बोधयन्ति । शरत्कट्वम्लोष्णतीक्ष्णक्रोधतृपाक्षुधामिघातातपादयः पित्तप्रकोपहेतवः पित्तजान् व्याधीन् बोधयन्ति । वसन्तमधुरस्निग्धशीतादयः कफप्रकोपहेतवः कफजान् व्याधीन् बोधयन्ति ।

વર્ષાઋતુ, રૂક્ષપદાર્થો, શ્રમ, હિમ, ભોજનનો અભાવ, મૈથુન, શોક, ચિંતા અને ભય વગેરે કે જેઓ વાયુનો પ્રકોપ થવાનાં કારણો છે તેઓ ઉપરથી વાયુસંબંધી રોગો સમજવામાં આવે છે.

શરદ્ઋતુ, કડવા પદાર્થો, ખાટા પદાર્થો, ગરમ પદાર્થો, તીક્ષ્ણ પદાર્થો, ક્રોધ, તરશ, ભૂખ, પછાટ અને તડકા વગેરે કે જેઓ પિત્તનો પ્રકોપ થવાનાં કારણો છે તેઓ ઉપરથી પિત્તસંબંધી રોગો સમજવામાં આવે છે.

વસંતઋતુ, મધુર પદાર્થો, સ્નિગ્ધ પદાર્થો અને શીત વગેરે કે જેઓ કફનો પ્રકોપ થવાનાં કારણો છે તેઓ ઉપરથી કફસંબંધી વ્યાધિઓ સમજવામાં આવે છે.

## સંપ્રાપ્તિનું લક્ષણ.

यथा दुष्टेन दोषेण यथा चानुविसर्पता । उत्पत्तिर्यामयस्यासौ संप्राप्तिर्जातिरागतिः ॥

यथा दुष्टेन दोषेण यथा कारणभेदेन दुष्टेन दोषेण यथा चानुविसर्पता अनेकधा दोषाणां विसर्पता मूर्धाधस्तिर्यगादिगतिभेदेन । तथा च विसर्पता । आमयस्य या उत्प-

त्तिः । असौ संप्राप्तिः । शास्त्रव्यवहाराय संप्राप्तेः पर्यायानाह । जातिरागतिरिति ।

દોષો કે જેઓ ઊંચી, નીચી અને આડી વગેરે જુદી જુદી ગતિથી શરીરમાં ફેલાય છે તેઓમાંનો જે દોષ જે કારણથી દુષ્ટ થતાં અને જે ગતિથી શરીરમાં ફેલાતાં રોગની ઉત્પત્તિ થઈ હોય તે કારણ સહિત તે ગતિ સંપ્રાપ્તિ કહેવાય છે. વૈદ્યશાસ્ત્રમાં વ્યવહારનેવાસ્તે જાતિ અને આગતિ એ બે, સંપ્રાપ્તિના પર્યાયો માનેલા છે.

### જુદી જુદી ઉપાધિઓઉપરથી સંપ્રાપ્તિના ભેદો.

**संख्या विकल्पप्राधान्यबलकालविशेषतः। सा भिद्यते यथात्रैव वक्ष्यन्तेऽष्टौ ज्वरा इति ॥**

संख्यादिरूपा ये विशेषास्तेभ्यः सा संप्राप्तिर्भिद्यते भेदवती क्रियत इत्यर्थः । तत्र संख्यां विवृणोति । यथा ज्वरोऽष्टधा अतीसारः षड्विध इत्यादि ॥

विकल्पं विवृणोति ।

**दोषाणां समवेतानां विकल्पोंऽशांशकल्पना ॥**

समवेतानां समुदितानां दोषाणां अंशांशकल्पना हीनमध्याधिकमेदैर्भागकल्पना विकल्पः ।

प्रधान्यं विवृणोति ।

**स्वातन्त्र्यपारतन्त्र्याभ्यां व्याधेः प्राधान्यमादिशेत् ॥**

व्याधेः स्वातन्त्र्येण प्राधान्यं पारतन्त्र्येणाप्राधान्यं च वदेदित्यर्थः । यथा स्वतन्त्रस्य ज्वरस्य प्राधान्यं ज्वराधीनानां श्वासादीनामप्रधान्यम् ।

**हेत्वादिकात्स्न्यावयवैर्बलाबलविशेषणम् ।**

अत्रापि व्याधेरित्यनुवर्तते । हेत्वादेः हेतुपूर्वरूपरूपाणाम् । कात्स्न्येन साकल्येन अवयवैः एकदेशैश्च व्याधेर्बलाबलयोर्विशेषणं विशेषबोधः ।

कालं विवृणोति ।

**नक्तंदिनर्तुभुक्तांशैर्व्याधिकालो यथामलम् ॥**

नक्तमित्यव्ययं रात्रिवाचकम् । एतेनैतदुक्तं यस्मिन्नक्तादेरंशे यस्य दोषस्य प्रकोप उक्तोऽस्ति सोंऽशस्तद्दोषजस्य व्याधेः काल इत्यर्थः । नक्तादेरंशेषु वातादिप्रकोप उक्तो वाग्भटेन ।

**ते व्यापिनोऽपि हृन्नाभ्योरधोमध्योर्ध्वसंश्रयाः । वयोऽहोरात्रभुक्तानामन्तमध्यादिगाः क्रमादिति ॥**

वातपित्तकफाः । ऋतुषु वातादिका यथा ।

**वर्षासु शिशिरे वायुः पित्तं शरदि उष्णके । वसन्ते तु कफः कुप्येदेषा प्रकृतिरार्तवी ॥**

સંખ્યા, વિકલ્પ, પ્રાધાન્ય, બલ અને કાળ એ વિશેષો ઉપરથી સંપ્રાપ્તિના જુદા જુદા ભેદ માનવામાં આવ્યા છે.

### સંખ્યાનું વ્યાખ્યાન.

આ ગ્રંથમાં જ્વર આઠ પ્રકારનો છે

અને અતિસાર છ પ્રકારનો છે ઇત્યાદિ તે તે રોગોના પ્રકારોની સંખ્યા કહેવામાં આવશે તે પ્રકારોઉપરથી સંપ્રાપ્તિનો જે નિશ્ચય કરવામાં આવે તે સંખ્યાસંપ્રાપ્તિ કહેવાય છે.

### વિકલ્પનું વ્યાખ્યાન.

ભેળા થએલા દોષોમાં કયો દોષ અધિક છે, કયો દોષ મધ્યમ છે અને કયો દોષ ઓછો છે એવી રીતે દોષોના ભાગોની જે કલ્પના કરવી તે વિકલ્પ કહેવાયછે. એ વિકલ્પઉપરથી સંપ્રાપ્તિનો જે નિશ્ચય કરવામાં આવે તે વિકલ્પ સંપ્રાપ્તિ કહેવાય છે.

### પ્રાધાન્યનું વ્યાખ્યાન.

જે રોગ સ્વતંત્ર હોય તે પ્રધાનવ્યાધિ કહેવાય છે અને જે રોગ એ સ્વતંત્ર વ્યાધિને આધીન હોય તે અપ્રધાનવ્યાધિ કહેવાય છે. જેમકે જ્વરને લઇને શ્વાસ આદિ વ્યાધિઓ થયા હોય તો જ્વર પ્રધાન છે અને શ્વાસ આદિ વ્યાધિઓ અપ્રધાન છે. એવી રીતે પ્રધાનપણાઉપરથી તથા અપ્રધાનપણાઉપરથી સંપ્રાપ્તિનો જે નિશ્ચય કરવામાં આવે તે પ્રાધાન્યસંપ્રાપ્તિ કહેવાય છે.

### બળનું વ્યાખ્યાન.

હેતુ, પૂર્વરૂપ અને લક્ષણ એઓ સંપૂર્ણ અંશોથી છે કે થોડા થોડા અંશોથી છે? એ પરીક્ષાઉપરથી વ્યાધિના સબળપણાનો કે કમજોરપણાનો જે નિશ્ચય કરવામાં આવે તે બળસંપ્રાપ્તિ કહેવાય છે.

### કાળનું વ્યાખ્યાન.

રાત્રિ, દિવસ, ઋતુ અને જમાએલું અન્નાદિક એઓના જે જે અવયવમાં જે જે દોષનો પ્રકોપ થવાનું કહ્યું છે તે તે અવયવને તે તે દોષથી થતા વ્યાધિનો કાળ સમજવો. એવી રીતે કાળઉપરથી સંપ્રાપ્તિનો જે નિશ્ચય કરવામાં આવે તે કાલસંપ્રાપ્તિ કહેવાય છે.

રાત્રિ આદિના કયા કયા અવયવમાં કયા કયા દોષનો પ્રકોપ થાય છે તે વિષે વાગ્ભટે કહ્યું છે કે "વાયુ આદિ દોષો સઘળા શરીરમાં રહેનારા છે તો પણ વિશેષે કરી વાયુ નાભિની નીચે રહ્યો છે, પિત્ત હૃદયના તથા મધ્યમાં રહ્યું છે અને કફ હૃદયથી ઉપરના ભાગમાં રહ્યો છે. પુરુષની અવસ્થાનો અંત (વૃદ્ધપણું) વાયુના પ્રકોપનો સમય છે. અવસ્થાનો મધ્યભાગ ( જુવાની ) પિત્તના પ્રકોપનો સમય છે અને અવસ્થાનો આદિભાગ ( બાલપણું ) કફના પ્રકોપનો સમય છે. દિવસનો તથા રાત્રિનો અંતભાગ વાયુના પ્રકોપનો સમય છે, મધ્યભાગ પિત્તના પ્રકોપનો સમય છે અને આદિભાગ કફના પ્રકોપનો સમય છે. જમાએલા અન્નાદિકનો અંત ( જીર્ણઅવસ્થા ) વાયુના પ્રકોપનો સમય છે, મધ્યભાગ ( જઠરાગ્નિથી બળવાની અવસ્થા ) પિત્તના પ્રકોપનો સમય છે અને આદિભાગ ( પેટમાં ગયા પછી મધુર થવાની અવસ્થા ) કફના પ્રકોપનો સમય છે." કઈ ઋતુમાં કયા દેશનો પ્ર-

કોપ થાય છે તે વિષે પણ કહ્યું છે કે, "વર્ષાઋતુમાં અને શિશિરઋતુમાં વાયુનો પ્રકોપ થાય છે, શરદ્‌ઋતુમાં અને ગ્રીષ્મઋતુમાં પિત્તનો પ્રકોપ થાય છે અને વસંતઋતુમાં કફનો પ્રકોપ થાય છે એ ઋતુઓનો સ્વભાવ છે.

### સંપ્રાપ્તિ વ્યાધિને જણાવવાનું જ્ઞાન.

मिथ्याहारविहारकुपितवाताद्यामाशयगमनरसदूषणकोष्ठाग्निबहिर्निरसनरूपं ज्वरोत्पत्तिप्रकारं बोधयति । तथा व्याधीनां संख्यादोषांशकल्पनाप्राधान्यबलकालांश्च बोधयति । तेषु ज्ञातेषु चिकित्साविशेषश्च स्यात् ।

કારણોથી દુષ્ટ થએલા દોષોની શરીરમાં ગતિરૂપ સંપ્રાપ્તિ રોગની ઉત્પત્તિના પ્રકારને જણાવે છે. જેમકે મિથ્યા આહારથી અને મિથ્યા વિહારથી પ્રકોપ પામેલા વાયુ આદિ દોષો આમાશયમાં જઇ રસને દૂષિત કરીને જઠરાગ્નિમાંથી તેની ઉનાશને બાહાર કાહાડે છે તેથી જ્વરની ઉત્પત્તિ થાય છે એ પ્રકાર દોષોની ગતિરૂપ સંપ્રાપ્તિથી સમજાય છે. તેમજ સંખ્યા, દોષોના અંશોની કલ્પના, પ્રાધાન્ય, બળ અને કાળ એઓરૂપ સંપ્રાપ્તિઓ પણ વ્યાધિઓને જણાવે છે. એઓ જણાવામાં આવે ત્યારે અમુક પ્રકારની ચિકિત્સા કરી શકાય છે.

### પૂર્વરૂપ લક્ષણ.

पूर्वरूपं तु तत्रेन विद्याद्भाविनमामयम् । सामान्यं च विशिष्टं च द्विविधं तदुदाहृतम् ॥ सामान्यं तत्र दोषाणां विशेषैरनधिष्ठितम् । विशिष्टमीपदुक्तं स्याद्विशेषैश्च समन्वितम् ।

दोषाणां विशेषाः जृम्भातिशयनेत्रदाहाग्निमान्द्यादयः । तत्र पूर्वरूपं व्याधीनां ज्ञानाय हेतुर्यथा । श्रमादयो भाविनं ज्वरं बोधयन्ति । अथ चात एव श्रमादयोऽतिशयितजृम्भायुक्ता भाविनं वातज्वरं नेत्रदाहयुक्ताः पित्तज्वरं वह्निमान्द्ययुक्ता भाविनं कफज्वरं बोधयन्ति ।

જેથી ભવિષ્યકાળમાં રોગની ઉત્પત્તિ થવાનું જણાય તે રોગનું પૂર્વરૂપ કહેવાય છે. સામાન્ય પૂર્વરૂપ અને વિશેષ પૂર્વરૂપ એ રીતે પૂર્વરૂપના બે ભેદ છે. જે પૂર્વરૂપ દોષોના વિશેષો વગરનું હોય તે સામાન્ય પૂર્વરૂપ કહેવાય છે અને જે પૂર્વરૂપ દોષોના વિશેષોથી સંયુક્ત હોય તે કાંઈક રોગના અમુક પ્રકારને જણાવનારૂ હોવાથી વિશેષ પૂર્વરૂપ કહેવાય છે. જેમકે—અત્યંત બગાસાં આવવાં, નેત્રમાં બળતરા થવી અને અગ્નિનું મંદપણું થવું વગેરે જે એ દોષોના વિશેષો છે તેઓવગરના એકલા શ્રમાદિક, જ્વરનું સામાન્ય પૂર્વરૂપ છે એટલે તેઓ ભવિષ્યકાલમાં સામાન્ય રીતે જ્વર આવવાનું જણાવે છે અને એ વિશેષોથી યુક્ત થએલા શ્રમાદિક, જ્વરનું વિશેષ પૂર્વરૂપ છે એટલે શ્રમાદિક જો અત્યંત બગાસાંથી યુક્ત હોય તો ભવિષ્યમાં વાતજ્વર આવવાનું જણાવે છે, નેત્રની બળતરાથી યુક્ત હોય તો ભવિષ્યમાં

પિત્તજ્વર આવવાનું જણાવે છે અને અગ્નિના મંદપણાથી યુક્ત હોય તો ભવિષ્યમાં કફજ્વર આવવાનું જણાવે છે.

### લક્ષણનું લક્ષણ.

पूर्वरूपं विशिष्टं यद्व्यक्तं तल्लक्षणं स्मृतम् । संस्थानं लिङ्गचिह्ने च व्यञ्जनं रूपमाकृतिः ॥

विशिष्टं पूर्वरूपम् । ईषद्व्यक्तं रूपम् । तदेव सम्यग्व्यक्तं लक्षणं स्मृतं। तस्य शास्त्रे व्यवहाराय पर्यायानाह । संस्थानमित्यादि ।

રોગના અમુક પ્રકારને કાંઈક જણાવનારા વિશેષ પૂર્વરૂપ કરતાં અધિક પ્રકાશવાળું એટલે ખૂબ સ્પષ્ટતાથી રોગને જણાવનારૂં રોગનું જે રૂપ થાય છે તે લક્ષણ કહેવાય છે. વૈદ્યશાસ્ત્રમાં વ્યવહારને વાસ્તે સંસ્થાન, લિંગ, ચિન્હ, રૂપ અને આકૃતિ એઓ લક્ષણના પર્યાય શબ્દો માનેલા છે.

### લક્ષણવ્યાધિને જણાવવાનું જ્ઞાન.

स्वेदावरोधः संतापः सर्वाङ्गग्रहणं तथा । युगपद् यत्र रोगे तु स ज्वरः परिकीर्तितः ॥ युगपदेतल्लक्षणं ज्वरं बोधयति ।

જે રોગમાં પસીનાનું રોકાઈ જવું, સંતાપ અને સર્વ અંગોનું પકડાઈ જવું એઓ સઘળાં એકી વખતે થાય તે રોગ જ્વર કહેવાય છે. એકી વખતે થએલું એ લક્ષણ જ્વરને જણાવે છે.

### ઉપશયનું લક્ષણ.

औषधान्नविहाराणामुपयोगं सुखावहम् । तृणामुपशयं विद्यात्स हि सात्म्यमिति स्मृतः ॥

જેથી મનુષ્યોને સુખ થાય એવો ઔષધોનો, અન્નનો અને વિહારનો જે ઉપયોગ તે ઉપશય કહેવાય છે અને 'સાત્મ્ય' પણ એજ કહેવાય છે.

### વાયુનો ઉપશય.

मधुरलवणसाम्लस्निग्धनस्योष्णनिद्रागुरुरविकरवस्तिस्वेदसंमर्दनानि । दहनजलदरोषाभ्यङ्गसंतर्पणानि प्रकुपितपवमानं शान्तमेतानि कुर्युः ॥

મધુર પદાર્થો, ખારા પદાર્થો, ખાટા પદાર્થો, સ્નિગ્ધ પદાર્થો, નસ્ય, ગરમ પદાર્થો, નિદ્રા, ભારે પદાર્થો, સૂર્યની કિરણો, પીચકારીની ક્રિયા, સ્વેદન, શરીરનું ચોળવું, ડાંભવું, વરસાદ, ક્રોધ, સ્નેહનો અભ્યંગ અને તૃપ્તિ એઓ પ્રકોપ પામેલા પવનને શાંત કરે છે. (એ પદાર્થોનો તથા ક્રિયાઓનો ઉપયોગ કરાવવાથી જો દરદની કાંઈક શાંતિ થાય તો જાણવું કે એ દરદ વાયુનું છે.)

### પિત્તનો ઉપશય.

तिक्तस्वादुकषायशीतपवनच्छायानिशावीजनज्योत्स्नाभूगृहयन्त्रवारिजलजस्त्रीगात्रसंस्पर्शनम् । सर्पिःक्षीरविरेकसेकरुधिरस्रावमदेहादिकं पानाहारविहारभेषजमिदं पित्तं प्रशान्तिं नयेत् ॥

કડવા પદાર્થો, મધુર પદાર્થો, તુરા પદાર્થો, શીતલ પદાર્થો, પવન, છાયા, રાત્રિ, પંખાનો પવન, ચાંદની, ધરતીની

तथाच वाग्भटः ।

दोषा एव हि सर्वेषां रोगाणामेककारणमिति ।

नन्वागन्तुजव्याधिषु व्यभिचारः स्यात् । तन्न । तत्राप्युत्पत्त्यनन्तरं दोषप्रकोपस्यावश्यंभावित्वात् । उत्पन्नद्रव्येषु गुणयोगस्येव । उक्तं च चरके । आगन्तुर्हि व्यथापूर्वो जायते । पश्चान्निजैर्दोषैरनुबध्यत इति । तत्प्रकोपस्य तु दोषप्रकोपस्य तु निदानम् । विविधानि नानाविधानि यान्यहितान्यसात्म्यान्याहारविहारादीनि तेषां सेवनम् ।

પોતાના હેતુઓથી દુષ્ટ થએલા વાત, પિત્ત અને કફજ સઘળા રોગોનાં નિદાન છે એટલે પાસેનાં કારણ છે અને તેઓના પ્રકોપનું કારણ અનેક પ્રકારના અસાત્મ્ય આહાર વિહાર આદિનું સેવન છે. વાગ્ભટે પણ કહ્યું છે કે "વાત આદિ દોષોજ સઘળા રોગોનું મુખ્ય કારણ છે."

શંકા–પ્રહાર આદિથી ઉત્પન્ન થતા આગંતુક વ્યાધિઓનું કારણ પણ વાતપિત્ત આદિમાં સંભવતું નથી તેનું શી રીતે ?

સમાધાન–જેમ દ્રવ્યોની ઉત્પત્તિ થયા પછી તેઓમાં ગુણોનો યોગ થાય છે તેમ આગંતુક વ્યાધિઓની ઉત્પત્તિ થયા પછી તેઓમાં પણ દોષોનો પ્રકોપ અવશ્ય થાય છે એટલામાટે એ વ્યાધિઓનું પણ વાત–પિત્તાદિક કારણ છે. ચરકે કહ્યું છે કે, "આગંતુક વ્યાધિ વ્યથાને લીધે પ્રથમ એકલો થઇને પછી પોતાના દોષોથી સંબંધ પામે છે."

## વાયુનો પ્રકોપ થવાનાં નિદાનો.

नीवारत्रिपुटः सतीनचणकश्यामाकमुद्गाढकी निष्पावश्च मकुष्ठकश्च वरटा मङ्गल्यकः कोद्रवः । यद् द्रव्यं कटुकं सतिक्ततुवरं शीतं च रूक्षं लघु स्वल्पांशो विषमाशनं निरशनं भुक्ते ह्यजीर्णेऽशनम्॥ भुक्ते जीर्णतरे परिश्रमभरो गर्तादिकोल्लङ्घनं बाहुभ्यां तरणं तरोः प्रपतनं मार्गेऽतियानं पदा । दण्डादिप्रहतिस्तयोश्चपतनं धातुक्षयो जागरः शोकाद्यावरणं व्यवायभृशता वातादिवेगाहतिः ॥ अत्यर्थं वमनं विरेचनमतिस्रावोऽधिकश्चास्रजो रोगान्मांसविहीनतातिमर्दनश्चिन्ता च शोको भयम् । वर्षा वै शिशिरो दिनस्य रजनेर्भागो तृतीयौ घनाः प्राग्वातस्तुहिनं शरीरमरुतौ दुष्टेरसी हेतवः ॥

नीवारः प्रसाधिका । नीती इति लोके । त्रिपुटः खेसारी इति लोके । सतीनः वर्तुलकलायः निष्पावः । कोलसिम्बीसदृशफला राजशिम्बिस्तस्या बीजमत्र भवति । वरटी वराटिका । कुसुम्भबीजम् । बरें इति लोके । मङ्गल्यको मसूरः । विषमाशनम् ।

बहु स्तोकमकाले वा भुक्तं तद्विषमाशनम् ।

अतियानं पादाभ्यामतिचलनम् । तरोः प्रपतनम् । तरोरित्युपलक्षणम् । जागरः रात्रौ । वातादिवेगाहतिः । आदिशब्देन विण्मूत्राश्रुक्षिकोद्गारछर्दिशुक्रक्षुत्तृपोच्छ्वासनिद्राः

અંદર કરેલું થંડકવાળું ઘર, ફુવારાનું જળ, કમળ, સ્ત્રીના ગાત્રનો સ્પર્શ, દૂધ, ઘી, વિરેચન, પાણી છાંટવું, લોહી કાહાડવું અને શીતલ પદાર્થોનું લેપન ઈત્યાદિક પાન, આહાર, વિહાર અને ઔષધો પિત્તને શાંત કરેછે. ( એ પદાર્થોનો તથા એ ક્રિયાઓનો ઉપયોગ કરાવવાથી જો દરદની કાંઈક શાંતિ થાય તો જાણવું કે એ દરદ પિત્તનું છે. )

### કફનો ઉપશય.

रूक्षक्षारकषायतिक्तकटुकव्यायाम-निष्ठीवनं धूमात्युष्णशिरोविरेकवमनस्वेदोपवासादिकम् । तृड्वातध्वनियुद्धजागरजलक्रीडाङ्गनासेवनं पानाहारविहारभेषजमिदं श्लेष्माणमुग्रं हरेत् ॥

जलक्रीडा कफं कथं हरति तदाह। जलक्रीडाजनितशैत्येनावरुद्धोष्मा पङ्कलिप्तोऽग्निः पाकाग्निरिवोग्रो भूत्वा कफं शोषयतीति समाधिः ।

રૂક્ષ પદાર્થો, ખારા પદાર્થો, તુરા પદાર્થો, કડવા પદાર્થો, તીખા પદાર્થો, કસરત, થુકવું, ધૂમ, અત્યંત ઉષ્ણ, માથાને ખાલી કરવું, વમન, સ્વેદ, ઉપવાસ આદિ, તરશ, વાયુ, પંથે ચાલવું, કુસ્તી, ઉજાગરો, જળમાં ક્રીડા અને સ્ત્રીઓનું સેવન એવી રીતનાં પાન, આહાર, વિહાર અને ઔષધો ઉગ્ર કફને પણ શાંત કરેછે. ( એ પદાર્થોનો તથા એ ક્રિયાઓનો ઉપયોગ કરાવવાથી જો દરદની શાંતિ થાય તો જાણવું કે એ દરદ કફસંબંધી છે. )

શંકા–જળમાં ક્રીડા કરવી એ કફનું શી રીતે હરણ કરે ?

સમાધાન–જળમાં ક્રીડા કરવાને-લીધે ઉત્પન્ન થએલી શીતતાથી બાહાર જતી અટકેલી શરીરની ગરમી, ચારેકોર કાદવથી છાંદી લીધેલા ચુલાના અગ્નિની પેઠે ઉગ્ર થઈને કફનું શોષણ કરેછે.

### ઉપશય વ્યાધિને જણાવવાનું જ્ઞાન.

गूढलिङ्गं संकीर्णलक्षणं च व्याधिमुपशयानुपशयाभ्यां परीक्षेदिति चरकेणोक्तम् ॥

तथा च सुश्रुते।

अभ्यङ्गस्वेदनस्नेहैर्विकारो वातिकस्तु यः । न शाम्येत्तत्र विज्ञेयं रक्तमत्रास्ति दूषितम् ॥

ચરક મુનિએ કહ્યું કે, "જે વ્યાધિનાં ચિન્હો ગૂઢ હોય અથવા જે વ્યાધિનાં લક્ષણોમાં બીજાં લક્ષણોની ભેળસેળ થઈ હોય તે વ્યાધિની વૈદે અનુકૂળ ક્રિયાથી તથા પ્રતિકૂળ ક્રિયાથી પરીક્ષા કરવી." સુશ્રુતમાં પણ કહ્યું છે કે, "વાયુસંબંધી કોઈ વિકાર જો અભ્યંગથી, સ્વેદનથી અને સ્નેહનથી શાંતિ ન થાય તો જાણવું કે એ વિકારમાં લોહીનો બીગાડ પણ સાથે છે."

### રોગોના નિદાનનું વિવેચન.

सर्वेषामेव रोगाणां निदानं कुपिता मलाः । तत्प्रकोपस्य तु प्रोक्तं विविधाहितसेवनम् ॥

सर्वेषां रोगाणां निदानं संनिकृष्टं कारणम् । कुपिताः स्वहेतुदुष्टा मलाः वातपित्तकफा एवेत्यन्वयः ।

तथाच वाग्भटः ।

दोषा एव हि सर्वेषां रोगाणामेककारणमिति ।

नन्वागन्तुजव्याधिषु व्यभिचारः स्यात् । तन्न । तत्राप्युत्पत्त्यनन्तरं दोषप्रकोपस्यावश्यंभावित्वात् । उत्पन्नद्रव्येषु गुणयोगस्येव । उक्तं च चरके। आगन्तुर्हि व्यथापूर्वो जायते । पश्चाल्लिङ्गैर्दोषैरनुबध्यत इति । तत्प्रकोपस्य तु दोषप्रकोपस्य तु निदानम् । विविधानि नानाविधानि यान्यहितान्यसात्म्यान्याहारविहारादीनि तेषां सेवनम् ।

પોતાના હેતુઓથી દુષ્ટ થએલા વાત, પિત્ત અને કફજ સઘળા રોગોનાં નિદાન છે એટલે પાસેનાં કારણ છે અને તેઓના પ્રકોપનું કારણ અનેક પ્રકારના અસાત્મ્ય આહાર વિહાર આદિનું સેવન છે. વાગ્ભટે પણ કહ્યું છે કે "વાત આદિ દોષોજ સઘળા રોગોનું મુખ્ય કારણ છે."

શંકા—પ્રહાર આદિથી ઉત્પન્ન થતા આગંતુક વ્યાધિઓનું કારણ પણ વાત-પિત્ત આદિમાં સંભવતું નથી તેનું શી રીતે ?

સમાધાન—જેમ દ્રવ્યોની ઉત્પત્તિ થયા પછી તેઓમાં ગુણોનો યોગ થાય છે તેમ આગંતુક વ્યાધિઓની ઉત્પત્તિ થયા પછી તેઓમાં પણ દોષોનો પ્રકોપ અવશ્ય થાય છે એટલામાટે એ વ્યાધિઓનું પણ વાત-પિત્તાદિક કારણ છે. ચરકે કહ્યું છે કે, "આગંતુક વ્યાધિ વ્યથાને લીધે પ્રથમ એકલો થઇને પછી પોતાના દોષોથી સંબંધ પામે છે."

## વાયુનો પ્રકોપ થવાનાં નિદાનો.

नीवारस्त्रिपुटः सतीनचणकश्यामाकमुद्गाढकी निष्पावश्च मकुष्ठकश्च वरटा मङ्गल्यकः कोद्रवः । यद्द्रव्यं कटुकं सतिक्ततुवरं शीतं च रूक्षं लघु स्वल्पांशो विषमाशनं निरशनं भुक्ते ह्यजीर्णेऽशनम्॥ भुक्तं जीर्णतरे परिश्रमभरो गर्तादिकोल्लङ्घनं शत्रुभ्यां तरणं तरोः प्रपतनं मार्गेऽतियानं पदा । दण्डादिप्रहृतिस्तथोच्चपतनं धातुक्षयो जागरः शोकाद्यावरणं व्यवायभृशता वातादिवेगाहतिः ॥ अत्यर्थं वमनं विरेचनमतिस्रावोऽधिकश्वासजो रोगान्मांसविहीनतातिमदनश्चिन्ता च शोको भयम् । वर्षा वै शिशिरो दिनस्य रजनेर्भागौ तृतीयौ घनाः प्राग्वातस्तुहिनं शरीरमरुतौ दुष्टेरमी हेतवः ॥

नीवारः प्रसाधिकाः । नीती इति लोके । त्रिपुटः खेसारी इति लोके । सतीनः वर्तुलकलायः निष्पावः । कोलसिम्बीसदृशफला राजशिम्बिस्तस्या बीजमन्नं भवति । वरटी वराटिका । कुसुम्भबीजम् । वरै इति लोके । मङ्गल्यको मसूरः । विषमाशनम् ।

बहु स्तोकमकाले वा भुक्तं तद्विषमाशनम् ।

अतियानं पादाभ्यामतिचलनम् । तरोः प्रपतनम् । तरोरित्युपलक्षणम् । जागरः रात्रौ । वातादिवेगाहतिः । आदिशब्देन विण्मूत्राश्रुक्षिकोद्गारछर्दिशुक्रक्षुत्तृषोच्छ्वासनिद्राः

એઓથી માણસોના પિત્તનો પ્રકોપ થાય છે.

### કફનો પ્રકોપ થવાનાં કારણો.

गुरुपटुमधुराम्लस्निग्धमाषैस्तिलैश्च द्रवदधिदिननिद्राशीतनिश्चेष्टताभिः । प्रथमदिवसभागे रात्रिभागेऽपि चाद्ये भवति हि कफकोपो भुक्तमात्रे वसन्ते ॥

प्रथमदिवसभागे त्रिधा विभक्तस्य दिवसस्य प्रथमभागे । एवं रात्रेश्चाद्यभागे ।

ભારે પદાર્થો, ખારા પદાર્થો, મધુર પદાર્થો, ખાટા પદાર્થો, અડદ, તલ, દ્રવપદાર્થ, દહી, દિવસની નિદ્રા, ટાઢ, ઝાઝું બેસી રેહેવું, દિવસના ત્રણ ભાગમાં પેહેલો ભાગ, રાત્રિના ત્રણ ભાગમાં પેહેલો ભાગ, ભોજન કર્યા પછી તુરતનો સમય અને વસંતઋતુ એઓ શરીરમાં કફનો પ્રકોપ થવાનાં કારણો છે.

### એક રોગ બીજા રોગનું થતું નિદાન.

ननु सर्वेषां रोगाणां निदानं दुष्टा दोषा एव किमन्यदप्यस्तीति संशये चरक आह ।

निदानार्थकरो रोगो रोगस्याप्युपलक्ष्यते ।

इति रोगस्य निदानार्थकरः रोगोऽपि उपलक्ष्यते दृश्यते । अत्र दृष्टान्तमाह ।

रक्तपित्तं ज्वराताभ्यां श्वासश्चाप्युपजायते ॥ प्लीहाभिवृद्ध्या जठरं जठराच्छोफ एव च । अर्शोभ्यो जाठरं दुःखं गुल्मश्चाप्युपजायते ॥ प्रतिश्यायादथो कासः कासात्संजायते क्षयः ॥

अन्ये त्वाहुर्मधुकोशे । रोगस्य रोगश्चेन्निदानं तदा निदानमित्येवोच्येत । तद्विहाय निदानार्थकर इति वचनमेतद्बोधयति । रोगस्य रोगो निदानार्थकरः । निदानकार्यकरणे सहायः । ननु निदानं तु रक्तपित्तादीन् कतिचिद्रोगान् प्रतिज्वरादेरेव हेतुरिति सिद्धान्तः । प्रथमस्य रोगस्य ज्वरादेर्यो दुष्टो दोषो हेतुः स एव पश्चाद्भाविनो रक्तपित्तादेरपि रोगस्य हेतुः ।

सर्वेषामेव रोगाणां निदानं कुपिता मलाः ।

इति नियमात् । तन्न । तदा रक्तपित्तादेरुपद्रवलक्षण एव योगेन रोगत्वविघातः स्यात्तत्तः सर्वेषामिति वचनं सामान्यम् । निदानार्थकर इति विशेषवचनात् ।

"દુષ્ટ થએલા દોષોજ સઘળા રોગોનું નિદાન છે કે બીજું પણ કાંઈ નિદાન છે?" એવો સંશય પડતાં તેનું સમાધાન કરવાને વાસ્તે ચરકે કહ્યું છે કે, "એક રોગ પણ બીજા રોગના નિદાનનું કામ કરનાર થાય છે. જેમકે જ્વરથી રક્તપિત્ત થાય છે અને જ્વરથી તથા રક્તપિત્તથી શ્વાસ થાય છે, બરલ વધવાથી જઠરરોગ થાય છે અને જઠરના રોગથી સોજો થાય છે, અરશથી પેટનું દુઃખ તથા ગુલ્મ થાય છે અને સળીખમથી ઉધરસ તથા ઉધરસથી ક્ષય થાય છે."

બીજાઓએ તો મધુકોશ નામના ગ્રંથમાં કહ્યું છે કે, "જો એક રોગ બીજા રોગનું નિદાન થતો હોય તો 'એક રોગ

संगृह्यन्ते । दिनस्य त्रिधा विभक्तस्य । एवं रजनेश्च । यस्य पुनरुक्तिस्तेन तेन वातस्यातिदुष्टिर्बोद्धव्या ।

નાનવી, મકાઈ, વટાણા, ચણા, સામો, મગ, તુવરની દાળ, ચોળા, મઠ, કસુંબાનાં બીજ, મસૂર, કોદરા, તીખા પદાર્થો, કડવા પદાર્થો, તુરા પદાર્થો, થંડા પદાર્થો, રૂક્ષ પદાર્થો, હલકા પદાર્થો, થોડું ભોજન, ઝાઝું અથવા સમય વગરનું ભોજન, ઉપવાસ, પેહેલાંનું અજીર્ણ છતાં ભોજન, પેહેલાંનું જમેલું અત્યંત જીર્ણ થયા પછી ભોજન, ઘણો પરિશ્રમ, ખાડા આદિનું ઉલ્લંઘન, હાથવતે પાણીમાં તરવું, ઝાડ વગેરેનું ઉપર પડવું, પગથી ઘણો પંથ કરવો, લાકડી વગેરેનો માર, ઊંચા સ્થલમાંથી પડવું, ધાતુઓનો ક્ષય, રાતનો ઉજાગરો, શોક આદિથી ઘેરાવું, અત્યંત મૈથુન, વાયુ વિષ્ઠા મૂત્ર, આંસુ, છીંક, ઓડકાર ઉલટી વીર્ય ભુખ તરશ ઉચ્છ્વાસ તથા નિદ્રા એઓના વેગનું રોકવું, અત્યંત વમન, અત્યંત રેચ, લોહીનું અત્યંત ઝરવું તથા વધારે કાહાડવું, રોગનેલીધે માંસરહિતપણું, અત્યંત કામદેવ, ચિંતા, શોક, ભય, વર્ષાઋતુ, શિશિરઋતુ, દિવસનો ત્રીજો ભાગ, રાત્રિનો ત્રીજો ભાગ, વાદળાં, પૂર્વ દિશાનો પવન અને હિમ એઓ શરીરનો વાયુ બગડવાનાં કારણો છે.

ઉપરનાં કારણોમાં જે જે કારણની પુનરૂક્તિ છે તે તે કારણથી વાયુનો અત્યંત પ્રકોપ થાય છે એમ સમજવું.

## પિત્તનો પ્રકોપ થવાનાં કારણો.

कट्वम्लोष्णविदाहितीक्ष्णलवणक्रोधोपवासातपस्त्रीसंभोगतृपाक्षुधाभिहननव्यायाममद्यादिभिः । भुक्तेऽजीर्यति भोजने च शरदि ग्रीष्मे तथा प्राणिनां मध्याह्ने च तथार्धरात्रसमये पित्तप्रकोपो भवेत् ॥

[ विदाहिलक्षणम् । ]

विदाहिद्रव्यमुद्गारमम्लं कुर्यात्तथा तृषाम् । हृदि दाहं च जनयेत्पाकं गच्छति तच्चिरात् ॥

[ अन्यच्च । ]

माषैस्तिलैः कुलत्थैश्च मत्स्यैर्मेषामिषेण च । गव्येन दधितक्रेण नृणां पित्तं प्रकुप्यति ॥

તીખા પદાર્થો, ખાટા પદાર્થો, ગરમ પદાર્થો, વિદાહી પદાર્થો, તીક્ષ્ણ પદાર્થો, ખારા પદાર્થો, ક્રોધ, ઉપવાસ, તડકો, સ્ત્રીનો સંભોગ, તરશ મારવી, ભુખ મારવી, કસરત, મદ્ય આદિ, અજીર્ણમાં ભોજન, શરદ્ ઋતુ, ગ્રીષ્મ ઋતુ, મધ્યાન્હ, અને અર્દ્ધરાત્રિનો સમય એઓ શરીરમાં પિત્તનો પ્રકોપ થવાનાં કારણો છે.

જે પદાર્થ ખાધા પછી ઘણી વારે પાકે ખાટા ઓડકાર આણે, તરશ લગાડે અને હૃદયમાં બળતરા કરે તે વિદાહી પદાર્થ કેહેવાય છે.

અડદ, તલ, કળથી, માછલાં, ઘેટાનું માંસ, ગાયનું દહી અને ગાયની છાશ

એઓથી માણસોના પિત્તનો પ્રકોપ થાય છે.

### કફનો પ્રકોપ થવાનાં કારણો.

**गुरुपटुमधुराम्लस्निग्धमाषैस्तिलैश्च द्रवदधिदिननिद्राशीतनिश्चेष्टताभिः । प्रथमदिवसभागे रात्रिभागेऽपि चाद्ये भवति हि कफकोपो भुक्तमात्रे वसन्ते ॥**

प्रथमदिवसभागे त्रिधा विभक्तस्य दिवसस्य प्रथमभागे । एवं रात्रेश्चाद्यभागे ।

ભારે પદાર્થો, ખારા પદાર્થો, મધુર પદાર્થો, ખાટા પદાર્થો, અડદ, તલ, દ્રવપદાર્થ, દહી, દિવસની નિદ્રા, ટાઢ, ઝાઝું બેસી રેહેવું, દિવસના ત્રણ ભાગમાં પેહેલો ભાગ, રાત્રિના ત્રણ ભાગમાં પેહેલો ભાગ, ભોજન કરયા પછી તુરતનો સમય અને વસંતઋતુ એઓ શરીરમાં કફનો પ્રકોપ થવાનાં કારણો છે.

### એક રોગ બીજા રોગનું થતું નિદાન.

ननु सर्वेषां रोगाणां निदानं दुष्टा दोषा एव किमन्यदप्यस्तीति संशये चरक आह ।

**निदानार्थकरो रोगो रोगस्याप्युपलक्ष्यते ।**

इति रोगस्य निदानार्थकरः रोगोऽपि उपलक्ष्यते दृश्यते । अत्र दृष्टान्तमाह ।

**रक्तपित्तं ज्वराचाभ्यां श्वासश्चाप्युपजायते ॥ प्लीहाभिवृद्धया जठरं जठराच्छोफ एव च । अर्शोभ्यो जाठरं दुःखं गुल्मश्चाप्युपजायते ॥ प्रतिश्यायादथो कासः कासात्संजायते क्षयः ॥**

अन्ये त्वाहुर्मधुकोशे । रोगस्य रोगश्चेन्निदानं तदा निदानमित्येवोच्येत । तद्विहाय निदानार्थकर इति वचनमेतद्द्योतयति । रोगस्य रोगो निदानार्थकरः । निदानकार्यकरणे सहायः । ननु निदानं तु रक्तपित्तादीन् कतिचिद्रोगान् प्रतिज्वरादेरेव हेतुरिति सिद्धान्तः । प्रथमस्य रोगस्य ज्वरादेर्यो दुष्टो दोषो हेतुः स एव पश्चाद्भाविनो रक्तपित्तादेरपि रोगस्य हेतुः ।

**सर्वेषामेव रोगाणां निदानं कुपिता मलाः ।**

इति नियमात् । तत्र । तदा रक्तपित्तादेरुपद्रवलक्षण एव योगेन रोगत्वविघातः स्यात्ततः सर्वेषामिति वचनं सामान्यम् । निदानार्थकर इति विशेषवचनात् ।

"દુષ્ટ થએલા દોષોજ સઘળા રોગોનું નિદાન છે કે બીજું પણ કાંઈ નિદાન છે?" એવો સંશય પડતાં તેનું સમાધાન કરવાને વાસ્તે ચરકે કહ્યું છે કે, "એક રોગ પણ બીજા રોગના નિદાનનું કામ કરનાર થાય છે. જેમકે જ્વરથી રક્તપિત્ત થાય છે અને જ્વરથી તથા રક્તપિત્તથી શ્વાસ થાય છે, બરલ વધવાથી જઠરરોગ થાય છે અને જઠરના રોગથી સોજો થાય છે, અરશથી પેટનું દુઃખ તથા ગુલ્મ થાય છે અને સળેખમથી ઉધરસ તથા ઉધરસથી ક્ષય થાય છે."

બીજાઓએ તો મધુકોશ નામના ગ્રંથમાં કહ્યું છે કે, "જો એક રોગ બીજા રોગનું નિદાન થતો હોય તો 'એક રોગ

બીજા રોગનું નિદાન થાય' એમજ કે-હેવું જોઇએ પણ તેમ નહીં કહેતાં 'નિ-દાનનું કામ કરનાર થાય છે' એમ કહ્યું છે તે ઉપરથી સમજાય છે કે 'નિદાનને પોતાનું કામ કરવામાં રોગ સહાય થાય છે પણ પોતે નિદાનરૂપ થતો નથી.' જ્વરથી રક્તપિત્ત વગેરે રોગો ઉત્પન્ન થાય છે ત્યાં જે જ્વરનું નિદાન હોય છે તેજ રક્તપિત્ત વગેરેનું નિદાન થાય છે એવો સિદ્ધાંત છે. દુષ્ટ થએલો જે દોષ પ્રથમ ઉત્પન્ન થએલા જ્વર આદિનું નિદાન હોય છે તેજ દોષ, પછી ઉત્પન્ન થનારા રક્તપિત્ત આદિનું નિદાન થાય છે. કારણ કે પ્રકોપ પામેલા દોષોજ સ-ઘળા રોગોનું નિદાન છે એવો નિયમ છે."

પણ એઓનું કહેવું અયોગ્ય છે. કા-રણ કે જે જ્વરનું નિદાન છે તેજ જો રક્તપિત્ત વગેરેનું નિદાન થતું હોય તો રક્તપિત્ત વગેરેને ઉપદ્રવનાં લક્ષણોજ લાગુ પડવાથી તેઓનું રોગપણું ખંડિત થઈ જાય છે એટલામાટે 'પ્રકોપ પા-મેલા દોષોજ સર્વ રોગોનું નિદાન છે' એ વચનને સામાન્ય ગણીને 'એક રોગ પણ બીજા રોગના નિદાનનું કામ કર-નાર થાય છે' એ વચનને વિશેષ વચન ગણી 'નિદાનનું કામ કરનાર' એટલે નિ-દાનજ થાય છે એવો અર્થ માનવો યોગ્ય છે.

### એક રોગના નિદાનરૂપ થએલા બીજા રોગની વિચિત્રતા.

कश्चिद्धि रोगो रोगस्य हेतुर्भूत्वा प्रशाम्यति ।

यथा ज्वरो रक्तपित्तमुत्पाद्य स्वयं प्रशाम्यति । ननु यो दोषोद्रेकेण ज्वरो रक्तपित्तमुत्पादितवांस्तस्मिन् सति स तु ज्वरः कथं शाम्यति । तत्र व्याधिस्वभाव एव कारणमिति न दोषः ।

न प्रशाम्यति चाप्यन्यो हेत्वर्थं कुरुतेऽपि च ॥

अन्यो हेत्वर्थमपि कुरुते स्वयं च न प्रशाम्यति । यथा प्रतिश्याय: कासं करोति स्वयं च न प्रशाम्यति । तथार्शो जठरगुल्मौ करोति स्वयं च न निवर्तत इति ।

ચરક કહે છે કે, "કોઈ રોગ બીજા રોગના નિદાનરૂપ થઈને પોતે શાંત થઇ જાય છે." જેમ કે જ્વર રક્તપિત્તને ઉ-ત્પન્ન કરીને પોતે શાંત થઈ જાય છે.

શંકા—દોષના ઘણા વધારાને લીધે જે રક્તપિત્તને ઉત્પન્ન કર્યું તે રક્તપિત્ત હયાત છતાં જ્વરની શાંતિ કેમ થવી જોઇએ.

સમાધાન—આવા વિષયમાં 'રોગનો એવો સ્વભાવજ છે' એમ માનવું એટલે કશો દોષ આવશે નહીં.

વળી ચરક કહે છે કે, "કોઇ રોગ બીજા રોગને ઉત્પન્ન કરે છે અને ઉ-ત્પન્ન કરીને પોતે શાંત પણ થતો નથી" જેમકે સળેખમ ઉધરસને ઉત્પન્ન કરે છે અને ઉત્પન્ન કરીને પોતે શાંત થતો નથી તેમજ અરશ જઠરના રોગને તથ ગુલ્મને ઉત્પન્ન કરે છે અને પોતે શાં થતો નથી.

## વધેલા અથવા ક્ષીણ થએલા દોષ, ધાતુ અને મળોની ચિકિત્સા.

अत्यन्तकुत्सितावेतौ सदा स्थूलकृशौ नरौ । श्रेष्ठो मध्यशरीरस्तु स्थूलः क्षीणो न पूजितः ॥ कर्षयेद्बृंहयेच्चापि सदा स्थूलकृशौ नरौ । रक्षणं चापि मध्यस्य कुर्वीत कुशलो भिषक् ॥

[ अन्यच्च । ]

क्षपयेद्बृंहयेच्चापि दोषधातुमलान् भिषक् । नरो रोगान्वितो यावद्रोगेण रहितो भवेत् ॥

क्षपयेदिति प्रवृद्धान्दोषधातुमलांस्तत्र क्षैण्यहेतुभिरौषधान्नविहारैर्ह्रासयित्वा समीकुर्यात् । बृंहयेत् । क्षीणान् दोषादींस्तत्वृद्धिहेतुभिरौषधान्नविहारैर्वर्धयित्वा समीकुर्यात् ।

अस्वस्थो येन विधिना स्वस्थो भवति मानवः । तमेव कारयेद्वैद्यो यतः स्वास्थ्यं सदेप्सितम् ॥

સુશ્રુત કહે છે કે, "સર્વદા જાડો માણસ પણ બહુ ખરાબ છે અને દુબળો માણસ પણ બહુ ખરાબ છે. મધ્યમ શરીરવાળો માણસ શ્રેષ્ઠ છે. જાડો પણ સારો નથી અને દુબળો પણ સારો નથી. સર્વદા સમજુ વૈદ્યે જાડા માણસના શરીરમાં કર્ષણ ક્રિયા કરવી, દુબળા માણસના શરીરમાં બૃંહણ ક્રિયા કરવી અને મધ્યમ શરીરવાળા માણસને એમને એમ રાખવો."

વળી કહ્યું છે કે, "રોગી માણસ જ્યાંસુધી રોગમુક્ત થાય ત્યાંસુધી વૈદ્યે દોષોનું, ધાતુઓનું અને મળોનું કર્ષણ કરવું અને બૃંહણ કરવું." કર્ષણ કરવું એટલે અત્યંત વૃદ્ધિ પામેલા દોષોને, ધાતુઓને અને મળોને ક્ષીણ કરે એવાં ઔષધોથી, અન્નોથી તથા વિહારોથી ક્ષીણ કરીને સમ કરવા. બૃંહણ કરવું એટલે ક્ષીણ થએલા દોષ વગેરેને વૃદ્ધિ આપે એવાં ઔષધોથી, અન્નોથી તથા વિહારોથી વધારીને સમ કરવા. અસ્વસ્થ માણસ જે વિધિથી સ્વસ્થ થાય તેજ વિધિ વૈદ્યે કરવો. કારણ કે સર્વદા સર્વને સ્વસ્થપણાનીજ ઇચ્છા હોય છે.

## સ્વસ્થનું લક્ષણ.

समदोषः समाग्निश्च समधातुमलक्रियः । प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते ॥

समक्रियः शरीरानुरूपकर्मा । आत्मा शरीरम् ।

तन्त्रान्तरेऽपि ।

विण्मूत्राखिलदोषधातुसमताकाङ्क्षान्नपाने रुचिर्भुक्ते जीर्यति पुण्ये परिणतिः स्वभावबोधौ सुखम् । गृहीते विषयान्यथा समुचितान् हर्षो मनो निर्मलं स्वस्थस्याभिहितं चतुर्दशविधं जन्तोरिदं लक्षणम् ॥

रुचिः शरीरकान्तिः । नन्वहर्निशं भुक्तवस्तु दोषाणां वृद्धेः कथं समदोषता । उच्यते । अहोरात्रप्रथममागादिषु तत्तद्दोषवृद्धेः स्वल्पवृत्त्योक्तविधिभिरुपशमात्समदोषतेति न दोषः ।

किंच ।

यत्समत्वं हि दोषाणां भिषग्भिरवधार्यते। न तत्स्वास्थ्यं विना वक्तुं शक्यमन्येन हेतुना ॥

तेन समदोषस्वस्थयोर्लक्षणमन्योन्यापेक्षं। स्वस्थः समदोषः।

જે માણુસના દોષ, અગ્નિ, મળ અને ધાતુઓ સમ હોય; શરીરથી જેવાં જોઇએ તેવાં કામો થતાં હોય અને શરીર ઇંદ્રિયો તથા મન પ્રસન્ન રેહેતાં હોય તે માણુસ સ્વસ્થ કેહેવાય છે.

બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે, "વિષ્ઠાની સમતા, મૂત્રની સમતા, સઘળા દોષોની સમતા, સઘળા ધાતુઓની સમતા, અન્નની ઇચ્છા, જળની ઇચ્છા, શરીરની કાંતિ, ખાધેલાનું પચવું, અન્નનો પુષ્ટિ આપે એવો પરિણામ થવો, સુખથી સુવું, સુખથી જાગવું, યોગ્ય વિષયોનું યથાર્થ રીતે ગ્રહણ થવું, હર્ષ અને મનની નિર્મળતા એ ચૌદ લક્ષણો જેમાં હોય તેને સ્વસ્થ સમજવો."

શંકા-સર્વદા માણસોને દિવસોના, રાત્રિના, ઋતુઓના અને ભોજનના સંબંધ હોવાથી દોષો વધ્યાજ કરે છે માટે દોષોની સમતા કેમ થાય.

સમાધાન.-દિવસ,રાત્રિ, ઋતુ તથા ભોજન એઓના પ્રથમ ભાગ વગેરેમાં તે તે દોષોની જ વૃદ્ધિ થાય છે તેનો સ્વસ્થ રેહેવાના આચરણમાં કહેલા પ્રકારોથી ઉપશમ કરવામાં આવે તો દોષની સમતા થાય છે માટે કશો બાધ નથી.

વળી પણ કહ્યું છે કે, "જેને વૈદ્યો દોષોની સમતા ધારે છે તે સમતા સ્વસ્થપણાવિના બીજા કોઇ હેતુથી કહી શકાય એમ નથી." આ ઉપરથી સિદ્ધ થાય છે કે, 'સમદોષના લક્ષણને લઇને સ્વસ્થપણું પ્રાપ્ત થાય છે અને સ્વસ્થના લક્ષણને લઇને સમદોષપણું પ્રાપ્ત થાય છે માટે જે સ્વસ્થ હોય તે સમદોષ કેહેવાય અને જે સમદોષ હોય તે સ્વસ્થ કેહેવાય.'

### દોષોની, ધાતુઓની અને મળોની વૃદ્ધિનાં નિદાનો.

तत्तद्वृद्धिकराहारविहारातिनिषेवणात्। दोषधातुमलानां हि वृद्धिरुक्ता भिषग्वरैः ॥

દોષોની, ધાતુઓની અને મળોની વૃદ્ધિ કરનારા આહાર વિહારોનું અત્યંત સેવન કરવાથી દોષોની, ધાતુઓની અને મળોની વૃદ્ધિ થાય એમ ઉત્તમ વૈદ્યોએ કહ્યું છે.

### અત્યંત વૃદ્ધિ પામેલા દોષાદિકનાં લક્ષણો.

वाते वृद्धे भवेत्कार्श्यं पारुष्यं चोष्णकामिता। गाढं मलं बलं चाल्पं गात्रस्फूर्तिर्विनिद्रता ॥ विण्मूत्रनेत्रगात्राणां पीतत्वं क्षीणमिन्द्रियम्। शीतेच्छातापमूर्च्छाः स्युः पित्ते वृद्धेऽल्पमूत्रता ॥ विंहादि शैत्यं शीतत्वं गौरवं चातिनिद्रता। सन्धिशैथिल्यमुत्क्लेदो मुखसेकः कफेऽधिके ॥ रसे वृद्धेऽन्नविद्वेषो जायते गात्रगौरवम्। लालाप्रसेकच्छर्दिश्च मूर्च्छा सादो भ्रमः कफः ॥ मदृद्धं रुधि-

रं कुर्याद्गात्रमारक्तवर्णकम् । लोचनं च तथा रक्तं शिराः पूरयतेऽपि च ॥

अन्यच्च ।

रक्तं तु कुरुते वृद्धं विसर्पप्लीहविद्रधीन् । कुष्ठं वातासृकं गुल्मं शिरापूर्णत्वकामले ॥ गात्राणां गौरवं निद्रा मदो दाहश्च जायते । व्यङ्गाग्निसादसंमोहरक्तत्वङ्नेत्रमूत्रताः ॥ गुदमेढ्रास्य पाकार्शःपिडका मशकास्तथा । इन्द्रलुप्ताङ्गमर्दासृग्दरास्तापः कराङ्घ्रिपु ॥ शमयेद्रक्तवृद्ध्युत्थान् रक्तस्रुतिविरेचनैः । मांसं वृद्धं तु गण्डौघस्फिगुपस्थोरुबाहुषु ॥ जङ्घयोः कुरुते वृद्धिं तथा गात्रस्य गौरवम् । उदरे पार्श्वयोर्वृद्धिः कासश्वासादयस्तथा ॥ दौर्गन्ध्यं स्निग्धता गात्रे मेदोवृद्धौ भवेदिति ॥

अन्यच्च ।

मद्वृद्धं कुरुते मेदः श्रममल्पेऽपि चेष्टिते ॥ वृद्धस्वेदगलगण्डौष्ठरोगमेहादिजन्म च ॥ श्वासं स्फिग्जठरग्रीवास्तनानां लम्बनं तथा ॥ वृद्धान्यस्थीनि कुर्वन्ति अस्थीन्यन्यानि चास्थिपु ॥ आचरन्ति तथा दन्तान् विकटान्महतस्तथा । मज्जावृद्धः समस्ताङ्गनेत्रगौरवमाचरेत् ॥ शुक्राश्मरी शुक्रवृद्धौ शुक्रस्यातिप्रवर्तनम् । मलप्रवृद्धावाटोपो जायते जठरे व्यथा ॥ मूत्रे वृद्धे मुहुर्मूत्रमाध्मानं वस्तिवेदना । स्वेदे वृद्धे तु दौर्गन्ध्यं त्वचि कण्डूश्च जायते ॥ आर्तवातिप्रवृत्तिः स्याद्दौर्गन्ध्यं चार्तवे भवेत् । अङ्गमर्दश्च जायेत लिङ्गं स्यादार्तवेऽधिके ॥ स्तनयोरतिपीनत्वं क्षीरस्रावो मुहुर्मुहुः । तोदश्च तत्र भवति स्तन्याधिक्यस्य लक्षणम् ॥ उदरादि प्रवृद्धिस्तु वृद्धे गर्भेऽभिजायते । स्वेदश्च गर्भवत्याः स्यात्प्रसवे व्यसनं महत् ॥

વાયુ અત્યંત વૃદ્ધિ પામ્યો હોય તો શરીરમાં દુબળાપણું થાય છે, કઠોરપણું થાય છે, ગરમીની ઇચ્છા થાય છે, મળ ઘાટો થાય છે, મળ થોડું થાય છે, ગાત્રમાં ફુરકવું થાય છે અને નિદ્રા આવતી નથી.

પિત્ત અત્યંત વૃદ્ધિ પામ્યુ હોય તો વિષ્ઠામાં, મૂત્રમાં, નેત્રમાં તથા ગાત્રમાં પીળાપણું થાય છે, ઇંદ્રિયો ક્ષીણ થાય છે, ઠંડીની ઇચ્છા થાય છે, તાપ થાય છે, મૂર્છા આવે છે અને મૂત્ર અલ્પ થઈ જાય છે.

કફ અત્યંત વધ્યો હોય તો વિષ્ઠા વગેરેમાં ધોળાપણું થાય છે, શીતપણું થાય છે, શરીરમાં ભારેપણું થાય છે, નિદ્રા બહુ આવે છે, સાંધાઓ શિથિલ થાય છે, ખખખખાટ થાય છે, અને મોઢામાં પાણી આવ્યા કરે છે..

રસ અત્યંત વધ્યો હોય તો અન્ન ઉપર દ્વેષ થાય છે, ગાત્રમાં ભારેપણું થાય છે, લાર ઝર્યા કરે છે, ઉલટી થાય છે, મૂર્છા થાય છે શરીરમાં પીડા થાય છે, ભ્રમ થાય છે, અને કફ થાય છે.

રૂધિર અત્યંત વધ્યું હોય તો શરીર રાતું થઈ જાય છે, નેત્ર રાતાં થઇ જાય છે અને નસો ભરપૂર થઈ જાય છે.

બીજું પણ કહ્યું છે કે, રૂધિર અત્યંત વધ્યું હોય તો રતવા, ખરજ, અંદરનું ગુમડું, કોઢ, વાતરક્ત, ગુલ્મ, નસોનું ભરપૂરપણું, કમળો, ગાત્રનું ભારેપણું, નિદ્રા, મદ, દાહ, ખીલ, અગ્નિનું મંદપણું, મોહ, ચામડીમાં રતાશ, મૂત્રમાં રતાશ, ગુદનું પાકવું, લિંગનું પાકવું, મોહોડાનું પાકવું, અરશ, ફોડલીઓ, મશ, ઊંદરી, અંગમાં ત્રોડ, પ્રદર, હાથમાં તાપ અને પગમાં તાપ થાય છે. લોહીના વધવાથી જે રોગો ઉત્પન્ન થયા હોય તેઓને લોહી કાહાડી કાહાડવાથી અને રેચ દેવાથી શાંત કરવા.

માંસ અત્યંત વધ્યું હોય તો ગાલ, હોઠ, ફીંચ, ઉપસ્થ, સાથળ, બાહુ, તથા પીંડીઓ વધે છે અને ગાત્રમાં ભારેપણું થાય છે.

મેદ અત્યંત વધ્યું હોય તો પેટ તથા પડખાં વધે છે, ઉધરસ તથા શ્વાસ વગેરે થાય છે, દુર્ગંધપણું થાય છે અને શારીરમાં સ્નિગ્ધપણું થાય છે. વળી પણ કહ્યું છે કે, મેદ અત્યંત વધ્યું હોય તો થોડીક હરફર કરતાં પણ પરિશ્રમ થાય છે, તરસ બહુ લાગે છે, પસીનો બહુ આવે છે, ગળાના ગાલના તથા હોઠના રોગ થાય છે, પ્રમેહ આદિ પણ ઉત્પન્ન થાય છે, શ્વાસ થાય છે, અને ઢીંચો પેટ ડોક તથા સ્તન લાંબાં થઇ જાય છે.

હાડકાં અત્યંત વધ્યાં હોય તો હાડકાંઓમાં બીજાં હાડકાં ઉત્પન્ન થાય ... અને દાંત વિકટ તથા મોટા થાય છે.

મજ્જા અત્યંત વધેલ હોય તો સર્વે અંગોમાં નેત્રોમાં ભારેપણું થાય છે.

વીર્ય અત્યંત વધ્યું હોય તો શુક્રાશ્મરી નામનો પથરીનો રોગ થાય છે અને વીર્યની બહુ પ્રવૃત્તિ થાય છે.

મળ અત્યંત વધેલ હોયતો પેટચડી આવે છે અને પેટમાં પીડા થાય છે.

મૂત્ર અત્યંત વધ્યું હોય તો વારંવાર મુતરવું પડે છે, પેડુ ચડી આવે છે અને મૂત્રાશયમાં વેદના થાય છે.

પસીનો અત્યંત વધ્યો હોય તો દુર્ગંધપણું થાય છે અને ચામડીમાં ચળ આવે છે.

સ્ત્રીઓનું રજ અત્યંત વધ્યું હોય તો રજની બહુ પ્રવૃત્તિ થાય છે. રજમાં દુર્ગંધપણું થાય છે અને અંગોમાં ત્રોડ થાય છે.

સ્ત્રીઓનું ધાવણ અત્યંત વધ્યું હોય તો સ્તન બહુ પુષ્ટ થાય છે, વારંવાર દૂધ ઝર્યા કરે છે અને સ્તનમાં પીડા થાય છે.

ગર્ભવાળી સ્ત્રીનો ગર્ભ અત્યંત વધ્યો હોય તો પેટ આદિ અંગો વધે છે, પસીનો બહુ આવે છે અને પ્રસવના સમયમાં ભારે કષ્ટ થાય છે.

**અત્યંત વધેલા દોષો, ધાતુઓ અને મળો ઓછા કરવાની રીત.**

अथातिवृद्धानां दोषाणां धातूनां मलानां च ह्रासनमाह ।

तत्तद्ह्रासकराहारविहारपरिषेवणात् ।
दोषधातुमलानां हि ह्रासो निगदितो

नृणाम् ॥ पूर्वः पूर्वोऽतिवृद्धत्वाद्वर्द्धयेद्धि परं परम् । तस्मादतिप्रवृद्धानां धातूनां ह्रसनं हितम् ॥

દોષોને, ધાતુઓને અને મળોને ઓછા કરનારા આહાર વિહારોનું સારી રીતે સેવન કરનારથી મનુષ્યોના દોષો, ધાતુઓ અને મળો ઓછા થાય છે. એઓમાં દોષો અત્યંત વધીને ધાતુઓને વધારે છે અને ધાતુઓ અત્યંત વધીને મળોને વધારે છે એટલામાટે અત્યંત વધેલા ધાતુઓને ઓછા કરવા એ હિતકારી છે.

### દોષોનો, ધાતુઓનો તથા મળોનો ક્ષય થવાનાં નિદાનો.

असात्म्यान्नं सदा क्रोधशोकचिन्ताभयश्रमैः । अतिव्यवायानशनात्यर्थसंशोधनैरपि॥ वेगानां धारणाच्चापि साहसादभिघाततः। दोषाणामथ धातूनां मलानां च भवेत् क्षयः ॥

વિરૂદ્ધ પ્રકૃતિવાળાં અન્નો, સર્વદા ક્રોધ, શોક, ચિંતા, ભય, શ્રમ, અતિમૈથુન, ઉપવાસ, અત્યંત રેચ આદિ, દસ્ત આદિના વેગોને રોકવા, સાહસ અને પ્રહાર આદિ અભિઘાત, એઓથી દોષોનો ધાતુઓનો તથા મળોને ક્ષય થાય છે.

### ક્ષીણ થએલા દોષાદિકનાં લક્ષણો.

वातक्षयेऽल्पचेष्टत्वं मन्दवाक्यं विसंज्ञता । पित्तक्षयेऽधिकः श्लेष्मा वह्निमान्द्यं प्रभाक्षयः ॥ सन्धयः शिथिला मूर्च्छा रौक्ष्यं दाहः कफक्षये । हृत्पीडा कण्ठशोषौ च त्वक्शून्या तृड्रसक्षये ॥ शिराः श्लथा हिमा मूर्च्छा त्वक्पारुष्यं क्षयेऽसृजः । गण्डौष्ठकन्धरास्कन्धवक्षोजठरसन्धिषु ॥ उपस्थपादपिण्डीषु शुष्कता गात्ररूक्षता । तोदो धमन्यः शिथिला भवेयुर्मांससंक्षये ॥ प्लीहाभिवृद्धिः सन्धीनां शून्यता तनुरूक्षता । प्रार्थना स्निग्धमांसस्य लिङ्गं स्यान्मेदसः क्षये ॥ अस्थिशूलं तनौ रौक्ष्यं नखदन्तत्रुटिस्तथा । अस्थिक्षये लिङ्गमेतद्बुधैः सर्वैरुदाहृतम् ॥ शुक्राल्पत्वं पर्वभेदस्तोदः शून्यत्वमस्थिनि । लिङ्गान्येतानि जायन्ते नराणां मज्जसंक्षये ॥ शुक्रक्षये रतेऽशक्तिर्व्यथा शेफसि मुष्कयोः । चिरेण शुक्रसेकः स्यात्सेके रक्ताल्पशुक्रता ॥

વાયુ ક્ષીણ થાય ત્યારે શરીરની ચેષ્ટા અલ્પ થાય છે, થોડું બોલી શકાય છે અને સંજ્ઞારહિતપણું થાય છે.

પિત્ત ક્ષીણ થાય ત્યારે કફ અધિક થાય છે, અગ્નિ મંદ થાય છે અને કાંતિનો ક્ષય થાયછે.

કફ ક્ષીણ થાય ત્યારે સાંધાઓ શિથિલ થાય છે, મૂર્છા આવે છે, શરીરમાં રૂક્ષપણું થાય છે અને બળતરા થાય છે.

રસનો ક્ષય થાય ત્યારે છાતીમાં પીડા થાય છે, ગળું સુકાય છે, ચામડી બેહેર મારી જાય છે અને તરશ લાગ્યા કરે છે.

રૂધિર ક્ષીણ થાય ત્યારે નસો શિથિલ તથા ટાઢી થાય છે, મૂર્છા આવે છે અને ચામડી કઠણ થાય છે.

માંસ ક્ષીણ થાય ત્યારે ગાલ, હોઠ, ડોક, ખભા, છાતી, પેટ, સાંધાઓ, ઉપસ્થ અને પગની પીંડીઓ એઓ સુકાય છે, શરીર રૂક્ષ થઈ જાયછે, પીડા થાય છે અને નાડીઓ શિથિલ થઈ જાયછે.

મેદ ક્ષીણ થાય ત્યારે બરલ વધે છે, સાંધાઓ બેહેર મારી જાય છે, શરીર રૂક્ષ થાયછે અને સ્નેહ ભરેલું માંસ ખાવાની ઇચ્છા થાય છે.

હાડકાંઓ ક્ષીણ થાય ત્યારે હાડકાંઓમાં શૂળ નીકળે છે, શરીર રૂક્ષ થાય છે અને નખ તથા દાંત તુટવા લાગેછે. હાડકાં ક્ષીણ થવાનાં એ ચિન્હો સઘળા વૈદ્યોએ કહેલાં છે.

મજ્જા ક્ષીણ થાય ત્યારે વીર્યનું અલ્પપણું, સાંધાઓનું તુટવું, પીડા અને હાડકાંઓમાં શૂન્યપણું એટલાં ચિન્હો થાય છે.

વીર્યનો ક્ષય થાય ત્યારે મૈથુનમાં અશક્તિ થાય છે, લિંગમાં તથા વૃષણોમાં વ્યથા થાય છે, વીર્ય ઘણી વારે સ્ખલિત થાય છે અને વીર્ય રાતું તથા અલ્પ થઇ જાય છે.

### ઓજનો ક્ષય થવાનું નિદાન.

ओजः संक्षीयते कोपाच्चिन्ताशोकश्रमादिभिः । रूक्षस्तीक्ष्णोष्णकटुकैः कर्षणैरपरैरपि ॥

કોપથી, ચિંતાથી, શોકથી, શ્રમ આદિથી, રૂક્ષ પદાર્થોથી, તીક્ષ્ણ પદાર્થોથી, ગરમ પદાર્થોથી, તીખા પદાર્થોથી અને [illegible] હોય તો સર્વ ક્ષય થાય છે.

### ઓજ ક્ષીણ થયાનાં લક્ષણો.

बिभेति दुर्बलोऽभीक्ष्णं चिन्तयेद्व्यथितेन्द्रियः । दुश्छायो दुर्मना रूक्षः क्षामः स्यादोजसः क्षये ॥

ઓજ ક્ષીણ થયું હોય તો માણસ બલહીન થઇ જાય છે, વારંવાર ભય પામ્યા કરે છે, ચિંતા કર્યા કરે છે, ઈંદ્રિયોમાં વ્યથિત થાય છે, કાંતિ રહિત થઇ જાય છે, મનમાં કચવાયા કરે છે, રૂક્ષ થઇ જાય છે અને દુબળો થઈ જાય છે.

### વિષ્ઠા, મૂત્ર, પસીનો, રજ, ધાવણ તથા ગર્ભ એઓ ક્ષીણ થવાનાં જુદાં જુદાં લક્ષણો.

पुरीषस्य क्षये पार्श्वे हृदये च व्यथा भवेत् । सशब्दस्यानिलस्योर्ध्वं गमनं कुक्षिसंवृतिः ॥

कुक्षिसवृति. उदरसङ्कोचः ।

मूत्रक्षयेऽल्पमूत्रत्वं वस्तौ तोदश्च जायते । स्वेदनाशे त्वचो रौक्ष्यं चक्षुषोरपि रूक्षता ॥ स्तब्धाश्च रोमकूपाः स्युर्लिङ्गं स्वेदक्षये भवेत् । आर्तवस्य स्वकाले चाभावस्तस्याल्पताथ वा ॥ जायते वेदना योनौ लिङ्गं स्यादार्तवक्षये । अभावः स्वल्पता वा स्यात् स्तन्यस्य भवतस्तथा ॥ म्लानौ पयोधरावेतल्लक्षणं स्तन्यसंक्षये । अनुन्नतो भवेत्कुक्षिर्गर्भस्यास्पन्दनं तथा । इति गर्भक्षये प्राज्ञैर्लक्षणं समुदाहृतम् ॥

नृणाम् ॥ पूर्वः पूर्वोऽन्ति ... पर ... છાતીમાં વ્યથા થાય છે, ...યુ અવાજ કરતો કરતો ઊંચો ચાલે ... અને પેટનો સંકોચ થઇ જાય છે.

મૂત્ર ક્ષીણ થયું હોય તો મૂત્ર અલ્પ ...ઈ જાય છે અને મૂત્રાશયમાં પીડા થાય છે. પસીનો ક્ષીણ થયો હોય તો ચામડી ...ક્ષ થાય છે નેત્ર પણ રૂક્ષ થઈ જાય છે, અને રૂવાણાઓનાં છિદ્રો સ્તબ્ધ થઈ જાય છે. સ્ત્રીનું રજ ક્ષીણ થયું હોય તો સમ...સર આવતું નથી, અલ્પ થઈ જાય છે અને યોનિમાં વેદના થાય છે.

સ્ત્રીઓનું ધાવણ ક્ષીણ થયું હોય તો ધાવણનો અભાવ થઈ જાય છે, આવતું હોય તો અલ્પ થઈ જાય છે અને સ્તન કરમાઈ જાય છે.

સ્ત્રીનો ગર્ભ ક્ષીણ થયો હોય તો પેટ નીચુ થઈ જાય છે અને ગર્ભ પેટમાં ફ-રકતો નથી એ ચિન્હ થાય છે એમ વિ-દ્વાનોએ કહ્યું છે.

## ક્ષીણ ધાતુઓને વધારવાની રીત.

तत्तत्संवर्धनाहारविहारातिनिषेवणात् । तत्तत् प्राप्य नरः शीघ्रं तत्तत् क्षयमपोहति ॥ ओजस्तु वर्धते नृणां सुस्निग्धैः स्वादुभिस्तथा । वृष्यैरन्यैर्विशेषात्तु क्षीरमांसरसादिभिः ॥

दोषधातुमलक्षीणो बलक्षीणोऽपि मानवः । तत्तत् संवर्धनं यत्तदन्नपानं प्रकाङ्क्षति ॥ यद्यदाहारजातं तु क्षीणः प्रार्थयते नरः । तस्य तस्य स लाभेन तत्तत् क्षयमपोहति ॥

ધાતુઓને, દોષોને તથા મળોને વધારનારા આહારવિહારોનું અત્યંત સેવન કરવાથી તેઓની પ્રાપ્તિ થતાં તુરત ક્ષીણપણું મટી જાય છે.

સારી રીતે સ્નેહથી ભરેલા, મધુર અને મૈથુનશક્તિને વધારનારા બીજા આહારોથી માણસોનું ઓજ વધે છે અને તેઓમાં પણ દૂધના અને માંસના રસો વગેરેના ઉપયોગથી અત્યંત વધે છે.

બીજુ પણ કહ્યું છે કે, જેનાં દોષો, ધાતુઓ, મળો કે બળ ક્ષીણ થયાં હોય તે માણસ તે તે પદાર્થોને વધારનારાં અન્નપાનોની ઈચ્છા કરે છે. ધાતુ આદિની ક્ષીણતા પામેલા માણસને જે જે આહારની ઇચ્છા થાય તે તે આહાર મળવાથી ધાતુ આદિનો ક્ષય મટી જાય છે.

## પદાર્થો ક્ષીણ થયે થનારી ઇચ્છા.

कषायकटुतिक्तानि रूक्षशीतलघूनि च । यवमुद्गप्रियङ्गूंश्च वातक्षीणोऽभिकाङ्क्षति ॥ तिलमाषकुलत्थादिपिष्टान्नविकृतिं तथा । मस्तुशुक्ताम्लतक्राणि काञ्जिकं च तथा दधि ॥ कट्वम्ललवणोष्णानि तीक्ष्णं क्रोधं विदाहि च । समयं देशगुणं च पित्तक्षीणोऽभिकाङ्क्षति ॥ मधुरस्निग्धशीतानि लवणाम्लगुरूणि च । दधिक्षीरं दिवास्वप्नं कफक्षीणोऽभिकाङ्क्षति ॥ रसक्षीणो नरः काङ्क्षत्यम्भोऽतिशिशिरं मुहुः । रात्रिनिद्रां हिमं चन्द्रं भोक्तुं च मधुरं रसम् ॥ इक्षुं मांसरसं मन्थं मधुसर्पिर्गुडोदकम् । द्राक्षादाडिमशुक्तानि सस्नेहलवणानि च ॥ रक्तसिद्धानि मांसानि रक्तक्षीणोऽभिकाङ्क्षति । अन्नानि दधिसिद्धानि खाण्डवांश्च बहूनपि ॥ स्थूलक्रव्यादमांसानि मांसक्षीणोऽभिकाङ्क्षति ॥

मेदः सिद्धानि मांसानि ग्राम्यानूपौदकानि च ॥ सक्षाराणि विशेषेण मेदःक्षीणोऽभिकाङ्क्षति । अस्थिक्षीणस्तथा मांसं मज्जास्थिस्नेहसंयुतम् ॥ स्वाद्वम्लसंयुतं द्रव्यं मज्जाक्षीणोऽभिकाङ्क्षति । शिखिनः कुक्कुटस्याण्डं हंससारसयोस्तथा ॥ ग्राम्यानूपौदकानां च शुक्रक्षीणोऽभिकाङ्क्षति । यवान्नं यवकान्नं च शाकानि विविधानि च ॥ मसूरमापयूषं च मलक्षीणोऽभिकाङ्क्षति । पेयमिक्षुरसं क्षीरं सगुडं बदरोदकम् ॥ मूत्रक्षीणोऽभिलपति त्रपुसैर्वारुकाणि च । अभ्यङ्गोद्वर्तने मद्यं निवातशयनासने ॥ गुरुप्रावरणं चैव स्वेदक्षीणोऽभिकाङ्क्षति । कट्वम्ललवणोष्णानि विदाहीनि गुरूणि च ॥ फलशाकान्नपानानि स्त्री कालस्यार्तवक्षये । सुरागाल्यन्नमांसानि गोक्षीरं शर्करां तथा ॥ आसवं दधि हृद्यानि स्तन्यक्षीणाऽभिकाङ्क्षति । मृगाजाविवराहाणां गर्भानिच्छति संस्कृतान् । वसाढ्यमकरादीन् भोक्तुं गर्भपरिक्षये ॥

જેનો વાયુ ક્ષીણ થયો હોય તે માણસ તુરા પદાર્થો, તીખા પદાર્થો, કડવા પદાર્થો, રૂક્ષ પદાર્થો, ટાઢા પદાર્થો, હલકા પદાર્થો, જવ, મગ, અને કાંગ એઓની ઇચ્છા કરેછે.

દાર્થો, ઉષ્ણકાળ, અને ગરમ પ્રદેશ એઓને ઇચ્છેછે.

જેનો કફ ક્ષીણ થયો હોય તે માણસ મધુર પદાર્થો, સ્નિગ્ધ પદાર્થો, શીતલ પદાર્થો, ખારા પદાર્થો, ખાટા પદાર્થો, ભારે પદાર્થો, દહી, દૂધ, અને દિવસે સુઈ રેહેવું એઓને ઇચ્છેછે.

જેનો રસ ક્ષીણ થયો હોય તે માણસ વારંવાર અત્યંત ટાઢા જળને, રાતની નિદ્રાને, હિમને, ચંદ્રને, મધુર રસને શેરડીને, માંસના રસાને, એકઠા કરેલા સાકરના દ્રાખના તથા શેરડીના રસને, મધને, ઘીને, અને ગોળીના પાણીને ઇચ્છે છે. જેનું રૂધિર ક્ષીણ થયું હોય તે માણસ દ્રાખના તથા દાડિમના મુરબ્બાનો સ્નેહવાળા તથા લૂણવાળા પદાર્થોને અને રૂધિરમાં પકાવેલાં માંસોને ઇચ્છે છે.

જેનું માંસ ક્ષીણ થયું હોય તે માણસ દહીંમાં પકાવેલાં અન્નોને, મધુર તથા ખારા વગેરે રસોના સંયોગથી પકવેલા પદાર્થોને અને માંસને ખાનારાં જાડાં પ્રાણીઓનાં માંસોને ઇચ્છે છે.

જેનું મેદ ક્ષીણ થયું હોય તે માણસ મેદમાં પકાવેલાં ગ્રામ્ય, આનૂપ તથા જળચર પ્રાણિઓનાં માંસોને અને વિશેષે કરી ખારાશ વાળાપદાર્થોને ઇચ્છેછે.

જેનાં હાડકાં ક્ષીણ થયાં હોય તે માણસ મજ્જાથી તથા હાડકાના સ્નેહથી સંયુક્ત માંસને અને મધુર તથા ખાટા

જેની વિષ્ટા ક્ષીણ થઈ હોય તે માણસ જવનું અન્ન, ઝીણા ઘઉંનું અન્ન, અનેક પ્રકારનાં શાક અને મસૂરનું તથા અડદનું પાણી, એઓને ઇચ્છે છે.

જેનું મૂત્ર ક્ષીણ થયું હોય તે માણસ પીવાના પદાર્થોને, શેરડીના રસને, દૂધને, ગોળસહિત બોરના પાણીને, ચીભડાંઓને અને કાકડીઓને ઇચ્છે છે.

જેનો પસીનો ક્ષીણ થયો હોય તે માણસ તૈલાદિકના અભ્યંગને, શરીરનાં ચોળવાને, મદને, પવનવગરના સ્થલમાં સુવાને, તેવાંજ સ્થલમાં બેસવાને, અને બોજાવાળાં વસ્ત્રોને ઇચ્છેછે.

જેનું રજ ક્ષીણ થયું હોય તે સ્ત્રી તીખાં, ખાટાં, ખારાં, ગરમ, બળતરા કરનારાં, અને ભારેપણાંવાળાં ફળોને, શાકોને તથા અન્નપાનોને ઇચ્છેછે.

જેનું ધાવણ ક્ષીણ થયું હોય તે સ્ત્રી મદિરાને, ચોખાના અન્નને, માંસોને, ગાયના દૂધને, સાકરને, આસવને, દહીંને અને પ્રિય લાગે એવાં અન્નાદિકને ઇચ્છે છે.

જેનો ગર્ભ ક્ષીણ થયો હોય તે સ્ત્રી મૃગ, બકરાં, ગાડર તથા સૂવર, એઓના પકાવેલા ગર્ભોને, ચરબીને તથા લોઢાના કાંટાથી પકાવેલાં વગેરે માંસોને ખાવા ઇચ્છેછે.

**બળનું લક્ષણ તથા ક્ષયનું નિદાન.**

रसादि शुक्रपर्यन्तपुष्टधातुनिमित्तकम् । चेष्टासु पाटवं यत्तु बलं तदभिधीयते ॥

अभिघातात्क्षयात् क्रोधाच्चिन्तया च परिश्रमात् । धातूनां सङ्क्षयाच्छोकाद् बलं संक्षीयते नृणाम् ॥

સુશ્રુત કહે છે કે,રસથી માંડીને વીર્યપર્યંત સઘળા ધાતુઓ પુષ્ટ થવાને લીધે ચેષ્ટાઓ કરવામાં શરીરનું જે સમર્થપણું તે બળ કહેવાય છે.

પછાડ આદિ અભિઘાતથી, ભયથી, ક્રોધથી, ચિંતાથી, પરિશ્રમથી, ધાતુઓના ક્ષયથી અને શોકથી માણસોનું બળ ક્ષીણ થાય છે.

**બળનો ક્ષય તથા વૃદ્ધિ થવાનું લક્ષણ.**

गौरवं स्तब्धता गात्रे मुखम्लानिर्विवर्णता । तन्द्रा निद्रा वातशोथो बलव्यापत्तिलक्षणम् ॥

दोषसाम्यकरं यत्तु वह्निसाम्यकरं च यत् । धातुपुष्टिकरं द्रव्यं बलं तदभिवर्धयेत् ॥

ગાત્રમાં ભારેપણું, સ્તબ્ધપણું, મોઢાનું કરમાવું, વર્ણનું ખરાબ થવું, ઘેન, નિદ્રા, અને વાયુસંબંધી સોજા એઓ બળના ક્ષયનાં લક્ષણરૂપ છે.

જે પદાર્થો દોષોની સમતા કરનાર છે, અગ્નિની સમતા કરનાર છે અને ધાતુઓની પુષ્ટિ કરનાર છે તે પદાર્થો બળને વધારનાર છે.

**બળવાનનું તથા નિર્બલનું લક્ષણ.**

कृशोऽपि बलवान् कश्चित् स्थूलोऽप्यल्पबली यतः । तस्माच्चेष्टापटुत्वेन बलवन्तं विदुर्बुधाः ॥

કોઈ માણસ શરીરમાં દુબળો છતાં પણ બળવાન હોય છે અને કોઈ માણસ શરીરમાં જાડો છતાં પણ થોડાં બળવાળો હોય છે એટલા માટે વિદ્વાન વૈદ્યોએ નિશ્ચય કર્યો છે કે, શરીરની હાલચાલ વગેરે ચેષ્ટાઓ કરવામાં જે સમર્થ હોય તેનેજ બળવાન સમજવો.

इतिश्रीमिश्रलटकनतनयश्रीमन्मिश्रभावविरचिते भावप्रकाशे षष्ठं प्रकरणं सम्पूर्णम् ।

अस्तु विदितमेतद्भवतां शुभवतां यच्छ्रीमता भावमिश्रप-
ण्डितेन विरचितस्य भावप्रकाशग्रन्थस्य गुर्जरभाषान्तर-
संवलितस्य मुद्रणाय संप्रवृत्तेन मयाद्य तस्य पूर्वः खण्डो
जामनगर-वास्तव्येन विद्वद्गुणस्तव्येन कालिदास-
शास्त्रिणा भाषान्तरं कारयित्वा प्रकाशं नीतः।
आशास्यते च भैषज्यरसिकैरुपयोक्ष्यते सुज-
नैरिति सविनयं गुणगणलुब्धाः परप-
रिश्रमविदः कोविदा विज्ञाप्यन्ते
यदत्र भाषान्तरे मूले वा मानुष-
शेमुषीसुलभानि स्खलितानि
संशोधनीयानि इतिश्रीः

मोहमयी संवत् १९५२ माघ शुक्लपक्ष ८.

लववंशोद्भवेन रघुनाथतनुजनुषा
जयरामेण.

# CATALOGUE

OF

## CELEBRATED BOOKS OF MEDICINE

BY

JAIRAM RAGHUNATH,

President

OF

The Medical Knowledge Diffuser Assembly.

BOMBAY.

# वैद्यकना विश्वविख्यात ग्रंथो.

પ્રસિદ્ધ કરનાર,

જયરામ રઘુનાથ

પ્રમુખ—"વૈદ્યક જ્ઞાન પ્રસારક સભા."

નં૦ ૮ મલ્હારરાવલેન-રામવાડી નજીક

મુંબઈ.

વાત, પિત્ત, કફ તથા સન્નિપાત જ્વરની સંપૂર્ણ સમજણ.
૫ જુદી જુદી જાતની ઔષધી તરીકે વપરાતી અસંખ્ય વનસ્પતિના ગુણદોષ
૬ જુદી જુદી જાતનાં સ્થળ તથા જળચર પ્રાણીના માંસના ગુણદોષ.
૭ જુદી જુદી જાતનાં પ્રાણીઓનાં દૂધ, દહીં, છાસ, માખણ, ઘી, મૂત્ર, વગેરેના ગુણદોષ
૮ ૭ રસ તથા તેનો ઉપયોગ.
૯ રાધવી જાતનાં ધાન્ય, ફળ, શાક વિગેરેના ગુણદોષ.
૧૦ વાવ, કુવા, તળાવ તથા વરસાદ વિગેરેના પાણીના ગુણદોષ.
૧૧ જુદી જુદી જાતના ખોરાક, અવલેહ, ચૂર્ણ, ગુટિકા, વિગેરે બનાવવાની રીત તથા તેના ગુણદોષ.
૧૨ શુભ તથા અશુભ સ્વપ્નનું વિવેચન, દુતપરીક્ષા, શુકન, ભૂતવિદ્યા, તથા મંત્રોપચાર.
૧૩ તમામ રોગોનું નિદાન તથા ચિકિત્સા (ઔષધોપચાર,)
૧૪ રોગોના ભેદો તથા પરિક્ષા
૧૫ હાથ, પગ, પેટ, મોઢું, આંખ, કાન, નાક વિગેરે શરીરના દરેક ભાગમાં દરેક રોગનાં કારણો તથા તે ઉપર અપાતાં ઔષધો.
૧૬ શારીર એટલે શરીરની બનાવટસબંધી અવશ્ય જાણવાજોગ બાબતો.
૧૭ નસ્ય, અંજન, સ્નેહન, સ્વેદન, વમન, વિરેચન, વિગેરે કરવાની રીત.
૧૮ ક્યા ક્યા રોગમાં ભરતીની જરૂર છે તથા તે કેમ આપવી
૧૯ ધાતુઓની ભસ્મના ઉપયોગનો વિધિ.
૨૦ પ્રજાની ઉત્પત્તિમાં કેવું પુરૂષનું વીર્ય તથા સ્ત્રીનું રજ સમર્થ છે તથા તેને સુધારવાના ઉપાયો.
૨૧ પુત્ર, પુત્રી, તથા જોડકાં ઉત્પન્ન થવાનું તથા જુદી જુદી રીતનાં બાળકો જન્મવાનું કારણ.
૨૨ વાંઝણી સ્ત્રીને આપવાનાં ઔષધો, તથા ગર્ભને સ્થિર રાખવાના ઉપાય.
૨૩ ગર્ભણી સ્ત્રીને પીડા થયા વગર જલદી પ્રસવ થાય તેવા ઉપાય અને સુવાવડ કરવાની રીત.
૨૪ છોડના ઉપાય, મુએલા ગર્ભનું લક્ષણ, ગર્ભ રહેવાની રીત
૨૫ સ્ત્રીની યોનીમાં ઉપજતા વીસ રોગો, તેનું નિદાન, તેનાં ચિન્હો તથા તેની ચિકિત્સા.
૨૬ ખરાબ ધાવણની પરીક્ષા, તથા તેને સાફ કરી વધારવાની રીત.
૨૭ બાળકોને તથા સુવાવડી સ્ત્રીને ઉત્પન્ન થતા રોગો તથા તેના તાત્કાલીક ઉપાયો.
૨૮ સ્થાવર અને જંગમ વિષની ઉત્પત્તિ, તેની અસર, સાધ્યાસાધ્ય વિચાર વિગેરે વિષને લગતી બધી બાબતો.
૨૯ લાંબા તથા ટુંકા આયુષ્યવાળાનું લક્ષણ.
૩૦ પરશોરો લાવવા, પીચકારી મારવા, લોહી કાઢવા તથા જળો મુકાવવાની રીત.
૩૧ અગ્નીથી બળેલા શરીરના ભાગોના ઉપાયો.
૩૨ વાજીકરણ તથા પારદના પ્રયોગો.

વિગેરે વિગેરે આ ગ્રંથમાં વૈદવિદ્યાની તમામ જાણવા જેવી અસંખ્ય બાબતો સમાયલી છે. જેનું અહીં વિવેચન કરતાં એક ગ્રંથ થાય. છેવટ એટલુંજ કહેવાનું કે આવા ઉપયોગી ગ્રંથનું જેમને ગ્રાહક થવું હોય તેમણે આળસ ન રાખતાં જલદીથી લખી તાકીદે મંગાવી લેવો.

# શ્રી માધવનિદાન.

## સુધારા વધારા સાથે ત્રીજી આવૃત્તિ બહાર પડી છે.

☞ કિંમત રૂકા રૂ. ૧ાા
પોષ્ટેજ ૦)=ાા આના.

### જાહેર લખનારાઓના અભિપ્રાય.

૧. માધવનિદાન મૂળ શ્લોક સહિત શુદ્ધ ગુજરાતી ભાષાંતર કરનાર જયરામ રઘુનાથ, ડામી આઠ પેજી પૃષ્ટ ૪૨૮. આ નિદાન ગ્રંથ માધવાચાર્ય નામના પ્રાચીન આર્ય વિદ્વાને રચેલો છે. એમાં ઘણું કરીને દરેક રોગ થવાનાં કારણ, રોગનાં લક્ષણ, સાધ્યાસાધ્ય વિચાર વગેરે વૈદ્યોએ અને ગ્રૃહસ્થોએ પ્રથમ અને અવશ્ય જાણવાજોગ હકીકતનું ખુલાસાથી વર્ણન કરેલું છે. રોગ થવાના કારણ બરાબર સમજ્યા સિવાય અને યથેચ્છ રોગની સ્થિતિ અવસ્થા યોગ્ય રીતે પારખ્યા સિવાય દવા કરવાથી કાર્યસિદ્ધિ ભાગ્યેજ થવાની. દરેક સખસે પ્રથમ નિદાન ભાગ અવશ્ય જાણવો જોઈએ. અને તે જાણવાસારૂ તેમને આ પુસ્તક ઘણું ઉપયોગી થાય તેવું છે. એમાં મૂળ સંસ્કૃત તથા તેની ગુજરાતી રીત સમજાય તેવી રીતે આપેલી છે. ઔષધોના પુસ્તક કરતાં આવું પુસ્તક સાધારણ